# ઉદ્દેશ

વર્ષ : પંદરમું　　અંક : પહેલો　　સળંગ અંક : ૧૬૯

અનુક્રમ : ઑગસ્ટ ૨૦૦૪





પ્રકાશક : રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી 'ઉદ્દેશ' ફાઉન્ડેશન ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક રમણલાલ જોશી • અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

ટાઈપસેટિંગ : પ્રતિકૃતિ ૭, આશ એપાર્ટમેન્ટ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨ ફોન ૨૭૪૮૦૫૧૮

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, નારણપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૪ ફોન ૨૫૬૧૬૯૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂા ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂા ૧,૫૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂા ૨૫, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું 'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન ૨૭૯૧૧૬૭૭, ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ' ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧,
ફોન ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૦૭૬૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય અપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમાં,
મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨
ફોન ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૯૧૮

(૩) મેગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧
ફોન ૨૬૪૬૩૫, ૨૬૯૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે

ઉદ્દેશ

ઑગસ્ટ ૨૦૦૪

સર્વભાષા સરસ્વતી



# શ્રીકૃષ્ણપ્રેમ

'પાની પીતી હો તો કુછ ગુડ ભી ખાઈયે.' શ્રીકૃષ્ણપ્રેમને મુખે સાંભળેલા આ પહેલા શબ્દો. ૧૯૫૯ના ઉનાળામાં હિમાલયના કુમાઉં વિસ્તારમાં ફરતાં અમે એક સાંજે ૭૫૦૦ ફૂટની ઊંચાઈએ આવેલા મિરતોલાના એમના ઉત્તરવૃંદાવનમાં પહોંચ્યાં હતાં. નાની દીકરી નળ નીચેથી પ્યાલો ભરી રહી હતી ત્યાં મંદિર પડખેથી કષાયવસ્ત્રધારી બે સાધુઓ નીકળ્યા. આગળ હતા તે બાળકી આગળ જરીક થોભ્યા અને પોતે નાસ્તો કરીને આવી છે એમ કહી પ્યાલો તેમની સામે ધરીને એ ઊભી રહી ત્યારે 'તુમ પિયો' – કહી અમારી સાથે પ્રાસંગિક વાતે વળ્યા અને બંને જણા પછી ગૌશાળા તરફ ચાલ્યા ગયા. ભર્યાભર્યા વ્યક્તિત્વનો સહેજમાં પરિચય કરાવી દેતો બાળકને ઉદ્દેશીને કરેલો સ્વયંભૂ ઉદ્ગાર અમારાં હૃદયમાં વ્યાપી રહ્યો.

સાંજની આરતી સુધી અમે રોકાવાનાં હતાં. બાગનાં સુંદર ફૂલોનો પરિચય કરતાં અમે આમતેમ ફરવા લાગ્યાં. નીચે ખીણો ભરીને નમતી સાંજનો તડકો ઊભરાઈ રહ્યો હતો. અમે ઘાસ પર બેઠાં. થોડીવારમાં નીચેથી પેલી બે ઊંચી ગૌર વ્યક્તિઓ ઉપર આવી. બંને સાધુજનોને જોઈ અમે ઊભાં થયાં. ખબર પડે તે પહેલાં કંઈ ને કંઈ ગંભીર વિષયની વાતો ચાલી. કહે, બેસો. બધાં બેઠાં. હમણાં કંઈ લખો છો ? નિર્દોષ હસીને કહે : અબ તો પઢને કા ભી છોડ દિયા.

કેમ્બ્રિજમાં કેળવણી પામેલા, ભૂતપૂર્વ અધ્યાપક, ભારતીય અધ્યાત્મધારાના એક મરમી અંગ્રેજ વિદ્વાન, – એ બધા કરતાં એક સરળ સાધુજન સમક્ષ બેઠા છીએ એ જ ભાવ મુખ્યત્વે અનુભવાય. કલાક ઉપરાંત વાતો ચાલ્યાં કરી. દેશ અને દુનિયાના ઉપલક્ષમાં અને ધર્મચર્યાના પ્રશ્નો અંગે. શુદ્ધ પ્રાસાદિક હિંદીમાં. પ્રશ્ન ગમે તેવો અટપટો કે મોટો હોય, એમની વાણીનો પ્રવાહ એવો સરળ આત્મીયતાભર્યો હતો કે અમારા ચારમાંથી નાની દીકરીને વધુ આનંદ આવ્યો કે બીજાંઓને એ નક્કી કરવું મુશ્કેલ. મહાભારતાદિનો ઉલ્લેખ થતાં કહે : હમારી ગુરુમાઁ ઇધર (હાથથી પાસેનો ક્યારો બતાવી) બેઠતી ઔર કહતી મહાભારતમેં સે કુછ સુનાઓ. 'ગુરુમાઁ' શબ્દ બોલતાં તો એમનું મુખારવિંદ અમૃતથી અજવાળાયું.

અધ્યાત્મગ્રંથોના અધ્યયનનો ઉપયોગ છે, પણ અંતે તો અનુભવનું પ્રાધાન્ય છે એ વાત ઉપર એમનો ઝોક હતો. અનુભવમાં સમર્પણની ઉપકારકતાની વાત કરતાં આરતીના મર્મનો એમણે નિર્દેશ કર્યો : દીપજવાલા છે તે અગ્નિતત્ત્વ, અંતે પાણી સમર્પવામાં આવે છે તે જલતત્ત્વ, પ્રસાદ તે પૃથ્વી તત્ત્વ – એમ પાંચે મહાભૂતોના સમર્પણના વિધિની ભૂમિકા ઉપર સર્વસમર્પણનો ભાવ ઘૂંટવાનો હોય છે. મારા મનમાં ઘોળાયાં કરતો એક પ્રશ્ન મેં રજૂ કર્યો. ધર્મ-અધ્યાત્મચર્યા એ કોઈ એક પ્રજાનો ઇજારો નથી, તેમ છતાં આ દેશને એ વસ્તુ સુગમ છે, પણ આજની એની હાલતમાં ખાસ તો દુનિયાની નવી જ રીતે વધી રહેલી ભીંસમાં ધર્મ-અધ્યાત્મને વળગી રહેવાની એની કળા

દાખવવામાં એ કાર્યક્ષમ નીવડશે ખરો ને ? તરત જ એમણે હકારમાં ઉત્તર આપ્યો. પ્રમાણ-પુરાવો ? એમની પ્રતીતિસભર ગંભીર મુખમુદ્રા એ જ. ('એમન્ગ ધ ગ્રેટ'માં શ્રી દિલીપકુમાર રાયે ઉદ્ધૃત કરેલા શ્રીકૃષ્ણપ્રેમના પત્રોમાં તેઓ કેવી નિષ્કંપ આત્મપ્રતીતિથી કહે છે : "ભગવાનને ખાતર, દિલીપ, યાદ રાખજો કે કૃષ્ણના ચરણો તમારા ચરણો કરતાં વધુ વાસ્તવિક છે.")...આખો વખત એમના શિષ્ય માધવાશિષ માંડ ત્રણચાર વાર કાંઈક વિગતોના ઉમેરણ-સ્પષ્ટીકરણ પૂરતું બોલ્યા હશે. એ મૌનથી એમના વ્યક્તિત્વને ઉમદા ઉઠાવ મળતો હતો.

આરતી પછી શ્રીકૃષ્ણપ્રેમે 'ચાકર રાખોજી' ગાયું – અને એક બંગાળી ભજન પણ. મીરાંના હૃદયભાવ જાણે ફરી જિવાતા હતા. મધુરા ભક્તિ શો કીમિયો કરી શકે છે તેનો શ્રીકૃષ્ણપ્રેમના દર્શનથી કાંઈક ખ્યાલ આવ્યો. કોઈ ગાંઠ-ગ્રન્થિ વિનાનુ ઋજુ સભર વ્યક્તિત્વ પૂર્ણપણે સમર્પિત વિલસી રહ્યું હતું.

પાછા વળતાં મોટી દીકરીથી બોલી જવાયું : આપણે હિમાલયનાં શિખરો જોયાં અને શિખરો જેવા માનવો જોયા.

ઉત્તરવૃંદાવનમાં ૩૫ વરસના નિવાસ પછી ૧૯૬૫ના નવેમ્બરની ૧૪મીએ શ્રીકૃષ્ણપ્રેમનું નૈનીતાલમાં ૬૭ વરસની ઉંમરે અવસાન થયું. એમની વાણી 'Initiation into Yoga', 'The Search for Truth', 'The Yoga of the Bhagavat Gita', 'The Yoga of the Kathopanishad'-માં સંગ્રહાયેલી છે. વર્ષોના મનન-નિદિધ્યાસનના પરિણામરૂપ 'The Measure of All Things' પ્રગટ થવામાં છે. એમની વાણીમાં ધબકતા અધ્યાત્મસૂર વિશે – અને એમની અધ્યાત્મવિભૂતિ વિશે ૧૯૩૨માં શ્રી અરવિંદે દિલીપકુમારને લખેલા શબ્દો ઉતારવા એ જ યોગ્ય છે : "શ્રીકૃષ્ણપ્રેમના પત્રો વાંચવા એ મહાન તાજગીપ્રદ વસ્તુ હતી; સત્યના સીધા મૂળમાંથી વહી આવતા નિર્ઝરનો અહીં અનુભવ થાય છે, જેનો આપણને, ગમે તેટલું ઇચ્છીએ તોયે, વારંવાર ભેટો થતો નથી. આ એક માનસ છે, જે માત્ર વિચારતું જ નથી, જુએ છે – અને મોટા ભાગની બૌદ્ધિક વિચારણાની પેઠે જાણે બીજું કશું હોય જ નહીં તેમ અને કશા ચોક્કસ પરિણામ વગર વસ્તુઓની સપાટીને જ જુએ છે એમ નહીં પણ તેમના ભીતરગર્ભને અવલોકે છે...મને લાગે છે કે શ્રીકૃષ્ણપ્રેમને મળી છે ઝાઝી તો પશ્યન્તી બુદ્ધિ. એમ થયું હોય કારણ કે તે વિચારની પાર અનુભવ પર પહોંચ્યા છે. ...એમની પ્રકૃતિમાં સત્ય દર્શનની બક્ષિશ હમેશાં હાથવગી રહેતી હોવી જોઈએ."

દસ વરસ પછી લખે છે : "એમનામાં અત્યંત પ્રતીતિકર રીતે જીવંત આધ્યાત્મિક ચેતના અને આધ્યાત્મિક જ્ઞાન છે."

આધુનિક યુગમાં અધ્યાત્મજીવનની શક્યતાઓ પ્રત્યક્ષ કરાવનાર શ્રીકૃષ્ણપ્રેમની સ્મૃતિ જીવંત પ્રેરણારૂપ બની રહો.

['સંસ્કૃતિ', ડિસે. '૬૫]

– ઉમાશંકર જોશી

**તંત્રી**

## પરમ સારસ્વત શ્રી કે. કા. શાસ્ત્રીનો શતાયુવર્ષ-પ્રવેશ

ગુજરાતના પરમ સારસ્વત શ્રી કે. કા. શાસ્ત્રી (જન્મ : ૨૮-૭-૧૯૦૫)નો શતાયુવર્ષ-પ્રવેશ ગુજરાતમાં એક મોટા પર્વ તરીકે ઊજવાયો. તે એમની લોકચાહના સૂચવે છે. અનેક સંસ્થાઓ અને વ્યક્તિઓએ પૂજ્ય શાસ્ત્રીજી પ્રત્યેનો પ્રેમાદર પ્રગટ કર્યો. આ શુભ અવસરે શ્રી શાસ્ત્રીજીને અભિનંદન-અભિવંદન.

## પુસ્તક-વિમોચનો

૧. મુંબઈની લેખિની સંસ્થા તરફથી જાણીતાં લેખિકા શ્રી મીનળ દીક્ષિતનો હાસ્યપ્રધાન લેખસંગ્રહ 'અમે હૂરતી'નું વિમોચન તાજેતરમાં મુંબઈમાં શ્રી ઈલા આરબ મહેતાએ કર્યુ હતું. અભિનંદન.

૨. જાણીતા કવિ શ્રી જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'ની પુષ્ટિમાર્ગીય પદરચનાઓ અને રેડિયોનાટિકાનું વિમોચન જૂનાગઢમાં ગો. શ્રી કિશોરચંદ્રજી મહારાજના હસ્તે તાજેતરમાં થયું હતું. અતિથિવિશેષ પદે આચાર્ય શ્રી મનસુખલાલ સાવલિયા હતા. અભિનંદન.

## ડૉ. મુગટલાલ બાવીસીને 'લીંબડી રાજ્યનો ઇતિહાસ' માટે નર્મદચંદ્રક

સુરતની નર્મદ સાહિત્ય સભાના ઉપક્રમે સને ૧૯૯૬ થી ૨૦૦૦ના વર્ષ માટેના ઇતિહાસ-સંશોધન માટેની શ્રેષ્ઠ કૃતિનો નર્મદચંદ્રક ડૉ. મુગટલાલ બાવીસીને આપવાનું નક્કી થયું છે. અભિનંદન.

## શ્રી રાજેન્દ્ર જોશીનું દુ:ખદ અવસાન

અત્યંત સંવેદનશીલ લેખક શ્રી રાજેન્દ્ર જે. જોશીનું અવસાન અમદાવાદમાં તા. ૧૩ જુલાઈ ૨૦૦૪ના રોજ થયું હતું. એમની ઉંમર ૪૬ વર્ષની હતી. નવરંગપુરામાં આવેલ ગણેશ પ્લાઝા નામના મકાનમાં સાતમા માળેથી પડતું મૂકી તેમણે આત્મઘાત કર્યો. એમનાં માતા, પત્ની ભાર્ગવી-બહેન અને ૧૬ વર્ષનો પુત્ર સાર્થક ખૂબ દુ:ખમાં મુકાઈ ગયાં. શ્રી રાજેન્દ્ર જોશી બૅંકમાં કામ કરતા અને લેખો લખતા. તેઓ મારા વિદ્યાર્થી હતા. એમના અવસાનથી સૌ સાહિત્યરસિકોને અને કુટુંબીજનોને અપાર દુ:ખ થયું છે. પ્રભુ તેમના આત્માને ચિર શાંતિ અર્પે અને તેમના કુટુંબીજનોને તેમના આકસ્મિક અવસાનનું દુ:ખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

## ડૉ. ચીનુભાઈ નાયકનું દુ:ખદ અવસાન

એચ. કે. આર્ટ્સ અને કૉમર્સ કૉલેજના ભૂતપૂર્વ આચાર્ય ડૉ. ચીનુભાઈ નાયકનું ૭૨ વર્ષની વયે તા. ૨૮-૭-૨૦૦૪ના રોજ દુ:ખદ અવસાન થયું. તેઓ કેળવણીરસિક સંસ્કૃતના વિદ્વાન અધ્યાપક, કટારલેખક અને 'બુદ્ધિપ્રકાશ' માસિકનાં એક તંત્રી હતા. તેમના અવસાનનું દુ:ખ સહન કરવાની પ્રભુ કુટુંબીજનોને શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને ચિર શાંતિ અર્પે એ પ્રાર્થના.



# વિજ્ઞાન અને આધ્યાત્મિકતા

**હરસિદ્ધ જોશી**

વર્તમાનયુગમાં ભૌતિકશાસ્ત્ર, જીવશાસ્ત્ર, ઉત્ક્રાંતિનો ખ્યાલ, નિસર્ગશાસ્ત્ર અને માનવપરક સામાજિક વિજ્ઞાનો પરસ્પર એકબીજાની નજીક આવ્યા છે. જડતત્ત્વ અને ચેતનતત્ત્વ, સંભાવના અને ગતિ, પ્રકાશ અને ગુરુત્વાકર્ષણ, કાર્યકારણ અને ઉદ્દભવ, પ્રકૃતિ અને મૂલ્ય એકબીજાના વિરોધી નથી પરંતુ એકબીજાનાં પૂરકતત્ત્વો છે. આધુનિક ભૌતિક વિજ્ઞાન દ્વારા જે એમ મનાતું હતું કે જગત ભૌતિક છે અને મૂલ્ય તેમજ દિવ્યતા એ આભાસ છે આ માન્યતા ખોટી નીવડી છે. ૧૮૯૨માં રધરફર્ડે જ્યારે અણુનું વિભાજન કર્યું ત્યારે તેમાં રેડિયોએક્ટિવ તત્ત્વો જેવાં કે ઇલેક્ટ્રોન, ન્યૂટ્રોન અને પ્રોટોન ક્રિયાશીલ છે એ તથ્ય પ્રગટ થયું તે સમયે જાણવા મળ્યું કે જડતત્ત્વ એ અનેકગણી પરમાણુશક્તિને ઉત્પન્ન કરી શકે છે અને તેનાં પરિણામો માનવજાતિની સુખાકારી તેમજ તેના ગેરઉપયોગ માટે તે સંભવિત છે તે ખુલ્લું થયું. અણુના વિભાજનથી જડતત્ત્વની અભેદ્યતાની ધારણા ખોટી નીવડી અને જડતત્ત્વ તેમજ શક્તિતત્ત્વના સંયોજનનો સેતુ વધુ દૃઢ બન્યો.

**આધુનિક વિજ્ઞાન : ત્રણ તબક્કા :** સોળમી સદીથી માંડીને હાલ સુધી ભૌતિકશાસ્ત્ર અને ખગોળશાસ્ત્ર મુખ્યત્વે ત્રણ તબક્કામાંથી પસાર થયું છે. સૌ પ્રથમ આઇઝેક ન્યૂટને ગુરુત્વાકર્ષણ અને ગતિના નિયમો શોધ્યા. ગુરુત્વાકર્ષણ એ પૃથ્વી અને અન્ય ગ્રહો તેમજ બ્રહ્માંડનો અત્યંત મહત્ત્વનો નિયમ છે. તેને જગતનો પ્રાથમિક નિયમ (પ્રાઇમરી લૉ) પણ કહેવાય છે. કારણ કે તે સમગ્ર બ્રહ્માંડમાં પ્રવર્તે છે. પરંતુ આ અને ગતિને માટે ન્યૂટને ઈશ્વરના તત્ત્વને જવાબદાર અને કારણભૂત લેખ્યા. સોળમી સદી અને તે પહેલાં યુરોપમાં ખ્રિસ્તી ધર્મનો ભારે પ્રભાવ હતો તેને પરિણામે વૈજ્ઞાનિકો પણ ઈશ્વરની માન્યતાને નકારતા નહિ. એ સાચું છે કે બ્રહ્માંડમાં બધા પદાર્થો ગતિશીલ છે અને ગતિના ઉદ્ગમને સમજાવવો એ કૂટપ્રશ્ન હતો. વૈજ્ઞાનિકોના મતે આ પ્રશ્ન ગ્રહોની ગતિ પૂરતો મર્યાદિત હતો. એ સમયે જડતત્ત્વને એકદમ ભારે, અણુમય, વાયુથી ભરેલ અને વજનદાર કલ્પવામાં આવતું હતું. તેથી તેને કોણે ગતિ આપી છે તે પ્રશ્ન થતો હતો એ સમજાવવા ન્યૂટને ઈશ્વર-તત્ત્વને ધારી લીધું. ધર્મમાં આને દેવવાદ (DEISM) કહેવાય છે. જે ઈશ્વર બ્રહ્માંડની બહાર રહીને વિશ્વને પ્રથમ ધક્કો મારે છે પરંતુ પછીથી તેની સાથે કશો સંબંધ રાખતા નથી એ ઈશ્વર દેવતત્ત્વ કહેવાય છે. આમ ગતિપૂરતા ઈશ્વરને કલ્પી લેવામાં આવ્યા હતા.

હરબર્ટ સ્પેન્સર (૧૮૨૦-૧૯૦૩) પણ ગતિને બ્રહ્માંડ માટે અત્યંત મહત્ત્વની લેખે છે. પરંતુ તે ગતિને નિરપેક્ષ માને છે. આ સામે વાંધો એ છે કે જો ગતિ નિરપેક્ષ હોય તો તેનું કારણ ગતિવિહોણું હોવું જોઈએ. તેથી એક તબક્કે જગત સ્થિર હોવું જરૂરી છે. તો જ તેને એકદમ ગતિમાં લાવી શકાય છે. આ માટે કાં તો જગતને સ્વયંભૂ ગતિશીલ વિચારવું પડે અથવા તો તેનું પ્રથમ કારણ કોઈ ઈશ્વર અચલ-અગતિશીલ હોવા જોઈએ. આમ સ્પેન્સર વિકાસનો પ્રખર પ્રવક્તા છે પરંતુ તેને મન જગતમાં કોઈ પરમ અનુસ્યૂત હેતુ નથી એવું જણાય છે.

આ સાથે કેપ્લર અને કોપરનિકસે પૃથ્વીની અને તે સાથે ગ્રહોની ગતિના નિયમો રજૂ કર્યા. પૃથ્વી એ સૂર્યની આજુબાજુ અંડાકારે (એલિપ્ટિકલ) ગતિ કરે છે અને તેથી ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવના પૃથ્વી પરના છેડાઓ વારાફરતી ઠંડા રહે છે. શા માટે આ ધ્રુવ પર અમુક સમય સદંતર પ્રકાશ અને સદંતર અંધકાર રહે છે તે વૈજ્ઞાનિકો માટે કૂટપ્રશ્ન હતો તેને ઉકેલવા માટે પૃથ્વી સ્વયં સૂર્યની આસપાસ ફરે છે તેમ માનવું વધુ વાજબી છે તેમ વૈજ્ઞાનિકોને જણાયું. પરંતુ કેપ્લરે આ માટે

લગભગ બાવીસ સિદ્ધાંતકલ્પનાઓ (હાઇપોથીસિસ) રજૂ કરી. પરંતુ તે સુયોગ્ય જણાતી નહોતી. છેલ્લે ત્રેવીસમી સિદ્ધાંતકલ્પના કે તે ઇંડા જેવી છે અને અંડાકારે તે સૂર્યની આજુબાજુ ગતિ કરી છે તે યોગ્ય ઠરી. કોપરનિકસે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે તે યોગ્ય રીતે શોધ્યું. એ પહેલાં ઇજિપ્તના ખગોળશાસ્ત્રી ટોલેમીએ પૃથ્વીને સૂર્યમાળાનું કેન્દ્ર માન્યું હતું. સૈકાઓ સુધી આ સિદ્ધાંત-કલ્પના યોગ્ય જણાતી હતી. તે મુજબ ભૂમિતિના પ્રશ્નો પણ ઉકેલી શકાતા હતા. ઋતુઓને પણ સમજાવી શકાતી હતી. ફક્ત ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવનો અંધકારનો પ્રશ્ન વણઉકેલ્યો રહેતો હતો. પરિણામે ગેલિલિયોની માફક કોપરનિકસે પણ પૃથ્વી તે સૂર્યની આસપાસ ફરે છે તેમ માનવું યોગ્ય લેખ્યું. આ માન્યતાઓ મુજબ વિચારવાથી સૂર્યમાળામાં નવા ગ્રહની શોધ પણ થઈ. ૧૮૪૭માં નેપ્ચ્યૂનની શોધ થઈ. આ બધા ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે તેમ ખગોળશાસ્ત્રીઓએ માન્યું.

ન્યૂટને ઈશ્વરની માન્યતા સાથે સમયની માન્યતાને જેમ છે તેમ જાળવી રાખી. અવકાશ અને બ્રહ્માંડ કેટલાં વ્યાપક અને વિશાળ છે તેની ન્યૂટનને યોગ્ય કલ્પના નહોતી. એ સમયમાં એવી ક્ષમતાવાળાં દૂરદર્શી યંત્રો (ટેલિસ્કોપ) પણ નહોતાં જે વિશ્વની વ્યાપકતાને નજરે દર્શાવી શકે. ગેલિલિયોએ પ્રથમ દૂરદર્શીયંત્ર બનાવ્યું હતું જેની મદદથી એ ગુરુના ગ્રહને નિહાળતો હતો. આનું પરિણામ એ આવ્યું કે અવકાશ અને કાળ નિરપેક્ષ (એબ્સોલ્યૂટ) છે એમ માની લીધું. તેને કોઈ ઓળંગી શકે નહિ એમ માનવામાં આવ્યું. સત્તરમી અને અઢારમી સદીનું ભૌતિકશાસ્ત્ર અને ખગોળશાસ્ત્ર આપણી સૂર્યમાળા પૂરતું મર્યાદિત હતું તેથી બહારની 'ગેલેક્સી' 'તારાં' કે અન્ય આકાશી પદાર્થોનો ખ્યાલ કરવામાં આવતો નહોતો. ઓગણીસમી સદીના મધ્યભાગ સુધી વૈજ્ઞાનિકો 'ઈથર' એ ભૌતિક રીતે નિત્ય પદાર્થ છે અને તે આકાશમાં છે એમ માનતા હતા. પરંતુ ૧૮૫૮ના માઈકેલ્સન-મોરલીના પ્રયોગે દર્શાવ્યું કે આવો પદાર્થ એ વૈજ્ઞાનિકોની કેવળ કલ્પના છે. વૈજ્ઞાનિકોને હવે એ પ્રશ્ન ઉપસ્થિત થવા લાગ્યો કે જો બધું ગતિશીલ હોય તો તે કોની સરખામણીમાં ગતિશીલ છે ? કોઈ એવું તત્ત્વ હોવું જોઈએ જે પોતે સ્થિર હોય અને તેની તુલનામાં અન્ય પદાર્થો ગતિશીલ રહેતા હોય. આમ વૈજ્ઞાનિકો 'કોન્સ્ટન્ટ'-(constant)ની શોધમાં રહેવા લાગ્યા. એક વખત 'ઈથર'ની કલ્પના કપોળકલ્પિત જણાઈ પછી કોને હંમેશનું લેખવું તે પ્રશ્ન બાકી રહ્યો.

આમ ભૌતિકશાસ્ત્રનો બીજો તબક્કો શરૂ થયો. તેમાં જેને જડતત્ત્વ કહેવાય છે તેને શક્તિતત્ત્વ તરીકે લેખવામાં આવ્યું. એમ કહેવાય છે કે ગેલિલિયોએ પૃથ્વીનું વજન માપ્યું હતું અને હજુ પણ તેટલું જ રહ્યું છે એમ વૈજ્ઞાનિકો કહે છે. તે આ બાબત દર્શાવે છે કે શક્તિનું રૂપાંતર થાય છે તેનો સંપૂર્ણ હ્રાસ થતો નથી. પાણીનું વરાળમાં અને વાયુ અને વાદળામાં પરિવર્તન થાય છે. તેનો નાશ થતો નથી. અન્ય સ્વરૂપે જડતત્ત્વ અને સ્વરૂપો વ્યક્ત થાય છે. અલબત્ત શક્તિનો ક્ષય થાય છે ખરો અને તેનું ઉદાહરણ સૂર્યના પ્રકાશની શક્તિ છે. વીસેક વર્ષ પહેલાં આપણે આપણાં ઘડિયાળોને એક સેકંડ પાછા મૂકયા છે કારણ કે સૂર્યની ગતિશક્તિ અને પ્રકાશની શક્તિમાં ઘટાડો થયો છે. તેને અનુરૂપ આપણા ચોવીસ કલાકમાં એક સેકંડનો ઘટાડો થવા પામ્યો છે. પરંતુ હજુ પાંચ અબજ વર્ષો સુધી સૂર્યનો પ્રકાશ પૃથ્વીને મળતો રહેશે તેમાં શંકા નથી. આ બીજા તબક્કામાં રધરફર્ડે અણુનું વિભાજન દર્શાવ્યું. જેમાં પ્રોટોન અને ન્યૂટ્રોનની આસપાસ ઇલેક્ટ્રોન નામનાં વીજળીક તત્ત્વો અનિર્ધારિતપણે ગતિશીલ છે તેની શોધ થઈ. જે અગાઉ એમ માનવામાં આવતું હતું કે અણુ એ અવિભાજ્ય છે. તે ભૌતિકતત્ત્વની આખરી મર્યાદા છે તેને પડકારવામાં આવી અને અણુમાં શક્તિનો ભારે સંગ્રહ અને ખજાનો છે તે બાબત શોધાઈ. પ્રત્યેક વાયુમાં પ્રોટોન અને ન્યૂટ્રોન છે અને તેની આજુબાજુ ઇલેક્ટ્રોન ગતિશીલ છે તે શોધને લીધે વૈજ્ઞાનિકોનું ભૌતિક પદાર્થ પ્રત્યેનું દષ્ટિબિંદુ પરિવર્તિત થઈ ગયું.

**ગુરુત્વાકર્ષણ અને પ્રકાશ :** આ સાથે ન્યૂટનના ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતમાં પણ ફેરફાર થયો. 'ક્ષેત્ર સિદ્ધાંત' શોધાયો જે અનુસાર ગુરુત્વાકર્ષણનું વિશિષ્ટ ક્ષેત્ર રહ્યું છે અને દરેક પદાર્થ આ ક્ષેત્રને અનુરૂપ વર્તન કરે છે તે તરફ વૈજ્ઞાનિકોનું ધ્યાન ખેંચાયું. આમ ગુરુત્વાકર્ષણ અમર્યાદિત હોવા છતાં તે વિષય પૂરતું મર્યાદિત છે. ગુરુત્વાકર્ષણ બધે સરખું નથી. આને પરિણામે લોહચુંબકત્વનો સિદ્ધાંત શોધાયો. ગતિ અને આકર્ષણની સાથે લોહચુંબકનું આકર્ષણ પણ રહ્યું છે. તેનો પ્રયોગ પૃથ્વીના કેન્દ્ર અને તેની ધરીને સંબંધિત ક્રિયાશીલ છે તેમ વૈજ્ઞાનિકો માને છે. તેમાં ફક્ત જડતત્ત્વ ગુરુત્વાકર્ષણને આધીન છે તેમ નથી. પ્રકાશ (લાઇટ) પણ ગુરુત્વાકર્ષણને આધીન છે તેમ આલ્બર્ટ આઇન્સ્ટાઇને પુરવાર કર્યું. આમ અવકાશને 'વળતી લીટી' કર્વેચર છે તેમ જણાયું. પ્રકાશ પણ પૃથ્વી પર ફેંકાતાં વાંકો વળે છે અને તે આકર્ષણને આધીન છે તે પ્રતીત થયું. અગાઉ પ્રકાશના સ્વરૂપ વિશે જે સિદ્ધાંત હતો તેને પરમાણુરૂપ સિદ્ધાંત કહેવાતો હતો. પરંતુ હવે જે શોધાયું એ તેનો મોજારૂપ (વેઇવ) સિદ્ધાંત છે. પ્રકાશ એ સીધો પરમાણુરૂપ બનીને પૃથ્વી પર આવતો નથી પરંતુ તેનાં મોજાંઓ હોય છે. અલબત્ત હાલ પૂરતું વૈજ્ઞાનિક નક્કી કરી શકતા નથી કે એ એક જ છે કે બંને સ્વરૂપ ધરાવે છે.

**સાપેક્ષતાવાદ અને અવકાશકાળ યુગ્મ :** સમકાલીન વિજ્ઞાનનો ત્રીજો તબક્કો એ અવકાશ અને કાળના સ્વરૂપ અંગેનો છે. અગાઉ જે સમય વિશે એમ માનવામાં આવતું હતું કે તે નિરપેક્ષ *(Absolute)* છે તે હવે અવકાશને સાપેક્ષ સમજવામાં આવે છે. અવકાશ પણ કાળને સાપેક્ષ સમજાય છે. તેથી સેમ્યુઅલ એલેક્ઝાન્ડર (૧૮૫૯-૧૯૩૯) પોતાના જાણીતા ગ્રંથ 'સ્પેઇસ, ટાઇમ એન્ડ ડીઈટી'માં જગતના મૂળભૂત આધાર તરીકે અવકાશ અને કાળના યુગ્મ (કન્ટિન્યુમ) તરીકે લેખે છે અને તેમાંથી જગતનો વિકાસ થયો છે તેમ એ માને છે. બીજા તબક્કામાં ત્રણ મહત્ત્વની બાબતોએ ભૌતિકશાસ્ત્રના જગતમાં મહત્ત્વનું પરિવર્તન આણ્યું છે. ન્યૂક્લિયર ફીસન, રેડિયો એક્ટિવિટી અને મેગ્નેટિઝમ. વીજળિક તત્ત્વો એ વીસમી સદીની મહત્ત્વની શોધ હતી. પ્રત્યેક પદાર્થમાં વિધાયક અને નિષેધક વીજળીક તત્ત્વો રહ્યાં છે. તેમાં ઇલેક્ટ્રોન અને ન્યૂટ્રોન છે. તે અગ્નિજનક ક્ષમતા ધરાવે છે. તેને લીધે પરમાણુ તત્ત્વોમાં અનેકગણું આંતરિક પ્રજનન થઈ શકે છે તેણે વીસમી સદીમા પરમાણુશસ્ત્રોને જન્મ આપ્યો છે. આ ઉપરાંત લોહચુંબકત્વ અને રેડિયોએક્ટિવ તત્ત્વોને લીધે દૂરના સંદેશાને આકર્ષી શકાય છે અને વીજળિક તત્ત્વોને તેનું માધ્યમ બનાવી શકાય છે. ભૌતિક શક્તિનું રૂપાંતર અન્ય શક્તિમાં કરી શકાય છે અને તેનું વહન દ્રવ્યપરક વીજળિક પ્રવાહમાં શક્ય છે વર્તમાન વૈજ્ઞાનિક સંશોધન નવા વીજળિક અને રાસાયણિક તત્ત્વો શોધવામાં રહ્યું છે. એમ કહેવાય છે કે પચાસ ગ્રામ યુરેનિયમ એ હજારો ગ્રામ અને ટન કોલસા બરાબર છે મોટી સત્તાઓ આને લીધે પૃથ્વી પર અને અન્ય ગ્રહો પરથી યુરેનિયમ અને તેના જેવા ન્યૂક્લિયર તત્ત્વોની શોધમાં છે જે લાખો ગ્રામ અને ટન વીજળિક શક્તિ પૂરી પાડી શકે

જો સમય કેવળ ગણતરીમાપક યંત્ર ન હોય પરંતુ પરમતત્ત્વની પ્રગટ થવાની શક્તિ હોય તો અવકાશમા જે વિસ્તાર અને વ્યાપ રહ્યો છે તેમાં વિકાસની પૂરી ક્ષમતા રહી છે. બ્રહ્માંડ કેટલું વિસ્તૃત છે તેનું માપ વૈજ્ઞાનિકો કાઢી શકતા નથી. માઉન્ટ વિલ્સન પરથી રેડિયો દૂરદર્શી યંત્ર દ્વારા જે ગેલેકસીઓ દેખાય છે તે મૂળ ગેલેકસીઓનો એક તૃતીયાંશ ભાગ છે. જે બે તૃતીયાંશ ગેલેકસી છે તે હજુ પ્રત્યક્ષના વ્યાપમાં આવી શકતી નથી. આ ઉપરાંત ગેલેકસીઓ એકબીજાથી દૂર જાય છે (સેન્ટ્રિફ્યુગલ) તે દર્શાવે છે ? તેમની દૂર જવાની અવકાશની એટલી ખાલી જગ્યા છે જે બ્રહ્માંડની વિસ્તૃતતા દર્શાવે છે.

વર્તમાન ભૌતિકશાસ્ત્ર શક્તિના માપને 'કવાર્કસ'ના નામથી ઓળખે છે. તેની સંખ્યા ઇલેક્ટ્રોનમાં ત્રણ કે તેથી વધારે છે. તેની ગતિ એટલી તીવ્ર છે કે હાઇઝનબર્ગ કહે છે કે તેને માપી

શકાતી નથી. જેમ પ્રકાશના ચોક્કસ સ્વરૂપને ઓળખી શકાતું નથી તેમ ઇલેક્ટ્રોન જે પ્રોટોન અને ન્યૂટ્રોન આજુબાજુ ગતિશીલ છે તેની ગતિ સ્વલક્ષી બની જાય છે. આમ છતાં આકાશમાં પ્રકાશથી વધુ ગતિશીલ તત્ત્વ બીજું એક પણ નથી. તેની ગતિ સેકંડના ત્રણ લાખ કિલોમીટર છે. કવૉન્ટમ મિકેનિક્સની વર્તમાન વિદ્યામાં પ્રકાશને પરમાણુ તેમજ મોજારૂપ એમ બંને સ્વરૂપનું હોવાનું વિચારવામાં આવે છે. વૈજ્ઞાનિકો એમ માને છે કે જ્યારે મોટો ગંજાવર તારો તેનું ન્યૂક્લિયર બળતણ ગુમાવે છે અને નાશ પામે છે ત્યારે ત્યાં કાળું 'હોલ' સર્જાય છે અને તેમાંથી પ્રકાશ પણ અદશ્ય થાય છે. આ ઉપરાંત ભૌતિકશાસ્ત્રીઓ એમ માને છે કે જ્યારે વધુ ગરમ પદાર્થ ઠંડા પદાર્થમાં ફેરવાય છે ત્યારે તેમાં ગતિ ઉત્પન્ન થાય છે. જે પરમાણુરૂપ દ્રવ્ય છે તેમાં ઘર્ષણ થવાથી ઉષ્ણતા ઉત્પન્ન થાય છે. અગ્નિ એ ઉષ્ણતા અને પ્રકાશનું મિશ્રણ છે.

આઇન્સ્ટાઇને સાપેક્ષતાવાદ અને અવકાશકાળના યુગનો ખ્યાલ આપ્યો તેથી કવૉન્ટમ મિકેનિક્સ દ્વારા એમ વિચારવામાં આવ્યું કે માપનનું માધ્યમ તે 'કવૉન્ટા'ના અંશ છે. અગાઉ જેમ કહ્યું કે તેથી પરમાણુનું સ્થાન અને તેની વેલોસિટી નિશ્ચિત રીતે કહી શકાતી નથી. તેમાં અનિશ્ચિતતા રહી છે. 'એન્ટ્રોપી' પણ ભૌતિક વ્યવસ્થામાં થોડી અવ્યવસ્થા વિશે રજૂઆત કરે છે. વૈજ્ઞાનિકોને એમ હતું કે એકરૂપ સિદ્ધાંત મળી આવશે. પરંતુ તે હજુ સુધી ઉપલબ્ધ થતો નથી. આમ વીજળીપરક મૅગ્નેટિક શક્તિને કોઈ એકરૂપ સિદ્ધાંતમાં બાંધી શકાતો નથી. આને લીધે વિશ્વની શરૂઆત કેમ થઈ તે નિશ્ચિતપણે કહી શકાતું નથી. વૈજ્ઞાનિકો 'બીગ બૅન્ગ'નો સિદ્ધાંત રજૂ કરે છે અને કહે છે કે અબજો વર્ષ પૂર્વે શ્રવણાતીત એવો ધડાકો થયો અને વાયુઓ છૂટા પડ્યા અને તેમાં અનેક અગણિત ગૅલેક્સીઓ ધસી આવી. તે અવિરતપણે ગતિશીલ રહી છે, પરંતુ આ વીજળિક વાયુ શી રીતે અવકાશમાં અને કાળમાં બંધબેસતો થયો. તેનું માપ કયા પ્રકારનું છે તે કોઈ એકરૂપ સિદ્ધાંતમાં રચી શકાતું નથી. તેઓ એમ માને છે કે એકવાચી વિશિષ્ટ બાબતોને સમજાવી શકાય પરંતુ સમગ્ર વર્ગને ઉદ્દેશીને કોઈ એકરૂપ સિદ્ધાંત રજૂ કરી શકાતો નથી.

**વિજ્ઞાન અને પ્રાચીન વૈદિક ખ્યાલ :** આમ આધુનિક વિજ્ઞાન, સવિશેષ ભૌતિકશાસ્ત્ર અને ખગોળશાસ્ત્ર મુખ્યત્વે ત્રણ તબક્કામાંથી પસાર થયું છે. જ્યારે આઇન્સ્ટાઇન સાપેક્ષવાદનો વિશિષ્ટ ખ્યાલ રજૂ કરે છે ત્યારે તેને એમ જણાય છે કે ગણિતનું પ્રમાણ અને પરિમાણ જગતની વાસ્તવિકતાને પૂરો ન્યાય આપે છે અને એ કહે છે કે 'ઈશ્વર આપણી સાથે જુગાર રમતો નથી.' આ એટલું ચોક્કસ દર્શાવે છે કે ગણિત અને વાસ્તવિક જગત વચ્ચે યોગ્ય અનુરૂપતા રહી છે. આમ છતાં હાલનું કવૉન્ટમ મિકેનિક્સ બાહ્ય વીજળિક તત્ત્વો અને માનવ-નિરીક્ષણ તેમજ દ્રષ્ટાના ચેતન સાથે સામંજસ્ય રચવા પ્રયત્નશીલ છે. પ્રાચીન વૈદિક અને ઉપનિષદોના ખ્યાલમાં વ્યક્તિ અને સમષ્ટિ, પિંડ અને બ્રહ્માંડ વચ્ચે મૂળભૂત એકતા રહી છે તે બાબતને રજૂ કરવામાં આવી છે. પ્રાચીન વેદમાં પરમતત્ત્વને એક અને અનન્ત લેખવામાં આવ્યા છે. ઈશાવાસ્ય ઉપનિષદ તેની પ્રાર્થનામાં 'આ પૂર્ણ છે, તે પૂર્ણ છે' એમ કહે છે. આમ પૂર્ણતત્ત્વ જગતના અપૂર્ણ અંશોમાં આવિર્ભૂત અને પ્રગટ થાય છે. જેમ ભૌતિક પદાર્થોમાં અખૂટ શક્તિ રહી છે અને તેમાંથી ન્યૂક્લિયર શક્તિનું સર્જન થાય છે તેમ વિચારાય છે ત્યારે તે શક્તિ ભૌતિક તત્ત્વનું જે સર્જન કરે છે તે શક્તિથી પૂર્ણ સભર છે. પ્રાચીન સંહિતાઓમાં તેને દેવતત્ત્વ તરીકે વિચારવામાં આવ્યું છે. તે 'દિવ્' એટલે ચળકવું છે. તે અગ્નિસ્વરૂપ અને પ્રકાશમાન છે. દેવનાં વિવિધ સ્વરૂપો છે. ઇન્દ્ર, મરુત, વરુણ, ભગ, આર્યમાન, ઉષા, ભારતી અને ઈલા છે. તેમાં મૂળભૂત એકતા રહી છે. પ્રથમ મંડળમાં કહેવાયું છે (૧૭૦.૧) છે કે

"न नूनमस्ति नो स्वः कस्तद्वेद यदद्भुतम् ।
अन्यस्य चित्तमभिसंचरेण्यम्.....॥"

સમન્વય કરવા પ્રયત્ન કર્યો છે. તેમણે સત્‌તત્ત્વને કેવળ સ્થિર, અક્ષર અને અચલ વિચાર કરતાં પ્રવૃત્તિશીલ, ચલ અને ક્ષર તરીકે વિચાર્યું છે. આ રીતે જગત અવકાશ અને કાળના યુગ્મપરક છે. તે સ્વયં પ્રવૃત્તિશીલ છે. જગતની પ્રત્યેક વસ્તુ (એન્ટિટી) અને તેનો બનાવ એ જીવકોષ સમાન છે જેમાં ભવિષ્યના વિકાસ માટે ક્ષમતા રહી છે. એ પોતાના જીવન અને કાર્યના અંકુરો આજુબાજુના વાતાવરણમાંથી પ્રાપ્ત કરે છે. તેથી કોઈ પણ બનાવ કે વ્યક્તિ એકલવાઈ નથી પરંતુ તે આજુબાજુના માહોલમાંથી જીવંત તત્ત્વને મેળવીને વિકાસ કરે છે. આ ઉપરાંત પરમતત્ત્વ એ અંતિમ અને શક્તિશાળી હોવાથી એ પોતાની જાતને મર્યાદિત કરે છે. તેથી સ્વમર્યાદાની શક્તિ ધરાવે છે. પરમતત્ત્વ જગતના વિષયો અને વસ્તુઓમાં આવિર્ભૂત થાય છે અને જે જગત ક્રિયાશીલ છે તેમાં રહીને અવકાશ અને કાળનાં સંયુક્ત વસ્ત્રો ધારણ કરે છે. બધા બનાવો અને બધી વસ્તુઓ આંતરિક સંબંધ ધરાવે છે. જેમ ભારતીય દર્શનમાં રામાનુજાચાર્ય (ઈ.સ. ૧૦૨૭-૧૧૩૭) જગતમાં અંતર્ગત સંબંધનું પ્રતિપાદન કરે છે તેમ પાશ્ચાત્ય ચિંતનમાં વ્હાઇટહેડ બનાવો અને વસ્તુઓ, જડ અને ચેતન વચ્ચે અંતર્ગત સંબંધની હિમાયત કરે છે. મનુષ્ય અને કુદરત, પશુપક્ષી, વનસ્પતિ અને કુદરત વચ્ચે જે કૃત્રિમ ભેદ દર્શાવવામાં આવે છે તેનો વ્હાઇટહેડ વિરોધ કરે છે. સમગ્ર કુદરત એક જ છે ''પ્રોસેસ એન્ડ રીઆલિટી' એ ગ્રંથમાં વ્હાઇટહેડ નૈસર્ગિક એકતત્ત્વવાદનું પ્રતિપાદન કરે છે. જ્ઞાનમીમાંસામાં પણ એ દ્વૈતવાદનો વિરોધ કરે છે.

ફ્રાન્સના ઉત્ક્રાંતિવાદના હિમાયતી ટેલહાર્ડ દ ચાર્ડિન (૧૮૮૧-૧૯૫૫) કહે છે કે ઉત્ક્રાંતિવાદની પ્રક્રિયા તેના ઉગમના સંદર્ભમાં મૂલવી શકાય તેમ નથી. જે પછીથી ઉદ્‌ભવે છે તે પહેલાંના કરતાં કંઈક વધુ અને વિશેષ છે. જેમ જેમ વિકાસ થતો જાય છે તેમ જટિલતા વધતી જાય છે. જડતત્ત્વ, મન, પ્રાણતત્ત્વ, ઇતિહાસ અને મૂલ્યો તદ્દન ભિન્ન નથી. એ વચ્ચે આંતરક્રિયા સંભવે છે અને તેનું અંતર્ગત તત્ત્વ ગહન બને છે. મનુષ્યના સર્જનમાં વિકાસ અને ઉત્ક્રાંતિ સ્વ-જાગૃતિના સ્તરે પહોંચે છે. પરમાણુ, જીવકોષ, ચિત્તથી માંડીને આકાશમાં ગેલેક્સીઓ, બાયોસ્ફીયર, નૂ-સ્ફીયર સુધી જોવામાં આવે તો બે પ્રક્રિયાઓ વિશેષ કાર્યરત છે : ભિન્નતા અને સંકલન તેમજ સમગ્રતા. ચાર્ડિન પોતાના ઐતિહાસિક અભ્યાસમાંથી એ તારવે છે કે ઉત્ક્રાંતિ એકત્રીકરણ તરફ આગળ ધપી રહી છે.

એ એમ માને છે કે સઘળી શક્તિ તેના મૂળભૂત સ્વરૂપમાં ચૈતસિક (સાઇકિક) છે. તેમના પુસ્તક 'ધ ફિનોમિનન ઓફ મેન'માં એ કહે છે કે મનુષ્યનું ભાવિ અતિમાનવને વિકસાવે અને તેનાં વિવિધ કાર્યોને નવીન આકાર આપશે તે રીતે નવા લક્ષ્યાંક તરફ આગળ ધપે છે. એ દિવ્ય તત્ત્વ પ્રતિ તેમજ સામૂહિક જીવનના ધ્યેયને પૂરું પાડે તે રીતે વિકાસ કરે છે. ભારતીય આધ્યાત્મિકતાના ઉદ્‌ગાતા શ્રી અરવિંદ (૧૮૭૨-૧૯૫૦) 'ધ લાઇફ ડિવાઇન'માં પૂર્ણ આધ્યાત્મિકતાને નિરૂપિત કરે છે અને મનુષ્યના દિવ્યજીવનને અતિમાનવના સર્જન સાથે સાંકળે છે. જડતત્ત્વ અને આત્મતત્ત્વ એ આત્યંતિક ધ્રુવ કે માર્ગો નથી પરંતુ પરસ્પર આશ્લેષી છે અને વૈજ્ઞાનિક દૃષ્ટિએ બંનેના સમન્વયથી માનવજાતિ ઉત્ક્રાંતિના પરમલક્ષ્ય તરફ વિકાસ સાધી શકશે. પ્રકૃતિ સ્વયં આ વિકાસ તરફ આગેકૂચ કરી રહી છે એમ તેઓ ભારપૂર્વક કહે છે. મનુષ્ય પોતાની ચિરંતર અભીપ્સાથી તેમાં નિષ્ઠાપૂર્વક સહયોગ આપે તે પ્રકૃતિ મનુષ્ય પાસે અપેક્ષા રાખે છે.

ઉપરોક્ત વિવરણ પરથી એટલું અવશ્ય પ્રતીત થશે કે આધુનિક વિજ્ઞાન કેવળ ભૌતિકતાપરક નથી પરંતુ તેમાં જે ફેરફાર અને પરિવર્તન આવ્યાં છે તે આધ્યાત્મિકતા માટે હિતકારક છે. જડતત્ત્વ અને આત્મતત્ત્વ અથવા ચેતનતત્ત્વ પરસ્પર સમન્વયલક્ષી છે. આધુનિક ઉત્ક્રાંતિવાદ અને સવિશેષ ભારતીય ચિંતન તેને સમર્થન આપે છે. ભૌતિકશાસ્ત્ર અને ખગોળશાસ્ત્ર જડતત્ત્વ અને જગતમાં શક્તિવિસ્તારના

અને બ્રહ્માંડના વ્યાપક વિસ્તાર અંગે સબળ આધારો આપે છે. જેને વેદમાં 'બૃહત્' કહેવામાં આવ્યું તે વિશ્વને તેની અનેકગણી ગેલેક્સીઓ દ્વારા વિશાળ અને વ્યાપક અવકાશ દર્શાવે છે અને તેનો કાળ એ મન્વંતરોના અમાપ છેડાને રજૂ કરે છે.

ઉપરોક્ત લેખ લખવામાં મને નીચેનાં પુસ્તકો ઉપયોગી થયાં છે :


૧. વેદાંત એન્ડ મોડર્ન ફિઝિક્સ, સ્વામી જિતાત્માનંદજી, મદ્રાસ, ૧૯૬૯.
૨. ફિલોસોફિકલ ઇમ્પલિકેશન્સ ઓફ મોડર્ન સાયન્સ, સી. ઈ. એમ. જોડ, રૂટલેજ એન્ડ કેગ્પન પોલ, ૧૯૫૨.
૩. કન્ટેમ્પરરી ટ્રેન્ડ્ઝ ઇન ફિલોસોફી, ડી. એમ. દત્ત, પટણા, યુનિવર્સિટી ઓફ કલકત્તા, ૧૯૫૮.
૪. ડસ્ક ટુ ડોન, શ્રી વી. આર. મહેતા, બોડકદેવ, અમદાવાદ, ૨૦૦૩.
૫. વેદિક સિમ્બોલિઝમ, પ્રા એસ. પી. સિંઘ, આઈસીપીઆર, દિલ્હી - ૬૨.
૬. લાઇફ ડિવાઇન, શ્રીઅરવિંદ આશ્રમ, પોંડિચેરી, ૧૯૫૫.
૭. સાયન્સ એન્ડ સ્પિરિચ્યુઆલિટી, અમીત ગોસ્વામી એન્ડ મેગી ગોસ્વામી, પ્રોજેક્ટ ઓફ હિસ્ટરી ઓફ ઇન્ડિયન સાયન્સ, ફિલોસોફી એન્ડ કલ્ચર, આઈસીપીઆર, નવી દિલ્હી - ૬૨, ૧૯૯૭.




## સાભાર-સ્વીકાર

**બી. કેશરશિવમ્‌ની નારીચેતનાની નવલિકાઓ** : સંપા. ડો. રૂપાલી જે. બર્ક, પ્રકા. ભાર્ગવ ઓમગુરુ, 'શૂળ', પ્લોટ નં. ૧૩૮/૨, સેક્ટર-૧બી, પ્રકૃતિ ઉદ્યાન સામે, ગાંધીનગર - ૩૮૨ ૦૦૯, કિં. રૂ. ૯૪/-; **નીરોદબરન (સંક્ષિપ્ત જીવન)** : લે. કાંતિલાલ મ. જોશી, પ્રકા. શ્રી અરવિન્દ સોસાયટી, ગુજરાત કમિટી - સમર્પણ શ્રી અરવિન્દ નિવાસ, વડોદરા, કિં. રૂ. ૭/-; **છબછબિયાં (બાળકાવ્યોનો સંગ્રહ)** : લે.પ્રકા. ડો. અરૂણિકા મનોજ દરૂ, ૧૦૨, કૃપા એપાર્ટમેન્ટ, આવાબાઈ સ્કૂલની સામે, હાલર રોડ, વલસાડ - ૩૯૬ ૦૦૧, કિં. રૂ. ૨૫/-; **સમાધાનના શિખરે** : લે. આચાર્ય વિજય રત્નસુંદરસૂરિ, પ્રકા. રત્નત્રયી ટ્રસ્ટ, ૨૫૮, ગાંધી ગલી, સ્વદેશી માર્કેટ, કાલબાદેવી રોડ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૩૦/-; **પુષ્ટિ-અમૃત-બિંદુ** : લે. જયંત જી. ગાંધી 'કુસુમાયુધ', પ્રકા. શ્રીમતી લતાબેન જયંતિલાલ ગાંધી, ૨૧, સરદારનગર સોસાયટી, 'ૐ જલનિધિ', જૂનાગઢ - ૩૬૨ ૦૦૧, કિં. રૂ. ૨૭/-; **બહુરંગી બકુલ જોષીપુરા...એક અનેરી પ્રતિભા** : સંપા. અને પ્રકા. પ્રતિમા બકુલ જોષીપુરા, ૧૫-બી, ચન્દ્રનગર સોસાયટી, નારાયણનગર પાસે, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭; **ગોફણ-ગીતા : ભાગ-૨ અને ભાગ-૩** : લે.-પ્રકા. શ્રી રમાકાન્ત જાની (શ્રી ગપ્પી), એ/૩૦૫, આદિત્ય પાર્ક સોસાયટી, છત્રપતિ શિવાજી માર્ગ, પેટ્રોલપંપ સામે, દહિસર પૂર્વ-ઉત્તર, મુંબઈ - ૪૦૦ ૦૬૮, ભાગ-૨ અને ૩ની કિં. રૂ. ૧૦૦/-; **અમે હૂરતી !** : લે. મીનળ દીક્ષિત, પ્રકા. એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૫૫/-; **ગાલિબ** : લે. મોહમ્મદ મુજિબ, અનુ. ચાંદબીબી શેખ, પ્રકા. ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમમાર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૩૫/-.

# મુંબઈનાં ત્રણ ઉપનગરો અને કેટલાક નાગરિકો

**દુષ્યન્ત પંડ્યા**

## (૨૨)*

સને ૧૯૪૬માં મુંબઈના મ્યુનિસિપલ કૉર્પોરેશનની હદ માહિમની ખાડીને દક્ષિણ કાંઠે પૂરી થતી અને, ખાડીને ઉત્તર કાંઠે આવેલા બાંદરા-(મરાઠી પ્રમાણે વાંદ્રે)થી ઉપનગર વિસ્તાર આરંભાતો. ખાર-સાંતાક્રૂઝ જોડાઈ ગયાં હતાં પરંતુ, વાંદરા-ખારની વચ્ચે અને સાંતાક્રૂઝ-વિલેપારલેની વચ્ચે બેનરો હતાં. એ અને એમની ઉત્તરનાં બીજાં પરાંઓમાં - બનતાં સુધી - સુલતાનં ચિથડઈની બસો ચાલતી. આ બસોનો તબેલો જુહુ એરપોર્ટને દક્ષિણ છેડે - આજે ત્યાં બેસ્ટ બસોનો તબેલો છે ત્યાં - આવેલો હતો ત્યાં સાંતાક્રૂઝની હદ પૂરી થતી. એરપોર્ટની ઉગમણી તરફ, ઘોડબંદર રોડને અડીને; ત્યાંથી ત્યાંના ખ્રિસ્તી લોકોનાં ખેતરો શરૂ થતાં. વિલેપારલેના દક્ષિણ તરફના રેલફાટકના રસ્તા સુધીમાં ત્યારે બેત્રણ બંગલાઓ હતા. બાકી ખેતરો, પારલાથી જુહુ જવાનો રસ્તો કેડો જ હતો. કોઈ બહાદુર જ સાઇકલ પર બેસી ખડખડતો જવાની હિંમત દાખવે, અને પારલાના ઘોડબંદર-રોડ ઉપર પશ્ચિમ બાજુએ મકાનોની એક જ હાર. પાછળ પયાભમ, વગડો. દરિયાનાં પાણી પૂનમઅમાસની વેળે ધસી આવે અને પોતાની ખારાશથી પવનને ભરી દે. પૂર્વ પારલામાં, આજનો મોટો હવાઈ અડ્ડો છે ત્યાં ખેતરો અને ભેંસોના તબેલા. આજે વાંદરાથી દહિસર સુધીનો હાઈવે થયો છે તેનું અસ્તિત્વ ન હતું. ગાડામાર્ગ પણ ન હતો. તે સમયે ખાર, સાન્તાક્રૂઝ, વિલેપારલે એટલાં નાનાં હતાં કે લગભગ સૌ કોઈ સૌ કોઈને પ્રત્યક્ષ કે પરોક્ષ ઓળખતું. ભોંયતળિયું અને પહેલો માળ, એથી વિશેષ ઊંચાં મકાનો - મોર બંગલા જેવાં - આંગળીને વેઢે ગણાય એટલાં.

* જુલાઈ '૦૪ના અંકમાં શ્રી દુષ્યન્ત પંડ્યાનો જે લેખ છપાયો છે તેનો ક્રમાંક ૨૨ છે તે ૨૧ સમજવો. - તંત્રી

કરાંચીથી સાત દિવસ અથડાતો-કૂટાતો મુંબઈ આવી હું લાંગર્યો હતો મારા એક પેઢી આઘેરા મામા ડૉ. ચંદ્રકાન્ત પંડિતને ત્યાં. એમનું સગપણ એમણે ફોક કર્યું હતું અને, જેન ઓસ્ટિનના શબ્દોમાં કહીએ તો, એ 'એલિજિબલ બેચલર' હતા. એમનાં વૃદ્ધ માતા હતાં. જેમની સાથે વધતોઓછો પરિચય હતો એવા બેટાઈ અને માણેક હતા. મારા કરાંચીમિત્ર કવિ જયાનંદભાઈ દવેના સહપાઠી અને મિત્ર પ્રેમશંકર ભટ્ટ સાથે સીધો સંબંધ બાંધવાનો હતો અને એ જ રીતે પોરબંદરનિવાસી કરાંચીના મારા સાથીમિત્ર કવિ દેવજીભાઈ મોઢાના સ્નેહી ગુલાબદાસ બ્રોકર પાસે દેવજીભાઈને નામે જવાનું હતું. અને ડોલરભાઈને નામે એમના મામા રામભાઈ પાસે સાંતાક્રૂઝ જવાનું હતું.

વિલેપારલેમાં ત્યારે - અને આજે પણ - એક સ્પષ્ટ ભેદરેખા પ્રવર્તે. પૂર્વ પારલામાં મરાઠી લોકોનું વર્ચસ્વ. હૃદયનાથ મંગેશકર, પુ. લ. દેશપાંડે જેવી પ્રસિદ્ધ વ્યક્તિઓ ત્યાં રહે. પણ પેલી વણદોરેલી, અદશ્ય ભેદરેખાને ન મરાઠી લોકો ઓળંગે, ન ઓળંગે ગુજરાતી લોકો. સત્યાગ્રહી વીરાંગના આવાંબાઈ - બનતાં સુધી - દસ્તુર એ ભેદરેખા ઓળંગી ૧૯૩૦-૩૨ના સત્યાગ્રહના પ્રચંડ જુવાળની ભરતીઓટને કાળે, પૂર્વમાં મરાઠી લોકો વચ્ચે જઈ, પોતાની પારસી મરાઠીમાં વાતો કરે, ખાદી વેચે, સત્યાગ્રહીઓએ પકવેલું નમક વેચે અને છૂપી પત્રિકાઓ પણ વહેંચે. આ આવાંબાઈથી પુ. લ. કેટલા પ્રભાવિત થયા હશે કે એમણે આવાંબાઈનું સુંદર રેખાચિત્ર આપ્યું છે ! એને બાદ કરતાં, મરાઠી ઘરધણીના ઘરમાં ભાડે રહેતા ગુજરાતીને ઘરધણી સાથે 'કશા કાય ?'થી વધારે વહેવાર ન મળે.

ત્રિભાષા ફોર્મ્યુલાના જેવી ત્રિપ્રભાવ ફોર્મ્યુલા ત્યારે પશ્ચિમ પારલાના ગુજરાતીઓમાં પ્રચલિત હતી : પારલા એટલે મચ્છર, ડુક્કર અને નાગર. પ્રત્યેક

વ્યક્તિદીઠ પારલામાં ત્યારે પંદર હજાર મચ્છરોની અને ઓછામાં ઓછાં પંદર ડુક્કરોની વસ્તી હશે. નાગરો તો ત્યારે સો માણસે એકથીયે ઓછી સંખ્યામાં હશે. લાખ્ખોપતિ કપોળો, જૈનો, અનાવિલો, પટેલો, લોહાણા તથા ઈતર કોમનાં માણસો પણ ત્યાં હતાં જ - અને છે - પણ મચ્છર અને ડુક્કરની સાથે નાગરો કેવી રીતે ત્યાં પ્રભાવક થઈ ગયા એ સંશોધનનો વિષય છે. ઊંચા અને ગોરા બદનવાળા અને અણિયાળા નાક અને મોટા કપાળવાળા જિતુભાઈ મહેતા અને નિનુ મજમુદાર પોતપોતાના ક્ષેત્રમાં પ્રભાવક હતા જ. તો જાતને સાવ ઢાંકી દઈને સ્વાતંત્ર્યની લડતમાં ભાગ લેનાર અને અનેક સ્વાતંત્ર્યવીરોનું ધ્યાન રાખનાર શ્રીમતી મણિબહેન નાણાવટીનો પ્રભાવ સૌરભની માફક વહેતો, ભલે પ્રત્યક્ષ નજરે ન પડતો હોય એ નાગર ન હતાં.

જે સાહિત્યકારોનાં નામનો ઉલ્લેખ કર્યો છે તે સૌને હું મળ્યો. મુંબઈમાં ઘર મેળવવાની હાડમારી અસહ્ય હતી. ઘર મળતું જ નહીં. આ પરિસ્થિતિને અનુલક્ષીને મેં એક લેખ લખ્યો : 'જોઈએ છે બીજું વિશ્વયુદ્ધ'. યુદ્ધની વાર્તા રમ્ય હોય, શૂરાઓને પોતાનું શૂરાતન બતાવવાની તક મળે છે. બાબતો તો હતી જ પણ, મારો ઝોક હતો ૧૯૪૨માં ગુજરાતીઓએ કલકત્તા-મદ્રાસ-મુંબઈ-કરાંચીથી કરેલી હિજરત ઉપર. એની હિજરત થાય તો મને અને મારા જેવા અનેકોને ઘર મળે. એ લેખ માણેકને વાંચી સંભળાવ્યો તો એમણે મારી પાસેથી એ માગી લીધો અને એ લેખને બીજી જ સાંજે પ્રગટ થતા 'જન્મભૂમિ'માં વચલે પાને તંત્રીલેખની બાજુમાં સ્થાન આપ્યું. 'જન્મ-ભૂમિ'માંના એમના સાથી કાર્યકર શ્રી દિલીપભાઈ કોઠારીને પણ એ એટલો ગમી ગયો કે એમણે હળવી કલમના એવા બીજા લેખની માગણી મારી પાસે કરી અને એ મેં સંતોષી પણ. એ અરસામાં દિલીપભાઈ 'શ્રીરંગ' નામનું વાર્ષિક કાઢતા. એ વાર્ષિક માટે પણ મમતાપૂર્વક એમણે લેખ માગ્યો હતો અને મે હળવી કલમનો એક લેખ આપ્યો હતો.

*

અહીં એક ફ્લેશબેક કરવાનું મન થાય છે.

કરાંચીમાં હતો ત્યારે એક દહાડો મિલ્ટન, હાથમાં લેતાં એના મહાકાવ્ય 'પેરેડાઇઝ લૉસ્ટ'ના ૪થા સર્ગનાં પાનાં ઊઘડ્યાં. મિલ્ટનનું એ મહાકાવ્ય નાશિકની એચ. પી. ટી. કોલેજમાં પ્રોફેસર આચાર્યે અમને ભણાવેલું અને મિલ્ટનની લગની લાગે તે રીતે ભણાવેલું. એના અદ્ભુત મહાકાવ્યના ૪થા સર્ગમાં, પાંચસોએક પંક્તિઓ પછી આવતી કેટલીક સુંદર અને સરળ પંક્તિઓ છે તે આઠદસ પંક્તિઓનો અનુવાદ ગુજરાતીમાં કર્યો :

*પ્રશાન્ત પસરી સન્ધ્યા, લાલિમા તણી ચાદરે*
*વિશ્વને આવરી લીધું, ને પૂર્યો સાથ શાંતિએ;*
*આ એની ઘાસશય્યાએ, એ એની નીડની મહીં*
*પોઢ્યાં સૌ પશુ ને પંખી, માત્ર બુલબુલ એક ના,-*
*સારીયે રાત એણે તો ગાયાં પ્રણય-ગીતડાં.*
*હવે જીવંત રત્નોથી શોભે નભવિતાન એ,*
*પછી તારકના સૈન્યે, શુક્રે, સેનાપતિ સમા*
*દાખવી દીપ્તિ જ્યાં સુધી આભમાં મ્હાલતી ઊગી,*
*રાજરાણી સમી ચંદ્રા, એક ને અદ્વિતીય, જે*
*પાથરે પૃથ્વી-અંધારે રૂપેરી નિજ ઓઢણી.*

ડોલરભાઈને એ અનુવાદ બતાવ્યો અને એમને એ ગમ્યો અને એમણે પ્રોત્સાહન આપ્યું. 'પ્રસ્થાન'માં રામનારાયણભાઈએ તેને પ્રકાશિત કર્યો. ૧૯૪૦માં આરંભાયેલું મિલ્ટનના મહાકાવ્યના અનુવાદનું પ્રકાશન પૂરાં પચ્ચાસ વર્ષે ૧૯૯૦માં થયું ! આ વિલંબ પાછળની કથા એ અનુવાદને આરંભે મૂકી છે એટલે અહીં પુનરાવર્તન ટાળું છું.

એ જ રીતે 'કરકસર' શીર્ષક હેઠળ 'નવચેતન'માં હળવી કલમનો નિબંધ મોકલેલો તેને શ્રી ચાંપશીભાઈએ પ્રગટ કરેલો અને પુરસ્કારરૂપે પાંચ રૂપિયાનો મ.ઓ. પણ કરેલો. એ પહેલો પુરસ્કાર કેટલો મીઠો લાગ્યો હશે ! બીજા પણ બેત્રણ એવા હળવા નિબંધોને ચાંપશીભાઈએ 'નવચેતન'માં પ્રગટ કરેલા. હિંગને ગાંગડે જ ગાંધી બન્યાનો આનંદ કંઈ ઓછો અગત્યનો છે ? કયા લેખકે/કવિએ એ નહીં અનુભવ્યો હોય ?

*

પણ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું નહીં અને મને મુંબઈમાં ઘર મળ્યું નહીં. ડૉ. પંડિતને ત્યાં કશી અગવડ ન હતી. સવારે પરવારીને લોકલ પકડીને હું સાંતાક્રૂઝ જતો અને ત્યાં ઊતરી, બસ પકડી, સાંતાક્રૂઝનો રસ્તો જૂહુને મળે છે ત્યાં ઊતરી જતો. બસ ટર્ન લે ત્યાં, પશ્ચિમે, સમુદ્રતટે, શ્રી મોતીલાલ સેતલવાડનો વિશાળ બંગલો 'નિરાંત' આવે. ત્યાં એમના પુત્ર અતુલને ટ્યૂશન આપવાનું. અતુલ ત્યારે મૅટ્રિકના વર્ગમાં અભ્યાસ કરતા હતા અને, એ વર્ગનાં વિદ્યાર્થીઓની સરેરાશ વયથી તે થોડા નાના હતા, કદાચ, સોળમા વર્ષમાં માંડ પ્રવેશ્યા હશે. પણ 'સોળે સાન'ની કહેતી મુજબ એને સાન પૂરી આવી ગઈ હતી. એના દાદા સર ચીમનલાલ સેતલવાડ મુંબઈના બાહોશ ધારાશાસ્ત્રી હતા, અગ્રગણ્ય નાગરિક હતા, લિબરલ પાર્ટીના નેતા હતા અને જાહેર જીવનમાં ઊંડો રસ લેતા. હું ખોટો ન હોઉં તો, એ મુંબઈ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર હતા ત્યારે, કવિ નાનાલાલ પચાસ વર્ષના થતાં, મુંબઈ યુનિવર્સિટી તરફથી કવિશ્રીને સન્માનવાનો કાર્યક્રમ તેમણે રાખ્યો હતો. એમના જ્યેષ્ઠ પુત્ર મોતીલાલ વકીલાતની બાબતમાં પિતાના બરોબરિયા કે સવાયા પુરવાર થયા હતા. પણ જાહેર જીવન આડે એમણે લક્ષ્મણરેખા આંકી દીધી હતી અને, પોતાના સુદીર્ઘ જીવનમાં, જાહેર જીવનથી એ સદા અળગા જ રહ્યા. ૧૯૩૭માં, મુંબઈમાં ખેરમિનિસ્ટ્રી રચાઈ ત્યારે એ મુંબઈ ઇલાકાના ઍડવોકેટ જનરલ બનેલા પણ, બીજું વિશ્વયુદ્ધ આરંભાતાં, કૉંગ્રેસે સત્તાત્યાગ કરતાં, ગવર્નરના ખૂબ દબાણ છતાં, મોટાભાઈએ પણ એ પદ છોડી દીધું હતું. આઝાદી પછી, કાશ્મીર પ્રશ્નની રજૂઆત માટે નહેરુએ એમની પસંદગી કરી હતી અને, યુનોમાંનાં પોતાનાં પ્રવચનોમાં એમણે પ્રભાવક રજૂઆત કરી હતી. પરંતુ એ સીધી, કાયદેસરની અને ચોટદાર રજૂઆતની ઉપરવટ, વી. કે. કૃષ્ણ-મેનનની, સામ્યવાદને રંગે રંગાયેલી આઠઆઠ કલાકનાં પ્રલંબ પ્રવચનોવાળી રજૂઆતે મોટાભાઈની રજૂઆતને ઢાંકી દીધી. યુનોમાં રજૂ કરાયેલા કાશ્મીર પ્રશ્નની ગોલ્ડન જ્યુબિલી તો ઊજવાઈ ગઈ. હજી કેટલી જ્યુબિલીઓ એ જોશે તે ઝીણાનો રૂહ જ કહી શકે.

એ મોતીલાલ અને વિમળાબહેનનો પુત્ર તે આ અતુલ. વિમળાબહેનનું મૂળ વતન અમદાવાદ હતું અને પ્રખ્યાત ન્યાયશાસ્ત્રી દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈનાં એ દૌહિત્રી હતાં. એ અંબાલાલ-ભાઈની ન્યાયપ્રિયતા અને સત્યપ્રિયતાની સાથે પોતાની વત્સલતાનો ત્રિવેણીસંગમ વિમળાબહેનમાં થયો હતો. ઉષા-અતુલનાં મોટાં બહેન - અને અતુલ એમને 'ઈમા' કહેતાં તે નામ એમને ચડી ગયેલું. પ્યુપિલ્સ ઓન સ્કૂલનો વહીવટ સંભાળ્યા પહેલાંથી એ અતુલને શાળાએ મૂકવાને આવે અને પોતાની સાથેની ઝોળીમાંથી ફૂલોની લહાણી કરે એટલે, અતુલનાં ઈમા એ સૌ લહાણી પામનારનાં પણ ઈમા બની ગયાં હતાં.

મેં અતુલને ટ્યૂશન આપવા જવાનું ચાલુ કર્યું ત્યારે, ત્યાં અતુલ એકલા જ હતા. ઈમા અને મોટાભાઈ ઊટી ગયાં હતાં. પણ, અતુલમાં પણ સંસ્કાર તો ઈમાના જ ને ? એટલે, સવા આઠને સુમારે હું 'નિરાંતે' પહોંચ્યો અને અતુલના સ્ટડીરૂમમાં એની સાથે બેઠો તે પછી પંદરવીસ મિનિટે એક માણસ આવી નાળિયેરપાણીનો ગ્લાસ મૂકી ગયો. દસપંદર મિનિટ સુધી એ ગ્લાસ એમ જ પડ્યો રહ્યો એટલે અતુલ મને કહે : 'સર, એ તમારે માટે છે, તમે પી લો.' પછી મેં એ મોઢે માંડ્યો. એ ગ્લાસ રોજનું રૂટિન થઈ પડ્યો. એ રીતે બેએક અઠવાડિયાં ગયાં. પછી એક સવારે અતુલના અભ્યાસખંડમાં અમારી પ્રવૃત્તિ ચાલતી હતી ત્યાં, પ્રૌઢ, પીઢ, ઊંચી, મજબૂત બાંધાવાળી, ગોરી, ગોળ અને પ્રસન્ન મુખાકૃતિવાળી મહિલામૂર્તિ પ્રવેશી. પ્રસન્ન મુખે મારા ભાવ પૂછ્યા, હું ક્યાં રહું છું ને કેવી રીતે આવું છું તે પૂછ્યું, અતુલના અભ્યાસ વિશે પૂછ્યું અને, શાળામાં બરાબર ગોઠવાઈ ગયો છું કે નહીં તે વિશે પણ પૂછ્યું. આમાંથી કશું જ શિષ્ટાચાર ખાતર પુછાયેલું ન હતું. મારા પ્રત્યેક ઉત્તરની નોંધ એમનું મન અને એમનું હૈયું બેઉ લેતાં હતાં.

અને તે જ દિવસે મને કપરો અનુભવ થયો. 'નિરાંત'ની બહાર નીકળતાં સાથે જ, સાંતાક્રૂઝ જવાનું બસસ્ટેન્ડ હતું. તે દિવસે મને બે બસ મળી નહીં. લગભગ દસનો સમય થયો. અને બંગલાના દરવાજામાંથી મોટાભાઈની ગાડી નીકળી. પેટ્રોલના કડક રેશનિંગનો એ જમાનો હતો એટલે, એ ગાડીમાં મોટાભાઈ ઉપરાંત એમના જમાઈ અને વેવાઈ પણ હતા. મારી ઉપર એમની નજર પડી હશે.

પછી, વખત નહીં વેડફતાં હું ઝડપથી ચાલતો સ્ટેશને ગયો ને ત્યાંથી વિલેપારલે જઈ, સ્ટેશનની પાસે જ આવેલી લૉજમાં જમી, પાછો તરત સ્ટેશને ગયો. ગાડી પકડવા માટે સીડીનાં પગથિયાં પર દોડવું પડ્યું. શાળાએ મોડો પહોંચવા માગતો ન હતો. તો પણ, શાળાના પ્રાંગણમાં પગ મૂકતાં જ ઘંટ વાગ્યો તે મને ગમ્યું નહીં. પણ હું લાચાર હતો. બીજે દહાડે પણ એ જ ઘટનાનું પુનરાવર્તન થયું એ શુક્રવાર હતો. શનિવારે હું અતુલને ટ્યૂશન આપવા જતો નહીં પણ મેં મનમાં નક્કી કર્યું કે, સોમવારથી ટ્યૂશન પતાવી 'નિરાંત'ની બહાર નીકળું ત્યારે, ફોગટ બસની રાહ જોવામાં સમય વિતાવવાને બદલે, તરત જ એક...દો કરતા સાંતાક્રૂઝના સ્ટેશન તરફ ચાલી નીકળવું જેથી મન ઉપર ટેન્શન ન રહે.

સોમવારે હું ગયો અને અતુલનું કશુંક લખાણ તપાસી રહ્યો હતો અને એની સાથે ચર્ચા રહ્યો હતો ત્યાં, વિમળાબહેન આવ્યાં. મને કહે : "પંડ્યા, આજે અમારી સાથે જમશો ને ? જમજો." એમના બોલમાં નિયંત્રણ હતું અને આજ્ઞા પણ હતી. ના કહેવાનો અવકાશ જ મારે માટે એમાં ન હતો નવ કાંકરીની રમતની કોકરી માટે ચાલ જ ન હતી. મનુષ્યો તરીકે બધાં જ સમાન છીએ એ હું સમજતો હતો તે છતાં, મારી અને સેલતવાડો વચ્ચેની અસમાનતાનું મને ભાન હતું. નવોઢાના સકોચ સાથે હું જમવા બેઠો. ટેબલને મથાળે વિમળાબહેન હતાં. એમની ડાબી તરફ અતુલ એકલા હતા અને એમની જમણી બાજુએ મોટાભાઈ અને એમની બાજુએ મારે બેસવાનું હતું. નવોઢાના સંકોચની વાત મેં કરી છે. સાસરાનાં વડીલો સાથે પહેલી વાર જમવા બેઠેલી નવી વહુ શું બોલે ? હું પણ મૂંગો મૂંગો જમતો હતો. રોબોટનો હાથ હાલે એમ મારો હાથ હાલતો હતો અને થાળીમાંથી કે વાટકામાંથી ખાવાનું લઈ એ રોબોટનો હાથ મારા મુખમાં એ કોળિયો મૂકતો હતો.

'પંડ્યા, મૂંગા મૂંગા જમવાનું વ્રત લીધું છે ?' વત્સલ ઈમાએ ટહુકો કર્યો. મારા મનમાં ઊભી થયેલી ભેદની ભીંતોને એ ભાંગવા માગતાં હતાં. એમણે કંઈ પ્રશ્ન કર્યો. મેં ઉત્તર આપ્યો. પછી મોટાભાઈ પણ વાતમાં જોડાયા જમવાનું પૂરું થયું એટલે મને કહે, 'પંડ્યા, ચાલી નહીં જતા, આપણે સાથે જ સ્કૂલે જઈશું ' અતુલ કંઈ નાના ન હતા કે એને મૂકવા માટે ઈમાએ આવવું પડે પણ સ્કૂલ વિલેપારલેથી ખાર ગઈ અને શારદામંદિર સાથે જોડાણ થયું ત્યાર પછી તરત જ, સ્કૂલ માટે જમીન ખરીદવાની કાર્યવાઈ સંચાલકમંડળે આરંભી હતી એ સમયે ફરી ખેરની મિનિસ્ટ્રી હતી જોકે મોટાભાઈ ફરીથી ઍડવોકેટ જનરલ બન્યા ન હતા. અને, એ મકાન માટે નાણાં પણ ભેગાં કરવાના હતાં એટલે, અતુલને શાળાએ ઉતારી, વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને અને શિક્ષકોને ફૂલોની લહાણી કરી, એ પોતાને કામે ઊપડી જતાં.

બીજે દહાડે અતુલને સહાય કરી, સમય થતાં હું ઊભો થઈ રૂમની બહાર નીકળ્યો તો ઈમા કહે, 'પંડ્યા કયાં ચાલ્યા ? તમારે અહીં જ જમવાનું છે, આજે જ નહીં, રોજ.' એમની વત્સલ આજ્ઞા માથે ચડાવી. બ્રાહ્મણ માટે તો પરઘરભોજન જેવી પ્રિય બીજી વસ્તુ કઈ ? ઈમા વિશેના લેખ('સ્મરણ-ક્યારાનાં સુમનો')માં મેં થોડા વિસ્તારથી લખ્યું છે તેનું પુનરાવર્તન નહીં કરું.

વિમળાબહેનની માસીની ત્રણ દીકરીઓ – ઊર્મિલાબહેન, શાંતિલાબહેન અને સરલાબહેન–ના વધતાઓછા પરિચયમાં આવવાનું બનેલું. શાંતિલા-બહેન ને ચંચી(ચન્દ્રવદન મહેતા)નાં એક ઈલા હતાં. ઊર્મિલાબહેન કૉંગ્રેસમાં સક્રિય હતાં. એમણે જેલવાસ પણ વેઠ્યો હતો. ૧૯૪૭ પછીની પહેલી-૧૯૫૨ની-

ચૂંટણી વખતે એ મુશ્કેલીમાં મુકાઈ ગયાં હતાં. સમાજવાદીઓએ આઝાદી પછી કૉંગ્રેસથી છેડો ફાડી નાખ્યો હતો અને શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય સમાજવાદી પક્ષની ટિકિટ પરથી ચૂંટણી લડતાં હતાં. ઊર્મિલાબહેને તેમને ટેકો આપી કૉંગ્રેસનો ખોફ વહોરી લીધો હતો. ત્રણે બહેનોમાં સૌથી નાનાં સરલાબહેન મુંબઈની કોઈ કન્યાશાળાનાં આચાર્યા હતાં અને એમણે અંગ્રેજીના પ્રસિદ્ધ પ્રાધ્યાપક જી. એસ. બૅનરજી સાથે લગ્ન કર્યું હતું. તે સમયે બૅનરજી સાહેબ એલ્ફિન્સ્ટન કૉલેજમાં અંગ્રેજીના મુખ્ય અધ્યાપક હતા. એ ગુજરાતી પણ સારું બોલતા. અમારી શાળાની સંચાલક સમિતિના એ પણ એક સભ્ય હતા. નાશિક કૉલેજના મારા અંગ્રેજીના પ્રાધ્યાપક નટવરલાલ આચાર્યના એ મિત્ર હતા. આમ એમની સાથે મારો પરોક્ષ પરિચય હતો. અનાયાસ પ્રત્યક્ષ પરિચય પણ થયો.

અમારી શાળામાં અમે એક પ્રદર્શન રાખેલું. એ પ્રદર્શનમાં અંગ્રેજી શિક્ષણમાં સહાયરૂપ બને એવા કેટલાક ચાર્ટો મેં તૈયાર કરાવેલા. એક ચાર્ટ વ્યાકરણના કાળ-ટેન્સિઝ-માટેનો હતો. એમાં એક જરાજરા ઊંચી-નીચી થતી રેખા ચાર્ટની ડાબી બાજુથી જમણી તરફ જતી દોરવામાં આવી હતી. અને, જમણી તરફ તીરના નિશાનથી તેની ગતિ દર્શાવી હતી. એ રેખા ઉપર જુદે જુદે સ્થળે, રેખાને લગભગ અડીને જ, નાનાં નાનાં થોડાંક ટપકાં કરવામાં આવ્યાં હતાં. વિશેષ કશું જ એ ચાર્ટમાં ન હતું. જે વર્ગખંડમાં એ ચાર્ટ રાખવામાં આવ્યો હતો તેને દરવાજે હું ઊભો હતો. બૅનરજી સાહેબ ત્યાં આવતાં મેં નમસ્કાર કરી તેમનું સ્વાગત કર્યું. 'ટાઇમ ઍણ્ડ ટેન્સિઝ'ના ચાર્ટ આગળ એ અટક્યા. ત્યાં ઊભેલો સ્વયંસેવક સમજાવવા તો મંડ્યો પણ એ વિદ્યાર્થીને પોતાની મર્યાદા હોય જ અને પ્રશ્નકર્તા પ્રેક્ષક હતા અંગ્રેજીના ખાં, બૅનરજી સાહેબ. હું ત્યાં ગયો અને મેં પૂછ્યું (અંગ્રેજીમાં) :

"વચ્ચે કૂદું ?" જરા મલકીને એમણે હા પાડી.

"આ લીટી શું સૂચવે છે ?" એમણે સવાલ કર્યો.

"એ લીટી કાલપ્રવાહ સૂચવે છે. એને આદિ કે અંત નથી તે, આ તીરના ચિહ્નથી ચીંધવાનો પ્રયત્ન કર્યો છે. એમાં ક્યાંય ભૂત-વર્તમાન-ભવિષ્ય એવું વિભાજન છે જ નહીં. પ્રવાહ ઉપરનાં આ નાનાં ટપકાં વર્તમાનકાળનું નિર્દેશન કરે છે. વાસ્તવમાં વર્તમાનકાળ, આમાંના કોઈ એક ટપકાની માફક ક્ષણિક જ છે. આપ અહીં આવ્યા તે ભૂતકાળની ક્રિયા બની ગઈ. આપે સવાલ પૂછ્યો તે પણ ભૂતકાળમાં વિલીન થઈ ગયો અને, હું આજે બોલું છું તેનો પ્રત્યેક શબ્દ ભૂતકાળમાં સરી રહ્યો છે. આ દૃષ્ટિએ જોતાં, વર્તમાનકાળ, આ બિંદુઓ જેટલો નાનો અને ક્ષણિક છે." આટલું કહી મેં એમને આગળ ડગલું ભરવા વિનંતી કરી. ત્યાં જે ચાર્ટ હતો તેમાં, આગલા ચાર્ટમાંનાં છૂટાં છૂટાં બિંદુઓને એકમેકની સાવ અડોઅડ મૂકવામાં આવ્યાં હતાં. તે ચીંધી હું બોલ્યો : 'ભૂતકાળમાં ચાલી ગયેલી અને ભવિષ્યની કેટલીક ક્ષણોને ભેગી કરી - એક છગડિયા કૌંસથી તે દર્શાવવામાં આવ્યું હતું તે ચીંધી - આપણે વ્યવહારનો અને વિશેષ કરીને વ્યાકરણનો વર્તમાનકાળ ઊભો કરીએ છીએ.'

વિશેષણ વિશેષ્યના અર્થની વ્યાપ્તિને મર્યાદિત કરે છે તે દર્શાવતો એક બીજો ચાર્ટ પણ બૅનરજી સાહેબને ગમ્યો. ક્રિયાપદ ઉપર કર્તાનું આધિપત્ય છે તે દર્શાવતો ચાર્ટ તથા એવી બીજા જે ચાર્ટો હતા તે જોઈ તે પ્રસન્ન થયા. પછી મને પૂછ્યું : 'આ ચાર્ટ તમે તૈયાર કર્યા છે ?'

મેં કહ્યું : 'મેં જાતે તે નથી દોર્યા પણ દોરનારને માર્ગદર્શન મેં આપ્યું છે', હું બોલ્યો અને મેં તેમાં ઉમેરણ કર્યું : 'કંઈ ભૂલ હોય તો આપનાં સૂચનો મને ગમશે, ખૂબ જ.'

'આમાં કશી ભૂલ નથી. આ ચાર્ટ વ્યાકરણનું શિક્ષણ સરળ અને રસિક બનાવવામાં ખૂબ ઉપયોગી થવાના. તમને અભિનંદન. તમારું નામ શું છે ?' બૅનરજી સાહેબ બોલ્યા.

મેં નમ્રતાપૂર્વક ઉત્તર વાળ્યો, 'આપ મને અભિનંદન આપો છો તેનો સ્વીકાર કરતાં મને આનંદ થાય છે પરંતુ, મારે આપને જણાવવું જોઈએ

કે, આ માટેના વિચાર મને પેસ્પર્સનમાંથી અને વેસ્ટાવેના 'ટીચિંગ ઑવ્ ઇંગ્લિશ ગ્રામર'માંથી સાંપડ્યા છે.'

'તો મારે તમને બેવડા અભિનંદન આપવા જોઈએ. શાળાના સખત કામમાંથી વખત કાઢી આવાં પુસ્તકો વાંચવા માટે અને, વાંચીને તેમનો આ રીતે વ્યવહારમાં ઉપયોગ માટે તમારું નામ પણ સરસ છે.'

બેનરજી સાહેબ સાથે આમ સંબંધ બંધાયો પછીથી એ જોગેશ્વરીની ઇસ્લામિયા કૉલેજના આચાર્ય બન્યા હતા, મુંબઈ યુનિવર્સિટીના રજિસ્ટ્રાર પણ થયા હતા અને છેલ્લે, એલ્ફિન્સ્ટન કૉલેજના આચાર્ય-પદેથી એ નિવૃત્ત થયા હતા. એમની સાથેનો સંબંધ સતત જળવાઈ રહ્યો હતો. છેલ્લા અમે રીગલ થિયેટર સામે આવેલા સહકારી ભંડારમાં મળ્યા હતા. એ સૌમ્યમૂર્તિ પ્રાધ્યાપકને કદી વીસરાશે નહીં

રામભાઈ બક્ષી સાથેનો સંબધ મને એમના અને ધનુભાઈ(ધનસુખલાલ મહેતા)ના અવિધિસરના શારદવૃંદમાં ખેંચી ગયો હતો. એ વિશે રામભાઈ બક્ષી વિશેના તથા મનસુખભાઈ વિશેના લેખો-('સ્મરણકયારાનાં સુમનો'માંના)માં લખ્યું હોઈ અહીં તેનું પુનરાવર્તન કરતો નથી એ સઘળા પરિચયો મારે માટે મૂલ્યવાન હતા.

એવો જ મૂલ્યવાન પરિચય પ્યુપિલ્સ ઓન સ્કૂલના સ્થાપક કાકા-જહાંગીરજી વકીલ-નો થયો કાકા ઓલિયા હતા, ઈસુભક્તિથી તરબતર હતા અને અધ્યાત્મને ઘેરે રંગે રંગાયેલા જીવ હતા. એમને વિશે પણ 'સ્મરણકયારાનાં સુમનો'માં લખ્યુ છે. અહીં એટલું જ કહીશ કે જે પાંચસાત વાર એમને મળવાનુ સદ્ભાગ્ય મને મળ્યું છે તેમાં એ વત્સલ વિભૂતિ પાસેથી હું કેટલુંય પામ્યો છું. જગતમાંના આપણા પ્રવાસમાં આપણને કવિઓ અને કલાકારો મળે છે. મોટા વેપારીઓ, વકીલો, શિક્ષણશાસ્ત્રીઓ અને રાજકારણીઓ મળે છે. સાધુઓ પણ મળે છે પરંતુ, પ્રસાદી પામેલા, પ્રદીપ્ત અંતરવાળા, ચોમેર પ્રેમવર્ષા વરસાવતા એ ઓલિયાઓના સંપર્કમા આવવાનુ સદ્ભાગ્ય મને સાંપડ્યું છે. એ બે તે ચાચાજી (ગુરુદયાળજી મલ્લિક) અને આ કાકા (જહાંગીરજી વકીલ).



## મનોજ ખંડેરિયાને અંજલિ

મનોજ એ ગઝલ ગુર્જરીનો પ્રવાસી
મનોજ એ ગઝલના નગરનો નિવાસી
મનોજ એ કે જેણે ગઝલને સુવાસી
મનોજ એ કે જાણે ગઝલને વિકાસી
હવે જેના માટે નયન સૌ ઉદાસી
મનોજ એ નથી આપણી વચ્ચે આજે

મનોજ એ કે ગાયાં છે ગીતો ગિરામાં
મનોજ એ હજી પડઘા જેના દિશામાં
મનોજ એ કે જેનાથી પગલાં ઉષાનાં
મનોજ એ કે જેના પ્રકાશિત જમાના
કવન માટે જેના બધાયે દીવાના
મનોજ એ નથી આપણી વચ્ચે આજે

મનોજ એ જે પ્યારો ધરા ગુર્જરીનો
મનોજ એ ગયો મર્મ દઈ જિંદગીનો
મનોજ એ કે સદેશ જે સાદગીનો
મનોજ એ રહ્યો ના જમાના લગીનો
ગઝલમાં ગયો રસ ભરી વાંસળીનો
મનોજ એ નથી આપણી વચ્ચે આજે

હતો પ્રેમી સૌનો, હતો સૌને પ્યારો
સહન જેણે કીધાં સમયના પ્રહારો
હવે સાજ ગોતે, અને સૌ સવારો
મનોજે કર્યો કયાં હવે છે ઉતારો
હજી પણ દિશાઓમાં ગુંજે વિચારો
મનોજ એ નથી આપણી વચ્ચે આજે

**'રસિક' મેઘાણી**

# રવીન્દ્ર-ઑકામ્પો પત્રાવલી

**સંકલન અને અનુવાદ : મહેશ દવે**

૧૭

વેનિસ

ફેબ્રુ. ૧, ૧૯૨૫

પ્રિય વિજયા,

આવતી કાલે અહીંથી સ્ટીમર-રસ્તે ભારત જવા નીકળીશ. વર્ષનો થોડો ભાગ અહીં વિતાવી શકું એવી જગા માટે લીઓનાર્ડ અહીંના સ્થાનિક મિત્રો સાથે તજવીજ કરશે. મને યાદ છે કે આવતા પાનખરમાં કોઈ સમયે યુરોપ આવવાની તારી ઇચ્છા છે. તેથી સપ્ટેમ્બરની મધ્યમાં તને અહીં મળવાનું મેં નક્કી કર્યું છે. હું ઑક્ટોબરના ત્રીજા અઠવાડિયા સુધી રહેવા ધારું છું. તારો કાર્યક્રમ તારે બદલવો પડે તો મને પહેલેથી જ જણાવજે. ઇટલીએ મારા તરફ ખૂબ સદ્‌ભાવ દેખાડ્યો છે અને મને લાગે છે કે ઇટલીનો તડકો અને ઇટાલિયનોના હૃદયની ઉષ્મા, મને સારો કરી દેશે. અલવિદા.

**શ્રી રબીન્દ્રનાથ ઠાકુર**

સેનોર ડામ્બિલાને[1] આદર-અભિવાદન અને ફેની[2]ને વહાલ.

૧૮

માર ડેલ પ્લાટા

૧૫ ફેબ્રુ., ૧૯૨૫

પ્રિય ગુરુદેવ,

આજે મારું માથું સખત દુ:ખે છે, પણ તત્કાલ તમને થોડીક લીટીઓ લખવા માગું છું. હમણાં જ તમારો પત્ર મળ્યો. હું એટલી તો રાજી થઈ. તમારો ખૂબ ખૂબ આભાર.

હવે ઝૂરવા માટેનો મારો વારો છે. તમે ગયા ત્યારથી ઝુરાપો અનુભવું છું અને તમારો ઝુરાપો પણ અનુભવું છું. ક્યાંય ચેન પડતું નથી. નિશ્ચિંત રહેજો, મારી મૈત્રી ગુમાવવાનો દિવસ કદી નહીં આવે. મારું હૃદય તમને અર્ઘ્ય અર્પે છે તેમ તેમ તે કંઈક વધારે ને વધારે આપવાનું મન કરે છે. ક્યારેક મારો સ્નેહ મને ડંખે છે ખરો, પણ એનો અર્થ એટલો જ કે મારો પ્રેમ હજી તમારા માટે સંપૂર્ણપણે તૈયાર નથી. માથું ઠીક થઈ જશે પછી સવિસ્તર લખીશ.

**તમારી, વિજયા**

મેં જીનોઆ (અમેરિકન એકસપ્રેસને સરનામે) તમને ફોટા મોકલ્યા હતા. તેમણે તમને ફોટા ભારત મોકલ્યા ૃ નહીં ?

૧૯

મુંબઈ

૧૯ ફેબ્રુઆરી, ૧૯૨૫

પ્રિય વિજયા,

હમણાં જ ભારત પહોંચ્યો છું. થાક હજી ઊતર્યો નથી. વેનિસના દાકતરે કડક સૂચના આપી હતી કે મારી બચેલી શક્તિઓ મારે કાળજીથી વાપરવી, પણ અત્યારથી જ લાગવા માંડ્યું છે કે મારી શક્તિઓ પર ભારતનો ભારે તકાજો રહેશે. ધાર્યા કરતાં મારો શક્તિનો સ્રોત વહેલો ખૂટી જશે. આવતા એપ્રિલમાં યુરોપ આવવા અને ગરમીના મહિના ત્યાં ગાળવા ગંભીરતાથી વિચારી રહ્યો છું. એમ્હર્સ્ટ જીવનયાત્રાના એવા ગાળા[1] સબબ મને છોડી ગયો છે કે હું તેને બોલાવી શકું તેમ નથી. તેની જગા લઈ શકે એવો તેના જેવો સાથી મળવો મુશ્કેલ છે. આ ઉનાળામાં યુરોપ જવા નીકળીશ તો તને તારથી જણાવીશ.

'નેસિઑઁ'[2]ના લખાણમાંથી મને જે નાણાં મળશે તે એમ્હર્સ્ટ મારફત જ મોકલવાનો તારો નિર્ણય પાકો છે કે ? મારા પ્રવાસનો આધાર કંઈક અંશે પુરસ્કારની રકમ ઉપર છે તેથી લાંબું ચક્કર ફરવાને

૧. બુયોનેસ્ એરિસની એલચી-કચેરીના અધિકારી.
૨. ઑકામ્પોનાં નર્સ.

૧. એમ્હર્સ્ટ લગ્ન કરવાના હતા તેથી મુક્ત થયેલા.
૨. બુયોનેસ એરિસનું વૃત્તપત્ર.

બદલે રકમ સીધી મને જ નિયમિત મળે તેમ ઇચ્છું છું કંઈ નહીં તોય લગ્નના પહેલા વર્ષમાં એમ્હર્સ્ટ સદતર સમતોલ ને સ્થિર ન હોય તે બનવાજોગ છે. તેથી તેને માથે ત્રાહિત માણસની જવાબદારી નાખવી બરાબર નથી. જોકે આ બાબતમાં મારે વધુ પડતી ચિંતા કરવાની ન હોય. તું મારા હિતનું બરાબર ધ્યાન રાખીશ તેની ખાતરી છે તું મારે માટે જે વ્યવસ્થા કરશે તેમાં મને પૂરો ભરોસો છે. ભારતથી તને આ પત્ર મળવામાં કેટલો સમય લાગશે તે જાણતો નથી...પણ યુરોપ જવા નીકળું તે પહેલાં તને આ પત્ર મળી જશે તેવી આશા છે. મારો તાર ન મળે તો સમજજે કે ભારતથી નીકળવામાં કંઈક અંતરાય નડ્યો છે અને યુરોપ જવાનું પાછું ઠેલાયું છે

*મારા તરફથી કદાચ તને અવારનવાર પત્રો ન* મળે, પણ હું તને 'ભાલોબાસા'(સપ્રેમ) યાદ કરુ છું તેની ખાતરી રાખજે'

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

'લે નેસિઑં'માં લખવાનો સિલસિલો ચાલુ રહેશે કે કેમ તે વિષે મને શંકા છે. ક્યારેક મારાં લખાણ તેમને ઉપયોગી ન પણ લાગે...એ સંજોગોમાં તેઓ વચનબદ્ધ છે તેવા આધારે મહેરબાની કરી મારાં લખાણ તેમના માથે ન મારીશ. મારી પોતાની જરૂરતો લેશમાત્ર અગત્યની નથી.

**૨૦**

(નીચેનો પત્ર વિકટોરિયા ઓકામ્પોના ફોટા પાછળ લખાયેલો છે. ફોટામાં ઓકામ્પો દરિયાકાંઠે એક ખડક પર વિષાદના મૂડમાં બેઠેલા દેખાય છે. પત્ર ઉપર તારીખ નથી, પણ તેના પરબીડિયા પર ૨૫ ફેબ્રુઆરી, ૧૯૨૫ના દિવસે માર ડેલ પ્લાટાથી પોસ્ટ થયાની પોસ્ટલ-છાપ છે.)

પ્રિય ગુરુદેવ,

તમારા ગયા પછી દિવસો, અંત ન હોય એટલા લાંબા લાગે છે.

અમારે ત્યાં પાનખર આવી રહી છે. આશા રાખું છું, તે જલદી પસાર થઈ જશે, પરંતુ મને ભય છે કે ધીરજ ધરવાનુ હું કયારેય શીખી જ નહીં શકું.

**વિજયા**

તમારી વાત કરતાં કરતાં ફેની[1] અળગળી થઈ જાય છે.

**૨૧**

ટેલિગ્રામ

(૨ ફેબ્રુઆરી, ૧૯૨૫ના દિવસે બ્યુએનોસ એરિસમાં ઓકામ્પોને મળેલો ટાગોરનો તાર)

પહોંચી ગયો છું. મારા સ્નેહ.

**રવીન્દ્ર**

**૨૨**

ફેબ્રુઆરી ૨૭, ૧૯૨૫

પ્રિય વિજયા,

મૃત્યુના જોખમથી બચવા કેટલાંક પ્રાણીઓ મરી ગયાં હોવાનો ડોળ કરે છે. તેમના જેવું કરવાની *દાક્તરોએ મને સલાહ આપી છે - ન મારે હલવું, ન* ચલવું, ન કોઈ સાથે વાતો કરવી, ન કોઈને મળવું. જાણે મૃત્યુ પામ્યો હોઉં તેવી જ રીતે વર્તવુ ! પરિણામે, એકથી બીજા કિનારે મારી પાછળ પાછળ આવેલી, તે આપેલી આરામખુરશીને શરણે જ મારે રહેવું પડ્યું છે. આવતા મે મહિનાની પહેલી તારીખે ફરી પાછો ઇટલી આવવા ભારત છોડીશ ત્યાં સુધી આ રીતે કંજૂસ જેવી કાળજી રાખી શકિત બચાવવી પડશે. ભારત પાછો આવ્યો હતો તે જહાજ 'ક્રેકોવિઆ'મા મારી કેબિન બુક કરાવી લીધી છે. આશા છે કે મારો પ્રવાસનો કાર્યક્રમ પાર પાડવાની શક્તિ ત્યા સુધીમાં આવી જશે. સત્કારની સપદા સાથે લોકો મારી રાહ જોઈ રહ્યા છે તે કિનારે હું આવી પહોંચીશ.

કેટલાંક વર્ષોથી તિબેટમાં ભ્રમણ કરતી એક વિલક્ષણ ફ્રેન્ચ યુવતીનો થોડા દિવસ પહેલાં ભેટો થયો. તે સ્થાનિક પ્રજાને ખૂબ ચાહે છે. તેણે મને 'લે નેસિઑં' વિશે પૂછ્યું કેમકે તંત્રીએ તેની પાસે લેખ માગ્યા છે. છાપાની પ્રતિષ્ઠા વિષે મેં ખાતરી આપી છે અને તારો સંપર્ક કરવા જણાવ્યું છે તેના તરફથી કદાચ તને પત્ર મળશે

મેજ પર કાગળ રાખી લખવા બેસવું નહીં, આરામખુરશીમા જ અઢેલીને બેસવું એવી દાક્તરે સૂચના આપી છે. એવી મનાઈ છતાં આ પત્ર મેં

૧ ઓકામ્પોની નર્સ

તને લખ્યો છે. ડિક્ટેશન આપવાની મને છૂટ છે, પણ ભલે થોડી શક્તિઓનો વ્યય થાય, બીજા કોઈના હસ્તાક્ષર કરતાં જાતે જ લખવું સારું એમ માની મેં લખવાના શ્રમનું જોખમ લીધું છે.

મારા સ્નેહ.

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

**૨૩**

શાંતિનિકેતન
માર્ચ ૪, ૧૯૨૫

પ્રિય વિજયા,

તારી આરામખુરશીમાં અઢેલીને આ પત્ર લખી રહ્યો છું. ધાર્યું હતું તેના કરતાં વધુ વખત તારી ખુરશીનો આશરો લેવો પડશે એવું લાગે છે. તેં મને છેલ્લે જોયો તેના કરતાં મારી હાલત વધારે ખરાબ છે. મને ચોક્કસ લાગે છે કે ઓગસ્ટ પહેલાં ભારત છોડવાનું નહીં બને. આ ઉનાળાની ટિકિટ રદ કરાવવાની સૂચના મેં મારા પુત્રને આપી દીધી છે.

હું મારી કેટલીક ટૂંકી વાર્તાઓ તને મોકલું છું. 'લે નેસિઑ' તેનાં ભાષાંતર છાપશે એવી આશા છે. જો તેમ ન બને તો તને ઠીક લાગે તે કરજે કારણ કે તે વાર્તાઓ હજી પ્રગટ થઈ નથી.

ઇટલીમાં મારો કેવો આદર-સત્કાર થયો તેની ઇટલીના તારા સંપર્કો દ્વારા તને જાણ થઈ હશે, એમ ધારું છું. મારું નિવાસસ્થાન ઇટલીમાં ક્યાંક રાખવું જોઈએ એવા વિચારને ત્યાંના સત્કારથી વિશેષ પ્રોત્સાહન મળ્યું છે. યોગ્ય સ્થાન પસંદ કરવામાં એમ્હર્સ્ટને સફળતા મળી હશે એવી આશા રાખું છું. તેના તરફથી કંઈ સમાચાર મળ્યા ?

મારો પત્ર પૂરો કરવો પડશે. મારું શરીર વધુ શ્રમ ખમવાની ના પાડે છે.

સસ્નેહ,

**શ્રી રબીન્દ્રનાથ ઠાકુર**

**૨૪**

સાન ઇસીદ્રો
માર્ચ ૩૧, ૧૯૨૫

પ્રિય ગુરુદેવ,

આ એક 'બિઝનેસ લેટર' છે. સાહિત્યિક પત્ર લખવા કરતાં 'બિઝનેસ લેટર' લખવો વધારે અઘરો છે તેનો અનુભવ થયો. (નબળું સાહિત્ય લખવું કેટલું સહેલું છે.)

તમારો પત્ર મળ્યા પછી કાલે 'લે નેસિઑ' પર ગઈ હતી. મિતરાં[1] સાથે લાંબી વાત થઈ. પૈસા એમ્હર્સ્ટ મારફત તમને મળે એવું એમ્હર્સ્ટે ગોઠવ્યું હતું. પણ 'લાંબું ચક્કર ફરવાને બદલે રકમ સીધી તમને નિયમિત મળે' તેવી તમારી ઇચ્છા છે તેથી અમે મિતરાં સાથે નક્કી કર્યું કે ડ્રાફ્ટ સીધા મને મોકલે અને હું તરત જ તમને રવાના કરીશ કારણ કે તમારા સરનામા વિષે 'લે નેસિઑં' કરતાં મને વધારે જાણકારી રહેવાની.

'લે નેસિઑ'માં સાથે લખવાનો સંબંધ ચાલુ રહેશે કે કેમ તે વિષે મને શંકા છે.' વગેરે વગેરે તમારા લખાણ બાબત જણાવવાનું કે એવા ખયાલો તમારા મનમાંથી કાઢી નાખજો. મિતરાંએ કહ્યું છે કે હંમેશ માટે તેઓ તમારો લેખન-સહકાર ઇચ્છે છે કારણ કે તમારા વિચારો અને પ્રતિભામાં ઘણાબધા વાચકોને રસ છે. મિતરાંએ એમ પણ કહ્યું કે દુનિયાભરની કેટકેટલી વાહિયાત વાતો તેમણે છાપામાં સમાવવાની હોય છે તેથી એમ્હર્સ્ટ સાથે પહેલાં નક્કી થયું હતું તે પ્રમાણે મહિને એક(કે ક્યારેક બે) લેખો જ તેઓ છાપી શકશે. (અલબત્ત 'વાહિયાત વાતો' જેવા શબ્દ તેણે નહોતા વાપર્યા, પણ મને લાગે છે કે તે જ સાચો શબ્દપ્રયોગ છે.)

મિતરાંએ વધારામાં કહ્યું કે 'લે નેસિઑ'ને એવાં લખાણ જોઈએ જે પહેલાં બીજા કોઈ પુસ્તક, છાપાં કે સામયિકમાં પ્રસિદ્ધ થયાં ન હોય. આ વિષયમાં તેમનો દૃઢ આગ્રહ છે. તેના કહેવા પ્રમાણે આ અંગે તમે અહીં હતા ત્યારે અપવાદ કર્યો હતો, પણ હવે તેઓ પ્રથમ વારનાં લખાણ જ છાપી શકશે. તેણે વારંવાર કહ્યું કે તમને તે લેખક તરીકે જાળવી રાખવા માગે છે કારણ કે બહુ બધા લોકો તમારા વિચારોમાં માને છે.

મારી પાસે તમારા બે લેખ છે : 'ભારતનો

---

૧. 'લે નેસિઑં'ની માલિકી ધરાવતા કુટુંબના સભ્ય.

ચતુરાંગી માર્ગ' 'મૉર્ડન રિવ્યૂ'માં છપાયો હતો તે; બીજો, 'વિશ્વભારતી ક્વાર્ટર્લી'માં છપાયો'તો તે; તે લેખોનું હવે શું કરવાનુ છે ?

આ પત્ર હમણાં જ પોસ્ટ કરું છું કારણ કે એક શીઇઇઇપ આજ સવારે ઊપડવાનું છે. બીજી બાબતો વિષે આ અઠવાડિયે પછીથી લખીશ.

નવા લેખ મોકલવા માટે તમારે વધારે પડતી ઉતાવળ કરવાની જરૂર નથી. છાપ્યા વગરના તમારા ચાર લેખ હજી પડ્યા છે. ('બાળકને ઉદ્દેશીને', 'વિરાટ હત્યારો', 'ચુકાદો' અને 'ક્રિસમસ' પરનું વકતવ્ય).

હરહંમેશ તમને સસ્નેહ યાદ કરતી,

**વિજયા**

મિ. ડાર્નફ઼તાએ આદર-અભિવાદન કહાવ્યા છે. ફ઼ેની હંમેશ તમારી વાતો કરે છે અને તમને સ્નેહાદર પહોંચાડવા જણાવે છે.

**૨૫**

માર્ચ ૩૧, ૧૯૨૫

પ્રિય વિજયા,

અશક્તિને ખંખેરી નાખવામાં હજી સફળ થયો નથી. અશક્તિએ મારી છાતી પર ભારે વજન સાથે અડંગો જમાવ્યો છે. ખુરશીમાં જ બંધાઈ રહ્યો છું. શરીરની આવી અશક્ત હાલતમાં ચિત્ત ફરી પાછું સાન ઇસીદ્રોની તારી બાલ્કનીમાં ભમવા માંડે છે ને તારી સ્નેહભરી સેવા ઝંખે છે.

અહીં હવે વસંતનો અત આવવામા છે. આંબાના મહોરની ગંધથી હવા લથબથ છે. તેની તીવ્રતામાં વેદના ભરી છે. બળબળતા તાપે તેના છેલ્લા શ્વાસ સોસી લીધા છે. અહીંનો ઉનાળો જરાય સદે તેવો નથી એટલે જ પહેલી મેએ ભારત છોડવા વિચાર્યું હતું, પણ તે માટે મને પરવાનગી નથી. નીકળવાનું ઓગસ્ટ સુધી પાછું ઠેલવું પડ્યું છે સપ્ટેમ્બરની શરૂઆતમાં ઇટલી પહોચીશ તે નહોતું કહ્યું કે ત્યાં સુધીમાં તું પણ યુરોપ પહોંચશે ?

તારા ફોટા સલામત રીતે મળી ગયા છે. અહીંના લોકોએ તે વખાણ્યા. મિલાનમાં ખેચાયેલી મારી કેટલીક તસવીરો મેં તને છેલ્લા પત્ર સાથે મોકલી છે, તે મળી હશે. ભારતમાં લીધેલી કેટલીક વધારે છબીઓ તૈયાર થયે તને મોકલીશ. 'નેસિઓઁ' માટે કામમાં આવે તેવી કેટલીક વાર્તાઓના છાપેલા કાગળો મળ્યા ? 'લાલ કરેણ' અંગેનું તારું કામ હજી ચાલે છે કે ? સસ્નેહ પ્રેમ.

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

**૨૬**

બુએનેસ એરિસ

મે ૧૯/૨૫

પ્રિય ગુરુદેવ,

તમે મોકલેલી તસવીરો માટે આભા. તે મેળવીને બહુ આનંદ થયો.

મારા એક પ્રિય મિત્ર થોડા સમયથી માંદા હતા ને હમણાં જ તેમનું અવસાન થયું. મૃત્યુની ઘટનાનું રહસ્ય હજી મને સમજાયું નથી. મૃત્યુનો બનાવ મને ગમગીન અને વિષાદમય બનાવી મૂકે છે. શારીરિક પીડા જેવી ભારે કઠણ છે અને મદદ કરી શકવાની આપણી અશક્તિ બેચેન કરી દે છે. શરીરે શા માટે પીડા ભોગવવી પડે તે પણ મને સમજાતું નથી.

'નેસિઓઁ' સાથેનું બધું બરાબર ચાલે છે. તમારી વાર્તાઓથી તેઓ રાજી છે. એક વાર્તા પ્રગટ થઈ ચૂકી છે. મને ફ્રેન્ચ બાનુનો પત્ર મળ્યો હતો. તેના વિષે મેં જેર્જે મિતરાંને સમજણ આપી છે.

ગુરુદેવ, તમારી ગેરહાજરી સાલે છે. શા માટે તમે આટલા વહેલા જતા રહ્યા ? ઉનાળો પૂરો થતાં સુધી અહીં કેમ ન રોકાયા ? યુરોપ તો પછી પણ જઈ શક્યા હોત. શા માટે તમે 'હંમેશાં આટલી ઉતાવળમાં હો છો ? તમારા સ્વાસ્થ્ય વિષે વિચારવાની જરૂર હોય ત્યારે એ વિષે કેમ થોડું વિચારતા નથી ? ઉતાવળે ઇટલી જવાને બદલે આખો ઉનાળો અહીં આરામ કર્યો હોત તો કશી મુશ્કેલી ન પડત. મને માફ કરજો ગુરુદેવ, પણ કઠોર થઈ તમને વઢવાનું મને મન થઈ આવે છે.

તમારા સ્વાસ્થ્ય વિષે... અને બની શકે તો તમારા ભારત દેશ વિષે લખજો. ત્યાં જે કંઈ બની રહ્યું છે તે જાણવામાં મને બહુ રસ છે. તમને મન

અને હૃદયથી ચાહું છું, એ જ રીતે ભારતને મન અને હૃદયથી પ્રેમ કરું છું. આશા છે કે ક્યારેક અમે (હું અને ભારત) મળીશું.

યુરોપ-પ્રવાસ વિષે ડૉક્ટરો શું અભિપ્રાય આપે છે ?

પ્રિય ગુરુદેવ, તમારું ધ્યાન રાખજો. મારી આપવડાઈથી એવું માનું છું કે તમારી બરાબર સારસંભાળ હું જ લઈ શકું. તીવ્ર-ઊંડી આશા સેવું છું કે આપણે બહુ જલદી મળીશું. (તમારી રાહ જોઈ રહેલી) સાન ઇસીદ્રોની મારી બાલ્કની બંગાળથી આટલી દૂર છે તે એક કરુણ સ્થિતિ છે.

**વિજયા**

એમ્હર્સ્ટનો કાંઈ પત્ર નથી. તેનાં લગ્ન થઈ ગયાં ?



## સાભાર-સ્વીકાર

સાહિત્યસંકુલ(ચૌટાબજાર, સુરત - ૩૯૫ ૦૦૩)નાં :-

**સૂર્યના ગોળાને ભેદવા જતાં હું પોતે જ બળીને રાખ થઈ ગયો તો તો પછી આ જગત વિશે બહુ ઓછી આશા રહેશે** : લે. નાનુભાઈ નાયક, કિં. રૂ. ૩૫/-; **બોડી બામણીનું ખેતર** : લે. અને કિં. ઉપર મુજબ; **ઓ ઈશ્વર ભજીએ તને** : લે. અને કિં. ઉપર મુજબ; **જોડાક્ષર વગરની વારતાઓ-જાસૂસકથાઓ (પાંચ પુસ્તકનો સેટ)** : લે. જનક નાયક, સેટની કિં. રૂ. ૧૨૫/-; **જોડાક્ષર વગરની વારતાઓ-મૂરખકથાઓ (પાંચ પુસ્તકનો સેટ)** : લે. અને સેટની કિં. ઉપર મુજબ; **જોડાક્ષર વગરની વારતાઓ-પશુકથાઓ (પાંચ પુસ્તકનો સેટ)** : લે. અને સેટની કિં. ઉપર મુજબ; **જોડાક્ષર વગરની વારતાઓ-બોધકથાઓ (પાંચ પુસ્તકનો સેટ)** : લે. અને સેટની કિં. ઉપર મુજબ; **જોડાક્ષર વગરની વારતાઓ-કહેવતકથાઓ (પાંચ પુસ્તકનો સેટ)** : લે. અને સેટની કિં. ઉપર મુજબ.

### અન્ય

**ઊંઝા જોડણી પણ** : લે. રામજીભાઈ પટેલ, પ્રકા. સરોજ રા. પટેલ, ૩૫, આનંદવિહાર, આબાદનગર પાછળ, અમદાવાદ - ૩૮૦ ૦૫૮, કિં. રૂ. ૪૦/-; **અપૂર્ણ** : લે.-પ્રકા. નીતિન મહેતા, ૪૦૧/બી, ન્યૂ શિલ્પા ટેરેસ, કસ્તુર પાર્ક, શિમ્પોલી રોડ, બોરિવલી (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦ ૦૯૨, કિં. રૂ. ૧૫૦/-; **સર્વમંગલ** : લે. શ્રી યોગેશ્વરજી, પ્રકા. સર્વમંગલ ચેરિટેબલ ટ્રસ્ટ, 'સ્વર્ગારોહણ', દાંતા રોડ, અંબાજી - ૩૮૫ ૧૧૦, જિ. બનાસકાંઠા, કિં. નથી; **ધ્રુવચિત્ત (સુન્દરમ્‌ની કાવ્યગંગા) પુસ્તક-૧૪** : લે. સુન્દરમ્‌, પ્રકા. શ્રી અરવિન્દ કૃપા ટ્રસ્ટ, માંગલ્ય પ્રકાશન, 'માતૃભવન', ૮૭, સ્વસ્તિક સોસાયટી, નારણપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૫૦/-; **ધ્રુવપદે (સુન્દરમ્‌ની કાવ્યગંગા) પુસ્તક-૧૫** : લે.-પ્રકા. અને કિં. ઉપર મુજબ; **ગામીત કહેવત સંચય : બોલી અને સંસ્કૃતિસંદર્ભ** : લે. ડૉ. દક્ષા વ્યાસ અને ડૉ. નવીન કા. મોદી, પ્રકા. આદિજાતિ તથા ગ્રામીણ વિકાસ અને સંશોધન ભવન તથા પ્રફુલ્લ ભક્તિ અનુસ્નાતક શિક્ષણ અને સંશોધન કેન્દ્ર, આર્ટ્સ એન્ડ કોમર્સ કૉલેજ, વ્યારા - ૩૯૪ ૬૫૦, કિં. રૂ. ૮૦/-.

# આસ્વાદ : દારુણ ઘટનાનું વાર્તાકળામાં નિગરણ*

રાધેશ્યામ શર્મા

કથનશાસ્ત્રમાં, મનોવિજ્ઞાનનો પ્રસક્તિ સિદ્ધાન્ત (attachment theory) મહિમાધારક મનાયો છે. કથાવાઙ્મયમાં સર્જકનું જે કાંઈ કર્તૃત્વ છે એમાં એની ચેતનાના તંતુ માત્ર એકાન્ત કે એકાન્તિકતા સાથે જોડાયેલા નથી. ભાવકની જેમ સર્જક પણ સમાજ વચ્ચે જ રોપાયેલો હોઈ તે કેવલ દ્વૈપાયન બની શકતો નથી. અને છતાં કળા-સંરચનામા, એની વસ્તુલક્ષિતામાં એના સંયમ અને સામર્થ્યનો રસકીય પદાર્થ રૂપે આવિષ્કાર અનુભવવા મળે છે.

આત્મલક્ષીપણાની સંકીર્ણ વ્યાખ્યામાં 'વસ્તુ'ને સદંતર પ્રવેશબંધી ખરી પણ શુદ્ધ આત્મલક્ષિતાના વ્યાપમાં વસ્તુલક્ષિતા બહાર રહી જવાને બદલે મોરી ઊઠે છે. જાતમાં રહીને જાતથી છૂટા પડી ચરિત્ર-સર્જન, કથાદર્શન (mimesis) કરવાનો કીમિયો લેખકમાત્રે સિદ્ધ કરવો રહ્યો.

આ કેવી રીતિએ થાય તે 'સંકટ સમયની બારી' (વાર્તાકાર : સુમન શાહ) વાર્તામાં જોવું રસપ્રદ છે. અહીં વારતા કહેવાઈ છે એના કરતાં કઈ વિધાથી પ્રત્યક્ષ કરાવાઈ છે એનું મહત્ત્વ છે.

શંકર નામનો માણસ પ્લેટફૉર્મ નંબર ૪ પરથી ટ્રેનમાં બેસે છે, અરે ! ફલાંગ મારતોકને ઘૂસે છે અને વાર્તાન્તે ટ્રેનમાંથી પોતાના નાનકડા સુક્કા, હલકા હલકા સ્પન્દોથી સદા ફરફર્યા કરતા શહેરમાં ઊતરી પત્ની સુલોચનાને પૂણેરી સાડી, હીરાના કાપમાંથી પહેલું શું આપશે એ વિચાર પછી ઈ.ઈ.ડબલ્યુ. યાને સંકટ સમયની બારીને સંભારી થોડુ ને ફિક્કું મલકે છે.

આરમ્ભ અને અંત વચ્ચે કોઈ ખાસ વજનવાળી ઘટના બનતી જ નથી. માત્ર શંકરની અંગત ચિંતાઓ, ચીવટો, ચોકસાઈઓ, ચીકાશો, સંદેહો, ભયો, અસલામતી... વાર્તાનાયકની જાતકેન્દ્રિત પ્રકૃતિ, બાહ્ય દૃશ્ય, વ્યક્તિ, પદાર્થ, પ્રસંગ પ્રત્યે જે તરાહથી પ્રતિભાવો-વિચારો પ્રક્ષેપે છે અને નિજી ચેનને વિક્ષિપ્ત કરે છે એ બધી અણુઘટનાઓ રચનાનો રસપ્રદ અંશ બને છે.

નાયકનુ રઘવાટથી ભર્યુંભર્યું વ્યક્તિત્વ કારણભૂત છે વિષમ પરિસ્થિતિઓ માટે, કે પરિસ્થિતિના આટાપાટામાંથી અને સમસ્ત પરિવેશ નાયકને શકા-રઘવાટનો શિકાર બનાવી રહેલ છે ?

નાયકના બધા બિઝી બિઝી દિવસો આ વિરાટ ભેજભર્યા ભારે ભુલભુલામણી જેવા નગરમા નકામા નીવડ્યા છે અને જ્યાં પત્ની સુલોચના છે તે મુક્કા પણ નાનકડા શહેરમાં ઝટપટ પહોંચી જવા તે નાઇટ ટ્રેનમાં ચઢે છે.

શંકર સુલોચનાથી દસ દિવસથી વિખૂટો પડ્યો છે એવા કારણે જ નહીં પણ એવાતેવા કારણ જોડે કંટાળો ઉમેરી સાલો-સાલી-હાળું-સાલું જેવા શબ્દો પ્રસંગ, પદાર્થ કે મન.સ્થિત્યન્તરો સંબંધે વારેવારે ફેંકતો રહે છે.

ઘણા મુસાફરો લાલ ખમીસવાળા કૂલીઓ દ્વારા દોરાતા હતા (લાલ ઝંડાધારી સામ્યવાદનો સંકેત ?), વળી નાયકની નજર, 'જમાના જૂની તપખીરિયા-લાલ' ને 'નવા જમાનાની એ જ શાહીભૂરી લાંબી લાંબી ટ્રેનોમાં' અટવાઈ જાય છે. (ટ્રિન અહીં 'જનરેશન ગેપ'નું દૂરવર્તી પ્રતિનિધિત્વ સૂચવે ?)

'ભૂખ્યા કયા ન કરતા ?' જેવી લોકોક્તિ અહીં તરસ્યા નાયકને આવો જ વિચાર કરવા પ્રેરે છે, નંબર-૧૭ના બર્થનું પાણી ઝટઝટ ચોરીને પી જવું પણ પછી હુંકારપૂર્વક પાછો પડે છે : 'ને તે હું કરું ? ના, ના.'

પત્ની સુલોચના માટે પૂણેરી સાડી, સાચ્ચા

* ખેવના-૭૯માં પ્રસિદ્ધ 'ઇ. ઇ. ડબલ્યુ. યાને સંકટ સમયની બારી વિશે'

હીરાના બે કાપ બેગમાં છે એવી સુખદ લહેરખી ભેળી એક ઝીણી ખીલી શી શંકા પણ છે, પાણીનું નામ લઈ મુસાફરી ન કરાય એટલે સ્લિપર પહેરી મિનરલ વૉટરની બૉટલ લઈ ગાડી ઊપડે તે પહેલાં પાછો આવવાનું 'સફળ સાહસ' પણ ખેડે છે !

હમણાં સુધી બધું પ્રતિકૂળ હતું તે ઠંડી ઠંડી 'બેસ્ટ' બૉટલથી જાતને ઠંડક મળતાં શંકરને લાગે છે 'આ દેશમાં બધું જ હાળું બેસ્ટ બેસ્ટ થવા માંડ્યું છે ને બધાંને મળવાય માંડ્યું છે.' (અદનો માણસ 'ફીલગુડ ફૅક્ટર' કેવી ને કેટલી જગાથી ચૂસી શકે એનું વ્યંગગર્ભ ઇંગિત !)

ધીરે ધીરે કથનનો કૅમેરા, સમયની સમુચિત ક્ષણે નાયકના 'આઈ-સ્પાન'માં ગોઠવાય છે : આપાતકાલીન ખિડકી. 'ઇમરજન્સી એક્ઝિટ વિન્ડો.' ઈ.ઈ.ડબલ્યુ. આડા સળિયા વગરની બારી. સંકટ સમયે બહાર નીકળી જવાની, કૂદી પડવાની બારી.

નાયકની નાચીજ, ક્ષુદ્ર સબ્જેક્ટિવિટીનું સ્થાન 'બારી' મિષેનાં ઝીણાં નિરીક્ષણો અચાનક પોતાની જાતનીયે જાણ બહાર, વ્યાપક આયામમાં વિલસે છે, વિકસે છે. 'શંકરના ચિત્તમાં ફટાક્ લાઇટ' થાય છે અને ભાવકનાં મનોનેત્ર સમક્ષ પ્રસ્તુતિ પામે છે : માણસાઈ વગરની નરી કરુણ દુર્ઘટના. (નાયક 'ગરીબડાની જેમ લૂસ' પડી જાય છે અહીં) એ ડબ્બામાં બધું કેવું કેવું બન્યું હશે ? એ આખો પરિચ્છેદ મૂળ કૃતિકથામાં વાંચીને જ પ્રમાણી શકાય. છતાં કેટલાંક કરુણ દારુણ ઉલ્લેખોનું ગદ્ય પ્રખર છે :

'કેટલાંક તો આમથી તેમ આથડતાં ભટકાઈને ભેટી પડ્યાં હશે પણ તરત પછી છૂટાં પડ્યાં હશે બોલતાં બોલતાં બબડતાં...'

'પોતાની જ નજરે સામી પોતાનાં જ અંગો પર બળબળતા ફોલ્લા ઊપસતા જોતાં કે ફાટતી ચામડીઓ ને એમાંથી ઝરતા પોતાના લોહીના રેલા જોતાં અરર્-વિચારતો શંકર જરા ડગી ગયો.'

અહીં વાર્તાકારે શંકરની વેદનાપ્રચુર સંવેદના ધુમાડા સાથે સાંકળી, ઘેરા કરુણમાંથી પલાયન કરવાની સ્વાભાવિક ગતિ ચીંધી છે : 'આખા ડબ્બામાં એવો ગન્ધારો ધુમાડો ઘૂમરાતો ગૂંગળાતો હતો-બહાર નીકળવાના રસ્તા શોધતો...'

'બારી' અહીં પ્રતીકાત્મક છટા લે છે : 'એનો અર્થ એ જ ને કે ચાલુ ટ્રેને તમારે આમાંથી નીકળીને, ના નીકળીને નહીં, પણ પડી જઈને - એટલે કે ભૂસ્કો મારીને - બચી જવાનું.' હવે નાયકની એક્ઝિટેન્શલ મનોદશા વાંચો : 'શંકરને થાય છે કે બચી જવાનું તે જઈને કે મરી જઈને ? જવું તે બચવું કે મરવું તે બચવું ?...છેવટનો સાર શું ? એટલૌં જ કે ટ્રેન અટકે એટલે સંકટ ટળે નહીં, પણ વિકસીને તીવ્ર બની જાય ! એક ખરા અર્થની ચોખ્ખે ચોખ્ખી ઇમરજન્સી સરજાય ! એની આગળ આ ઈ.ઈ.ડબલ્યુ.ની કોઈ વિસાત નથી, હા.'

આ પછીનો ભાગ પ્રસ્તારી લાગે છે, પરંતુ મૂરખા શંકરને સખત એકી આવે છે, વિમાસે છે - 'આ સાલી આપાત્ નથી તો શું છે...' આ બારીએથી કદાચ ભૂસ્કોય મારે કદાચ, પણ ત્યાંથી એ પેશાબ તો નહીં જ કરે...અહીં ઠંડી ઠંડી વૉટર બૉટલ પીધાના પરિણામે 'ફીલ ગુડ ફીલ ગુડ' થયેલું તે ફીલ વેરી બેડમાં ફેરવાઈ જાય છે. દેશમાં માણસને મૂતરવાનુંય હખ નથી. (લેખકની કલમ પર નેચરાલિઝમના અહીં-તહીં છાંટા છંટાયેલા જોવા હોય તો સૂંઘી જોવાની સુવિધા છે.) છેવટે નાયક પેશાબ કરી પાછો આવે છે ત્યારે ફર્શ પર કો'ક અજાણ્યો પેટીનું ઉશિંકુ કરી ઘોંટી ગયો હતો. (અહીં 'ગુદર્યો નહીં' પ્રયોગ બોલ્યોબરક્યો નહીંના અર્થમાં સરસ પ્રયોજાયો છે.) આગંતુકની આંખોનો કલોઝઅપ આસ્વાદ્ય છે : 'આંખો એમાં તગતગતી, ને, 'તો'ને ધાર આપતી પહોળી હતી.' એને અનિચ્છાએ ગોળી ગળવા શંકર બૉટલ આપે છે પણ ઊંઘ ગુમાવીને, ઊંઘમાં હોઉં ને આવિયો બૅગ લઈ ઊતરી પડે તો ? અહીં ઈ.ઈ.ડબલ્યુ.ના અર્થનું અવનવું નિસર્ગવાદી ઉદ્ઘાટન થયું છે : 'ટૂંકા કરેલા સાલા તમામ શબ્દોને જો કાળજીથી ફોલીએને તો અંદરથી બહુ બધું વિચિત્ર વિચિત્ર ને ગંદું નીકળે છે.'

શંકરને ટેવ છે, કપાળે બંને કાંડા ક્રોસ કરવાની. દુવિધા, દુર્ભાવ, અસ્થિરતા, શંકાના ક્રોસથી જડાઈ ચૂકયાની પ્રતીકાત્મક ચેષ્ટા. H-એચ આકારની બારીમાંથી નિસરણીઓ-ઠાઠડીઓ પ્રાકૃતિક દૃશ્યોમા ઉમેરાતાં જાય છે ને છેલ્લા, નિજી સ્ટેશને કો'ક જગાડે છે ત્યારે નાયક બબડે છે : 'મને આ લાલ, લાલ શું દેખાય છે ? તમારું ખમીસ લાલ લાલ કેમ છે ? શું તમે ઈ.ઈ.ડબલ્યુ. ફૂદેલા ?' ખરેખર તે લાલ ખમીસવાળો ફૂલી હોય છે. લાલ લોહી સાથેનું તાદાત્મ્ય, આગઝાળ લોહિયાળ ઘટનાની યથાર્થ કલ્પનાથી મંડિત છે, છતાં લેખકનું તાટસ્થ્ય અકબંધ છે. અતિરંજિત નાટ્યાત્મકતાના આકર્ષણની ખીણને અંડોળી આવવામાં શંકરના શંકિત જાતકેન્દ્રી સંકુલ ચરિત્રનું સહોપસ્થિત-નિર્વહણ વાર્તાકારની સિદ્ધિ છે.

'સંકટ સમયની બારી'નાં ભયાવહ સાહચર્યો રમતાં મેલી વા-ર-તા પૂરી કરી હોત તો થિયેરમ સિદ્ધ કર્યો એવું જ થાત, પણ કુશળ લેખક રિક્ષામા ઘેર જતાં, સુલોચનાને પહેલું શું આપશે - સાડી કે હીરાકાપ ? એવા નાયકની રોજિંદી સામાન્ય અવઢવને ઝબકાવી કામ પાર પાડે છે.

આપણો સર્જક ગોધરા કાંડ સમોવડી સમકાલીન દારુણ ઘટનાને વાર્તા-આકૃતિમાં કેવી પ્રવિધિથી પ્રતિબિમ્બિત કરી શકે એનો આદર્શ નમૂનો સુમનની આ 'બારી'માંથી જરૂર નીરખી શકાય.



## ...નહીં છેતરાય

તું લાખ કરે ઉપાય,
કે હરિવર હવે નહીં છેતરાય.

ઝાકળ જેવી ઇચ્છાઓના કરતો તું સરવાળા
હુંપદમાં અટવાયો નખશિખ, કેમ ખૂલશે તાળાં ?

છોને ઊંચેથી પછડાય,
કે હરિવર હવે નહીં છેતરાય.

આડંબરનાં વાઘાં પ્હેરી જીભ રટે છે હરિને
હોડી તારી તળિયે કાણી, જાશે કેમ તરીને ?

રખે તું ભરમાય,
કે હરિવર હવે નહીં છેતરાય.

મનમાં રાખે કાતી ને તું બહાર બતાવે હેત
ઠાકોરજી જાણે છે સઘળું, ડફોળ ! હવે તું ચેત !

નાહક તું ફુલાય,
કે હરિવર હવે નહીં છેતરાય.

**લાલજી કાનપરિયા**

# કુરુક્ષેત્ર પર ભટકતી ઝીણાની રૂહ

ગંભીરસિંહ ગોહિલ

કુરુક્ષેત્રની લોહીતરતી ધરતી પર ઝીણાની રૂહ શા માટે ભટકતી હતી ? મન્યુવૃક્ષ દુર્યોધન અને ઝીણામાં શી સમાનતાઓ હતી ? મહાભારતકાળ અને ૧૯૪૭ વચ્ચે શો સંબંધ હતો ? પ્રખર રાષ્ટ્રવાદી અગ્રણીમાંથી હાડોહાડ કોમવાદી મુસ્લિમ નેતા ઝીણા શી રીતે બન્યા ? ભાગલાના વિનાશતાંડવ માટે શું માત્ર ઝીણા જ જવાબદાર હતા ? ખિલાફતના પ્રશ્ને ગાંધીજીએ, ૧૯૨૮માં સુરક્ષિત ટકાવારી બાબતે, ૧૯૩૭માં પ્રાંતિક સરકારોમાં મુસ્લિમ લીગને સત્તામાં ભાગીદારીના પ્રશ્ને તથા ૧૯૩૯માં સરકારોનાં રાજીનામાં આપવામાં કોંગ્રેસે ભૂલો ન કરી હોત તો ઝીણાને પાકિસ્તાન માટે આગ્રહી બનવાની તક મળી હોત ખરી ? આવા પ્રશ્નોનાં મૂળ તપાસી કાયદે આઝમ મહમદઅલી ઝીણાના જીવનના રસપ્રદ વળાંકોને શબ્દબદ્ધ કરવાનો મહત્ત્વાકાંક્ષી પ્રયાસ જાણીતા નવલકથાકાર દિનકર જોષીએ તેમની નવલકથા 'પ્રતિનાયક' દ્વારા કર્યો છે.

૬૦૦ પૃષ્ઠો સુધી વિસ્તરેલી રચનાનાં આરંભિક પ્રકરણોમાં લેખકે પાકિસ્તાનના ગર્વનર જનરલ મહમદઅલી ઝીણાના અંતકાળના દિવસોનો ચિતાર આપીને પછી ફ્લેશબેક દ્વારા તેમના જીવનનો ઘટનાક્રમ આલેખ્યો છે. કાળવ્યુત્ક્રમની આ જાણીતી કલાપ્રયુક્તિથી જીવનકથાત્મક નવલકથાને આગવો ઘાટ આપવાનો તેમણે પ્રયાસ કર્યો છે. થોડાંક પ્રકરણોમાં કથાનાયકનું પૂર્વજીવન આલેખતાં પણ દેશમાં વકરી રહેલી હિંદુ-મુસ્લિમ સમસ્યાનાં ઉદાહરણો સહજ રીતે સાંકળી લેવામાં આવ્યાં છે. અનેક પરિમાણો ધરાવતી આ સમસ્યા પછીથી આખીયે નવલકથામાં તાણાવાણાની જેમ ગૂંથાઈ રહેલી છે. તેના કેન્દ્રમાં રહે છે ભારતીય ઉપખંડની વીસમી સદીના પૂર્વાર્ધની રાજકીય ગતિવિધિને વ્યાપતી ઝીણા નામની વિલક્ષણ નાટ્યાંશો ધરાવતી ઘટના.

પાકિસ્તાનના લોકો જેમને મહાનાયક ગણતા હોય તેમને જ હિંદુસ્તાનના લોકો ખલનાયક માનતા હોય તેવા વિસંવાદોની વચ્ચે સમતોલ વિચારણા સાથે લેખકે ઝીણાને પ્રતિનાયક કહ્યો છે. હિંદુસ્તાનનાં બે વિરાટ પાત્રોમાં ગાંધીને જો નાયક કહીએ તો ઝીણાને નાયકની સમકક્ષ છતાં નિષેધાત્મક ગુણોના લીધે ઊતરતું સ્થાન આપી પ્રતિનાયક કહી શકાય. તે રીતે જ તેમને ઓળખવા લેખકે પ્રયાસ કરેલ છે.

ઝીણાના વ્યક્તિત્વને ઓળખવા અનેક પ્રસંગો, ઉચ્ચારણો અને વિગતો સાથે લેખકે તેમના માનસને ખુલ્લું કરીને રજૂ કરેલ છે. તેમની પ્રશંસા કરતાં ઉચ્ચારણો વચ્ચે ગાંધીજીએ કહેલું કે તેઓ મુસલમાન હોવા છતાં દેશસેવાના કામમાં ઘણી ધગશ ધરાવે છે. તેમાંથી 'મુસલમાન હોવા છતાં' એ શબ્દો તેમને હીનતાસૂચક લાગ્યા અને તેનો ડંખ તેઓ ત્રણ દાયકા સુધી ભૂલ્યા નહિ, તેમાંથી અનેક વિસંવાદો પ્રગટ થતા રહ્યા.

જાહેરજીવનમાં ગાંધીજીને સફળતા મળતી ગઈ તેમ ઝીણાના મનમાં કડવાશ વધતી ગઈ. કોંગ્રેસમાં તેઓ ગાંધીજીથી એક દાયકો સીનિયર. દાદાભાઈ, ગોખલે, ટિળક, ફિરોજશાહ મહેતા વગેરે દિગ્ગજોના તેઓ સહકાર્યકર. તેમ છતાં ગાંધીજી તેમનાથી આગળ નીકળી ગયા તે તેમનાથી સહન થયું નહિ. ગાંધીજીનાં અહિંસા, અસહકાર, અસ્પૃશ્યનિવારણ, ખિલાફતને ટેકો વગેરેના તેઓ કડક ટીકાકાર તથા વિરોધી રહ્યા હતા. ગાંધીજીની દરેક પહેલ તેમને છેતરામણી ચાલ લાગતી. ગાંધીજીને તેઓ 'લુચ્ચું શિયાળ', 'અત્યંત ધૂર્ત અને કપટી' કહી ઓળખાવતા. ઉચ્ચારણોથી વાઇસરૉય માઉન્ટબેટનને તેઓ મનોરોગી લાગેલા.

કારકિર્દીના આરંભકાળે ઝીણાને વકીલાત, રાજકારણ, કુટુંબજીવન એમ તમામ ક્ષેત્રે સફળતા મળતી ગઈ. મહિને પંદરસો રૂપિયા આપતી મૅજિસ્ટ્રેટની

નોકરી છોડી ધીકતી વકીલાતમાં રોજના ૧૫૦૦ કમાતા થયા, રાજકારણમાં તેમનો સિતારો સતત ચઢતો જ ગયો, ૪૨ વરસની ઉંમરે ૧૮ વર્ષની સુંદર પારસી યુવતી રૂટી(રતન દિનશા વાચ્છા)ને તેનાં માતા-પિતાની અનિચ્છા છતાં પરણી શકયા, વિદેશમાં બ્રિટિશ વડાપ્રધાન સુધીના નેતાઓ સાથે નિકટના સંબંધો કેળવાયા, કાયદે આઝમ તરીકેનું માનભર્યું બિરુદ મળ્યું, અંગ્રેજીમાં અપાતાં તેમનાં છટાદાર વકતવ્યોની પ્રશંસા થતી.

પરંતુ ગાંધીજીની જેમ વિશાળ લોકસમુદાયને આકર્ષવાની શક્તિ કે કાર્યક્રમ તેમની પાસે નહોતાં, અંગ્રેજી સિવાય અન્ય કોઈ ભાષામાં તેઓ બોલી શકતા નહિ, સામાન્ય માણસોમાં ભળવા માટે જરૂરી સાદાઈ કે સૌજન્ય તેઓ કેળવી શકેલા નહિ. જેલમાં જવું, મુસીબતો સહન કરવી, ખાદી પહેરવી, રેંટિયો ચલાવવો વગેરે તેમની જીવનપદ્ધતિથી જોજનો દૂરની વાતો હતી. તેઓ માત્ર બંધારણીય લડતો આપવા ટેવાયેલા હતા. પરંતુ મુસ્લિમ હિતોની માગણીઓ કરવાથી રાજકારણના રાષ્ટ્રીય પ્રવાહથી દૂર ફેંકાઈ જવાશે તેવો તેમને ભય હતો. તેથી મુસ્લિમ લીગથી દૂર રહી કોંગ્રેસ સાથે જ રહ્યા હતા

આથી જ્યારે નિષ્ફળતાઓ મળવા લાગી ત્યારે તેમનો ગુસ્સો બેકાબૂ બનવા લાગ્યો. તેમના મનમાં ગ્રંથિ બંધાઈ ગઈ હતી કે પોતે કયારેય પરાસ્ત થઈ શકે જ નહિ, તેઓ ઇચ્છે તે તેમને મળવું જ જોઈએ અસહકારની ચળવળ વખતે તેમને જણાયું કે તેમનું મહત્ત્વ નગણ્ય બની ગયું છે, કોંગ્રેસમાં તેમની વરિષ્ઠતા જળવાઈ શકે તેમ નથી; ત્યારે એ હકીકત *ઊભરીને સામે આવી કે ઝીણાને મન તેમની* મહત્ત્વાકાંક્ષાઓ સામે સઘળું ગૌણ હતું.

એક તબક્કે દેશનું જાહેર જીવન છોડવાનું વિચારીને બ્રિટનમાં મિલકત લઈ સ્થિર થયા. પ્રિવી કાઉન્સિલના જજ અથવા બ્રિટનના મજૂર કે રૂઢિચુસ્ત પક્ષના સાંસદ થવાના પ્રયાસો કર્યા જેથી હિંદુસ્તાન અંગેના ચાવીરૂપ નિર્ણયોમાં તેમનું વજન રહે. પણ તેમાં સફળ થયા નહિ.

લેખકે સિલસિલાબંધ હકીકતો રજૂ કરીને દર્શાવ્યું છે કે ઝીણા એવા રસ્તાઓ શોધતા હતા જેથી તેઓ ગાંધીની તુલનાએ વરિષ્ઠ સ્થાને અથવા તેમની સમકક્ષ રહી શકે. રાષ્ટ્રીય હિતને ખાતર તથા દેશનું વિભાજન ન થાય તે માટે તેઓ મુસ્લિમ લીગ, કોમી માગણીઓ, પાકિસ્તાન માટે લડત વગેરે માર્ગોથી મક્કમતાપૂર્વક દૂર રહ્યા હતા. નિષ્ફળતાઓ સહન'ન થતાં હવે તેમણે તે તમામ માર્ગો અપનાવી *લીધા સંપૂર્ણ' અને 'અસાધારણ સત્તાઓ સાથેના મુસ્લિમ* લીગના તેઓ આજીવન પ્રમુખ બન્યા, મુસ્લિમ હિતોના સર્વોચ્ચ અને એકમાત્ર પ્રવકતા બની રહ્યા.

ઝીણા સાચા અર્થમાં કાયદે આઝમ હતા. પરંતુ હવે કાયદાનું જ્ઞાન, બૌદ્ધિક ક્ષમતા, નાટ્યાત્મક વ્યૂહરચનાઓ અને કુટિલ મુત્સદ્દીગીરીનો ઉપયોગ તેમણે મંત્રણાઓમાં ગૂંચો ઊભી કરવા, નકારાત્મક રીતે વાટાઘાટો તોડી પાડવા, સંમત થઈને પછી ફરી જવા અને અણછાજતી હઠાગ્રહી માગણીઓ માટે કરવા માંડ્યો. તેમણે કહેવા માંડ્યું કે હિંદુસ્તાનમાં મુસ્લિમો સલામત નથી, ઇસ્લામ ખતરામા છે, કોઈ હિન્દુ ભરોસાપાત્ર હોઈ શકે નહિ, અહીં કોઈ દેશ નહિ પણ માત્ર હિંદુ, મુસ્લિમ, શીખ, ઈસાઈ વગેરે જાતિઓ છે, મુસ્લિમ તો જાતિ જ નહિ, સ્વતંત્ર રાષ્ટ્ર છે, તેને પાકિસ્તાન મળવું જ જોઈએ. આ માટે તેમણે ૧૯૪૪મા ગાંધી-ઝીણા મંત્રણા સફળ થવા દીધી નહિ, ૧૯૪૬માં સંયુકત સરકાર તથા સમિતિ રચવા સંમત થઈને પછી કહ્યું કે સમિતિ રચવા તેમણે સમતિ આપી જ નથી.

બ્રિટિશરોની ભાગલાવાદી નીતિરીતિમાં મુસ્લિમો *ઉપયોગી હતા, ઝીણાની તેમને જરૂર હતી. પરંતુ* હિંદી વઝીર પેથિક લૉરેન્સ, સ્ટેફોર્ડ ક્રિપ્સ, માઉન્ટબેટન વગેરે કાયદે આઝમની નીતિરીતિઓથી નાખુશ થઈ ગયા હતા તેમાં પણ નિષ્ફળતા નજર સામે જણાતાં મુસ્લિમ લીગે સીધાં પગલાની જાહેરાત કરી. દેશભરમાં હિંદુમુસ્લિમ રમખાણો ફાટી નીકળ્યાં. ગાંધીજીએ મુસ્લિમ વિસ્તારોમાં જીવના જોખમે ફરી શાંતિ સ્થાપવાનું કામ કર્યું. માઉન્ટબેટને તેમને શાંતિ માટેનું

કાર્ય કરનાર 'વનમેન આર્મી' તરીકે ઓળખાવ્યા. જ્યારે દેશના વિભાજન સુધી થયેલી અમાનવીય હિંસા માટે ઝીણાને લેખકે 'વનમેન આર્મી' કહેવાની જિકર કરી છે.

પાકિસ્તાનની રચના તરફ દોરી જતી વાઇસરૉય માઉન્ટબેટન સાથેની ગાંધી–ઝીણા મંત્રણાઓ લેખકે રસપ્રદ રીતે આલેખી છે. પાકિસ્તાનના વડાપ્રધાન બનવાને બદલે ઝીણાએ સત્તાઓ પોતાની પાસે રાખીને ગર્વનર જનરલનું પદ સંભાળ્યું. પાકિસ્તાનની રચના માટે કાયદે આઝમે કોઈ રચનાત્મક કાર્યક્રમ વિચાર્યો હોય કે શુભાશયો સેવાયા હોય તેવું કશું ફલિત થતું જણાતું નથી. આથી જ લેખકે ઝીણાને પાકિસ્તાનના દ્રષ્ટા ગણ્યા નથી, જોકે તેઓ તેના સ્રષ્ટા જરૂર હતા.

લેખક એટલું સ્વીકારે છે કે પાકિસ્તાન મેળવવા માટેનો ઝીણાનો સંઘર્ષ માત્ર ૧૯૪૦ થી ૧૯૪૭ સુધીનાં સાત જ વર્ષ ચાલ્યો હતો અને એટલા ટૂંકાગાળામાં એક નવું રાષ્ટ્ર ઊભું કરવાની સિદ્ધિ નાનીસૂની ન ગણાય. તેઓ કહેતા કે એક કારકુન અને ટાઇપરાઇટરની મદદથી તેમણે પાકિસ્તાન મેળવ્યું છે. પરિસ્થિતિની વિડંબના એ છે કે પાકિસ્તાન મેળવવા સાથે તેઓ એક વર્તુળ પૂરું કરીને ફરી તેમનો પુરાણો રાગ આલાપતા રહ્યા હતા. એક વખતના રાષ્ટ્રવાદી, લોકશાહીવાદી, ધર્મનિરપેક્ષતાવાદી ઝીણા અધિકૃત રીતે કહેતા રહ્યા કે પાકિસ્તાન આધુનિક લોકશાહી રાજ્ય બનશે, તેના તમામ નાગરિકો સમાન હશે, જ્યાં ધર્મ અને રાજ્યને લેવાદેવા નહિ હોય. પાકિસ્તાનની રચના પછી ઝીણા એક જ વર્ષ જીવ્યા. તેમની માન્યતાઓ સાથે પાકિસ્તાન તેમને વધુ સમય બરદાસ્ત કરી શકત નહિ. ખરેખર તો તેમણે જીવનભર પાક મુસ્લિમ તરીકેની કોઈ મર્યાદાઓ પાળી નહોતી. કુરાન તેમણે વાંચ્યું નહોતું, નમાજ તેઓ પઢતા નહિ, શરિયતમાં માનતા નહોતા, ધૂમ્રપાન, શરાબ અને ડુક્કરનું માંસ તેમને અતિપ્રિય હતાં. ધર્મની દખલગીરી વ્યક્તિગત જીવનમાં કે રાજકારણમાં તેઓ સ્વીકારતા નહિ.

ઝીણાને કૌટુંબિક જીવન જેવું બહુ ઓછું હતું. પ્રથમ વારનાં પત્ની અમીબાઈ તેમના લંડનના અભ્યાસકાળ દરમ્યાન કરાંચીમાં અવસાન પામ્યાં હતાં. પારસી ધનાઢ્ય કુટુંબનાં રૂટી સાથે તેમનું દાંપત્ય દસ જ વરસ ચાલ્યું. પરસ્પર પ્રેમ હોવા છતાં બંને વચ્ચે મનમેળ ન થયો, ઉંમરનો તફાવત તો હતો જ. દીકરી દીનાને ઝીણા મુસ્લિમ તરીકે ઉછેરવા માગતા હતા. પણ તેણે પિતાની અનિચ્છા છતાં પારસી નોવિલ વાડિયા સાથે લગ્ન કર્યા. ઝીણાએ ત્યારથી પુત્રી સાથે કશો જ સંબંધ રાખ્યો નહોતો. તેમનાં છ ભાઈ–બહેન તથા પિતા મુંબઈમાં રહેતાં હતાં. તેમાંથી સૌથી નાનીબહેન ફાતિમાને ઝીણાએ ભણાવી અને જીવનભર સાથે રાખી. પણ તે બહેન તરીકેના આત્મીયભાવથી નહિ, પણ જરૂરિયાતના હિસાબે જ. ફાતિમા અત્યંત રૂઢિચુસ્ત મુસ્લિમ હોવાથી તેનો પ્રભાવ કેટલાક તબક્કે ઝીણાના જીવન પર પડ્યો હતો તેમ કહી શકાય.

લેખકે દર્શાવ્યું છે તેમ પોતાના શરીરસ્વાસ્થ્યની હકીકતોને ઝીણાએ વકીલ અને રાજકારણીની રીતે ગોપિત રાખી હતી. ડૉ. નીલ પટેલ જેવા નિષ્ણાતને પણ તેઓ સાચી હકીકત જણાવતા નહોતા. ક્ષયની અંતિમ બીમારી તથા કેન્સરનાં વિષાણુઓ લોહીમાં પ્રવેશ્યાં હોવાનું નિદાન થયું ત્યારે પણ તેની વિગતો જાહેર કરવાની ભારપૂર્વક તેમણે મનાઈ કરી હતી. પાકિસ્તાન થયા પછી પણ તેમણે આ આગ્રહ એટલે સુધી જારી રાખ્યો હતો કે ખુદ વડાપ્રધાન લિયાકત અલીખાનને પણ અંત સુધી અધિકૃત માહિતી મળી નહોતી. ખરેખર તો છેલ્લાં થોડાં વર્ષ સુધી પ્રબળ ઇચ્છાશક્તિ જ તેમની જીવાદોરી બની રહી. તેમની બીમારીની સત્ય હકીકત વહેલી બહાર પડી હોત તો હિંદુસ્તાનની રાજકીય ઘટનાપરંપરાએ જુદું જ રૂપ લીધું હોત અને દેશના વિભાજનની નોબત કદાચ આવી જ ન હોત.

'ઇતિહાસ જેની પૃષ્ઠભૂમિ અને પાયો છે' તેવા કાયદે આઝમ ઝીણાના જીવન તથા તેની સાથે સંકળાયેલ હિંદુ–મુસ્લિમ સમસ્યાને લેખકે સમગ્ર

નવલકથામાં નિરૂપિત કરવાનો મુખ્ય આશય રાખ્યો જણાય છે. તેના કારણે રચનાનું સ્વરૂપ ક્યાંક ઇતિહાસ કે નિબંધનું બની ગયું છે તે વાસ્તવિકતાની નોંધ લેખકે લીધી છે. તથ્યો મળ્યાં છે તેમાં કલ્પનાની પૂરણી કરી છે પણ તેના માટે સંભવિતતાની મર્યાદા સાચવી છે. આથી નવલકથાકાર તરીકે તેમણે જે છૂટછાટ લીધી છે તે પણ એકંદરે ઐતિહાસિક ઘટનાપરંપરાના ભાગરૂપ હોય તેવી ભાસે છે. આથી ઘણે સ્થળે નવલકથાના બદલે દેશની સ્વાતંત્ર્ય માટેની ચળવળનો ઇતિહાસ વાંચતા હોઈએ તેવું લાગે છે.

લેખક સ્વીકારે છે કે ઇતિહાસ જેની પૃષ્ઠભૂમિ અને પાયો છે એ કથાના આલેખનમાં ઇતિહાસને તો શી રીતે ઉવેખી શકાય ? એ દૃષ્ટિએ જોઈએ તો આ રચનામાં સારો ઇતિહાસકાર કલાકાર હોય જ છે એ ઉક્તિ સાર્થક ઠરે છે. લેખકે ઇતિહાસની વાત હોય ત્યાં તથ્યને ધ્યાનમાં લીધું છે. પણ માણસની વાત હોય ત્યાં સત્યને સર્વોપરિ ગણી કલાત્મકતાને માર્ગ કરી આપ્યો છે. આમ છતાં નવલકથાના શુદ્ધ કે તાત્ત્વિક કલેવરને સતત નજરમાં રાખનારને આ રચનામાં અનેક ત્રુટિઓ મળશે એવું લેખકે સ્વીકાર્યું છે.

ઐતિહાસિક વાસ્તવિકતાના અનુસરણનું પ્રમાણ જાણવા માટેની એક કસોટી પાત્રાલેખનની ગણી શકાય. ઇતિહાસ કે વાસ્તવ આધારિત નવલકથાઓમાં કથાને રસિક અને બહુપરિમાણી બનાવવા માટે લેખક નવાં પાત્રોનું સર્જન કરે છે અને જાણીતાં પાત્રોને નવા રૂપે રજૂ કરે છે. જ્યારે આ નવલકથામાં લેખકે ગણતર અપવાદોને બાદ કરતાં ભાગ્યે જ કોઈ નવા પાત્રનું સર્જન કર્યું છે. વાસ્તવિક પાત્રોનાં સ્વભાવલક્ષણોમાં તેમણે ફેરફાર ઓછા કર્યા જણાય છે, ઉમેરણ કર્યાં છે. ફાતિમા, રૂટી, દીના વગેરે પાત્રો વિશે બહુ ઓછું જાણવા મળે છે. તેમને જીવંત અને પારદર્શક બનાવવામાં લેખક સફળ થયા છે. ઝીણાના સ્વભાવ, રીતરસમ અને કાર્યશૈલી વિશે મળતી સ્વલ્પ માહિતીના આધારે તેમના વ્યક્તિત્વને લેખકે ધારદાર બનાવ્યું છે.

જોઈ શકાશે કે રૂટી, ગાંધીજી, સ્ટેફોર્ડ ક્રિપ્સ, માઉન્ટબેટન, લિયાકત અલીખાન વગેરે સાથેના પ્રસંગોને, જે તે પાત્રોનાં સ્વભાવલક્ષણો પણ સ્પષ્ટ થાય તે રીતે, લેખકે રસપૂર્ણ રીતે રજૂ કર્યાં છે. ઝીણાનો જિદ્દી, રુક્ષ, અહંમન્ય, કુટિલ, કટુ અને ઉગ્ર સ્વભાવ અનેક લાક્ષણિકતાઓ સાથે રચનામાં ઊપસી આવે છે. પરંતુ વીગતપૂર્ણ ઇતિકથન વચ્ચેના આ પ્રસંગો વિરલ બની રહે છે. હકીકતલક્ષી રાજકીય ગતિવિધિના આલેખનને તે સત્ય બનાવે છે. પરંતુ નવલકથાને એક કલાકૃતિ તરીકે ઊંચે ઊઠવામાં તથ્યમૂલક આલેખન અવરોધરૂપ બને છે. લેખકની ભાષા તવારીખી નિરૂપણને રસપ્રદ બનાવે છે. તેમાં સર્જનાત્મક ચમત્કાર ક્યારેક જ જોવા મળે છે. રૂટી સાથેના પ્રથમ પરિચયે પ્રેમ અને અહમ્ વચ્ચેના ટકરાવની ઝીણાના મનમાં જાગેલી મીઠી સંવેદના, વાઇસરૉયોને પણ રોકડું પરખાવી દેતી રૂટીની જીવનરસોથી છલકાતી તેજસ્વી પાત્રરેખા, જીવનના અંતિમ ચરણમાં પણ જોવા મળતા કાયદે આઝમની સત્તાપરસ્ત પ્રકૃતિના અવનવા રંગો, ખંધા રાજકારણી લિયાકત અલીખાન અને વ્યવહારકુશળ તેમજ કટ્ટર મુસ્લિમ ફાતિમાનાં પાત્રો વગેરેને તે સંદર્ભમા યાદ કરી શકાય.

'પ્રતિનાયક' ઇતિહાસની પૃષ્ઠભૂમિ ધરાવતી રચના છે તેમ એક જીવનચરિત્રાત્મક નવલકથા પણ છે. લેખકે કવિ નર્મદ, હરિલાલ ગાંધી, રવીન્દ્રનાથ ટાગોર વગેરે વિશે જીવનચરિત્રાત્મક નવલકથાઓ લખેલી છે. ગાંધીજી પોતાના જીવન દરમ્યાન અનેક સમસ્યાઓ ઉકેલી શક્યા, અનેકને સમજાવી શક્યા. પરતુ પોતાના પુત્ર હરિલાલ અને કાયદે આઝમ મહમદઅલી ઝીણાને ક્યારેય સમજાવી શક્યા નહોતા. હરિલાલ ગાંધી વિશે લેખકે 'પ્રકાશનો પડછાયો' નવલકથા લખી તેમ ઝીણા વિશે 'પ્રતિનાયક' દ્વારા એવો જ પ્રયાસ કર્યો છે.

'પ્રતિનાયક'માં કાયદે આઝમ મહમદઅલી ઝીણાનું જીવન એ જ કથાવસ્તુ છે. પાત્રો, પ્રસંગો, સંવાદો, પૂરક વિગતો વગેરેથી કથાને રસપ્રદ બનાવવા લેખકે જરૂરી ફેરફારો કર્યા છે અને કલ્પનાના રંગો

ઉમેર્યા છે. પરંતુ ઇતિહાસ અને જીવનકથાની મર્યાદાઓ સ્વીકારાઈ હોવાથી કલ્પનાનો ઉછાળ ભાગ્યે જ ક્યાંય જોવા મળે છે. ઝીણાનું જીવન, પાકિસ્તાનની રચના અને ભાગલાની વિભીષિકાઓ વચ્ચે કરુણની સેર વહેતી અનુભવાય છે. ભાગલાની કરુણતાની સામે લેખકે મહાભારતકાળના કુરુક્ષેત્રના યુદ્ધની કરુણાંતિકાને મૂકી આપી સંતુલન સાધવા પ્રયાસ કર્યો છે. આથી સમગ્ર નવલકથામાં પાકિસ્તાનના રચનાર ઝીણાના અંતકાળને વિશેષ મહત્ત્વ આપી કથાનાં પહેલાં પાંચ પ્રકરણોમાં તે સમયને અંકિત કર્યો છે. કથાના અંતભાગ સાથે આરંભનાં આ પ્રકરણોનું અનુસંધાન સાધી આપીને રચનાને વિશિષ્ટ કલાઘાટ આપવા લેખકે પ્રયાસ કર્યો છે. તે સમયના સાક્ષી રૂપે સાક્ષાત્ કાળ ભગવાનને ખડા કરી દઈને લેખકે માર્મિક રચનાવિધાન સાધવાનો પણ પ્રયત્ન કર્યો છે.

કુરુક્ષેત્રના યુદ્ધ અને નરસંહાર માટે જો એક જ પરિબળ કારણભૂત હોય તો દુર્યોધનનું નામ લેવું પડે છે તેમ ઇતિહાસ સાક્ષી છે અને લેખકનું પણ તારણ છે કે ઝીણાનું પરિબળ જ હિંદુસ્તાનના વિભાજન તરફ દોરી જવામાં કામયાબ નીવડ્યું હતું. અંગ્રેજોની ભાગલાવાદી રાજકીય કુટિલતા અને તેમાં મુસ્લિમ પરિબળનો ઉપયોગ કરવાની ગરજનો કાયદે આઝમે વિચક્ષણતા, તીક્ષ્ણ બુદ્ધિશક્તિ અને હઠાગ્રહ સાથે પૂરેપૂરો લાભ ઉઠાવ્યો હતો. નવલકથાકારે વિભાજનની ભીષણ કરુણાંતિકાઓના નિર્દેશો તો આપ્યા જ છે, પરંતુ મૃત્યુ અને માનવીય ગરિમા વચ્ચેના પ્રચંડ અંતરના સાક્ષી રૂપે ખુદ મહાકાળને મૂકીને અને ૧૯૪૭ની ઘટનાઓને કુરુક્ષેત્રની વિભીષિકાના નૈકટ્યમાં દર્શાવીને તેમણે ઘણું સૂચવી દીધું છે. તેમણે એટલું જ ઉમેરવાનું બાકી રાખ્યું છે કે ઝીણાની રૂહમાં મહાભારતકાળની માત્ર એક જ નહિ, દુર્યોધન અને શકુનિ એમ બંનેની રૂહને યુગપત્ વિશ્રામ મળ્યો હતો.

કાયદે આઝમની એ વિશેષતા હતી કે દુર્યોધનના દ્વેષ અને અહંકારની સાથે શકુનિના કુટિલ મુત્સદ્દી-પણાનો તેમણે કાતિલ હથિયાર તરીકે ઉપયોગ કર્યો હતો. તેનાથી તેમણે ગાંધીના અખંડ હિંદુસ્તાનના સિદ્ધાંતને ધ્વસ્ત કર્યો અને ઇતિહાસે તેમના પોતાના દ્વિરાષ્ટ્રના સિદ્ધાંતના, પછીના સમયમાં, કુરચેકુરચા ઉડાવી દીધા. એક વખતના દેશભક્ત અને કોમ-વાદના કટ્ટર વિરોધી ઝીણાએ કોમવાદના જ શસ્ત્રથી પાકિસ્તાન મેળવ્યું અને સમગ્ર ભારતીય ઉપખંડને એ જ ભયાનક દાવાનળ સમા કૌમી વૈમનસ્યનો વારસો તેઓ આપતા ગયા. આવાં ઐતિહાસિક અને જીવનકથામૂલક તથ્યોને સર્જનાત્મક સંસ્પર્શ દ્વારા ઉજાગર કરવામાં 'પ્રતિનાયક'ની વિશેષતા રહેલી જણાશે.

પ્રતિનાયક : દિનકર જોષી, પ્રકા. પ્રવીણ પ્રકાશન, રાજકોટ, ૨૦૦૨.



## સાભાર સ્વીકાર

**એકરૂપ :** લે. હરજીવન દાફડા, પ્રકા. પર્યાવરણ અને સંસ્કૃતિરક્ષક ટ્રસ્ટ, રાજકમલ રોડ, ફૂટ માર્કેટ, અમરેલી - ૩૬૫ ૦૦૧, કિં. રૂ. ૭૦/-; **અગ્નિપરીક્ષા :** લે. હમીદ કુરેશી, પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦/-; **સંધિરેખા :** લે. રાજેશ અંતાણી, પ્રકા. આર. આર. શેઠની કંપની, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૮૦/-; **॥ ઈશ ઉપનિષદ ॥ :** લે. નલિન વ્યાસ, પ્રાપ્તિસ્થાન : શ્રીમતી સુધા નલિન વ્યાસ, 'હિંડોલ', ૨૨/સી, જાગનાથ પ્લોટ, રાજકોટ, કિં. રૂ. ૫૦/-.

તારિણીબહેન દેસાઈ

જ્યાં દરિયાનાં અવિરત મોજાં સર્જન માટે સ્પંદનો જગાડતાં હોય, જ્યાં સૂર્યનો પ્રખર પ્રકાશ પ્રગતિ અને પ્રવૃત્તિ માટેની ઊર્જા આપતો હોય, જ્યાં સત્યાવીસ સત્યાવીસ નક્ષત્રો પોતાનો નિત્યક્રમ બદલવા નિરાંતજીવે બેસી પ્રશ્નકુંડળી માંડી જીવનના ગૂઢ સવાલના જવાબો આપ્યા કરતા હોય, જ્યાં ચંદ્રની શીતળ ચાંદની કલ્પનો તેમજ પ્રતીકો દ્વારા મનની ક્ષિતિજને ખોલતી હોય અને જ્યાંના રસ્તાઓ ક્ષિતિજ તરફ દોડતા હોય ત્યાં...અરે ત્યા જ...મારું ઘર છે કારણ મારી સાથે મારી બે દીકરીઓ પણ રહે છે. તેથી જ આજુબાજુ વ્હાલનો દરિયો સતત ઊછળ્યા કરે છે.

First child is a charm.

અને સંસ્કૃતિનો જન્મ થયો. દીકરીનો જન્મ થયો છે જાણી સુધીરબાબુ તો ગાયબ થઈ ગયા. એટલે બધાને થયું –

'શું દીકરી જન્મી છે તે નથી ગમ્યું કે શું ? ક્યાં ગયા હશે કોણ જાણે ?'

ઘરમાં બધાં વિચારમાં પડ્યાં. પણ...બેચાર કલાક પછી તેઓ ઘેર આવ્યા. ત્યારે માંડ માંડ ચાલી શકતા હતા. અરે...આમ કેમ થયું હશે ? પછી એમની સામે જોયું તો...એમના હાથમાં પેંડાનાં પેકેટોનો ખડકલો. એક પેકેટ પડે તો બીજું પકડે, ત્રીજું પડે તો...ચોથું પકડે. બધાએ ધીમે રહીને ભાવથી કહ્યું –

'ભલા ભાઈ ! સાથે કોઈ માણસને લઈ જવો જોઈએ ને ? કાં તો ત્યાંના કોઈ માણસ પાસે બધાં પેકેટો ઊંચકાવીને લાવવા જોઈએ.'

પણ...કોઈ પણ સવાલ સાંભળવાની કે તેનો જવાબ આપવાની એમને ગમ જ નહીં. પછી ઓળખીતા-પાળખીતા, સગાં-સંબંધીઓને ત્યાં પેંડા આપવા ગયા, ત્યારે બધાએ ખુશ થઈને કહ્યું –

'શું...સુધીર ! તારિણીને દીકરો સાંપડ્યો છે કે ? ખુશ થતો થતો આવ્યો છે અને હાથમાં પેંડાનુ પેકેટ છે એટલે અમે તો અનુમાન કરી જ લીધું છે...વહુ બેટા ! સુધીરભાઈને મીઠું મોઢું કરાવવા ગોળની ગાંગડી લાવને.. '

'બહેન ! દીકરો નહીં પણ...દીકરી આવી છે, અને બંનેની તબિયત ઘણી સારી છે.'

'હેં...હેં...એ તો બધું ઠીક હવે. તબિયત-બબિયત તો સમજ્યા પણ...દીકરા એટલે તો દીવો કરે અને દીકરી એ તો પારકી થાપણ ..પારકી અમાનત...'

'અરે પણ...બહેન ! આ તો મારું પહેલું સર્જન છે !'

'એમ તો પરણેલાં બધાં જ છોકરાં તો જણે જ છે ને ! એમાં કાંઈ નવું પણ નથી અને મોટું પણ નથી. બાકી દીકરી તો ખરચાવ્યા જ કરશે અને તને આખો દિવસ. અને દીકરા તો કમાઈ પણ જાણે અને આપી પણ જાણે '

સુધીરબાબુએ આ વાત ત્યારે મને કહી નહોતી. કારણ હું તો હોસ્પિટલમાં હતી. હતી પુષ્કળ આનંદમાં. કારણ જન્મ પહેલાં અમને ખાતરી જ હતી કે દીકરી જ આવશે અને આનંદકિલ્લોલ કરાવશે. અમે બંનેએ એનું નામ આગળથી નક્કી કરી રાખ્યું હતું. બે નામ મનમાં હતાં : સંસ્કૃતિ અને આકાંક્ષા. પછી બંનેને થયું કે 'ક્ષ' અક્ષર બોલવામા જરા ખટકે છે. વળી 'આકાંક્ષા' એટલે તો ઇચ્છા. દરેકને લગ્ન પછી બાળક માટેની ઇચ્છા તો હોય જ ને ? અર્થની દૃષ્ટિએ એ નામ સાધારણ કહેવાય. પણ...આ દીકરીમાં અમને થોડા વિશેષ ગુણો દેખાયા. તેથી 'સંસ્કૃતિ' નામ વધારે યોગ્ય લાગ્યું. પછી એમણે પોતાના પહેલા કાવ્યસંગ્રહનું નામ 'આકાંક્ષા' રાખી લીધું.

અમે તો ખુશખુશાલ થઈ ગયાં. બંને થોડા નાના જેવાં. તેથી બાળકનાં આવવાથી આજુબાજુ ચાંદી-સોનાનાં વાદળો દોડતા લાગ્યાં. એમાં સાથે

ભરી કલ્પના. કલ્પનામાં પૂર્યા રંગો. એમ એને ઉછેરી. અને એ બની ગઈ સંસ્કૃતિમાંથી સંસ્કૃતિરાણી.

નાનપણથી જ હોશિયાર. એની હોશિયારીની તો અમને પહેલેથી જ જાણ થઈ ગઈ હતી. એને જ્યારે પ્રાઇમરી સ્કૂલમાંથી સેકન્ડરી સ્કૂલ-એલેક્ઝાન્ડ્રામાં મૂકી ત્યારથી. એ સ્કૂલમાં એવું હતું કે આખા વરસમાં ત્રણ યુનિટ ટેસ્ટ થાય તેમજ ટર્મિનલ એકઝામ પણ થાય. આ બધાના માર્ક્સનો સરવાળો જો સાઇઠ ટકા માર્ક્સથી વધારે થાય તો...એ વિદ્યાર્થીએ વાર્ષિક પરીક્ષા આપવી ના પડે પણ...જે વિદ્યાર્થીના માર્ક્સ સાઇઠ ટકાથી ઓછા થતા હોય તો એણે વાર્ષિક પરીક્ષા આપવી જ પડે. મઝાની વાત એ છે કે સંસ્કૃતિ સ્કૂલમાં દાખલ થઈ ત્યારથી તે છેક એસ.એસ.સી.ની પરીક્ષા સુધી વાર્ષિક પરીક્ષા એણે આપવી પડી નથી.

દરેક માબાપને એમ હોય છે કે મારું બાળક બહુ આગળ આવે. અમને પણ એવું જ મન હતું. આમ ભણતરનું તો એનું સરસ રીતે ચાલતું હતું પણ જો કોઈ કલા શીખવા માટે કલાસમાં મૂકીએ તો સારું. તેથી પેઇન્ટિંગ કલાસનો વિચાર કર્યો. બધા એમ કહે છે કે ચિત્રકામ કરવાથી concentration ખૂબ વધે છે. તેથી અમે એને શ્રીમતી ભક્તિબહેન શાહના કલાસમાં મૂકી. તેઓ એવા શિક્ષક કે મેડિટેશન રોજ કરે. કારણ તેઓ પોંડિચેરીમાં મધરનાં ફોલોઅર.

પછી તો...એને પેઇન્ટિંગમાં વધારે રસ પડે તેથી અમે એક્ઝિબિશન જોવા લઈ જઈએ-જહાંગીર આર્ટ ગેલેરી, તાજ આર્ટ ગેલેરી વિગેરે જગ્યાએ. મને તો ચિત્રકામ સાવ જ ના આવડે. સ્કૂલમાં હતી ત્યારે તો કરવું પડતું. તે તો મમ્મી જ બધું કરી આપે. કારણ તેણે ડ્રોઇંગની પરીક્ષાઓ પાસ કરી હતી. એટલે કરે મમ્મી, પણ વખણાય મારું. એક્ઝિબિશનમાં પેઇન્ટિંગ જોયા પછી સુધીરબાબુ એનેલાઇઝ કરે પછી સારું કે ખરાબ કહે. પણ... આપણે બંદા તો ફટાક દઈને કહી દઈએ આ સારું છે કે ખરાબ. કારણ મારા મત પ્રમાણે-'I must feel it.' સાહિત્ય માટે પણ એવું જ. વિવેચન-વિવેચન કરવાનું નહીં, બસ...કૃતિ જ સ્પર્શવી જોઈએ. કાંઈક feel થવું જોઈએ...બસ. પછી તો સંસ્કૃતિએ પણ...સુધીરબાબુની માફક ડ્રોઇંગની પરીક્ષાઓ આપી.

એક દિવસ એવું થયું કે આપણા વિદુષી કવયિત્રી શ્રીમતી હીરાબહેન પાઠક સાંજે ઘેર આવ્યાં, ત્યારે સંસ્કૃતિને હું તૈયાર કરીને ડાન્સિંગ કલાસમાં મોકલતી હતી. એમણે પૂછ્યું-

'ક્યાં જાય છે, દીકરા ?'

'હું તો ડાન્સિંગ કલાસમાં જાઉં છું.'

'સારું...સારું...બેટા, ફતેહ કરો.'

પણ એનાં ગયાં પછી એમણે મને કહ્યું-

'તારિણી ! આખો દિવસ તો એનો સ્કૂલમાં જાય છે પછી સાંજે પણ તમે એને કશે મોકલશો તો...એ રસોઈ ક્યારે શીખશે ? શું...સવારે સ્કૂલમાં જતા પહેલાં કૂકર મૂકી તેમજ લોટ બાંધી જાય છે કે ?'

'ના...રે...ના હીરાબહેન ! અમે રાત્રે ઘણાં મોડાં સૂઈએ છીએ તેથી સવારે વહેલા ઊઠવાનું તો બનતું જ નથી.'

'મારી મા તો મને સવારનાં સ્કૂલમાં જતાં પહેલાં રસોઈનું અમુક કામ તો...કરાવે જ. કારણ પોતાને ઘેર તો રસોઈપાણી કરવાનાં જ છે ને ? શું તમે સાથે જવાનાં છો ?'

'પણ...પણ...હીરાબહેન !'

'જુઓ...તારિણી ! એનાં અને તમારા સારા માટે કહી રહી છું. આપણો સમાજ સ્ત્રીઓ માટે જુદો જ છે.'

'સાવ સાચું છે હીરાબહેન ! હું બરાબર સમજી શકું છું તમારી વાત. પણ...મારે મારી દીકરીને મોટી માણસ બનાવવી છે. જુદી વ્યક્તિ બનાવવી છે. રસોડામાં ગોંધી રાખવી નથી. વળી એને ખૂણાની વ્યક્તિ જરાયે બનાવવી નથી. અને આમ જુઓ તો...સાધારણ સ્ત્રીઓ પણ રસોઈ તો બનાવી જ જાણે છેને...તો વખત આવે સંસ્કૃતિ પણ કરી જ શકશે ને !'

આવું સાંભળી એમની આંખની ચમક જ જુદી થઈ ગઈ. તરત જ બોલી ઊઠ્યાં-

'વાહ...તારિણીબાઈ ! તમારાં જેવી મમ્મીને સલામ !'

હીરાબહેન જ્યારે મારા ઉપર ખુશ થતાં ત્યારે મને તારિણીબાઈ કહીને જ બોલાવતાં. આમ તેઓ ક્યારેક મા પણ બની જતાં અને ક્યારેક સાસુ પણ...

પછી તો ઘણી વાર સાંજે કોઈ મહેમાન જમવા આવવાનાં હોય ત્યારે એને પેઇન્ટિંગ કલાસ કે ડાન્સિંગ કલાસ પડાવવાનું સુધીરબાબુ કહેતા. મને મદદ કરવા કોઈ જોઈએને તેથી. પણ-મને થતું-ઘર છે એટલે મહેમાનો તો આવ્યા જ કરવાના. જો હું એને ઘણુંખરું કલાસ પડાવીશ તો...એ પાછળ રહી જશે બધાથી. તેથી મેં એ તકલીફ સ્વીકારી લીધી અને એને કોઈ પણ કલાસ પડાવ્યા નહીં. એની શીખવાની લગનને લીધે તેર વર્ષ સુધી જાણીતી ફિલ્મ અભિનેત્રી અને સક્ષમ નૃત્યાંગના શ્રીમતી વૈજયન્તીમાલા પાસે ડાન્સિંગ શીખી.

હમણાં થોડો વખત પહેલાં ઓફિસના કામે એ મદ્રાસ ગઈ હતી. ત્યારે પોતાની ગુરુને મળવા ગઈ. જોતાની સાથે તેઓ એને બાઝી જ પડ્યાં અને એના પ્રોગ્રેસની વાતો પૂછી. બધી વાતો સાંભળી આખમાં અમી વરસાવતાં વ્હાલથી માથે હાથ મૂકતાં બોલ્યાં-

'Sanskriti ! I am very proud of you, dear !'

- આમ દરેકમાં પાવરધી થતી રહી. ભણતરમાં એ સ્ટેટિસ્ટિક્સ વિષયમાં પોસ્ટગ્રેજ્યુએટ થઈ. આમ જુઓ તો...ગણિત વિષય મારો પણ ઘણો સારો. અને એ સ્કૂલમાં હતી ત્યારે શીખવતી પણ ખરી. અત્યારે મને વિચાર આવે છે કે, બી.એ. અને એમ.એ માં ગણિત એટલે કે મેથેમેટિક્સ લેવાનું મને કેમ સૂઝ્યું નહીં. પણ...મારાં ત્રણેય છોકરાંઓ સ્ટેટિસ્ટિક્સ વિષયવાળા. અત્યારે મને લાગે છે કે જીવનમાં ફિલોસોફી જરૂર આવકાર્ય છે પણ... કળિયુગમાં જીવન જીવવા માટે ગણિત બરાબર આવડવું જોઈએ. ગણિત વગર જરાયે ના ચાલે.

પછી તો મારી બધી ઇચ્છાઓ અને આકાંક્ષાઓ મેં સંસ્કૃતિ દ્વારા પૂરી કરવા પ્રયત્ન કર્યો. કોઈ પણ સ્ત્રી પુરુષ સમોવડી બનવા પ્રયત્ન કરે તે મને જરાયે ગમે નહીં. એ તો હંમેશ પુરુષથી આગળ જ છે અને આગળ જ રહેવી જોઈએ. પછી એણે ફાઇનાન્સમાં એમ.બી.એ. કર્યું અને વીસમી-એકવીસમી સદીનો મુખ્ય વિષય-ઇન્ફરમેશન એન્ડ ટેક્નોલોજી એટલે કે આઈટીમાં ઝંપલાવ્યું અને આગળ વધતી ગઈ. ધીમે ધીમે એક પછી એક પગથિયાં પણ ચઢતી ગઈ અને જનરલ મેનેજર બની ગઈ.

હવે કમ્પ્યૂટર ફીલ્ડમાં નોકરી લીધી હોવાથી એને રાત્રે મોડે સુધી રોકાવું પડતું. સ્ત્રીની નજાકત તો સ્ત્રી હોવાને લીધે હતી અને ડાન્સિંગ કરવાથી વધી. પણ...જો કદાચ સ્ત્રી તરીકે શારીરિક રીતે નબળી હોય તો ..રાત્રે મોડા આવતાં તકલીફ પડે. ખરાબ માણસો આગળ પોતાનો બચાવ ના કરી શકે તો.. તેથી અમે એને સેનસાય શ્રી પરવેઝ મિસ્ત્રીના કરાટે કલાસમાં મૂકી  એ તૈયાર થવા માંડી. એનો ફાયદો એ થયો કે એક વખત બસમાં ચઢતી વખતે ગમે તેવા માણસો અડપલાં કરવા માંડ્યા. આમ તો આવા માણસો ઘણી બધી છોકરીઓને પજવતા હશે જ પણ...સ્ત્રી બિચારી શું કરી શકે ?–હલકટ અને ખરાબ પુરુષોની તાકાત આગળ. પણ...સંસ્કૃતિ તો કરાટે શીખતી હોવાથી તેણે જોરદાર મુક્કો તેમજ પગથી કિક મારવા માંડી. આખી બસ તો સ્તબ્ધ થઈ ગઈ. બધા જ પ્રવાસીઓ ખુશ થઈ ગયા–આની હિંમત અને તાકાત જોઈને. હલકટોને સરસ પાઠ ભણાવી દીધો એણે. અત્યાર સુધી કોઈ જ છોકરીએ આમ કર્યું નથી–તે એણે કરી બતાવ્યું. પછી તો સંસ્કૃતિ આઠ વર્ષ કરાટે શીખી અને બ્રાઉન-બેલ્ટ વન સ્ટાઇપ બની.

પાછું ગળથૂથીમાં સાહિત્ય તો ખરું જ. પોતાનાં મમ્મી-પપ્પાના સાહિત્યના સંસ્કારોની – સાથે સાથે મારાં નાનીમા, માસીબા, મામા અને કાકા બધાનાં જ. તેથી સાહિત્ય તો લોહીમાં જ. તેમાં મુખ્ય તો કવિતા. એનો કાવ્યસંગ્રહ ગુજરાતી સાહિત્ય પરિષદે બહાર પાડ્યો. એને માટે એને એવોર્ડો ઉપર એવોર્ડો મળતા રહ્યા. કવિતા એના મનમાં ઘણી ફૂલી-ફાલી.

એ રીતે ભાષા સાથેના પ્રેમને લીધે રશિયન ભાષાની પરીક્ષાઓ આપી અને ત્યાંના નામાંકિત કવિઓની કવિતાઓનો અનુવાદ કર્યો. આમ બધું થતું રહ્યું. બંગાળી ભાષા પણ થોડીઘણી શીખી અને સ્વિમિંગ પણ થોડુંઘણું.

આમ તો આ બધું મારે કરવું હતું. શું કરવું હતું તે ચોક્કસ નક્કી નહીં. એટલે બહુ આગળ વિચાર કરવાની ત્યારે ટેવ પણ નહીં તેથી એવી સૂઝ પણ નહીં. વળી તે જમાનાની સ્ત્રીઓ આગળ વિચાર કરી શકે એવી હવા પણ નહીં. નવું કરવાની સૂઝ તો ઓછી જ, પણ નવું કરવામાં આશ્ચર્ય ઘણું.

સંસ્કૃતમાં કહ્યું છે ને -

'विस्मयो योग भूमिका ।'

તેને લીધે બધી જ વસ્તુઓમાં માથું મારી જાણવાની ઈચ્છા અને પછી વિસ્મય પામવાની વૃત્તિ. એવી જ સંસ્કૃતિની પણ...જોકે સંગીતમાં સહેજ પણ ચંચુપ્રવેશ એનો થઈ શક્યો નથી. નવાઈ પમાડે એવી વાત. કારણ પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે એ અમારી સાથે સુગમ સંગીત કે શાસ્ત્રીય સંગીતના કાર્યક્રમોમાં તો હોય જ. લગભગ બાવન-ત્રેપન વર્ષ પહેલાં આકાશવાણીમાં મારો પ્રવેશ થયો હતો ગાયિકા તરીકેનો અને અત્યારે છે લેખિકા તરીકેનો. સંગીત એ મારો પહેલો રસનો વિષય. અમારા કુટુંબનાં બધાં જ રોજ સાંજે મ્યૂઝિક કૉલેજમાં જાય-સગાંવહાલાંને ત્યાં જવાને બદલે. મેં પાંચ વર્ષનો શાસ્ત્રીય વૉકલ મ્યૂઝિકનો ડિપ્લોમા લીધો છે-એમ.એસ. યુનિવર્સિટીમાંથી. આ મારો શોખ એનામાં ઊતર્યો છે પણ જુદી રીતે. એણે જરાયે ગાવાની ટ્રેનિંગ લીધી નથી પણ...ટેલિવિઝન કે ઓડિટોરિયમમાં થતા સંગીતના કાર્યક્રમો ખૂબ જ રસથી માણે કારણ કે નવ મહિના તો મારી સાથે જ હતી અને બાળક તરીકે પણ સાથે જ હોય.

આમ સંસાર આગળ વધતો ગયો. પછી બીજું અને ત્રીજું બાળક પણ આવ્યું. એમ કહે છે કે

'Second child is a choice.'

અને એ પ્રમાણે સંસ્કાર આવ્યો. પછી ત્રીજું બાળક; ત્રીજા માટે એમ કહેવાય છે કે

Third child is a crowd.

જો આ વાક્ય મને તે વખતે ખબર હોત તો...ત્રીજી ભૂલ કે ત્રીજો પ્રયત્ન ના થયો હોત...પણ અત્યારે તો એમ લાગે છે કે

Third child is a proud.

ને સંસ્કૃતિ જો રાણી હોય તો પછી ધ્વનિ પણ રાણી જ થાય ને. એટલે સંસ્કૃતિરાણી અને ધ્વનિરાણી આવ્યાં અને અમારા સંસારની ગાડીમાં પાંચ થયાં.

મારી પહેલી બે સુવાવડ મારે પિયર વડોદરા થઈ હતી. ગાયકવાડ રજવાડાનાં ફેમિલી ડૉ. કુલશ્રેષ્ઠનાં મેટરનિટી હોમમાં-એ જ ડૉક્ટરને હાથે. અને ત્રીજી સુવાવડ અમારા ઘર પાસેની બ્રીચકેન્ડી હૉસ્પિટલમાં થઈ. બાળકના જન્મ પછી નર્સે કહ્યું -

'Baby born...'

એટલે બધા સમજ્યા-'Baby boy'.

આવું સાંભળી પાછાં બધાં ખુશ થયાં. પણ...મારા મનમાં તો હાશકારાનો જ આનંદ-લેબર પેન્સ પછીનો. પછી તે ગમે તે હોય. દીકરી કે દીકરો. શરૂઆતમાં એનું નામ રાખ્યું હતું-'સપના'. જાણે કે વધારે સપનાંઓ જોવડાવવા ના આવી હોય ! પછી ખબર પડી કે ઘણી છોકરીઓનું નામ સપના પડ્યું હતું. તેથી 'સપના' નામ ઘણું કૉમન થઈ ગયું. જોકે સપનાંઓ તો જોવાનાં દરેકને ગમે જ ને ? પછી વિચાર કરીને રાખ્યું 'ધ્વનિ'. આમ તો મારા જીવનકાવ્યનો તો એ 'ધ્વનિ' જ હતી ને ! જીવનની ગાડી ધ્વનિપૂર્ણ જિવાતી રહે એ જ તો જરૂરી છે. ધ્વનિરાણી સંસ્કૃતિરાણી સાથે આવી તેથી પંચ ત્યાં પરમેશ્વર થયા.

વખત જતાં એ મોટી થતી ગઈ. ઘણી જ ચબરાક, ઘણી જ ધમાલિયણ અને ઘણી જ બોલકી. પહેલાં તો અમારા ઘરની બાજુની પ્રાઇમરી સ્કૂલમાં એને મૂકી જેમાં સંસ્કૃતિ અને સંસ્કાર જતાં હતાં. પછી સેકન્ડરી સ્કૂલ માટે સંસ્કૃતિની સ્કૂલ એલેક્ઝાન્ડ્રામાં મૂકવા વિચાર કર્યો. કારણ એનો વિકાસ સરસ રીતે થયો હતો ને તેથી. પણ એ

મોટી કંપનીમાં જનરલ મેનેજર એટલે એના હાથ નીચે ઘણાં બધાં માણસો કામ કરે. કડપ રાખી કામ કરાવે જ. સાહેબ હોવાને લીધે ઓછાબોલી, રિઝર્વ્ડ, નિયમોસર કામ કરનારી. જ્યારે બીજી દીકરી કામ કરી પણ જાણે, કરાવી પણ જાણે પણ...મીઠું મીઠું બોલીને એનામાં કામ કરાવવાની કુનેહ ભારે. કામ કર્યાના, પૈસા મોડા થતા હોય મળવામાં કે એ વ્યક્તિને પૈસા આપવાની વૃત્તિ જ ના હોય તો પણ ધીમે ધીમે વસૂલ કરી જાણે. બંનેની બોલવાની છટા જ જુદી એક મક્કમ કમિટમેન્ટવાળી તો બીજી જીવનની ગલીગુંચીઓમાંથી આબાદ રીતે રસ્તો કાઢનારી.

તેથી જ અમારા જીવનની નાવ પૂરપાટ ચાલે છે નાવના પ્રારંભમાં છે સંસ્કૃતિરાણી. અંતમાં છે ધ્વનિરાણી અને મધ્યમાં છીએ અમે ત્રણ – હું, સુધીરબાબુ અને સંસ્કાર. અને વહાલરૂપી દરિયામાં ઊછળ્યા કરીએ છીએ.

ઘણી વાર મને વિચાર આવે છે કે શું મારી પાસે વહાલના બે જ દરિયા છે કે ? ત્યારે મને આપણા જાણીતા સરસ કવિ શ્રી મનહર મોદીનાં કાવ્યસંગ્રહનું શીર્ષક યાદ આવે છે. શીર્ષક છે–અગિયાર દરિયા. તેઓ પોતાની કવિતામાં કહે છે –

'એક અને એકનો સરવાળો બે ના થાય પણ અગિયાર થાય. કારણ...એકમાં એક ઉમેરીને સરવાળો જો બે કરીએ તો...બંને એકડાનું અસ્તિત્વ મિટાઈ જાય છે. પણ.. જો એક અને એકનો સરવાળો અગિયાર કરીએ તો...બંને એકડાનું અલગ અસ્તિત્વ રહે અને બંને સાથે પણ રહે છે. તેમ જ હા...મારી પાસે બે દરિયા નથી પણ...અગિયાર દરિયા છે એટલે કે અલગ અલગ અસ્તિત્વ ધરાવતી બે દીકરીઓ છે. મારા દ્વારા ઊછરી છે અને મારી આજુબાજુ ઊછળ્યા કરે છે.

ઑફિસમાં જતાં પહેલાં સંસ્કૃતિની બે માંગણીઓ. એક માંગણી એવી કે રાત્રે નવું શું બનાવીશ ? કારણ ખાવાની ખૂબ શોખીન. બીજી માંગણી એ કે આખા દિવસમાં નવું તું શું કરીશ, શું નવું વાંચીશ, શું નવું વિચારીશ કે શું નવું લખીશ ? એના મત પ્રમાણે દરેક વ્યક્તિએ દિવસનો વ્યવસ્થિત ઉપયોગ કરવો જોઈએ. દિવસને ગમે તેમ વાપરી નાંખવાનો નહીં જ. એવું બધું પહેલાં મેં એને શિખવાડ્યું છે. હવે તે મને શિખવાડી રહી છે. તેથી જ હું અત્યારે મનથી, શરીરથી તેમજ સ્વભાવથી સ્વસ્થ રહી છું.

જ્યારે નાનકી ધ્વનિ મને પૂછે નહીં કે તું શું કરીશ પણ...મને કહે કે તું આમ કરજે તો આમ થશે જ. એના કહેવા પ્રમાણેનું થાય જ. એને ઇન્ટ્યુઇશન ભારે. પોતાને માટે પણ ક્યારેક–સાવ આરામથી બેઠી હોય અને એકદમ જ વિચાર આવે કે તરત જ ઊઠીને કોઈ એજન્સીમાં ફોન કરે ત્યારે ત્યાંનો ડિરેક્ટર કહે–

'અરે...ધ્વનિ ! હું સવારથી તને જ યાદ કરતો હતો. એનો ફોન નંબર હવે ક્યાંથી મેળવું ? કારણ તારું વિઝિટિંગ કાર્ડ ક્યાંક મિસપ્લેસ થઈ ગયું છે.'

કાં તો કોઈ વખત કોઈ એજન્સીમાં પહોંચી જ જાય. ત્યારે ત્યાંનો ડિરેક્ટર એને જ ફોન લગાડતો હોય. છેવટે કામ મેળવીને જ રહે–ઇન્ટ્યુઇશનને લીધે. એને કામ મળવાનું અમુક જગ્યાએથી છે, તે અગાઉથી જાણી જ જાય. વળી એને ફોન સાથે ગાઢ મૈત્રી. મોટાભાગના કોન્ટેક્ટ્સ ફોનથી જ કરે. ફોન કોઈ દિવસ બંધ પડ્યો હોય તો...અમારા પેટનું તો પાણી જ ના હાલે પણ...ધ્વનિ અસ્વસ્થ થઈ જાય. મોબાઇલ તો હંમેશા એની પાસે હોય જ, ફોન દ્વારા જ એ શ્વાસ લે છે એમ લાગે.

ઇન્ટ્યુઇશનની વાત કરીએ તો...એ તો એને છેક બાળપણથી જ થતું હશે એમ લાગે છે. એ બરાબર સાડા ચાર વર્ષની હતી ત્યારે પહેલી વખત લાયન્સ ક્લબની પેઇન્ટિંગ કોમ્પિટિશનમાં ભાગ લીધો જ્યારે ઇનામ જાહેર થવાનું હતું તેને આગલે દિવસે સંસ્થા તરફથી ફોન આવ્યો કે ધ્વનિને બીજું ઇનામ મળે છે. અમે ખુશ થયા. ઇનામ મળ્યું માટે. કારણ પહેલી જ વખત ભાગ લીધો હતો તેથી. ધ્વનિને બીજા ઇનામનું કહ્યું તો એ તો ચિઢાઈ જ ગઈ. એ કહે –

'મને તો પહેલું જ ઇનામ મળે છે; કેમ ખોટું બોલે છે ?'

અમે એને 'તને તો બીજું ઇનામ મળે છે' તે સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ...એ તો પહેલા ઇનામની જ રઢ લગાવીને બેઠી હતી. અમને થયું ઇનામ લેતી વખતે એને કાંઈ ખબર પડવાની નથી કે ઇનામ પહેલું છે કે બીજું ? પણ...અમને મનમાં ભય તો હતો જ કે એ કદાચ જાણી જાય અને ઇનામ લેતી વખતે ભેંકડો તાણશે તો ?

આમ વિચાર કરતાં કરતાં બીજે દિવસે અમે તૈયાર થઈ ફંક્શનમાં ગયાં. ભાગ લેનાર બાળકો પણ પોતાનાં માતાપિતા સાથે આવ્યાં હતાં. ચીફ ગેસ્ટ તરીકે ફિલ્મ કલાકાર અને અત્યારનાં કેબિનેટ મિનિસ્ટર શ્રી શત્રુઘ્ન સિંહા હતા. એમણે બધાંને પ્રોત્સાહિત કરવા ભાષણ આપ્યું અને ઇનામની જાહેરાત પણ થઈ. પહેલા ઇનામ માટે નામ બોલાયું બેત્રણ વખત. પણ...અમારા મગજમાં તો કોઈ નામ આવ્યું જ નહીં. વિચાર કરતાં જ રહ્યાં. પછી આજુબાજુ જોયું તો ધ્વનિ ખુરશીમાં હતી જ નહીં. થયું –

'હમણાં બીજા ઇનામ માટેનું નામ જાહેર થશે ત્યારે જો ધ્વનિ નહીં હોય તો...ઇનામ લેવા નહીં જઈ શકે ?'

જરાક સ્વસ્થ થઈ અમે સ્ટેજ સામે જોયું તો...ધ્વનિ બધાંને પગે લાગી ઇનામ લઈ રહી છે અને શત્રુઘ્ન સિંહા અને ઊંચકી રહ્યા હતા. વળી પહેલા ઇનામની જાહેરાત તો થયા કરતી હતી. First prize goes to Dhvanirani Desai. અમે દિગ્મૂઢ જ થઈ ગયાં. એને પહેલું ઇનામ લેતી જોઈને વિચારતાં જ રહી ગયાં કે તો શું ગઈ કાલે ધ્વનિને પહેલા ઇનામ માટે ઇન્ટ્યુઇશન જ થયું હશે ને ?

આમ ઈશ્વરીય શક્તિ ધરાવનાર ધ્વનિ–કોઈ વખત સ્પષ્ટ બોલવામાં કોઈને ખોટું પણ લગાડી દેતી. પણ...શું થાય ? ઈશ્વરે જ જ્યાં જુદું જુદું વ્યક્તિત્વ ઘડ્યું હોય ત્યાં... સંસ્કૃતિ ઓછાબોલી; ગમ ખાઈ જનારી પણ ઑર્ડર કરનારી સાહેબ વુમન; જ્યારે ધ્વનિ આખાબોલી; સ્પષ્ટવક્તા, કન્વિન્સ કરીને કામ લેનારી બિઝનેસ વુમન.

ઘણી વાર મને પણ એમનાં વ્યક્તિત્વ અને વ્યવહારમાંથી શીખવા જેવું લાગ્યું છે. જ્યારે કોઈને કહેવાની જરૂર હોય ત્યારે કહેવું જ જોઈએ અને ગમ ખાઈ જવાની જરૂર હોય ત્યારે ગમ ખાવી જ જોઈએ એ વાત તો સાવ જ સાચી છે. વર્ષો પહેલાં રીડર્સ ડાયજેસ્ટમાં વાંચેલું વાક્ય અત્યારે યાદ આવે છે – 'When you love to say 'No', say 'No' emphatically.' જ્યારે કોઈ વખત આપણને પેલા વાક્યની પણ જરૂર લાગે છે – ન બોલ્યામાં નવ ગુણ...

આમ બંનેનાં વહાલને લીધે તેમજ એમની શક્તિ અને પ્રગતિને લીધે એમ જ થાય છે કે આ બે જ દીકરીઓ છે તેને બદલે થોડી વધારે એટલે કે પાંચેક દીકરીઓ હોત તો...કેવું સારું થાત ! અત્યારે બે જ વહાલનાં દરિયા છે તેને બદલે પાંચ વહાલના દરિયા થાત ને...એટલે તો પાંચ એકઠા થયા. તેનો સરવાળો તો–અગિયાર હજાર એકસોને અગિયાર દરિયા–શ્રી મનહર મોદીના મત પ્રમાણે.

અધધધ ! કેટલા બધા દરિયા થયા ! તો પછી ચોમેર વહાલના દરિયા જ ઊછળ્યા કરતા હોત તો... તો તો પછી હું દરિયા વચ્ચેનો ટાપુ જ બની જાત અને દરિયાનાં મોજાંઓથી ડૂબી જાત કે... ના...રે ના ! મોજાંઓ ભલે ઊછળ્યાં કરે આજુબાજુ પણ...ટાપુ કદી ડૂબતો નથી; એ તો મોજાંઓનું જ સૌંદર્ય માણે છે.

અમારી નાવ તો ચાલતી રહી છે, તરતી રહી છે, ઊછળતી રહી છે પાંચ ખલાસીઓ સાથે. ખરેખર જ ! આવા વહાલરૂપી દરિયા ના હોત તો...જીવન કેટલું શુષ્ક, નિષ્પ્રાણ, નિરર્થક અને નીરસ બની ગયું હોત !

❑

# વિસ્તરતી સીમાંઓ
## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સાહિત્ય પરત્વેના સૈદ્ધાન્તિક અભિગમોમાં રશિયન સ્વરૂપવાદ એક મહત્ત્વનો અભિગમ છે. રશિયન સ્વરૂપવાદને સાહિત્ય અંગેની 'સાહિત્યિકતા'ની શોધ એને વ્યવહારભાષાથી સાહિત્યભાષાના જુદા પ્રકારના કાર્ય તરફ લઈ ગઈ અને એ જુદું કાર્ય ભાષાના સ્વસંચાલન(automatization)ની સામે 'વિચલનો' દ્વારા ભાષાને પુન: પ્રાણિત કરવાની પ્રવિધિ છે. પરિચિત ભાષાને કઈ રીતે અપરિચિત કરી શકાય, કઈ રીતે ભાષાનો પ્રત્યક્ષ (perception) બદલી નાખતાં નવું સંવેદન ઊભું કરી શકાય એ રશિયન સ્વરૂપવાદનો એક મહત્ત્વનો ઉદ્યમ રહ્યો છે. ટૂંકમાં વ્યવહારની ભાષાથી સાહિત્યની ભાષાને જુદી પાડી, એની 'વિશિષ્ટતા'ની તપાસ એ હંમેશાં સાહિત્યક્ષેત્રે રસપ્રદ વિષય રહ્યો છે.

સંસ્કૃત કાવ્યવિવેચન પણ રશિયન સ્વરૂપવાદની જેમ ભાષાભિમુખ રહ્યું છે, એટલું જ નહીં પણ વ્યવહારના અનુભવથી કલાના અનુભવનો ભેદ કરવા માટે સંસ્કૃત આચાર્યોએ સાથે સાથે વ્યવહારની ભાષાથી સાહિત્યની ભાષાનો પણ ભેદ કર્યો છે. શરૂના આલંકારિક ભામહે તો 'शब्दार्थौ सहितौ काव्यम्' એમ કહી શબ્દ અને અર્થનું સાથે હોવું એને કાવ્ય ગણ્યું છે. પણ પછીના આચાર્યોએ તપાસ આદરી કે શબ્દ અને અર્થના સાથે હોવા ઉપરાંત એમાંથી જે ચારુત્વપ્રતીતિ થાય છે તે શાને આધારે થાય છે. શબ્દ અને અર્થનો જે વ્યાકરણિક સંબંધ છે તે એક સંબંધ છે પણ એ ઉપરાંત શબ્દ અને અર્થનો અન્ય કોઈ સંબંધ હોવો જોઈએ.

રાજાનક રુય્યકના 'અલંકારસર્વસ્વ'ની સમુદ્રબંધ ટીકામાં બહુ સ્પષ્ટતાથી આ વાતને ઉપસાવવામાં આવી છે : 'આમ વિશિષ્ટ શબ્દ અને અર્થ એ કાવ્ય છે. એમની વિશિષ્ટતા ધર્મ દ્વારા, વ્યાપાર દ્વારા અને વ્યંગ્ય દ્વારા જાણી શકાય. એમાં ધર્મના બે વિભાગ : અલંકાર અને ગુણ; વ્યાપારના બે વિભાગ : ભણિતિવૈચિત્ર્ય અને ભોગકૃત્ત્વ. આમ કુલ પાંચ વિભાગ : પહેલો ઉદ્‌ભટ વગેરેએ સ્વીકારેલો, બીજો વામને સ્વીકારેલો, ત્રીજો કુન્તકે સ્વીકારેલો, ચોથો ભટ્ટ નાયકે સ્વીકારેલો અને પાંચમો આનંદવર્ધને સ્વીકારેલો' – આ પ્રમાણે દર્શાવી શકાય :




આમ જુદી જુદી રીતે કાવ્યની વિશિષ્ટતાનો સ્વીકાર થયો છે : इह विशिष्टौ शब्दार्थौ काव्यम् । અથવા કાવ્યની વિશિષ્ટતામાં આ બધા અંગો વિશેષ ભૂમિકા ભજવે છે. પણ રોજિંદી વ્યવહારભાષાથી સાહિત્યને જુદું કરનારું કોઈક રમણીય તત્ત્વ છે જે એનું વ્યાવર્તક લક્ષણ છે. શબ્દ અને અર્થ સંયુક્ત રહે એ તો વ્યવહાર માટે પણ જરૂરી છે. એ સિવાય પ્રત્યાયન શક્ય નથી શબ્દ અને અર્થનો સંયુક્ત હોવાનો એમનો વ્યાકરણિક સંબંધ બરાબર, પણ એ ઉપરાંત એમનો બીજો કાવ્યાત્મક સંબંધ છે જેને કારણે કાવ્યમાં ચારુત્વની પ્રતીતિ થાય છે. સંસ્કૃત કાવ્યવિવેચનને અલંકાર અને રીતિથી માંડી વક્રોક્તિ સુધી અને ધ્વનિથી માંડી રમણીયતા સુધી એનાં મૂળ પ્રસાર્યાં છે.

સંસ્કૃત કાવ્યવિવેચન અને રશિયન સ્વરૂપ-વાદની તુલના-ભૂમિકા આ 'વિશિષ્ટતા'ની વિભાવનામાં પડેલી છે.



# કોઈ વિરાટ મહેલના જેવું...

કોઈ વિરાટ મહેલના જેવું
જીવનનું પ્રવેશદ્વાર.
જ્યાં જોઉં ત્યાં
પથરાયેલી લાલ જાજમ.
મહેલની બહાર વિશાળ બગીચા
ને
ઊડતા ફુવારા.
જિંદગી જાણે કે
જીવલેણ સૌન્દર્યવતી સ્ત્રી-
હું એનું સંવનન કરું છું
એનો આદર કરું છું.
એના કેશની મોહિનીમાં
અટવાઈ જવું મને ગમે છે.

વાતાવરણમાં
જરી ભરતનું કામ કરતા
સિતારના સ્વર.
અહીં બધું જ રમ્ય લાગે છે.
અહીં બધું જ ભવ્ય લાગે છે.

બગીચામાં
ક્યાંક છુપાઈ ગયેલો કામદેવ
અને
લપાઈ ગયેલી રતિ.
હું તો શરીરની પણ આરતી કરું છું.

જે
અંધકારની ખીણમાં પ્રવેશતું નથી..
એ
મારે માટે પ્રતિભાશાળી વ્યક્તિ નથી.
જે
અજવાળાની આળપંપાળ કરતી નથી
એ વ્યક્તિ
મને આંધળી લાગે છે.
બધું જ વણાયેલું હોય છે
તેજ અને તિમિરના
તાણાવાણા-જેવું.

જિંદગીમાં તો ધૂપછાંવ હોય
એની મઝા.
આ બધાની વચ્ચે
મારો જીવ તો નજાકતમાં
મારો જીવ તો લાલિત્યમાં.
સાચી પ્રતિભા શિસ્તને ગાંઠતી નથી
શિસ્ત પોતે જ પ્રતિભાને ગાંઠે છે
(આ તો મારું અનુમાન !).

અનાયાસ વહેતા જળ જેવું જીવન
કલ્પનાના વૈભવ આગળ
જ્ઞાન તુચ્છ લાગે છે
આકાશ
સૂર્યનું રાજભવન
કાળી રાતમાં પણ ચંદ્ર
પોતાના મહેલનું નિર્માણ કરી શકે છે.
આ મહેલમાં ઝળહળે છે
તારાઓ અને નક્ષત્રો
કોઈ વૈભવી વિલાસી પલંગ પર
અનંગ સાથે
જિંદગી સૂતી છે
પોચાં પોચાં સપનાં જેવી ઓશીકાઓની વચ્ચે.
સૂવું એટલે
ચત્તાપાટ પડી રહેવું નહીં
પણ
પલંગમાં આમતેમ આળોટવાનું
ને
એનીય એક મઝા છે.
હું
પ્રત્યેક ક્ષણમાં
મારી રીતે આળોટી લઉં છું.

ફૂલોને જોઉં છું
પણ
ચૂંટતી નથી
માત્ર જોયા કરું છું.

કેટલીય વાર
ખાધા વિનાય
ફળોનો સ્વાદ માણ્યો છે.

ક્રમબદ્ધ ગોઠવાયેલાં પુસ્તકો જેવી
જિંદગી
મને અમુક હદથી વધુ નથી ગમતી.

મારા પગને
ભોમિયાની જરૂર નથી.
હું તો
ગમે ત્યારે
ગમે ત્યાં
જઈ શકું છું
અને છતાંય
મારી રીતે રહી શકું છું.

કોઈ પણ ફૂલનો રંગ
મને પારકો લાગ્યો નથી
કે
કોઈ પણ ફૂલની સુરભિ
મને પારકી લાગી નથી
એટલે
જિંદગી
ક્યારેય નારકી લાગી નથી.

જ્યાં જોઉં ત્યાં
મારી કલ્પનાનું જગત
સ્વર્ગ જેવું
સ્વર્ગ જોયું નથી
પણ
સ્વર્ગ હોય
તો
મારા શબ્દ જેવું જ હોય.
શબ્દોનો પણ એક વૈભવ હોય છે
એક માહોલ હોય છે.
કિન્નરી વૃન્દના સાથ કે સથવારા વિનાય
શબ્દો
ક્યારેક થઈ જાય છે
સ્વયંસિદ્ધ સંગીત.

હું હવે [illegible]
ક્યાંય પણ ગોઠવાઈ શકું છું
પણ
મારી પોતાની રીતે.
આપણે આપણી પલાંઠી છોડ્યા વિના
પંખીની પાંખ પહેરીને
ઊડી શકીએ
જો
આંખ સામે
પોતાનું આકાશ હોય તો.

ધરતી સૌની છે
છતાં
મારી ધરતી મારી છે.
આકાશ પણ સૌનું છે
છતાં
મારું આકાશ મારું જ છે.

હું
શક્યતાઓની તલાશમાં નીકળું છું.
આ તલાશ
એ જ મારો પ્રવાસ
એ જ મારી યાત્રા
આ પ્રવાસ
કે
યાત્રાને અંતે
હું
ફરી પાછી
પહોંચી જાઉં છું
મારા પોતાના પ્રવેશદ્વાર પર.
જે લોકો
સતત કિનારાને જોયા કરતા હોય
એમને કદીય
સમુદ્ર સાંપડતો હશે ?
હું
આખાય સમુદ્રને
મૂકી દઉં છું
મારા શબ્દોની હથેળીમાં...

**પન્ના નાયક**

# અચરજ અપરંપાર

અચરજ અપરંપાર સંતો ! અચરજ અપરંપાર;
ધગધગતા કાંઈ લોહથંભ પર હાલે કીડીની હાર !
જનમજનમની પોઠ્યું લઈને
ભટકવું ભવરણમાં;
અખંડ વ્હેતા જીવતરનો આ
અંત નથી મરણમાં.
એક સાંધો માંડ કરી ત્યાં તૂટે લખલખ તાર !
અચરજ અપરંપાર સંતો ! અચરજ અપરંપાર.
સચરાચરમાં ક્યાં છુપાયો ?
ક્યાંથી દોર સંભાળે ?
અણુઅણુમાં વાસ છતાંયે
નયણાં નવ નિહાળે.
રૂપ કેમ વખાણું એનાં, દરશનની જે બ્હાર ?
અચરજ અપરંપાર સંતો ! અચરજ અપરંપાર.

**લાલજી કાનપરિયા**



## મૌન

આ મૌન કેવું ભર્યું ભર્યું લાગે,
અનહદના નાદે, મધુરા રાગે.

વ્યથા-વિષાદ ના મનને સતાવે,
જિંદગીના ગમ પણ ભુલાવે;
ઉર મધુર સૂર ભરપૂર અનુરાગે,
આ મૌન કેવું ભર્યું ભર્યું લાગે.

વિભુના સ્મરણની આદત પડી છે,
ભાવો વ્યકત કરવા કલમ પકડી છે;
આતુર ઉરની ઝંખના જાગે,
આ મૌન કેવું ભર્યું ભર્યું લાગે.

સુરભિત મુખરિત પુલકિત ગીત,
ભીતરે ગુંજે સૂરીલું સંગીત;
વિરાટ-વિરાગના ભણકારા વાગે,
આ મૌન કેવું ભર્યું ભર્યું લાગે.

**દેવજી ત્રિ. થાનકી**

## સ્નેહાંજલિ

પછી નમણું એકદા ઊઘડીને પ્રભાતે અહીં
સુનેરી દરિયો બધો નયનમાં ઉછાળ્યો હતો.
રસોથી છલકંત ખેતર ઊગી ગયાં લીલુડાં
હરેક ક્ષણમાં વીત્યા સમયની; ટહુકો કરી.

તમારી કુમળી ગુલાબ શી હથેળીઓ ટેરવે
ભરી ભરી પીધી ઘણીય દ્રવતી પળોમાં અમે.
હજીય અકબંધ એની વળગી સુગંધો રહી;
કદીક લઉં ભાવથી પ્રબળ ટેરવાંને શ્વસી !

અને કદી અબોલડા પણ લીધાં છતાં પાંપણો
પછીય પલળી જતી સ્મરણમાં તમારાં બહુ.
વળી સમય વીતતાં છૂટી ગયાં અબોલા પણ.
તમેય પછી પારકાં થઈ ખસી ગયા એકદા !

અને પ્રથમ પ્રેમનો દશક આમ વીતી ગયો;
હવે અવરના તમે; ધરું છતાંય સ્નેહાંજલિ !

**લાલજી કાનપરિયા**

Uddesh (A literary, cultural monthly) August - 2004 ISSN 0971-6599 R No GUJ 156

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ પંદરમું : અંક બીજો

સપ્ટેમ્બર : ૨૦૦૪

તંત્રી

રમણલાલ જોશી

૧૭૦



# ઉદ્દેશ

વર્ષ : પંદરમું | અંક : બીજો | સળંગ અંક : ૧૭૦

## અનુક્રમ : સપ્ટેમ્બર ૨૦૦૪




પ્રકાશક રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી ઉદ્દેશ ફાઉન્ડેશન ૨ અચલાયતન સોસાયટી સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

ઉદ્દેશ ફાઉન્ડેશન વતી મુદ્રક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઝર ટાઇપસેટિંગ પ્રતિકૃતિ, ૭ શ્યામ અપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ ગુરુકુળ રોડ મેમનગર, અમદાવાદ ૩૮૦ ૦૫૨ ફોન ૨૭૪૮૭૯૧૮

સ્થાન ભગવતી ઑફસેટ બાનડાલપુર, અમદાવાદ - ૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬૭૬૦૩


### સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂા **૨૦૦**, વિદેશમા (એરમેલ) રૂા ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂા ૧,૫૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોંટેલુ જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂા ૨૫, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન ૨૭૯૧૧૬૭૭, ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.
ફોન ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૦૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમા,
મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨
ફોન ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૭૯૧૮

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણદ - ૩૮૮ ૦૦૧
ફોન ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬

'ઉદ્દેશ'ના છૂટક અકો પણ ઉપરના સરનામે મળશે

ઉદ્દેશ

સપ્ટેમ્બર ૨૦૦૪

सर्वभाषा सरस्वती



# મનને કાબૂમાં લેવાની સાધના

આપણાં શાસ્ત્રોમાં – ષડ્દર્શનોમાં જીવ, ઈશ્વર, માયા વગેરેનું નિરૂપણ થયેલું છે. મધ્યકાલીન સંત-કવિઓની કવિતામાં પણ વેદાંતનાં ગહન સત્યો સુગમ વાણીમાં રજૂ થયેલાં મળે છે. અરે ! લોકસાહિત્યમાં પણ કોઈક કોઈક ઉદ્‌ગારો ભારે ફિલસૂફીભર્યા હોય છે. એ જ રીતે માયા વિશેના પણ અનેક નિર્દેશો મળે છે. વેદાંતના સંદર્ભમાં 'માયા'ને બદલે 'અઘટઘટનાપટીયસી' તરીકે વર્ણવાઈ છે – જે ઘટના ઘટી શકે એમ ન હોય તે ઘટાવવામાં માયા કુશળ છે. ઉપનિષદોમાં માયાને 'પ્રકૃતિ' અને એના સ્વામી તરીકે 'પુરુષ'ને ગણાવાયો છે. પરંતુ દૈનંદિન જીવનમાં વ્યવહારુ રૂપે માયાનો પરિચય દરેકને થતો હોય છે પણ આપણે એનું નામ પાડી શકતા નથી. અધ્યાપનકાર્ય વખતનો એક પ્રસંગ યાદ આવે છે. કોઈ વિદ્યાર્થીએ વર્ગમાં પૂછેલું કે રોજબરોજના જીવનમાં માયા ક્યાં દેખાય, એને શી રીતે ઓળખવી ? તરત એક દૃષ્ટાન્ત કહેલું કે કોઈ માણસ મંદિરમાં ભગવાનને ચડાવવાનાં ફૂલો લઈ નીકળ્યો હોય પણ રસ્તામાં કોઈની પાસે એની વેણી બનાવડાવી અન્યત્ર જાય તો માનવું કે એ માયાનું કારસ્તાન છે ! સઘળી સાધનાઓ છેવટે મન ઉપર આવીને ઊભી રહે છે.

મનને કાબૂમાં લેવું એટલે પોતાના વિચારો ઉપર કાબૂ સ્થાપવો. મનરૂપી સમુદ્રનું વિચારરૂપી રત્ન આપણે ભયંકર રીતે વેડફતા હોઈએ છીએ એની આપણને ખબર સુધ્ધાં નથી હોતી ! વાતવાતમાં આપણે 'મને કંઈક થઈ ગયું' એવો શબ્દપ્રયોગ કરીએ છીએ. આ વસ્તુ ખતરનાક છે. અહીં જ માણસે જાગૃતિપૂર્વક પ્રયત્ન કરવાનો છે. મહત્ત્વની બાબત સંકલ્પશક્તિ(will-power)ને મજબૂત કરવાની છે. તમે એક વાર સંકલ્પ કરો કે તમારે અચૂક કાર્ય કરવું જ છે, પછી તમારે જરા પણ મચક આપ્યા વગર એને વળગી રહેવું જોઈએ. મન અનેક ચાલબાજીઓ કરે, અનેક બહાનાં બતાવે, સહેજ પણ ચલિત થયા તો આપણું આવી બન્યું સમજવું. પ્રત્યેક સંકલ્પને ઢીલો કરતાં મન પણ એટલું જ ઢીલું બને છે. મનની બાબતમાં 'આ એક વાર હું કરી લઉં, પછી બીજી વાર નહિ કરું' એવી નીતિ ભારે છેતરામણી છે. અહીં કશી બાંધછોડને અવકાશ નથી. શ્રીમાતાજીએ કહ્યું છે કે ઇચ્છાને સંતોષવા કરતાં એને જીતવામાં વધુ આનંદ મળે છે. આપણો પણ આ રોજનો અનુભવ છે. એવો દૃઢ સંકલ્પશક્તિ વડે માયાનાં કરતૂતોને મચક ન આપવી એ જીવનસાધનાનું પ્રથમ પગથિયું છે.

ભક્તને માટે આ સાધના સરલ બને છે શરણાગતિ-પ્રપત્તિભાવથી. શ્રીમદ્ ભગવદ્‌ગીતાના સાતમા અધ્યાયના ચૌદમા શ્લોકમાં શ્રીકૃષ્ણ કહે છે :

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

– કારણ કે ત્રિગુણમયી એવી મારી આ દૈવી માયાને તરવી મુશ્કેલ છે; જેઓ મારા શરણે આવે છે તે જ આ માયાને તરી જાય છે.

'दुर्निग्रहं चलम्' એવા મનને વશ કરી જીવનનો સાચો આનંદ પ્રાપ્ત કરવામાં પ્રભુની અગાધ કરુણા સૌ અભીપ્સુઓ ઉપર ઊતરી રહો !

**રમણલાલ જોશી**

તંત્રી

### ડૉ. જયંત પાઠક કવિતા પુરસ્કાર

ડૉ. જયંત પાઠક કવિતા પુરસ્કાર બે વર્ષના સમયગાળામાં પ્રગટ થયેલા ઉત્તમ કાવ્યસંગ્રહને આપવાનો હોઈ કવિઓ, પ્રકાશકો અને કાવ્ય-રસિકોને ૨૦૦૨ અને ૨૦૦૩માં પ્રગટ થયેલા કાવ્યસંગ્રહોની બે નકલો નીચેના સરનામે મોકલી આપવાની વિનંતી કરવામાં આવી છે :

મંત્રી,
શ્રી જયંત પાઠક પુરસ્કાર સમિતિ
એમ. ટી. બી. આર્ટ્સ કોલેજ,
આઠવા લાઇન્સ, સુરત - ૩૯૫ ૦૦૧.

### લોકમિલાપ ટ્રસ્ટ, ભાવનગરની વિનંતી

ગયા વર્ષે વિક્રમસર્જક વેચાણ સાથે ગુજરાતી પ્રજાનું પ્રિય પુસ્તક બની ગયું તે 'અરધી સદીની વાચનયાત્રા'નો બીજો ભાગ લોકમિલાપ ટ્રસ્ટે પ્રગટ કરેલ છે. છસ્સો એંશી પાનાંના પાકા પૂંઠાના આ પુસ્તકમાં અઢીસો જેટલા લેખકોનાં ૫૫૦ યાદગાર લખાણો છે. ચાલુ બજારભાવે જેની કિંમત રૂ. ચારસો થાય એવું આ પુસ્તક તમામ જાણીતા પુસ્તક-વિક્રેતાઓ પાસે રૂ. ૭૫માં સુલભ છે. દસ કે વધુ નકલો નકલદીઠ રૂ. ૫૦/- લેખે મળે છે. રજિસ્ટર ટપાલથી ઘરે બેઠા મેળવવા એક નકલ માટે રૂ ૧૦૦/- તથા દસ નકલ માટે રૂ ૬૨૦/- મનીઑર્ડર કે ડ્રાફ્ટથી મોકલવાનું સરનામુ :

લોકમિલાપ ટ્રસ્ટ
સરદારનગર,
ભાવનગર - ૩૬૪ ૦૦૧.

### નૂતન વર્ષે કાર્ડની કિંમતે પુસ્તકો મોકલવાની સાહિત્ય સંગમની યોજના

નૂતન વર્ષે લોકો નૂતન વર્ષાભિનંદનના કાર્ડ મોકલે તેને બદલે પુસ્તકો મોકલતા થાય તે માટે સાહિત્ય સંગમે લગભગ પડતર કિંમતે પુસ્તકો વહેંચી શકાય એવી એક યોજના જાહેર કરી છે.

: સંપર્કસૂત્ર :
સાહિત્ય સંગમ
પંચોલી વાડીની સામે, બાવાસીદી,
ગોપીપુરા, સુરત - ૩૯૫ ૦૦૧.

### ગઝલ ગુર્જરી ડોટકોમ

૨૭ ઑક્ટોબર ૨૦૦૪ના રોજ ન્યૂજર્સી, યુ.એસ.એ.માં યોજાનાર ગુજરાતી સાહિત્ય અકાદમીના ચોથા દ્વિવાર્ષિક સાહિત્ય સંમેલનમાં ગુજરાતી ગઝલની નવી વેબસાઇટ 'ગઝલ ગુર્જરી ડોટકોમ' ખુલ્લી મુકાઈ રહી છે. સંપાદન આદિલ મન્સૂરીએ અને સંયોજન અલી ઇમરાન મન્સૂરીએ કર્યું છે.

### સુનયના પબ્લિકેશન્સ તરફથી શરૂ થનારાં માસિકો

સુનયના પબ્લિકેશન્સ તરફથી અનોખુ માસિક 'બંધન' જેમાં એકસાથે સળંગ લઘુનવલ આપવામાં આવે એવું અને 'આરોહી' અને 'જયશ્રીકૃષ્ણ વૈષ્ણવ' નામના અન્ય બે માસિક પણ તે પ્રગટ કરે છે.

: સંપર્કસૂત્ર :
સુનયના પબ્લિકેશન્સ
૧૬૫/૧૮-બી, પત્રકાર સોસાયટી,
ન્યૂ તિલકનગર, કુરલ ટર્મિનસ પાસે,
ચેમ્બૂર, મુંબઈ - ૪૦૦ ૦૮૯.

### જૂનાગઢમાં કવિ શ્રી મનોજ ખંડેરિયાની સ્મૃતિમાં ઊજવાનાર 'મનોજ પર્વ'

આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિના

પ્રથમ અધ્યક્ષ અને મૂર્ધન્ય કવિ શ્રી મનોજ ખંડેરિયાની સ્મૃતિમાં શબ્દ અને સૂરના સથવારે, શામળદાસ ગાંધી ટાઉનહોલ, જૂનાગઢમાં ૨૪ સપ્ટેમ્બર ૨૦૦૪ને શુક્રવારના રોજ સાંજે ૪-૩૦ કલાકે મનોજ પર્વ ઊજવાશે, જેમાં કવિ શ્રી મનોજ ખંડેરિયાના કાવ્યસંગ્રહ 'એમ પણ બને'નું વિમોચન શ્રી મોરારીબાપુના વરદ્‌હસ્તે સંપન્ન થશે.

**શ્રી વીરુ પુરોહિતને પ્રાપ્ત થતો જયંત પાઠક કવિતા પુરસ્કાર**

ગુજરાતી કવિતા માટે એનાયત થતો શ્રી જયંત પાઠક કવિતા પુરસ્કાર વર્ષ ૨૦૦૦-૨૦૦૧માં પ્રગટ થયેલા કાવ્યસંગ્રહોમાંથી શ્રી વીરુ પુરોહિતના કાવ્યસંગ્રહ 'અગિયારમી દિશા'ને પ્રાપ્ત થયો છે. અભિનંદન.

**સિનિયર કૉંગ્રેસી નેતા અમરસિંહ ચૌધરીનું દુઃખદ અવસાન**

પીઢ કૉંગ્રેસી નેતા અને ગુજરાતના ભૂતપૂર્વ મુખ્યપ્રધાન અમરસિંહ ચૌધરીનું તા. ૧૫ ઑગસ્ટ ૨૦૦૪ના રોજ દુઃખદ અવસાન થયું છે. તેઓ સાહિત્યરસિક હતા અને 'ઉદ્દેશ'ના આજીવન સભ્ય હતા. પ્રભુ તેમના આત્માને ચિર શાંતિ અર્પે અને તેમના સુપુત્ર તુષારભાઈ અને અન્ય કુટુંબીજનોને તેમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.



## કે. કા. શાસ્ત્રીને શતાયુ અભિનંદન

કૃપા તમે તો સિદ્ધ બન્યા,<br>
બચપણથી જાણું હું તમને<br>
તમે પિતાતુલ્ય અતુલ બન્યા,<br>
સત્ સત્ આયુનાં,<br>
શુભ આશિષ વડવાઓનાં છે.<br>
અચૂક ફળ્યા,<br>
ફળીભૂત બનાવ્યું જીવન તમે<br>
આ ગૂર્જરીનું ગર્વ બન્યા.<br>
મા 'પાર્વતી'નાં જીવનસાથી<br>
નિલમ્બર નવનીત હસ્યા.<br>
કાલિન્દીનાં તમે કોડ પૂરીને<br>
પ્રેરણાની મૂર્તિ બન્યા<br>
શતપથ પર ચાલીને તમે<br>
પુરાણનો પણ પ્રાણ બન્યા.

**જ્યોતિ જોશી**

દુષ્યન્ત પંડ્યા

(૨૩)

કુંડલિની શકિત વિશે વાત કરતાં શ્રીરામકૃષ્ણ પરમહંસ કહેતા કે, કોઈ વાર એ મૂલાધારથી એકદમ ધીમી, કીડીવેગે, ઉપર ચડે છે તો કોઈક વાર વાંદરાની જેમ કૂદકા મારતી ચડે છે. મારું પીએચ.ડી. થવું બિલકુલ કીડીવેગનું હતું અને ૧૯૪૦માં, કરાંચી હતો ત્યારે મેં એ અભ્યાસ માટે મારું નામ નોંધાવ્યુ હતું. લગ્નના સત્કાર સમારંભના – મોટા સમુદાયના જમણ-વારમાં પૂરીઓ તળાય અને રસોઇયો ઝારા ભરીભરીને કડાઈમાંથી ત્રાંસમાં પૂરીઓ ઠાલવતો જાય તે ઝડપે ને તેટલી સંખ્યામાં આજે બધી યુનિવર્સિટીઓમાથી પીએચ.ડી.ના ફાલ ઊતરે છે એમ એ જમાને ન હતું. સરકારી નોકરીઓ માટેની પસંદગીમાં, ત્યારે, ઇંગ્લન્ડને અનુસરીને, પહેલી ડિગ્રીને જ પ્રાધાન્ય અપાતું. અત્યારે મહારાષ્ટ્રમાં શી સ્થિતિ પ્રવર્તે છે તે ખબર નથી પણ, જૂના મુંબઈ ઇલાકામા અને ગઈ સદીની સાઠીના દાયકા સુધીના મહારાષ્ટ્રમાં બી.એ.–કે પહેલી ડિગ્રી–ની પરીક્ષામાં પહેલો વર્ગ પ્રાપ્ત કરનાર વ્યક્તિ કલાસ વન ઓફિસર બની શકતી અને કોલેજમાં પ્રોફેસરપદે પણ નિમણૂક પામી શકતી. નરસિંહરાવ દિવેટિયા મુંબઈ યુનિવર્સિટીમાં એમ.એ.ના ગુજરાતી વિષયના અધ્યાપક હતા તે બી.એ.ની ડિગ્રી જ ધરાવતા હતા, સરકારી રેવન્યૂ ખાતામાં નોકરી કરતા હતા છતાં, એમની વિદ્વત્તાને જોરે, એમ.એ.માં ગુજરાતી વિષય આરંભ' કરાયો ત્યારે, ગુજરાતીના અધ્યાપક તરીકે પસદગી પામ્યા હતા. કે. હ. ધ્રુવ અને રામનારાયણ પાઠક પાસે પણ એમ.એ.ની ડિગ્રી ન હતી. નરસિંહરાવ એમ.એ.ના પરીક્ષક હતા ત્યારે, અનંતરાય રાવળને અને ઉમાશંકર જોશીને, એમ માત્ર બે પરીક્ષાર્થીઓને પ્રથમ વર્ગને પાત્ર ગણ્યા હતા. અને એ બંનેએ પોતાની એ પાત્રતા ઉત્તમ રીતે પુરવાર કરી આપી છે એ વિશે કોઈ શંકા ઉઠાવી શકશે નહીં. આજે ઢગલામોઢે બહાર પડતા એમ ફિલો. અને પીએચ.ડી ઓમાંથી આ બેની કક્ષામાં ઢૂકી શકે એવા કેટલા છે ?

શિક્ષણમાં પીએચ.ડી. થવા માટે થીસિસ લખતા મારા એક ઓળખીતાએ ખૂબ જહેમત ઉઠાવી થીસિસ તૈયાર કર્યો અને પોતાનાં માર્ગદર્શક પ્રા. સુલભા પાનંદીકરને એ જોવા આપ્યો. મારા એ મિત્ર સુલભાતાઈના પ્રિય વિદ્યાર્થીઓમાંના એક હતા તે છતાં, સુલભાતાઈએ એમને એ પાછો આપ્યો અને કહ્યું : "અંગ્રેજીના કોઈ સારા જાણકાર પાસે બધું 'રીરાઇટ' કરાવો ને પછી 'સબમિટ' કરતાં પહેલાં મને જોવા આપો." આ કડકાઈ ત્યારે સામાન્ય હતી. સુલભાતાઈ પોતે રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરનાં દૌહિત્રી હતાં અને, શિક્ષણક્ષેત્રનાં ઊંડાં જાણકાર હતાં. મહારાષ્ટ્રના શિક્ષણ નિયામક-ડાઇરેકટર ઓવ્ એજ્યુકેશન-ને પદેથી એ નિવૃત્ત થયા હતાં. આજની ખબર નથી પણ, ૧૯૭૫ સુધી, શિક્ષણનું જ માણસ મહારાષ્ટ્રમાં શિક્ષણ નિયામક પદે બેસતું. ગુજરાત રાજ્યમાં આઈ.એ એસ. અફસરોને જ એ પદે બેસાડવામાં આવે છે. શિક્ષણનું સ્તર, એની ગુણવત્તા અને એનો વહીવટ એથી ગુજરાતમાં કેટલાં સુધર્યા તેને વિશે થીસિસ લખી, પીએચ.ડી. થઈ શકાય ખરું.

પીએચ.ડીનાં ચઢાણ ત્યારે કેવાં સીધાં હતાં તેનો એક બીજો કિસ્સો પણ જાણવા મળ્યો છે. બી.એ.ની અને એમ.એ.ની પરીક્ષાઓમાં પ્રથમ વર્ગ પ્રાપ્ત કરનાર એક અભ્યાસીએ 'ગુજરાતી પત્રકારિત્વ' વિશે સંશોધન નિબંધ લખવા નિર્ણય લીધો. ખૂબ જહેમત ઉઠાવી એમણે પોતાનો દળદાર થીસિસ મુંબઈ યુનિવર્સિટીમાં સુપ્રત કર્યો. બાહ્ય પરીક્ષક કોને નીમવા તેની ચર્ચા કરી નિર્ણય લેવા યોગ્ય સમિતિ મળી ત્યારે, મુંબઈ યુનિવર્સિટીના તે સમયના વાઇસ ચેન્સેલર રુસ્તમ મસાણી ત્યાં જઈ ચડ્યા અને,

સમિતિની કાર્યવાહીમાં તેમને રસ પડ્યો. ગુજરાતી અખબારો શરૂ કરવામાં દાદાભાઈ નવરોજીનો અને અન્ય પારસીઓનો મોટો ફાળો છે. એ રુસ્તમ મસાણીએ જ દાદાભાઈ નવરોજીનું સુંદર જીવનચરિત્ર લખી પ્રગટ કર્યું છે અને એમને આ વિષયમાં પણ રસ હોઈ, એ થીસિસના બાહ્ય પરીક્ષક તરીકે કામ કરવા એમણે તત્પરતા દાખવી. પેલી સમિતિએ તેમને એ કામ સોંપ્યું અને બેએક મહિનાના ગાળા પછી, લાંબાં ટાંચણો સાથે એ થીસિસ પેલી સમિતિને પરત કર્યો અને જણાવ્યું કે, 'થીસિસ સરસ છે પણ, આ ટાંચણો માંહેની બાબતો તેમાં આમેજ કરી તેને 'રીસબમિટ' કરવાની સૂચના આપવી.'

એ થીસિસ 'રીસબમિટ' થયો ત્યારે, એના બાહ્ય પરીક્ષક થવા માટે ગુજરાતના વિદ્વાનો મૂંઝવણ અનુભવવા લાગ્યા હતા. આખરે, એ કામ માટે શ્રી કિશોરલાલ મશરૂવાળાને વિનંતી કરાતાં તેમણે એ જવાબદારી લેવાની 'હિમ્મત' બતાવી હતી અને એમણે મારેલી મહોરથી પેલા થીસિસ લેખકને પીએચ.ડી.ની ડિગ્રી મળી હતી. બોગસ પીએચ.ડી.ની ડિગ્રીને આધારે ત્યારે વાઇસ ચેન્સેલર થઈ શકાતું ન હતું.

મારા થીસિસનો વિષય ડોલરભાઈ માંકડની સલાહ અનુસાર મેં પસંદ કર્યો હતો. અંગ્રેજી સાહિત્ય સાથેના મારા થોડા પરિચયને લઈને 'અંગ્રેજી લિરિક કવિતાની ગુજરાતી કવિતા પર અસર' કે એવો બીજો કોઈ વિષય પસંદ કરવાનું મને ગમતું હતું. મેં બનાવેલી યાદીમાં એવા એકાદ-બે વિષયો પણ હતા. ડોલરભાઈનું સૂચન જુદું જ હતું. ગઈ સદીના પૂર્વાર્ધમાં ચર્ચાને ચાકડે ખૂબ ચડેલાં, મહાકવિ પ્રેમાનંદે લખેલાં કહેવાતાં 'સત્યભાષા રોષદર્શિકાખ્યાન', 'પાંચાલી પ્રસન્નાખ્યાન' અને 'તપત્યાખાન' એ ત્રણ નાટકો પ્રસિદ્ધ થયાં ત્યારથી એ ત્રણેયનું કર્તૃત્વ ચર્ચાને ચાકડે ચડેલું. એ પ્રશ્ન હતો પણ અગત્યનો. ગુજરાતમાં નાટક ઓગણીસમી સદીમાં જ આવ્યું એમ નહીં પણ, એ બસોત્રણસો વર્ષો પહેલાં પણ હતું અને એમ કરીને, 'શું શાં પૈસા ચાર'ના મૂલ્યની કહેવાતી ગુજરાતી ભાષાના મૂલ્યમાં વૃદ્ધિ કરવાનું પણ હતું. નરસિંહરાવ અને બીજા વિદ્વાનોએ મહાકવિ પ્રેમાનંદનાં આખ્યાનો અને આ ત્રણ 'આખ્યાન' નામ ધરાવતાં નાટકો વચ્ચેના ભાષાશૈલીના અનેક ભેદો ચીંધી આ ત્રણ કૃતિઓ પ્રેમાનંદની નથી એમ પ્રતિપાદિત કર્યું હતું. એ દલીલોના જે ઉત્તરો અપાયેલા તે બધા પાંગળા હતા.

ડોલરભાઈએ મને સૂચન કર્યું કે, એ કૃતિઓના કર્તૃત્વના પ્રશ્નને બાજુએ મૂકીને નાટ્યકૃતિઓ તરીકે, સાહિત્યકૃતિઓ તરીકે એમને મૂલવવી. કર્તૃત્વની વિચારણા અગત્યની ન હતી એમ નહીં પણ એ વિચારણા પાછળનો અભિગમ નકારાત્મક હતો, એ ત્રણ કૃતિઓ પ્રેમાનંદની નથી એમ પુરવાર કર્યું એટલે વાત પૂરી. સંસ્કૃત નાટ્યશૈલીને અનુસરતાં લાગતાં એ નાટકો નાટકો તરીકે કશું મૂલ્ય ધરાવે છે કે નહીં, એ બાબત કોઈ અભ્યાસીએ કૈં લખ્યું ન હતું. એ ત્રણેય નાટકોનાં વસ્તુઓ, એમની વસ્તુગૂંથણી, એમનાં પાત્રો, એ પાત્રો દ્વારા થતું કાર્ય, પાત્રાલેખન, શૈલી વગેરે મુદ્દાઓ પણ અગત્યના જ છે. સંશોધનને બાજુએ મૂકીએ તો પણ, આ મુદ્દાઓ વિશેનું લેખન અભ્યાસ માગી લે છે અને, શ્રી ડોલરભાઈએ સૂચવેલો આ વિષય મને અભ્યાસ કરવાની થોડી તક આપશે એમ લાગતાં મેં મારી પસંદગી એ વિષય પર ઉતારી અને, એ કાળના પીએચ.ડી.ના બે માર્ગદર્શકો શ્રી રામનારાયણ પાઠક અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીમાંથી રામનારાયણભાઈએ ના પાડ્યાથી શ્રી વિષ્ણુભાઈ ત્રિવેદી દ્વારા મેં નોંધણી કેવી રીતે કરાવી તે વિશે શ્રી વિષ્ણુભાઈ વિશેના, 'સ્મરણકયારાનાં સુમનો'માંના લેખમાં મેં લખ્યું છે.

એ લેખમાં ઉલ્લેખ કર્યા મુજબ, અનેક સંજોગોને અધીન મારું ગાડું રગશિયા વેગે ચાલતું રહ્યું. ૧૯૪૮ આસપાસ, યુનિવર્સિટી નિર્મિત ૧૦૦ પાનાંની મર્યાદા વળોટ્યા પછી મારું થીસિસલેખન પૂરું થઈ ગયું. એ અરસામાં શ્રી રામનારાયણ પાઠક અમદાવાદ છોડી મુંબઈવાસી થયા હતા અને એમના પરિચયમાં આવવાની તક મને સાંપડી હતી. એક વાર કંઈ વાત નીકળતાં મેં મારા થીસિસનો ઉલ્લેખ કર્યો અને, એમને

અનુકૂળ હોય તો, અને ત્યારે, એ થીસિસ લઈ જઈ એમનું માર્ગદર્શન મેળવવા મેં એમને વિનંતી કરી.

મારે સદ્ભાગ્યે એમણે એનો સ્વીકાર કર્યો અને એ માટેનો સમય તથા તારીખ મુકરર કર્યાં. એ સમયે, ગ્રાંટ રોડ સ્ટેશનના પુલની સાવ નજીક, પશ્ચિમ તરફના એક મકાનમાં એ રહેતા હતા. નક્કી કરેલી તારીખે અને નક્કી કરેલ સમયે હું મારાં બધાં કાગળિયાં લઈ એમની પાસે ગયો.

મારા થીસિસમાં એ કૃતિઓના કર્તૃત્વને મેં સ્થાન આપ્યું જ છે, એને મેં અવગણ્યું નથી જ. વસ્તુ-ગૂંથણીની દૃષ્ટિએ પણ એ કૃતિઓ મહાકવિ પ્રેમાનંદની નથી એમ મેં જણાવ્યું છે. પરંતુ, એ ત્રણ નાટકોનાં વસ્તુ, વસ્તુનિરૂપણ આદિ બાબતોને મેં પ્રધાન ગણી હોઈ, એ મુદ્દો મારા થીસિસના અંતભાગમાં આવે છે. શ્રી રામનારાયણભાઈ કહે, 'તમારો એ અભિગમ બરાબર નથી. તમારે પ્રથમ એ કૃતિઓના કર્તૃત્વનો મુદ્દો જ ચર્ચવો જોઈએ ને પછી જ એમની સમીક્ષા કરવી જોઈએ '

મારા અભિગમની તરફેણમાં મેં કરેલી દલીલો સ્વીકારવા એ તૈયાર ન થયા. એમની દૃષ્ટિએ, એ કર્તૃત્વના મુદ્દાને મેં આરંભમાં ચર્ચ્યો નહીં હોઈ, મારા થીસિસનું કશું અગત્ય ન હતું. મારી થેલીમાંની ફાઈલને બહાર કાઢ્યા વિના અને એ કાગળો બહાર જ નીકળ્યા નહીં હોઈ, એમાંથી એક પણ અક્ષર વાંચ્યા વિના, અર્ધાપોણા કલાકને અંતે, ત્યાંથી ઊઠી, પાછા ઘેર જવાને માટેની લોકલ પકડવા હું ગ્રાંટ રોડ સ્ટેશને પાછો ગયો.

પછી એ થીસિસ મેં યુનિવર્સિટીને મોકલાવ્યો ત્યારે, મુંબઈ યુનિવર્સિટીની ગુજરાતીની અભ્યાસ-સમિતિના અધ્યક્ષપદે મનસુખભાઈ ઝવેરી હતા. તેમણે મને કહ્યું કે, 'તમારો થીસિસ આવી ગયો છે અને રામનારાયણભાઈને એ મોકલવાનું નક્કી થયું છે અને એ ના પાડે તો બલ્લુકાકાને', ત્યારે મારા મોતિયા મરી ગયા પોતાના અભિગમથી ભિન્ન અભિગમથી લખાયેલા થીસિસને એ અસ્વીકાર્ય જ ગણે એની નવાઈ જ ન હોય. અને, શ્રી રામનારાયણભાઈ ના પાડે તો બલ્લુકાકા જેવા દુરારાધ્ય દેવને મારો એ મહાનિબંધ મામૂલી લાગે તો તે વિશે મારે મનમાં શું દખ લગાડવું ? સાવંતને કરાંચીમાં જન્મપત્રિકા દેખાડી હતી ત્યારે, મેં કંઈ જ પ્રશ્ન એમને કર્યો ન હતો અને, 'વિદ્યાપ્રાપ્તિ આહેત કિ નાહીં', તે બદલ સાવંતે એક શબ્દ ઉચ્ચાર્યો ન હતો. માધ્યમિક શાળાનો એક પંતુજી પીએચ.ડી. બને તેથી શો ફરક પડવાનો હતો ? એટલે મારા મનમાં પરિણામ ધારીને જ હું બેઠો હતો.

એ વાતને ચારેક મહિના થયા ને, ખારમાંની મારી શાળાએથી છૂટી, ટ્યૂશનો કરી રાતે ૮-૪૦ વાગ્યે મલાડ-કાંદીવલીની સરહદે – અમને ટપાલ મલાડની પોસ્ટઓફિસ પહોંચાડતી અને અમારા વિસ્તારની સફાઈ કાંદીવલીની મ્યુનિસિપાલિટી કરતી – આવેલી ગોરસવાડીની મારી ખોલીએ પહોંચ્યો તો ટપાલમાં આવેલા બે પત્રો મારી રાહ જોતા હતા. એક હતું કવર, મુંબઈ યુનિવર્સિટીના રજિસ્ટ્રાર તરફથી આવેલું – તેમાં જે ટૂંકો પત્ર હતો તેમાં જણાવ્યું હતું કે, 'યુનિવર્સિટીએ મારા થીસિસને પીએચ.ડી.ની ડિગ્રી માટે માન્ય ગણ્યો છે.' બીજું હતું મુ. વિષ્ણુભાઈનું પોસ્ટકાર્ડ : 'તમારા થીસિસને ગુજરાતના એક ઉત્કૃષ્ટ કોટિના વિદ્વાને તપાસ્યો છે ને એને પીએચ.ડી.ની ડિગ્રી માટે માન્ય ગણ્યો છે. એમણે એની ઉપર પ્રશંસાનાં પુષ્પો વેર્યાં છે.' ડોક્ટરેટની ડિગ્રી મને મળી ગઈ ! મોડું થઈ ગયું હતું અને ભૂખ લાગી ગઈ હતી છતાં, લાપસી રધાવી મનમાંના આનંદને સ્થૂળ રૂપ આપ્યું.

શાળામાં નોકરી અને ટ્યૂશનો કરતાં, કરાંચી, કોલ્હાપુર અને મુંબઈ એમ ત્રણ નગરો બદલતાં. એ ત્રણ નગરોમાંનાં પાંચસાત જુદાં જુદાં ઘર બદલતાં, એક વરસ પરઘરવાસ કરતાં, બીજા વિશ્વયુદ્ધમાંથી અને 'ભારત છોડો'ના આંદોલનમાંથી પસાર થતાં, ગુલામીમાંથી આઝાદીમાં સંક્રાંત થતાં, દેશને વિભક્ત થતો જોવા છતાં, એ વિભાજનની સીધી અસરોમાંથી મુક્ત રહેવાનું સદ્ભાગ્ય પામતાં અને સાંસારિક વિપત્તિઓમાંથી પસાર થતાં મળેલી એ પદવીઓ

બારી ખોલીના દરવાજે 'ડૉ. દુષ્યન્ત પંડ્યા'નું બોર્ડ લટકાવતાં કે 'ડૉ. દુષ્યન્ત પંડ્યા'ની છાપવાળા કાગળો છપાવતો રોકયો.

ભલે તત્કાલ નહીં પણ, ૧૯૫૬ થી ૧૯૬૫ સુધી, ડોલરભાઈના અલિયાબોડાના દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલયમાં અવેતન અધ્યાપક તરીકે બી.એ.ના અને એમ.એ.ના વર્ગોમાં અને બી.એડ્.ના વર્ગમાં સેવા આપવાનું પણ કાર્ય કર્યું.

પૂર્વપ્રાથમિક કક્ષા એટલે, બાલમંદિરથી માંડીને એમ.એ. અને બી.એડ્. કક્ષાઓ સુધી અધ્યાપનકાર્ય કરવાનું સદ્‌ભાગ્ય મને ભગવાને આપ્યું છે. એક વરસ અમેરિકાની એક હાઈસ્કૂલમાં પણ શીખવવાની તક સાંપડી છે. શિક્ષણને આ દરેક તબક્કે કામ કરતાં મને આનંદ જ આવ્યો છે. પરંતુ, બાલમંદિરનાં બાળકો પાસેથી જે નિર્વ્યાજ પ્રેમ મને સાંપડ્યો છે, તેણે મારા અંતરને અનન્ય પ્રસન્નતાથી ભરી દીધું છે.



## કાચી રે માટીકેરું કોડિયું

કાચી રે માટીકેરું કોડિયું, માંહીભરી અમોલખ લાજું
ટગમગ જ્યોતે ટમટમી જીવતરપંથે હંડબડ હાલ્યું.
એની લીલાના કંઈ ખીલ્યા, ખીલ્યા રે વન-વિસ્તાર !
કળીએ કળીએ કેવાં અલબેલાં મહોર્યાં રે અરમાન !
કાચી રે માટીકેરું કોડિયું.

કણકણ પિંડળાં વણાઈને ઊભો થયો આકાર
શગું હલમલી હિલકોરતી નેહ તણે ઓથાર
આ-તે પા ઊંચે અજવાળતું, નિજતળે અંધાર
લહેરખી સામે લરઝરી માંડ ટકાવતું પ્રાણ.
કાચી રે માટીકેરું કોડિયું.

કોણ જાણે કયારે ખૂટી પડે તેલતણો સંભાર ?
કાળઝાળ વાયરો ઓલવશે સવારે શણ-સાર !
કયારે ગબડી ઠાનથી ઠીકરે લોપાશે સંસાર ?
કણકણ વિખરાશે દેહના ધૂળભર્યે અવતાર !
કાચી રે માટીકેરું કોડિયું.

જ્યોત જ્યોતમાં લીન થશે, મહાજ્યોતે પામી નિરવાણ
અહીંનું જીવ્યું અહીં રોળાશે, ના રે'શે કંઈ સુધ સાર !
ચાર દિ'ની ચાંદની બની અતીતનો અંતર્ભાગ
મોહ શા મનના ક્ષણ તણા ? અલપઝલપ જંજાળ.
કાચી રે માટીકેરું કોડિયું.

**સુમન અજમેરી**

# 'મર્મર'ની કવિતા : યુગછાયા અને પોતીકો માર્ગ

દક્ષા વ્યાસ

નાજુક નમણાં કાવ્યકુસુમોથી ગુર્જરગિરાની આરાધના કરનાર મૂર્ધન્ય કવિ જયન્ત પાઠકની કાવ્યયાત્રા 'મર્મર'થી આરંભાય છે. કવિના પ્રથમ સંગ્રહનું આ શીર્ષક અનેક રીતે સૂચક બની રહે છે. બહુધા '૪૬ થી '૪૮ દરમિયાન રચાયેલાં આ કાવ્યોનો સમય સૌંદર્યરાગથી છલકાય છે. આ મર્મર તે પ્રકૃતિનાં હરિત પર્ણોનો મર્મર ધ્વનિ, કાવ્યઝરણ હજુ તો ફૂટ્યું જ છે તેનો મર્મર ધ્વનિ–વિશાળ નદીના પટમાં પથરાવાનું હજુ બાકી છે, કવિતા તો ઓછાબોલી હોય. મર્મર ધ્વનિથી જ તે તમને એના રહસ્યલોકની રોમાંચક યાત્રા કરાવે...

ગુજરાતી ભાષાની ઉત્તમ કવિતા મુખ્યત્વે મુખ્યત્વે પ્રકૃતિ, પ્રણય અને અધ્યાત્મભાવ કે ભગવદ્‌ભક્તિને વિષય કરીને રચાઈ છે. મોટા ભાગના કવિઓની જેમ જયંત પાઠકના પણ સાદ્યંત આ વિષયો આરાધ્ય રહ્યા છે. કવિ ઋતુએ ઋતુએ પલટાતી પ્રકૃતિની રૂપશ્રીને વધાવે છે અને માનવહૃદય તથા માનવજીવનનું એની સાથેનું અનુસંધાન નાજુક કલમે સાધે છે. 'વસુધા તણી યૌવનશ્રી' વસંતના પ્રસરના સભર સૌંદર્યનું આકંઠ પાન કરવા ઉન્મુખ કવિપ્રતિભા શબ્દોની અનુરૂપ શય્યા રચી દે છે :

> પીતાં ધરાય ન, રહે રસ પ્રાશી પ્રાશી
> આ પ્રાણ, ઓસરી જતી ઉરની ઉદાસી
> શુભ્રાંગ હંસ સમ માનસના નિવાસી
> પ્રાણે રહી ધવલ નિર્મલતા પ્રકાશી. (૧૨)

છાંદસ વાણી, તત્સમ પદાવલિ અને અનાયાસ રચાતી સ્વરવ્યંજનસંકલના ભાવકની શ્રવણેન્દ્રિયને અહીં ઉત્તેજિત કરે છે.

> આવી તો જૈશ ના ચાલી
> વસંત અલી આવી તો જૈશ ના ચાલી. (૧૧)

કે

> યૌવનને આંબલિયે આશાની મંજરી (૧૦)

જેવી પંક્તિઓમાં ન્હાનાલાલ અને ઉમાશંકરનું સ્મરણ કરાવતા કવિ અહીં નિજી પ્રતિભાનું તેજ પ્રગટાવે છે. સંવેદનના મૂર્તીકરણ માટે રૂપક-રીતિ ખૂબ અનુકૂળ બની રહે તે ખરું, પરંતુ રૂપક યોજીને તેને સાદ્યંત નિભાવવું એ કવિ માટે કસોટીરૂપ બની રહે. 'ઉનાળો'માં કવિ ઉનાળાને 'અવધૂત ઝાળજટાળો' તરીકે નિરૂપે છે. ગ્રીષ્મની દાહક અનુભૂતિને એક પ્રલયંકારી અવધૂતરૂપે પ્રત્યક્ષ કરે છે ને કરાવે છે. સંવેદન-શબ્દ અને લયનો અહીં એવો સુભગ સમન્વય થાય છે જે એક પરિપક્વ કવિ પાસે જ અપેક્ષી શકાય.

સંસ્કૃત સાહિત્યના પરિશીલનનો પ્રભાવ કવિની બાની પર ઘણે સ્થળે વરતાય છે એને કારણે બાનીમાં એક પ્રકારની ચુસ્તતા અને આભિજાત્ય પ્રગટે છે. વર્ષા સાથે યક્ષ-રામગિરિ-મેઘદૂત-વિરહ જોડાય છે. 'શ્રાવણ રાત'નો ઉપાડ રાજેન્દ્રનુ અનાયાસ સ્મરણ કરાવે છે; પરંતુ 'વર્ષાનુ પ્રભાત'ની કલ્પના જુઓ. કવિ વિરાટ પ્રકૃતિસત્ત્વોને એમની અપૂર્વતા સાથે એકરૂપ થયેલાં નિરૂપે છે અને તે પણ પૂરા લાઘવ સાથે. લાઘવગુણ આ કવિની કવિતાનું એક આગવું લક્ષણ છે જેનો અણસાર અહીં મળી રહે છે.

> પીળાં શાલિક્ષેત્રો
> સ્ફુરે શાં નક્ષત્રો. (૨૨)

કે 'સ્વચ્છ કાસારદર્પણ' જેવા અલંકરણને પણ સંસ્કૃત સાહિત્યના પરિશીલનનો પાસ લાગેલો છે.

કવિ કલમ કુદરતનાં રમ્ય ચિત્રો આંકીને જ સંતુષ્ટ રહેતી નથી. કવિ કુદરત સાથે તન્મયભાવ અનુભવે છે અને એ સંવેદન એમાં વણાતું રહે છે :

> ઢળું હું છાયામાં વનદ્રુમની એકાન્ત ગહન,
> રહે સ્પર્શી શીળો કુસુમ સુરભિવાહી પવન. (૬૧)

આવા ઉદ્‌ગારની સાથે સાથે ઠાકોરના 'ભણકારા'નું ભલે સ્મરણ થઈ આવે; પ્રકૃતિ સાથેની એકાત્મતાનું ખેંચાણ ભવિષ્યમાં જે તીવ્રતાથી કવિ અનુભવે છે તેના અંકુર એમાં ફૂટેલા જણાય છે.

'મર્મર'માં પ્રણયભાવની ભરપૂરતા નથી, આછો ઉઘાડ છે. 'પ્રિયજનની પગલીઓ'માંનો પ્રિયના આગમનનો રોમાંચ સ્મરણમાં રહી જાય એ રીતે શબ્દમાં ઝલાયો છે. 'અલબેલી'નું રમતિયાળ શબ્દ-લય સંયોજન ભાવકને પ્રિયકાન્ત મણિયાર પાસે લઈ જાય છે તો 'જાણ્યા છતાંયે-', 'મેઘદૂત', 'મને થતું'નો મધુર તર્ક શેષનું સહજ સ્મરણ કરાવે છે. પરંતુ 'મંગલ ત્રિકોણ'થી 'મને થતું'નો ત્રિકોણ કેટલો અલગ, મર્માળો અને પોતીકો છે !

પાંચમા દાયકામાં ગાંધીયુગનો પ્રભાવ નામશેષ થયો નથી. અલ્પ સંખ્યામાં, પણ એવી યુગપ્રભાવી રચનાઓ 'મર્મર'માં મળે છે. ગુજરાતભક્તિ, રાષ્ટ્રપ્રીતિ, યુદ્ધવિરોધ અને શાંતિની ચાહના, માનવ-પ્રીતિ અને પૃથ્વીપ્રીતિનું આલેખન 'ઓ મારી ગુજરાત !', 'હે ભારત દેશ !', 'ચાહી લે' વગેરેમાં થયું છે. ગાંધીની સાથે એ સમયની બે મહાન વિભૂતિઓ : રવીન્દ્રનાથ અને શ્રી અરવિંદનો પ્રભાવ પણ સહજ હોવાનો. કવિ ગાંધી, સરદાર, શ્રી અરવિંદ, ન્હાનાલાલ અને ઠાકોરને કાવ્યાંજલિ અર્પે છે. આ અંજલિકાવ્યો તે તે વ્યક્તિવિશેષના ઊંડા પ્રભાવમાંથી જન્મેલાં જણાશે. લોખંડી પુરુષ સરદારને અંજલિ આપવા માટે આથી વધુ ઉચિત શબ્દો શા હોઈ શકે ?! –

ધીંગો ધોરી ગયો, ગયો ભારતના રથનો
સાચો કણબી ગયો ક્ષેત્રનો પુરુષારથના

* * *

હતો સિંહ તું વજ્ર દંષ્ટ્ર ને દિલનો ઉમદા,
હતો ભીમ અન્યાય શિરે રહેતો તોલી ગદા. (૩૧)

રવીન્દ્રનાથની રચનાનું રૂપાંતર 'ભૂલા પડ્યા !' પણ સહજ-સરળ અભિવ્યક્તિને લીધે ધ્યાન ખેંચે છે. 'કાન્ત'ની છાયામાં લખાયેલું જણાતું 'ઊર્મિલા-લક્ષ્મણ' ખંડકાવ્ય આર્યનારીનું આભિજાત્ય દર્શાવતા ઊર્મિલાના પાત્રને લીધે સ્મરણમાં રહી જાય તેવું છે. 'વાંછા'ની ઉદાત્ત જીવનની અભીપ્સા ગાંધીયુગની ઉચ્ચ આદર્શપરાયણતા તરફ કવિહૃદયને ખેંચે છે તો 'માનવમેળા'નું દર્શન તેમને વિસ્મિત કરે છે. વિસ્મયના કવિ તરીકેની કવિની ઓળખ જાણે અહીંથી જ આરંભાય છે.

એક ઊગતા કવિની કવિતામાં આરંભે જ ઊર્ધ્વજીવનની અભીપ્સા મોટા પ્રમાણમાં જોવા મળે તે નવાઈજનક લાગે. કવિના અંતિમ સંગ્રહ 'દ્રુત-વિલંબિત'માં પણ તે તાર સ્વરે પ્રગટ થઈ છે. 'કોઈ સંત મળે', 'પ્રાણ અતિથિને', 'શ્વેત શિખરના શિરે', 'ચાહું' જેવી કૃતિઓમાં તે માણવા મળે છે. 'શ્વેત શિખરના શિરે'નો ઉપાડ અને સાદ્યંત સધાતો જતો ભાવોત્કર્ષ સ્પર્શી જાય છે. 'પ્રીતમ હે !' રાજેન્દ્રશાઈ ઉદ્ગાર છતાં એની લયવાહિતાથી આકર્ષે છે. 'આઘાં આઘાં'નો શેષપ્રભાવ અને 'સુખ પાયો'ની વ્રજ ભાખારીતિ સાથે સુન્દરમ્-રાજેન્દ્રની છાયા જોડાયેલી હોવા છતાં બંને રચનાઓ આસ્વાદ્ય બની છે. 'તવ ચરણે' અને સુન્દરમ્‌ના 'અમને રાખ સદા તવ શરણે'ને પાસે પાસે મૂકી જોવા જેવા છે. પરમ તત્ત્વના કૃપામૃતમાં અંઘોળ કરતી સારી સૃષ્ટિનો આનંદ 'પ્રેમ ઘટા ઝૂક આઈ'માં સાદ્યંત કાવ્યમય નિજી અભિવ્યક્તિ પામ્યો છે :

ગહન તિમિરને અંક સપનમાં ઢળી સૃષ્ટિની કાયા,
સકલ ચરાચર પરે અકલની ઢળી અલૌકિક છાયા;
ભેદ ગયા ભૂંસાઈ
સંતો પ્રેમઘટા ઝૂક આઈ. (૮૫)

ગુજરાતી ઊર્મિકવિતામાં સૌથી વધુ ખેડાણ અનુક્રમે ગેય રચનાઓ, ગઝલ અને સૉનેટનું થયું છે. અનુગાંધીયુગમાં મુશાયરાઓનું પ્રચલન વધી રહ્યું હતું તે મિષે ગઝલ પણ કવિઓમાં પ્રિય થવા લાગી હતી; પરંતુ 'મર્મર'ના કવિને ગઝલનું ખેંચાણ નથી. ગીત અને સૉનેટને તેઓ ક્ષમતાથી ખેડે છે. 'મર્મર'માં ઋતુગીતો, પ્રેમગીતો અને સંતવાણીનું સ્મરણ કરાવતાં ભજનોનો સમાવેશ કરતી ગેય રચનાઓની સંખ્યા સૌથી વધુ છે. કવિ નાજુક ભાવસુષમા સાથે ઠાવકાઈથી ગીતને ઉપાડે છે :

મારા વાડામાં ચંપાનો છોડ, ડોલે છે એકલો !
એની કળીઓની ખીલવાના કોડ,
જાણું હું એકલો ! (૬)

'શ્રાવણ રાત', 'પ્રિયજનની પગલીઓ', 'શરદની રાત્રિ', 'પ્રેમઘટા ઝૂક આઈ' જેવી ઘણી કૃતિઓ લયની ચંચલ લહેરો ઉપર ભાવકને આહ્લાદક સવારી કરાવે છે.

શ્વેત શિખરના શિરે
હો મન ચઢવું ધીરે ધીરે (૮૩)

નો ઉજજ્વળ ભાવોત્કર્ષ, સ્થિર ધીર ગંભીર લય અને વ્યક્ત પ્રશિષ્ટતા કે

આઘાં આઘાં રે જેનાં આલયો
આઘાં દિશ ને દિગંત;
ઝાંખી પડે રે જોતાં આંખડી
એ અનાદિ અનત
કોણે રે જોયો ને કોણે ઓળખ્યો ? (૭૬)

–ની લોકસંગીતની સૂરાવલિ ભાવપ્રવણતા સાથે સુયોગ સાધી રહે છે અને ઊર્ધ્વલોકની યાત્રા માટે જીવને અજંપ કરે છે.

સૉનેટનુ સૌષ્ઠવ અને ચુસ્તી કવિને હાથવગાં છે તેની પ્રતીતિ 'આવ્યા છો તો-', 'મને થતું', 'ધીંગો ધોરી ગયો', 'હવે આવી વર્ષા' એમ લગભગ તમામ રચનાઓ કરાવે છે. શિખરિણી, મંદાક્રાન્તા, પૃથ્વી, હરિણી, વસંતતિલકા જેવા છંદો પરની હથોટીનો પણ એમાં પરિચય મળે છે. 'સાગરતટે'માં ચંદ્રોદય વેળા પલટાતી સૌંદર્યરેખાઓને કવિ સુપેરે ઉપસાવે છે – સંવેદ્ય શબ્દચિત્રો થકી અને એક મધુર કલ્પનાના રંગે સ્વને પણ એ ચિત્રમાં મઢી લઈ સૉનેટની અંતિમ ચોટ સાધે છે :

પ્રસન્ન નભ ને ધરા, ઉભય મધ્ય હું સ્થિત શો !
પ્રસન્ન પરમેશના ઉભય ઓષ્ઠના સ્મિત શો ! (૯)

લાઘવપૂર્ણ નાજુક નખચિત્રો આંકતાં મર્માળાં મુક્તકો અહીં સદ્ય ધ્યાન ખેંચવાનાં. 'બીજ', 'જિંદગી ને મરણ', 'અબોલા', 'ચરણઠેશથી', 'વેદના અને જીવન' ચિરસ્મરણીય બન્યાં છે. દલપતરામ પછી ગુજરાતી કવિતામાં બહુ ઓછા કવિઓએ આ સ્વરૂપને ખેડ્યું છે. એ સંદર્ભે પણ 'મર્મર'નાં મુક્તકો નોંધપાત્ર પ્રદાન બને છે.

છાંદસ વાણી અને વિવિધ લયઢાળ–ઉભયમાં કવિની કલમ સહજ રીતે ચાલે છે. એ ભાવમધુર રમ્ય શબ્દચિત્રો આંકતી જાય છે. "હૈયા શું હૈયું ઘસવાની પ્રખર પિપાસા જાગી" જેવી પંક્તિમાં શબ્દની નાદશક્તિને કામે લગાડવાના ખ્યાલથી કવિ સુસ્વનતાને ભોગે વર્ણસગાઈ–પ્રાસાનુપ્રાસ તરફ ખેંચાય છે; પરંતુ એવાં સ્થાનો ઝાઝાં નથી. પુરોગામીઓ અને સમકાલીનોનું પરિશીલન અહીં પડઘાય છે, પણ પોતીકો કવિકંઠ ઠેકઠેકાણે ઊઘડતો રહે છે. 'આવ્યાં છો તો–'માં કવિતાદેવીને અરજ કરતાં કવિ પોતાની અભીપ્સા વ્યક્ત કરે છે :

સ્થાને સ્થાને તમ સહ રહો નામ ઉલ્લેખ મારો;
કે વિશ્વે ના અસફલ બને યોગ મારો તમારો. (૧)

આ અભીપ્સા કવિની ભાવિ કવિતા તો પરિપૂર્ણ કરે જ છે, પરંતુ 'મર્મર'ની કવિતા પણ કવિના કવિતા સાથેના સહજયોગનો અનુભવ આપે છે. ❑

## સાભાર-સ્વીકાર

દીવાલમાં એક બારી હતી : લે. વિનોદકુમાર શુક્લ, અનુ. સુનીતા ચૌધરી, પ્રકા. સાહિત્ય અકાદમી; રવીન્દ્ર ભવન, ૩૫, ફીરોજશાહ રોડ, ન્યૂ દિલ્હી – ૧૧૦ ૦૦૧, કિં. રૂ. ૯૦/–; ઊપટેલા રંગોથી રિસાયેલી ભીંતો : લે. વિપાશા, પ્રકા. સાહિત્ય અકાદમી, રવીન્દ્ર ભવન, ૩૫, ફીરોજશાહ રોડ, ન્યૂ દિલ્હી – ૧૧૦ ૦૦૧, કિં. રૂ. ૬૦/–; સત્યનું સૌંદર્ય : લે. ફાધર વર્ગીસ પોલ, પ્રકા. આર. આર. શેઠની કંપની, 'દ્વારકેશ', રોયલ એપાર્ટમેન્ટની પાસે, ખાનપુર, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦/–; મળવા જેવો માનવી (ગોરધનદાસ સોરઠિયાનો મૂલ્યાંકનાત્મક પરિચય) : સંપાદકો : મનસુખલાલ સાવલિયા, મોહમ્મદભાઈ ત્રવાડી, પ્રકા. સોરઠિયા સાહિત્ય પ્રકાશન સમિતિ, C/o. ઘનશ્યામભાઈ ગોરધનભાઈ સોરઠિયા, જે. કે. મેન્શન, બટારવાડી, મુ. અમરેલી, કિં. રૂ. ૫૦/–.

# આસ્વાદ : નારી જાતિ વતી વ્યાસને યક્ષ-પ્રશ્ન

રાધેશ્યામ શર્મા

**ઓહ વ્યાસજી !**

ઓહ વ્યાસજી !
કેવી રીતે ખમી શક્યા તમે મહાભારતની
અસીમ વ્યથા !
ગાંધારી અને કુંતી તો સ્ત્રીઓ હતી
પરાણેય ખમી જાય રક્તની કથા
સહી જાય નારીનાં અપમાન અને પુત્રજન્મના સંદર્ભોને
પણ તમે તો ઓરસોતા ચાલી ગયેલા,
હે ઋષિ-મનીષી !
હે કમલપત્રાત્મા !
ન ભીંજવો, ન ભીંજાઓ સુખદુ:ખનાં વસ્ત્રોથી !
તમે શા માટે પાને પાનાને આલેખ્યું
માનવદુર્ભાગ્યના રક્તથી
પુત્રોના મૃત ઢગલા પર ચઢી કેરી તોડીને
ખાતી ગાંધારીના
દુ:ખદ આશ્ચર્યથી તમે કઈ કાળ-સંદૂકને ઉઘાડવા
માગો છો ?
ક્યાં સત્યોના આઘાતોથી ફાડી નાખવા માગો છો ?
મારી નારીના નિર્બળ મમતાવસ્ત્રને ?
કે આ જગત કવિને વેદનાથી ગુણતાં શિખવાડે છે ?
એટલે જ એ દરેક જમાને કવિને ઝંખે છે-
જે બ્લૉટિંગ પેપરની જેમ ચૂસી લે
એની યુગ-વેદનાને-
તમે એવો આશીર્વાદ તો નથી આપ્યોને, વ્યાસજી !
કે દરેક જમાને કાચ અને અગ્નિને ગુણ્યા કરે
એવો એક કવિ જન્મ્યા કરે-
ને હું યક્ષ પ્રશ્નોત્તરની દ્વિધામાં-
એને ઓળખતી હોઉં નિયતિનાં આશ્ચર્યોથી !
('નિયતિનાં આશ્ચર્યોથી', પૃ. ૬૪)

**જ્યોત્સ્ના ત્રિવેદી**

'કોન્ટેમ્પરરિ લિટરરી ક્રિટિક્સ'માં જર્મન વિવેચક ટી. ડબલ્યુ. એડોર્નોએ એક પ્રબળ વિધાન કરેલું : 'નો મોર પોએટ્રી આફ્ટર ઓશવિટ્ઝ.'

નાઝીઓની યાતના-છાવણીઓના પ્રવર્તન પછી કવિતા કરવી તદ્દન નિરર્થક ! પણ યાતનાની અભિવ્યક્તિ જ વેદનાની તાણવેણને મટાડે નહીં તોય ઘડીક ઘટાડી આપે=ખસૂસ.

'ઓહ વ્યાસજી' ગદ્યરચનાની ૨૧ પંક્તિઓમાં એક સ્ત્રી-કવિએ, બે પૌરાણિક-નારીપાત્રોની યાતનાઓના સંદર્ભ લઈ મહાકાવ્યના સર્જક વેદવ્યાસજી બલકે વ્યાસપરંપરાને યક્ષકક્ષાના પ્રશ્નો કર્યા છે. રચનામાં ચારેક પ્રશ્નચિહ્નો અને લગભગ એટલાં જ આશ્ચર્યસંબોધન-ચિહ્નો છે.

ગદ્યકાવ્યનું સ્થાપત્ય આ પ્રકારનું છે. પ્રથમ સ્તબક ૯ પંક્તિ, બીજો ૪, ત્રીજો ૩ અને છેલ્લો ચોથો ૫ પંક્તિથી મહાકાવ્યગત સંદર્ભોસમેત કૃતિની ઇમારત અને ઇબારત રચાઈ છે.

એક જ વાર રચનાપાઠ કરવાથી પ્રત્યાયન થઈ જાય એવું સુબોધ સરલ એનું વહન છે. પંક્તિએ પંક્તિ લઈ સ્પષ્ટ કરવા જેવું કશું નથી. સમજી શકાય એ માણી ન શકાય એવો કોઈ નિયમ ના હોય. નિખાલસતા અને વિશદતા એનો પ્રસાદગુણ છે.

મહાકાવ્ય ભારતના મહાસર્જક વ્યાસજીને સંબોધી બે આશ્ચર્યો મિષે સવાલો, સમસ્યાઓ અનુસ્યૂત છે : દુ:ખદ આશ્ચર્યો અને નિયતિનાં આશ્ચર્યો. નિયતિનાં આશ્ચર્યોમાં દુ:ખનાં, વેદનાનાં આશ્ચર્યો સંનિહિત છે.

સામાન્ય રીત તો એવી છે કે મહાભારતકથાની વાત નીકળે ત્યારે દ્રૌપદી જ કેન્દ્રમાં પ્રસ્તુત થાય. સંદર્ભ અહીં નોખો અને નવો છે, ગાંધારી અને કુંતીના કારણે. આ પાત્ર-ઉભય-સંબંધે કવયિત્રીએ 'પરાણેય ખમી જાય રક્તની કથા' આલેખીને સમસ્ત નારીજાતિની ચરમ સહનશીલતા અને પરાધીનતાને અવાજ આપ્યો અને સમાન્તરે ઓર-સોતા ચાલી

ગયેલા 'ઋષિમનીષી'ને હિંમતભેર સવાલ પણ કર્યો : 'તમે શા માટે પાનેપાનાને આલેખ્યું માનવદુર્ભાગ્યના રકતથી–' ?

આની સાથે નોંધવાજોગ પંક્તિ પર ભાવકે નજર નાખવી ઘટે તે આ છે : 'હે કમલપત્રાત્મા.' આ વિશેષણસિકત સંબોધન વ્યંગનું દૃષ્ટાન્ત પણ બને તે અનુવર્તી કડીમાં સ્પષ્ટ કર્યું છે, 'ન ભીંજવો, ન ભીંજાઓ સુખદુ:ખનાં વસ્ત્રોથી.' (જોકે દુ:ખના વસ્ત્રથી નારીજાતિ અને કવયિત્રી જાતે વ્યાસકૃતિથી ભીંજાઈ છે જ ને !) વ્યાસ પુરુષજાતિના, તેથી જળકમળવત્ રહી શકે, ન્યારા રહીને નારાયણ કથારાસ ખેલી શકે પણ તો પછી કર્તાનો યથાર્થ યક્ષપ્રશ્ન પૂછે : 'તમે શા માટે પાનેપાનાને આલેખ્યું માનવદુર્ભાગ્યના રકતથી–?'

બીજો સ્તબક બે ધારવાળી ટાઇમ-કેપ્સૂલ છે. અહીં 'રકતની કથા' ખમી ખાનારી માતાની અદમ્ય જિજીવિષાનું અગમ્ય અપરૂપ છતું કર્યું. સો પુત્રોના મૃત પુંજ પર ચઢી ગાંધારી કેરી તોડી ખાય છે ! છતાં અહીં કર્તાનું વલણ 'ફેમિનિસ્ટ'–નારીવાદીઓની નિકટનું વરતાય. ઓછું સરસ લીધું–'કઈ કાળ-સંદૂકને ઉઘાડવા માગો છો ?' એ પ્રશ્નનું. સબળ આરોપ પણ વ્યાસજીને કચેરીકઠેડે ખડા કરે એમ મુકાયો છે : 'કયાં સત્યોના આઘાતોથી ફાડી નાખવા માગો છો, મારી નારીના નિર્બળ મમતાવસ્ત્રને ?' ('મારા' શબ્દમાં કર્તાની પ્રતિબદ્ધતા છે.)

વસ્ત્રનું પ્રતીક અહીં ભિન્ન રીતે વંકાયું છે વ્યાસજી તો સુખદુ:ખોનાં વસ્ત્રથી આત્મવત્ વીતરાગ રહી શકે પણ તો પછી તેમણે શા માટે નારીના નિર્બળ મમતાવસ્ત્રને સત્યાઘાતોથી ફાડવાની દુ:શાસન ચેષ્ટા કરવી પડી ? વેદવ્યાસને દ્રૌપદી વસ્ત્રાહરણના સ્તરે લાવી દુ:શાસની પ્રદર્શિત કરવાની હિંમત કર્તાએ કાબિલે દાદ રીતિએ વ્યકત કરી કહેવાય.

ચતુર્થ અંતિમ ગુચ્છ કાવ્યહાર્દને, 'લાઉડ' બોલકો અને કંઈક સ્ફીત કરે છે વાસ્તે નિવાર્ય. પરંતુ ત્રીજો સ્તબક, વ્યાસજી સદશ મહાકવિઓનુ અપરિહાર્ય માહાત્મ્ય કથે છે, ઉપરાંત કાવ્યપંક્તિને ઉપમાધન્ય બનાવે છે જગત કવિને દરેક જમાને કેમ ઝંખે છે ? 'જે બ્લોટિંગ પેપરની જેમ ચૂસી લે એની યુગ-વેદનાને'...ભલે ગદ્યમા વેદનાગાન કરીને અહીં તો પુલકિત જ્યોત્સ્નાએ ભારતસર્જક મહાકવિને યુગ-વન્દનાય પાઠવી છે !

□

## સાભાર-સ્વીકાર

રમણભાઈ નીલકંઠ (ભારતીય સાહિત્યના નિર્માતા) : લે. રતિલાલ બોરીસાગર, પ્રકા. ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૩૫/-; વિજિતાત્મા સાહસિક સ્થાપક અરદેશર ગોદરેજ : લે. બી. કે. કરંજિયા, અનુ. દુષ્યંત પંડ્યા, પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા, ગાંધીમાર્ગ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૨૦૦/–; માતાજીના જીવનપ્રસંગો પુસ્તક બે મિરાં એક કલાકાર : લે. સુજાતા નાહર, ભાષાંતરકાર : પી. ઍમ. વૈષ્ણવ, વિતરક : મીરા અદિતિ સેન્ટર, ૬૨, 'શ્રીરંગ', બીજો મેઈન, પહેલો ક્રોસ, ટી. કે. લેઆઉટ, સરસ્વતીપુરમ્, મૈસૂર - ૫૭૦ ૦૦૯, કિં. રૂ. ૮૦/–; પુષ્ટિમાર્ગીય કલા-વારસો-એક ઝાંખી (નયનરમ્ય ચિત્રજીનો અનુપમ સંગ્રહ) : લે. અને પ્રાપ્તિસ્થાન : શ્રી એન. કે. પરીખ, એફ-૭૮, ગુજરાતી સોસાયટી, નહેરુ રોડ, વિલે પાર્લે (પૂર્વ), મુંબઈ – ૪૦૦ ૦૫૭, કિં. રૂ. ૭૫/– (પોસ્ટ સાથે રૂ ૧૦૦/–); પાસપોર્ટની પાંખે (ભાગ-૩) : લે. રમણલાલ ચી. શાહ, પ્રકા. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વલ્લભભાઈ પટેલ રોડ, મુંબઈ – ૪૦૦ ૦૦૪, કિં. રૂ. ૨૦૦/–; મારે પણ કંઈક કહેવું છે : લે. આચાર્ય વિજય રત્નસુંદરસૂરિ, પ્રકા. રત્નત્રયી ટ્રસ્ટ, ૨૫૮, ગાંધી ગલી, સ્વદેશી માર્કેટ, કાલબાદેવી રોડ, મુંબઈ – ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૩૦/–.

# "વસંતવિલાસ"માં પ્રણયભાવના

વી. બી. બારડ

મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય મહદ્અંશે ધર્મના રંગે રંગાયેલું હતું પણ "વસંતવિલાસ"ના અનામી કવિએ આ કાવ્ય રચી મધ્યકાલીન સાહિત્યને જીવનને ઉલ્લાસ પ્રેરતું નવું પ્રદાન આપ્યું છે. અહીં પ્રકૃતિનું આહ્લાદક વર્ણન આગવી છટાથી કવિએ મનભર રીતે કર્યું છે. વસંતના આગમન સાથે પ્રકૃતિ મહોરી ઊઠે, પક્ષીઓમાં ઉલ્લાસ જાગે, રંગીલું વાતાવરણ જોઈ પ્રણયરસિક હૈયામાં પ્રણયનાં સ્પંદનો જાગે એવા પ્રકારનું આલેખન કવિએ પ્રયોજ્યું છે. આ કાવ્યમાં ઉલ્લાસ અને આનંદથી છલકાતા હૈયાની ભાવના સહજ રીતે પ્રયોજિત છે. પ્રણયરસિક હૈયાંને આકર્ષવા, બહેલાવવા વસંતઋતુ અને તેની હૃદયભેદક અસર પ્રણયરસિક યુવાનો, પ્રવાસીઓ, મુનિઓ, વિરહવેદનામાં ઝૂરતી યુવતી પર કેવી પડે છે તેનું સચોટ વર્ણન કવિએ અહીં કર્યું છે. યુવાન પ્રણયરસિક હૈયાને આકર્ષવા કવિ પ્રથમ પ્રકૃતિનું વર્ણન કરે છે. પ્રકૃતિનું પ્રારંભનું વર્ણન આકર્ષક અને જીવંત બન્યું છે. કવિ કહે છે :

"પહુતીય સિવરતિ સમરતિ હવ
રિનું તકણીય વસંત
વસંત દહ દિસિ થસ રઈ પરિમલ
નિરમવ થ્યા દિશા અંત"

વસંતના આગમન સાથે અનંત ટહુકા સંભળાવે છે ને પોતાની પ્રિય સખી એવી વસંતઋતુને પ્રફુલ્લિત ગીત ગાઈને આવકારે છે. સર્વત્ર આમ્રવૃક્ષોની મંજરી મઘમઘી ઊઠે છે, અનિલ મંદ-સુમંદ ગતિથી લહેરાય છે. પ્રકૃતિનું આ પ્રેરક ચિત્ર સાધુ કે સંત, સંસારી કે યોગી, યુવાન કે વૃદ્ધ સૌનાં હૈયાંમાં ચેતનનો સંચાર કરે છે. મુનિના મનને પણ વિચલિત કરનારું આ વસંતનું આગમન માનિનીના હૈયામાં વિહ્વળતા જગાવે તે સ્વાભાવિક છે. કવિ કહે છે :

"મુનિજનનાં મન ભેદઈ છેદઈ માનિની મન
કામીય મનહ આણંદ એ કંદએ પથિક પરાણ"

પ્રકૃતિની રમણીય ગોદમાં પ્રણયચેષ્ટા કવિએ અહીં નિરૂપી છે. સૌ કામીજનો ઉમંગથી વિહાર કરી રહ્યાં છે, ને નવયૌવનથી છલકાતાં યુગ્મો, સુંદર ભભકાવાળાં, કામદેવનાં વસ્ત્રો જેવાં વસ્ત્રો પહેરી આનંદપૂર્વક પ્રેમની ચેષ્ટા કરતાં વિહાર કરી રહ્યાં છે. કામીજનો સાથે પ્રકૃતિ પણ તાલ મેળવી રહી છે તેને ઉત્તેજન આપવા જાણે હસી હસી સર્વત્ર પુષ્પમંડપો, સુગંધિત વાયુ પ્રગટાવી રહ્યા છે. આવા આહ્લાદક, આકર્ષક વાતાવરણમાં પ્રિયતમથી રિસાયેલી પ્રિયતમા પણ ખુશ થઈ પોતાના વહાલા પ્રિયતમ જોડે વિહાર કરવા લાગે છે. કોકિલ પણ જાણે માનિનીને ઠપકો આપતાં કહે છે :

"નાહુ નિછીંછિ ન ગામટિ સમટિ મયુલ અજાણિ
મયણ મહાભડ ન સહીઈ હીઈ હગઈ બાણી"

આમ રિસાયેલી પ્રિયતમા પણ ફરી પ્રિયતમ સાથે કૂંજન કરવા લાગે છે, યુવાન દંપતીઓ યૌવનના આવેગથી મદમત્ત બને છે. વસંતનું ચિત્રખચિત, ઉલ્લાસપ્રેરક વર્ણન આપ્યા પછી કવિ આ પ્રકૃતિના વસંતભીના વાતાવરણમાં સંસારી યુગ્મો કેવાં રસીલાં બન્યાં છે તેનું સુખદ અને મસ્તવિભોર ચિત્ર નિરૂપે છે :

"નવ યૌવન અભિરામ તિ રામતિ કરઈ સુરંગિ
સ્વર્ગિ જિસ્યા સુર ભાસુર રાસુ રમઈ મન રંગિ"

આ સાથે કવિએ આવા પ્રફુલ્લિત, રમણીય, મનભેદક વાતાવરણ વચ્ચે વિરહમાં ઝૂરતી નારીની શી અવદશા થાય છે તેનું સચોટ ચિત્ર આપણી સમક્ષ રજૂ કર્યું છે. વસંત ઋતુને વનમાં રમતી જોઈ, યુવાન દંપતીઓની પ્રેમભરી ચેષ્ટા નિહાળી વિરહમાં તડપતી નારીના અંતરમાં વેદના જાગે છે.

સર્વત્ર પ્રકૃતિ હસતી હોય છે, ભમરાઓ ગુંજન કરી રહ્યા છે, કોકિલનો મીઠો ટહુકો સંભળાય-છે ને વિરહિણીના હૃદયમાં કંપારી ઊઠે છે, પ્રિયતમની વાટ જોતાં જોતાં રાહમાં ઝાંખી બની ગયેલી આંખોમાં પણ અશ્રુ ખૂટ્યાં હોવાથી વારંવાર ફફડી ઊઠે છે. તેને માટે તો આ પ્રકૃતિ શ્રાપ સમાન છે. કવિએ તેનું અહીં સચોટ નિરૂપણ કર્યું છે :

''વીરૈ સુભટ કુસુમાયુધ આયુધ શાલ અશોક
કિશલ જિસ્યાં અસિ ઝળકઈ ઝબકઈ વિરહિણી લોક''

આમ વિરહિણી માટે સમગ્ર વાતાવરણ આઘાત પહોંચાડનાર છે તેને રાત્રિ દીર્ઘ થતી લાગે છે. દિવસ મન્યતીર જેવો લાંબો થતો જણાય છે, શીતળ ચંદ્ર અગ્નિદાહક અને ચંદનનો લેપ અંગારાની જેમ તેને બાળી રહ્યો છે, ભોજન પણ ઝેર જેવું લાગે છે. આમ પગલે પગલે કામ તેનો વેરી બને છે. પ્રેયસીને પ્રિયજનના વિયોગના સમયે કેવી યાતના ભોગવવી પડે છે તેનું તાદૃશ ચિત્ર કવિએ વર્ણન દ્વારા ઊભું કર્યું છે.

કવિ યુવાનોનાં હૈયાં, તથા તેમાં જાગતાં જુદી જુદી પળનાં સંવેદનોને સારી રીતે જાણે છે. તેઓ પણ પ્રણયરસિક તેમજ સંસારથી કંટાળેલા વિરાગી નહીં, પણ વિશ્વના વૈભવમાં પ્રપૂર્ણ રસ લેનારા રાગી પુરુષ લાગે છે. તેથી જ પ્રણયરસિક હૈયાના સૂક્ષ્મ ભાવો ખોળી આપણી સમક્ષ રજૂ કર્યા છે. વિરહની વેદનામાં તડપતી નારી કાગડાને બોલતો જોઈ તેને શુભ શુકન સમાન માની પ્રફુલ્લિત બની, ખીલતા કમળ સમાં તેનાં હૃદયદ્વારો ધીમે ધીમે ઉઘાડે છે ને પ્રિયતમની રાહ જોવા તત્પર બને છે. તે કાગડાને કહે છે :

''ધન ધન વાયસ તૂં સુર મૂં સર વસુ તૂંઅ દેસુ
ભોજનિ કૂર કરાંબુલુ આંબુલુ જરિ હૂં લહે સુ''

શુકન સાચા પડતાં ગૃહે પ્રિયતમને નીરખી વિરહની વેદનામાં વ્યાકુળ બનેલાં નયનો અશ્રુથી ઊભરાઈ જાય છે. ચારે બાજુ આનંદ આનંદ છવાઈ જાય છે. જાણે કે સ્વર્ગ મળ્યું ! આમ પ્રિયતમ મળવાથી પ્રિયાને અસીમ પ્રફુલ્લિતતાનો અનુભવ થાય છે. પ્રિયતમનો સમાગમ વિરહમાં વ્યાકુળ બની ગયેલી યુવતીને મનોહર લાગે છે. કવિશ્રી આ મિલનની ક્ષણોમાં શૃંગારપ્રચુર વર્ણન કરવાનું ચૂકતા નથી. પ્રિયતમ મળવાથી નારીના અંગમાં ઉમંગો આમ્રવૃક્ષની જેમ કેવા મહોરી ઊઠે છે ! તેનું પણ તાદૃશ ચિત્ર આપણી સમક્ષ ખડું કર્યું છે, તેમજ જુદી જુદી સુંદરીઓની પ્રણયચેષ્ટા અહીં પ્રગટ કરી છે :

''એકિ દિઈ સહ લાલીય તાલીય છદિહિ રાસ
એકિ દિઈ કપાલંભ રે વાલંભરહિં સવિલાસ''

આમ કવિએ ''વસંતવિલાસ'' કાવ્યમાં પ્રણય-ભાવના અને જુદી જુદી ક્ષણોમાં કામીજનોમાં પ્રગટતી ભાવનાઓનું શૃંગારપ્રચુર શૈલીમાં વર્ણન કર્યું છે. તેથી વિવેચકો કહે છે : ''આ સુંદર કાવ્યમા નવયૌવના સ્ત્રી-પુરુષનું અવલંબન છે, તેમની સ્થાયી રતિ ઋતુરાજના ઉદ્દીપનથી ભભૂકી ઊઠે છે.'' આમ આ કાવ્યમાં પ્રણયભાવનામાં વિરહિણી નારીની પ્રિય મનોવેદના, વિરહિણીનો પ્રલાપ, પ્રિયમિલન અને હર્ષભરી સુંદરીના શૃંગારમંડન અને પ્રેમવિલાસને લાડપૂર્વક ટકોરતી વિદગ્ધ નાયિકાની અન્યોક્તિઓ અહીં દૃષ્ટિગોચર થાય છે.

❑

## સાભાર-સ્વીકાર

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.**(૧-૨, અપર લેવલ, સેન્ચૂરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૬ અને મુંબઈ - ૪૦૦ ૦૦૨)**નાં :**

કયાંય પણ ગયો નથી : લે. મનોજ ખંડેરિયા, કિ. રૂ. ૭૦/-; પરી કયા ચીજ હૈ : લે. વલ્લભ નાંઢા, કિં. રૂ. ૧૦૦/-; એકાન્તિકી : લે હસમુખ પાઠક, કિં. રૂ. ૪૦/-; કવિતા તરફ : લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૧૦૦/-; પ્રતિભાપુરુષ પાઠકસાહેબ (રા. વિ. પાઠક વિશેષ) : સંપા. સુરેશ દલાલ, કિં. રૂ. ૨૫૦/-.

**સંકલન અને અનુવાદ : મહેશ દવે**

**૨૭**

ઑગસ્ટ ૨૮, ૧૯૨૫

પ્રિય વિજયા,

નબળાઈએ હજી મારો કેડો છોડ્યો નથી. મને સલાહ આપવામાં આવી છે કે મારે શાંતિથી પડ્યા રહેવું. તેમ કરવા હું ઘણો રાજી છું. પણ મારી સાથે પનારો પાડનારા મારી પાસે જુદા હેતુઓથી આવે છે. આ દેશના વિવિધ પ્રકારના લોકો નાની-મોટી માગણીઓથી મારા સમય પર સતત તકાજો કરે છે. તેમાંનો દરેક વ્યક્તિ માને છે કે પોતે એક જ એવો છે જેના પર મારે ધ્યાન આપવું જોઈએ. ભારતની બહાર ચાલ્યા જવા સિવાય તેમાંથી છુટકારો નથી. રોમાં રોલાંએ સ્વિત્ઝર્લેન્ડના તેમના ઘર પાસે સેનેટોરિયમનું વિચાર્યું છે. ડૉક્ટર કહે ત્યાં સુધી મને ત્યાં જ પકડી રાખવાની વ્યવસ્થા તેઓ કરશે. અહીંથી ૧૫ ઑગસ્ટે ઊપડનારી અમારી સ્ટીમર સપ્ટેમ્બરની શરૂઆતની આસપાસ જીનોઆ પહોંચશે. મારું સ્વાગત કરવા તું હોય એવી ઇચ્છા થાય છે, પણ એ બનવાનું નથી તે હું જાણું છું. આરામનો પ્રલંબ પટ અત્યારે મારી પાસે પથરાયેલો છે. સપનાંઓ સેવવામાં તેનો ઉપયોગ કરું છું. તે વખતે સ્મૃતિમાંથી ઝીણી ઝીણી વિગતોના ઢગલા મારા ચિત્તની આસપાસ ઘુમરાઈને ગુંજ્યા કરે છે. નદીકિનારાના તારા ઘરમાં મારો નિવાસ ગ્રીષ્મના અંત સુધી હું લંબાવી ન શક્યો તેનો અફસોસ તેં વ્યક્ત કર્યો છે, પણ ત્યાં આવીને રહેવાની ઝંખના કેટલી બધી વાર મને થઈ આવી છે તેની તને શી ખબર ? ઉપરછલ્લી રીતે જોતાં નિરર્થક લાગે એવા સુસ્તી પ્રેરનારા મધુરા એકાન્તમાંથી કેટલીક ફરજોએ મને અહીં ખેંચી આણ્યો છે, પણ હવે સમજાય છે કે ત્યાં હતો ત્યારે આળસભર્યા સમયની છાયામાં શરમાળ ફૂલોથી મારી કવિતાની છાબડી રોજેરોજ ભરાતી રહેતી હતી. પરિશ્રમથી સર્જેલા મારા પરોપકારી કાર્યોના ઊંચા મિનારા તૂટી-ફૂટીને કાળની ગર્તામાં ફેંકાઈ જશે ત્યારે ખાતરી રાખજે કે પેલી કવિતાઓ તાજગીથી ભરી ભરી રહેશે. બહુ ઓછાને ખબર છે કે હું આપવાનો છું તે ગીતોની સોગાત માટે લોકોએ તારો આભાર માનવો જોઈએ.

ભાલોબાસા

**રવીન્દ્રનાથ ટાગોર**

**૨૮**

કલકત્તા

ઑક્ટો. ૨૯, ૧૯૨૫

પ્રિય વિજયા,

અંત વિનાની એકવિધતાને કારણે મારી માંદગીની કથની કંટાળાજનક બની ગઈ છે. તેને વિશે વાત કર્યા કરવાનું ગમતું નથી. થાકીને હવે ગ્રીષ્મની રાહ જોઉં છું. દાક્તરી સારવાર માટે યુરોપની મુલાકાતનો મારો તે બીજો પ્રયત્ન હશે.

હાથોહાથ તને આપવું ગમ્યું હોત તેવું, બંગાળીમાં લખાયેલાં કાવ્યોનું મારું પુસ્તક આ સાથે મોકલું છું. એ પુસ્તક તને અર્પણ કર્યું છે. જોકે તેમાંના લખાણને (તે બંગાળીમાં હોઈને) તું સમજી નહીં શકે. તેમાંનાં મોટાભાગનાં કાવ્યો હું સાન ઇસીદ્રો હતો ત્યારે લખાયેલાં. આ કાવ્યો સમજનારા મારા વાચકોને કદી એ ખબર નહીં પડે કે વિજયા કોણ અને આ કાવ્યો સાથે તેનો શો સંબંધ. પુસ્તકના કર્તા સાથે તું લાંબું રહી શકી નથી. એ સમય કરતાં વધુ સમય આ પુસ્તક સાથે ગાળવાની તને તક મળશે એવી આશા.

સપ્રેમ યાદ.

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

૨૯

કલકત્તા
નવે. ૧૨, ૧૯૨૫

પ્રિય વિજયા,

મારું પુસ્તક અને સાથેનો પત્ર મળી ગયાં હશે.

માંદગીનાં એકાંતમાં મારો દેશનિકાલ થયો હોય એવી લાગણી અનુભવું છું. જીવનના ધસમસતા પ્રવાહ વચ્ચે આછા પડછાયા ને રૂંધાયેલા અવાજો ભરેલા એકાકી ટાપુ પર જીવી રહ્યો છું. પ્રવૃત્તિ કરી શકતા ન હો ત્યારે તમારા શરીરી અસ્તિત્વનું કશું મૂલ્ય નથી. એ સમયે જેની જીવંત હાજરી પોતે જ મૂલ્યવાન થઈ પડે તેવા વ્યક્તિની મનને ઝખના થાય છે.

આવતા માર્ચમાં મારું યુરોપ આવવાનું લગભગ નક્કી છે. તારું આવવાનુ અને મને મળવાનું શકય બનશે ખરું ?

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

૩૦

સાન ઈસીદ્રો
ડિસેમ્બર, ૧૯૨૫

પ્રિય ગુરુદેવ,

છેલ્લા કેટલાક મહિનાઓથી તમને કેટલા બધા યાદ કરું છું ! તમારી ગેરહાજરી એવી તો ભયંકર સાલે છે કે તેના વિશે લખવાની હિંમત થતી નહોતી.

તમને યાદ છે તમે મને એક વાર કહેલું, 'તું સ્વકેન્દ્રી નથી, પણ મૂરખ છે.' મેં મારી એકલતાની લાગણી વિશે તમને પત્ર લખ્યો હોત તો તમે કહ્યું હોત કે મારી મૂર્ખાઈ વધી ગઈ છે.

૧૩મી નવેમ્બરે મેં 'એમિગો ડેલ આર્તે'માં વ્યાખ્યાન આપ્યું. વિષય હતો, 'રવીન્દ્રનાથ ટાગોરની ઝાંખી' જગ્યા ખીચોખીચ ભરાઈ ગઈ હતી. અમારા પ્રજાસત્તાકના પ્રમુખ હાજર હતા. (ગીતાંજલિમાંના) આંન્દ્ર જિદે અનૂદિત કરેલાં તમારાં દસેક કાવ્ય મેં વાંચ્યાં (જિદના કરેલા અનુવાદ મને ગમે છે.) મને સ્વકેન્દ્રી કે મૂરખ ન કહેશો, પણ મને લાગે છે કે મે ખૂબ સરસ રીતે કાવ્યપાઠ કર્યો. એમ કહી શકાય કે બીજા કશાનું મેં આટલી સરસ રીતે પઠન કર્યું નથી. તેમાં કશું આશ્ચર્ય પણ નથી. મારું માનવું છે કે બીજાં કોઈ કાવ્યો આવી ઘનિષ્ઠ સંવેદનાથી મેં માણ્યાં નથી.

મારા વકતવ્યમાં મેં સમજાવ્યું (ઓછામા ઓછો સમજાવવાનો પ્રયાસ તો કર્યો જ) કે તમે હંમેશ ગહન અને ગંભીર લખો છો એવું નથી વિનોદવૃત્તિમાં હો ત્યારે તમારાં લખાણ ચાતુરીભરી રમૂજથી રસાયેલાં હોય છે. મેં જણાવ્યું કે તમારો વિનોદ તાજાં, ખટમીઠાં, મસાલેદાર લીંબુશરબત જેવો છે, પરંતુ તેમાં (પશ્ચિમના લેખકો જેવી) નપુંસકતા કે કટુતાનો અણસાર નથી.

મેં સમજાવવાનો પ્રયાસ કર્યો કે તમે શરૂઆતમાં (ને અંત સુધીય), ફ્રેન્ચમાં જેને ધ્રાસકો (અને અંગ્રેજી સ્લેન્ગમાં 'ફન્ક' કરે છે તેવો) આચકો મને આપો છો. (જોકે મેં એનો એકરાર ન કર્યો.) -

ડિસેમ્બર ૨૮

મેં ઘણી બાબતો સમજાવવા પ્રયાસ કર્યો. મેં કરેલું અર્થઘટન ખોટું નહીં જ હોય એવી આશા રાખું છું.

તમારો પત્ર અને પુસ્તક મળ્યાં. ફ્રેન્ચ કે સ્પેનિશ ભાષાઓમાં પણ જ્યારે હું આભાર માની શકવા અસમર્થ છું ત્યારે અંગ્રેજી ભાષામાં તો આભાર કેવી જ રીતે માની શકું ? મારી પાસે કોઈ શબ્દો નથી.

તેનાં પાનાંઓની અંદર શું છે તે સમજું નહીં અને પુસ્તક ફકત જોયા જ કરવું એ કેવું અશકય કામ છે, પણ શું કરી શકું ?! (લીઓનાર્ડ કહેતો હતો એવા ભાવથી આ શબ્દો કહેતી નથી. 'મારે શું કરવું ?' એવા અર્થમાં હું આ શબ્દો વાપરું છું.)

તમે એક વાર મને કાલિદાસ નાગની વાત કર્યાનું યાદ છે. તમને લાગે છે કે તેમનું કંઈક ગોઠવી શકાય ? તેમનાં વ્યાખ્યાનો માટે તમને આમંત્રણ આપીએ તો તેઓ આવી શકે ખરા ? તેઓ કયા વિષય પર વ્યાખ્યાનો આપી શકે ? એમની સાથે તેઓ બંગાળનાં ચિત્રો ન લાવી શકે ? (એ વિશે પણ તમે અહીં હતા ત્યારે આપણે વાતો કરેલી). તેઓ શિખવાડે તો હું થોડુંઘણું બંગાળી શીખી શકું એમ તમને લાગે છે ? અલબત્ત, કાલિદાસ નાગ

સાથે તમે પણ આવી શકો તો તે અવસર ધન્ય બને. તમે તો જાણો છો કે તમે આવો તો ગમે તે સમયે આ ઘર અને તમારે માટે આતુર એવી આ સેક્રેટરી રાહ જોઈને ઊભાં જ છે. હું ધારું છું કે એવું કશું નહીં જ બને, કારણ કે એવું બને તો મારા સુખનો પ્યાલો વધારે પડતો છલકાઈ જાય !

રેશમી અને સોનરંગી એવું અતિસુંદર કાપડ મને ભારતથી ભળ્યું. ફરી ફરી...તમારો કેટલો આભાર માનવો ? મારું હૃદય હું અંગ્રેજી ભાષામાં ઠાલવી શકતી નથી.

(એન્ડ્રુઝે તમારા વતી પોસ્ટ કરેલો) તમારો છેલ્લો લેખ અને ગઈ ક્રિસ્મસે વ્યાખ્યાન આપવા તમે આપેલું લખાણ મેં 'લા નેશિયો'ને મોકલી આપ્યું છે. (તમને યાદ છે ને ? તમે અહીં હતા ત્યારે લીઓનાર્ડે તે લખેલું અને ઇટલીથી મને મોકલેલું). તેના પ્રકાશન માટે ક્રિસ્મસ સુધી રાહ જોવી એમ નક્કી કરીને મેં તે સાચવી રાખેલું.

'લા નેશિયો'એ તમારા માટે આપેલો ચેક આ સાથે બીડું છું. બીજો એક ચેક પણ બીડું છું. કારણ કે તમારા કોઈ 'રિવ્યૂઝ' અને 'પેપર્સ' માટે લવાજમ ભરવાનું મને ગમશે. એ માટે કોઈ વ્યવસ્થા કરે એવું કરી શકશો ?' 'વિશ્વભારતી'ની હું સભ્ય થઈ શકું કે ? તે માટે મારે શું કરવાનું ? તમારા દેશ અને પ્રજા વિશે જાણવામાં મને બહુ રસ છે. આટલે દૂર રહી એ જાણવાનું કેટલું બધું મુશ્કેલ છે ! તમે મને શું વાંચવાની સલાહ આપો છો ? મારે વધારે જાણકારી મેળવવી છે જેથી અહીંના વૃત્તપત્રોમાં તે વિશે લખી શકું.

આવતા શિયાળામાં તમારા વિશે હું બીજું વ્યાખ્યાન આપીશ. પેલા આયોજકોએ બીજા વ્યાખ્યાન માટે મને કહ્યું છે. મારા પહેલા વ્યાખ્યાનમાં તમને જણાવ્યું તેમ ગીતાંજલિમાંનાં તમારાં કેટલાંક કાવ્યોનો પાઠ મેં કર્યો... (એમાંનાં બધાં જ મને એટલાં ગમે છે કે પસંદ કરવાનું મુશ્કેલ હતું.)

મને થયેલા આનંદનું વર્ણન કરી શકું તેમ નથી કારણ કે તેમાંનું પ્રત્યેક કાવ્ય, ફ્રેન્ચમાં કહે છે તેમ, મારા અવાજમાં મૂર્તિમંત થતું હતું. મારો અવાજ જાણે દરેક શબ્દને કાળજી અને પ્રેમથી સ્પર્શ કરતો હતો. મેં તમારાં કાવ્યો માણ્યાં છે. બરોબર એવી જ રીતે ત્યાં હાજર રહેલી પ્રત્યેક વ્યક્તિ એ કાવ્યો માણે એવી મારી મનીષા હતી.

મને ઘણાએ પૂછ્યું, 'રવીન્દ્રનાથ ટાગોરનો ધર્મ કયો ?' મારા વ્યાખ્યાનને અંતે મેં કહ્યું, 'ટાગોરનો ધર્મ કયો એ થોડા શબ્દોમાં સમજાવવા માટે મારી પાસે એક માર્ગ છે – સેન્ટ એક્વાઇનાની પ્રેમની વ્યાખ્યા વિશેનું અવતરણ ટાંકવાનો. પ્રેમ એટલે 'એકત્વ માટેની ઝંખના' એવી વ્યાખ્યા તેમણે આપી છે. ટાગોરનાં આનંદ અને વિષાદનાં કાવ્યોમાં 'એકત્વ માટેની ઝંખના'નો સાદ સંભળાય છે. લગભગ એ મતલબનું કંઈક મેં કહ્યું. મને આશા છે, વહાલા ગુરુદેવ, કે મેં કરેલું અર્થઘટન તમને ખોટું નહીં લાગે.

અંગ્રેજીમાં હું એવું ક્લિષ્ટ અને વિચિત્ર લખું છું કે મારે જે કહેવાનું છે તે હું કહી શકતી નથી. શું કરી શકું ? (અહીં લીઓનાર્ડ જેવા ભાવથી લખું છું એમ કહી શકાય.) હું અસહાય છું.

અત્યાર સુધીમાં તમને ખબર મળ્યા જ હશે કે બ્રિટનના માનનીય પ્રિન્સ ઑફ વેલ્શ અહીં છપડમલાલ[1] આવી ગયા. તમે રહ્યા તે જ ખંડમાં એમણે પણ ઊંઘ ખેંચી. ભારે જાહોજલાલીનું પ્રદર્શન થયું. તેમની પાછળ ખાનગી ડિટેક્ટિવો પણ ફરતા રહ્યા. (પણ એ ડિટેક્ટિવોમાં આપણા ગ્રેટ સ્કોટ[2] નહોતા. તમને લેડી રોઝમેરી[2] અને તેનાં ગરીબ બાળકોની વાત તો યાદ છે ને ?)

હું તમને કેટલાક ફોટા મોકલું છું. મહેરબાની કરીને તમે તમારા કોઈ નવા ફોટા પડાવ્યા હોય તો તે મોકલજો.

તમને હવે કેમ છે એ જાણવા આતુર છું. તમારું સ્વાસ્થ્ય સુધર્યું હશે.

તમારા સર્વ ઉપકાર માટે આભાર. તમે મોકલેલું પુસ્તક મારા માટે ખૂબ મૂલ્યવાન થઈ પડશે, પણ તેની અંદર શું લખાયું છે એ જાણવા પાગલ છું.

૧. અર્જેન્ટીનાની કન્ટ્રીસાઇડનું સ્થળ જ્યાં રવીન્દ્રનાથ અને એમ્હર્સ્ટ પણ અઠવાડિયું રહેલા.

૨. આ ઉલ્લેખો કોના વિશેના છે તે જાણી શકાયું નથી.

વહાલા ગુરુદેવ, હું તમને ચાહું છું...

**વિજયા**

તા.ક

'રવીન્દ્રનાથ' ઉપર હું વ્યાખ્યાન આપતી હતી તે જ દિવસે તમારો તાર મળ્યો કે માર્ચમાં તમે યુરોપ જવાનું વિચારો છો. તમે ખરેખર જઈ શકશો ? તમે ત્યાં લાંબો સમય રહેવાના છો કે કેમ ? મને આશા છે કે હું ત્યાં આવી શકીશ અને તમને મળી શકીશ.

**૩૧**

શાંતિનિકેતન, બંગાળ
ભારત, ડિસે. ૩૦, ૧૯૨૫

પ્રિય વિજયા,

તારા તારથી ખુશી અનુભવી. ગયા વર્ષે આ સમયે હું સાન ઇસીદ્રો હતો. તારા બગીચાના ભૂરાં અને લાલ ફૂલોના ગુચ્છાઓ ઉપર પડતો વહેલી પરોઢનો પ્રકાશ હજી પણ મને આબેહૂબ યાદ છે. પેલી પ્રલંબ નદીના પટ પર સતત જોવા મળતો રંગબેરંગ ખેલ પણ યાદ છે. મારી એકલવાયી બારીમાંથી તે નિહાળતાં હું ધરાતો નહોતો. મારા મનમાં અફસોસનો ખટકો રહી ગયો છે કે હું તારી માયાળુ સારસંભાળ નીચે લાંબો સમય રહી ન શક્યો અને થકવી રાખનારા વિવિધ પ્રકારના સંતાપમાંથી બચી ન શક્યો. એને કારણે નબળાઈ રહી.

યુરોપ જતી સ્ટીમરમાં જગા મેળવવા પ્રયત્ન કરતો રહ્યો છું. આવતા માર્ચમાં નીકળવાનો મારો વિચાર હતો, પણ મને જાણવા મળ્યુ છે કે મે મહિના સુધીની બધી બેઠકો ભરાઈ ગઈ છે. યુરોપના કોઈ શાંત સ્થળે હવાફેર અને યોગ્ય દાકતરી સારવાર માટે જવા આતુર છું. રોમા રોલાંએ તેમના રહેઠાણ નજીકના સ્વિત્ઝર્લેન્ડના એક સેનેટોરિયમમાં ગોઠવણ કરી છે. આશા રાખું કે એ બહુ મોંઘું નહીં હોય.

તાજેતરમાં એમ્હર્સ્ટનો કાગળ મને મળ્યો છે – એ મજામાં છે અને ઘરમાં નવાગંતુકની રાહ જોઈ રહ્યો છે.

ભાલોબાસા

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

**૩૨**

શાંતિનિકેતન,
ફેબ્રુ. ૨૪, ૧૯૨૬

પ્રિય વિજયા,

ગઈ કાલે જ પાડેલો મારો ફોટો તને મોકલું છું. તે ફોટામાં પહેરેલો ઝભ્ભો ત્યા તારી સાથે સાન ઇસીદ્રોમાં હતો તે વખતનો છે. એ તારી આપેલી ભેટ છે. ધસારાની અત્યારની સીઝનમાં, ખાસ કરીને મારા જેવા વધારે પડતી સગવડ માગનાર માટે સ્ટીમરોમાં જગા મેળવવાનું ભારે મુશ્કેલ છે. જોકે મને જાણવા મળ્યું છે કે પોતાના રૂમ્સનો સ્વીટ મારે માટે ખાલી કરી આપવા ઇટલીની એક સ્ટીમરના કપ્તાનને મનાવી શકાયા છે. એથી ૧૫મી એપ્રિલ કે એ પછીના મહિનાની પહેલી તારીખે નીકળવાનું મારે માટે શક્ય બનશે. મારી હૃદયરોગની બીમારી સુધરવાનુ નામ લેતી નથી. યુરોપમાં યોગ્ય દાકતરી સારવાર મળશે એવી આશા છે.

કલકત્તા પાછો આવીશ ત્યારે મારી ઉપરના તારા વ્યાખ્યાનનું ભાષાંતર કરાવવા વ્યવસ્થા કરીશ. વિશ્વભારતીના સભ્યપદની ફીની ઔપચારિક રસીદ પણ મોકલીશ. હુ થાકી ગયો છું અને ઇચ્છુ છું કે વસંતમાં ફક્ત સપનાંઓ સંકોરવા અને કવિતાઓ રચવાનું કામ જ હાથ ધરવું. બીજા કશા ઉપર સમય વેડફવો નથી.

ભાલોબાસા

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

**૩૩**

૧૧મી માર્ચ, ૧૯૨૯

પ્રિય વિજયા,

ઘણી અવઢવ પછી આખરે મે મારી પશ્ચિમની સફર શરૂ કરી છે. આ વખતે છેક છેવાડાના ઉત્તર ખૂણે આવેલા કેનેડાથી હું પ્રવેશ કરવાનો છું. એપ્રિલની શરૂઆતમાં વાનકુંવર મુકામે ગોઠવવામાં આવેલા શિક્ષણ સંમેલનમાં મને આમંત્રણ મળ્યું છે. ત્યાંથી હું લૉસ એન્જેલસ જઈશ, છ અઠવાડિયાં ત્યાં ગાળીશ, યુનિવર્સિટીમાં વ્યાખ્યાનો આપીશ અને બીજી લેવા-દેવા વગરની કામગીરીમાં ભાગ લઈશ.

ઇતિહાસે પુનરાવર્તન કર્યું છે. સ્ટીમરે મુંબઈનું બારું છોડ્યું ત્યારથી ઇન્ફ્લુએન્ઝાના હળવા હુમલાથી પીડાઉં છું. કેટલાંક વર્ષો પહેલાં બ્યિોનેસ એરિસ લઈ જતી સ્ટીમરમાં ગાળ્યાં હતાં તેની ફિક્કી નકલ જેવા દિવસો કેબિનમાં વિતાવું છું. કમનસીબે પુનરાવર્તન વખતે ઇતિહાસ કેટલીક સૌથી મહત્ત્વની બાબતો ભૂંસી કાઢે છે, પણ ખાલી પડેલાં ગાબડાં મારી કલ્પનાશક્તિએ ભરી દીધાં – ખાલી એટલા માટે કે ચિત્રની આસપાસ બહારની બાજુ ખાલીખમ હતી. આપણી સ્મૃતિ સપનાંઓથી અંકિત હોય છે. રોજબરોજના અછડતા બનાવોનું ધસમસતું પૂર કેટલીક સોનેરી પળોને ભૂંસી શકતું નથી. એ પળો વિકસે છે અને લીલીછમ બને છે. તેની સુગંધિત છાયા ગીતપંખીઓને આશ્રય આપી જાળવી રાખે છે. ભાલોબાસા સાથે

**રવીન્દ્રનાથ ટાગોર**

જૂન મહિનાની આખર સુધીનું મારું સરનામું : C/o. અમેરિકન એક્સપ્રેસ એન્ડ કું., લૉસ એન્જેલસ, યુ.એસ.એ.

**૩૪**

બિયોનેસ એરિસ
૧૩મી જુલાઈ, ૧૯૨૯

પ્રિય ગુરુદેવ,

યુરોપની થોડા મહિનાઓની સફર પછી હમણાં જ આવી. ઘરે આવી ત્યારે મારી રાહ જોઈ રહેલો તમારો પત્ર મળ્યો. કમનસીબે કાગળ એટલો મોડો મળ્યો હતો કે જવાબ લખવાનું કે તાર કરવાનુંયે શક્ય રહ્યું નહોતું. લૉસ એન્જેલસથી મને તાર મળ્યો છે કે તમે લૉસ એન્જેલસથી શાંતિનિકેતન જવા નીકળી ગયા છો. તમે મોકલેલા પુસ્તક માટે ખૂબ ખૂબ આભાર. તમે જાણો તો છો કે તમારા તરફથી મળેલી કોઈ પણ વસ્તુ હું કેટલી બધી ચાહું છું.

માર્ચ મહિનામાં એક અઠવાડિયું હું લંડન રહી. લીઓનાર્ડને મળી શકાયું હોત તો મને આનંદ થાત, પણ સરનામું મારાથી ખોવાઈ ગયું હતું અને તે કેમ મેળવવું એની કાંઈ સૂઝ પડી નહીં. તેનું સરનામું મોકલવાની મહેરબાની કરશો ? હમણાં બિયોનેસ એરિસમાં ઉમરાવજાદા કૈસરસિંગ વ્યાખ્યાનો આપી રહ્યા છે. ઘણી વાર એ તમારી વાતો કરે છે. તમે જાણો જ છો કે એ તમારો જબરો ચાહક છે, પણ તમારાથી સાવ અવળી જીવનશૈલી ધરાવતો એના જેવો બીજો માણસ મેં જોયો નથી. એ માણસ તમને કેવો લાગે છે એ જાણવાનું મને ગમશે. સાન ઇસીદ્રોમાં તમારી સાથે ગાળેલાં અઠવાડિયાં મારા જીવનનાં અમૂલ્ય અઠવાડિયાં હતાં. તે અઠવાડિયાંઓ તેમજ તમને હંમેશાં પ્રેમથી યાદ કર્યા કરું છું.

**વિજયા**

**૩૫**

ટેલિગ્રામ : ટાગોર તરફથી ઓકામ્પોને

વિલા ડુનુરે કેપ-મારટિન મુકામે મળીશ ને ?

**રવીન્દ્રનાથ ટાગોર**



## સાભાર-સ્વીકાર

**પરિચય ટ્રસ્ટ** (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૨)**નાં :**

**સિદ્ધેશ્વરી દેવી (પરિચય પુસ્તિકા ૧૦૮૭)** : લે. બટુક દિવાનજી, કિં. રૂ. ૬/-; **તરણકલા (પરિચય પુસ્તિકા ૧૦૮૮)** : લે. પ્રદીપ ત્રિવેદી, કિં. રૂ. ૬/-; **રાષ્ટ્રીય ફિલ્મ સંગ્રહાલય (પરિચય પુસ્તિકા ૧૦૮૯)** : લે. અમૃત ડાંગર, કિં. રૂ. ૬/-; **વી. એસ. નાયપોલ (પરિચય પુસ્તિકા ૧૦૯૦)** : લે. કાન્તિ પટેલ, કિં. રૂ. ૬/-; **મંદબુદ્ધિ બાળકોનાં માબાપ (પરિચય પુસ્તિકા ૧૦૯૧)** : લે. હર્ષિદા પંડિત, કિં. રૂ. ૬/-; **લોકસભાની ચૂંટણી ૨૦૦૪ (પરિચય પુસ્તિકા ૧૦૯૨)** : લે. પ્રિયવદન મ. પટેલ, કિં. રૂ. ૬/-; **ગુજરાતી પ્રતિકાવ્યો (પરિચય પુસ્તિકા ૧૦૭૮)** : લે. રતિલાલ બોરીસાગર, કિં. રૂ. ૬/-.

# શેક્સપિયરના મુલકમાં...

પ્રિ. વિનોદચંદ્ર પ્ર. ત્રિવેદી

આમ તો શેક્સપિયરે કોઈ ગીત, સૉનેટ કે નાટકમાં પોતાની જન્મભૂમિનું નામ દઈને વર્ણન કર્યું હોય તેમ લાગતું નથી; પરંતુ પોતે જ્યાં જન્મ લીધો, મુગ્ધાવસ્થા સુધી જ્યાં રહ્યા, ને જિંદગીનાં છેલ્લાં પાંચ-છ વર્ષો જ્યાં ગાળીને દુનિયાને અલવિદા કરી તે ભૂમિની પ્રકૃતિ, ગ્રામજીવન અને વનપ્રદેશની સભ્યતા, સંસ્કૃતિ તથા રીતિ-નીતિઓને પોતાનાં નાટકોનાં વસ્તુ-વિષયોમાં વણી લઈને તરબોળ કરી દીધાં છે એટલું જ નહિ, પરંતુ પાંચ સૈકા પછી આજદિન સુધી અંગ્રેજી ભાષાસાહિત્યને સુધ્ધાં ગુલાબ-હિનાના અત્તરની જેમ સમગ્ર વિશ્વસાહિત્યને સુગંધિત કરી દે છે. તેમણે અંગ્રેજી ભાષાનું ગૌરવ પણ ખૂબ વધાર્યું છે. આટલો મોટો લાંબો કાળ વીત્યા છતાં તેમનાં નાટકો લગીરે વસુકાયા વિના તેમણે લખેલી અંગ્રેજી ભાષા-લઢણમાં દુનિયાભરના તમામ દેશોમાં ભજવાયાં કરે છે.

આમ તો મોડાસાની 'માઝૂમ' નદી જેવી 'એવન' ઇંગ્લેન્ડની નાની નદી છે. ઇંગ્લેન્ડની નાનકડી નદીનો જાણે કે આદર્શ નમૂનો. તેમાં હડસન, મિસિસિપ્પી, બ્રહ્મપુત્રાની ભવ્યતા નથી એના કાંઠે કાંઠે હૈયેહૈયું દળાય તેટલાં વનરાજિ અને હારબંધ વિસ્તરેલી બીજી વૃક્ષરાજિઓની વચ્ચે 'ધીરે વહે છે 'એવન'.' વિલાયતના ગ્રામપ્રદેશના આંગ્લસૌંદર્યે અહીં મૂર્તસ્વરૂપ ધારણ કર્યું છે. શેક્સપિયરની વહાલી અને રૂપકડી વસંત જેવી પુત્રી, ભરમુગ્ધાવસ્થામાં પ્રવેશેલી ઓફિલિયા અહીં પથરાયેલાં 'વિલો' અને વગર વાવે ઊગેલાં વૃક્ષ-છોડનાં ફૂલોની વચ્ચે ફરતી દેખાય છે. તેને અહીંનાં ફૂલોનાં ઘરેણાં પહેરવાનો મોટો અભરખો હતો. આવી નદી, આવાં પુષ્પો, આવી વૃક્ષવેલીઓ રાજકુમાર હેમ્લેટના કેસલ ઑફ એલ્સિનોરના પ્રદેશમાં કદાપિ કલ્પી પણ ન શકાય. વૉર્વિકશાયરની નદીના સ્થાનિક સૌંદર્યને શેક્સપિયરે પોતાના અત્યંત કરુણ નાટક 'હેમ્લેટ' માટે અહીંથી જ લાગલું ઉઠાવ્યું હોય તેમ લાગે છે. આજે પણ એવન નદીના કાંઠા શોભાવતાં પુષ્પોનાં નામ-ઠામ અને પ્રદેશવર્ણનો શેક્સપિયરનાં કેટલાંક નાટકોમાં જાણે ખિલખિલાટ કરતો શબ્દરવ બનીને કાનમાં ગુંજી ઊઠે છે.

શેક્સપિયરના જમાનાનો એવન પ્રદેશ વનરાજિથી શોભતો હતો.

"છાંયડાવાળાં વનો અને ખુલ્લા પ્રદેશોથી શોભતા, વિપુલ નદી-ઝરણાંઓથી ભરપૂર અને તેમની કોરાણે આવેલાં ગોચરો"નાં શેક્સપિયરે કરેલાં હૂબહૂ વર્ણનો અંગ્રેજી નાટ્ય-સાહિત્યની સૃષ્ટિમાં બેનમૂન શોભી રહ્યાં છે.

ઘણુંબધું બદલાઈ ગયું છે, પણ આપણે ત્યાં ભાંગ્યું ભાંગ્યું તોય ભરૂચ એમ કહી ભરૂચની સમૃદ્ધિને વાગોળ્યા કરીએ તેમ ભલે એલિઝાબેથના યુગની સમૃદ્ધિ નથી રહી તોપણ 'એવન' દ્વારા શેક્સપિયરનું સાહિત્ય તો એવી ને એવી એ યુગની સમૃદ્ધિની યાદ જરૂર અપાવે છે.

સ્ટ્રેટફર્ડ-અપોન-એવન વૉર્વિકશાયરના પ્રદેશમાં આવેલું છે. આ પ્રદેશના હાર્ટસહિલ ગામમાં જન્મેલા કવિ માઇકલ ડ્રેયટને પોતાની જન્મભૂમિને મન ભરીને યાદ કરેલ છે. આપણા કવિ-મનીષી ઉમાશંકરને ભારતની ભોમમાં 'મોંઘેરી ગુજરાત' સતત યાદ આપતી રહી તેમ ડ્રેયટને પોતાની માતૃભૂમિને 'ઇંગ્લેન્ડના હૃદય'રૂપે અને આર્ડનના જંગલને 'જબરજસ્ત' કહી નવાજ્યુ છે. કાવ્યદેવીને સ્મરી સૌપ્રથમ આર્ડનનું વર્ણન કરતાં કહ્યું છે : એક તરફ ટ્રેન્ટ અને બીજી તરફ સેવર્નને અડકતાં આર્ડનના બે હાથને કાપીને હું આ વનપ્રદેશને જીવતાજાગતા દેવરૂપ ગણીને તેની અર્ચના કરું છું.

ફૉરેસ્ટ ઑવ્ આર્ડન ૧૭ માઈલ લાંબું અને ૧૩ માઈલ પહોળું છે. આપણે જે અર્થમાં ઘોર

જંગલ કહીએ છીએ તેવું નહિ પણ આપણા આધુનિક ગીર જેવું તે સોળમી સદીમાં લાગતું હતું. આ ભૂમિમાં વન, ઉપવન ઉપરાંત નાનાં નાનાં ઝાડવાંવાળી વેરાન સપાટ ખુલ્લી જમીન પણ હતી. તેમાં વાડ વગરના ખાનગી માલિકીવાળા નેસડા કે કંપા પણ હતા. આજે પણ, વિવેચક એલ્ટન તેમના 'ઓરિજિન્સ ઓવ્ ધી ઇન્ગ્લિશ'માં જણાવે છે તેમ, આ પ્રદેશમાં ઝાડવાં એટલાં તો પાસપાસે હોય છે એક ખિસકોલી સહેલાઈથી ડાળેડાળે કૂદતી, જંગલની પેલે પાર નીકળી જઈ શકે. પડોશમાં બર્મિંગહામનાં લોખંડ-પોલાદનાં કારખાનાંઓ અને ડ્રોઇટવિચના મીઠાના અગરો માટે આ જંગલમાંથી બળતણ પૂરું પડાય છે. આ વનપ્રદેશમાં નાનાં નાનાં નગર, નાનાં નાનાં ગામડાંઓ અને એકલદોકલ કંપાઓનો પાર નથી.

જંગલનો કાયદો જંગલી નહિ પણ સંરક્ષણના હેતુપુરઃસરનો હોય છે. ઉમરાવોના બંધાવેલા કિલ્લાઓની આજુબાજુ ગ્રામવસ્તી રહે છે અને છેવાડે ભવ્ય ઓકનાં ઝાડ ઋષિમુનિઓની જેમ તપસ્યા કરતાં ઊભાં છે. જોકે હાલ એલ્મ(elm)નાં વૃક્ષો બેસુમાર ઉછેરાયાં છે. વૉર્વિકશાયર એટલે એલ્મનાં વૃક્ષોનો પ્રદેશ. હારબંધ ગોઠવાયેલાં ઝાડવાંઓ પ્રત્યેક શેરીને સુંદર અને છાયાવાળી બનાવે છે.

અહીંનાં ઘરોમાં ઓકનું લાકડું મોટા પ્રમાણમાં વપરાયું છે. ઘરના મોભ તેના બનેલા હોય છે, ઘરની દીવાલો માટે આ પ્રદેશની માટીમાંથી જ ચૂનો પીલવામાં આવે છે. થોડાં શ્યામ અને થોડાં ધોળાં લાકડાંમાંથી બનેલાં ઘરોને મહાકાય વૃક્ષો શીતળ છાંયો આપે છે, તો તેનાં ફૂલો અને વેલીઓ ગામ સમસ્તના રૂપ-આકારને મનમોહક બનાવે છે. અહીંનાં ઓક અને એલ્મનાં વૃક્ષો મને સાબરકાંઠાનાં મહુડાનાં તોતિંગ વૃક્ષોની યાદ અપાવે છે.

શેક્સપિયરના આ મુલકમાં ફરતાં ત્યાં દટાયેલી સૃષ્ટિની દંતકથાઓની યાદ સાબદી બેઠી થયેલી ભાસે છે. ગાય ઓવ્ વૉર્વિક, ડન કાઉ, લેડી ગોદિયા ઓવ કોવેન્ટ્રિની વાતો અહીંની હવામાં મહેકી ઊઠે છે. એમ પણ કહેવાય છે કે રોબિનહૂડ ઓવ્ લોક્સ્લે તેની ટોળી સાથે અહીં રહેતો હતો. અંગ્રેજ-સ્વાતંત્ર્યનો મહાન ટેકેદાર સાઇમન દ મૉન્ટફર્ટે અહીંથી પોતાની સ્વાતંત્ર્ય-કૂચ આદરી હતી અને એક વખત ૧૬૦૫માં અહીં ઐતિહાસિક 'ગન પાવડર પ્લૉટ'ના ગાય ફૉક્સ અને તેના સાથીઓ છાનામાના ભેગા થયેલા.

ઇંગ્લૅન્ડની સાંસ્કૃતિક પરંપરાઓ સ્ટ્રેટફર્ડની શેરીઓમાં ઊભરાતી રહે છે. રાજા ચાર્લ્સ બીજો સ્નિટરફીલ્ડથી ક્લૉપ્ટન હાઉસ સુધી ઘોડેસવારીની લિજ્જત માણવા રાજાના અનુચરનો સ્વાંગ સજી કુ. જેન લેનને વૉર્સેસ્ટરના યુદ્ધ પછી કેવા ઉમળકા સાથે મળવા ગયા હશે ! અહીં લટાર મારતા તેનું માનસચિત્ર યાદ આવે છે. આ શેરીને આજે પણ 'કિંગ્ઝ લેન' કહે છે. એક કાળે અહીં રોમન સૈનિકોએ 'ફૉસ વે' અને 'રિજ-વે'ના રસ્તા પર કૂચ કરી હશે. જોકે બ્રિટોન અથવા સેક્સન પ્રજાની ટોળીઓ અહીં વિચરતી હશે ત્યારે તેની પ્રથમ પગથીઓ તેમણે પાડી હશે. આ જ શેરીમાં ઑફાના પુત્ર ફ્રેમન્ડનું ૭૭૦ના અરસામાં ખૂન થયું હતું અને તેની યાદમાં તેની માતાએ બંધાવેલું દેવળ આજે પણ અહીં છે.

ઉપવનો, ઝરણાંઓ, ઘાસવાળાં બીડો અને થોડા ઢોળાવવાળી ટેકરીઓનો પ્રદેશ એટલે સ્ટ્રેટફર્ડ નગર. ઇટાલીના લોકો માટે જેમ ફ્લૉરેન્સ અને જર્મનો માટે વીમાર તેમ અંગ્રેજો માટે સ્ટ્રેટફર્ડ-અપોન-એવન છે. મહાન નાટ્યકાર શેક્સપિયરે તેને કોઈ પવિત્ર દેવળ જેવું વર્ણવી ચરિતાર્થ કર્યું છે. સાહિત્યકારો માટે તે યાત્રાધામ છે. હું તો એને મારું કાશી કહું છું. મા-વિહોણા બાળકની માતૃવત્ કાળજી રાખતી નર્સ થવાનું આ પ્રદેશને બહુમાન મળ્યું છે. મારે સ્ટ્રેટફર્ડ-અપોન-એવનની મુલાકાતે શા માટે જવું ? કોઈ ફરજ પાડીને કહેતું નથી કે તમે શેક્સપિયરના મુલકમાં જાઓ પરંતુ હિન્દુ જેમ બદ્રીનાથ, મુસલમાન કાબા અને ખ્રિસ્તી જેરૂસલેમની યાત્રાએ જવા હરહંમેશ તલસે તેમ એક માણસ તરીકે મને સ્ટ્રેટફર્ડની યાત્રાએ જવાનું મન થાય તે સ્વાભાવિક છે. ગીતા, બાઇબલ કે કુરાન જેમ જગતના મહાન ધાર્મિક ગ્રંથો છે તેમ 'શેક્સપિયર'નું સર્જન જગતનો સૌથી મોટો 'માનવીય ગ્રંથ' (Secular Book) છે, અને તેનું વતન સ્ટ્રેટફર્ડ-અપોન-એવન ધર્મનિરપેક્ષ માનવતીર્થ છે.

સિડની લી કવિના જીવનચરિત્રને આલેખતાં લખે છે કે શેક્સપિયરના સમયમાં સ્ટ્રેટફર્ડની મુખ્ય શેરીઓનાં જે નામ હતાં તેનાથી જ આજે તે ઓળખાય છે. એ શેરીઓ આજે કદાચ થોડી મોટી થઈ છે, વધારે ચોખ્ખીચણાક લાગે છે પણ શેક્સપિયર આટલાં વર્ષો વીત્યાં પછી (જ. ૨૩ એપ્રિલ ૧૫૬૪; અ. ૨૩ એપ્રિલ ૧૬૧૬) ત્યાં ફરવા આવે તો કઈ શેરી ક્યાં આવી છે તેની પૃચ્છા કરવાની તેને જરૂર પડે નહિ. તેને માટે આધુનિક સ્ટ્રેટફર્ડમાં ભૂલા પડવાનો તો કોઈ સવાલ જ ઊભો થતો નથી. એવનને કિનારે આવેલું દેવળ લગભગ તેનું તે જ છે. 'ચેપલ ઑવ્ ધ ગિલ્ડ' અદ્દલ જેવું હતું તેવું જ જળવાયું છે. ગિલ્ડહૉલ, ગ્રામર સ્કૂલ તો શેક્સપિયરના ઘરની બારીમાંથી દેખાતાં હતાં તેવાં જ દેખાય છે. ચેપલ સ્ટ્રીટ, ચેપલ લેન પણ તેનાં તે જ છે. આધુનિક ઈંટોનાં મકાનોને બદલે, લાકડાંનાં બનેલા પ્રવેશદ્વારોવાળાં ઘરો આજે પણ ચિત્તને ગમી જાય તેવાં છે. કહે છે કે અંગ્રેજો ઘરો કે યુનિવર્સિટી જેવાં મોટાં મકાનો બનાવતી વખતે આરસનો નહિ પણ ઈંટોનો ઉપયોગ કરે છે. ૧૯૬૬ના અરસામાં બંધાવાયેલી સસેક્સ યુનિવર્સિટી ઈંટોની બનેલી છે. બ્રિટિશરોને ઈંટોનું ચણતર જેટલું આવડે છે તેવું જગતના અન્ય કડિયાઓને ભાગ્યે જ આવડે છે. (The Britishers are the best brick-layers.) એવન નદી પરનો પથ્થરનો પુલ પહેલાં હતો તેવો જ છે. તેના પર ચાલતાં સહૃદયી ભાવકને તો એલિઝાબેથના યુગના માનવીઓના પગરવ અને તેમના પૂર્વાભાસની સાહિત્યમાં અંકારાયેલી પરછાઈઓની સ્પષ્ટ ઝાંખી થાય છે. ધાન દળવાની ઘંટી (flour-mill) પણ તેના આપણા ઘમ્મરવલોણા જેવા ચરિતાર્થ થયેલા રણકાઓ જેવા અવાજ નવ નવ સૈકાઓ વીતી ગયા છતાં આજે પણ આ પ્રદેશમાં વિચરતા પ્રવાસીના મનને હર્યુંફર્યું કરે છે.

સ્ટ્રેટફર્ડ નગરને દાનવીરોની ક્યારેય ખોટ પડી નથી. નોર્મન લોકોએ ઇંગ્લેન્ડ પર ચડાઈ કરી તેનાં ત્રણસો વરસ પહેલાં કોઈ અનામી દાતાએ ત્યાં સાધુઓને રહેવા માટે મઠ (monastery) બંધાવેલો. મધ્યકાલીન યુગમાં કેન્ટરબરીના આર્ચબિશપ જૉન દ સ્ટ્રેટફર્ડ અને ટૉમસ જોલિફે 'પેરિસ ચર્ચ', 'ગિલ્ડ' અને 'ગ્રામર સ્કૂલ'નું સમારકામ કરાવેલું. સર હ્યુમ ક્લોપ્ટને 'બ્રિજ' અને 'ગિલ્ડ ચેપલ'નો જીર્ણોદ્ધાર કરાવેલો.

સ્ટ્રેટફર્ડના સૌંદર્યને માણવા તેના મુખ્ય રસ્તેથી પ્રવેશ કરવો જોઈએ. હિમાલયધામ કેદારને દૂરથી માણ્યું હતું તેમ સ્ટ્રેટફર્ડનું સૌંદર્ય ત્રણેક માઈલ દૂરથી ભરપેટ માણી શકાય છે. શરત એટલી કે વાતાવરણ વાદળછાયું ન હોવું જોઈએ. થોડો ઢોળાવ ચડ્યા બાદ 'વેલ ઑવ્ ધ રેડ હોર્સ' સરસ દેખાય છે. ખીણમાંથી એવન નદી આગળ વધે છે. નાની નાની ટેકરીઓ મનમોહક છે. સ્ટ્રેટફર્ડનું ચર્ચ અને મેમોરિયલ થિયેટર નગરના, પહેલી નજરે પડતાં સ્થાનકો છે નસીબજોગે સૂર્યના તડકામાં એવન નદી બાદલાની સાડી પહેરેલી, ચોરીમાં બેઠેલી કન્યાની સખી જેમ ચમકે છે. ખેતરો, હવેલીઓ અને લગભગ લાકડાંઓથી બનેલાં મનહર નાનકડાં ઘરો – એ બધું વૃક્ષરાજિથી આચ્છાદિત છે. અહીં વ્યાપક પથરાયેલું જંગલ છે, તો ઝરણાંઓથી ભરપૂર ખીણપ્રદેશ પણ છે.

પરંતુ હું તો રહ્યો પરિવ્રાજક–સ્ટ્રેટફર્ડની યાત્રાએ નીકળેલો યાત્રિક. એટલે મારા મનમાં જે વાત જચી ગઈ છે તે તો વિલિયમ શેક્સપિયર અહીં જન્મ્યો હતો, રહ્યો હતો અને તેનું અવસાન પણ આ જ ભૂમિમાં થયેલું–તેની સ્મૃતિઓ છે. સાહિત્યના રસિકડા એવા અમને સૌને તે ગમે છે. એનાં નાટકોને સ્ટ્રેટફર્ડના આત્માથી જુદાં પાડીને ન તો વંચાય કે ન જોવાય. શેક્સપિયરની કલ્પનાના ચાકળામાં સ્ટ્રેટફર્ડનુ સૌંદર્ય સીધેસીધું કે આડકતરી રીતે, વિવિધ કલ્પન કે ઉપમા દ્વારા તેનાં નાટકોમાં ઠેરઠેર અભિવ્યક્ત થયું છે. માનવજીવનની મેઘધનુષી પશ્ચાદ્ભૂમિકાની શાશ્વતતામાં સ્ટ્રેટફર્ડ કોઈ સિતારાની જેમ હજુ ચમકતું જ રહ્યું છે.

ઉદ્ધત નહિ તો ઉપરછલ્લુ ગણાય તેવું શેક્સપિયરની દુનિયાના સાહિત્યિક વિચારોનું સાહચર્ય આપણને સ્ટ્રેટફર્ડના સંદર્ભમાં વિચિત્ર લાગે તે સ્વાભાવિક છે. આમ તો માનવજાતનો કયો વિચાર,

કઈ લાગણી, કયું સ્વપ્ન, કયું દર્શન શેક્સપિયરથી અળગું પાડી શકીએ તેમ છે ? માનવજાતના ભૂત, વર્તમાન અને ભવિષ્યના ત્રિકાળને અને તેથી તે સ્ટ્રેટફર્ડ સાથે જોડાયેલા હતા, છે અને રહેવાના–એ વાત સો ટકા ચોક્કસ છે. પરંતુ મારી આ વાત આખરે તો 'ઢાઈ અક્ષર પ્રેમ કે'ની છે ને !

તમારે શેક્સપિયરની સ્મૃતિમાં આળોટવું છે ? શેક્સપિયરને સન્માનપૂર્વક ઊજવવો છે ? કોઈ ઉત્સવના બહાને કે એકલાએકલા સ્ટ્રેટફર્ડની પેલી શેરીઓમાં ? તમારા ખિસ્સામાં તમને ગમતા શેક્સપિયરના નાટકની એક પ્રત હોય અને તમારી કલ્પનામાં તેના સમયનો અદ્દલ પોશાકવાળો શેક્સપિયર હોય અને વૉર્વિકશાયરમાં ફરતાં એ વાત ન ભુલાવી જોઈએ કે આ વિસ્તારમાં શેક્સપિયર ઉપરાંત અન્ય કવિઓ પણ થઈ ગયા છે જેમણે પોતાની માતૃભૂમિ વિષે કલરવ કર્યો છે. શેક્સપિયરના સમકાલીન અને પછીના સમયના કેટકેટલા કાવ્યાત્મક સંદર્ભો વૉર્વિકશાયર સાથે વણાયેલા છે !

ડ્રેયટન, વિલિયમ સોમરવિલ, વિલિયમ શેનસ્ટોન, રિચર્ડ જેગો, જોસેફ એડિસન (ડોવેજર કાઉન્ટેસ ઑવ્ વૉર્વિક સાથે તેમનું લગ્ન થયેલું), વોલ્ટર સેવેજ લેન્ડર, જ્યૉર્જ એલિયટ, જે. એચ. શોર્ટહાઉસ, મેરી રૉબિન્સન વગેરે–આ બધાં શેક્સપિયરના મુલકના જ સાહિત્યકારો છે.

સ્ટ્રેટફર્ડ વિષે સર સિડની લી, હેનરી સી. શેલી, જ્યૉર્જ બ્રાન્ડીસ, સર વૉલ્ટર રાલે, જૉન મેસફિલ્ડ વગેરેએ પણ લખ્યું છે. ધ ડગલાસ સોસાયટી દ્વારા 'મિનટ્સ ઍન્ડ એકાઉન્ટ્સ ઑવ્ ધ કોર્પોરેશન ઑવ્ સ્ટ્રેટફર્ડ-અપોન-એવન, ૧૫૫૩-૧૬૨૦' નામનો પ્રમાણભૂત અહેવાલ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.



## સ્વ. કુંદનલાલ સૈગલને-*

સૈગલ ! ત્હમે દર્દભર્યું ગળું લઈ
જન્મ્યા, જીવ્યા, દર્દીલ મૃત્યુ પામ્યા.
અલ્પાયુષે કીર્તિ અધિક કામ્યા,
સિને-જગતની છબી ઉજ્જવલા થઈ.

આજે શતાબ્દી, સ્વર ગુંજતો અપિ,
અનેક રાગો મહીં પ્રિય ભૈરવી.
રાગો, અદાકારીની શી અદા રહી !
કીર્તિ શતાબ્દી લગી વાધતી સહી.

અનેક ભાષા મહીં ગીત ગાયાં,
અક્કેકથી અન્ય થયાં સવાયાં.
ખુદની 'અમર સૈગલ' ફિલ્મ સર્જી
બહુમાન ફિલ્મી-જગતે કર્યું તવ.

'હરિ બિના કામ ન કોઈ આયો'
કુંદન-કસોટી નિપજયો સવાયો.

**અનામી**

* તા. ૧૧-૪-૧૯૦૪ જન્મ, તા. ૧૮-૧-૧૯૪૭ અવસાન. સને ૨૦૦૪ એમનું શતાબ્દી-વર્ષ.

# સુન્દરમ્‌નું એક સુંદર કાવ્ય

ડૉ. રેખા ટી. ભટ્ટ

તું હૃદયે વસનારી,
ઘટ ઘટ ભીતર નરતનહારી.
તું અંતરના તાર પરસતી અંગુલિ કો રઢિયાળી,
તું તિમિરોનાં ધણ વાળી લૈ કરત સદા રખવાળી.
તું માનસ અમ મુકુલિત કરતી ઉજ્જ્વલ કો
ધુતિ અરુણા,
તું જીવનના વ્રણ પર વરસત કોઈ અમીમય કરુણા.
તું જીવનની જન્મ-ક્ષણોની ધાત્રી પ્રાણપ્રદીપા,
તું કદમે કદમે પ્રજ્વલતી અગ્નિજ્યોત સજીવા.
તું નયનો પર પડદા ઢાળી, અન્ય નયન દેનારી,
તું જગમાં – જગ પાર અનંતે અમ સંગે ઘૂમનારી.
તું આનંદ અનર્ગળ પ્રભુનો, તું પ્રભુની પર શકિત,
તું ઋત સત સૌ ધારણહારી, તું અંતિમ અમ મુકિત.
તું અમ ચરણોની ગતિ, તું અમ નેત્રતણી ધ્રુવતારા,
તમ હૃદયે અમ વાસ સદા હો, હે હરિની રસધારા.

**સુન્દરમ્‌**

કવિશ્રી સુંદરમ્‌નાં કાવ્યોમાં પ્રભુપ્રીતિ સુપેરે વ્યકત થાય છે. અહીં શકિતસ્વરૂપની આરાધના કરવામાં આવી છે.

એક માતા જે આપણી જન્મદાત્રી છે, જનની છે, તે પૂજ્ય સ્વરૂપા છે. એ માતાની માતા, સમગ્ર સૃષ્ટિની માતા એટલે કે અનાદિ માતા જે અદૃશ્ય રહીને પણ આપણું જતન કરે છે, સંભાળ રાખે છે. અહીં એવી અદૃશ્યશક્તિની વાત કરવામાં આવી છે. કાવ્યનું સંબોધન પૉંડિચેરીનાં શ્રી માતાજીને ઉદ્દેશીને છે જ્યારે વ્યાપક અર્થમાં પરમતત્ત્વ, દૈવ સ્વરૂપ વિશે કહેવાયું છે.

આ માતા દરેકના હૃદયમાં વસે છે. શ્વાસેશ્વાસમાં રહે છે. એકમાં જ નહીં પરંતુ અનેકમાં, અનેકના પિંડમાં, હૃદયોમાં નર્તન કરે છે. અને તેના લય-તાલ જીવનને શુદ્ધિ આપે છે. જીવનની મલિનતા દૂર કરી તેને શુદ્ધ કરે છે.

સંગીતની સૂરાવલિ રેલાવતું વાદ્ય તેના પર ફરતી કુશળ આંગળીઓ વગર સાવ જ નકામું છે તેમ આપણા અંતરના તારને ઝણઝણાવવા માટે આ પરમ માતાનો સ્પર્શ પણ જરૂરી છે. આપણા અંતરનાં ગાઢ તિમિરોને દૂર કરીને સદૈવ આપણી રખવાળી કરે છે. મનને પ્રફુલ્લિત કરે છે. એની તેજસ્વિતા, એનું તેજ, એનો પ્રભાવ અનેરાં છે. જગતમાં જખમાતા માનવીના જખમ પર અમીમય, કરુણામય સ્પર્શ કરીને તેને રુઝાવે છે.

*'તું જીવનના વ્રણ પર વરસત કોઈ અમીમય કરુણા'* મધર મેરીની કરુણાસભર મૂર્તિ દૃષ્ટિગોચર થઈ જાય ! ફક્ત એક માતા સિવાય બીજા કોઈના જ મુખ પર ન દેખાય, ન અનુભવાય તેવી કરુણા શબ્દસ્થ થઈ છે.

જન્મક્ષણની ધાત્રી, જીવનની વિધાત્રી, પ્રાણને પ્રદીપ્ત કરનાર એવી મા છે. પગલે પગલે અગ્નિજ્યોત સજીવ કરે છે. આપણી આંખો પર અહંકારરૂપી પડળ છવાયેલાં છે એ અહંનાં પડળ દૂર કરીને નવાં નયનો દ્વારા જીવનને જોવાની નવી દૃષ્ટિ આપે છે અહંના કારણે જે વિભિન્નતા હતી તે અન્ય નયનોના કારણે અખંડિતતામાં રૂપાંતર પામે છે. માતૃશક્તિ ફક્ત આ જગત પૂરતી જ સીમિત નથી. માનવી જ્યારે જગતની પાર અનંતયાત્રાએ જાય છે ત્યારે પણ તે સાથ આપે છે.

ઈશ્વરની પરમશક્તિ, પરમ આનંદરૂપ માતા છે. ઋતુ અને સત્યને ધારણ કરનારી અને અંતે મોક્ષ આપનારી એવી પરમશક્તિરૂપ માતાની અહી વંદના કરી છે.

તું જ અમારાં નેત્રોની ધ્રુવતારારૂપ છે અને અમારા ચરણોની ગતિ પણ તું જ છે. હરિની અખંડ રસધારા જેવી પરમશક્તિનો વાસ અમારા હૃદયમાં સદૈવ થાય.

કવિશ્રી સુન્દરમ્‌નું આ સુંદર કાવ્ય હૃદયસ્પર્શી બન્યું છે.

❑

# વાર્તાઓની ઉજાણી*

સુમન શાહ

સુરેશ જોષી ઘણી વાર કહેતા : આપણે વર્ગખણ્ડની બહાર બેસીને કશુંક ખાતાં-પીતાં રહીએ અને સાહિત્યકલાની વાતો/ચર્ચાઓ કરતાં હોઈએ એવું થાય તો કેવું સારું... એમની તો એવી કશી બહુ મોટી વિભાવના હતી, ઓપન યુનિવર્સિટીની. આપણા આજના સખળડખળ અને રેઢિયાળ વિદ્યાસમાજ સામે એટલું મોટું સમાન્તરણ તો ઊભું થાય ત્યારે ખરું. ત્યાંલગી એની સ્પૃહા સેવી શકાય તોય સારું.

પરન્તુ 'સન્નિધાને' એ દિશામાં પ્રવેશવાની ચૌદેક વર્ષથી યથાશક્ય મથામણ શરૂ કરેલી છે. ૧૯૯૧થી શરૂ થયેલા આ અનૌપચારિક સંગઠને ગુજરાતી સાહિત્યના વિદ્યાર્થી અને અધ્યાપક બંનેને યુનિવર્સિટીનાં ચોકઠાંથી મુક્ત એવા સહજ અને ઉત્સાહપ્રેરક વાતાવરણમાં મૂકવાની કોશિશ રૂપે ૨૪ જેટલા શિબિર કર્યા છે. એવી જ એક બીજી મથામણનું નામ છે, 'સુરેશ જોષી સાહિત્યવિચાર ફોરમ'. પરિસંવાદો તો ઘણા થાય છે પરન્તુ ગમ્ભીર વિષયવસ્તુ વિશેના સુચિન્તિત સાવ ઓછા. પોતાની આસપાસનાંને ભેગાં કરી પરિસંવાદ નામે દેખાડો કરવાનું સહેલું છે, વિષયના ખરા અધિકારીઓને એકઠા કરી વિષયસંલગ્ન કશોક મર્મ અંકિત કરવાનું અઘરું છે. એવાં સંસ્થાકીય બીબાંથી દૂર રહીને 'ફોરમે 'બૉદલેર', 'મારી કલા-વિભાવના' અને 'સર્જકતા' વિશે અમદાવાદ-મુમ્બઈમાં પરિસંવાદો કર્યા છે, સરજાતાં પુસ્તકો વિશેનો એક અવલોકન-શિબિર પણ કર્યો છે.

વિદ્યાકીય ખુલ્લાપણું અને સમુદાર સુગમ્ભીર સાહિત્યરુચિ જેના કેન્દ્રમાં છે તેવી 'ફોરમની એક બીજી પ્રવૃત્તિ છે, વાર્તાશિબિરો – જ્યાં વાર્તાઓ એકમેકને મળે છે, વાર્તાકારો એમને મેળવે છે. ૧૯૯૫થી શરૂ થયેલા આ શિબિરો સર્જન અને ભાવન સાથે સંકળાયેલી લગભગ બધી જ પાયાની બાબતોના સાચદિલ ચર્ચાવિનિમયો માટે હમેશાં નોંધપાત્ર લેખાશે. અત્યાર સુધીમાં ૧૩ શિબિરો થયા છે અને તેમાં ૩૦ જેટલા વાર્તાકારમિત્રો નિયમિત-અનિયમિતપણે જોડાયેલા છે. શિબિર વખતે ૧૫-૨૦ જેટલા વાર્તાકારો કોઈ અન્તરાલના સ્થળે ભેગા મળે છે. પહેલા દિવસની સવારથી માંડીને બીજા દિવસની બપોર લગી શિબિર લગભગ નિરન્તર ચાલે છે – ખાવા-પીવા-ઊંઘવાનો અનિવાર્ય સમય બાદ કરતાં. દરેક શિબિરાર્થી પોતાની મૌલિક અપ્રકાશિત રચના રજૂ કરે છે અને અન્ય સૌ તેને વિશે ભરપૂર ચર્ચાઓ કરે છે. એવા પણ બનાવો બન્યા છે જેમાં વાર્તા ૧૦ મિનિટની હોય પણ તેની ચર્ચા ૨૦ મિનિટ ચાલી હોય. ચિઠ્ઠીઓ નાખીને ક્રમ નક્કી કરાય છે. કોઈ પણ બેઠકમાં એક પણ પ્રમુખ નામનો જણ ક્યારેય હોતો નથી. ઠાંસથી જણાવાય છે તેમ, પોતાનો કીમતી સમય ફાળવીને કોઈ મોટો કહેવાતો સાહિત્યકાર એમાં હાજરી આપવા આવ્યો હોતો નથી. એમાં ઠાલા ચર્ચકો પણ નથી હોતા. માત્ર સર્જકો ભાવન અને વિવેચનની ભૂમિકાએ રહીને એકમેકની ભરપૂર ઉપસ્થિતિનો અઢળક લાભ પામે છે. ચર્ચાઓ હમેશાં મમત્વથી છતાં વસ્તુલક્ષી, હમેશાં નિર્ભીક છતાં તંદુરસ્ત, હમેશાં પડકારરૂપ છતાં પ્રસન્નકર અને માર્ગદર્શક રહી છે. બધી વાતનું સંતુલન 'ફોરમમાં સ્વયંસંચાલિત હોય છે.

મજાની વાત તો એ છે કે દરેક શિબિરમાં કૃતિ નિમિત્તે, રીપીટ, કૃતિ નિમિત્તે સર્જન ભાવન અને વિવેચનના અનેક સંલગ્ન પ્રશ્નો જન્મ્યા છે, છેડાયા છે, છંછેડાયા છે. એટલું જ નહીં, સામ્પ્રત ગુજરાતી સાહિત્યક્ષેત્રે પ્રવર્તતી લગભગ પ્રત્યેક માનસિકતાનો ઊંડો વિમર્શ થયો છે, ઊઘડો પણ

* 'સુરેશ જોષી સાહિત્યવિચાર ફોરમ'ના વાર્તાશિબિરોમાં રજૂ થયેલી વાર્તાઓનો સમ્પાદકીય આમુખ.

લેવાયો છે. 'ફોરમ જેવાં સંગઠનો ઘણી વાર કૃતિ-કર્તાને મદદને બહાને ક્યારેક મચડે-કચડે એમ થવું અસંભવિત નથી પરન્તુ અહીં એવું ક્યારેય બન્યું નથી. ઊલટું, ચર્ચાની વેદી પર ચડવા વાર્તાકારમિત્રો ખાસ્સા નર્વસ છતાં એટલા જ હર્ષોત્સુક જોવા મળ્યા છે. દરેક સર્જકને 'ફોરમે એની પોતાની સ્વતન્ત્રતામાં અકબંધ રાખ્યો છે. એની વાર્તાની ચર્ચાઓના અન્તે એને ઠીક લાગ્યું હોય તો સુધારા-વધારા કરે. એણે એમ કહ્યું કે કેમ તે જોવા-જાણવાની માસ્તરગીરી પણ 'ફોરમે કદી કરી નથી. મને લાગે છે, કોઈ પણ સભા અને તેનું આયોજન કરનારું કોઈ પણ 'ફોરમ આથી વધુ ખુલ્લું-ઓપન-ક્યારેય હોઈ શકે નહીં. એમ રહી શકાયું છે તે માટે 'ફોરમે વાર્તાકારમિત્રો પ્રત્યે અને વાર્તાકારમિત્રોએ એકમેક પ્રત્યે આભારભાવ અનુભવ્યો છે.

'ફોરમને અમે 'સુજેસાફો' પણ કહીએ છીએ. 'ઉજાણી' શીર્ષકથી સમ્પાદિત આ ૨૬ વાર્તાઓ 'સુજેસાફો'ની શિબિર-પ્રવૃત્તિનું ફળ શું છે તે દર્શાવે છે. પ્રાકૃતમાં 'ઉજ્જાણી'નો અર્થ ગોષ્ઠી થાય છે. પ્રત્યેક શિબિર વાર્તા નિમિત્તે સાહિત્યકલાની ગોષ્ઠી જ ગણાય. નાનપણમાં માણેલી ઉજાણીઓ કોને યાદ નથી ? કોઈ લાવ્યું હોય ઢેબરાંપૂરી. કોઈ શિખંડ, તો કોઈ લાડુ-ભજિયાં. માલપૂડા પણ હોય. સૂરણ-બટાટાનું તળેલું શાક, તો ગળ્યાં-ખાટાં અથાણાં પણ ખરાં. પાપડ-સારેવડાંનો ચૂરો બહુ જ મજા આવતી. કોણ શું લાવ્યું છે તે જાણવાની સ-રસ ઉત્કણ્ઠાને ઝાલી રાખવી પડતી. વળી અમુકની વાનગી આરોગતાં, શી ખબર, અવર્ણનીય સુખાનુભાવ થતો. આવી ઉજાણીઓ ગામ બહારના કોઈ વન્ય પ્રદેશે, કોઈ એકાકી શિવાલયના પ્રાંગણમાં કે ધરમશાળાના ચોગાનમાં થતી. દરેક જણ પોતાની વાનગી સૌનાં ભાણામાં પીરસે અને એમ એક સાચા અર્થનો ભોજનોત્સવ થાય. સૌનું બધું વખણાય કેમકે બીજાને સારામાં સારું જમાડવાની સાચી લગનથી, અને લગીર પ્રશંસા-ઇચ્છાએ પણ, બધું કાળજી રેડીને રાંધ્યું હોય. જોકે કોઈકનું કંઈ નયે વખણાય પણ તેની કોઈને ખાસ ખબર ન પડે. 'ફોરમના વાર્તાશિબિરો પણ પ્રેમે-રસ્યા આવા ભોજનોત્સવો જ છે : વાનગીઓ તે વાર્તાઓ છે અને તેના ભાવન-આસ્વાદન-વિવેચનની આપ-લે તે એના ગમતીલા સહભાગી ઉત્સવો છે. માટે જ, આ સમ્પાદનનું શીર્ષક રાખ્યું છે, 'ઉજાણી'. એ તેરેય વાર્તાશિબિરો પણ દૂર-સુદૂરનાં ગામોમાં, તેનાં એકાન્તોમાં થયા છે, વિદ્યામન્દિરોમાં કે દેવમન્દિરોમાં થયા છે :

યાદ આવે છે એ બધાં શિબિરસ્થળો : પહેલો વાર્તાશિબિર ૧૯૯૫માં સર્વોદય આશ્રમ, સણાલીમાં કરેલો. દાંતીવાડાના એ સણાલી પછી સૌરાષ્ટ્રમાં વેરાવળ પાસેના ઊંબરીમાં. ત્રીજો શિબિર મોડાસાના એક તપોવનમાં. ચોથો નળસરોવર-શાપુરમાં. પાંચમો અને છઠ્ઠો બાલાશિનોર અને વીરપુરમાં. સાતમો ખેડબ્રહ્મામાં તો આઠમો અમદાવાદ નજીક પીરાણામાં. નવમો વાળુકડ-પાલિતાણામાં. દસમો દસા-જન્કશન મુકામે. અગિયારમો તારંગા-હિલ ખાતે. બારમો ગોપનાથ-ભાવનગરમાં તો ૨૦૦૪ના એપ્રિલમાં તેરમો મણાર-અલંગમાં. દક્ષિણ ગુજરાતમાં અને ઉત્તર ગુજરાતમાં હવે પછીના શિબિરો થવા અંગેની વાતચીતો આજે પણ ચાલુ છે.

જોઈ શકાશે કે અહીં સમ્પાદિત વાર્તાઓમાંની એકેય વાર્તા બીજીના જેવી તો નથી જ બલકે દરેક વાર્તા તેના રચનાકારની આગવી ઓળખનું પ્રતિનિધિત્વ કરે છે. એમાં જે-તે લેખકની શૈલી, ઘાટી કે સ્વકીય પરમ્પરાનું પ્રતિબિમ્બ મળશે. સાથોસાથ એમ પણ સમજાશે કે આ સમ્પાદન આપણી પરમ્પરાગત, આધુનિક અને અનુ-આધુનિક ગણાતી ત્રણેય વાર્તાતરેહોનું પણ પ્રતિનિધિત્વ કરે છે. વાર્તાકારમિત્રોએ શિબિરોમાં રજૂ કરેલી રચનાઓમાંથી મેં પસંદ કરેલી એક-એક રચનાનો આ સંગ્રહ છે. દરેકની ઉત્તમ કહી શકાતી રચનાઓ આ છે એમ કહેવાનો મુદ્દલે આશય નથી. વાર્તાકલાના આદર્શોની ભૂમિકાએ આમાંની પ્રત્યેક રચનાને હજી વધારે સંમાર્જિત કરી શકાય છતાં હું ઉમેરું કે જે-તે લેખકની ભૂમિકાએ આમાંની પ્રત્યેક રચના અન્તિમ

સ્વરૂપે છે, ફાઇનલ છે. કેમકે દરેક રચનાને શિબિરાર્થીઓની કડક પરીક્ષામાંથી પસાર થવું પડ્યું છે. દરેકને એવો સમીક્ષાલાભ મળેલો છે. માની શકાય કે આપણાં સામયિકોમાં સીધેસીધી છપાતી કૃતિઓ સામાન્યપણે આવા લાભોથી વંચિત હોય છે. તન્ત્રીએ પ્રકાશિત કરી આપી, એ દષ્ટિલાભ ખરો છતાં તેમની દષ્ટિમાં શું શું વસ્યું હતું તે કશું વીગતે જાણવા તો ભાગ્યે જ મળે. અને વાચકો-? ખબર નથી કયો વાચક કયા લેખકને શુંયે જણાવતો હશે કે કેમ. ક્યારેક સર્જનાત્મક કૃતિની રડીખડી પત્રચર્ચા થાય તો થાય.

આપણા સરખા પ્રાદેશિક ભાષા-સાહિત્યની ગતિવિધિ સામાન્ય રૂપે આ જ હોય છે : લખાય, છપાય અને લાઇબ્રેરીએ ખડકાય. મોટાભાગના વાચકો સાહિત્ય સાથે સ્વકીય રુચિ-મતિ અનુસારનું જોડાતા હોય છે. સાહિત્યના અધ્યેતાઓ ગરજ પૂરતું. એ સંજોગોમાં, સમીક્ષક વાચકનું અસ્તિત્વ આપણે ત્યાં હજી છે નથી. જોવા જઈએ તો સમકાલીનોને પ્રતિભાવક હૂંફ પૂરી પાડવાનું કામ સુજ્ઞ વિવેચકોનું છે. પરન્તુ સરજાતા સાહિત્યની માંડીને વાત કરવાનું તેમના અગ્રતાક્રમમાં જવલ્લે જ આવતું હોય છે. મૂક સમ્મતિ અને પોલી સ્વીકૃતિ સાથેનો આ સાહિત્યપ્રસાર ચિન્ત્ય નથી શું ? સર્જન કશી પડપૂછ વિના, અંકે થયા વિના, માત્ર હસ્તાન્તરિત થયા કરે એ વાત દુ:ખદ છે. એને નકલો અને આવૃત્તિઓના મોટા મોટા આંકડાથી છાવરી લેવું તે વંચના છે.

'સુજોસાફો'ના શિબિરાર્થી વાર્તાકારો આપણે ત્યાંની આ મૂક સમ્મતિ અને પોલી સ્વીકૃતિને જાણે છે, એટલું જ નહીં, એથી એમણે ઠીક ઠીક ગૂંગળામણો પણ અનુભવી છે. પોતાના કે અન્યના સર્જનને વિશેનું સાચકલું ભાવન-પ્રતિભાવન કેટલું તો ઉપકારક છે તે સૌએ માત્ર જોયું-જાણ્યું નથી પણ ઊંડા ઊતરીને અનુભવ્યું છે. નીવડેલા વાર્તાકારોને શિબિર-ચર્ચાઓએ સૂચક સમીક્ષા પૂરી પાડી છે - જેમકે કોઈની રેઢિયાળ વિષયપસંદગી વિશે પ્રશ્ન કર્યો છે તો કોઈની પુનરાવર્તનિયા લેખન-ઢબ વિશે પણ પ્રશ્ન કર્યો છે. 'સુજોસાફો' જૂથપરસ્તીથી હમેશાં દૂર રહ્યું છે. નવોદિત વાર્તાકારોને એણે ભરપૂર ભાવે આવકાર્યા છે. એમની કાલીઘેલી કૃતિઓને નર્યા ઔદાર્યથી વ્હાલી કર્યા પછી દર્શાવ્યું છે કે સર્જનનો ખરો રસ્તો શું હોઈ શકે, વાર્તા લખવાની સાચી રીત શું હોઈ શકે. મારી માન્યતા બંધાઈ છે કે પ્રાદેશિક ભાષા-સાહિત્યના સર્જકોની આવી અનૌપચારિક છતાં નકરી જાત-કેળવણી મોટું મૂલ્ય છે. એટલા માટે કે સમીક્ષા સાચદિલ હોય તો ક્યારેય નિષ્પ્રભાવક નથી નીવડતી. આપણને અંદરથી ઘડે છે. આવા કાર્યક્રમોથી સર્જકને એના પોતાના સર્જનકેન્દ્રમાં સુસ્થિર અને દઢબળ કરી શકાય છે. જેથી જતે દિવસે સાહિત્યપ્રસારના બેફામ ફુગાવાને કિંચિતેય ડામી શકાય છે. અથવા એ પ્રસારને ખરો કરી શકાય છે.

તમે કોઈને ના લખ નથી કહી શકતા પણ આમ લખ તો કહી શકો છો. પ્રતિભાવમાં પેલો પૂછી શકે છે-આમ એટલે કેમ. ઉત્તરમાં તમે દર્શાવી શકો છો-આમ એટલે આમ. આટલી સાદી – લગભગ ભોટ જણાતી – રસમે બધા શિબિરો ચાલતા આવ્યા છે. કશી પૂર્વધારણા હોય નહીં. પૂર્વતૈયારી કશી નહીં - બાજુમાં બેસનારા મિત્રને પોતાનું શર્ટ આકર્ષક લગાડવા જેટલી ખરી. કશાં સિદ્ધાન્ત-સ્થાપન કે ખણ્ડન-મણ્ડન ન હોય. આવી 'ટેબ્યુલા રાસા' - કોરી પાટી - શા માટે ? પેલી કૃતિ માટે. કેમકે કૃતિ જ અમારી અધિષ્ઠાત્રી. એ સૂચવે તે દિશામાં સૌએ જવાનું અને પછી જે સૂઝે તે એને સુઝાડવાનું. શિબિરોમાં રજૂ થયેલી એ બધી કૃતિઓ સાથેના એ બધા મુકાબલા યાદ આવે છે. એ સભરે ભર્યા ચર્ચાવ્યાપારો નજર સામે આવે છે. 'સુજોસાફો' એવું નિર્મમ - પ્રમાદી પણ કહેવાય - કે કશું રેકર્ડ ન કરે. બોલ્યા કરે ખરું કે એક ટેપરેકર્ડર લાવી દઈએ પણ લાવે નહીં, કેમ કે ખરું કારણ હાજર હોય : પૈસા ક્યાં છે !

'ફોરમના તેરેતેર શિબિરોમાં થયેલી ચર્ચાઓ શબ્દ શબ્દમાં તો નથી બચી પણ તેને માનસપટ

પર જાગ્રત કરી શકાય છે. પોતાનો વારો આવતાં, વાર્તાકાર પોતાની જગ્યાએથી ઊઠીને સૌ સમક્ષ થવાય એમ વચ્ચે બેસે. અમે વર્તુળાકારે કે લંબચોરસાકારે ભોંય પર બેસતા હોઈએ છીએ. રજૂ થતી વાર્તાને સૌ એકાગ્રચિત્તે સાંભળે. બહાર ચકલીઓ, ક્યારેક મોર કે ઢેલાંનો કેકારવ. બધા ફામ રાખે કે પોતાથી કૃતિમાંથી એ પ્રકૃતિમાં ખેંચાઈ ન જવાય. વાર્તા રજૂ થઈ રહે એટલે નર્યું મૌન. એકાદ મિનિટ ટકનારા એ મૌનસરોવરમાં સૌએ ડૂબકી લગાવી હોય. તે દેશકાળે સૌ તે રચનાની શબ્દસૃષ્ટિમાં લેલીન હોય. અને એકાએક જ કોઈ શરૂ થઈ જાય પોતાનો પ્રશ્ન લઈને. એથી જે મુદ્દો બને એમાં પછી બધા જોડાઈ જાય. ક્રમે ક્રમે વિકસતા એ મુદ્દાઓ અત્યારે મને દેખાય છે પણ સંભળાતા નથી. વળી ક્રમે ક્રમે કેટલીક વાર એમાં નિસબતભર્યો કલબલાટ થઈ રહ્યો હોય. રજૂઆતનો માલિક ઠીક ઠીક ઢીલો લાગે છતાં જરા પણ મૂંઝાતો ન હોય – બધી ઝીંક હસતે મોઢે ઝીલતો હોય. પોતાના નવજાત સન્તાન સાથેના મિત્રોના એ બધા ચિત્તવ્યવહારોને માણતો હોય. એ જોઈ શકે કે સૌનો ચર્ચારસ અપરસથી ખરડાયેલો નથી.

સરજાતી ગુજરાતી ટૂંકીવાર્તા ગુજરાતી સાહિત્યની મોટી સામ્પ્રત આશા છે. તેમ છતાં એનાં ભયસ્થાનો ઓછાંય નથી : બે મુખ્યની વાત કરું :

એક ભયસ્થાન બોલીઓ છે.

આપણે બોલીઓમાં વાર્તાઓ કરવા માગીએ છીએ કે વાર્તાઓમાં બોલીઓ પ્રયોજવા માગીએ છીએ ? દેખીતું છે કે બોલીપ્રદર્શન માટે વાર્તા ન હોય. પ્રદેશવિશિષ્ટ બોલીને વિશેની વાર્તાકારની જાણકારી અને પાત્ર-પરિસ્થિતિ માગે તે પ્રકારે, તે માત્રામાં, બોલીનો વિનિયોગ કરનારી સર્જકતા વચ્ચે ભેદ છે. બોલીઓનો આગ્રહ ક્યારે સમુચિત ગણાય ? જો આપણે આપણાં પાત્રોના જીવનવ્યાપારોની સહજ અભિવ્યક્તિ વાંછતા હોઈએ. જો આપણે કહેવાતી સાહિત્યિકતાના અતિરેકથી બચવા માગતા હોઈએ. સુરેશ જોષીની ક્યારેક સંસ્કૃત અને ભદ્રંભદ્રીય ગુજરાતીના અતિરેકનો જો વાંધો હોય, મધુ રાયની ગુજરેજી ગુજરાતીની ભરમારનો વિરોધ હોય, તો બોલીઓના નિરંકુશ વપરાશનો પણ શા માટે ન હોય ? વક્રોક્તિના અતિરેકનો જવાબ સ્વભાવોક્તિનો અતિરેક ન હોઈ શકે. કલામાં બધા અતિરેકો હમેશાં સરખેસરખા નુકસાનકારક હોય છે અને માટે જ નિન્દ્ય મનાય છે. તળ કે મૂળના વાસ્તવ લગી પહોંચવામાં ગામડાં મદદ કરે ખરાં, તેમાં બોલીનો વિનિયોગ કારગત પણ નીવડે, છતાં એનો અર્થ હરગિજ એવો ન કરાય કે તળ-મૂળનાં વાસ્તવ માત્ર ત્યાં છે અને નગરજીવનમાં નથી. તળ-મૂળથી ઊખડી ચૂકેલા અનેક લોકો નગરમાં વસે છે. ઘર-વતન કે વાડી-ખેતરથી હંમેશને માટે વિયુક્ત, નિર્વાસિત અને વિખૂટા પડી ગયેલા અનેકો લોકો નગરમાં શ્વસે છે. તળ-મૂળના રોમૅન્ટિક રાગ કરનારા વાર્તાકારોએ અને તેમના વિવેચકોએ નગર-સંલગ્ન આ બધા રિયાલિસ્ટિક કે સર્‌રિયાલિસ્ટિક રાગ પણ સાંભળવા ઘટે છે. ગામડું ગામડું કે શહેર શહેર કરીએ તેનો અર્થ એ થયો કે આપણી સર્જકતા પક્ષાઘાતથી પીડિત છે. જીવન સમગ્રને આશ્લેષવાની તમા રાખનારા સર્જકને સમજાય કે નગરજીવનને પણ આગવી બોલીઓ છે – તે તેમાં નિરન્તર વ્યક્ત થતુ હોય છે. પોળોમાં, સોસાયટીઓમાં, ફ્લેટોમાં, યુનિવર્સિટીઓ કે કૉલેજોનાં પરિસરોમાં સદાસર્વદા શિષ્ટમાન્ય ગુજરાતીમાં જ બધા જીવે છે એમ માનવું તે અણઘડ માણસના ભ્રમથી વિશેષ કંઈ નથી.

આ સમ્પાદનમાં સમુચિત બોલીપ્રયોગો ધરાવતી કૃતિઓનાં નોંધપાત્ર દૃષ્ટાન્તો પણ છે . 'પૂછીશ મા' (મનોહર ત્રિવેદી), 'નવેળી' (દશરથ પરમાર) અને 'કાતોર' (દલપત ચૌહાણ); તો સાથોસાથ 'હલ્લો, મણિલાલ !' (પરેશ નાયક), 'કાગડો સ્માર્ટ છે' (નીતિન ત્રિવેદી), 'ડૉમિનન્ટ વનિતા...' (શિલ્પીન થાનકી) અને 'અ-સંગ' (કંદર્પ દેસાઈ) પણ. મેં રજૂ કરેલા સમગ્રદર્શી બોલી-વિચાર સંદર્ભે આ રચનાઓની સમીક્ષા થઈ શકે તો હું ધારું છું કે છેલ્લી ત્રણ રચનાઓમાંની નગર-સંલગ્ન બોલચાલોની, ભાષિક લહેકાઓ અને લઢણોની ઉપકારકતાઓને

સમજી શકાય. બોલીતત્ત્વ વાસ્તવને સહજ વાચા આપવા માટે હોય, સંતુલિત સાહિત્યિકતા અર્થે હોય, વળી કોઈ પણ વખતે રચનાની અંદરની જરૂરિયાતે હોય વગેરે વિચારો પર ધ્યાન આપી શકાય.

બીજું ભયસ્થાન વિષયવસ્તુની પસંદગી છે.

અનુ-આધુનિકતાના વિવેચકો ગ્રામ, દલિત કે નારીતત્ત્વોનું આધુનિકો વડે હાંસિયાકરણ થયાનું કહે, સૂચવે કે આધુનિકો સમાજ-અભિમુખ નહોતા, તો તેને અંધાધૂંધ સ્વીકારી લઈને તેમાં મોટો સર્જક-સંદેશ વાંચવો અને તે-તે વિષયવસ્તુની વાર્તાઓ લખવા બેસી જવું તે ઉદ્યોગ' કેટલે અંશે યોગ્ય કહેવાય ? આની સાથોસાથ, સાહિત્યકારની પ્રતિબદ્ધતાનો મુદ્દો પણ ઉછાળાયો છે - જેનો સર્જક-સંદેશ એ કે વાર્તાકારે ધરતીકમ્પવેદના કે ગોધરાકાણ્ડવ્યથાનાં સમકાલિક વિષયવસ્તુ લઈ લખવું જોઈએ અને એ રીતે પોતાની સમયપ્રસ્તુતતાની પ્રતીતિ આપવી જોઈએ. આ આગ્રહો અને પસંદગીઓ સવિશેષ ભાવે સર્જકના બહિર્કેન્દ્ર સાથે સંકળાયેલાં છે. તે સમાજશાસ્ત્રીય અભિજ્ઞતા ઉપરાન્ત કલાકારની સર્જનાત્મક સમીક્ષા માગી લે છે. તેના અભાવમાં, સંભવ છે કે રચનાઓ રિપોર્ટ બની રહે, પ્રસંગાલેખન બની રહે કે પછી નિબન્ધ !

આ આગ્રહો અને પસંદગીઓને અનુ-આધુનિક વાર્તારચના અર્થે જોગવવામાં આવ્યાં છે તે તો છોગામાં ! મને લાગે છે, આવું બધું કરતી વખતે વ્યક્તિ, સમાજ, સર્જકની અભિમુખતા, તેની પ્રતિબદ્ધતા, આધુનિકતા કે અનુ-આધુનિકતા વગેરે તમામ સંકેતોને વિશેની આપણી કાચીપાકી સમજોએ આપણને સવિશેષ દોરવ્યા છે. વ્યક્તિજીવનને કે તેના કશા અસ્તિત્વશીલ પ્રશ્નને સમાવીને બેઠેલું વિષયવસ્તુ અપનાવનારો વાર્તાકાર, આધુનિક ? ગ્રામ, દલિત કે નારીતત્ત્વોનો વિનિયોગી, અનુ-આધુનિક ? મને લાગે છે, આપણી સમજોને આપણા સાહિત્યેતર આશયો-દુરાશયો કાતરી ગયા છે. એવાં સારવેલાં સાધારણીકરણોએ સાહિત્યપદાર્થને સપાટી પરની વસ્તુ બનાવી મૂકી છે - જે અમુક કારિકાઓ હાથ ધરવાથી તૈયાર થાય છે. એવી કારિકાઓ આધુનિકતામાં ય ઉપલબ્ધ હતી, આજે અનુ-આધુનિકતામાં ય ઉપલબ્ધ છે. એ વડે સાચકલી આધુનિક કે સાચકલી અનુ-આધુનિક રચનાઓને મૂલે-કુઠાર થયો છે.

આ સમ્પાદનમાં, અનિલ વ્યાસની 'ભૂખ' રચના અપ્રત્યક્ષપણે સૂરતની છેલ્લી મહામારીનો સંદર્ભ ધરાવે છે, છતાં સમજવું એ રહે છે કે એ દુર્ઘટના આ વાર્તાના સર્જક માટે તો કાચી સામગ્રી જ રહી છે. તેમાં થયેલી વાર્તાનાયકની ફસામણને લેખકે અસ્તિત્વના ઊંડાણે લઈ જવાનો એક પ્રામાણિક ખન્ત-તન્ત દાખવ્યો છે. એ સર્જકકર્મમાં વાર્તાકલા-વિજય માણવા-પ્રમાણવાને બદલે રચનાને પ્રતિબદ્ધતાને નામે ખતવવા નીકળીએ તે નર્યું આપમતલબી લાગે છે.

ગ્રામસમાજ છે તેમ નગરસમાજ છે. કેટલાક પ્રશ્નો બંનેના સમાન છે, કેટલાક આગવા. એ બધાને ગણાવીને સમાજ-અભિમુખતાનું સ્વરૂપ ઉપસાવી શકાય. છતાં આપણે યાદ રાખવું જોઈએ કે કોઈ પણ પ્રશ્ન સૌ પહેલાં વ્યક્તિના જીવનમાં જાગે છે અને વિશિષ્ટ ભાવપરિસ્થિતિ સરજે છે. લેખકે ટૂંકીવાર્તાના ફલકની મર્યાદામાં રહીને પ્રશ્નનું નહીં પણ પ્રશ્નમાંથી જન્મતી ભાવપરિસ્થિતિનું નિર્વહણ કરવું રહે, કલાની રીતેભાતે કરવું રહે. વાર્તા થોડી પ્રશ્નનું માધ્યમ છે ? એ તો કલાનું માધ્યમ છે અને તેમ રહીને જ એ તમને પ્રશ્નબોધ માટે પ્રેરી શકે છે. પ્રશ્નથી વાર્તા એવો અભિગમ ભ્રાન્ત છે, વાર્તાથી પ્રશ્ન એવો અભિગમ સાચો છે. પ્રશ્નોથી દોરવાઈને તો છાપાંમાં વાર્તાવેશી કોલમો લખાય : આ પ્રશ્ન આ રવિવારે, તો પેલો પેલા રવિવારે.

ટૂંકીવાર્તામાં કેટલીક વાર બને એવું કે ભાવપરિસ્થિતિ મુખ્યત્વે ઘટનાવશાત્ હોય. કશુંક તીવ્ર ઘટી ચૂકયું હોય તેની આબોહવા જેવું. ગ્રામસમાજસંલગ્ન 'કાતોર' (દલપત ચૌહાણ) અને 'નવેળી' (દશરથ પરમાર) એવા પ્રકારનાં દષ્ટાન્તો

કહેવાય. ટૂંકીવાર્તામાં એથી ઊલટું કેટલીક વાર એમ પણ બને કે ઘટના મુખ્યત્વે ભાવપરિસ્થિતિવશાત્ હોય. 'વહી' (ધરમાભાઈ શ્રીમાળી), 'પૂછીશ મા' (મનોહર ત્રિવેદી), 'ફાગણ' (ચતુર પટેલ), 'પીંડળું' (અજિત ઠાકોર) એ પ્રકારમાં આવે. રામચન્દ્ર પટેલની 'ટેકરી'માં પણ ભાવપરિસ્થિતિવશાત્ પ્રસંગોનું સમ્મિલન છે. નગરસમાજસંલગ્ન 'દેહદાન' (મણિલાલ હ. પટેલ), 'અ-સંગ' (કંદર્પ દેસાઈ) અને 'સતત થતી રહેતી બરફવર્ષા' (હરીશ મહુવાકર) પણ ભાવપરિસ્થિતિવશાત્ ઘટનાઓને આગળ કરે છે. 'કુંભ-લગ્ન' (ભારતી દલાલ), 'તણખો' (હિમાંશી શેલત) અને 'અરીસો' (પારુલ કંદર્પ દેસાઈ) આ સમ્પાદનની નારીતત્ત્વ-સંલગ્ન રચનાઓ છે. તેમાં નગરસમાજના પ્રશ્નો છે તે કારણે નહીં પણ તેમાં ભાવપરિસ્થિતિવશાત્ ઘટનાનિરૂપણોની માવજત છે તે કારણે તેમને સાહિત્યકલામૂલ્ય સાંપડ્યું છે.

વાર્તાને નામે તમે રોચક કેસ-હિસ્ટરી ન લખી શકો. સૂચક ઘટનાને બદલે તમે પ્રેરક પ્રસંગાલેખન કરીને બેસી પડો તે ન ચાલે. વાર્તા કંઈ સમાજજીવનનો દુ:ખવ્યથાદર્શક ભલે રસિક ભાસતો પણ રિપોર્ટ નથી આ વિચારોને ચાવીઓ રૂપે વાપરીને આ વાર્તાઓની સમીક્ષા કરાય તો મને લાગે છે કે ઉક્ત આગ્રહો અને પસંદગીઓ કેવાં તો ગેરમાર્ગે દોરનારાં છે તે સમજાઈ જાય. સમીક્ષાનું એ જ દર્પણ એમે ય દર્શાવી આપે કે 'સર' (યોગેશ જોષી), 'ડોમિનન્ટ વનિતા...' (શિલ્પીન થાનકી), 'હલ્લો, મણિલાલ !' (પરેશ નાયક) અને 'કાગડો સ્માર્ટ છે' (નીતિન ત્રિવેદી) પણ નગરજીવનસંલગ્ન સમાજને જ વ્યક્ત કરે છે છતાં, એ રચનાઓમાં એ મુદ્દો એટલો બધો નામશેષ થઈ ગયો છે કે તમારે એમાંની કલા-અભિમુખતાને જ માણવી-પ્રમાણવી રહે. અભિમુખતા અને પ્રતિબદ્ધતાની લ્હાયમાં, બને કે ન મળે સમાજ, ન મળે સાહિત્ય. બાવાના બેઉ બગડે. મને ડર છે કે સાહિત્ય સમાજનું દર્પણ છે. પ્રકારના અતિ જૂના અને અતિ ખોટા ખયાલમાં બીજી વાર ફસાવાની ભૂલ આપણે સમકાલિક ગુજરાતીઓ ન કરી બેસીએ તો સારું. જગતના સાહિત્યસંસારે તો એને ક્યારનો દાટી દીધો છે.

વિષયવસ્તુક્ષેત્રને સીમિત, સંકુચિત કરવાનો કોઈને ય અધિકાર શી રીતે હોઈ શકે ? કપોલકલ્પના અને અતિવાસ્તવથી ખચિત-સંકુલ ભાવવિશ્વોને વાર્તામાં ઉતારવાની સાહસિકતાનું ધોવાણ શી રીતે નિર્વાહ્ય લેખાય ? 'વર્ચ્યુઅલિ રીયલ સૂટકેસ' (સુમન શાહ), 'કાગડો સ્માર્ટ છે' (નીતિન ત્રિવેદી), 'ડોમિનન્ટ વનિતા .' (શિલ્પીન થાનકી), 'અને, ધીમે ધીમે તાળીઓ પડતી રહી' (માય ડીયર જયુ)માં એ સાહસિકતાનો પ્રતાપ વરતાશે. આવા સર્જકો પોતાના અન્તર્કેન્દ્રની સત્તાથી રચનામાં જ બધા પ્રશ્નોનો લય-વિલય સાધતા હોય છે એમની કૃતિઓને આગવું વાતાવરણ મળ્યું હોય છે. ટૂંકીવાર્તામાં સૂર અને વાતાવરણનો ઘણો મહિમા છે. એની હિકમતોનું ય આજકાલ વિસ્મરણ થયું જણાય છે. મોહન પરમારની 'વાયક', વાર્તામાં વાતાવરણના નિદર્શન લેખે ધ્યાન ખેંચશે. સમાજ સમાજ કરીને જાણે આપણે અરૂઢ વિષયોનાં તો બારણાં જ બંધ કરી દીધાં છે. જરૂરી સવાલ એ ગણાવો જોઈએ કે સાવ જ અરૂઢ બલકે વિ-ચિત્ર વિષયવસ્તુનું જોખમ ઉઠાવવાનું કોણ કરે ? જોઈ શકાશે કે 'બસ્ટ' (રાજેન્દ્ર પટેલ) અને 'ધોડો' (દીવાન ઠાકોર)માં એ હિમ્મત ઠીક ઠીક ફળી છે. આધુનિકતા અને અનુ-આધુનિકતા જેમાંથી પ્રભવ્યાં છે તે રોમેન્ટિસિઝમનું શું ? અતિ વગોવાયેલી છતાં અતિ જરૂરી એ રંગદર્શિતાનો ચમકાર 'અણમાનીતી રાણી' (ડાહ્યાભાઈ પટેલ, 'માસૂમ')માં વરતાશે. બહુ ઓછાઓને જાણ છે કે કલાકારની સર્જકતાને, અભિજ્ઞતાને કે તેની સમીક્ષાબુદ્ધિને પ્રવર્તમાન જાગતિક સંદર્ભો વચ્ચે હાસ્ય-વ્યંગના હળવા ઉપકરણની કેટલી બધી જરૂરત છે. ઉપહાસપૂર્વક હસી-હસાવીને, વિડમ્બનાપૂર્વક, તરડી-મરડીને ય માણસ વેદના-વ્યથાને સહી શકે છે. આ હળવાશે વહેવાનું અઘરું છે, કેમકે કંઈ

નહીં તો એ, હાસ્યકાર પાસે આત્મવિશ્વાસ માગી લે છે. 'ઇન્ટલકચ્યુઅલ ઇન્દુભાઈ' (મહેન્દ્રસિંહ પરમાર) અને 'માધવવાડીમાં' (હસમુખ રાવલ)માં એવા આત્મવિશ્વાસની પ્રતીતિ મળશે.

આ બંને ભયસ્થાનોને શિબિરાર્થી વાર્તાકાર-મિત્રોએ પેરે પેરે અને વારંવાર જાણ્યાં છે. તેમનો અનેકશઃ સામનો કરવા માટેના યથાશક્ય પ્રયાસો કર્યા છે. એ પુરુષાર્થો તો એટલા બધા કૃતિસંલગ્ન હતા કે તેની અહીં આમ માત્ર નોંધ જ લઈ શકું છું.

ચર્ચાઓ કૃતિકેન્દ્રી રહી હતી એ તો ખરું જ પણ તેની ભૂમિકા હમેશાં ટૂંકીવાર્તાના સાહિત્યપ્રકારની રહી હતી. સૌએ એક જ ખેવના આજે પણ રાખેલી છે કે પોતાની રચનામાં એક કલાત્મક ટૂંકીવાર્તા અંગેનું શું ખૂટે છે તે ચીવટથી જાણવું. એને કારણે અમે ટૂંકીવાર્તાકલા સાથે અકાટ્ય ભાવે સંકળાયેલા પ્રશ્નોની વધારે ચિન્તા કરી છે, સામાજિક પ્રશ્નોની નહીં. જોકે, દલિત રચનાના પ્રસંગે અમે અવારનવાર દૂર દૂરનાં કેન્દ્રોની તપાસમાં દોડી ગયેલા પણ તરત પછી કૃતિ-કેન્દ્રમાં પાછા ફરેલા. મુખ્યત્વે અમે ટૂંકીવાર્તામાં અન્ત અને તેના કથનકેન્દ્રની ચર્ચાઓમાં વધારે ધ્યાન આપ્યું છે, લખાવટ અને કસબના મુદ્દાઓની સવિશેષ ચિન્તા રાખી છે.

ટૂંકીવાર્તામાં અન્ત એક એવો પ્રસંગ છે જેની સારામાં સારો વાર્તાકાર પણ ઉપેક્ષા ન કરી શકે. એ એવી મોટી કસોટી છે. 'અન્તે ચોટ'ની સ્થૂળતાભર્યું હવે કોઈ લખતું નથી, એ હવે ગઈ કાલની સિદ્ધિ મનાય છે. સાદો નિયમ એવો રચી શકાય કે પ્રારમ્ભ અને મધ્યને અનુરૂપ ઉપસંહાર કરી આપનારો અન્ત યોગ્ય કહેવાય. એ ભાવાત્મક હોય, કાવ્યાત્મક હોય, વળી પૂરી થયેલી ટૂંકીવાર્તાને ભાવકચિત્તમાં આગળ ચલાવનારો હોય. એ રીતે જોતાં, ટૂંકીવાર્તાનું આખું કમઠાણ એવા ધ્વનિગઠન અર્થે છે, ધ્વનિવિસ્તરણ અર્થે છે. એ સાધવાને જેટલું લંબાણ કરવું પડે એટલું ખરું. વાર્તાનું લાંબા હોવું કે ટૂંકા હોવું તે સાપેક્ષ વસ્તુ છે. 'વર્ચ્યુઅલિ રીયલ સૂટકેસ' કે 'તણખો' પોતપોતાની રીતે બરાબર છે, તેમનું કદ સમુચિત છે. ધ્વનિને 'સિન્ગલ ઇફેક્ટ'ની મર્યાદામાં રાખવા સર્જકને જેટલી જગ્યા વાપરવી પડી હોય એટલી ખરી. એનાં લેખાંજોખાં ન હોય; હોય તો, કૃતિથી અલગ, જુદાં ન હોય. આ સમ્પાદનમાંની તમામ રચનાઓના અન્ત આ દષ્ટિએ તપાસવા જેવા છે. જણાશે કે કેટલાક મિત્રો પેઠા છે તો સુખપૂર્વક, પણ તેમ નીકળી શકયા નથી. કેટલાક નીકળી પણ શકયા છે – જોકે ખાસ કશું મૂકી ગયા વગર. જેઓ મૂકી ગયા છે તેમાંનું કિંચિત્ સહજ છે, બાકીનું આયાસ. અથવા એથી ઊલટું. અન્તની આ બધી હૃદયંગમ સંકુલતાઓએ - લમણાઝીકે - મને એમ સુઝાડ્યું છે આ બધાં વાનાંથી 'સુખદ' એવા અન્તવાળી વાર્તાઓ વીસે બે લખાય તો ભયોભયો !

ટૂંકીવાર્તામાં અન્તનું એક નિર્ણાયક પરિબળ તેનું કથનકેન્દ્ર પણ છે. એટલું જ નહીં, કૃતિનો ચિત્તમાં ગર્ભ બંધાતો હોય ત્યારથી એ પોતાનું મહત્ત્વ દર્શાવવાને જાણે સળવળતું હોય છે. કથકને સર્વજ્ઞનું કથનકેન્દ્ર સંપડાવ્યું હોય તો વાર્તાનું સ્વરૂપ અમુક થાય, તેનું કાર્ય પણ અમુક થાય. પ્રથમ પુરુષ એકવચનનું સંપડાવ્યું હોય તો અમુક થાય. કયારેક બંને કેન્દ્રોનું સાયુજ્ય રચાવાથી વળી ત્રીજું જ થાય. વાર્તાસર્જકને ખબર પડવી જોઈએ કે પોતાના વસ્તુનો કયા કથનકેન્દ્ર જોડે મેળ પડવાનો છે. કથનકેન્દ્ર વાર્તાના સ્વરૂપ-કાર્યમાં નિર્ણાયક ભાગ ભજવે છે એ તો ખરું જ પણ તે કૃતિના બંધારણને, વિકાસને પણ દોરવે છે. આ સમ્પાદનમાંની લગભગ પ્રત્યેક વાર્તાને સમુચિત કથનકેન્દ્ર મળેલું છે એમ કહેવાની હિમ્મત કરું છું. છતાં, કસોટી ખાતર અમે એકમેકને કહ્યું છે કે વાર્તા, પારુલ, તું કહે છે તેના કરતાં તારી નાયિકા નિરાલીને જ કહેવા દે તો કેવું... તું મોહનં, વાચકનો અનુભવ રૂપાંદેના મુખે જ રજૂ કરાવે તો કેવું... તો સામે છેડે, હું ઉમેરું કે 'ભૂખ' પ્રથમ પુરુષ એકવચનના કથનકેન્દ્રમાં ન હોત, તો નષ્ટભ્રષ્ટ થઈ ગઈ હોત. 'હલ્લો મણિલાલ !',

ધીમે ધીમે તાળીઓ પડતી રહી' કે 'વર્ચ્યુઅલિ રીયલ સૂટકેસ'ને તમે સર્વજ્ઞના કથનકેન્દ્રમાં કલ્પી પણ નહીં શકો. વગેરે.

લખાવટના ઘણા પ્રશ્નો છે. જોડણીસુધારથી જોડણી કેટલી બગડવાની છે તે તો જુદી વાત છે પણ જે છે તેમાં ય ખાસ્સો બગાડ છે. લેખકો એમાં નચિન્ત નથી રહી શકયા, તો વળી કેટલાકને પૂરી આવડી પણ નથી. સમુચિત શબ્દપસંદગી અને તદનુરૂપ વાક્યરચના માટે અમે એકમેકને ટપારીએ છીએ. કસબના પ્રશ્નો એવા કે વાર્તામાં ઝોલ પડી ગયા હોય, સિદ્ધ થયું હોય તેને લેખક ઘૂંટ્યા કરતો હોય, અસિદ્ધને સિદ્ધ માનતો હોય. તો વળી, કંજૂસની જેમ વર્તે, કશો વિલાસ ન દાખવે, ન કશી લીલા. વાર્તાનિરૂપણના વિકાસક્રમમાં ગરબડો હોય – પહેલું પછીથી હોય અને પછીથી આવનારું પહેલું હોય. પોતાને ભાવતી-ફાવતી જગ્યાઓએ લેખકો રાચતા હોય, વાર્તા કે વાચક કોઈની યે પરવા કર્યા વગર. દરેક લેખકની એક અકાટ્ય ઓળખ એની શૈલી છે. એની યે મિત્રો તમા રાખે છે કે કેમ તે અમે પરસ્પરને પૂછતા રહ્યા છીએ.

આ, વાર્તાઓની ઉજાણી છે. જોકે યજમાનોએ અમને દાળબાટી, લાડવા કે ફ્રુટ-સલાડનાં ભોજને ય કરાવેલાં છે. મુખ્ય યજમાનની હોંશ એવી કે મિષ્ટાન્ન છતાં ડાયાબીટિકોને ય આરોગવું પડ્યું હોય – કેમકે કોળિયો મોંમાં મૂકીને જ રહે. થાળી ધૂળેરી હોય, ભોંયે હોય, ચમચો-ચમચી અપાયાં ન હોય, ઓઢવા-પાથરવાનાં મેલાંઘેલા પણ હોય, ક્યારેક તો વળી કુદરતી હાજતોની વ્યવસ્થાઓ પણ કુદરતી જ મળી હોય ! એક વાર તો અમારા આગમનની ભરપૂર તૈયારીના ભાગ રૂપે ચાલુ શિબિરે ખણ્ડમાં ઇલેક્ટ્રિક પંખાનું ફિટિન્ગ ચાલતું'તું. આ સઘળું અમે હૃદયભાવથી માણ્યુ છે કેમકે એ અમને એથીયે અદકેરા ઉમળકાથી અર્પાયું હતું. 'સુજોસાફો' યજમાનોના એ ઉપકારનું સદા ઋણી રહેશે

તો, 'સુજોસાફો' વાર્તાકારમિત્રોનું પણ સદા ઋણી રહેશે. કેટલા બધા મિત્રો જોડાયા છે તે તો આ સમ્પાદનથી જ સૂચવાય છે. છતાં એકાદ-બે વાર આવીને નહીં આવેલા મિત્રોનું ય અહીં સ્મરણ થાય છે : સુરેશ ઓઝા, રાઘવજી માધડ, રજનીકાન્ત સથવારા, માવજી મહેશ્વરી, પ્રભુદાસ આર. પટેલ. શિલ્પીન થાનકી તો અનેક વાર આવ્યા છે. 'સુજોસાફો'ના આ શિબિરોમાં નવા અનેક મિત્રો જોડાયા છે : સંજય ચૌહાણ, મણિલાલ ન પટેલ-'જગત્‌મિત્ર', અજય ઓઝા, જગદીશ પરમાર. .

કિશોર જાદવ કે પ્રાણજીવન મહેતા નજીક હોય તો જરૂર આવે. રાધેશ્યામ શર્મા, ચિનુ મોદી, હર્ષદ ત્રિવેદી, બિન્દુ ભટ્ટ અને વીનેશ અન્તાણી આવું-આવું કરીને ન આવી શકે મધુ રાય, પન્ના નાયક કે પ્રીતિ સેનગુપ્તા ઇન્ડિયા આવ્યા હોય ને શિબિર ગોઠવાયો હોય તો જરૂર આવે. બધાના સહકારભાવથી ખુશ થવાયુ છે સૌ હમેશાં સ્વખર્ચે આવ્યાં છે. કોઈ શિબિરનો પ્રવાસખર્ચ રાજેન્દ્ર પટેલે આપેલો. અનેક શિબિરોના પત્રવ્યવહારનું કામ મણિલાલ પટેલે પણ કરેલું. શિબિરાર્થીઓ જ શિબિરસ્થળની તાકમાં રહે ને સફળ થાય. આ ૯ વર્ષમા મિત્રો વચ્ચે ક્યારેય કશો વિખવાદ નથી થયો. સહપ્રવાસોમાં વાતોની રમઝટો અને હાસ્યની રેલમછેલો ઊડી છે. એક વાર નારીશૂન્ય દેશકાળ જડી જતાં, સૌ નોન-વેજ જોકસમાં, ઓહોહો, અપરમ્પાર ખીલેલા. પૂરી સર્જકતાથી. વળી ઇતિહાસપ્રસિદ્ધ દેવ સોમનાથની સાક્ષીએ, કશાયે સોમપાન વિના ! સૌએ એકમેકની એવી આન્તરછબિને અન્તરમાં ઝીલી જાણી છે. સાહિત્ય બીજાને તો પછી પણ પહેલાં સાહિત્યકારોને કેટલી બધી પ્રભાવકતાથી જોડે છે તેની એક પ્રતીતિનું નામ છે, 'સુજોસાફો' – અને તેણે સારવેલા આ એક પરિણામનું નામ છે, 'ઉજાણી', વાર્તાઓની ઉજાણી. સાહિત્યકલા પોતે જ ઉજાણી છે, જો ઊજવી જાણીએ તો.



પૂર્ણિમા ભટ્ટ

## 'તુલસીનો છોડ' : એક અવલોકન

'ટૂંકી વાર્તા એટલે અનુભૂતિકરણ'-ટૂંકી વાર્તાના સ્વરૂપ માટેનું શ્રી ઉમાશંકર જોષીનું મંતવ્ય તેના હાર્દને પ્રગટ કરે છે. ટૂંકી વાર્તામાં કોઈ એક માર્મિક અનુભવ શબ્દબદ્ધ બનીને પાણીદાર મોતીની જેમ એકત્વ ધારણ કરે છે. એમાં નવલકથા રૂપી હીરા જેટલો ઝગમગાટ નથી પણ એના ઘૂંટાયેલા અનુભવથી સહૃદયના મનમાં વાર્તા વાંચી એક તૃપ્તિનો ભાવ જન્મે છે. તેથી તે ક્યારેક નવલકથાકાર કરતાં પણ વિશેષ ગુંજાશ વાર્તાકાર પાસે માગી લે છે. સિદ્ધહસ્ત વાર્તાકારની વાર્તામાં આવા માર્મિક અનુભવ સ્વાભાવિક હોય છે; જેમ કે ધૂમકેતુ, રા. વિ. પાઠક, સુન્દરમ્, ચુનીલાલ મડિયા, પન્નાલાલ, ઈશ્વર પેટલીકર અને બીજા ઘણા વાર્તાકારોની વાર્તાઓમાં.

'તુલસીનો છોડ' વાર્તાસંગ્રહની ૧૮ વાર્તાઓના વિષયવસ્તુમાં વૈવિધ્ય છે. આ વાર્તાસંગ્રહની વાર્તાઓની પશ્ચાદ્ભૂમિ ભારત તથા કેનેડા-અમેરિકા છે. ટૂંકી વાર્તામાં કથાનક, પાત્રાલેખન, વર્ણન, સંવાદ અને ભાવનિરૂપણ બધાંને એકસરખો જ અવકાશ છે. કેમ કે આગળ જણાવ્યું તેમ તેનો ફલક નાનકડો અને સીમિત છે. આ સંગ્રહના લેખક શ્રી જય ગજ્જર પોતાના જીવનની શરૂઆતનાં વર્ષો ભારતમાં અને પછીનાં વર્ષો કેનેડામાં પસાર કરી રહ્યા છે. તેથી ભારતીય સમાજ-સંસ્કૃતિ તથા પાશ્ચાત્ય સમાજ-સંસ્કૃતિ એમ બન્નેના અનુભવો આ વાર્તાઓમાં કામે લગાડ્યા છે. એટલે જ આ સંગ્રહની ઘણી વાર્તાઓ બંને ભૂમિનાં સમાજ-સંસ્કૃતિને જોડે છે.

આ સંગ્રહની બધી જ વાર્તાઓનાં વિષયવસ્તુ, કથાનક અલગ અલગ છે. બહુધા બધી જ વાર્તાઓ સામાજિક પ્રકારની છે. તેમાં કુટુંબપ્રેમ, નર અને નારી વચ્ચેનો પ્રેમ-પ્રેમભંગ, વેપાર, તેની સફળતા, નિષ્ફળતા, તેમાંથી જન્મતી સાહ્યબી, સંતાનો દ્વારા અવગણાયેલ માવતરની દુર્દશાની વાર્તાઓ જોવા મળે છે. અહીં 'તુલસીનો છોડ', 'અપેક્ષા', 'ગળફો', 'પડછાયો' અને 'સથવારો'માં ભારતીય વાતાવરણ 'બ્લેક જેક', 'ધાડપાડુ', 'અંજળપાણી', 'દિલાવર દિલ' અને 'ધન્ય ઘડી'માં પાશ્ચાત્ય સંસ્કૃતિનું વાતાવરણ રજૂ થયું છે. 'અનોખી ભેટ' અને 'અનામત'માં બંને સંસ્કૃતિનાં વાતાવરણ ભળી ગયાં છે. તો 'બનવાકાળ'માં ભારતના કસ્ટમવાળાઓની હેરાનગતિ અને એરપોર્ટનું વાતાવરણ આલેખાયું છે. આમ સંગ્રહમાં વાતાવરણ પણ બહુવિધ હોવાથી તે વાચકોને જકડી રાખે છે.

મારી દષ્ટિએ આ સંગ્રહનું સમૃદ્ધ પાસું તેનું પાત્રાલેખન છે. એક એક પાત્રની રેખાઓ અલગ અલગ આલેખી છે. મોટાભાગનાં પાત્રો જીવંત બન્યાં છે; જેમકે 'અલ્લડ છોકરી'માં દામિનીનું પાત્ર, ''એ મહાકાળી હતી એને સતાવવી એ વાઘણની બોડમાં માથું નાખવા બરાબર હતું.'' વીજળી જેવી ચમકતી અને દઝાડતી આલેખી છે. 'તુલસીનો છોડ'માં પત્ની કાંકિલાને કાળ ભરખી જતાં દર્દ પામતા અને દીકરીનું જીવતર રોળાઈ ન જાય એ ડરે કાળજું કઠણ કરતા અવિનાશ, પુત્રી નેહા અને નીલમ પણ માનવસહજ પાત્રો છે. 'અનોખી ભેટ'ના ડો. પંકજ, નવનીતલાલ અને સારિકા જે વર્ષો પછી મળે છે તે મિલન પણ સ્વાભાવિક ક્રમે ગોઠવાયું છે. જ્યારે 'અપેક્ષા' વાર્તાના સતીષભાઈ જે પોતાના ભાંડુઓને વડલાની જેમ છાયા આપે છે અને જે કર્ણ જેવા ઉદાર છે છતાં તેમના જ કુટુંબીજનોનું નગુણાપણું વાચકોને સ્પર્શી જાય છે. આ વાર્તા ભારતીય કુટુંબવ્યવસ્થાના પાયા કેવા હચમચી ગયા છે તેનું પ્રતિબિંબ પાડે છે. 'બ્લેક જેક'નો અજય જ્યારે એની સારી છાપ હતી ત્યારે કલબના માલિક અને નોકર 'પીવો અજયબાબુ, પીવો...પૈસા કાલે આપજો...'' એમ કહેતા અને

જ્યારે એનાં ખિસ્સાં ખાલી થયાં ત્યારે નસીબની બલિહારીથી મળેલો મિત્ર મલય મિત્રતાની મિસાલ કાયમ રાખે છે. 'ધાડપાડુ'ના કેશવલાલ વેપારી સહજ ડરપોક માનસ ધરાવે છે. પણ વાણિયા છે એટલે વદન પરની શોકની છાયા છુપાવી, દુકાન સંભાળે છે. ધાડપાડુ પીટરને લોટરીની ટિકિટ પર ઇનામ લાગ્યું ત્યારે તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં અને ધાડપાડુમાંથી તે મહેનતકશ અને ધગશવાળો માનવી બન્યો. તે વખતે કેશવલાલ તેને ''વાલિયામાંથી વાલ્મીકિ બની ગયો'' એમ કહી અભિનંદન આપે છે તે દશ્ય તાદશ બન્યું છે. 'ધન્ય ઘડી' વાર્તાના ચાર્લી અને જૂલી, જેણે પુત્રી ગુમાવી છે છતાં પુત્ર પામ્યાનો આનંદ એના વદન પર વરતાતાં, જીવનની ધન્ય ઘડીનો અનુભવ તે કરે છે. 'અંજળપાણી'માં બાલુ અને રોના, આમ તો બંને એકલાં પડી ગયેલાં હતાં પણ મૈત્રીની હૂંફ...માનવ માનવ પ્રત્યેની હૂંફ તેમને મળી અને તેમનું જીવન મહોરવા લાગ્યું. કયારેક અસાધારણ માનવતા ધરાવતાં પાત્રો આલેખાયાં છે. જેને જોઈને એમ થાય કે આજની દુનિયામાં આવા માણસો ખરેખર હશે ? દા.ત. 'ખેલાડી' વાર્તાની પુત્રવધૂ તરુબહેન જે પોતાના સસરા માટે પોતાની એક કિડનીનું દાન આપે છે. 'ભાગેડુ' વાર્તાના દરિયાવદિલ હરિલાલ જે પારકી નિશાને દીકરી બનાવી ઘરમાં રાખે છે

આ સંગ્રહની વાર્તાઓનાં વર્ણનોમાં સામાન્ય રીતે દરેક વાર્તાના આરંભમાં ટૂંકાં વર્ણનો છે જેનાથી કયારેક પરિસ્થિતિનો તો કયારેક વાતાવરણ કે કયારેક પાત્રના માનસ પર પ્રકાશ ફેંકવામાં આવ્યો છે; દા.ત. 'દિલાવર દિલ'માં રાજન અને પાર્કમાંની પ્રવૃત્તિઓનાં વર્ણનો છે. 'પડછાયો'માં રિખવચંદ શેઠ, તેમનો બંગલો, તેમની સાહ્યબી, અને શેઠ અને સમરથના વ્યક્તિ તરીકેનાં વર્ણનો સારાં છે. તો 'અંજળપાણી', 'ત્યાગ', 'ભાગેડુ' જેવી ઘણી વાર્તાઓમાં વર્ણનો ટૂંકાં અને મુદ્દાસરનાં છે.

આ સંગ્રહની વાર્તાઓમાં સંવાદો ટૂંકા અને માર્મિક છે. બિનજરૂરી વર્ણન કયાંય નથી; જેમકે 'ધાડપાડુ'માં ''માનવી ખરાબ નથી, સંજોગો એને ખરાબ બનાવે છે'', 'અંજળપાણી'માં ''એક ભૂખ એવી છે કે માણસ નાત-જાત, કાળી-ધોળી, બધું જ ભૂલી જાય છે...'' 'અક્કડ છોકરી'માં ''એ એક મહામાયા છે. પુરુષ જાતને ધિક્કારે છે.'' આવા અનેક દાખલા આપી શકાય ગજ્જરની ભાષા સંસ્કારી છે. પાત્રની નબળાઈ આલેખવામાં પણ થોડાક શબ્દોમાં સૂચન કરી દે છે. ભાષામાં કયાંય સુરુચિભંગ થતો નથી.

ટૂંકી વાર્તામાં આરંભ, મધ્ય અને અંત એમ ત્રિવિધ એકતા હોય છે. આ દષ્ટિએ પણ ઘણી બધી વાર્તાઓ ત્રિવિધ એકતાને જાળવી રાખે છે. ઘણી વાર્તાઓનો આરંભ જિજ્ઞાસા પ્રેરે, મધ્ય પ્રસ્તુત કથનને વિકસાવે અને અંત ચોટદાર બની રહે છે. દા.ત. 'તુલસીનો છોડ', 'દિલાવર દિલ', 'બ્લેકજેક, 'અંજળપાણી', 'અનોખી ભેટ', 'અક્કડ છોકરી', 'ત્યાગ' અને 'ખેલાડી'ના અંત નોંધપાત્ર છે. બહુધા બધી જ વાર્તાઓના અંતે ચમત્કૃતિ સધાય છે, એ ગજ્જરની વાર્તાઓની સફળતા અને સિદ્ધિ છે

છેલ્લે, 'એક અજબ ઘટમાળા' મારી દષ્ટિએ થોડીક નબળી વાર્તા છે. કોઈને કોઈ પાત્રોના સંવાદ રૂપે ભૂતકાળ જ વાગોળાય છે. વાર્તામાં કંઈક ઘટના બનવી જોઈએ. તે આરંભબિન્દુથી આગળ વધવી જોઈએ તેવું અહીં બનતું નથી. આ દષ્ટિએ અન્ય વાર્તા જેવી ધાટીલી બની શકી નથી. અલબત્ત અભય અને મિલાન પાત્રો ઠીક ઠીક ઊપસ્યાં છે.

ટૂંકમાં શ્રી ગજ્જરની નવલિકાઓ વિષય, વસ્તુ અને પાત્રોનાં વૈવિધ્યથી રસપ્રદ અને ચોટદાર બની રહે છે શ્રી ગજ્જર ભવિષ્યમાં આવા અનેક વાર્તા-સંગ્રહો ગુજરાતી ભાષાસાહિત્યને અર્પી તેને સમૃદ્ધ બનાવે એ જ મનોકામના સાથે વિરમું છું. અસ્તુ.

'તુલસીનો છોડ', નવલિકાસગ્રહ, લેખક જય ગજ્જર, પ્રકાશક રન્નાદે પ્રકાશન, અમદાવાદ, પૃષ્ઠ ૨૧૬, કિંમત રૂ. ૧૧૫/-



# વિસ્તરતી સીમાઓ
## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

કેટલાક આચાર્યોએ કવિની શક્તિબીજરૂપ પ્રતિભાનો મહિમા જરૂર કર્યો છે પણ એ પ્રતિભાને 'સંસ્કાર્યા' બનાવવાનો આગ્રહ પણ સેવ્યો છે. પ્રતિભાને સંસ્કારનારાં બે પરિબળ છે : વ્યુત્પત્તિ અને અભ્યાસ. વ્યુત્પત્તિમાં શાસ્ત્રનિપુણતા, બહુશ્રુતતા સૂચવાય છે – ટૂંકમાં વિદ્વત્તા સૂચવાય છે. ઉમાશંકરનો જ દાખલો લો. ઉમાશંકરને કવિ કહો, વાર્તાકાર કહો, નાટકકાર કહો, સંપાદક કે સંશોધક કહો તો એને વિશે સ્પષ્ટ કશુંક કહી શકાય છે. પણ 'વિદ્વાન ઉમાશંકર' એટલે શું ? 'વિદ્વાન'ની વ્યાખ્યા શી હોઈ શકે ? સંસ્કૃત સુભાષિત વિદ્વાનની વ્યાખ્યા કરવાનું સાહસ કરે છે : सत्यं तपो ज्ञानमहिंसता च विद्वत्प्रणामं च सुशीलता च । एतानि यो धारयते स विद्वान, न केवलं यः पठते स विद्वान् ॥ (સત્યે તપે જ્ઞાન અહિંસતાથી, વિદ્વત્પ્રમાણે વળી શીલતાથી / વિદ્વાન વિદ્વાન કહેવાય, બાકી વિદ્વાન ના માત્ર પઠ્યે જવાથી.)

આ સુભાષિત માત્ર પઠ્યે જતાં, કેવળ વાંચ્યે જતાંને વિદ્વાન કહેવા સંમત નથી. એટલે કે બહુશ્રુત હોવા માત્રથી એ વિદ્વાન નથી અથવા બહુશ્રુતનો, વિદ્વાનનો અર્થ અહીં વધુ મુકરર કર્યો છે, એમ કહીશું. વાચન મહત્ત્વનું છે પણ કેવળ વાચન મહત્ત્વનું નથી. વાચનની સાથે સંકળાયેલી વિકસિત થતી અન્ય પ્રક્રિયાઓનો પણ અહીં ખ્યાલ કરવામાં આવ્યો છે. આ માટે આ સુભાષિતમાં ગણાવેલાં લક્ષણોને યથાતથ એમ ને એમ ન સ્વીકારતાં આજના સંદર્ભમાં એને ખોલવાં પડશે. આ સુભાષિતમાં છ લક્ષણો ગણાવ્યાં છે : સત્ય, તપ, જ્ઞાન, અહિંસતા, વિદ્વત્પ્રમાણ અને સુશીલતા.

કોઈ પણ વિદ્વાન માટે એનું ધ્યેય સત્યની શોધ હોવું જોઈએ. સાહિત્યનું સત્ય, તથ્યોને અતિક્રમીને કઈ રીતે પ્રગટ થાય છે અને સત્ય સાપેક્ષ હોવાથી સાહિત્યકૃતિ સંદર્ભે એનું મૂલ્ય કઈ રીતે ઊપસે છે એની સતત શોધ એનું લક્ષ્ય બને છે. તપ દ્વારા કઠોર પરિશ્રમ અને એકાગ્રતા સૂચવાય છે. કૃતિનો સુન્દર ચહેરો કઠોર પરિશ્રમમાંથી અને એકાગ્રતામાંથી જન્મતો હોય છે. પ્રતિભા પ્રારંભ કરે છે પણ માત્ર પરિશ્રમ જ એને પૂર્ણ કરે છે. કવિતાનું, કથાનું, વિવેચનનું કે સંશોધનનું આયોજન, છંદ, પાત્ર કે વિગતનું ચયન, એને અવતારવા વિકલ્પોમાંથી પસાર થતો સંકુલ માર્ગ–આ બધાંમાં દેખીતો જોઈ શકાય એવો અને ભાગ્યે જ નજરમાં આવે એવો કેટકેટલો પરિશ્રમ એમાં નિહિત હોય છે.

જ્ઞાન, અન્ત:સૂઝ અને દર્શનનો ખ્યાલ આપે છે. સર્જન, વિવેચન કે સંશોધનની સામગ્રી સાથે આ બે વિના ભાગ્યે જ ઝૂકી શકાય છે. સર્જક, વિવેચક કે સંશોધકે પગલે પગલે અર્થઘટનમાં ઊતરવું પડે છે. અને આ અર્થઘટન માટે એની પાસે ભાષાથી માંડી અનેક શાસ્ત્રોના પરિમાણની અપેક્ષા છે. અહિંસતા એ કવિ, વિવેચક કે સંશોધકની, કહોને કોઈ પણ વિદ્વાનની સંવેદનશીલતા છે. પોતામાંથી બહાર આવી નિષેધમૂલક સંવેદના (Negative Capability) દ્વારા–પ્રાણવિનિમય દ્વારા એ પોતાનો વિસ્તાર ન કરે તો એ અહિંસક બની શકે જ નહીં. વિદ્વાનનો ચેતોવિસ્તાર આ સંવેદનશીલતાને આધારે જ શક્ય છે. અને તો જ એ રસશાસ્ત્ર દર્શાવે છે એવી સમાધિ અવસ્થામાં કે વિગલિત ચિત્તઅવસ્થામાં પહોંચી શકે છે. સાહિત્યમાં અહંવિસ્તાર એ અહંલોપની દિશા છે.

વિદ્વત્પ્રમાણ દ્વારા માત્ર શારીરિક આદરનું સૂચન નથી પણ અન્ય વિદ્વાનો પ્રતિની સહૃદયતાનું સૂચન છે. વારંવાર અન્યોની ઉપપત્તિઓનું સેવન વિદ્વાનને એની દિશા ચીંધે છે અને એની પોતાની દશાને ઉદાત્ત પણ કરતું ચાલે છે. બીજી રીતે કહીએ તો એને પોતાને પોતાની સ્થિતિ પરત્વે પ્રતિપોષણ

(feeback) આપતું આવે છે. આ પ્રતિપોષણ વિના કોઈ, પણ વિદ્વત્તા અંધ અને બધિર છે. અંતે, સુશીલતા જોઈએ. 'શીલ' દ્વારા ચારિત્ર્ય સૂચવાય છે, એનો અર્થ વિસ્તરીને વ્યક્તિત્વ (personality) પાસે પહોંચે છે વિદ્વત્પ્રમાણ દ્વારા અન્યોને આદર આપવા જતાં પોતા પરત્વે અનાદર ન થાય, એના પોતાના જ વ્યક્તિત્વનો લોપ ન થાય, એનું સૌથી વધારે અગત્યનું અહીં સૂચન છે. અન્ય વિદ્વાનોની સામગ્રીઓ આવે, વિચારધારાઓ આવે, પણ પોતાનું વ્યક્તિત્વ એમાં શોષાઈ કે ચુસાઈ ન જાય, પોતાની મુદ્રા ભૂંસાઈ ન જાય-બલ્કે સદા પોતાની મુદ્રા અંકિત રહે એની તકેદારી રાખવાની છે.

આમ, આ લક્ષણોમાંથી વિદ્વત્તા અંગે સૂચવાતું માળખું અભિગ્રહણ-સામર્થ્ય (Receptive competence), આકલન-સામર્થ્ય (Assimilative competence), અર્થઘટન-સામર્થ્ય (Interpretative competence), સ્મૃતિનિર્ધારણ-સામર્થ્ય (Retentive competnece) અને વિનિયોગ-સામર્થ્ય (Applicative competence)-નું બનેલું છે એવું તારણ સહેલાઈથી થઈ શકે.



# એક શ્રમિકનું ગીત

લોકોને ઊગ્યો છે સોનાનો સૂરજ ને મારે ઊગ્યાં છે અધારાં
લોકો તો પીએ છે ખળખળતાં ઝરણાં ને દરિયાથી મારે પનારાં

પહેલા તે પ્હોરમાં નીંદર વળાવીને જાઉં છું કાળી મજૂરીએ
કોને પડી છે અહીં કાળઝાળ લૂમાં જીવીએ અમે કે પછી મરીએ ?
સુખનાં શમણાંય મારા ઘરના મારગને ચાતરીને જાય પરબારાં
લોકોને ઊગ્યો છે સોનાનો સૂરજ ને મારે ઊગ્યાં છે અંધારાં.

સૂરજદાદાને રોજ ફરિયાદ કરું છું કે આથમો છો કેમ આમ મોડાં ?
રોંઢો નમતા જ મારા લોહીમાં ઝીંકાય છે કાળઝાળ જાણે હથોડા !
જીવતરની અણગમતી યાદોને હડસેલું ફંગોળી ધૂળનાં તગારાં !
લોકોને ઊગ્યો છે સોનાનો સૂરજ ને મારે ઊગ્યાં છે અંધારાં.

પેટના આ ખાડાને પૂરવાને કાજે હું રોજ રોજ ખોદું છું ખાડા
કોણ જાણે કેટલાંય પાંદડાં હશે હજી મારાં આ નસીબની આડાં !
ચપટીક છાંયડી માગી તો બદલામાં મળી ગયા ખનખન અંગારા !
લોકોને ઊગ્યો છે સોનાનો સૂરજ ને મારે ઊગ્યાં છે અંધારાં.

અન્ન અને દાંતને બંધાયાં-વેર, હવે આખો અવતાર કેમ જાશે ?
એકાદોય દંન જો આળસ કરું તો આ ભૂખ્યાં બાળુડાં શું ખાશે ?
ચાલ, જીવ ! ખંખેરી નાખ બધી લાગણી ને ઉપાડી લે વેઠના ભારા !
લોકોને ઊગ્યો છે સોનાનો સૂરજ ને મારે ઊગ્યાં છે અંધારાં.

**લાલજી કાનપરિયા**

## પડકાર ક્યાં ફેંકીએ

દર્દ ક્યાં ફેંકીએ પ્યાર ક્યાં ફેંકીએ,
આંખનાં આંસુ ચૌધાર ક્યાં ફેંકીએ.

હું શબ્દ મ્યાન ખોલી જરા જોઉં છું,
તેજ ગઝલોની તલવાર ક્યાં ફેંકીએ.

શ્વાસના મૌન ખંડેર ઊભા હતા,
મોતને દોસ્ત, પડકાર ક્યાં ફેંકીએ.

એક મારી જ દાસ્તા મળી સ્ટેજ પર,
આખરી સીન દિલદાર ક્યાં ફેંકીએ.

ઝુલ્ફની દૂર સિતાર વાગી રહી,
દર્દ મીઠો પવન તાર ક્યાં ફેંકીએ.

હુસ્ન મળવા મને આવશે રાતના,
ઇશ્કનું રમ્ય ઇન્તઝાર ક્યાં ફેંકીએ.

શ્હેરમાં કેટલાં જણ થયાં છે જખ્મી,
લોહીથી આખું અખબાર ક્યાં ફેંકીએ.

સ્મિતની નાવ "બેન્યાઝ" તરતી રહી,
તારું વરસાદી દીદાર ક્યાં ફેંકીએ.

**બેન્યાઝ ધોલવી**

## અભિલાષ

ઇચ્છું છું કે બધાં જ બંધન તોડી મુક્તિ પામું,
આસક્તિને અળગી કરીને પરમ શાન્તિ વિરામું.

ભવભવની આ વેઠ વહીને કાંધે પાઠાં પડિયાં,
અન્તકાળ તો આવી લાગ્યો, સુખ સાચાં ના જડિયાં.

મારું-તારું, તારું-મારું કરવામાં ભવ વીત્યો !
જીવતરના ગઢ અનેક કિન્તુ એકકેયે ના જીત્યો.

આ કરું-તે કરું-દ્વિધા-વિકલ્પે જીવનસરિતા સરકી
આત્મરતિમાં અહંકેન્દ્રીની સિદ્ધિ ક્યાંય ન ઝળકી.

પરિવર્તનશીલ આ સંસારે કશુંયે ન સ્થિર કે સ્થાવર,
અસીમ આભનાં અજાણ પંખી જીવનભર યાયાવર.

સાંપ્રત સરકી ભૂત બને ને અનાગતની આશા,
અ-સારને પકડી રાખ્યામાં અન્તે ઘોર-નિરાશા.

ગ્રાહ-ગ્રંથિ સમંદર ફેંકો મુકત બનો નભ-ઘન શા,
સંધ્યાકાળે સૂરજ ઢળતો શાતા, નવતર આશા.

વૃષભના વૃષણ શી આશા, કાળે કદી ન ફળતી,
આયુ, શક્તિ, તેજ નિરંતર ચમરબંધીનાં હરતી.

આસક્તિ-આશાને ત્યાગી પરમ શાન્તિ વિરામું
ઇચ્છું છું કે બધાં જ બંધન તોડી મુક્તિ પામું.

**અનામી**

# ૫૮મું સ્વાતંત્ર્ય પર્વ ચરોતર ભૂમિ આણંદમાં...







## ગુજરાત એટલે ગુજરાત



- દેશના ૧૪ મોટા રાજ્યોમાં આર્થિક સમૃધ્ધિમા ગુજરાત પ્રથમ
- ૫૦ ટકા મહેસૂલ ખાધ ઘટાડનારું એક માત્ર રાજ્ય ગુજરાત
- દેશના ૮ ૨ ટકાના ગત વર્ષના લક્ષાંક સામે વિક્રમજનક ૧૫ ટકા વૃધ્ધિદર હાસલ કરનાર ગુજરાત

- એક જ વર્ષમા રૂા ૨૧,૦૦૦ કરોડનુ વિક્રમજનક કૃષિ ઉત્પાદન.
- સોઇલ હેલ્થ કાર્ડ યોજના હેઠળ જમીન ચકાસણીની કામગીરી પૂર્ણ કરતુ દેશનુ સૌપ્રથમ રાજ્ય ગુજરાત
- સો દિવસમા લોકભાગીદારીથી એક લાખ ખેત તલાવડી અને એક લાખથી વધારે બોરીબંધ - ચેકડેમ
- ગામડાઓમાં ૨૪ કલાક વીજળી આપતી સર્વગ્રાહી યોજના એક માત્ર ગુજરાતમા માત્ર ૨૩૦ દિવસમા ૪૦૦૦થી વધારે જ્યોતિગ્રામ બન્યા

- શાળામાં જતાં બાળકોની આરોગ્ય તપાસણી તથા વિનામૂલ્યે સારવાર પૂરી પા
  એક માત્ર રાજ્ય ગુજરાત
- શાળાએ જતાં દરેક બાળકને વીમા સુરક્ષાનુ કવચ પુરુ પાડતુ એક માત્ર રાજ

- ઔદ્યોગિક મૂડી રોકાણ અને પ્રોજેક્ટ અમલીકરણમા સમગ્ર દેશમાં પ્રથમ ગુજ
- દહેજ, હજીરા, મુંદ્રા, પીપાવાવ જેવા બદરો વૈશ્વિક વેપારથી ધમધમતા થયા.
- એલ એન જી.-સી.એન.જી., નેચરલ ગેસ તથા પેટ્રોલિયમ ક્ષેત્રે દેશનુ પેટ્રોકેપિ
  બનવાની દિશામાં અગ્રેસર એકમાત્ર ગુજરાત

- આપત્તિ વ્યવસ્થાપન ક્ષેત્રે સર્વશ્રેષ્ઠ કાર્યસિદ્ધિ માટે યુ એન નો સાસાકાવા એ
  એક માત્ર રાજ્ય ગુજરાત



- ગુજરાત રાજ્ય આપત્તિ વ્યવસ્થાપન
  રચના તથા આપત્તિ વ્યવસ્થાપનનો કાયદો બનાવવામા સૌ પ્રથમ ગુજરાત.

- જી-સ્વાન નેટવર્ક - એશિયામાં સૌપ્રથમ ગુજરાતમા
- ગ્રામસભાઓને સત્તાઓ આપી, પુન જીવિત કરી સાચા અર્થમાં સરકાર લોકોના દ્વારે
- સ્વાગત ઓન લાઇન 'આઇ ટી ના ઉપયોગ દ્વારા પ્રજાજનોની ફરિયાદોના નિરાકરણનો નવતર કાર્યક્રમ દેશમા સર્વ પ્રથમ ગુજરાતમાં.

## આઝાદી સાથે આબાદીનો સૂરજ હવે ગામડામાં ઊગ્યો છે...




# સંસ્કૃત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન, ટાઉનહોલ કેમ્પસ,
સેકટર-૧૭, ગાંધીનગર - ૩૮૨ ૦૧૭.




## અકાદમીની વિવિધ યોજનાઓ અંગે

(૧) તા. ૧-૧-૨૦૦૩ થી તા. ૩૧-૧૨-૨૦૦૩ સુધીમાં પ્રકાશિત થયેલાં પુસ્તકો માટે ગ્રંથ-પુરસ્કાર.

(૨) સંસ્કૃત-પ્રાકૃત શિષ્ટમાન્ય/ગ્રંથપ્રકાશન યોજના (અનુદાન રૂ. ૧૦,૦૦૦)

(૩) અનુસૂચિત જાતિ અને જનજાતિ માટે ચાલતી સરકારમાન્ય શૈક્ષણિક સંસ્થાઓ, શાળાઓ, માધ્યમિક શાળાઓ, ઉચ્ચતર માધ્યમિક શાળાઓ, કોલેજો, યુનિવર્સિટીઓ, પાઠશાળાઓ, જાહેર ગ્રંથાલયો અને ચેરિટી કમિશ્નર દ્વારા માન્ય સંસ્થાઓને ગ્રંથાલય-સહાય.

(૪) ગુજરાત રાજ્યની રજિસ્ટર્ડ થયેલી સંસ્થાને સંસ્કૃત ભાષા-સાહિત્યનો કાર્યક્રમ કરવા માટે ૬૦:૪૦ના ધોરણે અકાદમીની આર્થિક સહાય આપવાની યોજના, જેમાં કોઈ આવેદન ભરવાનું નથી પરંતુ કાર્યક્રમની સંપૂર્ણ રૂપરેખા તથા અંદાજિત ખર્ચ સાથે પ્રસ્તાવ મોકલી આપવાનો રહેશે.

(૫) વેદ-શાસ્ત્ર પંડિતોના સન્માનની યોજના.

ઉપરોક્ત યોજનાઓમાં રસ ધરાવનાર સહુ કોઈને આ અંગેની વિગતો માટે મહામાત્ર, સંસ્કૃત સાહિત્ય અકાદમી, ગાંધીનગરને ઉપર્યુક્ત સરનામે પત્રવ્યવહાર કરી જરૂરી આવેદનો મંગાવવા જણાવવામાં આવે છે. આવેદનો સંપૂર્ણ વિગતો સાથે તા. ૩૦-૯-૦૪ સુધીમાં મોકલી આપવાનાં રહેશે.

**વી. વી. પંડિત**
મહામાત્ર
સંસ્કૃત સાહિત્ય અકાદમી
ગાંધીનગર

**ગૌતમ પટેલ**
પ્રમુખ
સંસ્કૃત સાહિત્ય અકાદમી
ગાંધીનગર

પિડિલાઇટ

# `ચપટી', વગાડતાં જ ચોંટાડે!



જાદૂ જ જોઈ લો જાણે. મજબૂત ચોંટાડે–ક્ષણ માત્રમાં અને જોઈએ માત્ર એક ટીપું.

ફેવિક્વિક–વન–ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્‌હેસિવ મોટા ભાગનાં પ્લાસ્ટિક, રબર, ઍક્રિલિક, ચિનાઈ માટીનાં વાસણ, સિરૅમિક, ધાતુ અને લગભગ બધી જ વસ્તુઓ ચોંટાડે એવી શક્તિશાળી ફૉર્મ્યુલા.

ફેવિક્વિક–વન–ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્‌હેસિવ વાપરો અને જાતે જ અનુભવો જગતના સૌથી વધુ ઝડપથી ચીટકાવતા એડ્‌હેસિવ જાદૂ

ફેવિક્વિક તરત જ ચોંટાડે, લાં..... બુ ટકે.

ફેવિક્વિકથી તમારી આંગળીઓ પણ ચોંટી જાય, સાવચેતીપૂર્વક વાપરશો.




## ફેવિક્વિક® – વન ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્‌હેસિવ

® ફેવિક્વિક પિડિલાઇટ ઈન્ડસ્ટ્રીઝ લિ., રીજન્ટ ચેમ્બર્સ, મુંબઈ ૪૦૦ ૦૨૧, નો રજિસ્ટર્ડ ટ્રેડમાર્ક છે – જે ફેવિકોલ બ્રાન્ડ ઍડહેસિવ્ઝના ઉત્પાદક છે

Same size artwork (200 mm X 170 mm)

## બે ગઝલ

### (૧)

મોત પળેપળ પામે છે
કોણ અહીં કૈં કામે છે ?

ના એ તીરથધામે છે,
પીડા ઠામેઠામે છે.

તું + વૈશાખી તોર,
તોર બરાબર જામે છે.

ભૂલ નહીં એ દર્પણ છે
જ્યાં તું હાથ ઉગામે છે.

કર્જ કરું છું : શી ચિંતા ?
કર્જ તમારે નામે છે.

અટકે મારો કેમ પ્રવાસ ?
રસ્તા પગની સામે છે.

છું સરનામું ચોરાનું,
ચોરા ગામેગામે છે.

### (૨)

ઢોલ શરણાઈ સાથે ચગે છાપરાં,
આંસુ થૈ એ ફરી તગતગે છાપરાં.

કે ભજન-ઝાંઝ-પખવાજ-તંબૂરમાં-,
એ જ અજવાસમાં ઝગમગે છાપરાં.

મઢ-ભૂવા-ડાકલાં-ઝોડ ને વંતરી,
જોગણીના પગે રગરગે છાપરાં.

ઘાસ પેઠે જ એ કોળશે ભોંયમાં-,
વા-ઝડીમાં પડે - ડગમગે છાપરાં.

ભૂખની આગ કોઠે પડી એ હદે,
ચૈત્રમાં પણ જુઓ, ના ધગે છાપરાં.

ના પરાયું હતું, ના હતું પારકું,
સ્વપ્ન નિષ્ઠુર, આવી ઠગે છાપરાં.

મનોહર ત્રિવેદી

Uddesh (A literary, cultural monthly) September - 2004 ISSN 0971-6599 R No GUJ 156

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ પંદરમું : અંક ત્રીજો

ઓક્ટોબર : ૨૦૦૪

તંત્રી

રમણલાલ જોશી

૧૭૧



# ઉદ્દેશ

વર્ષ : પંદરમુ | અંક : ત્રીજો | સળંગ અંક : ૧૭૧

## અનુક્રમ : ઑક્ટોબર ૨૦૦૪



પ્રકાશક રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨ ફોન ૨૭૪૮૭૬૧૮

સ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬૭૬૦૩

### સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૨૦૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય . રૂા. ૧,૫૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવુ જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું .<br>'ઉદ્દેશ' ફાઉન્ડેશન<br>૨, અચલાયતન સોસાયટી,<br>સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,<br>નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.<br>ફોન ૨૭૯૧૧૬૭૭; ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે ·

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ<br>૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,<br>રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧<br>ફોન ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૭૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર<br>બી/૨૦, સ્થાપત્ય ઍપાર્ટમેન્ટ,<br>સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમાં,<br>મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨<br>ફોન · ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૯૧૮

(૩) મૅગેઝીન વર્લ્ડ<br>સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧<br>ફોન : ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.<br>૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,<br>આંબાવાડી સર્કલ, આંબાવાડી,<br>અમદાવાદ - ૩૮૦ ૦૦૬

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

ઑક્ટોબર ૨૦૦૪

સર્વભાષા સરસ્વતી



# પોંડિચેરીનાં શ્રી માતાજીની કલા-ઉપાસનાનું રમણીય ચિત્ર

શ્રી અરવિંદ આશ્રમનાં શ્રી માતાજીના જીવનપ્રસંગોનું બીજું પુસ્તક તાજેતરમાં પ્રગટ થયું છે. એનું શીર્ષક છે : ''મિર્રા : એક કલાકાર''. એનાં લેખિકા છે સુજાતા નાહર. તેમના જીવનની વિગતો નીચે પ્રમાણે છે : કલકત્તામાં ૧૯૨૫માં જન્મેલાં લેખિકાએ પોતાના જીવન ઘડતરનાં વર્ષો ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરના સાંનિધ્યમાં શાંતિનિકેતનના સંસ્કારસભર વાતાવરણમાં વિતાવ્યાં હતાં. સાત વર્ષની વયે તેમનાં માતાનું અવસાન થયું. તેમના પિતાની દુનિયા તો ભાંગી જ પડી. પરંતુ તેમણે જીવનના એક નવા જ પાસાની શોધ કરી. પોંડિચેરીમાં તેમને શ્રી અરવિંદ અને માતાજીનું શરણ મળી ગયું. પછી તો તેમનાં સંતાનો એક પછી એક તેમના જ પંથે વળ્યાં.

નવ વર્ષની ઉંમરે, સુજાતા ૧૯૩૫ના વર્ષમાં પ્રથમ વખત શ્રી અરવિંદને મળ્યાં અને મે ૧૯૩૮થી તેમના સાંનિધ્યમાં જ રહ્યાં. તેઓ પોંડિચેરીમાં ૪૩ વર્ષ રહ્યાં. તેમનો અભ્યાસ ખાનગી શિક્ષકો દ્વારા થયો. અભ્યાસ બાદ તેઓએ પ્રખ્યાત ગણિતજ્ઞ, રસાયણશાસ્ત્રી તથા ઇજનેર, જેઓ માતાજીના જમણા હાથ સમાન હતા, તે સત્પ્રેમના અંગત મદદનીશ તરીકે કામ કર્યું. તેમણે તેમની પ્રયોગશાળામાં પણ કામ કર્યું. તેઓ માતાજીના ઉપયોગ માટે વિવિધ રાસાયણિક સંયોજનો પણ તૈયાર કરતાં હતાં. માતાજીએ પ્રયોજેલા નવા શારીરિક શિક્ષણના કાર્યમાં તેઓ સક્રિયપણે સામેલ થયાં હતાં. ૧૯૫૪ની શરૂઆતમાં સત્પ્રેમ ત્યાં આવ્યાં. ત્રીસ વર્ષના આ યુવાન શ્રેષ્ઠ વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવતા અને પવિત્રને પત્રવ્યવહારમાં સહાય કરતા. સત્પ્રેમ અને સુજાતા ઘણાં કાર્યોમાં સાથે રહેતાં. સમય જતાં માતાજીએ પોતાની અનુભૂતિઓ તેમને વિશ્વાસમાં લઈ, કહી, તથા શ્રી અરવિંદનાં પુસ્તકોનું ફ્રેંચ ભાષામાં પોતે ભાષાંતર કરતાં હતાં તેમાં સહાય કરવાનું કહ્યું. સત્પ્રેમ સાથેની પોતાની ખાનગી વાતોને માતાજીએ સુજાતાને ટાઇપ કરવાનું કહ્યું જેમાંથી 'Agenda' ગ્રંથ બન્યો. ૧૯૬૫થી માતાજી સાથેની મુલાકાતોમાં તેઓ સત્પ્રેમની સાથે રહેતાં.

માતાજીના દેહત્યાગ પછી એટલે કે ૧૯૭૩ પછી આશ્રમ જીવંત પ્રયોગશાળામાંથી માત્ર એક બીબાઢાળ સંસ્થા બની રહ્યો. માતાજીના શતાબ્દીવર્ષ ૧૯૭૮માં આશ્રમના ટ્રસ્ટીઓએ સત્પ્રેમને આશ્રમમાંથી કાઢી મૂક્યા, કેમ કે તેમણે માતાજીના જીવન અને પ્રયોગો વિશે ત્રણ ગ્રંથો પ્રગટ કર્યા હતા.

૧૯૭૮થી સત્પ્રેમ અને સુજાતા પોંડિચેરીથી ખૂબ ખૂબ દૂર વસ્યાં છે. તેઓ અરવિંદ અને માતાજીનાં શરીરના કોષાણુઓની ચેતનાના કાર્યમાં જ પૂરેપૂરાં નિમગ્ન રહે છે.

આ પુસ્તકનો અનુવાદ પી. એમ. વૈષ્ણવે કર્યો છે. પી. એમ. વૈષ્ણવ કહે છે કે આ પુસ્તકમાં મીર્રાની નાની વયની જાણીતા ચિત્રકારો નીચે તાલીમ, સ્ટુડિયોમાં તેમની પ્રેક્ટિસ, દેવળોમાં કલાકો સુધી બેસી ચિત્રો દોરવાનો શોખ, તેમની રોર્દા જેવા તે વખતના પ્રસિદ્ધ ચિત્રકાર અને શિલ્પકારની મુલાકાત, ફ્રાંસ પાસેના ગામના દેવળમાં તેમણે દોરેલું વિશાળ 'મ્યુરલ', આધુનિક ચિત્રકલા વિશે તેમની વિશિષ્ટ શૈલીમાં નારાજગી, પોંડિચેરી આશ્રમનો કાર્યભાર સંભાળવાની સાથે અરવિંદના અંગ્રેજી મહાકાવ્ય 'સાવિત્રી'ના કેટલાક પ્રસંગો લઈ તેમણે ચિત્રકાર હૂતા પાસે તૈયાર કરાવેલાં ઓઇલપેઇન્ટિંગો આદિ અનેક વાતો માતાજીની વિશિષ્ટ, રમૂજી વાર્તાકથનની શૈલીમાં કંડારાઈ છે. સંગીતનો પણ તેમને ઘણો શોખ હતો. તેમનું સૌથી પ્રિય વાદ્ય પિયાનો હતું. પિયાનો જેમ જેમ તે વગાડતાં ગયાં તેમ તેમ એક પ્રસંગમાં રસ્તે જતા-આવતા ગ્રામજનો એની તરફ આકર્ષાતાં ગયાં અને એક મોટું ટોળું એકઠું થઈ ગયું. કલાકાર તરીકેના તેમના અનુભવો અત્યંત રોચક અને પ્રેરણાદાયી છે.

પી. એમ. વૈષ્ણવ લખે છે કે "મિર્રા : એક કલાકાર" આ પુસ્તિકામાં એક આડકથા કે ઉપકથા તરીકે શાંતિનિકેતનમાં જીવતા કલાસૌન્દર્યથી ભરપૂર જીવનનો એક ટુકડો લેખિકાએ મૂકી આપ્યો છે. લેખિકા અને તેમનો પરિવાર, તેમના અભ્યાસકાળમાં, ગુરુદેવની નિશ્રામાં ઘણાં વરસો રહેલાં.

સાવ નાની વયે લેખિકાને કલાગુરુ નંદલાલ બોઝ નીચે તાલીમ લેવાનો અનુપમ સુયોગ પ્રાપ્ત થયો. તે નિમિત્તે તેમણે નંદલાલ બોઝ અને ગુરુદેવના જીવન વિશે જે સુંદર શૈલીમાં લખ્યું છે તે એક અનોખી ભાત પાડે છે. તે વખતે શાંતિનિકેતનનું વિદ્યાનું મુક્ત વાતાવરણ, પ્રકૃતિમાં રહીને થતું અધ્યયન, ગુરુદેવની સંગીત-નાટિકાઓની ભજવણી અને તે માટેની નંદલાલ બોઝની 'સ્ટેજ'ની પ્રકૃતિકાર સજાવટ, ગુરુદેવને મળવા આવતા દેશ-વિદેશના કલાકારો, આમ પ્રકૃતિ-ગ્રામકલાઓ અને સંગીતથી ઘડાતાં યુવક-યુવતીઓના એક નાનકડા પણ અદ્‌ભુત જગતમાં લેખિકા આપણને ડોકિયું કરાવે છે. તે આડકથા ગણાતી હોય તો પણ તેની છબીઓ આંખમાં વસી જાય છે."

પી. એમ. વૈષ્ણવે આવા કેટલાક સુંદર અનુવાદો કર્યા છે તે ખૂબ અભિનંદનપાત્ર છે. નિવૃત્તિકાળમાં તેમની પાસેથી આવી સુંદર કામગીરી થતી રહે એ શુભેચ્છા સાથે તેમને પુનઃ અભિનંદન.

આ પુસ્તકનું પ્રાપ્તિસ્થાન છે : પ્રવીણ પુસ્તક ભંડાર,, મ્યુનિ. કોર્પો. સામે, રાજકોટ - ૩૬૦ ૦૦૨.

('જનસત્તા', તા ૯-૧૦-૨૦૦૪)

**રમણલાલ જોશી**



**તંત્રી, રમેશ ઓઝા**

## ધૂમકેતુ નવલિકા પુરસ્કાર

ધૂમકેતુ શતાબ્દી પ્રસંગે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અને ધૂમકેતુ પરિવારે શ્રેષ્ઠ મૌલિક નવલિકાસંગ્રહ માટે 'ધૂમકેતુ નવલિકા પુરસ્કાર' આપવાનો નિર્ણય કર્યો છે. આ અંગેનો બારમો પુરસ્કાર ૨૦૦૪માં અર્પણ કરવામાં આવશે. એમાં પાછલાં ત્રણ વર્ષના પ્રકાશિત થયેલ મૌલિક નવલિકાસંગ્રહને (પ્રથમ આવૃત્તિ) લક્ષ્યમાં લેવામાં આવશે. આ માટે લેખકો, પ્રકાશકો અને સાહિત્યરસિકો પાસેથી લેખક, પ્રકાશક અને પ્રકાશનવર્ષ સાથે નવલિકાસંગ્રહનાં નામોનાં સૂચન મંગાવવામાં આવે છે. તા. ૩૧-૧૦-૨૦૦૪ સુધીમાં મળી જાય તે રીતે વિગતો નીચેના સરનામે મોકલી આપવી :

સંયોજક :
**ધૂમકેતુ નવલિકા પુરસ્કાર**
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ,
અમદાવાદ - ૩૮૦ ૦૦૧

## સ્વ. ચંદ્રકાન્ત પંડ્યાના તૈલચિત્રના અનાવરણનો કાર્યક્રમ

નીડર પત્રકાર, સમાજસેવક તથા 'બાનો ભીખુ' પુસ્તકથી સાહિત્યજગતમાં પ્રતિષ્ઠા પામેલ સ્વર્ગસ્થ ચન્દ્રકાન્ત જેઠાલાલ પંડ્યાની ૮૫મી જન્મતિથિએ તા. ૩૧-૮-૨૦૦૪ના રોજ તેમના વતન ધરમપુર મુકામે તેઓ જે શાળામાં ભણ્યા હતા તે શાળામાં, તેમના તૈલચિત્રનો અનાવરણનો એક કાર્યક્રમ કવિ ઉશનસ્‌ના મુખ્ય મહેમાનપદે તથા શ્રી રમણ પાઠકના અતિથિવિશેષપદે યોજાઈ ગયો.

## ડૉ. દિલીપ મોદીના મુક્તકસંગ્રહ 'હે સખી ! સોગંદ છે મારાં તને'નો લોકાર્પણ સમારોહ

'સાહિત્ય-સંગમ' સુરતના ઉપક્રમે કવિ-ગઝલકાર શ્રી દિલીપ મોદીનો નવો પ્રગટ થયેલો મુક્તકોનો સંગ્રહ 'હે સખી ! સોગંદ છે મારાં તને'નો લોકાર્પણ-સમારોહ લેખક-પ્રકાશક શ્રી નાનુભાઈ નાયકના પ્રમુખપદે તથા મૂર્ધન્ય સાહિત્યકાર શ્રી ભગવતીકુમાર શર્મા અને ગઝલમર્મજ્ઞ ડૉ. રશીદ મીરના અતિથિપદે સુરત મુકામે તા. ૧૯-૯-૨૦૦૪ના રોજ યોજાયો હતો.

## કિરણદેવી સરાફ કાવ્યસ્પર્ધા

કિરણદેવી સરાફ ટ્રસ્ટ અને 'આનંદોત્સવ'ના ઉપક્રમે યોજનારા એક કાર્યક્રમ અંતર્ગત 'ઋતુઓ, પુષ્પો અને પંખીઓ' વિષય ઉપર એક કાવ્યસ્પર્ધાનું આયોજન કરવામાં આવેલ છે. સ્પર્ધકોએ માત્ર એક કવિતાની બે નકલ નીચેના સરનામે ૩૦ નવેમ્બર પહેલાં મોકલી આપવાનું જણાવવામાં આવ્યું છે :

**આનંદોત્સવ**
C/o. ડૉ. યશવંત ત્રિવેદી,
૩૦૧, લિબર્ટી એપાર્ટમેન્ટ્સ,
સરોજિની રોડ,
વિલે-પાર્લે (પશ્ચિમ),
મુંબઈ - ૪૦૦ ૦૫૬.

કલાગુર્જરી(સ્થાપક સંસ્થા)ના ઉપક્રમે તાજેતરમાં ડૉ. યશવંત ત્રિવેદીનાં સાત પુસ્તકોનો લોકાર્પણ સમારંભ મુંબઈમાં યોજાયો હતો.

## સંનિષ્ઠ ગ્રંથપાલ રેણુકા જયેશ દેસાઈનું દુઃખદ અવસાન

અમરોલી (સુરત પાસે)ની કૉલેજમાં ગ્રંથપાલ તરીકે ફરજ બજાવતાં શ્રી રેણુકાબહેનનું તા. ૫-૭-૨૦૦૪ના રોજ દુઃખદ અવસાન થયું છે. તેમના પતિ જયેશભાઈ દેસાઈ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કુલપતિ હતા. તેમનાં કુટુંબીજનોને આ દુઃખ સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે અને સદ્‌ગતના આત્માને ચિર શાંતિ અર્પે એ પ્રાર્થના.

**તંત્રી**

## 'કાવ્યસમૃદ્ધિ'ની વિદેશયાત્રા

ઇમેજે તાજેતરમાં એક મહત્ત્વાકાંક્ષી ગ્રંથનું પ્રકાશન કર્યું. એ ગ્રંથનું નામ છે 'બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ'. તેનું સંપાદન કર્યું છે સુરેશ દલાલે આ ગ્રંથમાં ગુજરાતના આદિ કવિ નરસિંહ મહેતાથી માંડી છેક આજ દિવસ સુધીના તમામ નોંધપાત્ર કવિઓની પ્રતિનિધિરૂપ કવિતાઓનો સમાવેશ થયો છે તેમાં મોટા ગજાના, વિખ્યાત, અલ્પવિખ્યાત, અજાણ્યા એવા બધાં જ કવિઓની કૃતિઓનો સમાવેશ થયો છે. ગુણવત્તાની દૃષ્ટિએ ઊંચી કક્ષાની હોય એવી માત્ર એક જ કૃતિ રચી હોય તેવા કવિની કવિતાનો પણ સમાવેશ થયો છે. અલબત્ત કોઈ પણ કવિની પાંચથી વધુ કૃતિ લઈ શકાઈ નથી. ગુણવત્તાના માપદંડથી કવિઓની એક કે વધુ કવિતાઓ લીધી છે.

### ગ્રંથની વિશિષ્ટતા

મધ્યકાલીન યુગથી આજના યુવાન કવિઓ સુધીના ૬૩૦ કવિઓની ૧૦૦૮ રચનાઓ 'કાવ્યસમૃદ્ધિ'માં સમાવી છે. ગીત, ભજન, આખ્યાન, ખંડકાવ્ય, સોનેટ, ત્રિપદી, ગઝલ, હાઇકુ, તાનકા, પ્રતિકાવ્યો અને અછાંદસ જેવાં સર્વ સ્વરૂપો આવરી લેવાયાં છે. કવિઓના ટૂંક પરિચયઅને કવિતાના વિકાસના સીમાસ્તંભો દર્શાવી ગ્રંથને માહિતીપ્રદ બનાવાયો છે. કવિઓની છબીઓ, હસ્તાક્ષર (ઓટોગ્રાફ), તેમના જ હસ્તાક્ષરમાં કાવ્યો અને અન્ય સુશોભનોથી ગ્રંથને સજાવાયો છે. ૬૮૦ + ૨૦ પાનાનો આ દળદાર ગ્રંથ ડબલડેમી સાઈઝમાં ખાસ પ્રકારના ટકાઉ કાગળ પર છાપ્યો છે. લેધર-લાઇક પાકા પૂંઠાનું બાઇન્ડિંગ ગ્રંથને લાંબો સમય જળવાઈ રહે એવું મહાકોષકીય રૂપ આપી ગ્રંથને રેફરન્સ બુક બનાવે છે.

ગ્રંથની વેચાણકિંમત રૂ. ૧,૦૦૦/- થી ૧,૨૦૦/-ની થવા જાય, પણ ઝાઇડસ કેડિલાના સ્વ. રમણભાઈ પટેલના સ્મરણાર્થે ગ્રંથસૌજન્ય પ્રાપ્ત થયું હોવાથી ગ્રંથની કિંમત ઓછી એટલે કે રૂ. ૫૦૦/- (વિદેશમાં એરમેઇલ ખર્ચ સાથે ૬૨૫/-)ની રાખવામાં આવી છે.

### ગ્રંથના વિદેશપ્રસાર માટે આયોજન

'કાવ્યસમૃદ્ધિ' જેવો ઘરમાં વસાવવા જેવો સ્મરણીય ગ્રંથ વિદેશનાં ગુજરાતી ઘરોમાં પહોંચે તે માટે ઇમેજના શ્રી ઉત્પલ ભાયાણીએ આયોજન કર્યું. વિદેશમાં વસતા સાહિત્યપ્રેમીઓ અને સાહિત્ય-સંસ્થાઓનો સંપર્ક કરવામાં આવ્યો. ભાવકો અને સંસ્થાઓએ ભારે ઉત્સાહ બતાવ્યો અને આયોજનને આવકાર આપ્યો. વિદેશમાં તેર જગાએ 'કાવ્ય-સમૃદ્ધિ'ના કાર્યક્રમો ગોઠવવાનું આયોજન થયું.

વિદેશના કાર્યક્રમોમાં ઇમેજના જ સર્વશ્રી સુરેશ દલાલ, મહેશ દવે અને ઉત્પલ ભાયાણી તો હોય જ, પણ તે ઉપરાંત ત્રણ યુવાન કવિઓ સર્વશ્રી હિતેન આનંદપરા, મુકેશ જોષી અને અંકિત ત્રિવેદી સાથે લઈ જવાનું નક્કી કરાયુ. 'કાવ્યસમૃદ્ધિ'ના એક ગ્રંથનું વજન લગભગ બે કિલોગ્રામ જેટલું થાય છે. તેવા પચીસ-પચીસથી માંડી સો-સો જેટલા ગ્રંથો હવાઈ માર્ગે જુદા જુદા સ્થળે પહોંચાડ્યા. વિદેશના જુદા જુદા સ્થળે રહેવા-કરવાની વ્યવસ્થા અને ખર્ચ જે તે મંડળો કે સર્વશ્રી ચંદુભાઈ મટાણી, નીલેશ રાણા, પન્ના નાયક, નટવર ગાંધી, ચંદ્રકાન્ત શાહ, નીતિન ગોદીવાલા, ડૉ. અશરફ ડબાવાલા, ચંદ્રેશ ઠાકોર અને ચેતન ચોકસી જેવા સ્થાનિક યજમાનો ઉપાડનાર હતા.

### કાર્યક્રમનું સામાન્ય માળખું

વિદેશમાં પ્રત્યેક જગ્યાએ કાર્યક્રમનું માળખું લગભગ સરખું રાખવામાં આવ્યું. શરૂઆતમાં આવકાર, પછી 'બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ' વિશે થોડી માહિતી અને ત્યારબાદ ગુજરાતી કવિતાની આનંદયાત્રા અને સીમાચિહ્નો વિશે સુરેશભાઈ રસપૂર્ણ કાવ્યપાઠ સાથે ઉદાહરણો સહિત કાવ્યોનો આસ્વાદ કરાવતા રહેતા અને ખૂબીઓ ઉઘાડી આપતા હતા. સુરેશભાઈના વાર્તાલાપનો બધી જ જગાએ બહુ સારો પ્રભાવ ને પડઘો પડ્યો. ભારોભાર અભિનંદનનાં પ્રતિભાવ સાંપડ્યો. વક્તવ્યોના આ કાર્યક્રમ પછી વિરામ રાખવામાં આવતો. સારી એવી મોટી સંખ્યામાં આવેલો શ્રોતાગણ વિરામમાં ચા-નાસ્તા સાથે સાથે

'કાવ્યસમૃદ્ધિ' અને ઇમેજનાં બીજાં પુસ્તકોનું પ્રદર્શન નિહાળતો. ધાર્યા કરતાંય મોટા પ્રમાણમાં 'કાવ્યસમૃદ્ધિ' અને બીજાં પુસ્તકોનું વેચાણ થયું.

**કવિ સંમેલન**

વિરામ પછી કાવ્યપઠનનો કાર્યક્રમ રહેતો. અંકિત ત્રિવેદી કાવ્યસંમેલનનું કુશળ સંચાલન કરી સળંગ સૂત્ર બાંધી આપતા એટલું જ નહીં, નર્મ-મર્મ અને શેર-શાયરીનાં છાંટણાંઓથી શ્રોતાગણને આનંદ આનંદ કરાવી દેતા. હિતેન આનંદપરા, મહેશ દવે, અંકિત ત્રિવેદી, મુકેશ જોશી અને સુરેશભાઈ સામાન્ય રીતે બબ્બે કૃતિઓ રજૂ કરતા. સ્થાનિક કવિઓને પણ કાવ્યવાચનમાં ભાગીદાર બનાવતા હતા. ઉત્પલભાઈ તેમની વાર્તાનું પઠન કરતા. આ પ્રમાણેના લગભગ અઢી-ત્રણ કલાકના સાહિત્યિક અને મનોરંજક કાર્યક્રમો બધાં જ સ્થળોએ ભારે સફળતાને વર્યા.

આ પ્રકારે વિદેશનાં અગિયાર સ્થળોએ તેર જેટલા કાર્યક્રમ થયા. સૌ પહેલો કાર્યક્રમ ૨૫/૮ના દિવસે મસકતમાં ઇન્ડિયન સોશિયલ કલબના આશ્રયે થયો. તે પછી ૨૬/૮ ગુજરાતી સમાજના આશ્રયે દુબઈ, ૨૯/૮ ગુજરાત સમાજ અને શ્રુતિ આર્ટ્સના આશ્રયે લંડન, ૩/૯ શ્રી નીલેશ રાણાને ત્યાં યાર્ડલી, ૪/૯ શ્રી દેવેન્દ્ર પીરને ત્યાં ફિલાડેલ્ફિયા, ૫/૯ પાલનપુર સમાજના આશ્રયે ન્યૂયૉર્ક, ૬/૯ ગુજરાતી સમાજના આશ્રયે વૉશિંગ્ટન, ૧૦/૯ બોસ્ટન ગુજરાતી સર્કલના આશ્રયે બોસ્ટન, ૧૮/૯ શિકાગો આર્ટ સર્કલના ઉપક્રમે શિકાગો, ૧૯/૯ સાહિત્ય વર્તુળના આશ્રયે ડિટ્રોઇટ, ૨૪/૯ શ્રુતિ આર્ટ્સના આશ્રયે લેસ્ટર અને ૨૬/૯ ઇન્ડિયન એન્ટવર્પ એસોસિએશનના આશ્રયે એન્ટવર્પમાં કાર્યક્રમો થયા.

**ગૌરવપ્રદ ઘટના : સુરેશ દલાલ ડે**

દેશ કે વિદેશની વિશિષ્ટ વ્યક્તિનું ગૌરવ-સન્માન કરવાની અમેરિકામાં એક ખાસ પ્રથા છે. મેધાવી વ્યક્તિવિશેષની અમેરિકામાં હાજરીના દિવસે તે વ્યક્તિના નામ સાથે જોડી તે વર્ષ પૂરતો તે દિવસ તેમના નામે ઊજવાય છે.

છઠ્ઠી સપ્ટેમ્બર, ૨૦૦૪ના દિવસે 'બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ'નો કાર્યક્રમ વૉશિંગ્ટનમાં થયો. તેના અનુસંધાને ગુજરાતની કવિ વિભૂતિ સુરેશ દલાલને સન્માનવાની તક અમેરિકન સરકારે ઝડપી લીધી. સુરેશ દલાલની કવિતા, તેમના સાહિત્ય અને ખાસ કરીને તેમના 'બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ'ના વિશિષ્ટ સંપાદનને પોંખવા કોલંબિયા ડિસ્ટ્રિક્ટના ગવર્નરે ૬-૯-૨૦૦૪ના દિવસને 'ડૉ. સુરેશ પી. દલાલ ડે' તરીકે જાહેર કરવાનું 'પ્રોકલેમેશન' જારી કર્યું. સામાન્ય સંજોગોમાં આવું 'પ્રોકલેમેશન' વૉશિંગ્ટનના મેયરના હાથે સુરેશભાઈને અર્પણ થાય અને મેયર જ મેદની સમક્ષ 'પ્રોકલેમેશન' વાંચે; પણ મેયર તે દિવસે હાજર ન હોઈ, અમેરિકાના ઉચ્ચ વહીવટી હોદ્દેદાર શ્રી નટવર ગાંધીએ 'પ્રોકલેમેશન' વાંચ્યું અને સુરેશભાઈને અર્પણ કર્યું.

અસંખ્ય પ્રકાશનો, સાહિત્ય-સિદ્ધિ અને ભારત તથા અમેરિકા વચ્ચે સાહિત્ય અને સંસ્કારના સેતુ બનવા માટે સુરેશભાઈને આ સન્માન-ગૌરવ અપાયું. ભારતીય ભાષાઓમાં લખનારાઓમાંથી ગુજરાતીમાં લખનાર સાહિત્યકારને મળતું આ સર્વપ્રથમ ગૌરવ-સન્માન છે. અમેરિકામાં વસતા લાખો ગુજરાતીઓ તેમજ સમગ્ર ગુજરાત માટે આ વિરલ ઘટના છે.

કાવ્યસમૃદ્ધિની વિદેશયાત્રાએ વિદેશમાં વસતા ગુજરાતીઓમાં કવિતા માટેનો અતીતરાગી (nostalgic) પ્રેમ ઉજાગર કર્યો. પોતે નાનપણમાં વાંચેલી, સાંભળેલી, શાળામાં ભણેલી કવિતાઓ જોઈ, વાંચી ઘણાં બિનનિવાસી ગુજરાતીઓને અનહદ આનંદ થયો. ભુલાઈ ગયેલા તે આખાં પદ, ગીત, આખ્યાન, ભજન, ગઝલ તેમને મુદ્રિત રૂપે મળતાં થયેલા આનંદને કારણે જ 'કાવ્યસમૃદ્ધિ'ને ધાર્યા કરતા ઘણો મોટો આવકાર મળ્યો.

વિદેશમાં વસતા ગુજરાતીઓમાં ગુજરાતી સાહિત્ય અને ખાસ કરીને કવિતામાં વાચનરુચિ અને રસ ખીલવવાનો ઇમેજે સ્તુત્ય પ્રયાસ કર્યો છે.

**રમેશ ઓઝા**



દિનકર જોશી

સંસ્કૃત શબ્દકોશોમા આખ્યાન શબ્દનો અર્થ આ રીતે આપવામાં આવ્યો છે – આખ્યાન એટલે કહેવું. આમાં એક બીજો અર્થ એવો પણ દર્શાવાયો છે કે પૂર્વનું વૃત્તાંત કહેવું. આમ આખ્યાન એટલે માત્ર કથા એવો સીમિત અર્થ અભિપ્રેત નથી પણ જે કંઈ કહેવાય છે એ પૂર્વનું વૃત્તાંત એટલે કે ઇતિવૃત્ત પર આધારિત કથન એવો અર્થ દર્શાવાયો છે. આનો અર્થ એ થયો કે આખ્યાન હંમેશાં જે કોઈ વૃત્તાંત અથવા ઘટના ખરેખર બની ગઈ હોય એટલે કે જે ઇતિહાસ હોય એનો જ આશરો લઈને કહેવાયેલી વાત. મહાભારત કથાનો આરંભ કરતી વેળાએ ઉગ્રશ્રવાએ આદિપર્વ શ્લોક ૧/૧૮માં પોતે જે કથા કહેવા જઈ રહ્યા છે એ કથાનો પરિચય આ રીતે આપ્યો છે – तस्याख्यानवरिष्ठस्य – આ કથા આખ્યાનોમાં સર્વશ્રેષ્ઠ છે આમ મહાભારતની કથા પણ ઇતિહાસ છે, ઇતિવૃત્ત છે, ખરેખર બની ગયેલી ઘટના છે એનો સ્પષ્ટ નિર્દેશ અહીં પ્રાપ્ત થાય છે.

આમ છતાં મહાભારતનું જે સ્વરૂપ આજે આપણી સમક્ષ ઉપલબ્ધ છે એ આખેઆખું આખ્યાન એટલે કે ઇતિહાસ હોય એવી સંભાવના નહિવત્ છે. મૂળમાં જે માત્ર કુરુકથા એટલે કે કૌરવો અને પાંડવો વચ્ચેના સંઘર્ષની કથા છે એને સમયાંતરે જુદાં જુદાં કથાનકો, ઉપદેશો, સંવાદો તથા ચર્ચાઓ ઉમેરીને પુષ્ટ કરી દેવામાં આવી હોય એ વધુ બુદ્ધિગમ્ય લાગે છે. આદિપર્વના જ શ્લોક ૧/૧૦૨માં એવો સ્પષ્ટ ઉલ્લેખ છે કે મહર્ષિ વ્યાસે કશા ઉપાખ્યાનો વિનાની ૨૪,૦૦૦ શ્લોકોની આ ભારત-સંહિતા રચી છે. આનો અર્થ એવો થયો કે આ અસલ કુરુકથા માત્ર ૨૪,૦૦૦ શ્લોકોની જ હોવી જોઈએ અને એમાં ક્યાંય એક પણ ઉપકથા, આડકથા કે ઉપાખ્યાન સંમિલિત નહિ હોય. મહાભારતના જે ત્રણ સ્તરની વાત કરવામાં આવે છે એમાં ૨૪,૦૦૦ શ્લોકની આ ભારતસંહિતાને બીજો સ્તર ગણવામાં આવ્યો છે. આ સંહિતાના પહેલા સ્તર તરીકે જય-સંહિતાને આગળ ધરવામાં આવે છે. जयनामेतिहासोऽयम् આવો ઉલ્લેખ મહાભારતમાં બેત્રણ જગ્યાએ મળે છે ખરો એટલે આ ઇતિહાસનું નામ જય છે એવો અર્થ તારવીને આદિપર્વ શ્લોક ૧/૮૧ને ટાંકવામાં આવે છે. જેમાં સ્વયં વ્યાસ એવું કહે છે કે – अष्टौ श्लोकसहस्राणि अष्टौ श्लोकशतानि वा એટલે કે આ ગ્રંથમાં ૮,૮૦૦ શ્લોક છે. આ કથનના આધારે મૂળ કથાનક ૨૪,૦૦૦ શ્લોકની ભારતસંહિતા નહિ પણ આ ૮,૮૦૦ શ્લોકની જયસંહિતા હોવું જોઈએ એવું ધારવામાં આવ્યું છે. આપણી ભાષાના પ્રકાંડ પંડિત અને શાસ્ત્રજ્ઞ શ્રી કે. કા શાસ્ત્રીએ અત્યારના ઉપલબ્ધ ગ્રંથમાંથી આવા ૮,૮૦૦ શ્લોક તારવીને સંક્ષિપ્ત કુરુકથા એટલે કે જયસંહિતાની રચના કરી છે. વિદેશોમાં પણ મૂળ જયસંહિતાને અલગ તારવવાના વિવાદો થયા છે અને ક્યાંક આવી રચના અલગ પણ કરવામાં આવી છે.

પણ એવું લાગે છે કે જયસંહિતાની ગણતરીમાં એકપક્ષી વિચારણા થઈ છે. કેમ કે ઉપર ટાંકેલા આદિપર્વના ૧/૮૧ શ્લોકના આધારે જો આ સંહિતાને ૮,૮૦૦ શ્લોકોની કહીએ તો આ જ શ્લોકનું બીજું ચરણ આ પ્રમાણે છે – अहं वेद्मि शुको वेत्ति संजयो वेत्ति वा न वा । આનો અર્થ એ થયો કે આ ગ્રંથમાં એવા ૮,૮૦૦ શ્લોકો છે કે જેનો અર્થ માત્ર હું જ સમજું છું, શુકદેવ સમજે છે અને સંજય સમજે છે કે નહિ એ નિશ્ચિત નથી. વ્યાસ સ્વયં રચયિતા છે એટલે એ તો સમજે જ અને એમણે ગ્રંથની રચના કર્યા પછી પુત્ર શુકદેવને આ ગ્રંથ ભણાવ્યો છે એટલે એ પણ સમજે છે. સંજય વિશે કશું નિશ્ચિત ન કહેવાય કેમકે એણે આ ગ્રંથનો અભ્યાસ નથી કર્યો; માત્ર આ ગ્રંથમાં વર્ણવેલા

કથાનકોને નજરોનજર જોયાં છે. (વ્યાસ અને શુકદેવની સમકક્ષ સંજયનો આ ઉલ્લેખ આ લખનારને મન ભારે આશ્ચર્યકારક છે. આનું કારણ એ છે કે સંજય તો ધૃતરાષ્ટ્ર સમક્ષ આ કથાનકો વર્ણવવા માટેનું એક ઉપકરણ માત્ર છે. ટીવીના પડદા ઉપર જે કંઈ રજૂ થાય એ બધું શ્રોતા સમજી કે માણી શકે પણ સ્વયં પડદો તો નિમિત્ત માત્ર છે. સંજય રાજા ધૃતરાષ્ટ્રનો સારથિ હતો અને મંત્રી પણ હતો. પણ એથી કરીને કંઈ એની બૌદ્ધિક કે આધ્યાત્મિક કક્ષા વ્યાસ કે શુકદેવ સાથે કઈ રીતે મૂકી શકાય ?) આથી ઊલટું, એમ કહેવું હોય તો કહી શકાય એમ છે કે જ્યારે વ્યાસે આ ગ્રંથ ગણપતિ પાસે લખાવ્યો ત્યારે બંને વચ્ચે એવી સમજૂતી થઈ હતી કે લખાવતી વખતે વ્યાસે એક ક્ષણ પણ અટકવું નહિ, અસ્ખલિત લખાવતા રહેવું અને ગણપતિની કલમ ક્યાંય અટકે નહિ. આ સમજૂતીનો સ્વીકાર કરતી વખતે વ્યાસે વળતી શરત કરેલી કે ગણપતિએ એક પણ શ્લોક કે એક પણ અક્ષર સમજ્યા વિના લખવો નહિ. ગણપતિને જ્યાં ન સમજાય ત્યાં એમણે અટકીને વિચારવું એવો આનો અર્થ થતો હતો. હવે આદિપર્વના જ ૧/૮૨માં એવું કહ્યું છે કે વચ્ચે વચ્ચે વ્યાસ એવા ગૂઢ શ્લોક રચતા ગયા કે સર્વજ્ઞ ગણેશજી પણ એને સમજી શકતા નહોતા અને એટલે વિચારવા માટે અટકી જતા હતા. સંભવ એવોય છે કે આવા ૮,૮૦૦ શ્લોકો આ ગ્રંથમાં સ્થાન પામ્યા હોય અને આ શ્લોકો વિશે જ વ્યાસજી કહેતા હોય કે – अहं वेद्मि शुको वेत्ति संजयो वेत्ति वा न वा । આમાં મૂળ કુરુકથા એટલે કે જયસંહિતા ૮,૮૦૦ શ્લોકની હતી એવી કોઈ સ્પષ્ટતા નથી.

આમાં ગૂંચવી નાખે એવી બીજી એક વાત તો એ છે કે આદિપર્વના ૧/૧૦૧માં એવું પણ લખાયું છે કે ઉપાખ્યાનો સહિતના આ આદિગ્રંથ મહાભારતમાં એક લાખ શ્લોકનો સમાવેશ થયો છે. સાચી વાત તો એ છે કે હરિવંશની શ્લોકસંખ્યા બાદ કરીએ તો મહાભારતની ઉપલબ્ધ ગીતા પ્રેસ આવૃત્તિમાં અત્યારે ૮૬,૦૦૦ શ્લોકો છે અને પૂનાની અધિકૃત વાચનામાં ૭૪,૦૦૦ શ્લોકો છે.

ઉપલબ્ધ મહાભારતની વર્તમાન આવૃત્તિમાં – પછી એ ગીતા પ્રેસ હોય કે અધિકૃત વાચના – ઉપાખ્યાનોની સંખ્યા કેટલી છે અને એનો વિસ્તાર કેટલો છે એ વિશે કશું પણ ટકોરાબંધ કહી શકાય નહિ. આનું કારણ એ છે કે એકના એક કથાનકને એક વિદ્વાન ઉપકથા પણ કહી શકે છે અને બીજો વિદ્વાન એ કથાનકને મૂળ કુરુકથાનો એક અંશ પણ ચોકસાઈપૂર્વક કહી શકે એમ છે. દા.ત. ગંગોપાખ્યાન, શિખંડી ઉપાખ્યાન અથવા પરીક્ષિત કે જનમેજય ઉપાખ્યાન. ગંગાનું પૃથ્વી ઉપર અવતરણ તથા વસુઓની કથા એને ઉપાખ્યાન જરૂર કહી શકાય પણ એ સાથે જ, આ કથાનકોને કારણે જ ગંગા કુરુકુળના આદિ પુરુષ શંતનુની પત્ની બની અને એના પેટે ભીષ્મનો જન્મ થયો. ભીષ્મની આ જન્મ-કથા મૂળ મહાભારત કથાનો જ એક અંશ કહેવાય. એ જ રીતે ભીષ્મના વધ માટે કારણભૂત શિખંડીની ઉપકથાને પણ મૂળ કથામાંથી બાદ કરી શકાય એમ નથી. રાજા પરીક્ષિતને તક્ષક નાગે ડંખ દીધો અને પછી જનમેજયે સર્પસત્ર યજ્ઞ કર્યો – આ કથાનકો પણ જો ઉપકથા તરીકે જુદાં તારવી લઈએ તો તરત જ પ્રશ્ન પેદા થાય. જનમેજયના સર્પસત્ર વિના આ આખું મહાભારત ઉગ્રશ્રવાએ કહ્યું જ કોને હોત ? આવાં સંખ્યાબંધ ઉપાખ્યાનોને ગણાવી શકાય એમ છે.

આથી ઊલટું, કેટલાંક વિસ્તૃત ઉપાખ્યાનો એવાં પણ છે કે જો એને આખેઆખાં બહાર કાઢી લઈએ તો પણ કથાના અસલ પ્રવાહને કોઈ બાધા આવતી નથી. આવાં ઉપાખ્યાનોમાં શકુંતલોપાખ્યાન, યયાતિ ઉપાખ્યાન, નળ-દમયંતીનું ઉપાખ્યાન અને રામોપાખ્યાનને ગણાવી શકાય. આ એવાં ઉપાખ્યાનો છે કે મૂળ કથાપ્રવાહને સમજવામાં એનો કશો ઉપયોગ નથી. માત્ર તત્કાલીન ઘટનાને અથવા એ ઘટના સાથે સંકળાયેલાં પાત્રોની મનોભૂમિકાને સ્ફુટ કરવા પૂરતું જ આ કથાનકોનું મહત્ત્વ છે. આમ કહેવું હોય તો કહી શકાય કે આવાં ઉપાખ્યાનો મુખ્યત્વે બે પ્રકારનાં છે. પહેલા પ્રકારનાં ઉપાખ્યાનો મૂળ કથાનકના અંશો બનીને જ સ્થાન પામ્યાં છે.

બીજા પ્રકારનાં ઉપાખ્યાનો માટે આવું કહી શકાય એમ નથી. આ બીજા પ્રકારનાં આખ્યાનો અમુક હદે મૂળ કથાનકને સહાય જરૂર કરે છે એમ કહી શકાય.

મહાભારતનો આરંભ જ ઉત્તંકોપાખ્યાનથી થાય છે. તક્ષક નાગ બ્રાહ્મણપુત્ર ઉત્તુંકના સુવર્ણ કુંડળને ચોરી ગયો. આના કારણે રોષે ભરાયેલા ઉત્તુંકે જનમેજય પાસે આવીને, તક્ષક નાગ ઉપરના પોતાના વેરની વસૂલાત માટે, જનમેજયને પિતા પરીક્ષિતને આ તક્ષક જ ડસ્યો હતો એ ભુલાઈ જવાયેલું વેર યાદ કરી આપ્યું. સર્પસત્ર યજ્ઞની પ્રેરણામાં જનમેજયની વેરભાવના નથી પણ ઉત્તુંકની છે. ચોરાયેલાં આ સુવર્ણ કુંડળની કથા અને એ કથાની આડકથા જેવા જરત્કારુ, આસ્તિક વગેરેનાં વિસ્તૃત વર્ણનો અહીં કહેવામાં આવ્યાં છે. મૂળ કથાનકમાં ઉત્તુંકે જનમેજયને સર્પસત્ર યજ્ઞ માટે પ્રેર્યો આટલું જ ઉપયોગી છે. બાકી સઘળી ઉપકથાઓ મૂળ કથાનકોનો અંશ બની શકે એવી નથી પણ ઉત્તુંકની આ પ્રેરણાને સમજવામાં સહાયરૂપ થાય એવી અવશ્ય છે. આદિપર્વમાં કહેવાયેલું આ ઉત્તુંકોપાખ્યાન ફરીવાર પાઠભેદ સાથે આશ્વમેધિક પર્વમાં પણ કહેવામાં આવ્યું છે. એ જ રીતે એવાં પણ કેટલાંક આખ્યાનો છે કે જે મહાભારત ઉપરાંત અન્યત્ર પણ કહેવાયાં છે. ચ્યવન ઋષિનું આખ્યાન આદિપર્વ તથા વનપર્વ એમ બે વાર કહેવાયું છે. ચ્યવન ઋષિની આ કથાનું મૂળ છેક ઋગ્વેદમાં પણ મળે છે. ઋગ્વેદ ઉપરાંત શતપથ બ્રાહ્મણમાં પણ ચ્યવન ઋષિની કથા કહેવાયેલી છે. મહાભારતના વનપર્વમાં કહેવાયેલું ઋષ્યશૃંગ ઋષિનું ઉપાખ્યાન આખેઆખું રામાયણના બાલકાંડમાં પણ એટલી જ વિગતથી કહેવાયું છે. કેટલાંક ઉપાખ્યાનો એવાં પણ છે કે જેને ન તો મૂળ કથા સાથે કોઈ સંબંધ હોય કે ન તો કથાની તત્કાલીન ઘટના કે એના પાત્રની ભૂમિકાને એ સહાયભૂત થતાં હોય. આવાં કથાનકોને વિદ્વાનોએ, કોઈએ એને શૈવમત કે વૈષ્ણવ મતને પ્રસારિત કરવા ઘુસાડી દીધાં હોય એવાં કહ્યાં છે. દા.ત. વનપર્વમાં આવેલું મુદ્‌ગલ ઋષિનું આખ્યાન બ્રાહ્મણ પુરોહિતોએ દાખલ કરી દીધું હોય એવું કહેવાય છે. દ્રોણપર્વમાં રાજા સંજય અને એના પુત્ર સુવર્ણષ્ઠીવીની આડકથા કહેવામાં આવી છે. આ સુવર્ણષ્ઠીવી એવો પુત્ર હતો કે એનો સ્પર્શ જ્યાં પણ થાય એ સુવર્ણ બની જાય એટલું જ નહિ, એનાં મળમૂત્ર સુધ્ધાં સુવર્ણમય હતાં એવું લખાયું છે. (અંગ્રેજીમાં આપણે જેને Midas-touch કહીએ છીએ એ કથાનક પણ અહીં સ્મરણમાં રાખવા જેવું છે.) આ ઉપકથા અત્યંત મૂર્ખતાપૂર્ણ અને એક પણ હેતુ સારી શકવાને અસમર્થ છે. આવાં બીજાં ઉપાખ્યાનો પણ તારવી શકાય એમ છે.

આ ઉપાખ્યાનોની કુલ સંખ્યા ચોકસાઈથી કહી શકાય એમ નથી. ક્યાંક ક્યાંક જેને ઉપકથા કે ઉપાખ્યાન પણ ન કહી શકાય એવી નાની નાની પ્રસંગકથાઓ સુધ્ધાં આપવામાં આવી છે. રાજા હયગ્રીવ અને રાજા માંધાતાની કથાઓને આવા વર્ગમાં મૂકી શકાય. એક અંદાજ પ્રમાણે મુખ્ય ઉપાખ્યાનોની સંખ્યા ૫૦ છે. લઘુ ઉપાખ્યાનોની સંખ્યા ૨૪ છે અને જેને માત્ર કથાઓ કે ઉપકથાઓ જ કહી શકાય એની સંખ્યા ૨૭ છે. આ આંકડા એ નર્યો અંદાજ છે, ચોકસાઈ નથી.

આ ઉપરાંત, મહાભારતમાં સંવાદો કે ઉપદેશો પણ ખાસ્સા વિસ્તારથી કહેવામાં આવ્યા છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા આવો એક સંવાદ જ છે. એને આપણે ઉપદેશ પણ કહી શકીએ. કોઈ કોઈ વિદ્વાનોએ આવા સંવાદો અને સંવાદો દ્વારા અપાયેલા ઉપદેશોની સંખ્યા ૮૦ જેટલી ગણેલી છે. શાંતિપર્વ અને અનુશાસનપર્વ આખેઆખા જ્ઞાન અને ઉપદેશોથી જ ભરેલા છે. આ બે પર્વોની શ્લોકસંખ્યા ૨૨,૦૦૦ કરતાંય વિશેષ થાય છે. આ ઉપરાંત જો વનપર્વને પણ ગણતરીમાં લઈએ તો આ પર્વમાં પણ પાંડવોના અરણ્યવાસ દરમિયાન જુદા જુદા ઋષિઓ સાથે ખાસ કરીને આચાર્ય ધૌમ્ય સાથે રાજા યુધિષ્ઠિરને જે પ્રશ્નો થયા છે, જે સંવાદો થયા છે અને જે ધર્મચર્ચા થઈ છે આ બધી વાતો છે. એની શ્લોકસંખ્યા પણ ૧૧,૬૦૦ જેટલી છે. આમ આ ત્રણ પર્વોને ગણતરીમાં લઈએ

તો લગભગ ત્રીજા ભાગ ઉપરાંતનું મહાભારત આવી જ્ઞાનચર્ચાઓનું જ બનેલું છે એમ કહી શકાય.

મહાભારતમાં મૂળ કથાનકો અને એને સહાય કરતી આખ્યાનકથાઓનો અનુવર્તી સંસ્કૃત સાહિત્ય ઉપર જબરદસ્ત પ્રભાવ રહેલો છે. એકના એક કથાનકને જુદા જુદા સર્જકોએ જુદી જુદી રીતે જોયાં છે અને જુદા જુદા ઢાંચામાં એનાં અનુસર્જનો કર્યાં છે. કાવ્ય, નાટક આદિ સાહિત્યિક કલેવરોમાં આ સઘળાં કથાનકો સર્જાયાં અને પછી આજે હજારો વરસ પછી પણ મહાભારતની જેમ જ આપણી વચ્ચે જીવંત રહ્યાં છે. આવા કેટલા સંસ્કૃત ગ્રંથો હશે એનો કોઈ ચોક્કસ અંદાજ તો મેળવી શકાતો નથી પણ એક ઉપલબ્ધ યાદી પ્રમાણે ૧૭ મહાકાવ્યો કે ખંડકાવ્યો રચાયાં છે અને ૫૪ જેટલાં નાટકો આજની તારીખે હાથવગાં થાય છે. આ ઉપરાંત જેને અપદ્યાગદ્ય એટલે કે ચંપુ કહેવામાં આવે છે એ ઢાંચામાં પણ ૩૫ જેટલી કૃતિઓ મળી આવે છે. આમ એકલી સંસ્કૃત ભાષામાં જ આવી ૧૦૬ રચનાઓ છે. એ તો નિર્વિવાદ છે કે સંસ્કૃત સિવાયની અન્ય ભારતીય ભાષાઓમાં પણ આ કથાનકો ઉપર જ સેંકડો કૃતિઓ રચાઈ ચૂકી છે.

રામાયણ, મહાભારતના પ્રમાણમાં સીધી સાદી અને સરળ કથા છે. એની રચના જ એવી છે કે બાલકાંડ તથા ઉત્તરકાંડ છોડી દઈએ તો સમગ્ર કથા એક સરળ પ્રવાહમાં જ વહે છે. વિદ્વાનોએ બાલકાંડ અને ઉત્તરકાંડને ક્યારેક પ્રક્ષિપ્ત પણ ગણ્યા છે. આ બંને કાંડમાં કેટલીક ઉપકથાઓ મળે છે ખરી પણ એનો વિસ્તાર કે ઘટાટોપ મહાભારત જેવો નથી. અગાઉ દર્શાવ્યું છે એમ ઋષ્યશૃંગના ઉપાખ્યાન ઉપરાંત વસિષ્ઠ-વિશ્વામિત્ર, ગંગાવતરણ અને અહલ્યા જેવાં કથાનકો બાલકાંડમાં કહેવાયાં છે. આમાંય અહલ્યાનું જે કથાનક બાલકાંડમાં કહેવાયું છે એનાથી વિપરીત સ્વરૂપે ઉત્તરકાંડમાં કહેવાયું છે. જોકે રામાયણનાં આ ઉપાખ્યાનો મહાભારતની જેમ મૂળ કથાનકથી સાવેસાવ અળગાં કરી શકાય એમ નથી. ગંગાવતરણ કે અહલ્યાના કથાનકથી રામના પાત્રને કે રામાયણની કથાને એક ચોક્કસ આકાર મળે છે. ઉત્તરકાંડમાં રાવણના પૂર્વજીવનની વિગતે વાત કરવામાં આવી છે અને આ વિગતો કદાચ એટલા માટે ઉમેરવામાં આવી હોય કે યુદ્ધકાંડ સુધીના રાવણના પાત્રમાં જે કેટલીક વિસંગતિઓ દેખાય છે એનું સમાધાન કરી શકાય. દા.ત. રાવણ સીતાનું અપહરણ કરીને પૂરાં બે વરસ સુધી એને અશોકવાટિકામાં રાખે અને છતાં એનો સ્પર્શ સુધ્ધાં કરે નહિ એ વાત જો કોઈના ગળે ઊતરે નહિ તો એના સમાધાન માટે ઉત્તરકાંડમાં વેદવતિ અને નલકુબેરની વાત કહેવામાં આવી છે. જોકે ઉત્તરકાંડમાં એવાં કેટલાંક કથાનકો છે કે જેને કારણે પૂર્વે કહેવાયેલી વાતો સાથે વિરોધાભાસ પેદા થાય છે.

ઉપાખ્યાનો વખતોવખત પાછળથી ઉમેરવામાં આવ્યાં હોવાની સંભાવનાને કારણે તત્કાલીન સામાજિક ભૂમિકા, ધાર્મિક મતમતાંતરો અને નીતિવિષયક માન્યતાઓ પણ એમાંથી જાણી શકાય છે. કેટલાંક કથાનકો વખત જતાં પંચતંત્ર કે હિતોપદેશની વાતોમાં પણ વણી લેવામાં આવ્યાં હોય એવી પૂરેપૂરી સંભાવના છે. કોઈ કોઈ ઉપાખ્યાનો તો એટલાં સુંદર છે કે એને આજે હજારો વરસ પછી પણ શાશ્વત સ્વરૂપે સ્વીકારી શકાય. શાંતિપર્વમાં મૃત બાળકના દેહને અગ્નિસંસ્કાર આપવા સ્મશાનમાં આવેલા એના શોકાતુર પરિવારજનો સાથે, સ્મશાનમાં વસેલાં એક ગીધ અને એક શિયાળ જે રીતે સંવાદ કરે છે એ અદ્ભુત છે. ગીધ અને શિયાળ આ બંને ખરેખર તો આ મૃત બાળકના મૃતદેહનું માંસ ખાવા માગતા હોય છે પણ જે રીતે ધર્મનો આશરો લઈને પરસ્પર જ્ઞાનચર્ચા કરે છે અને શોકાતુર પરિવારજનોને ભ્રમિત કરે છે એ આજે એકવીસમી સદીમાં પણ ભારે યથાર્થ છે. સત્તાના સિંહાસન માટે આપણા રાજકીય પક્ષો જે રીતે દેશના મતદારોને ભ્રમિત કરે છે અને રાષ્ટ્રસેવા, સમાજસેવા, પ્રજાકલ્યાણ, ગરીબોનો ઉદ્ધાર, લઘુમતીઓનું રક્ષણ, માનવ-અધિકાર – આ બધી જે વાતો કરે છે એ બધી જ મહર્ષિ વ્યાસે આ ઉપાખ્યાનમાં ગીધ અને શિયાળના

મોઢે મૂકેલી છે. એવું જ બીજું કથાનક શાંતિપર્વમાં કહેવાયેલી ઉંદર-બિલાડાની વાત પણ કહી શકાય. ભયમાં આવી પડેલા આ બે જન્મજાત શત્રુઓ મિત્રો બને અને પછી આ મૈત્રીમાં પણ જે શાશ્વત વહેવાર છે એની કથા ખૂબ સુંદર રીતે કહેવાઈ છે. મૈત્રી હોવા છતાં જે પ્રકૃતિજન્ય છે એને સમજવું અને વહેવારની મર્યાદા આંકવી એટલે શું આ બધું એક ઉંદર જેવા ક્ષુદ્ર જંતુના મોઢેથી રસપ્રદ રીતે કહેવાયું છે.

રામાયણ તથા મહાભારતનાં – મુખ્યત્વે મહાભારતનાં કેટલાંક ઉપાખ્યાનોને તારવીને, એનું બુદ્ધિપૂર્વક ચયન કરીને જો આજના સંદર્ભમાં એની સમીક્ષા કરવામાં આવે તો એક રસપ્રદ આયામ બની રહે એમ છે.



## તમે

ઘાસલીલાએ ઝળળ ઝાકળ... તમે;
નમ્ર મુજ દિલ કાજ પળ બે પળ તમે !

દુર્દશા, પણ કોણ, ને કોના વિશે ?
વસ્ત્ર હું, મુજમાં મને સળ સળ તમે !

હર્ષ હો કે શોક; આંખે આંસુઓ;
છું તરસતું જળ, મને વાદળ તમે !

હું જ વાંચું, કોઈ વાંચી ના શકે
એ જ છો મારા વિશે કાગળ તમે !

એકધારો સંગ નવ નોખો 'અગમ';
ખળ...ખળળ વ્હેતી નદીનું જળ તમે !

**'અગમ' પાલનપુરી**

## તને

માન દર્પણ, જે મળે ઝળહળ તને;
હર પિછાણે તું જ છે આગળ તને !

નાવ એની તું કરી રમજે ભલે;
મોકલું છું પ્રેમનો કાગળ તને !

મૌન હું તો થઈ ગયો પોકાર દઈ;
તું જ પડઘે છે હવે સાંભળ તને !

હર્ષ નિત ફૂટે તને તેવું કરું;
પુષ્પતા પર બહુ ગમે ઝાકળ તને !

જ્યાં લગી છું; 'તું જ તું'...છે દિલ મહીં;
છે અગમ-અસ્તિત્વ પણ સાંકળ તને !

**'અગમ' પાલનપુરી**

# ચોસ્ટન સાથેના કામનો અનુભવ

દુષ્યન્ત પંડ્યા

(૨૪)

કરાંચીમાં હતો ત્યારે ઇંગ્લૅન્ડ, ચીન અને ઇટલી એ ત્રણ વિદેશોનાં માનવીઓના વધતાઓછા પરિચયમાં આવવાનું સૌભાગ્ય સાંપડ્યું હતું. અહીં મુંબઈમાં એક વલંદાના પરિચયમાં આવવાની તક સાંપડી. એ વલંદા–ડચ–ગૃહસ્થ તે મિ. યોસ્ટન (Josten). એ માદામ મોન્તેસોરીના ભારત છોડી જવા પછીથી – માદામે સને ૧૯૪૮માં ભારત છોડ્યું હતું અને પોતાને સ્વદેશ ઇટલીમાં વસવાને બદલે હોલન્ડમાં વસવાનું પસંદ કર્યું હતું. તેમની પછીથી – ૧૯૫૦માં શ્રી યોસ્ટન ભારતવાસી બન્યા હતા અને, ભારતમાં જુદે જુદે સ્થળે મોન્તેસોરી પદ્ધતિના તાલીમવર્ગો ચલાવતા હતા. એમનો પ્રથમ તાલીમવર્ગ એપ્રિલના આરંભથી તે જૂનના અંત સુધી ચાલ્યો. માદામ સાથે મેં કરાંચીમાં કામ કર્યું હતું અને એમની સાથે પત્રવ્યવહાર પણ ચાલુ હતો એટલે, ગુજરાતી વર્ગની જવાબદારી એમને સોંપાઈ તેનું બહુ આશ્ચર્ય નથી.

યોસ્ટને ભારત આવી ભારતવાસીનો પહેરવેશ અપનાવી લીધો હતો. એ છૂટ પાટલીનું ધોતિયું, ખાદીનો ઝભ્ભો અને તેની ઉપર બંડી પહેરતા. પગમાં ચંપલ પહેરતા. એમના વાનને અને વાળને લઈને જ એ પરદેશી તરીકે ઓળખાઈ શકાતા હતા.

મારિયોની ઇટેલિયન કાર્યશૈલી કરતાં યોસ્ટનની ડચ કાર્યશૈલી ઠીક ઠીક ભિન્ન હતી. મારિયોનો કોઈ પણ વર્ગ એમનાં છમકલાં કે નખરાં વિનાનો ન હોય એટલે, કલાક દોઢ કલાકમાં ત્રણચાર વર્ગ ખડખડાટ હસી પડે. આ ડચ ગૃહસ્થ યોસ્ટન ગંભીર પ્રકૃતિના હતા. વર્ગમાં કદી એ નખરાં કરતા નહીં, મારિયોની જેમ આંખો મિચ-મિચાવતા નહીં કે બીજી રીતે પણ હસાવવાનો યત્ન કરતા નહીં. એમનું પ્રવચન કે સાધનોનું નિદર્શન ગંભીર પણ પ્રસન્ન રહેતું. એથી વિશેષ અગત્યનું તો એ હતું કે, શિક્ષણના સિદ્ધાંતની માંડણીમાં શું કે શૈક્ષણિક સાધનોના વપરાશના નિદર્શનમાં શું યોસ્ટન અજબના પદ્ધતિસર અને ચોકસાઈવાળા હતા. સાધનાનો નિદર્શનનાં નાનામાં નાનાં પગલાંઓને એમણે ક્રમબદ્ધ કર્યાં હતાં અને દરેક પગલું, ઉચિત ક્રમમાં, ઉચિત સમયે અને ઉચિત રીતે એ નિદર્શિત કરતા. ઇટેલિયન ભાષામાં 'ડ' અને 'ટ' ઉચ્ચારણો નથી, ડચ ભાષામાં તેવું નથી એટલે, યોસ્ટનનું અંગ્રેજી ઉચ્ચારણ પણ રમૂજ ન ઉપજાવતું.

સને ૧૯૧૧માં માદામ મોન્તેસોરીએ ઇટેલિયનમાં લખેલા મૂળ પુસ્તકના ૧૯૧૭માં થયેલો અંગ્રેજી અનુવાદ વાંચી, એનાથી પ્રભાવિત થઈ, સ્વ. ગિજુભાઈ બધેકાએ ગુજરાતમાં બાલશિક્ષણનો પાયો નાખ્યો હતો. એમણે પોતે ભાવનગરમાં પ્રથમ બાલમંદિરનો આરંભ કર્યો તેના પહેલા દિવસના અનુભવો એમણે નોંધ્યા છે તે રસપ્રદ છે. બાળકોને કશું કહેવાય નહીં, એમને શિક્ષા નહીં કરાય અને એમને જે કરવું હોય તે કરવા દેવાય : આ સિદ્ધાંતોને ગિજુભાઈએ પકડી રાખ્યા હતા એટલે, પહેલે દહાડે એમના બાલમંદિરમાં બાળકોએ આઝાદી અનુભવેલી, ધમાચકડી મચાવેલી અને મોન્તેસોરી સાધનોનો ઉપયોગ માદામે કલ્પ્યો ન હોય તે રીતે, એકબીજા સાથે ફેંકવામાં, અધ્ધર ઉછાળવામાં અને છૂટે હાથે ઘા કરવામાં કર્યો હતો.

મોન્તેસોરી પદ્ધતિમાંથી તેમજ સમગ્ર બાલશિક્ષણમાંથી શ્રદ્ધા ઊઠી જાય તેવો એ અનુભવ હતો. પણ ગિજુભાઈ હાર્યા નહીં. સમયને ટકોરે નહીં આવતાં અને ધીંગામસ્તી કરતાં બાળકોને તેમ કરતાં અટકાવી વ્યવસ્થિત બેસાડવા અને એમને એકચિત્ત કરવા માટે એમણે પ્રથમ વાર્તાઓ કહેવા માંડી. પછી એ વાર્તાઓને સ્થાને પોણા કલાકથી

કલાકનો, સંગીતનો, સમૂહપ્રવૃત્તિનો કાર્યક્રમ આપ્યો. એ કાર્યક્રમ પૂરો થયે બાળકો વયાનુસાર વર્ગોમાં જાય અને પછી પદ્ધતિસરના શિક્ષણનો આરંભ થાય. આ પ્રથા ગઈ સદીના ત્રીજા દાયકાના અંત પહેલાં અસ્તિત્વમાં આવી. તેને આજ સુધી આપણે ગુંદગુગળની જેમ ચીટકી બેઠાં છીએ. ફ્રાન્સનાં, ઈંગ્લન્ડના, હોલન્ડનાં, અમેરિકાનાં, બીજા કોઈ પણ દેશનાં મોન્તેસોરી બાલમંદિરોમાં આ પ્રથા નથી.

આપણાં બાલમંદિરોમાં સામાન્ય રીતે સાધનોનું નિદર્શન સામૂહિક રીતે થતું હોય છે. વીસપચ્ચીસ, જેટલાં બાળકો વર્ગમાં હોય તેટલાં સૌની સમક્ષ શીશીમાં રેતી ભરવાની કે પાણી રેડવાની, બટનફ્રેમમાંથી બટન ઉઘાડવા-બીડવાની, લાંબીપહોળી સીડીની, મિનારાની, ભાષાગણિતનાં સાધનોની પ્રવૃત્તિનું નિદર્શન શિક્ષકો કરે છે. મોન્તેસોરી પદ્ધતિ દરેક પ્રવૃત્તિના વ્યક્તિગત નિદર્શનને જ પાયાનો સિદ્ધાંત ગણે છે. અમુક મર્યાદિત પ્રવૃત્તિઓ જ સમૂહમાં કરવાની હોય છે. અમેરિકામાં અને ઇંગ્લન્ડમાં તો ઠીક, કરાંચીમાં અને મુંબઈમાં પણ શુદ્ધ મોન્તેસોરી પદ્ધતિથી ચાલતાં બાલમંદિરો મેં જોયાં છે. ત્યાં બાળકો એકદમ શાંતિથી પોતપોતાની પ્રવૃત્તિઓ કરતાં જોયાં છે, ત્યાં શિક્ષિકા બાળકને વ્યક્તિગત રીતે જ પાઠનું નિદર્શન આપતી હોય છે ને તે પણ એકદમ ધીમા, મૃદુ સ્વરે. જરા પણ ઘોંઘાટને કે દોડાદોડીને ત્યાં સ્થાન નથી. સમૂહ પ્રવૃત્તિ પછી, આપણાં બાળકો કામે ચડે છે ત્યારે આપણાં બાલમંદિરોમાં પણ શાંતિ અનુભવવા મળે છે પરંતુ એ શાંતિ શુદ્ધ મોન્તેસોરી બાલમંદિરોમાંની શાંતિની કક્ષાએ પહોંચતી જોવા મળી નથી.

ગિજુભાઈ અનુવાદિત મોન્તેસોરી પદ્ધતિનું પુસ્તક માદામના ૧૯૧૧ના ઇટેલિયન પુસ્તકના ૧૯૧૭ના અંગ્રેજી અનુવાદ પર આધારિત હતું તે વાત જણાવી છે. માદામ સાથે મેં ૧૯૪૬માં કામ કર્યું હતું. ગિજુભાઈ અનુવાદિત પુસ્તકમાંની બાબતો કરતાં માદામ ઘણાં આગળ નીકળી ગયાં હતાં. ગિજુભાઈના પુસ્તકમાં શૈક્ષણિક પ્રવૃત્તિઓને 'રમત' તરીકે ઓળખાવવામાં આવ્યાનું સ્મરણ છે – મારી ભૂલ પણ હોઈ શકે. કોઈ પણ પ્રવૃત્તિને 'રમત' કહેવા પાછળ કેટલી યોગ્યતા છે તે વિચારવું રહ્યું. ગઈ સદીના આરંભમાં શિક્ષણક્ષેત્રમાં Play wayની બોલબાલા હતી તેની પરથી ગિજુભાઈએ 'રમત' શબ્દ પ્રયોજ્યો હોય તેવું બને. પણ બાળઘડતરની પ્રવૃત્તિને માટે 'રમત' શબ્દ પ્રયોજાય ત્યારે એ પ્રવૃત્તિનું અવમૂલ્યન થવાનો ભય પૂરેપૂરો છે. આપણાં બાલમંદિરમાંનાં બાળકો અને વિશુદ્ધ પદ્ધતિ અનુસાર તૈયાર થયેલાં બાળકોની વસ્તુઓની, જગતની સમજમાં અને વર્તનની ગંભીરતામા તફાવત જોવા મળે છે. અમેરિકાની એક મોન્તેસોરી શાળામાં મારે જવાનું બન્યું હતું. 'શાળા' શબ્દ મેં ઇરાદાપૂર્વક વાપર્યો છે કારણ, એ અઢી વરસથી છ વરસનાં બાળકો માટેનું, આપણાં બાલમંદિરો જેવું, બાલમંદિર એ ન હતું. એ શાળામાં બાળકો બારતેર વર્ષનાં થાય ત્યાં સુધી, અર્થાત્, સમગ્ર પ્રાથમિક શિક્ષણ પૂર્ણ કરવા સુધીની એ શાળા હતી.

અમે ભારતવાસી છીએ – મારાં પત્ની પણ, સાડીસજ્જ બનીને મારી સાથે હતાં – એ ખબર બાળકોને પડતાં, એ શાળામાં ૬-૭-૮ વયગાળાનાં બાળકોએ વિનંતી કરી કે અમારે એમને અમારા વતન વિશે વાત કરવી. કોઈ ખુલ્લા ઘોડા પર પૃથ્વીનો ગોળો પડ્યો હતો તે લઈ એ બાળકો સાથે અમે વાત માંડી. એ વયનાં બાળકોમાંથી એક પછી એક, અમારા પૂછવાથી, અમેરિકા, એટલેન્ટિક મહાસાગર, યુરોપ અને આફ્રિકા, અરબી સમુદ્ર, ભારત વગેરે બતાવતાં ગયાં. સૌને ખ્યાલ હતો કે પૃથ્વીનો ગોળો જેમ જેમ ફરતો જાય છે તેમ તેમ પૂર્વ દિશા તરફ પ્રગતિ થતી જાય છે. પછી એ ગોળા પર કોઈ બાળકે મુંબઈ બતાવ્યું. ઉત્તર તરફ જવાનું સૂચન થતાં એ બાળકની આંગળી અમદાવાદે આવી. ત્યાંથી પશ્ચિમે સૌરાષ્ટ્રનો દ્વીપકલ્પ એમણે બતાવ્યો. એ નાનકડા ગોળામાં અમારું નાનકડું જામનગર ક્યાંથી સ્થાન પામી શકે ? પણ એમને ખબર પડી કે એ દ્વીપકલ્પમાં ઉત્તરમધ્યમાં અમારું 'જેમનગર' આવેલું છે. આની સાથે આપણા મોટા ભાગનાં શિક્ષક-

શિક્ષિકાઓની નકશાપ્રવીણતાની તુલના કરી શકાય તેમ નથી.

એક પ્રાથમિક શાળામાં એક જુવાન શિક્ષિકાએ દુનિયાના નકશાને શિક્ષકોના ઓરડામાં ભોંય પર પાથર્યો અને એ તથા એના જેવડો એક જુવાન સાથી શિક્ષક એ નકશામાં વિષુવવૃત્તની શોધ કરવા લાગ્યાં. નકશાની કિનારાની નજીક વિષુવવૃત્ત એમને નહીં મળતાં, એ મોટા નકશાની વચ્ચે શોધવા માટે એ બંનેએ એ નકશામાંના વિશ્વને પાદાક્રાન્ત કર્યું. વિશ્વ આખુંયે એમના પગ નીચે 'દબાયું, ચંપાયું' તે ભલે, એમની ચરણરજથી પવિત્ર થયું તે ભલે, એમને દુર્ભાગ્યે, એ નકશામાં દિલ્હી, મુંબઈ, મેલબોર્ન, ન્યૂયોર્ક, લંડનની માફક 'વિષુવવૃત્ત' શબ્દ ક્યાંય એમને ભળાયો નહીં. એ શિક્ષકખંડમાં બેઠેલા એક પ્રૌઢ શિક્ષકે પૂછ્યું : 'શું શોધો છો ?'

'વિષુવવૃત્ત. આમાં છે જ નહીં !' એ યુવાનો બોલી ઊઠ્યાં.

'એમ તે હોય કંઈ ?' પેલા અનુભવીએ પ્રશ્ન કર્યો.

'આ અર્ધા કલાકથી અમે માથાકૂટ કરીએ છીએ તે શું ખોટું બોલીએ છીએ ? તમે જ બતાવો ને ? આ નકશો જ ખોટો છે', યુવાન શિક્ષકોએ આક્રોશ વ્યક્ત કર્યો.

'તમે પહેલાં નકશા પરથી આઘાં ખસો,' વડીલે કહ્યું.

અને પેલાં બે જુવાન શિક્ષકો નકશા પરથી આઘાં ખસ્યાં એટલે, પ્રથમ પોતાનો રૂમાલ કાઢી નકશા પરની પેલી જોડીની ચરણરજ તેમણે દૂર કરી. પછી એમણે નકશો વીંટ્યો ત્યારે, પેલી જુવાન જોડલી પોકારી ઊઠી, 'અરે, અમને વિષુવવૃત્ત બતાવવાને બદલે તમે નકશો વીંટવા માંડ્યો.'

પેલા બુઝુર્ગ શિક્ષકે કહ્યું, 'હા, પણ તમને વિષુવવૃત્ત બતાવ્યા પહેલાં નકશાને હું એને સ્થાને નહીં મૂકું.' આટલું કહી, એ નકશાને એક ભીંત પરની ખીલીએ ટીંગાડી એ બોલ્યા : 'નકશો હંમેશાં આમ રાખીને જોવાય, જમીન પર જાજમની માફક પાથરીને નહીં.' પેલાં બે એ નકશા પાસે આવ્યાં. વડીલ શિક્ષકે પણ નકશામાં ઇધર-ઉધર જોવાનું નાટક કર્યું અને પછી કહ્યું, 'તમારી વાત સાચી લાગે છે, ભઈ. આમાં ક્યાંય 'વિષુવવૃત્ત' શબ્દ દેખાતો નથી.'

'દેવશંકર સાહેબ, અમે ઈ જ તો કહેતાં'તાં. ને તમે કીધુ'તું કે નકશામાં વિષુવવૃત્ત ન હોય ઈ બને જ નહીં. અમે કેટલું જોયું'તું ?' યુવતીએ આક્રોશ સાથે કહ્યું.

પછી પેલા વડીલે, પૃથ્વીના એ નકશાની બરાબર વચ્ચે દોરાયેલી રેખાંશની જાડી લીટી બતાવી કહ્યું : 'આ રેખા તે વિષુવવૃત્ત કહેવાય.'

ઉત્તરોત્તર વધતાં જતાં 'સ્વનિર્ભર' અધ્યાપન-મંદિરોમાંથી બહાર પડતો ફાલ પેલા જૂની પેઢીના શિક્ષક જેવો હોય તો સારું.

પાછાં પૂર્વ પ્રાથમિક શિક્ષણની કક્ષાએ આવીએ.

ગુજરાતનું પહેલું બાલઅધ્યાપન-મંદિર તે ગિજુભાઈનું. એમણે – અને એમની સાથે તારાબહેન મોડક જોડાયાં હતાં તેમણે – તૈયાર કરેલાં શિક્ષકો ઈશ્વર પાસે નહીં પહોંચી ગયાં હોય તો પણ વયોવૃદ્ધ થઈ જ ગયાં હશે. ભલે ગિજુભાઈશાઈની પણ એ હતી મોન્તેસોરી પદ્ધતિ. અને તેમાં ગિજુભાઈની પ્રેરણાનો તથા ધગશનો સંસ્પર્શ હતો. પછી મુંબઈમાં શેષ નામલેએ 'સ-ઈ', 'ચ-લ'થી અક્ષરજ્ઞાન આપવાના પ્રયોગો કર્યા. પછી બાલઅધ્યાપન મંદિરોમાંના અભ્યાસક્રમમાં બાલમંદિરથી દૂર રહેતા 'શિક્ષણશાસ્ત્રીઓ'એ અને 'તજ્જ્ઞો'એ મોન્તેસોરી પદ્ધતિમાં પાણી નાખ્યા જ કર્યું અને એને સાવ ગૌણ બનાવી દીધી.

આ અધ્યાપન-મંદિરમાં અપાતી તાલીમમાં મોન્તેસોરીના પાયાના વૈયક્તિક પાઠનો ધોધાના દરિયામાં ઘા કરવામાં આવ્યો છે એટલે, બટનનો, મિનારાનો, સીડીનો, ભૌમિતિક સાધનોનો કે રેતિયા અંક/અક્ષરનો પાઠ આપતી વેળાએ શિક્ષકે બાળકને પોતાની ડાબી બાજુ જ બેસાડવું જોઈએ જેથી, શિક્ષકને જમણે હાથે થતી ક્રિયા એ પૂરેપૂરી અવલોકી શકે, એ બાબતનો ખ્યાલ હોતો નથી. મોટા ભાગનાં

બાળમંદિરોમાં ગણિત-ભાષાનાં સાધનો કાટ ખાતાં પડ્યાં હોય છે.

દરેક સાધનનું યોસ્ટનનું નિદર્શન પૂરું પદ્ધતિસરનું, ચોકસાઈભર્યું અને નિદર્શનના દરેક પગથિયા પાછળના તર્કને સ્પષ્ટ કરનારું હતું. મોન્તેસોરી સિદ્ધાન્તના વર્ગોમાં પણ એમની એ ચોકસાઈ સ્પષ્ટ તરી આવતી. રમતમાં પણ આઘાત આપીને બાળકના વિકાસને ખૂબ જોખમમાં મૂકીએ છીએ એ વાત પર એમણે ભાર દીધો હતો. કોઈક વેળા બાળકની જિંદગી માટે પણ એ ખતરનાક પુરવાર થાય છે. આ મુદ્દો ગુજરાતી વર્ગ સમક્ષ હું રજૂ કરતો હતો ત્યારે, વર્ગમાંનાં એક બહેને હાથ ઊંચો કરી કહ્યુ : 'આય બાબત મારે કંઈ કહેવું છે.' એ પારસી બહેન એલ.સી પી.એસ. થયેલાં ડૉક્ટર હતાં. વર્ગ સમક્ષ આવી એ વાત કરવા લાગ્યાં :

'મજૂરોના એરિયામાં આવેલા એક મોટા મ્યુનિસિપલ મેટર્નિટી હોમમાં એ નોકરી કરતી હતી. એક મજૂર બાઈ ડિલિવરી માટે આવી. એ નાહ્રી અને તંદુરસ્ત હતી. એમણે પોયરાને જન્મ આપ્યો. પોયરો બી વજનમાં નવ પાઉંડનો, તંદુરસ્ત અને ખુશખુશાલ. જેટલી નર્સો એ બાબા પાસેથી પસાર થાય તે બધી જ તે બાબાને જરા રમાડે અને પેલો પોયરો બી સાંભે સ્માઇલ આપે ત્રણ દહાડાનો એ પોયરો ત્રણ મહિનાનો હાય તેવો લાગે એના ક્રેડલ પાસેથી હું નીકળી. મેં એને હોઠે હાથ લગાડ્યો તો મને એણે સ્માઇલ દીધું. મેં એને ઊંચો કીધો અને પછી હાથમાંથી બેત્રણ વાર અધ્ધર ઉછાલી પાછો હાથમાં ઝીલી લીધો. પછી એને પાછો એના ક્રેડલમાં મૂકી દીધો. મેં જોયું તો તે વારે તેના મોઢા પર સ્માઇલ નહીં ઉતું. રાતમાં તે મરી ગિયો. આજે આ બર્થટ્રોમા-આઘાત-ની વાત સાંભલી મને લાગે છે કે એ પોયરાના ડેથ માટે હું ગિલ્ટી છેઉં.' વર્ગમાં સન્નાટો હતો. એ ડૉક્ટરની આંખમાં આંસુ. કોઈ દોડીને પાણીનો ગ્લાસ લાવ્યું. ડૉક્ટરને વાંસે મેં હાથ ફેરવ્યો જેથી શાતા વળે.

એ ડૉક્ટરે કરેલું વહાલ પેલા બાળક માટે જીવલેણ પુરવાર થયું. વહાલ જીવલેણ બનવાના એવા બીજા અનેક કિસ્સાઓ બનતા હશે બાળક પ્રત્યેનું વહાલ આવું જીવલેણ ન બને તો પણ બાળક માટે ત્રાસદાયક પુરવાર થતું હોય છે. કોઈ નાના બાળકને જોતાંવેંત તેને વારંવાર ચૂમીઓ ચોડવી, તેના ગાલ ખેંચવા, તેના પેટમાં આંગળી ઘોંચવી એ કશું જ બાળકને ગમતું હોતું નથી. પણ એ બિચારું નિરુપાય હોય છે. પોતાનો પ્રતિભાવ રુદનથી વ્યકત કરે છે.

માદામ મોન્તેસોરી સાથે કામ કર્યા પછી એમનાં કેટલાંક પુસ્તકો, 'ધ સીક્રિટ ઑવ ચાઇલ્ડહુડ', 'ધી એબઝોર્બંણ્ટ માઇણ્ડ' વગેરે વાચ્યાં હતાં. યોસ્ટનના સપર્કે અને એમની સાથેના કાર્યે બાલવિકાસ વિશેની સમજણ વિશાળતર કરી. એમની સાથેનો સંબંધ ૧૯૫૬માં મેં મુંબઈ છોડ્યું ત્યાં સુધી ટકી રહ્યો હતો. દેશમાં જુદે જુદે સ્થળે વર્ગો ચલાવ્યા પછી હૈદરાબાદમાં એ સ્થાયી થયા હતા અને ત્યાં જ અવસાન પામ્યા.

માદામે મોન્તેસોરી મેથડની નવી આવૃત્તિ 'ડિસ્કવરી ઑવ ધ ચાઇલ્ડ' નામે પ્રગટ કરી હતી અને તેના ગુજરાતી અનુવાદની પરવાનગી તેમણે મને આપવા કૃપા કરી હતી. પણ મને એ ન ફાવ્યું અને ત્યાર પછી લાંબે ગાળે, 'બાલવિકાસ અને મોન્તેસોરી પદ્ધતિ', એ શીર્ષક હેઠળનું સ્વતંત્ર પુસ્તક જ લખ્યું એ પુસ્તકમાં યોસ્ટનને અનુસરી પ્રવૃત્તિ-નિદર્શનના દરેક સોપાનને ચીંધવામાં આવ્યું છે.

આજે એ મહાન ઇટેલિયન કેળવણીકાર માદામ મોન્તેસોરી નથી, એમનો ભત્રીજો મારિયો પણ નથી અને એમના કાર્યને ખૂબ શાસ્ત્રીય ચોકસાઈપૂર્વક નિદર્શનાર એ. એમ. યોસ્ટન પણ નથી.

પરંતુ એ ત્રણ માસના ટૂકા ગાળામાં ત્યાં જે પુખ્તવયનાં ભાઈબહેનો બેસતાં તેમને અને તેમણે દાખવેલા પ્રેમને ભુલાતાં નથી. એ વર્ગમાં એક ઉત્સાહી શિક્ષક શંકરલાલ ચોકસી હતા. શિક્ષણસંસ્થાઓના સંચાલન ઉપરાંત એ 'સાંઈ સુમન' નામના માસિકનું સંપાદન કરતા. બીજા પણ એમના બેએક સાથીમિત્રો હતા. જે બહેનો હતી તેમાં

શારદાબહેન, સરલાબહેન, ઊર્મિલા, મીના સાથે થોડોઘણો સંબંધ રહેલો પણ હું જ rolling stone હોઈ એ સંબંધો પર પૂર્ણવિરામ પડી ગયું.

માત્ર અશ્વિનાબહેન ચોકસી સાથે સંબંધ પૂરેપૂરો જીવંત રહેવા પામ્યો છે. એશિયન પેઇન્ટ્સના મેનેજિંગ ડાઈરેક્ટર હતા તે સ્વ. ચંપકભાઈ ચોકસીનાં એ પત્ની. ત્યારે અઢાર-ઓગણીસનાં હશે. એની રક્ષાએ મને ભગિનીપ્રેમની અનુભૂતિ કરાવી છે ને સગી બહેનના અભાવની ખોટ પૂરી છે. ❑

## સાભાર સ્વીકાર

(નીચેના દરેક પુસ્તકોના લેખક શ્રી કે. કા. શાસ્ત્રી છે.)

**ગુજરાતી ઉચ્ચારણ-મીમાંસા** : પ્રકા. ગુજરાત રિસર્ચ સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૨૧/-; **ધોળ** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૩૦/-; **ગુજરાતી સાહિત્યના ઇતિહાસનાં મૂળ તત્ત્વ** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૩૫/-; **'ભારતસંહિતા' માટે અગ્રાહ્ય અંશો (મહાભારતના)** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૧૮/-; **ભારતીય અમેરિકનો** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫/-; **ભાવાંજલિ-સંકલન** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫/-; **શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજી** : પ્રકા. આદર્શ પ્રકાશન, ગાંધી માર્ગ, બાલા હનુમાન સામે, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૭૫/-; **ભક્તિપોષણ** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦/-; **ચાણક્યનાં નીતિસૂત્રો** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦/-; **પ્રારંભિક સંસ્કૃત વ્યાકરણ** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૫૫/-; **નાટ્યોત્સવ** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૭૦/-; **ગુજરાતી ભાષાનો લઘુ જોડણીકોશ** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૩૦/-; **નિર્ણયાર્ણવ** : પ્રકા. પ્રો. ડૉ. કૃષ્ણકાંત કડકિયા ટ્રસ્ટ, એમ/૮૨/૩૮૫, 'સ્વરૂપ', સરસ્વતીનગર, આઝાદ સોસાયટી પાસે, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૧૦૦/-; **બે ભાષણો અને બીજા લેખો** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૮૦/-; **ગૌર્જર અપભ્રંશ** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૨૦/-; **રત્નાવલી અને ચાર નાટ્યરૂપકો** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૮૦/-; **ગૌર્જર અપભ્રંશ : લોકસાહિત્ય** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦/-; **ઇતિહાસની આરસી** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૬૦/-; **સારસ્વત પ્રવાસો** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૯૫/-; **गीता-शतश्लोकी** : પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૨૦/-; **ગુજરાત : પાણીની અને સામુદ્રિક સમસ્યા (સંરક્ષણની દૃષ્ટિએ)** : પ્રકા. માહિતીખાતું, ગુજરાત રાજ્ય, ડૉ જીવરાજ મહેતા ભવન, ગાંધીનગર - ૩૮૨ ૦૧૦, કિં. નથી; **A Few Notable Articles** : Pub. by Prof. Kamlaben R. Sutaria, Hon. Asst. Director, G. R. Society, Ahmedabad Branch, Paldi, Ahmedabad - 380 007, Price Rs. 46/-; **उत्तरकालीन अपभ्रंश का विकास** : प्रका. हिन्दी साहित्य अकादमी, पुराना विधानसभा गृह, टाउनहोल के पास, सेक्टर-१७, गांधीनगर - ३८२ ०१७, मूल्य : रू. ८५/-; **આર્ય શું, ક્યાં અને ક્યારે ?** : પ્રકા. રાષ્ટ્ર ચેતના પ્રકાશન એન્ડ ચેરિટેબલ ટ્રસ્ટ, ડૉ. વણીકર સ્મારક ભવન, ૧૧, મહાલક્ષ્મી સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૧૦/-; **ધર્મ-સંસ્કૃતિ-સભ્યતા** : પ્રકા. ઉપર મુજબ, કિં. ઉપર મુજબ; **શ્રીજી મહારાજ અને ભગવાન શ્રીકૃષ્ણ (શિક્ષાપત્રીનો નિષ્કર્ષ)** : પ્રકા. દર્શન ટ્રસ્ટ, C/o. સારથિ સ્કૂલ, મોના પાર્ક પાસે, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨, કિં. રૂ. ૧૫/-; **પરિચય (પ્રકાશિત પુસ્તકોની યાદી સાથે)** : પ્રકા. ઉપર મુજબ; કિં. નથી; **કે. કા. શાસ્ત્રી - કેશવરામ કાશીરામ શાસ્ત્રી** : સંપા. નલિન છો. પંડ્યા, કિં. નથી.

# આસ્વાદ : ધુમ્મસના સમુંદરમાં સૂરજ

રાધેશ્યામ શર્મા

**ખરતી ઉદાસી**

આ પાનખરમાં કેવી પર્ણો સમી
ખરી રહી છે ઉદાસી આપણી !
કેટકેટલી ક્ષણોથી
સાચવી રાખેલી વેદનાને આજુબાજુ બધે
ખરતી વિખરાતી જોવાની મઝા કેવી આવે છે ?
મિલનમાં તો રોજરોજ
ટહુકે ખોરડે આપણે વસંતપંચમી,
આ પાનખરમાં જ
જાણી શકાય છે
ધુમ્મસના દરિયામાં ડૂબેલા સૂરજવાળા દિવસોને;
આપણી વસંતના દિવસો તો પ્રિયે !
પળ પળમાં ગણી શકાય તેટલા,
કેવા અજાણ્યા અજાણ્યા લાગે છે !
એવી વસંત કરતાં
ચિરપરિચિત આપણી પાનખર
ઉભયને અદ્વૈત નથી કરતી શું ?
તો પછી ચાલ,
આપણે પાનખરમાં
ખરી રહેલી ઉદાસીના દશ્યને માણીએ.

('કદંબ' કાવ્યસંગ્રહમાંથી)

**પીયૂષ પંડ્યા 'જ્યોતિ'**

રચનાનું શીર્ષક કેટકેટલું કહી જાય – 'ખરતી ઉદાસી'. તારો આકાશના ધાબા પરથી પડતું મૂકતો હોય એમ, ખરતો જોયો હોય પણ ઉદાસીને તારા જેમ ખરતી કથવી એ કવિહૃદયની ઘટના છે.

પરંતુ ગદ્યકૃતિની પ્રથમ બે પંક્તિમાં 'ખરતી ઉદાસી'ના તારા-રૂપ કરતાં વૃક્ષનાં પર્ણોની પ્રતિરૂપતા પસંદ થઈ છે. સૂચિત થાય કે, કાવ્યનાયકનું ભાવાનુસન્ધાન પ્રિયાસંબંધે, ઊર્ધ્વવ્યાપ્ત આકાશ કરતાં ઇહલૌકિક ભૂમિસંનિવેશ સાથે ગાઢ છે. પૃથ્વીના પાટલે જ વૃક્ષો અને પર્ણો વસંત-પાનખર ઉભય ઋતુમાંથી ગુજરેને.

ઉદાસી અહીં વેદનાની, અને વેદના ઉદાસીની પર્યાયવાચી લાગણી બને છે. માટે તો કેટલી બધી ક્ષણોથી જતન કરેલી વેદનાને વાચા સાંપડી છે. પણ ભાવકનો અહીં અપેક્ષાભંગ કરીને કર્તાએ અતિ અંગત અભિગમ અપનાવ્યો છે કે પેલી વેદનાને ખરતી તેમજ વિખરાતી જોવાની એને 'મઝા આવે છે.' અહીં પ્રશ્નાર્થ કેમ મૂકયો એવો પ્રશ્ન થાય, પણ પ્રિય નાયિકાને નાયક જેવી મઝા કદાચ નાયે આવતી હોય.

કાવ્યનું અવગમન-સ્તર સાવ સ્પષ્ટ, સીધું અને સારું છે. પિયામિલનનો મહિમા અહીં માણવા નહીં મળે કેમ કે ત્યાં ખોરડે વસંતપંચમી રોજબરોજ ટહુકી રહી છે ! વસંત પણ જો રોજની ચીજ બની બેસે તો પણ એ ના-ચીજ જેવી થઈ રહે ! નાયકના ચિત્તમાં જાણવા જેવી વસ, જાળવવા જેવી અનુભૂતિ, મૂર્ત પ્રિયા કરતાંય અમૂર્ત અને વિશિષ્ટ છે.

આખી રચના જેના કાવ્યત્વ ઉપર અવલંબિત છે અને મને પ્રિય છે તે તો આટલી પંક્તિઓ :

આ પાનખરમાં જ
જાણી શકાય છે
ધુમ્મસના દરિયામાં ડૂબેલા સૂરજવાળા દિવસોને;

આ એક 'ઇમેજરિ' ઉગારેતી જેવા ખેદસ્વી કવિઓની માનસિકતાની સ્મૃતિ જગાવે એવી સબળ છે.

જાણવાંની, જાણવા જેવી વસ અન્ય કશું નહીં પણ 'ધુમ્મસના દરિયામાં ડૂબેલા (રિપીટ વાંચો) સૂરજવાળા દિવસોને.' સૂરજીલા દિવસોને ધુમ્મસ-સમુંદરમાં નિમજ્જિત થયેલા જોવા-જાણવાની ઋતુ નાયક માટે પર્ણખર ઋતુ છે !

એની સામે વસંતના દિવસો પળ પળમાં વિભક્ત અને અજાણ્યા અજાણ્યા લાગે છે. સુપરિચિત

પાનખરમાં નાયક પ્રિયા સાથે અદ્વૈત અનુભવે છે એટલે અદશ્ય અનુપસ્થિત નાયિકાને, એની સ્વગતોક્તિમાં નાયક બોલચાલની ભાષામાં કહી દે છે, 'તો પછી ચાલ, આપણે પાનખરમાં, ખરી રહેલી ઉદાસીના દશ્યને માણીએ.'

પીયૂષ પંડ્યાની કાવ્ય-જ્યોતિને અભિનંદીએ.

એમની કાવ્યસ્થિત પાનખર-પ્રસક્તિ ટેનિસનની પંક્તિઓ તરફ દોરી જાય છે :

"Looking on the happy Autumn-fields
And thinking of the days that are no more."

નાયક માટે 'તે દિવસો ગયા' એવું નથી, એને બદલે ઉદાસીના દશ્યનો સરસ કશ તાણવાનો ભાવ છે.



## ગઝલ

ચહેરાની પાછળ છે ચહેરો,
અઘરો છે માણસ ઓળખવો.

કેવા કેવા રંગ બદલે છે,
મૌસમ, માનવ ને કાચીંડો.

જો કંઈ બોલે ફટ્ દઈ તૂટે,
મૂંગો રહેતો એમ અરીસો.

સંત સમા લોકોની મહેફિલ,
કોને કહેવું સાચું બોલો.

માનવ માનવ બોલી થાકયા,
આજે પાછો ઈશ્વર જાપો.

સ્પર્શ કર્યો કોણે હળવેથી,
પીઠ ઉપર પડ્યો છે ગોળો.

આંસુ વહેવાનું ભૂલ્યા છે,
પાપ હવે કયાં જઈને ધોશો.

પીવાની ખ્વાહિશ ના કોઈ,
ઘૂઘવે આંખો સામે દરિયો.

જીવતરના અંતે સમજાયું,
ના હું સાચો ના તું ખોટો.

વાર્તા પૂરી થૈ ગૈ 'નાશાદ',
દેશવટો પામ્યા છે શબ્દો.

**ગુલામ અબ્બાસ 'નાશાદ'**

# 'લોકસાહિત્ય : સંશોધન અને સંપાદનની દૃષ્ટિએ...'

ભરત પરીખ

'લોકસાહિત્ય' સંજ્ઞા એ 'લોક' અને 'સાહિત્ય' એ બે શબ્દોના યોગથી બની છે. લોકસાહિત્ય એટલે લોકોનું સાહિત્ય એવો સામાન્ય અર્થ થાય. પરંતુ અહીં 'લોક'નો અર્થ સમગ્ર જનસમુદાયના સંદર્ભે નહીં પણ અમુક ચોક્કસ સીમિત વર્ગને સ્પર્શતો શબ્દ બની રહે છે.

'લોક' શબ્દ મુખ્યત્વે નિરક્ષર ગ્રામવાસી, કૃષકો, પશુપાલકો, શ્રમિકો તેમજ ઊંડાણના વિસ્તારમાં રહેતા ગિરિજનોના સદર્ભે પ્રયોજાયો છે. કુદરતના ખોળે જીવતા નિરક્ષર અને લાગણીશીલ માનવીઓના સમૂહ દ્વારા તેમની નિજી સંવેદનાઓ-લાગણીઓ - તેમની જ બોલીમાં પ્રગટે ત્યારે તેને લોકસાહિત્ય કહેવામાં આવે છે. મોટાભાગનું લોકસાહિત્ય તળપદી ભાષામાં મળે છે તેનું પશ્ચાદ્‌ભૂ કારણ પણ આ જ છે. પરંતુ માત્ર તળપદાપણું હોવાથી જ તે લોકસાહિત્ય બની જાય એમ પણ નથી.

લોકસાહિત્ય શબ્દ અંગ્રેજીના 'Folk Literature'ના પર્યાય તરીકે વપરાય છે. ઈ.સ. ૧૮૪૬માં પ્રથમ વાર ઇગ્લેન્ડના વિલિયમ જોહનટોમસે 'Folk Lore' એવો શબ્દપ્રયોગ કર્યો હતો. એ પૂર્વે લોકજીવનના અભ્યાસ માટે 'પોપ્યુલર એન્ટિક્વિટીઝ' શબ્દ પ્રચલિત હતો.

'Folk Lore' સંજ્ઞામાં 'Folk'નો અર્થ થાય છે સભ્યતાથી દૂર રહેનારી અસંસ્કૃત જાતિ અને 'Lore'નો અર્થ થાય છે પરંપરા, એટલે કે સભ્યતાથી દૂર રહેનારી અસભ્ય અને અસંસ્કૃત જાતિના પરંપરાગત સાહિત્યને Folk Lore કહેવાયું.

ઈ.સ. ૧૯૦૫માં અમદાવાદમાં મળેલ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રથમ અધિવેશનમાં રણજિતરામ મહેતાએ 'લોકગીત' નામનો નિબંધ વાંચ્યો હતો. જેમાં લોકસાહિત્ય શબ્દનો પ્રથમ શબ્દપ્રયોગ થયો હતો પ્રારંભમાં લોકસાહિત્યની ઉપેક્ષા 'અસંસ્કૃત માનવીઓની અણઘડ વાણી' તરીકે થઈ હતી.

શ્રી નરસિંહરાવ દિવેટિયાએ તેને સાચા અર્થમાં સાહિત્ય ગણ્યું જ નથી કેમકે તેમને મન સાચું સાહિત્ય 'અસંસ્કારિતાના અસ્તિત્વની અપેક્ષા રાખનારું હતું.

ગુજરાતી સાહિત્ય પરિષદના બારમા અધિવેશનમાં ક. મા. મુનશીએ પણ એ જ વાતને દોહરાવી. મુનશીએ કહ્યું હતું કે, 'લોકસાહિત્યનો પહેલો અર્થ અસંસ્કારી અને બિનકેળવાયેલી જાતિનું કંઠસ્થ સાહિત્ય ..'

શ્રી મુનશી અને શ્રી નરસિંહરાવે લોકસાહિત્યના જે ગુણ દર્શાવ્યા એ અત્યંત પ્રારંભિક વ્યવસ્થાના હોઈ તેનો સ્વીકાર કરી શકાય નહીં, કારણ કે લોકસાહિત્યને સર્જનારો લોકસમૂહ ગરીબ, અશિક્ષિત, અણઘડ કે અબૂધ હોઈ શકે પણ એ અસંસ્કારી કે અસંસ્કૃત કેવી રીતે હોઈ શકે ? તેમના પારંપરિક કંઠસ્થ સાહિત્યમાં પણ સાહિત્યિક ગુણો હોઈ શકે. આથી તેની અવગણના કરવી એ ઉચિત ઠરતી નથી.

લોકસાહિત્યના અભ્યાસ માટે લોકસાહિત્યને જાણવું જરૂરી છે. તેમાં લોકમાનસ ઉપરાંત લોકજીવનની પારંપરિક વિચારધારાઓનું, તેમની આશા-અપેક્ષાઓનું, તેમના ઉલ્લાસ અને ઉમંગનું, તેમના હર્ષ, શોક, વ્યથા-દુઃખ, જીવ-જગત પરત્વેની માન્યતા તેમજ જીવન પ્રત્યેની આસ્થા ઇત્યાદિનો પરિચય થાય છે.

લોકસાહિત્ય એ લોકહૃદયની વાણી છે તેથી તેમાં હૃદયના તમામ ભાવોનું આલેખન થયેલું જોવા મળે છે. લોકસાહિત્યને શિષ્ટ સાહિત્યના દરજ્જા સુધી લઈ જનારા શ્રી ઝવેરચંદ મેઘાણીએ જીવનપર્યંત એક સાચા સંશોધક અને સંપાદક તરીકે લોકસાહિત્યની અમૂલ્ય સેવા કરી છે.

શિષ્ટ સાહિત્ય અને લોકસાહિત્યના તાત્વિક

ભેદને સમજવો હોય તો એમ કહી શકાય કે શિષ્ટ સાહિત્યનું સર્જન અત્યંત સભાનપૂર્વક થાય છે. શિષ્ટ સાહિત્યનો સર્જક પોતાના અનુભવોને કલ્પનાના રંગો આપી સર્જનાત્મક યુક્તિ-પ્રયુક્તિઓ વડે જ્યારે ભાવક સમક્ષ મૂકે છે ત્યારે તે પરિપૂર્ણ આકાર રૂપે પ્રગટ થાય છે; જ્યારે લોકસાહિત્ય આવી માવજતથી દૂર રહ્યું છે. તે તો અરણ્યમાં સ્વયંભૂ રીતે ઊગી નીકળેલ વૃક્ષો કે વેલીઓ જેવું છે. શિષ્ટસાહિત્ય એ બંધમાંથી નીકળેલ પાકી નહેર છે, જ્યારે લોકસાહિત્ય એ જંગલમાંથી નીકળેલ સ્વયંભૂ ઝરણું છે જેના મૂળને શોધવું અત્યંત કપરું છે.

માનવસંસ્કૃતિની સાથે સાથે પારંપરિક લોકસાહિત્ય પણ વિકસતું ગયું. દાયકાઓ પૂર્વે કોઈ વ્યક્તિ કે સમૂહ દ્વારા ગવાયેલ-રજૂ થયેલ-ગીત, ગાથા, ઉખાણાં કે ઉક્તિઓ કંઠોપકંઠ અને કર્ણોપકર્ણ વિકસતી રહી. તેની અનુભૂતિ કે અભિવ્યક્તિની તરાહોમાં બદલાવ પણ અપેક્ષિત રહે જ. સતત બદલાતા જતા આ ભાવજગતના પ્રવાહને શોધવો-સંશોધવો એ કઠિન તો છે જ.

સાહિત્યસંશોધન અને સંપાદનક્ષેત્રે આજે અનેક આયામો પ્રવર્તી રહ્યા છે ત્યારે લોકસાહિત્યની વિચારણા કર્યા વિના સાહિત્ય-સંશોધનનો ખ્યાલ અધૂરો જ રહેવાનો.

શિષ્ટ સાહિત્યના કોઈ એકાદ પાસા, એકાદ ખંડ કે વિચારધારા પર કામ કરતા સંશોધક કે સંપાદક કરતાં લોકસાહિત્યની વિચારધારા પર કામ કરતા સંશોધકની મુશ્કેલીઓ હરહંમેશ વધુ જ રહેવાની. શિષ્ટ સાહિત્યના સંશોધકને સંશોધન અર્થે પુસ્તકાલયો અને ગ્રંથાગારોમાં જઈ મૂળ ગ્રંથો કે હસ્તપ્રતોનો અભ્યાસ કરવો પડે છે. જ્યારે લોકસાહિત્યના સંશોધકને સંશોધન અર્થે ડુંગરો અને ખીણની ચડ-ઊતર કરવી પડે છે. ક્યારેક જંગલોમાં તો ક્યારેક ગ્રામ્યવિસ્તારોમાં જઈ વ્યક્તિઓને, તેના જૂથ કે જનપદને મળવું પડે છે. શિષ્ટ સાહિત્યના સંશોધનને જો એક બેઠકે કરવી પડતી સાધના કહીએ તો લોકસાહિત્યના સંશોધનને પરિભ્રમણની તપસ્યા કહેવી પડે.

માનવી સુસંસ્કૃત હોય કે પ્રાકૃત-પણ તેના મનની મૂળભૂત સંવેદનાઓમાં ક્યારેય ભેદ હોતો નથી. રાગ, દ્વેષ, ભય, સ્નેહ, ઉલ્લાસ-વિલાસ, વિરહ, વીરતા, કૌતુક-કારુણ્ય જેવા ભાવોથી તે ક્યારેય પર રહ્યો નથી. મનના વિવિધ ભાવોની અભિવ્યક્તિમાં તેના પરિવેશનો પ્રભાવ પરિણામલક્ષી બનતો હોય છે. શિષ્ટ સાહિત્ય અને લોકસાહિત્ય પરસ્પર અભિવ્યક્તિની તરાહોને કારણે જ અલગ પડે છે.

લોકસાહિત્ય એ લોક સાથે જોડાયેલું હોઈ લોકસાહિત્યના સંશોધકને લોકસમૂહ પાસે જવું પડે, તેના આનુવંશિક સંસ્કારોનો અભ્યાસ કરવો પડે. લોકસાહિત્યને પોતાની આગવી ભાષા છે, તેનો આગવો લહેકો-લહેજો છે. તેની વિવિધ ભાષાકીય તરહો છે. ભાષાના આ વિવિધ સ્તરોનો અભ્યાસ લોકસાહિત્યના સંશોધક માટે એટલો જ જરૂરી બની જાય છે.

શિષ્ટ સાહિત્યના સંશોધકને મોટે ભાગે માન્ય ભાષાઓ સાથે જ નિસ્બત રહે છે. જ્યારે લોકસાહિત્યના સંશોધકને માન્ય ભાષા ઉપરાંત ભાષા અને બોલીના અનેક નાના નાના કુળોનો, તેની જાતિ-પ્રજાતિઓનો અભ્યાસ કરવો પડે છે.

ગુજરાતની લોકકથાઓ કે લોકજીવન પર અભ્યાસ કરનાર સંશોધકને ગુજરાતી ભાષા ઉપરાંત ઉ. ગુજરાત, સૌરાષ્ટ્ર, ચરોતર, પંચમહાલ તથા દક્ષિણ ગુજરાતના સમગ્ર અંતરિયાળ પ્રદેશોની ભાષા-બોલીઓનો અભ્યાસ કરવો પડે. ભાષા અને બોલીઓના આનુવંશિક વારસાઓને સમજવા પડે. આ પ્રકારની ભાષાકીય સજ્જતા એ લોકસાહિત્યના સંશોધકની પાયાની શરત બને છે. લોકસાહિત્યની ભાષા શોધ અને સંશોધનને અત્યંત ઉપકારક બને છે. શ્રી મેઘાણીના શબ્દોમાં જોઈએ તો –

"લોકસાહિત્ય એ બોલાતી જનવાણીનો નિચોડ છે. સાહિત્યવાણીને વારંવાર એ લોકવાણીએ પોતાનાં મેઘજળ પિવાડીને વહેતી રાખી છે. મૃત્યુ એણે કદી સ્વીકાર્યું નથી, માટે જ લોકસાહિત્યનાં શોધન અને પ્રચારની મારી પ્રવૃત્તિનાં એકવીસ વર્ષ પરના

પ્રારંભે જ્યાં કેવળ ગુજરાત-સૌરાષ્ટ્રની જ સરહદ ઘેરી વળી હતી ત્યાં અત્યારે પોણા ભરતખંડને વ્યાપ્ત કરીને પડેલી પ્રાકૃત અપભ્રંશવાણીનું કંઠસ્થ સાહિત્ય મારી દૃષ્ટિની ક્ષિતિજરેખાને પહોળાવી રહ્યું છે. સંકીર્ણતાનાં બંધનો ભેદાય છે. સમગ્રતાનું સ્વરૂપ બંધાય છે. ખૂટતી કડીઓ મળે છે અને વર્ગભેદ, રુચિભેદ તેમજ ભાષાભેદ વડે પેદા થતી સુગ મટે છે.'' (લોક-સાહિત્યનું સમાલોચન, ઝવેરચંદ મેઘાણી, પૃ. ૪૬)

શિષ્ટ સાહિત્યના સંશોધકને તેની સહાયક કે મૂળ સામગ્રી જે લિખિત સ્વરૂપમાં મળે છે તે લોકસાહિત્યના સંશોધકને મળતી નથી અને ક્વચિત્ મળે તો તેનાં ઉચ્ચારિત રૂપો કયા પ્રકારનાં હોઈ શકે તેનો અભ્યાસ તેના માટે જરૂરી બની જાય છે. દૃષ્ટાંત તરીકે હોળી પ્રગટાવતાં પહેલાં ડાંગી સ્ત્રીઓ...

ડોંગરીચી માઊલી ઽઽ
દેવાદારી ઉતરીલ ઽઽઽ દેવાદારી ઉતરીલ ઽઽઽ
હોળી બાઈચ્યા લગ્નાલા ઽઽ
દેવાદારી ઉતરીલ ઽઽઽ
કળીયાલા ઊચિત ઽઽ ખાંભવાલા ઊચિત ઽઽ
ડોંગરીચી માઊલી ઽઽ...

-આ ગીત ગાઈને ડુંગર માવલીને, હોળીબાઈનાં લગ્નપ્રસંગે હાજર રહેવા વિનંતી કરે છે. હોળીના આ ગીતને સમજવા માટે ડાંગીભાષા ઉપરાંત તેની ઉચ્ચારણ-વ્યવસ્થાને સમજવી જરૂરી બની જાય છે.

લોકસાહિત્ય એ કંઠોપકંઠ વહેતું હોઈ ઉચ્ચારણરૂપો તેની વિશિષ્ટ ખાસિયત બની જાય છે. આ ઉચ્ચારણરૂપોને સમજવા માટે જે તે પ્રદેશના લોકસમૂહ વચ્ચે જવું પડે. દુભાષિયાની મદદ લઈને તેઓના લહેકા-લહેજાને, તેમના શબ્દપ્રયોગો અને રૂઢિપ્રયોગોને સમજવા પડે, તેઓના સામાજિક, ધાર્મિક તહેવારો અને પ્રસંગોમાં ઉપસ્થિત રહેવું પડે, તેઓને પોતાના જેવા જ માણસનો અહેસાસ કરાવવો પડે. 'ગંદા-ગોબરા, સાવ અભણ અને પ્રાકૃત માનવીઓ વચ્ચે તેઓના વિશ્વાસને સંપાદિત કરવો પડે. આવા પ્રસંગે સંશોધકે કોઈ પણ પ્રકારની સૂગથી અલિપ્ત રહેવું જોઈએ.

'આ બધાની વચ્ચે તો કેમ રહેવાય...?' આ પ્રકારની સૂગ ધરાવનાર સંશોધક લોકસમૂહની અંતરંગ સંવેદનાઓને-ભાવનાઓને ક્યારેય પામી શકતો નથી. આવા સૂગધારી સંશોધકોએ લોકસાહિત્યના સંશોધનથી દૂર જ રહેવું જોઈએ. કારણ જ્યારે તે લોકસાહિત્યના કોઈ ચોક્કસ પાસા કે ભાગને સંશોધનનો વિષય બનાવે છે ત્યારે એ પ્રદેશ, એની પ્રાદેશિકતા, તેનો લોકસમૂહ, તેના તહેવારો-ઉત્સવો એનું મૂળ કાર્યક્ષેત્ર બની જાય છે. સંશોધકને તેના કાર્યક્ષેત્રનો પ્રત્યક્ષ પરિચય હોવો જરૂરી છે. અન્યથા એ સંશોધનની સાચી પદ્ધતિને ન્યાય આપી શકતો નથી.

ધીરજ અને ચીવટાઈ એ સંશોધનના પાયાના સિદ્ધાંતો છે. લોકસાહિત્યના સંશોધક પાસે એની વિશેષ અપેક્ષા રખાય છે.

લોકસાહિત્યના સંશોધક-સંપાદકે લોકસાહિત્યને સર્જનારાં પરિબળો જેવાં કે જન્મ, સીમંત, લગ્ન જેવા માંગલિક પ્રસંગો, મૃત્યુ-યુદ્ધ-ધીંગાણાં-શહાદત જેવા કારુણ્યસભર પ્રસંગો, કુલીનતા-શાલીનતા-માનવતા જેવા પ્રેરક પ્રસંગો તથા લોકમેળા, ઉત્સવો, લોકવ્યવહારો જેવા સામૂહિક પ્રસંગોમાં નિઃશેષ હાજરી આપવી જોઈએ. તેમની સામાજિક વિચારધારાને પામવા તથા ઉકેલવા માટે ધીરજ અને ખંતપૂર્વકનો પરિશ્રમ પણ કરવો પડે. પુસ્તકાલયના કોઈ એકાદ ખૂણામાં બેસી લોકસાહિત્ય પરનાં પાંચ-દસ પુસ્તકો ઉથલાવવાથી લોકસાહિત્યની જીવંત પરંપરાનો ખ્યાલ મેળવી શકાતો નથી.

લોકસાહિત્યના સંશોધકે તેના કાર્યક્ષેત્રમાં જઈ નિરક્ષર અને અલ્પશિક્ષિત એવા માનવીઓનો વિશ્વાસ સંપાદિત કરી તેમની વચ્ચે સંબંધોનો એક સેતુ સ્થાપવાનો છે. સંશોધક આ પાયાની સ્થિતિનું નિર્માણ કરી શકે તો એનું કાર્ય ઘણે અંશે સરળ થઈ જાય.

પરસ્પર સંપર્કની આ ભૂમિકા દ્વારા જે તે જનપદની ખાસિયતો, રહેણીકરણી, રીત-રિવાજો અને તેમની વૈચારિક માન્યતાઓનો પ્રત્યક્ષ પરિચય મેળવી શકે છે. કેમેરા, ટેપરેકોર્ડર, વિડીયોગ્રાફી જેવાં આધુનિક સાધનો પણ મહત્ત્વનાં સાબિત થઈ શકે.

લોકસાહિત્યના સંશોધનની જેમ તેની સંપાદનની

સમસ્યાઓ પણ એટલી જ છે. સાહિત્યમાં વિવિધ ક્ષેત્રે જે સંપાદનો થાય છે તેનાથી લોકસાહિત્યનું સંપાદન ભિન્ન છે. શિષ્ટ સાહિત્યના સંપાદકને સંપાદન કરવાનું હોય છે ત્યારે તેની પાસે સંપાદન માટેની લિખિત સામગ્રી પુસ્તક સ્વરૂપે ઉપલબ્ધ હોય છે. જ્યારે લોકસાહિત્યના કોઈ એકાદ પાસાને લઈને સંપાદન કરવા ઇચ્છતા સંપાદક પાસે આવી લિખિત સામગ્રી પ્રાપ્ત હોતી નથી. એ સામગ્રી પ્રાપ્ત કરવા માટે તેને કોઈ માહિતીદાતા અથવા ધ્વનિમુદ્રણના માધ્યમનો સહારો લેવો પડે છે. લોકસાહિત્યમાં થતાં સંપાદનોમાં એવાં કેટલાંય સંપાદનો છે કે જેમાં સંપાદકે માહિતી એકત્રિત કરવા અન્ય સંપાદિત પુસ્તકોનો જ સહારો લીધો હોય. આ પરિસ્થિતિમાં આવા સંપાદનને સાચું સંપાદન કહી શકાય નહીં. અન્ય ગ્રંથો કે પુસ્તકોના આધારે થતાં સંપાદનોને સંપાદિત સંપાદન કહી શકાય. લોકસાહિત્યનું સંપાદન માહિતીદાતા કે કથક દ્વારા મેળવેલી કે જાતઅનુભવ દ્વારા પ્રાપ્ત કરેલી સામગ્રી દ્વારા જ થઈ શકે.

લોકગીત કે લોકકથાઓની કાચી સામગ્રી પ્રાપ્ત કર્યા બાદ સંપાદનનો બીજો તબક્કો શરૂ થાય છે. આ તબક્કો સંપાદક માટે અત્યંત મહત્ત્વનો હોય છે. ક્ષેત્રકાર્ય કર્યા બાદ હવે તેને ટેબલકાર્ય કરવાનું છે. એકત્રિત માહિતીને આધારે એને લેખનકાર્યની શરૂઆત કરવાની છે. ધ્વનિમુદ્રણને લિખિત સ્વરૂપમાં ઉતારતી વખતે જે તે ભાષાના જાણકાર માણસની પણ જરૂર પડતી હોય છે. ઉચ્ચારિત શબ્દના લહેકા-લહેજાને શાસ્ત્રીય રીતે તપાસવા પડે. લોકગીત કે લોકકથાના સંપાદન વખતે જે તે પ્રદેશની ભૌગોલિક ખાસિયતો, જનસમુદાયની પારંપરિક વિચારધારાને પણ પૂરક સામગ્રી તરીકે રજૂ કરવી પડે અને તેમાથી નીપજેલા તારણને પણ રજૂ કરવું પડે. સંકલિત સામગ્રીનું સંશોધિત સંપાદન શાસ્ત્રીય ઢબે કરવાનું હોય છે. જોકે એ આપણી કમનસીબી છે કે આપણે ત્યાં આ પ્રકારનાં શાસ્ત્રીય સંપાદનો અત્યંત જૂજ પ્રમાણમાં થયાં છે. ❑

## શૈશવ

શૈશવમાં
ખુલ્લું આકાશ ને ખુલ્લી
ધરતી મળી હતી.
ચોમાસામાં નદીના પૂરમાં તણાઈને
આવતી રેતીના મહેલ
બનાવેલા
તેમાં સુખ સમાયેલું હતું
રંગબેરંગી બાકસના ખોખાની, છાપની-
રમતમાં મળતું સુખ.
દુ:ખ પણ ઘણું થતું, કોઈ તોડી નાખતું
રેતીનું ઘર ને દાવ ન આપતો કોઈ ભેરુ !
આજે આ નાનાં દુ:ખોને સુખોમાંથી
કેવું સાંભરે છે, સુખ...!!

**હરેશ કાનાણી**

# સાહિત્યના દર્પણમાં કચ્છનું પ્રતિબિંબ

દર્શના ધોળકિયા

દેશના વિવિધ પ્રદેશોમાં યદચ્છા વિહાર કર્યા પછી 'વિદિશા'ના અંતિમ નિબંધ 'તેષાં દિક્ષુ'માં ભોળાભાઈને સંભળાય છે વતનનો સાદ : "મારું મન ઊડવા માંડે છે. તે દિશામાં માત્ર વિદિશા નથી, દશે દિશા છે...સાત સમુંદર, તેરો નદી, પહાડ પર્વત, નગર જનપદ, ઝાડ જંગલ.. પછી આવે છે મારું ગામ... બધે ફરીને ઘણી વાર હું મારા પેલા ગામની ભાળો જઈ પહોચું છું. જાણે આખા બ્રહ્માંડમાં ફરીને ત્યાં જઈ ઊભો રહુ છું. ."

ગામ, દેશ, પ્રદેશનાં બંધનોથી મુક્ત થઈ, સ્વમાંથી સર્વનો બની જતો સર્જક પણ વતનના પરિવેશથી મુક્ત થઈ શકતો નથી. એ તેની આસક્તિ નથી, પણ નિસબત છે. જયાં એ વસ્યો-શ્વસ્યો છે એ ધરતી પ્રત્યેની નિસબત.

સામાન્ય રીતે તો દરેક પ્રદેશના સર્જકના *સર્જનમાં આ પ્રકારની નિસબત અભિવ્યક્તિ પામતી* જ હોય છે પણ પરિવેશની દૃષ્ટિએ અન્ય પ્રદેશોથી સવિશેષપણે જુદા પડતા કચ્છપ્રદેશ પ્રત્યેની કચ્છના વતની એવા ગુજરાતી સર્જકોની નિસબત, ગુજરાતી સાહિત્યના દર્પણમાં આવગી ભાત પાડે એ રીતે ઝિલાઈ છે. કચ્છપ્રદેશે એના સર્જકને ધગધગતું રણ ને વિશાળ દરિયો આપ્યો છે. કુદરતે દીધેલી પાર વિનાની વિષમતાઓની વચાળે એનું કાઠું બંધાયું છે પ્રદેશના પરિવેશથી ઘડાયેલો કચ્છનો સર્જક પોતાનાં સર્જનને સર્વદેશીય બનાવવાની અનોખી ક્ષમતાય દર્શાવી શકયો છે. કચ્છના સર્જકની આ વિશેષતાને નિરીક્ષતાં બે સમર્થ નિરીક્ષણો નોંધપાત્ર છે. કચ્છના સક્ષમ વાર્તાકાર શ્રી વનુ પાંધીના વાતાસંગ્રહ 'છીપલાં'ની પ્રસ્તાવનામાં શ્રી ગુલાબદાસ બ્રોકર નોંધે છે : "આ લેખક પાસે તો નિરૂપવા માટે એક નવી જ સૃષ્ટિ છે. અત્યાર સુધી આપણા સાહિત્યમાં જે સૃષ્ટિ ઝાઝારો ચિતારે પામી નથી એ, સાગરની ને એના સહેલાણીઓની, રણની ને એની સસહ્ય એકલતાની, કચ્છની ને એનાં ગુજરાત-સૌરાષ્ટ્રની બીજી પ્રજાથી સહેજે અલગ તરી આવતાં ખમીરવંતાં નરનારીઓની."

તો શ્રી જશવંત શેખડીવાળાનાં નિરીક્ષણ મુજબ "કચ્છી લેખકો કંઈક ઊજળું ભવિષ્ય લઈ આવી રહ્યા છે, એવું હમેશાં લાગ્યા કરે છે... જિંદગી અને મોતના જેવી ખરબચડી (Rough), ભીષણ, રોમાંચક, દારુણ અને છતાં જીવંત અને તાજગીસભર વાર્તાઓ કચ્છી લેખકો લખે છે. વિશિષ્ટ ધરતીની સોડમ એમાં ઉમેરાતી હોય એ કારણે એમ થતું હોય. હું માનું છું કે અંગ્રેજીમાં જેનું સ્થાન આઇરિશ લેખકોનું છે એવું સ્થાન ગુજરાતીમાં કચ્છી લેખકોનુ છે."

આ બને નિરીક્ષણો, અલબત્ત, વાર્તાસંદર્ભે કચ્છના લેખકોની પરિવેશ પ્રત્યેની નિસબતને સૂચવે છે પણ વાર્તા ઉપરાંત કાવ્ય, નિબધ, નવલકથાને લક્ષતાં પણ આ નિરીક્ષણ વ્યાપી શકે તેમ છે.

કચ્છપ્રદેશના વતની ન હોવા છતાં કચ્છના પરિવેશને સક્ષમ રીતે આલેખીને કચ્છને પોતીકું બનાવી શકયા હોવાનો યશ જેમને સાંપડે એવા કવિ શ્રી અમૃત ઘાયલની પંક્તિઓમાં કચ્છ આકારાયું છે :

"લોહીનાં પાણીનો આ તો છે મુલક
કમ મળે 'ખળખળ', વધુ ધખધખ મળે."

તો આધુનિક કવિ ઉદયન ઠક્કર 'સેલ્લારા'ના 'કચ્છનું રણ ખારું કેમ ?' કાવ્યમાં કચ્છના રણને વાચા આપે છે :

માથે આકાશ અને પગ તળે...
નાં, હવે તો પગ તળે ધરતીયે નથી
કચ્છની આંખ ડબ ડબ ડબ
આંસુનો સ્વાદ કેવો હોય ?
એટલે જ કચ્છનું રણ.

પણ કચ્છનાં રણ, દરિયો, દુષ્કાળ ને ધૂળમાં પગલીઓ પાડી ચૂકેલા કચ્છના સર્જકના સર્જનનો મિજાજ એની સ્વાનુભૂતિમાંથી, એના વિષાદમાંથી પ્રગટ્યો છે. પોતાની ધરતીના કણેકણને પ્રમાણતા ને ચાહતા ડૉ. જયંત ખત્રીથી માંડીને કચ્છના તમામ અગ્રણી સર્જકોની કલમ દ્વારા આલેખાયેલું રણ, દરિયો, ખારવો, ખારવણ ને ધૂળમાં એનું ભીતર પ્રગટ થયું છે. અહીં પ્રદેશની ઓળખમાં માત્ર સંવેદન જ નહીં, અનુભૂતિનો ચેતોવિસ્તાર પણ સધાયો છે. આ સર્જકોમાં કચ્છપ્રદેશ કયાંક વર્ણન રૂપે, કયાંક અલંકાર રૂપે, કયાંક જીવનમૂલ્ય તરીકે, કયાંક દશ્યાલેખન રૂપે, તો અનેક જગાએ જીવતરનો ભેદ ઉકેલવાનાં રૂપક તરીકે – વિષાદ ને પ્રસન્નતા પ્રગટાવતો આલેખાતો રહ્યો છે.

સર્જકની લગોલગ આસન માંડીને બેઠેલા ડૉ. જયંત ખત્રીમાંનો ચિતારો પોતાની ધરતીનાં ઝીણાં દશ્યાંકનો કરી શકયો છે તેમની વાર્તાઓમાં :

"અમારી ડાબે અને જમણે વાંઝણી ધરતી, માટી, ઢેફાં, પથરા, કયાંક શણનું એક છોડવું, કયાંક પટરીંગણી અને કયાંક બાવળ અને થોર !.– એવી વાંઝણી ધરતી મૃગજળ બતાવતી, નિરાશ અને હતાશ, ક્ષિતિજને અડી જતી લાંબી થઈ સૂતી હતી."

પાત્રાલેખનમાંય ખત્રીએ પરિવેશને કામે લગાડ્યો છે :

"વંટોળ પછી જેમ દરિયો લોથપોથ થઈ સુસ્તીથી પડી રહે એમ માલમ ચત્તોપાટ પડ્યો રહ્યો."

'હીરો ખૂંટ'માં વેરાન ધરતીને આલેખતા ખત્રીનું આ ચિત્ર રણપ્રદેશનું તીક્ષ્ણ સંવેદન વ્યકત કરે છે : "...દૂર ત્યાં ભૂખી ધરતી સિવાય બીજું કશું નહોતું. પથ્થર, ઢેફાં, ધૂળ, કાંટાળાં છોડવાં, કાબર, ચકલી અને કાગડો ! અને એ બધાં પર ફરી વળતો દઝાડે એવો તડકો અને હવે ઝંઝાવાતી પવન ! ધરતીના પેટમાં કશું કંઈ નહોતું - ગર્ભાધાનની તાકાતેય નહોતી. બીક અને સંશયથી એ વેરી આકાશ તરફ જોઈ રહી હતી."

વનુભાઈ પાંધી ને મનુભાઈ પાંધીની વાર્તાઓમાં દરિયો નાયક તરીકે પ્રયોજાયો છે. કેવાં કેવાં સ્વરૂપે આ સર્જકોની વાર્તાઓમાં એ આકારાયો છે !

"સાંજ પછી દરિયાનું સ્વરૂપ તદ્દન બદલી ગયું...તળિયાની અંદરની કોઈ પ્રક્રિયાથી ડરી રહ્યાં હોય, તેમ મોજાં સ્થિર થઈ ગયાં. અદશ્ય હાથોએ સારાય સાગરને દબોચી લીધો હોય તેમ, પાણીમાં ઘૂમરીઓ ઊભી થઈ."

આ દરિયામાં આવતાં તોફાન પહેલાંની ક્ષણો ભાવકના શ્વાસને ઉપરતળે કરી દે એ રીતે ઝિલાઈ છે :

"પાણીએ રંગ બદલ્યા. દરિયાના જીવ ઊંડે ઊતરી ગયા. આકાશ ધૂંધળું થઈ ગયું. પવન છીંકોટા મારતો હતો. વહાણ એક મોજેથી બીજે મોજે કૂદતું હતું. રાત આખીમાં એણે પાંચ દિવસ જેટલો દરજ્જો કાપી નાખ્યો. સવારે આકાશ આખું લાલ થઈ ગયું. અને તેમાં વીજળી આંટા મારવા લાગી."

આધુનિક સમયગાળામાં શ્વસેલી પોતમાંના કચ્છી સર્જકની અભિવ્યક્તિ બદલાય છે પણ સંવેદન તો એ જ છે. 'તરસના કૂવાનું પ્રતિબિંબ'માં વીનેશ અંતાણી, પ્રદેશનો દુષ્કાળ કોમળ પ્રણયસંવેદનનો વેરી બની બેસે છે એની વાત વ્યંજના દ્વારા સૂચવે છે. કૃતિની ભાષા પુણ્યના મર્મને નાજુકાઈથી ઊંચકે છે તે પડઘાય છે બરડ પ્રદેશ. રણની વચાળે વસતો નાયક વાવડાની વચ્ચેય મોરચંગના સૂર છેડે છે ને વાવડો ચઢી આવે છે. વાવડોય કેવો ? "આ તોફાન હવે દિવસો સુધી ચાલશે. હાથ, વાળ, દાંત, નખ અને કાનમાં રેતીના કણ લટકવા માંડશે... રોટલા ખાવા કાઢે ત્યારે રેતી પણ ચવાય. આ અંધકાર, પવન અને રેતીની વચ્ચે સમય પસાર થતો ગયો ને એ મોટો થતો ગયો." આ પ્રદેશમાં જ એનો પ્રણય પણ આથમ્યો.

શ્રી રાજેશ અંતાણીના 'વાવડા' સંગ્રહની વાર્તા 'વાવડો'માં વાવડો જ વાર્તાનું ચાલકબળ છે. વાર્તાનાયક ઉગો વાવડાના અનુભવમાં સપડાય છે એનું ચિત્ર વિષાદપ્રેરક છે :

'ઉગાએ કાનમાં પેસેલી રેતીને આંગળીથી ખંખેરી. આખુંય શરીર રોમથી લથબથ. રેતીનો એક-

એક કણ ચૂમે છે. આંખોની કિનાર પર પોપચાંની કતારમાં લટકતા રેતીના કણેકણ ચૂભે છે, ખટકે છે અંદર મનની સૂકી જમીનના એક એક ચોસલામાંથી રણની રાતોમાં સંભળાતા સુસવાટા જેવા બહાર ઊભરાય છે. જાણે અંદરની બધી જ વેદના રેતીના એક એક કણમાં પેસી જઈને ચૂભ્યા કરે છે.'' ડો ખત્રીથી માડીને માવજી મહેશ્વરી સુધીના વાર્તાકારોની વાર્તાઓમાં પ્રણયની અભિવ્યક્તિ, પ્રણયભંગ, જીવનની આશાઓ-નિરાશાઓ-સઘળા મનોભાવો પ્રદેશની સાખે આલેખાયા છે. 'બે બળદ' વાર્તામાં શ્રી જશુભાઈ પનિયા દુષ્કાળનું વેધક ચિત્રણ કરે છે. નારાણ દામજી ખારવાએ પણ દરિયાકિનારાની વાર્તા લખી છે.

*વાર્તા કરતાંય કચ્છપ્રદેશનો ગુજરાતી સર્જક* કવિતામા પ્રદેશનું સૂક્ષ્મતર આલેખન કરવામાં સફળ રહ્યો છે. 'પવનના વેશમાં' સંગ્રહના કવિ શ્રી ધીરેન્દ્ર મહેતાની ખારવણ નાયિકા દરિયાને ને પોતાના દરિયાખેડુ માલમને ચાહતાં ચાહતાં દરિયામય તો બની છે પણ દરિયાની ખેડથી અજાર એવા સહૃદય માટે એનું સમર્પણ કરુણનો વિભાવ બને છે. માલમ સાથે જોડાતી ખારવણનું આરંભનું સ્વપ્ન તો મનોરમ છે :

દરિયે બરિયે જઈશું માલમ
કોડિયે બોડિયે રમશું;
શંખમાં છીપલાં વીણશું માલમ,
રેતમાં મોર ચીતરશું;
નાવિક કેરા ગીત-તરાપે લય બનીને તરશું !''
(ખારવણનું ગીત-૧)

દરિયામાં પ્રીતમ સાથે ડગ માંડતી ખારવણ પછી તો બને છે દરિયો :

''દરિયો હસવામાં સંભળાય,
દરિયો રડવામાં ભીંજાય.
દરિયો રાતે બા'ર પછાડે,
નળિયાંમાંથી આવી જગાડે,
ભીડે મુંને માલમના ભુજબંધ,
રે દરિયાની એમાં ગંધ !

દરિયો જ બન્યો એનો વર-દાતા ને વેરી :

દરિયો સાથી જનમ જનમનો,
દરિયો વેરી ઓલા ભવનો !''

શ્રી રમણીક સોમેશ્વરની નાયિકા ખારવણની છાતીમાં છલકાતી વેદના દરિયાનો ડૂમો બનીને થીજે છે :

''ખારવણ હીબકાં ભરે છે ને
દરિયાની છાતી મૂંઝાય છે.
દરિયામાં ઓગળેલ દરિયાને ફંફોસે
ખંખોળી સાતે પાતાળ.

ખારવણનો ખારવો તો હવે હાથમાં આવે તેમ નથી; કેમ કે -

દરિયામાં ખારવો, ને ખારવામાં દરિયો
લે ઉછાળા ભૂલીને ભાન.''

*ખારવા વિના સૂની પડેલી ખારવણ હવે તો -*

''ખારવણ માદળિયે દરિયાને બાંધે.'

*

''કરગઠિયાં બાળીને દરિયાની દોણીમાં
વીતેલા દિવસોને રાંધે.

*

''માદળિયું ખારવો ને માદળિયું રામ.''

દરિયાને ખારવાની જેમ ભરપેટે પીતા કવિ સોમેશ્વરને રણનીય પરખ છે :

કેમ કરીને આપું ઓળખ
અમે રેતના દૂવા
વણઝારાની પોઠ માગતી
રણની વચ્ચે કૂવા.

કવિની ખેતી તો કોરા કાગળ પર છે. પોતાની વ્યર્થતાને ચીંધતાં કવિ કણસી ઊઠે છે :

''ક્યાં છે એવું સમરથ ટીપું
લઈ હલેસું
દરિયા ખેડું
ખેતર ખેડું
કાચી-પાકી ક્ષણો ડાળથી વેડું
ટીપેટીપું ચસચસ પીતી રેતી
કોરા કાગળ ઉપર પીતી.''

જીવન અને કવિતાની અભિન્નતામાં પ્રદેશની

અનુભૂતિના સોળ કવિતામાં વાર્તા કરતાંય તારસ્વરે ઊઠ્યા અનુભવાય છે. શ્રી વંચિત કુકમાવાળા, વ્રજ-ગજકંધ જેવા કવિઓની કલમમાં પણ પ્રદેશ આ રીતે ડોકાયો છે.

કવિતાની લગોલગ બેસતા લલિત નિબંધમાંય કચ્છનો સર્જક પ્રદેશની ગંધનો અનુભવ કરાવે છે. 'રણની કાંધ માથે ચંદ્ર'માં પોતીકા મુલક ને પોતીકા માણસું વિશે વીનેશ અંતાણી સગર્વ ઉદ્‌ઘોષણા કરે છે :

"રણની સુક્કી, ખારી, સપાટ જમીન પર જીવન વિસ્તર્યું છે. એ રણનું આકાશ જુદું જ આકાશ છે. વિધવાના ખાલી કપાળ જેવું, વાદળો વિનાનું ખાલીખમ આકાશ છે. પેશાબની ધાર હજી પૂરી થાય તે પહેલાં તો જમીન પર પડેલા પેશાબના રેલાનું બાષ્પીભવન થઈ જાય, આંખોમાં રેતીના કણા ખૂંચ્યા હોય, છાતીના વાળમાં ધૂળ ભરાઈ ગઈ હોય, છતાં એ લોકો ગીતો ગાય છે. હલકભેર ગવાતી કાફીઓથી રણનું આકાશ છલોછલ ભરાઈ જાય છે. મીણ ગોઠવીને જોડિયા પાવાના સૂરો ગોઠવાય છે. બાવળ નીચે ખાટલો નાખીને, અજરખનો ગોટો વાળી ઓશીકું બનાવ્યું છે અને લહેરથી સૂતો છે મારો એ જણ..." ('પોતપોતાનો વરસાદ')

જીવનની ચિંતાઓને પચાવી બેઠેલા આ જણને જોઈને સર્જકની વેદના દ્વિગુણિત બને છે. પ્રદેશથી દૂર જઈને સીમા પાર બેઠેલા સર્જકની હૃદયગુહામાં પ્રદેશ સળવળે છે ને એકાંતની ક્ષણોમાં દેખાય છે પોતાનું રણ, રણમાં વરસતો વરસાદ : "કોઈ નહીં હોય. રણમાં વરસતા વરસાદને કોઈ જોતું નહીં હોય. સીમા પારથી ચઢી આવેલો દાણચોર જેવો વરસાદ કચ્છના રણમાં એકલો એકલો વરસતો હશે... ધખધખતા ઉનાળામાં સળગતી રહેવા માટે ટેવાયેલી રણની ધરતી પણ અણધાર્યા વરસાદને લીધે અવાચક બની ગઈ હશે."

રણની આ અનુભૂતિ માત્ર રણની જ બની રહેવાને બદલે રણ બનેલા સર્જકનીય બની છે :

"વરસાદ રણને ઠારતો નથી. એને વધારે સળગાવે છે. એક નાનકડા ઝાપટાનું સુખ જાણે આખી જિંદગીની પીડા બની જાય છે." ('ધુમાડાની જેમ', પૃ. ૭૫-૭૬)

જિંદગીની આ પીડાને પોતાની પચાસમી વર્ષગાંઠે અનુભવતો આ સર્જક પાછું વળીને જુએ છે તો : "ઊંટની ગંધ મને ઘેરી વળે છે...પ્રવાસના આરંભ વખતે લાગી હતી તેવી જ તરસ અત્યારે પણ મને લાગી છે. હું કાન દઈને સાંભળું છું. મણિયારાના લયમાં થપ થપ અવાજ સંભળાવા લાગે છે. ઊંટ દોડી રહ્યું છે. મારી આસપાસ ઓગણપચાસ વર્ષોનું રણ વિસ્તર્યું છે. રણની ક્ષિતિજ પર રાતોચોળ સૂર્ય દેખાય છે. ક્ષિતિજની કેડી પર વણજારાની પોઠ ચાલી જતી દેખાય છે." ('ધુમાડાની જેમ', પૃ. ૧૨૬)

'રણ-સમંદરની કાંધે' બેઠેલા કવિ રમણીક સોમેશ્વર વિધાયક બનીને પ્રદેશની વિષમતા પચાવે છે :

"ખરા બપોરે રણની ગરમ હવામાં શેકાઈને લાલઘૂમ બનેલું જીવન રાત્રે ચંદ્રમાની સમસ્ત શીતળતાને આંખમાં આંજી આકાશને ભેટી પડે" એવા "રણ-સમંદરની કાંધે કોઈ કિનારો નહીં, આરો કે ઓવારો નહીં...તમારી હયાતીમાં પણ ક્યાંક રણ હશે, ક્યાંક સાગર હશે. જોડિયા પાવા પર સાગરના ગીતની ધૂન વાગતી હશે અને વિજયી આકાશ તાંબાવરણો ચહેરો લઈ હસતું હશે – મંદમંદ." ('પરબ', ૧૯૮૭, ૧૧, પૃ. ૩૮).

વાર્તા, કવિતા કે નિબંધના રૂપક કરતાં વિસ્તૃત એવા નવલકથાના પટ પર પ્રદેશનું આલેખન કરવાનુંય કચ્છના સર્જકે પસંદ કર્યું છે. 'ખોવાઈ ગયેલી વસ્તુ' નવલકથામાં શ્રી ધીરેન્દ્ર મહેતા કચ્છની કણબી કોમની કથા માંડે છે. આ કોમનું મુખ્ય કામ મૂલે જવાનું. કચ્છપ્રદેશની જ એ વિશેષતા. પછીથી ભૌતિક જગતમાં પડી ગયેલી આ કોમે એની આ લાક્ષણિકતા ગુમાવી દીધી એની વાત લેખકને અહીં કરવી છે. કૃતિની પ્રસ્તાવનામાં પોતાના મનમાં રહેલી આ વસ્તુને સ્પષ્ટ કરતાં શ્રી ધીરેન્દ્ર મહેતા નોંધે છે :

"વાત કંઈ રત્નાની ને એના કુટુમ્બમાં જોવા મળતા સંબંધોની નથી. જીવનમૂલ્ય ('મૂલ')નું રૂપ

ભેળવતી ચાલે છે. શાસ્ત્રીય તર્કને સ્થાને સર્જનાત્મક રીતરસમો અને અંગત નિબંધશૈલીનો આગ્રહ રાખે છે. બહાર આવતી અને વહી રહેતી લાગણીઓને સમર્પતા કોઈ કેન્દ્રની વચ્ચે એ પોતાની જાતને મૂકતી રહે છે.

સિદ્ધાન્તોના આધિપત્ય સામેની આ પ્રતિક્રિયા છે. વસ્તુલક્ષી સિદ્ધાન્તવાદિતા વચ્ચે આવા આત્મલક્ષી અભિગમો પાછળ જેનની અંગતતા સહિતની નારીવાદી નિસ્બત છે. આત્મકથનાત્મક લેખન સાથે અંગત-વિમર્શો અને વિવેચનતર્કને સાંકળતા આવા પ્રવાહને પછીથી 'આત્મકથનાત્મક સાહિત્યવિવેચન' ઉપરાંત 'સ્વીકૃતિવિવેચન' (confessional criticism) 'વ્યક્તિગત વિવેચન' (personal criticism) કે 'નવ્ય લલિતવાદ' (New Belletrism) વગેરે નામો અપાયાં છે.

અલબત્ત, આ પ્રકારના 'અંગતવિવેચન'માં સનસનાટીભરી વિગતો પ્રવેશી જવાનો, આત્મરતિની અતિશયતાનો, લોકપ્રિય ચોપાનિયાંમાં આવતી ગપસપ જેવું કશુક ઘૂસી જવાનો, વાગ્મિતાનો પડછાયો પડવાનો કે કૃતક લાગણીના તાણાવાણા ગૂંથાઈ જવાનો ભય ઓછો નથી.

❑

## કવિશ્રી મકરંદ દવેને–

સાધી શબદ સગાઈ,
સાંઈ ! મોતી છીપમાં ગયું સમાઈ !
સાધી શબદ સગાઈ !

ગમતાંનો ગુલાલ ઉડાડ્યો,
અલખની ધૂણી ધખાવી,
ભીતર ભગવો લ્હેરાવીને
પ્રીતની પળો બજાવી.
કવિએ શી સર કરી બતાવી
અખિલની અખિલાઈ. .!
સાધી શબદ સગાઈ !

શબ્દે શબ્દે પ્રગટ કરી શી
તેજ શિખા અણિયાળી,
શ્વાસે શ્વાસે કમાલ કીધી
અંધારાં, – અજવાળી !
ગિરા-ગૂર્જરી કમલવનોમાં છાઈ...
મકરંદ રહ્યા રે ગાઈ !
સાધી શબદ સગાઈ !

**યોસેફ મેકવાન**

## લલ્લેશ્વરીનાં વાખ (પદો)

ગગન તું, ભૂતળ પણ તું
તું જ દિન, પવન ને રાત,
અર્ઘ્ય, પુષ્પ, ચંદન, પાણી, તું
સર્વ કાંઈ તું, ધરાવું શું તાત !

★

દેવ પણ પથ્થર, દેવળ પણ પથ્થર
ઉપરતળે બધું એક સમાન;
પંડિત, ઓ પંડિત ! પૂજા કરશે કોની ?
મન અને પ્રાણનું તું કરી લે મિલન.

★

ચમ્મર, છત્ર, રથ ને સિંહાસન,
આહ્લાદ, નાટ્યરસ ને વસ્ત્ર મુલાયમ,
માની લીધાં તે સ્થિર ?
મૂર્ખ, અન્ય દશું નહીં, સ્થિર કેવળ મરણ.

★

હસતો, છીંકતો, ખાંસતો, આળસ મરડતો,
સ્નાન નિત્ય તીર્થો પર એ જ કરતો,
વર્ષોનાં વર્ષ નગ્ન-નિવર્સન એ રહેતો,
તુજમાં છે એ, તારી પાસે જ રહેતો.

**અનુ. નૂતન જાની**

# સાભાર સ્વીકાર

**પરિચય ટ્રસ્ટ**(મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ - ૪૦૦ ૦૦૨)**નાં :**

પુ. લ. દેશપાંડે (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૯૩) : લે. સંજય શ્રીપાદ ભાવે, સંપા. જિતેન્દ્ર દેસાઈ, કિં. રૂ. ૬/-; બૉમ્બે નેચરલ હિસ્ટરી સોસાયટી (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૯૪) : લે. ડૉ. સુશ્રુત પટેલ, સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૬/-; 'ક્લોનિંગ'ની કહાણી (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૯૫) : લે. પરેશ ર. વૈદ્ય, સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૬/-; ઘૂંટણના સાંધાનું ઓપરેશન (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૯૯) : લે. નીલેન શાહ, કિં. રૂ. ૬/-; શારીરિક તપાસની વિવિધ પદ્ધતિઓ (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૧૦૦) : લે. મુકેશ શાહ, કિં. રૂ. ૬/-; ગ્રંથાલય સેવાઓ (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૧૦૧) : લે. કનુભાઈ શાહ, કિં. રૂ. ૬/-.

**સાહિત્ય સંકુલ**(ચૌટાબજાર, સુરત - ૩૯૫ ૦૦૩)**નાં :**

અક્ષરને પગલે : લે. જયંત પાઠક, સંપા. રવીન્દ્ર પારેખ, કિં. રૂ. ૧૧૦/-; નિષ્પત્તિ : લે. રવીન્દ્ર પારેખ, કિં. રૂ. ૧૨૫/-; આર્મેચર અને મોટર રિવાઇન્ડર બનો : લે. કામેન્દ્ર જોષી, કિં. રૂ. ૮૦/-; વિદ્યાર્થીઓ અને પરીક્ષાની તૈયારી : લે. જનક નાયક, કિં. રૂ. ૨૫/-; મા તે મા : લે. પ્રા. મુકેશભાઈ કૉન્ટ્રાક્ટર, કિં. રૂ. ૧૨/-; રાષ્ટ્રગીતો-શૌર્યગીતો-પ્રાર્થનાગીતો : સંપા. સ્વાતંત્ર્ય સેનાની, કિં. રૂ. ૧૮/-; ધૂપછાંવ : લે. દિનેશ પાંચાલ, કિં. રૂ. ૭૫/-; વળાંકે વળાંકે : લે. ડૉ. રસિક પંડ્યા, કિં. રૂ. ૮૦/-; આયુર્વેદના ઉપચારો : લે. ચિકિત્સક, કિં. રૂ. ૬૦/-; જોડણીમાં ભૂલ થાય એવા ૧૦૦૦ શબ્દો : લે. શાંતિલાલ શાહ 'દામણકર', કિં. રૂ. ૧૨/-; દીકરી દિલનો દીવો : લે. જનક નાયક, કિં. રૂ. ૧૨/-; ઇઝી ઇંગ્લિશ સ્પીકિંગ કોર્સ : લે. સુહાસ કચ્ચરા, કિં. રૂ. ૪૦/-; સમય : લે. મીનળ દીક્ષિત, કિં. રૂ. ૮૦/-; જીવનોપયોગી ટિપ્સ : લે. જનક નાયક, કિં. રૂ. ૧૨/-; બાળકને બગાડશો નહિ : લે. જનક નાયક, કિં. રૂ. ૧૨/-.

**અન્ય**

કુટુંબદીપ્તિ : ફાધર વર્ગીસ પોલ, પ્રકા. આર. આર. શેઠની કંપની, 'દ્વારકેશ', રોયલ એપાર્ટમેન્ટ પાસે, ખાનપુર, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦/-; અરણ્યલોક : લે. નટવર હેડાઉ 'વનવિહારી', પ્રકા. નાયબ વન સંરક્ષક, પ્રકાશન અને સંપર્ક વિભાગ, ગુજરાત રાજ્ય, ગાંધીનગર, કિં. નથી; **શ્રી અરવિંદ અને...** : લે.પ્રકા. પ્રો. મનોજકુમાર શાહ, ૧૮, મહર્ષિ અરવિંદ સોસાયટી, લુણાવાડા - ૩૮૯ ૨૩૦, જિ. પંચમહાલ, કિં. રૂ. ૩૫/-; **સમજીને સુધારી લઈએ** : લે. મુનિ શ્રી હિતવિજયજી, પ્રકા. બી. એ. શાહ એન્ડ બ્રધર્સ, ૭૬, ઝવેરી બજાર, મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૭૫/-; **જંગ ખરાખરીનો** : લે. આચાર્ય વિજય રત્નસુંદરસૂરિ, પ્રકા. રત્નત્રયી ટ્રસ્ટ, ૨૫૮, ગાંધીગલી, સ્વદેશી માર્કેટ, કાલબાદેવી રોડ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, અને પ્રાપ્તિસ્થાન : કલ્પેશ વી. શાહ, ૧૪, ઈલોરા

પાર્ક સોસાયટી, નારણપુરા ચાર રસ્તા પાસે, દેરાસર સામે, અમદાવાદ - ૩૮૦ ૦૧૩, કિં. રૂ. ૩૦/-; કલાપી ઘટના : લે. રમેશ મ. શુક્લ, પ્રકા. સાહિત્ય સંકુલ, ચૌટાબજાર, સુરત - ૩૯૫ ૦૦૩, કિં. રૂ. ૩૦૦/-; ગુજરાતી દીર્ઘ નવલિકા : લે.-પ્રકા. ડૉ. નરેશ શુક્લ, બ્લૉક નં. ૬૩/૪, 'ચ' ટાઇપ, સેક્ટર-૩૦, ગાંધીનગર - ૩૮૨ ૦૩૦, કિં. રૂ. ૧૦૦/-; છબી (રત્નપ્રભાબહેન વસંતભાઈ પરીખ વિશેનું પુસ્તક) : પ્રકા. પરીખ પરિવાર, મણિયાર પરિવાર, મિત્રો-સ્નેહી, વસંત પરીખ, સાકેત સોસાયટી, વડનગર - ૩૮૪ ૩૩૫, કિં. નથી; અરધી સદીની વાચનયાત્રા-૨ : સંપા. મહેન્દ્ર મેઘાણી, પ્રકા. લોકમિલાપ ટ્રસ્ટ, પો.બો.ન. ૨૩ (સરદારનગર), ભાવનગર - ૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૭૫/-; રોજેરોજની વાચનયાત્રા (પુ. ૧ થી ૫) : સંપા. મહેન્દ્ર મેઘાણી, પ્રકા. લોકમિલાપ ટ્રસ્ટ, પો.બો.નં. ૨૩ (સરદારનગર), ભાવનગર - ૩૬૪ ૦૦૧, કિં. પ્રત્યેક પુસ્તિકાની રૂ. ૭/-; રામાયણ : ભ્રાન્તિ અને સમાધાન : લે. નાનુભાઈ કે. ડોડિયા, પ્રકા. આર્યસમાજ, નવા ડેરા, મુ. ભરૂચ, કિં. રૂ ૫/-; શ્રીમદ્ ભાગવત : લે. બકુલ રાવલ, પ્રકા. એન. એમ. ઠક્કરની કું., ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૨૫૦/-; ગમતાંનો કરીએ ગુલાલ - ભાગ-૩ : સં. બળવંત ક. પારેખ, પ્રકા. મીસીસ પદ્મજા વાસુદેવ, પ્રકાશ માર્કેટિંગ લિ. મફતલાલ હાઉસ, બેકબે રેકલેમેશન, મુંબઈ - ૪૦૦ ૦૨૦, કિં. નથી; રંગઝરૂખે : લે. પન્ના નાયક, પ્રકા. ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, અપર લેવલ, સેન્ચૂરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૬ અને મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૭૫/-; ચેરી બ્લોસમ્સ : લે.પ્રકા. અને કિં. ઉપર મુજબ; ચંડાલિકા અને મુક્તધારા : લે. રવીન્દ્રનાથ ઠાકુર, અનુ. અનિલા દલાલ, પ્રકા. સમ્યક્ પ્રકાશન, ૩૪, પ્રોફેસર્સ કૉલોની, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૫૦; શ્રીમદ્ ભગવદ્ગીતા (શ્લોકોના સરળ ગુજરાતી ભાષાંતર સાથે) : લે. અરુણા જાડેજા, પ્રકા. જુવાનસિંહ શિ. જાડેજા, એ/૧, સરગમ ફ્લેટ્સ, ઈશ્વર ભુવન રોડ, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. નથી; અમરેલી ઇતિહાસની અટારીએથી : લે.પ્રકા. ગોરધનદાસ સોરઠિયા, પ્રાપ્તિસ્થાન : જે. કે. મેન્શન, બટારવાડી, ટપાલપેટી સામે, મંગલ સોસાયટી પાસે, અમરેલી - ૩૬૫ ૬૦૧, કિં રૂ. ૧૦૦/-; સંસ્કારસરિતા : લે. ડૉ. હર્ષદભાઈ કસ્તૂરચંદ ઝીંઝુવાડિયા, પ્રકા. સોની વસંતબહેન કસ્તૂરચંદ પોપટલાલ ઝીંઝુવાડિયા ચેરિટેબલ ટ્રસ્ટ, "શ્રી હરિકૃપા", ૧૪, રિવર કોલોની, સેન્ટ ઝેવિયર્સ કૉલેજ સામે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૧૦૦/-; કવિ બકુલ રાવલનું કાવ્યકર્મ : સંપા. વિપુલ આર. મહેતા, પ્રકા. એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૧૦૦/-; સંવેદનાનાં સળ અને વળ : લે. યોસેફ મેકવાન, પ્રકા. રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦/-; શ્રીમદ્ ભગવદ્ગીતા : અનુ. ઉમેશ કવિ, પ્રકા. કલાવતી કવિ, ૯૮૬, વિધાન, કૃષ્ણનગર, ભાવનગર, કિં. રૂ. ૬૦/-; કીર્તનસાગર શ્રી સૂરદાસજી : લે. પ્રા. વીણાબહેન શેઠ, પ્રકા. આંતરરાષ્ટ્રીય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પરિષદ, કૃષ્ણદાસ ચીમનલાલ પરિષદ ભવન, ૨૦૧, અશ્વમેધ કોમ્પલેક્ષ, બીજે માળે, ખંડેરાવ માર્કેટ પાસે, રાજમહેલ રોડ, વડોદરા - ૧, કિં. નથી; સંવેદનાના સૂર : લે. પ્રા. શ્રીમતી ચેતનાબહેન પંડ્યા, પ્રકા. શ્રદ્ધા પ્રકાશન, જૂનાગઢ, કિં. નથી; ફળિયે ઢોલ ઢબૂક્યા : લે. ભાસ્કર ભટ્ટ, પ્રકા. પૂર્ણિમા ભટ્ટ, ૨૦૨, ત્રિશલા એપાર્ટમેન્ટ્સ, ૭, રામકૃષ્ણનગર, રાજકોટ - ૨, કિં. રૂ. ૮૫/-; દરેક પરિસ્થિતિમાં શાંત

રહેવાની કળા : લે. સ્વામી નિખિલેશ્વરાનંદ, પ્રાપ્તિસ્થાન : શ્રી રામકૃષ્ણ મિશન વિવેકાનંદ મેમોરિયલ, દુલીપ ક્રિકેટ ગ્રાઉન્ડ સામે, સ્વામી વિવેકાનંદ માર્ગ, પોરબંદર - ૩૬૦ ૫૭૫, કિં. નથી; **વંચિતાનો વાણોતર** : લે. મુહમ્મદ યુનુસ, એલન જોલીસ, મુખ્ય વિક્રેતા : ગૂર્જર એજન્સી, રતનપોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૨૦૦/-; **લોકનાયક જયપ્રકાશ નારાયણની વિચારયાત્રા** : સંપા. સનત મહેતા, મુખ્ય વિક્રેતા : ઉપર મુજબ, કિં. રૂ. ૭૫/-; **આસ્તિક કે નાસ્તિક** : અનુ. એન. જી. વખારિયા, મુખ્ય વિક્રેતા : ઉપર મુજબ, કિં. રૂ. ૩૦/-; **જીવંત શિક્ષકોની શોધ** : અનુ. અને મુખ્ય વિક્રેતા ઉપર મુજબ; કિં. રૂ. ૨૦/-; **ઓશો અને અખબારી પ્રચાર** : અનુ., મુખ્ય વિક્રેતા અને કિં. ઉપર મુજબ; **ભીતર છે માર્ગ** : અનુ., મુખ્ય વિક્રેતા અને કિં. ઉપર મુજબ; **ચકલો સમજાવે ચકલીને (બાળકાવ્ય)** : લે. હરીશ પંડ્યા, મુખ્ય વિક્રેતા : ગૂર્જર એજન્સી, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૨૦/-; **અવલોકન** : લે.-પ્રકા. ભારતીબહેન જગદીશભાઈ ભટ્ટ, બી-૧, પંચગીની ફ્લેટ્સ, જોધપુર ગામ, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૮૦/-; **અશ્રુવન** : લેખિકા-પ્રકાશક : ઉપર મુજબ, કિં. રૂ. ૮૦/-; **સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી ગીતપ્રવાહ** : લે. ડૉ. ભગીરથ બ્રહ્મભટ્ટ, પ્રકા. કુલસચિવશ્રી, સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર - ૩૮૮ ૧૨૦, કિં. રૂ. ૧૯૫/-.



## પુરુષ અને પ્રકૃતિ

વેઠચો તાપ ઘણો સતી-વિરહનો, ભોળા મહેશે પછી,
બીજો જન્મ ધરી ફરી શિવ વર્યાં, પોતે સતી પાર્વતી.
સૌભાગ્યે શિવ-પાર્વતી ત્રિભુવને, આદર્શ છે દંપતી,
ગંગાજી શિવની જટા પર સદા, સોહે સપત્ની બની.

સોંપીને નિજ યુદ્ધનો અસુરથી, ત્યાં એકદા ચંડીને,
પોતે ત્યાં વનશ્રી મહા નીરખતા, એ નાથ ભોળા વને.
ત્યાં તો મંદ સમીરની સહ સુણ્યો, કો કામિની કંઠ છે,
ગાતી ગીત પછી રૂડી શિવજીને, ત્યાં ભીલકન્યા મળે.

જોતી ચંચળ લોચને શિવ પ્રતિ, સંકેત પ્રેમે કરી,
ભોળા એ નિજ શાન ભાન ભૂલતાં, ઇચ્છા કરી લગ્નની,
મૂકી કામિનીએ ઘણી શરત જે, મંજૂર રાખી શિવે,
ભેટે જ્યાં તન તે યુવા ભીલડીનાં, એ પાર્વતી રૂપ છે !

''જેણે ભસ્મ કરેલ ત્યાં ત્રિનયને, સાક્ષાત તો 'કામ'ને
તે શું આ શિવજી જ ?'' એમ વદતાં, ત્યાં પાર્વતી તો હસે !

**જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'**

**ફેવિકોલ** [illegible]...
**મજબૂત અને અસલી બનાવે એને.**

તો આવો, હવે જાતે બનાવો
તમારું ફરરરર વિમાન, લૅમ્પશેડ, આકર્ષક વૉલ-હૅન્ગિંગ,
ડાન્સ કરતી ઢીંગલી વગેરે....
એ માટે વાપરો ફેવિકોલ એમ. આર. જેની જોડ ખૂબ ટકે.









## જોડવા માટે સર્વોત્તમ

# પીડા

પંપાળીને પીડા પરથમ જાત અમે પરમાણી,
સામે હાથ સ્વીકારી હોંશે, મૌન ભલે હો વાણી,
પંપાળીને પીડા પરથમ જાત અમે પરમાણી.

ભીતર ભડકે વડવાનલ ને લુપ્ત થયા પડછાયા,
પળપળની પગથારે પોંખી અંતર જાગી માયા,
ઝળહળતી એ તેજ-ટશર કાં અંધારે અટવાણી !
પંપાળીને પીડા પરથમ જાત અમે પરમાણી.

ભવસાગરની વાટે ઘાટે મંન રાચે ભ્રમણામાં,
આશ નથી કો હૈયે તોપણ નર્તે છે રમણમાં,
ખાલી ખેપ, ખરે છે શમણાં, કોઈ શક્યું ના જાણી !
પંપાળીને પીડા પરથમ જાત અમે પરમાણી.

છાપ વગરના સિક્કા જેવા શું કરીએ, શું ફરીએ !
પાછા ફરતા રસ્તાઓને બાથ ભરી શું રળીએ !
પંડ બળે પાવકની જ્વાળા, આણ અગોચર તાણી,
પંપાળીને પીડા પરથમ જાત અમે પરમાણી.

જગદીશ ધનેશ્વર ભટ્ટ



# 'બોન્સાઈ' વૃક્ષની મનોવ્યથા

કાપીકૂપી, નિત અરે અમ ડાળ સર્વે,
'બોન્સાઈ' વૃક્ષ રૂપમાં ઘરના રવેશે,
કૂંડાં મહીં જતનથી તરુ જાળવી ત્યાં,
શોભા રચો કદ કરી અમ વામણાં કાં ?

આવેલ સૌ અતિથિને નિજ હુન્નરો આ,
વૃક્ષો વિરાટ સહુ વામન રૂપમાં ત્યાં,
કેવાં જહેમત કરી જ તમે બનાવ્યાં,
એ પોરસે બહુ કથા સહુને કહેતા.

''આ પીપળો વડ તથા ગુલમોર આંબો,
આ લીંબડો સવન બાવળ બોરડી તો,
'બોન્સાઈ' રૂપ દઈને ઝરૂખે સજ્યા છે,''
આવું સુણી મન મહીં અમને વ્રીડા છે.

'ઓ માનવી ! નિજ ઉરે કદી તો વિચારો,
'બોન્સાઈ' કો વપુ કરે તમ જો જગે તો ?!

જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'

Uddesh (A literary, cultural monthly) March - 2005 ISSN 0971-6599 R. No. GUJ 156





# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ પંદરમું : અંક નવમો

એપ્રિલ : ૨૦૦૫

તંત્રી

રમણલાલ જોશી

૧૭૭



# ઉદ્દેશ

વર્ષ પદરમુ અંક નવમો સળંગ અંક ' ૧૭૭

અનુક્રમ ' એપ્રિલ ૨૦૦૫



પ્રકાશક રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૮ .

લેઆઉટ, ટાઇપસેટિંગ પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨ ફોન ૨૭૪૮૭૩૧૮, (મો)૯૮૨૫૦૦૭૦૨૩

મુદ્રણસ્થાન ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન ૨૨૧૬૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૨૦૦. વિદેશમાં (એરમેલ) રૂા ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય ' રૂા ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોટેલું જવાબી પરબીડિયુ મોકલવું જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂા. ૨૫. પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામુ ' 'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૨૭૯૧૧૬૭૭; ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઓર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે

(૧) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.
ફોન ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૦૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમાં,
મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨.
ફોન . ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૬૧૮

(૩) મેગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧.
ફોન ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.
'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

એપ્રિલ ૨૦૦૫

*સર્વભાષા સરસ્વતી*



## વિવેચનની એક નવી આબોહવા

આજના ગુજરાતી સાહિત્યક્ષેત્રે એક રસપ્રદ વસ્તુ જોવા મળે છે તે નોંધપાત્ર છે. ગુજરાત યુનિવર્સિટીની ટાગોર-વ્યાખ્યાનમાળામાં એક વાર જાણીતા કવિ-વિવેચક નિસ્સીમ ઇઝેકિયેલે આ સંઘર્ષમાં ધ્યાન દોરતાં જણાવ્યું હતું કે વિશ્વના જુદા જુદા ભાગોમાં આજે ઘણા બધા ગુજરાતીઓ સ્થિર થયા છે. આ ગુજરાતીભાષીઓ ઇંગ્લેન્ડમાં, અમેરિકામાં કે આફ્રિકામાં સ્વેચ્છાએ બહારથી આવી વિદેશમાં વસેલી પ્રજા તરીકે રહે છે. તેઓની અનુભૂતિ બે સંસ્કૃતિઓ વચ્ચે વિભક્ત થયેલી છે. આ વિદેશમાં વસેલા ગુજરાતીઓ સર્જનાત્મક પરિભાષામાં પોતાને વ્યક્ત કરવા ઝંખે છે, એવાં સૂચન હવે મળવા લાગ્યાં છે. તેમની પાસે એક નવો જ અનુભવ છે, જે અભિવ્યક્તિ માગી રહ્યો છે. કદાચ એ વડે આ ખાઈ પુરાય, એટલું જ નહિ, શક્ય છે કે, આ આગામી ફાલને પરિણામે એક નવા સાહિત્યની પરંપરા ઊભી થાય. આ સાહિત્યમાં એ સંકુલતા અને સમૃદ્ધિ હશે જેની ઊણપ વિશે અત્યારના વિદગ્ધ અને અગ્રિમ ગુજરાતી વિવેચકો ફરિયાદ કરતા રહ્યા છે. કદાચ આ નવા સંદર્ભમાં એવી વિવેચનાત્મક આબોહવા બંધાય જે પોતાની પશ્ચિમપરસ્તી છોડી હવે સ્વકીય સર્જનાત્મક લખાણ તરફ વળે.

પ્રવર્તમાન ગુજરાતી સાહિત્ય, વિવેચનાત્મક સહિતનું, આજે અમુક અંશે બંધિયાર થઈ ગયું જણાય છે. વિવેચનનાં ધોરણોને દઢાવવા-બઢાવવા સંખ્યાબંધ વિવેચકો આજે ધૈર્યપૂર્વક મથી રહ્યા છે. છતાં નોંધવું જરૂરી લેખાશે કે એ ધોરણો 'આપણાં' હશે અને નહિ કે બીજેથી ઉછીનાં લીધેલાં. આ એક મુશ્કેલ કાર્ય છે. સાહિત્યિક તેમજ સાહિત્યોત્તર એવાં અનેક પરિબળો અહીં અનુસ્યૂત છે તે પણ જોવું જોઈશે. આની છેવટની ફલશ્રુતિનો આધાર તો અત્યારે પ્રવર્તમાન એકથી વધારે વિરોધી પરિબળોનો તણાવ જ નક્કી કરશે. હાલને તબક્કે એવી આશા અવશ્ય રાખી શકાય કે આ તણાવમાંથી જ વિવેચનની એક નવી આબોહવા અવશ્ય ઊભી થશે. નવા વિવેચકોને આ પરિસ્થિતિ આહ્વાનરૂપ છે અને મને કહેતાં આનંદ થાય છે કે અત્યારનું ચિત્ર, ગુજરાતીના સંદર્ભમાં, નિરાશાજનક નથી જ.

**રમણલાલ જોશી**

તંત્રી

**કવિ શ્રી ઉશનસ્ લિખિત 'સદ્માતાનો ખાંચો'નો પરિચય :**

કવિ શ્રી ઉશનસ્‌ના 'સદ્માતાનો ખાંચો' પુસ્તકનો પરિચય સયાજી વૈભવ લાયબ્રેરી-નવસારી દ્વારા મહિનાના છેલ્લા શનિવારે યોજાતા મને ગમતું પુસ્તક વ્યાખ્યાનમાળા અંતર્ગત શ્રી સતીશ પંડ્યા દ્વારા કરાવવામાં આવ્યો હતો. વ્યાખ્યાન પછી રસપ્રદ પ્રશ્નોત્તરી થઈ હતી કાર્યક્રમ સુંદર રહ્યો.

**લેંગ લાયબ્રેરી-રાજકોટ દ્વારા સન્માન સમારંભ અને લોકાર્પણ કાર્યક્રમ :**

લેંગ લાયબ્રેરી-ટ્રસ્ટ સંચાલિત શ્રી અરવિંદભાઈ મણિયાર પુસ્તકાલય એવું નૂતન નામકરણ કરવામાં આવ્યું. એ અંગેનો એક સમારંભ પૂ. મોરારીબાપુના આશીર્વચન સાથે તથા શિક્ષણમંત્રી શ્રી આનંદીબહેન પટેલના મુખ્ય મહેમાનપદે તાજેતરમાં યોજાઈ ગયો. યોજકોને અભિનંદન.

**પ્રેમાનંદ સાહિત્યસભાના ઉપક્રમે યોજાયેલ ગ્રંથલોકાર્પણ સમારોહ :**

પ્રેમાનંદ સાહિત્ય સભા-વડોદરાના ઉપક્રમે સંસ્થાના ઉપપ્રમુખ શ્રી જગદીશભાઈ શાહ (એડવોકેટ)ના અધ્યક્ષપદે યોજાયેલા ગ્રંથલાકાર્પણ સમારોહમાં ડૉ. લવકુમાર દેસાઈએ પ્રમુખ શ્રી ચન્દ્રકાન્ત રાવના બાળ-કાવ્યસંગ્રહ 'છબછબિયાં'નું વિમોચન કર્યું હતું. જાણીતા સાહિત્યકાર ડૉ. ચીનુ મોદીના વરદ્ હસ્તે શ્રી ગુલામ અબ્બાસ 'નશાદ' રચિત બાળકાવ્યોના સંગ્રહ 'આંખ મીચું ને ઊંઘ જો આવે'નું વિમોચન થયું હતું. ડૉ સુભાષ દવેએ 'નાશાદ'ના ગ્રંથ 'જ્ઞાન વૈભવનો વારસો'નું લોકાર્પણ કર્યું હતું. કવિયત્રી સુ.શ્રી. જ્યોત્સ્નાબહેન યાજ્ઞિકના કાવ્યસંગ્રહ 'મહેંક'નું લોકાર્પણ જાણીતા ગઝલકાર ડૉ. રશીદ મીરે કર્યું હતું આ સાહિત્યિક કાર્યક્રમમાં સાહિત્યરસિકોની મોટી સંખ્યામા ઉપસ્થિતિ નોંધપાત્ર હતી.

**'ચકમ-ચંદન' સાપ્તાહિકના તંત્રી શ્રી એચ. એન. ગોલીબારને ભારતનો 'આઉટસ્ટેન્ડિંગ એચિવમેન્ટ એવોર્ડ :**

વર્લ્ડ મેમન ઑર્ગેનાઇઝેશનના ઉપક્રમે ઑલ ઇન્ડિયા મેમન જમાઅત ફેડરેશન તરફથી સુપ્રસિદ્ધ નવલકથાકાર તેમજ લોકલાડીલા અને લોકપ્રિય સાપ્તાહિક 'ચકમ-ચંદન'ના તંત્રીશ્રી એચ. એન. ગોલીબારની ભારતના તેજસ્વી યુવાન મેમણ પત્રકાર તરીકે 'આઉટસ્ટેન્ડિંગ એચિવમેન્ટ એવોર્ડ' માટે પસંદગી કરવામાં આવી હતી. અભિનંદન.

**'શબ્દમુદ્રિકા'ના કાવ્યભાવનનો સાહિત્યિક કાર્યક્રમ :**

તા. ૧૧ માર્ચ ૨૦૦૫ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદમાં શ્રી હસમુખ કે. રાવલ લિખિત 'શબ્દમુદ્રિકા'નાં કાવ્યોના ભાવનનો સુંદર કાર્યક્રમ યોજાયો હતો. સર્વશ્રી ડૉ. વસંત પરીખ, લાભશંકર ઠાકર, હરિકૃષ્ણ પાઠક, ચિનુ મોદી, અદિતિ દેસાઈએ કાવ્યોનું પઠન કરી આસ્વાદ કરાવ્યો હતો. કાર્યક્રમનું સંચાલન શ્રી રાજેન્દ્ર પટેલે કર્યું હતું.

# ઑડિટર, ઇન્સ્પેક્ટરો અને કેટલીક નવીનતાઓ

દુષ્યન્ત પંડ્યા

સને ૧૯૫૬માં આરંભાયેલી અમારી શાળાને કેન્દ્ર સરકાર તરફથી વિજ્ઞાનનાં સાધનો વસાવવા માટે કંઈ એકાદ લાખ રૂપિયાનું અનુદાન મળ્યું હતું. સરકારે જ આપેલી સાધનોની યાદી અનુસાર, અન્ય સાધનોની સાથે ૧૬ પી.પી. પ્રોજેક્ટર અને ટેપ રેકોર્ડર પણ શાળામાં વસાવાયાં હતાં. શાળા શરૂ થયાને બે વરસ થયાં ત્યારે કેન્દ્ર સરકારના ઑડિટ ખાતા તરફથી એક તમિળ ગૃહસ્થ એક રવિવારે ઑડિટ માટે આવ્યા. સવારે નવ વાગ્યાથી એ કામે ચઢી જવાના હતા એટલે, અમારા હિસાબનીશની સાથે હું પણ શાળાએ હાજર હતો. હિસાબનીશ અંગ્રેજીમાં બહુ વ્યવહાર કરી શકતા નહોતા. એમનું આથી સ્વાગત કર્યું. પછી મને કહે, 'તમારા મંડળનું બંધારણ મને આપો. એનો અભ્યાસ કર્યા પછી હું બધા હિસાબો જોઈશ. મારે તમારું કામ ત્યારે નહીં પડે. ચાર સાડાચાર સુધીમાં હું કામ પૂરું કરી તમને મારો રિપૉર્ટ આપીશ. તમે તે વખતે આવી જજો !

એણે માંગ્યા મુજબની, વિદ્યોત્તેજક મંડળના બંધારણની નકલ એને આપીને હું ગયો ને બરાબર ચાર વાગ્યે પાછો શાળાએ આવ્યો. બારીમાંથી મારી સાઇકલને આવતી જોઈ, અમારા હિસાબનીશ ઝડપી ચાલે ને ગભરાયેલે ચહેરે આવ્યા અને બોલ્યા : 'દુષ્યન્તભાઈ, આ માણસ કહે છે કે આપણને ગ્રાંટ લેવાનો અધિકાર નથી એટલે બધા પૈસા સરકારને પરત આપવા પડશે !'

આ બાબત ઘણી આઘાતજનક હતી અને એ ઑડિટરની માન્યતા સાચી ઠરે તો, અમારા મંડળની પૂરી બેઇજ્જતી કરનારી બને. હું મારી ઑફિસમાં જઈને બેઠો એટલે એ તાપબ્રાહ્મ બોલ્યા, 'તમને આ ગ્રાંટ લેવાની સત્તા નથી. તમારે કેન્દ્ર સરકારને બધી રકમ પરત આપવાની રહેશે !'

મેં એ ઑડિટરને પ્રશ્ન કર્યો : 'આ બાબત તમારે અમને નહીં પણ અમારા મંડળને ગ્રાંટ આપનાર કેન્દ્ર સરકારના શિક્ષણ મંત્રાલયને નહીં પૂછવું જોઈએ ? આ ગ્રાંટ લેવાની સત્તા અમને ન હોય તો એ સરકારી ખાતાએ પૂરી ચોકસી કરી ન હતી ? અમને સત્તા નથી એ તમે શાને આધારે કહો છો ?'

મારા સવાલથી એ થોડા મૂંઝાયા. પછી મને કહે, 'તમારા બંધારણમાં ક્યાંય આ બાબતનો ઉલ્લેખ નથી.'

એમના હાથમાંથી વિદ્યોત્તેજક મંડળના બંધારણની નકલ લઈ મેં એમને મંડળના ઉદ્દેશો બતાવ્યા. 'શિક્ષણસંસ્થાઓ સ્થાપવી, એમનું સંચાલન કરવું તથા એ માટે સરકારની તથા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની તથા દાતાઓની સહાય લેવી', એ કલમ એમને વંચાવી. એ ટાઢા તો પડ્યા પણ મને કહે : 'તમારે ૧૫ પી.પી. પ્રોજેક્ટરનું શું કામ પડે ? તમે શું ફિલ્મો બતાવો છો ?'

એ પ્રશ્નનો ઉત્તર દેવાને બદલે મેં પ્રતિપ્રશ્ન કર્યો, 'તમે શું ભણ્યા છો અને મેટ્રિકની પરીક્ષા ક્યારે પાસ કરી છે ?'

'હું ઇંટર આર્ટ્સ સુધી ભણ્યો છું. મેં મેટ્રિકની પરીક્ષા ૧૯૪૨માં પાસ કરી હતી.'

'ત્યાર પછી દેશમાં કંઈ ફેરફાર થયા છે ખરા ?' મેં પૂછ્યું.

'કેમ નહીં, આપણે સ્વતંત્ર થયા.' એમણે કહ્યું.

'જેમ રાજકીય ક્ષેત્રમાં આવો પ્રચંડ ફેરફાર થયો છે તેમ શિક્ષણના ક્ષેત્રમાં ફેરફારો થયા છે.' એમ કહી મેં રાધાકૃષ્ણન્ પંચનો અને મુડલિયાર પંચનો ઉલ્લેખ કર્યો અને પછી હું બોલ્યો, 'આ પ્રોજેક્ટર ખરીદવાની અમને સરકારના શિક્ષણ ખાતાએ

ભલામણ કરી છે તે અનુસાર અમે તે ખરીદ્યું છે. શૈક્ષણિક ફિલ્મો આવે છે એ તમને ખબર છે ?'

'શૈક્ષણિક ફિલ્મો ? એ વળી કેવી હોય ?' એ અચંબામાં પડી ગયા

બ્રિટિશ કાઉન્સિલની, યુસિસની અને સરકારી શિક્ષણ ખાતાની ફિલ્મોની યાદીઓ એમને મેં બતાવી. પછી મેં કહ્યું . 'અમે આ ફિલ્મો મંગાવીએ છીએ અને જે શ્રેણીના અભ્યાસક્રમ સાથે એ ફિલ્મનો મેળ બેસતો હોય તે શ્રેણીના વિદ્યાર્થીઓને તે બતાવીએ છીએ !'

આમ છતાં, એણે છ-સાત હજારના ખર્ચને અમાન્ય ગણ્યો. એમનો એ મેમો લઈ, એ સમયના શિક્ષણ નિયામક શ્રી દામોદરલાલ શર્મા પાસે હું અમદાવાદ ગયો ત્યારે હજી ગાંધીનગર બંધાતું હતું. શર્મા સાહેબ ગુજરાત રાજ્યના શિક્ષણ નિયામક બન્યા તેની પહેલાં સૌરાષ્ટ્રના શિક્ષણ નિયામક હતા. અમારી શાળાની સ્થાપના પાછળ અને એને મળેલા અનુદાન પાછળ એમનો હાથ હતો. મારી વાત સાંભળી એ હસી પડયા અને મને કહે, 'એ મેમો મને આપ.'

શર્મા સાહેબ, આજે આઈ.એ.એસ. અધિકારીની ચૂડ ભરાઈ છે તે વર્ગના ન હતા. એ શિક્ષણક્ષેત્રમાંથી જ આવ્યા હતા. એ યાદી અને ઓડિટરનું ટિપ્પણ જોઈ હસી પડયા. પછી પેન લઈ છેકો મારતા ગયા અને મને કહે, 'દુષ્યન્તભાઈ, ઓડિટરનું થોડુંક માન રાખવું પડશે. એટલે આ યાદીમાંથી રૂપિયા આઠસોનો ખર્ચ અમાન્ય ગણ્યો છે, તમારા મંડળને એ ભારે નહીં પડે. કાંતિભાઈ શાહને અને ડોલરભાઈ માંકડને મારાં વંદન !'

આમ ઓડિટરોનું કામ દૂધમાંથી પુરા કાઢવાનું હોય છે. આજે હવે ઓડિટરોને કંઈ 'ભેટ' આપી એમની લંબી યાદીને ટૂંકી કરી શકાય છે કે સાવ રદ પણ કરી શકાય છે. બધો આધાર એમને અપાતી 'ભેટ' ઉપર છે. જામનગર આવતા ઓડિટરો કલાપ્રિય છે અને પોતાની પત્નીઓને ખુશ કરવાનું તેમને ગમતુ હોય છે. જામનગરની બાંધણી સારું કામ આપે છે. ગુજરાતના શિક્ષણ ખાતા તરફથી પાછલાં વીસ-બાવીસ વર્ષના હિસાબોનું ઓડિટ ગયે વર્ષે થયું હતુ. એ સમયના આચાર્યો અને હિસાબનીશો નિવૃત્ત થઈ ગયા હોય અને રામશરણ પામ્યા હોય તો પણ ભલે. રિપવાન વિંકલ કોને કહેવાય ?

એ જમાનામાં બી એડ. કોલેજોનો રાફડો ફાટ્યો ન હતો અને 'સ્વનિર્ભર' કોલેજોનાં હાટડાં મંડાયાં ન હતાં. અમારી શાળામાં મારા સિવાય શિક્ષણની તાલીમની ડિગ્રીવાળો કોઈ અન્ય શિક્ષક ન હતો. એક શિક્ષક વળી એસ.ટી.સી. થયેલા હતા.

પહેલે વરસે ઇન્સ્પેકશન કરનાર મંડળીમાં સરકારી શાળાના આચાર્ય હતા. સિત્તેર-પંચોતેર વર્ષો જૂની એ શાળામાં ચાળીસેક શિક્ષકોમાંથી એમના ઉપરાંત માત્ર બે શિક્ષકો જ બી.ટી. થયેલા હતા. બાકીના બધા જ બિનતાલીમી હતાં. પરિસ્થિતિથી એ પૂરા વાકેફગાર હતા તે છતાં એમણે એક જ ગાણું ગાયા કર્યું, 'શાળામાં તાલીમી શિક્ષકો નથી.' એ બાબત એ ત્રીજી વાર બોલ્યા ત્યારે મારાથી રહી શકાયું નહીં. મેં કહ્યું, 'ઓઝા સાહેબ, આપની શાળામાં કેટલા શિક્ષકો તાલીમ લીધેલા છે ? સરકારી કન્યાશાળામાં કેટલા તાલીમી શિક્ષકો છે ? વાસ્તવિક પરિસ્થિતિ આ છે તે આપ જાણો છો. અમે આવતા વર્ષથી જ વારાફરતી શિક્ષકોને ડેપ્યૂટ કરશું !' પછી એ કશું બોલ્યા નહીં. આજે બી.એડ. થયેલા શિક્ષકોની જ ભરતી થાય છે તેથી શિક્ષણનું સ્તર કેટલું ઊંચું ગયું છે તે તપાસનો વિષય છે.

પરંતુ બધા ઇન્સ્પેકટરો એવા નથી હોતા. ધોળકિયા સાહેબનો તથા સતીશભાઈ જોશીનો મને ખૂબ જ સુખદ અનુભવ છે. એ બંને શિક્ષણમાં એટલા જ પ્રવીણ હતા. એ બંનેનો અભિગમ પૂરો ભાવાત્મક - Positive - હતો. મુંબઈમાં શ્રી વકીલના અનુભવની વાત મેં અગાઉ લખી છે. એ વકીલ પછી ડેપ્યુટી ડાઇરેક્ટર બન્યા હતા અને, મહાદ્વિભાષી મુંબઈનું રાજ્ય અસ્તિત્વમાં આવ્યું ત્યાર પછી, જૂના મુંબઈ રાજ્યમાં ભેળવવામાં આવેલા સૌરાષ્ટ્ર, વિદર્ભ

અને મરાઠાવાડાની શિક્ષણપ્રણાલી, પગારધોરણો, અનુદાન-સંહિતા આદિમાં જે અનેક ભેદ હતા તે દૂર કરવા માટેના એક પગલા તરીકે એ રાજકોટ આવ્યા હતા. એ જરા 'સ્ટિફ' હતા પણ એમનો પણ અભિગમ પૂરો ભાવાત્મક હતો.

એ મહાદ્વિભાષી મુંબઈ રાજ્યની રચનાએ લોકોમાં ઘણો અસંતોષ જગાવ્યો હતો. દેશ સ્વતંત્ર થયો તેની પહેલાંથી કૉંગ્રેસે ભાષાવાર પ્રાંતરચનાની માંગણી કરી હતી તેની પાછળ, લોકોની જ ભાષામાં વહીવટ ચાલે તે મુખ્ય ઇચ્છા હતી. મોરારજી દેસાઈની જિદથી મહારાષ્ટ્ર અને ગુજરાતની સ્થાપના કરવામાં ન આવી અને 'સંયુક્ત મહારાષ્ટ્ર ઝાલાચ પાઇજે'નો તથા ગુજરાતના સ્વતંત્ર રાજ્યનો બુલંદ નાદ ઊઠ્યો હતો. એ આંદોલને લોકજીવનને ઠીક ઠીક ખેરવી નાખ્યું હતું અને, મોરારજી દેસાઈને પૂછીને જ પાણી પીતી ગુજરાતની કૉંગ્રેસ પાર્ટી ઠીક ઠીક પાછળ ફેંકાઈ ગઈ હતી. મહાગુજરાતનું આંદોલન થયું ન હોત તો, કદાચ, હાંસિયામાં ફેંકાઈ ગયેલા ઇન્દુલાલ યાજ્ઞિક પાછા આગળ આવી ગયા તે આવી શક્યા ન હોત, લોકોનાં મન ખાટાં થયાં ન હોત અને કેટલીયે ખાનાખરાબી અટકાવી શકાઈ હોત.

ભાષાવાર પ્રાંતરચના- કે રાજ્યવ્યવસ્થા-માં કશું જ અયોગ્ય નથી. શિક્ષણનું માધ્યમ અને રાજવહીવટની ભાષા લોકોની માતૃભાષા જ હોવી જોઈએ. પરંતુ, કૉંગ્રેસે ભાષાવાર પ્રાંતરચનાની વાત ઉચ્ચારી ત્યારે, એ રચના સંકુચિતતાની કેટલી પોષક અને રાષ્ટ્રીયતાની ભાવનાની કેટલી વિઘાતક બનશે એની કલ્પના કોઈને આવી નહીં હોય. ડી.એમ.કે., અને એ.એમ.ડી.આઈ.કે., તેળુગુ દેશમ પાર્ટી, શિવસેના વગેરે પક્ષો એકદમ સંકુચિત ભાવનાના વિષને ઓકતા પક્ષો જ બની ગયા છે. કેટલાક હિંદ-ભાષીઓ હિંદીને જ લાદવા માગે છે. અકાલીઓની નજર પંજાબની બહાર જઈ જ શકતી નથી અને સતલજ-યમુના નહેરનું કામ આગળ વધવા જ દેવાતું નથી. નર્મદા નદી પર બંધ ન બંધાય તે માટે મધ્યપ્રદેશે અને મહારાષ્ટ્રે આડોડાઈ કરવામાં કશું જ બાકી રાખ્યું નથી.

ગુજરાત પૂરતી જ વાત કરીએ તો - જોકે બીજાં બધાં રાજ્યોને પણ એ લાગુ પડે જ છે - બિનગુજરાતી પ્રાધ્યાપકોનો લાભ આપણી કૉલેજોને મળતો જ નથી. અમદાવાદમાં ભાંડારકર હતા, વીસનગરમાં ગોકાક હતા, એમ.ટી.બી.માં નીમકર હતા, સામળદાસ કૉલેજમાં કોટવાળ હતા અને જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં બે જોશીઓ અને ધુર્યે હતા : આ પ્રવાહ સદંતર બંધ જ થઈ ગયો છે. વળી, અંગ્રેજી સામેના વિરોધે, અંગ્રેજીનું શિક્ષણ સાવ પંગુ કરી મૂક્યું હોઈ, મોટા ભાગના પ્રાધ્યાપકો મોટે ભાગે ગાઇડો જેવાં થર્ડરેઇટ ગુજરાતી પુસ્તકોથી આગળ વધતા નથી. સમાજશાસ્ત્ર શીખવતા એક અધ્યાપક ૧૯૯૬માં ૧૯૬૦માં પ્રકાશિત થયેલું ગ્રંથનિર્માણ બોર્ડનું કોઈ પુસ્તક વાંચતા હતા. એ એક જ પુસ્તક એમનો આધાર હતો. અર્થશાસ્ત્ર લઈને બી.એ.માં ૬૫ ટકા અને એમ.એ.માં ૬૦ ટકા ગુણ મેળવનાર, પ્રોફેસરપદના એક ઉમેદવારે ૧૯૮૦માં ગન્નાર મિર્ડોલના પ્રખ્યાત અભ્યાસગ્રંથ 'એશિયન ડ્રામા'નું નામ પણ સાંભળ્યું ન હતું. એ 'સ્કોલર'ને એ વિશે પૂછવામાં આવ્યું તો એ કહે, 'એ નાટક મેં વાંચ્યું નથી !' જ્ઞાનનો આ અભાવ ઉચ્ચશિક્ષણને ફારસ જ બનાવી દે છે.

માતૃભાષા દ્વારા જ બધું શિક્ષણ અપાવું જોઈએ પણ, માતૃભાષામાં પૂરતું સંદર્ભ સાહિત્ય ઉપલબ્ધ ન હોય ત્યાં સુધી, અંગ્રેજી સંદર્ભગ્રંથો વાંચીને સમજી શકે તેટલું અંગ્રેજી વિદ્યાર્થીઓને અપાવું જ જોઈએ. ચાર વર્ષોનો જ અભ્યાસક્રમ ભલે હોય પરંતુ, તે સંગીન હોવો જોઈએ અને તે શીખવવા માટે અદ્યતન શિક્ષણપદ્ધતિઓનો અને સાધનોનો ઉપયોગ થવો જોઈએ. કંગાળ પાઠ્યપુસ્તકોથી વિશેષ કશું જ વાંચન ન હોય, કેટલીક વાર, એ પાઠ્યપુસ્તકોને પણ તડકે મૂકીને માત્ર ગાઇડોથી જ ગાડું ગબડાવાતું હોય ત્યાં જ્ઞાનનો સંગીન પાયો શી રીતે રોપાઈ શકે ?

વિજ્ઞાન અને ટેક્નોલોજી તો ઠીક, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઇતિહાસ, ભૂગોળ, સંસ્કૃત, કાનૂનશાસ્ત્ર, કૃષિ ઇત્યાદિ બધી જ્ઞાનશાખાઓ માટે અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક છે. ભાષાશાસ્ત્ર માટે પણ તે એટલું જ આવશ્યક છે.

અંગ્રેજીની શિક્ષણપદ્ધતિમાં ડાઇરેક્ટ મેથડ આવે, સ્ટ્રક્ચરલ મેથડ આવે કે ડિસ્કોર્સ મેથડ આવે, આપણી શાળાઓ પુરાણી ભાષાન્તર-વ્યાકરણ પદ્ધતિને જ વળગી રહી છે. આજનું ભાષાશાસ્ત્ર પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ઈતર ભાષાના શિક્ષણકાર્યમાં સહાય આપી રહ્યું છે. આઈ. એ રિચર્ડ્ઝની દીવાસળી ચિત્ર-પદ્ધતિથી, ચોમ્સ્કીના 'ડીપ સ્ટ્રક્ચર' અને 'ટ્રાન્સ-ફર્મેશનલ ગ્રામર'થી અને વિરોધાત્મક ભાષાશાસ્ત્રથી માધ્યમિક શાળાઓના અંગ્રેજીના શિક્ષકો તો ઠીક, અધ્યાપન મહાવિદ્યાલયોના મોટા ભાગના અંગ્રેજીના પ્રાધ્યાપક સાહેબો પણ અનભિજ્ઞ છે. પરભાષા-શિક્ષણને લગતું સંશોધન આપણે ત્યાં ક્યાંય થતું હોવાનું જાણ્યું નથી અને વિદેશોમાં જે થાય છે તેનો લાભ લઈ શકવાની ત્રેવડ આપણી પાસે નથી. પરિણામે આપણું અંગ્રેજી શિક્ષણ વધુ ને વધુ કંગાળ બનતું જાય છે.

વિરોધાત્મક ભાષાશાસ્ત્રનો ઉલ્લેખ કર્યો છે એ અનુસાર માતૃભાષા અને બીજી જે ભાષા વિદ્યાર્થીઓએ શીખવાની છે તે બે ભાષાઓમાં રહેલાં સામ્યવૈષમ્યોનું અધ્યયન કરવામાં આવે છે. ગુજરાતી અને અંગ્રેજી વચ્ચે ધ્વનિઓના ઉચ્ચારણમાં અને સંરચનાઓ-*structures*-માં સામ્ય છે તેમજ વૈષમ્ય પણ છે. એકદમ સરલીકરણ કરીને કહી શકાય કે, અંગ્રેજીમાં ત-દ-ળ-ણ ઉચ્ચારણો નથી. સંજ્ઞા, ક્રિયાપદ, વિશેષણ આદિ પદોમાં સામ્ય હોવા છતાં, વાક્યરચનામાં, પ્રત્યયો ને વિભક્તિઓની બાબતમાં કેટલાક પાયાના ભેદો છે. અંગ્રેજી શીખતાં ગુજરાતી વિદ્યાર્થીઓના લક્ષ પર આ ભેદો મૂકવામાં આવે તો એનું અંગ્રેજી શિક્ષણ વેગવંતું અને ભૂલમુક્ત નહીં તો ઓછી ભૂલોવાળું કરી શકાય.

આ બાબતને ધ્યાનમાં રાખીને મેં અમારી શાળામાં આવી અજમાયશ કરી જોવા વિચાર્યું. શ્રેણી આઠમીમાં અંગ્રેજીના તાસ લેતા શિક્ષકમિત્રો સાથે ચર્ચાવિચારણા કરી. એમને આ ભેદાત્મક - *contrastive* - ભાષાશાસ્ત્ર વિશે થોડી સમજ આપી અને, ગુજરાતી-અંગ્રેજી વચ્ચેના આવા ભેદોની યાદી એમને તૈયાર કરવા કહ્યું. પોતાની મર્યાદામાં રહીને એ શિક્ષકે દસ-પંદર દહાડા પછી આવી એક યાદી બનાવી અને મને તે બતાવી પણ ખરી. મને લાગ્યું કે મારું દૃષ્ટિબિન્દુ એમને ગળે ઊતર્યું છે. પછી આ તફાવતો ઉપર વિદ્યાર્થીઓનું લક્ષ દોરી, ગુજરાતીથી ભિન્ન ઉચ્ચારણ કે સંરચના કેવી રીતે વર્ગમાં રજૂ કરવાં તે વિશે એમની સાથે તથા અંગ્રેજી શીખવતા બીજા શિક્ષકમિત્રો સાથે ચર્ચા કરી. મેં સૂચવેલા અભિગમ પાછળ તથ્ય રહેલું છે તે બાબત સૌ સંમત થયા અને, ૧૯૬૪-૬૫માં એનો પ્રયોગ કરવા અમે વિચાર્યું. આ શિક્ષકોમાંથી કોઈએ ભાષાશાસ્ત્રનો જરા સરખો પણ અભ્યાસ કર્યો ન હતો અને, એકને બાદ કરતાં, અંગ્રેજીની વિષયપદ્ધતિ લઈને કોઈ બી.એડ. થયેલું પણ ન હતું. એ કોરી પાટીનો લાભ હતો જ.

આટલી તૈયારી કર્યા પછી એનસીઈઆરટીને અનુદાન માટે મેં અરજી કરી. પાંચસો રૂપિયાનું માતબર (!) અનુદાન એ કાઉન્સિલે મંજૂર કર્યું.

ગુજરાતી અને ટાર્ગેટ ભાષા અંગ્રેજીના સ્વરવ્યંજનોના ઉચ્ચારણભેદની મેં યાદી બનાવી. ઓક્સફર્ડ ડિક્શનરીની સહાયથી અંગ્રેજી ઉચ્ચારણો અને તેના સ્વરભારના તત્ત્વ વિશે થોડી ચર્ચા કરી. તે અનુસાર ઉચ્ચારણ કરવાનો થોડો મહાવરો પણ અમે કરવા લાગ્યા. મેં જોયું કે જે શિક્ષક આ પ્રયોગ કરવાના હતા તેમનામાં આ બાબત પૂરો ઉત્સાહ હતો.

અમે આટલી તૈયારી તો કરી પરંતુ, વધારે માર્ગદર્શન મેળવવાના હેતુથી મેં મુંબઈસ્થિત યુસિસ-યુનાઇટેડ સ્ટેટ્સ ઇન્ફર્મેશન સર્વિસિઝ- ને પત્ર લખ્યો. એના પુસ્તકાલયનો હું સભ્ય હતો અને, એમના

તરફથી કંઈ સામયિકો અને પુસ્તકોની લ્હાણી અમને મળતી હતી.

મારા પત્રમાં મેં બે બાબત વિનંતી કરી હતી. અમને મળેલા અનુદાનની અર્ધી રકમ-અઢીસો રૂપિયા-સુધીના આ વિષયને લગતાં પુસ્તકો મને વેચાતાં મેળવી આપવાં અને, એમના પુસ્તકાલયમાં આ વિષયનાં પુસ્તકો હોય તો તે લોન પર આપવાં એવી વિનંતી મેં કરી હતી.

મારા પ્રશ્નના ઉત્તરમાં યુસિસે મને પુસ્તકો નહીં મોકલાવ્યાં, મારા પ્રશ્નનો કશો ઉત્તર પણ નહીં આપ્યો પરંતુ, સહી વગરની ટાઇપ કરેલી ચબરખીમાં મારી શૈક્ષણિક કારકિર્દી અને શૈક્ષણિક અનુભવ વિશે વિગતવાર લખી મોકલવાની જાણ મને કરી.

એ તૈયાર કરી મેં એ યાદી મુંબઈની યુસિસની કચેરીને મોકલી આપી. એમને એની શી આવશ્યકતા હશે તે વિશે હું કલ્પના કરી શકતો ન હતો.



## પ્રગટે પરમ સુગંધ

જાવું શીદ ઓ પાર - રસિકજન
જાવું શીદ ઓ પાર
ગાતાં ગાતાં આનંદે
રહીશું ઇસ પાર - રસિકજન
કલકલ સરિત તણાં શીતલજલ
થઈને વહો છો અનંત દલદલ
સદાય સંગે સૌની રહીને
જીવશું એ (હો) નિરધાર - રસિકજન
સમયતણી ઘૂઘરીઓ રણકે
વિભિન્ન સૂર ને તાલ
એમાં રચવા રાસ પરમના
એ વિરલ-ક્ષિતિજ વિસ્તાર - રસિકજન
અવિનાશીના કુળના વંશજ
અવિનાશી તુજ છંદ
છંદ તણા વિચ્છંદ મહીંયે
આનંદનો અણુબંધ - રસિકજન
શબ્દબ્રહ્મના નિષ્ણાતોને
એ જ બંસી એ જ બ્રહ્મ
બિન્દુ સિન્ધુના આસ્વાદોમાં
પ્રગટે પરમ સુગંધ - રસિકજન

**ડૉ. બાલકૃષ્ણ ગોર 'મૈત્રેય'**

(રાજેન્દ્ર શાહની ''ગતિ-સ્થિતિ સંવાદ'' વાંચ્યા પછીની સ્ફુરણા)

## અંધકારે જ્યારે ડૂબતો જાઉં

અંધકારે જ્યારે ડૂબતો જાઉં
પૂરજે મ્હારા પ્રાણ ને તારી
દિવ્ય ઝળાંહળ તેજની જ્યોતે
એક તું મને જ્ઞાત ન અવર
શ્વાસ ઉચ્છ્વાસે પગલી તારી
પાડજે પ્રેમાળ, મમ હૃદય આકાશ
અંધકારે જ્યારે ડૂબતો જાઉં
ભોમિયાની ભરમાર ન માંગું.
માંગતો કેવળ, આંગળીનો અણસાર
માંગતો કેવળ શાશ્વતીનો એક તાર
બીજું હું કાંઈ ન માંગું
અંધકારે જ્યારે ડૂબતો જાઉં
સ્વજન ભેરુ સૌ છોડી સંગાથ
મૂકીને એકલો વિજનવાટ જશે
ત્યારે ચરણ તારે ચાલવું કરી
પંડવિસામા, પહોંચવા આપણ દેશ.
પ્રીત મળે, જ્યાં ગીત મળે જ્યાં
જીવનનું સંગીત મળે જ્યાં
અભયદીવો સૌનો થાવા પૂરજે પ્રેમપ્રકાશ
અંધકારે જ્યારે ડૂબતો જાઉં

**ડૉ. બાલકૃષ્ણ ગોર 'મૈત્રેય'**

# અઢી દાયકાનું વિવેચન ('૭૫ થી ૨૦૦૦) : કેટલાક સ્થિત્યંતરો...

ભરત મહેતા

સાતમા દાયકાના અંતે સમકાલીન વિવેચન વિશે માલ્કમ બ્રેડબરી અને પામરે એક ગ્રંથ સંપાદિત કર્યો. જેમાં કૃતિનિષ્ઠ, ભાવકકેન્દ્રી, મનોવિશ્લેષણમૂલક, તુલનાત્મક, સામાજિક અને માનવવાદી એવા અભિગમો ચર્ચ્યા. પરંતુ આ માર્મિક આલોચનાના અંતે નોથ્રોપ ફ્રાયનું સમર્થન ટાંકીને એવું કહેવાયું કે ભાષાસિદ્ધાંત, સામાજિક સિદ્ધાંત વગેરેથી પ્રેરિત - સાહિત્યમીમાંસા કરતાં સાહિત્યમાંથી જ ઉદ્‌ભાવિત ગૃહીતો પર પ્રતિષ્ઠિત સાહિત્યમીમાંસા વધુ ન્યાયકર્તા નીવડે'. આમ છતાં પશ્ચિમની સાહિત્યમીમાંસા આવા કોઈ તારણને ગાંઠયા વિના સમાજવિજ્ઞાનો, મનોવિજ્ઞાન, તત્ત્વજ્ઞાનમાંથી જ પોતાના આધારો શોધતી આગળ ચાલી છે. કૃતનિષ્ઠ વિવેચનનો ગાળો ગુજરાતમાં સુરેશ જોશીના પ્રભાવે ઠીક ઠીક ચાલ્યો, પરંતુ ત્યારબાદ થોડાંક અપવાદો બાદ કરતાં વિવેચનના, અનેકવિધ અભિગમો વિકસાવવાનું - આપણાથી બન્યું નથી. ધવલ મહેતાએ 'બદલાતી ક્ષિતિજ', 'આંગળિયાત' વગેરેમાં સમાજશાસ્ત્રીય અભિગમથી કામ કર્યું કે મકરંદ મહેતાએ તાજેતરમાં 'એક અસ્વપ્ન સુખી જીવન'ને ઇતિહાસના નૂતન અભિગમથી તપાસી છે તે અપવાદરૂપ નિદર્શનો છે. '૭૫ થી ૨૦૦૦નો સમયગાળો સુરેશ જોશીનો નથી પણ સુ.જો.ના પ્રભાવનો છે. કૃતિને કૃતિના કવિધર્મના આધારે જ તપાસવાની જિકર તેમના દ્વારા સ્પષ્ટપણે રેખાંકિત થઈ. અલબત્ત, શિરીષ પંચાલે આપણને 'સુંદરમની કાવ્યવિભાવના' જેવા લેખમાં કે ઉમાશંકરના ન્હાનાલાલની રચના 'શરદપૂનમ'વાળા લેખમાં સુ.જો. પૂર્વે આ અભિગમ કૃતિતપાસમાં પ્રયોજાયો હતો તે ખંતપૂર્વક ખોળી આપ્યું છે. આકારવાદનો મહિમા થતાં સાહિત્યકૃતિને આકાર આપનાર ઘટકો - છંદ, અલંકાર, કલ્પન, પ્રતીક, પુરાકલ્પન વિશે વિચારાયું. એની સામે જ્ઞાનનાં અન્ય ક્ષેત્રોના સંદર્ભે કળાકૃતિનો ઝાઝો વિચાર થયો જ નહીં. આપણે ઉમાશંકરના 'શરદપૂનમ'વાળા લેખનો મહિમા કરતાં હજુ થાકતા નથી. બાકી, ઉમાશંકરે 'સાહિત્ય અને પ્રગતિ' કે માર્ક્સવાદના પ્રભાવ હેઠળ કેટલુંક કહ્યું હતું જેનો મહિમા પણ આજે પ્રસ્તુત છે.

"નરસિંહરાવ જેવાં સામાજિક દુરિતોને પણ સ્પર્શે છે, પણ સમાજની જે ખૂટલાઈના કારણે આવાં દુરિતો પ્રગટે છે તે એમનો કાવ્યવિષય બનતી નથી...કલાપીમાં અંગત રાગાવેશોનો પ્રલાપ જ વિશેષ તો છે નાનાલાલમાં હિંદુ સંસ્કૃતિના પ્રાચીન આદર્શના કરુણમધુર સરોદ સંભળાય છે; અને કવિ મધ્યકાલીન રજવાડાશાહી વાતાવરણનો ડગલો ઉતારવા તૈયાર જ ન હોય એવી સ્થિતિ દષ્ટિગોચર થાય છે...એકલા હિંદમાં જ નહિ, પૃથ્વી સમગ્રમાં આવી ગયેલાં, જામી ગયેલાં, સમાજને આમૂલ ફેરવી નાખતાં, પરિવર્તનો તેમને સ્પર્શી શકાયા પણ નથી... ગાંધીજીની પ્રથમ અસર થઈ, 'હાલો ગામડે જયી' - ગામડાનાં ખુશનુમા આસમાની રંગબેરંગી ચિત્રણો થવા માંડયાં, પદ્ય કરતાં ગદ્યમાં વિશેષ. તો બીજી અસર થઈ પોચટ માનવતાવાદની સામાજિક રચનાની વિસંગતિઓનો - વિસંગતિતાઓનો ઉકેલ માનવના માનવ્યમાં શ્રદ્ધા રાખવાથી આવી જશે, એવી હિમાયત વ્યક્તિવાદની પરાકાષ્ઠારૂપે પ્રગટાવવાનું માન આપણા દેશને ઘટે છે. શ્રમીણો તમે શાંત રહો ! તમે આકળા ન થશો. તમારા માલિકો તમારા ટ્રસ્ટીઓ છે ને તે પ્રમાણે વર્તશે. તમારે સૌ રૂડાં વાનાં થશે. આ માનવવાદની ઇન્દ્રજાળ શોષણસંસ્થાના ટકાવવામાં છેલ્લું મોહક અસ્ત્ર છે."[2]

ઉમાશંકરના આવા વિચારોની આ વૈશ્વિકરણના દિવસોમાં ખૂબ જરૂર છે. આ અવતરણમાં કાન્તની બાદબાકી શું સૂચવે છે ? ઉમાશંકર 'કલાકાર કવિ' કહેવાયેલા કાન્તની ધારણાને પણ આ અભિગમથી

પડકારી શક્યા હોત. હાલમાં ડૉ. સતીશ વ્યાસના 'સાંપ્રત વાર્તાઓમાં વાસ્તવનિરૂપણ'માં આવી રજૂઆત થઈ છે. - સાહિત્યને આ અભિગમથી આપણે તો તપાસી ન શક્યા, પરંતુ આ અભિગમ ધરાવનારાઓને પણ આપણે નીચી નજરે જોઈએ છીએ. ડૉ. સુમન શાહનું એક વિધાન જુઓ,

'સાહિત્ય એક આઇડિયોલૉજી કે એવું ધરાવતા આ માર્ક્સવાદીઓને ઉત્તમ કળાકૃતિઓનો કશો અનુભવ નથી હોતો.'[3] પ્રારંભમાં જ આ જરૂરી આડવાત એટલા માટે કરી છે કે આકારવાદ પછી આગળ વધવા માટે આવી સૂઝ આડખીલીરૂપ બની. પરિણામે આપણે લાગલા જ સંરચનાવાદ કે આધુનિકતાવાદમાં ખાબક્યા.

'૭૫ થી ૨૦૦૦ના ગાળામાં એક છેડે ગાંધીયુગીન સાહિત્યચિંતકો સુંદરમ્ ('સાહિત્યચિંતન') કે વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ('સાહિત્યસંસ્પર્શ')ના ગ્રંથો છે તો બીજા છેડે આધુનિકતાવાદ પશ્ચાત્‌ની નાનાવિધ સાહિત્યવિચારણાનો પરિચય લઈને આવતા ચંદ્રકાન્ત ટોપીવાળા, સુમન શાહ, શિરીષ પંચાલ, પ્રમોદકુમાર પટેલના ગ્રંથો છે. વિવેચનનો બૃહદ પટ છે. એક છેડે '૭૬માં અપાયેલું નિરંજન ભગતનું 'કવિતાનો યુગધર્મ' જેવું વ્યાખ્યાન છે, તો બીજા છેડે '૯૭માં અપાયેલું એમનું જ 'કવિની સામાજિક ભૂમિકા' જેવું વ્યાખ્યાન છે. એક છેડે કારકિર્દીના પ્રારંભે આવેલું સિતાંશુ યશશ્ચંદ્રનું 'સીમાંકન અને સીમોલ્લંઘન' છે તો બીજા છેડે અધ્યાપનકારકિર્દીના અંતે મળેલું ''અસ્યાઃ સર્ગવિધૌ'' જેવું એમનું પુસ્તક છે. આ ગાળામાં 'અરણ્યરુદન', 'ચિન્તયામિ મનસા' કે 'અષ્ટમોઽધ્યાય' જેવા સુરેશ જોશીના કે 'શબ્દની શક્તિ' જેવો ઉમાશંકર જોશીનો વિવેચનસંગ્રહ પણ પ્રાપ્ત થાય છે. અનુસુરેશ જોશી યુગના મહત્ત્વપૂર્ણ વિવેચકો જયંત કોઠારી, પ્રમોદકુમાર પટેલ, દિગીશ મહેતા, જયંત ગાડીત, રાધેશ્યામ શર્મા વગેરેનાં મહત્ત્વપૂર્ણ કામોનો આ કાર્યકાળ છે. અહીં મેં જે ઉલ્લેખ્યાં છે તે નિરંજન ભગતનાં બે વ્યાખ્યાનો વચ્ચેનો આ ગાળો છે. બેઉ વ્યાખ્યાનોના અંતે એલિયેટનું જે વિધાન મૂકવામાં આવ્યું છે તે નિરંજન ભગત, ઉમાશંકર જોશીની કાવ્યવિભાવના સમજવા માટે ચાવીરૂપ છે. પહેલા વ્યાખ્યાનવેળાએ તો રાષ્ટ્ર એક મોટી કટોકટીમાંથી પસાર થયું હતું. એ ઘટનાનાં તાત્કાલિક કાવ્યો ન હોય. એ માટે ઑડેનનાં ફાસીવાદવિરોધના કાવ્યોને તથા એ વિશેની ઑડેનની કેફિયત પણ ટાંકવામાં આવી. જલિયાનવાલાના હત્યાકાંડ સમયે રવીન્દ્રનાથે 'હું હત્યાનું કાવ્ય નહીં કરું' એમ સંભળાવેલું તે પણ ટાંકવામાં આવ્યું છે. પણ અહીં આપણે એ ઉમેરવું જોઈએ કે રવીન્દ્રનાથે બધાં જ ઇનામો-અકરામો સરકારને, આવી ક્રૂર સરકારને પાછાં ધકેલી દીધાં હતાં. નિરંજન ભગતની કાવ્યવિભાવનાનો પરિચય '૭૧માં 'આધુનિક કવિતા'વાળા વ્યખ્યાનમાં પણ મળે છે. એ વખતે બૉદલેરના અનુગામી ફ્રેન્ચ કવિ-વિવેચકો દ્વારા શરૂ થયેલો 'શુદ્ધ કવિતા'નો નાદ ગુજરાતીમાં ગાજતો હતો. 'અર્થાતીત કવિતા નિર્વંશ છે'. એવું કચકચાવીને એમણે કહ્યું. આ પ્રલંબ વ્યાખ્યાનમાં એમણે રેમ્બોની જીવનકથાનો હવાલો આપી 'શુદ્ધ કવિતા'ની નિરર્થકતાની ઝાટકણી કાઢી છે. પ્રશિષ્ટ સર્જકોથી માંડીને બૉદલેર સુધીના કવિઓના પરિશીલનથી દ્રઢ થયેલી સાહિત્યદષ્ટિ હોવા છતાં તેઓ આપણી આધુનિક કવિતા વિશે મૌન સેવે છે. એકાદ-બે લસરતાં વિધાનો કરે છે. શું આ, મૌનને જ એક અભિપ્રાય ગણીશું ? સુરેશ જોશીએ તો 'કુંઠિત સાહસ'થી નવા કવિઓને આવકારેલા તેમજ નવા કવિઓની મર્યાદાઓને સંકેતી હતી. જ્યારે નિરંજન ભગતનો 'સ્વાધ્યાયલોક', 'ગુજરાતી સાહિત્ય : ઉત્તરાર્ધ'વાળો ટાંચણનોંધો અને માહિતીપ્રચુરતાવાળો છે. છેક '૫૭માંની 'ગૃહપ્રવેશ'ની પ્રસ્તાવનાથી, '૬૦માં 'કિંચિત્'ના પ્રાગટ્ય પછી સુરેશ જોશીએ આપણી કાવ્યવિચારણામાં આમૂલ પરિવર્તન આણ્યું. પુરોગામી રા. વિ. પાઠક, ઉ. જો., વિષ્ણુપ્રસાદ ત્રિવેદીથી ભિન્ન કાવ્યાદર્શ લઈને તેઓ આવ્યા, સામા છેડે નિરંજન ભગત આદિની વિચારણામાં કવિ કેન્દ્રમાં રહે છે તે ઉમાશંકરનો તંતુ છે. પ્રતિભા, કવિનું

દર્શન, પ્રેરણા પર ઝોક હતો. કવિનું દર્શન જેટલું ઊંડું, જીવનપોષક એટલું કાવ્ય ઊંચું. છંદ, લય, અલંકાર એ સૌ દર્શનને આકાર આપનારી સામગ્રી છે. કહી શકાય કે ઉમાશંકર જોશી કે નિરંજન ભગત જેટલા એલિયટથી પ્રભાવિત છે તેટલાં ફ્રેંચ પ્રતીકવાદી કવિઓથી પ્રભાવિત નથી. 'શુદ્ધ કવિતા'ને તેઓ એટલે જ પુરસ્કારી શકતા નથી. કાવ્યને સંસ્કૃતિના વ્યાપક સંદર્ભમાં જોવાનું સૂચવે છે. અગાઉ નિર્દેશેલા પચીસીના બે છેડા પર ઊભેલા ભગતસાહેબના વ્યખ્યાનમા મુકાયેલું એલિયટનું અવતરણ નિરંજન ભગત, ઉમાશંકર જોશીની કાવ્યવિચારણામા અવારનવાર શબ્દફેરે સંભળાતું રહે છે. એ વિધાન આ મુજબનું છે.

"The greatness of literature cannot be determined solely by literary *standards, though we must remember* that whether it is literature or not can be determined only by literary standards." તેથી જ ભગતસાહેબ 'વિશ્વશાંતિ'ને કાવ્ય તરીકે સ્વીકારી શકતા નથી કાવ્યના કવિકર્મ પર ભાર મૂકયા પછી દર્શનના માપદંડને ધરી રાખવાનું વલણ ઉશનસ્, જયંત કોઠારી, રઘુવીર ચૌધરી, ભોળાભાઈ પટેલ, રમણલાલ જોશીમાં પણ દેખાય છે. 'શુદ્ધ કવિતાની વિભાવના' નામના લેખમાં ઉશનસ્ લખે છે. 'કવિતાની વિરોધી પ્રવૃત્તિ-Impurities-હતો તે વાદ પોતે નથી, વાદની પ્રચારાત્મક કે પ્રગટ સારાંશ બોધકતા છે. બધા જ વાદની ધાતુને સર્જકભઠ્ઠીનું ઉત્કલનબિંદુ ઓગાળી રસાયણ બનાવી દઈ શકે છે. જોઈએ છે એવી સર્જક પ્રતિભાની જલતી ભઠ્ઠી. સુકવિતાના આગ્રહમાં મહાન કવિતાને રખેને અનાદર થાય એ તકેદારીનું કામ પણ વિવેચનાએ કરવાનું છે."[૪] આ રીતે સુરેશ જોશી અને ઉમાશંકર જોશીની કાવ્યવિચારણાના ફળસ્વરૂપે આપણે કૃતિને મૂલવવા માટે કૃતિગત ધોરણોને જ અનુસરીએ એ દૃઢ થતું ગયું. સાતમા દાયકાના અંતે આ સ્થાપના વધુ ને વધુ દૃઢ બની ચૂકી. 'ગુજરાતી કવિતાનો આસ્વાદ' આનું જ ઉદાહરણ છે. તેમ છતાં આદર્શની વાત પડતી મુકાઈ નથી. સુરેશ જોશીના જ વિદ્યાર્થીસમા અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ 'મેઘાણી' વિશે સંપાદન એ ગાળામાં આપે છે તે પણ સૂચક છે. 'મેઘાણી'ની કવિતા નિમિત્તે લખતા ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળા 'કળા સામાજિક ઘટના નથી' એમ કહે છે પણ આજે એ વિકાસશીલ વિવેચક ત્યાં રોકાયેલા નથી.

ઉમાશંકર જોશી કે નિરંજન ભગતની વિચારણાની સમરેખ ચાલતા વિવેચકોની સામેનું એક જૂથ એ રીતે આવ્યું કે સમાજોપયોગિતાનું કળાની દૃષ્ટિએ કોઈજ મહત્ત્વ નથી. જેમાં સુરેશ જોશીની સાથે જ ચંદ્રકાન્ત ટોપીવાળા, પ્રમોદકુમાર પટેલ, સુમન શાહ વગેરેને મૂકી શકાય. રાષ્ટ્રની મુક્તિની સાથે કવિતાની મુક્તિનો રાજીપો 'પ્રતિભાષાનું કવચ'માં ઠેર ઠેર છે. જાણે કવિતા ખોટા કામે જોતરાયેલી હતી ! તેઓ લખે છે :

"જીવનસામગ્રી અને અનૈતિહાસિક સામગ્રીથી વિમુક્ત્ કરાયેલી, કૃતિના સર્જકનો છેદ ઉડાડી જો આધુનિક વિવેચન સર્જકનું મૃત્યુ જાહેર કરે છે, તો અધૂરી કૃતિને પૂરી કરવા, સર્જક સાથે સહસર્જક થવા કૃતિના રિક્ત અંતરાલમાં ભાવકની ચેતના ભરવા આધુનિક વિવેચન ભાવકના જન્મને પણ જાહેર કરે છે."[૫]

અહીં જાણે શરત છે કે સર્જકનું મૃત્યુ થાય તો જ ભાવકનો જન્મ થાય ! આ ગ્રન્થમાં તેઓ નરસિંહ, કાન્ત, કલાપી, ન્હાનાલાલ, પ્રહ્લાદ પારેખ, રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત, હસમુખ પાઠક, રાજેન્દ્ર શુક્લ, મનોજ ખંડેરિયા, રાવજી પટેલ, પ્રબોધ પરીખ, અનીલ જોશી, ચિનુ મોદી અને માધવ રામાનુજને ચર્ચે છે.

ઉમાશંકરની રચના છે, પણ '૮૦માં પ્રગટ થયેલી. આ યાદી - વિવેચકને ગાંધીયુગનો છોછ છે તે જાહેર કરે છે. જ્યારે એમનામાં આજે એ છોછ નથી. આજે તેઓ કૃષ્ણ દવેના 'પ્રહાર' સંગ્રહને પણ 'પણ્યકવિતાનો વૈતાલિક' કહીને બિરદાવે છે.

આવું જ કૃતિલક્ષી વિવેચન 'બક્ષીથી ફેરો'માં ડૉ. સુમન શાહે પૂરું પાડ્યું. જેમાં કૃતિપસંદગી આધુનિકતાના મિજાજના કારણે, કહો કે 'વસ્તુ' સંદર્ભે હતી ! બાકી ! 'આપણો ઘડીક સંગ' જેવી દિગીશ મહેતાની રચનાની ત્યાં બાદબાકી શી રીતે થાય? જ્યાં ચિનુ મોદીની 'ભાવઅભાવ'નોય સમાવેશ થયો હોય ત્યાં ! મહિમા આકારનો કરતા રહ્યાને પુરસ્કાર નબળી કૃતિઓનોય થયો. સુરેશ જોશીને 'અસ્તી' રસની દષ્ટિએ સંતર્પક લાગી. 'રણમાં વીરડા સમી' નવલકથાઓની યાદીમાં શિરીષ પંચાલે 'અસ્તી', 'મહાભિનિષ્ક્રમણ'ને સમાવી ત્યાંય 'આપણો ઘડીક સંગ' જેવી રચનાનો સમાવેશ નથી.[૬] સુરેશ જોશીના નવલકથા-આસ્વાદોમાં કૃતિના દર્શન તરફનો ઝોક રહ્યો છે. ઉદાહરણરૂપે 'દુર્ગ'વાળો આસ્વાદ લઈ શકાય.

સુરેશ જોશી પોતાની કાવ્યવિચારણામાં ભારતીય કાવ્યમીમાંસાના રસ, ધ્વનિને સાથે સાંકળે છે. એનું અનુસંધાન એમની સમાંતરે હરિવલ્લભ ભાયાણીમાં તો એમના પછી જયંત કોઠારીમાં જોવા મળે છે. સુરેશ જોશીનો આકારવાદી અભિગમ એની નજીકના અભિગમો સંદર્ભે ડૉ. સુમન શાહ અને ચંદ્રકાન્ત ટોપીવાળામાં આગળ વધે છે. રશિયન સ્વરૂપવાદ, સંરચનાવાદ, ફિનોમિનોલોજી, અર્થઘટનશાસ્ત્ર વિશેના તેમના લેખો એ સંદર્ભે જોઈ શકાય. ડૉ. હરિવલ્લભ ભાયાણી આપણી પરંપરાની વિગતો લઈને આધુનિક કાવ્યવિચારણા સાથે સતત તુલનાવતા રહ્યા છે. એટલું જ નહીં પણ સાહિત્યવિચારણાએ સાહિત્ય-સંજ્ઞાઓને સતત પારદર્શી કરવી પડે એ સાચા વિવેચકો જાણે છે તેથી ભાયાણીસાહેબે બોધકથા લખતા હોય તેવી રીતે કલ્પન, પ્રતીક, પુરાકલ્પન, લયની ચર્ચા કરી છે. એમની પાસે ન્હાનાલાલના અપદ્યાગદ્ય વિશે કામ કરનાર ડૉ. જયંત ગાડીતનેય અહીં યાદ કરી શકાય. જે અઢી દાયકો આપણે ચર્ચવા માગીએ છીએ એના આરંભે જ, '૭૬માં મળેલું દિગીશ મહેતાનું 'પરિધિ' પણ ધ્યાનમાં લેવું જોઈએ. એમાં કલ્પનની બારીક ચર્ચા છે. દિગીશ મહેતાએ આમ, જે કામ વિવેચનકારકિર્દીના પ્રારંભે કર્યું તે જ કામ એમના અવસાન પૂર્વે તેઓ 'કુમાર'ની લેખશ્રેણી દ્વારા કર્યું; અથવા કહો કે આપણી સાહિત્યિક ગતિવિધિને જોતાં કરવું પડ્યું. સુરેશ જોશીના અનુગામી વિવેચક તરીકે એ રીતે જેણે ચૂપચાપ કામ કર્યું અને ચૂપચાપ જ આપણી વચ્ચેથી ચાલી ગયેલા ડૉ. પ્રમોદકુમાર પટેલને યાદ કરી શકાય. '૭૬ થી ૨૦૦૦ એમના વિવેચનનો ગાળો છે. આ બધાના પરિશ્રમના કારણે સાહિત્યપદાર્થને ઝીણવટથી અને વ્યાપક રૂપે જોતાં થયાં છીએ. પ્રત્યક્ષમાં થાપ ખાવાના, ઢેબું ખાવાનાય પ્રસંગો છે પણ કૃતનિષ્ઠ વિવેચનની સિદ્ધિ નાનીસૂની નથી. તેથી 'નવમા દાયકાના વિવેચન'ને તપાસીને અંતે પાંચ તારણો આપતાં ડૉ. રમેશ દવે એવું કહે કે :

'કૃતિની રૂપનિર્મિતિના અધકચરા ખ્યાલના કારણે ગુજરાતી કવિતા અને ટૂંકીવાર્તાના સમુચિત મૂલ્યાંકનમાં ગુજરાતી વિવેચન નિષ્ફળ ગયું છે.'[૭]

એવા અંતિમવાદી, અધકચરા વિધાન સાથે સહમત થઈ શકાતું નથી. 'અનુભાવન', 'ગુજરાતી સાહિત્યમાં આધુનિકતાવાદ', 'કથાવિવેચન પ્રતિ' (પ્રમોદકુમાર પટેલ), 'બક્ષીથી ફેરો' (સુમન શાહ), 'પ્રતિભાષાનું કવચ' (ચંદ્રકાન્ત ટોપીવાળા)નાં કૃતિવિશ્લેષણો નમૂના-દાખલ જોઈએ તો પણ ખ્યાલ આવશે કે આપણે ઝીણું કાંતતા રહ્યા છીએ. રાધેશ્યામના કાવ્યાસ્વાદો પણ અહીં નોંધી શકાય. ચાર વાર્તાકારોની મહત્ત્વપૂર્ણ વાર્તાઓનું વિજય શાસ્ત્રીએ કહેલું સઘન વાચન 'ચાર વાર્તાકારો'માં મળ્યું તે પણ નોંધપાત્ર પ્રદાન છે. ક્યાંક પિષ્ટપીંજણ છે જેમકે 'સંબંધ' (રાવજી પટેલ) વિશેનો પ્રમોદકુમાર પટેલનો સમીક્ષાલેખ જોઈ શકાય. ક્યાંક ભાષામાં ચબકારી થતી રાધેશ્યામ શર્માના - આસ્વાદોમાં અનુભવાય છે. સિદ્ધિઓની સમીપે આવતી તડ, તિરાડ બહુ નાની મર્યાદા લાગે છે. એક ઉદાહરણથી વાત સમજીએ તો જ્યારે જયંત ગાડીતની 'આવૃત્ત' રચના આવી ત્યારે એક તરફ એ રચનાને બારીકીથી તપાસી 'પ્રતિબિંબ નહીં પણ પ્રતિક્રિયા' તરીકે - ઓળખાવી, ઉમળકાથી જયંત

કોઠારીએ વંધાવી હતી જ્યારે કિરાત પંડ્યાના નામે લખતા શિરીષ પંચાલને આ નવલકથાનું મૂલ્ય લાગતું ન હતું.[૮] જોકે પોતાના એવા લેખને શિરીષ પંચાલ કાળગ્રસ્ત જ ગણે, અથવા એમની સાહિત્યભાવના આજે એ પ્રકારની છે કે એમના વતી આજે હું નચિંતપણે એવું કહી શકું. 'બક્ષીથી ફેરો'ના પરિશ્રમપૂર્વકનાં નિરીક્ષણો પછીથી ભૂલથાપ્ સુમન શાહના 'કથાપદ'માં છે. જે ગાળામાં કૃતિનિષ્ઠ વિવેચનની બોલબાલા હતી ત્યારે જ સમકાલીન વિવેચકોમાંના હરિવલ્લભ ભાયાણી કે રઘુવીર ચૌધરીને આની સામે ફરિયાદો હતી. 'અદ્યતન કવિતા'માં સમકાલીન સર્જકતાનું હૂંફાળું સ્વાગત કરીનેય 'મૂલ્ય' સામેના આધુનિકોના આક્રોશ સંદર્ભે ટીકા કરવામાં આવી છે. તદુપરાંત કવિતાની ભાષા અંગે ઝીણી તપાસ ત્યાં હતી.

'પણ અછાંદસકારોમાં યુગબોધ ગ્રહણ કરવાનું સામર્થ્ય નથી અથવા એમણે કવિતાને સમષ્ટિના સંદર્ભથી વિખૂટી પાડી હોય એવી છાપ પડે છે. પોતાના યુગની વાસ્તવિકતાથી વાકેફ થયા વિના આધુનિકતાનો તાગ નહીં મળે. આ બાબતે એમના સંરક્ષકશ્રી સુરેશ હ. જોશીને કદાચ આ કવિઓ સમજી શકતા નથી. યુગસત્યને પામવાની તત્પરતા એ સુરેશ હ. જોશીની એક વિશેષતા છે. વ્યાવહારિક જગત સામે પરપીડક (સેડિસ્ટ) બનવાની હદ સુધી એ વિદ્રોહી લાગશે. કારણ કે અનેક વિટંબણાઓ વચ્ચે પોતાને ન ફાવતી દુનિયામાં એ જીવે છે. સંદિગ્ધતા અને વિમાસણનાં જમાનામાં પણ આ કવિ અનાસ્થાના આધાર પર ઊભો નથી પોતાના કલાના અને જગતના અસ્તિત્વની સાર્થકતા સમજવા મથે છે.[૯] રઘુવીર ચૌધરીએ કરેલું આ નિરીક્ષણ કેટલું સાચું છે. છેક '૮૪માં સુરેશ જોશીએ આપેલાં બે વ્યાખ્યાનો હાલમાં પ્રાપ્ત થયાં છે. – 'સાહિત્યનો આનંદ' અને 'મહાભારતમાં કર્ણ' – તે આ સંદર્ભે જોઈ શકાય.[૧૦] માત્ર રઘુવીર ચૌધરી જ નહીં પણ અગાઉ જણાવ્યું તે પ્રમાણે ભાયાણીસાહેબ પણ કૃતિનિષ્ઠ અભિગમ અગ્રેસર બનતાં, અનુભવસામગ્રીનું પાસું ગૌણ બનતાં ચેતવણી આપે છે –

'સંસ્કૃત વિવેચન પણ આધુનિક વિવેચનની જેમ ચુસ્તપણે સ્વરૂપલક્ષી અને ભાષાલક્ષી વિવેચન હતું. આમાંથી ઉપસ્થિત થતો એક મહત્ત્વનો મુદ્દો એ છે કે સંસ્કૃત કવિતાનો ઇતિહાસ દર્શાવે છે કે કવિતામાં જ્યારે સ્વરૂપ અને ભાષાકર્મ પર વધારે ભાર મુકાતો જાય છે અને આલંબનરૂપ અનુભવસામગ્રી પરથી લક્ષ્ય વધુ ને વધુ ખસતું જાય છે ત્યારે અવનતિ, હ્રાસની પ્રક્રિયા શરૂ થાય છે. ઉત્તરકાલીન સંસ્કૃત કવિતા અને તેના વારસારૂપ રીતિકાલીન કવિતા આનું નિદર્શન છે. આજની આધુનિકતાવાદીની કવિતાને આ દષ્ટિએ ચેતવા જેવું ખરું.'[૧૧] કદાચ, કેવળ કૃતિનિષ્ઠ વિવેચનની આવી પ્રતીતિ એલિયેટને થઈ હતી. તેથી તેમણે 'લીંબુનીચોવકો' કેવળકૃતિમાં કેવળ રચ્યાપચ્યા રહેનારાઓને કહ્યા. 'અરણ્યરુદન'માં સંરચનાવાદને વિઘાતક વિવેચન કહેતા સુરેશ જોશી અટકયા નથી. જે સંરચનાવાદ કૃતિનિષ્ઠ વિવેચનનું જ આગામી પરિણામરૂપ આંદોલન હતું. '૯૦માં પ્રગટ થયેલ 'વિવેચનની ભૂમિકા' નામના ગ્રંથમાં 'સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી વિવેચન' લેખનું સમાપન ડૉ. પ્રમોદકુમાર પટેલ આ રીતે કહે છે – 'મહાન સાહિત્યમાં પ્રચ્છન્નપણે માનવમૂલ્યો પણ રસસત્ત્વમાં સમર્પક બને છે, અને આપણે જેને 'આકાર' તરીકે ઓળખવા ચાહીએ છીએ તે, અંતે તો, માનવીય અર્થોનું, મૂલ્યોનું તંત્ર છે, એ વાત આપણા ધ્યાન બહાર રહી જવા પામી.[૧૨] કહેવાનો અર્થ એટલો જ છે કે સાહિત્યકૃતિની વસ્તુલક્ષી (objective) તપાસના કટ્ટર હિમાયતીઓ પણ આખરે વિવેચનને એક શુષ્ક અભિગમમાં પરિણમતું સહી શકયા નથી. પરિણામે આ કલાવાદીઓ ભલે પન્નાલાલની કે ગાંધીયુગીન, અનુગાંધીયુગીન કળાકૃતિઓથી દૂર રહ્યા પણ પ્રમોદકુમારમાં- આધુનિક કૃતિઓ સાથે પરંપરાગત સાહિત્યકૃતિઓનો મહિમા આપણે જોઈ શકીએ છીએ. સુરેશ જોશીએ પોતાની દષ્ટિનો થોડોક લાભ પરંપરાગત કવિતાને આપેલો પણ પરંપરાગત કથાસાહિત્ય અવગણાયેલું જેનો બદલો પ્રમોદકુમારની વિવેચના

વાળી આપે છે. ઘટનાસભર કળાકૃતિઓનો એમને છોછ નહોતો. પાંખી ઘટનાવાળી કૃતિઓના બચાવમાં લાગેલા વિવેચકોમાંના પણ એ નથી.[13] એવી જ રીતે આ ગાળાના મહત્ત્વપૂર્ણ વિવેચક મને જયંત ગાડીત પણ લાગ્યા છે. પ્રમોદકુમાર પટેલ, શિરીષ પંચાલને જે લાભ નથી મળ્યો તે જયંત ગાડીતમાં છે. જયંત ગાડીત એક નોંધપાત્ર સર્જક છે. સર્જકતાનાં રહસ્યો, પોતાના સર્જનકર્મની કોઢની મથામણોનો એ વિવેચનમાં લાભ લે છે. 'નવલકથા, વાસ્તવ અને વાસ્તવવાદ' કે 'આ આપણી કથા' નોંધપાત્ર વિવેચન સંગ્રહો છે. 'આકાર', 'મરણોત્તર', 'અસ્તી', મધુ રાયની રચનાઓને એમણે તપાસી છે. વિવેચકના સિદ્ધાંતોની કસોટી જ એના પ્રત્યક્ષ વિવેચનમાં થાય છે. બાકી નરેશ વેદમાં બને છે તેમ સિદ્ધાંતમાં મોટી મોટી વાતો થાય, 'આંગળિયાત' કે 'સાત પગલાં આકાશમાં'માં એમને ઊણી પ્રતિબદ્ધતા નજરે પડે પણ 'કુરુક્ષેત્ર' રાષ્ટ્રના વિમર્શની મહત્ત્વપૂર્ણ નવલકથા બની જાય ! જેમ સુમન શાહ મણિલાલ પટેલની 'ઘેરો' જેવી રચના માટેય વરસી પડે જેના સિદ્ધાંત અને પ્રત્યક્ષમાં આવા ઓછા અકસ્માત નજરે પડે તેવા વિવેચકોમાં મને શિરીષ પંચાલ, પ્રમોદકુમાર પટેલ, જયંત કોઠારી, જયંત ગાડીત, ચન્દ્રકાન્ત ટોપીવાળા લાગ્યા છે. ચન્દ્રકાન્ત ટોપીવાળાનાં પ્રત્યક્ષ વિવેચનોને સિદ્ધાંતનો બલિષ્ઠ ટેકો છે. સિદ્ધાંતોમાં સતત રચ્યાપચ્યા રહેતા હોવા છતાં સતત ગુજરાતી રિપીટ ગુજરાતી જ રચનાઓને એની સમીક્ષાનો અવિરત લાભ મળતો રહે છે. છેક 'અપરિચિત અ', 'અપરિચિત બ'થી માંડીને 'રચનાવલી' સુધી આ જોઈ શકાય. એમના વિવેચન-સંગ્રહો નવા વિવેચકો માટેની તાલીમપોથીઓ છે એવું કહી શકાય. એક તબક્કે એમની વિવેચનભાષામાં પારદર્શિતા ઓછી હતી. હવે તો એમની વિવેચનભાષાય સરળ બનતી રહી છે. 'ગ્રંથઘટન' જેવાં પ્રત્યક્ષ વિવેચનોનો તંતુ રાધેશ્યામના પ્રત્યક્ષ વિવેચનોમાં કે 'વિવેચનસંદર્ભ' કે - 'સાભિપ્રાય' જેવા રમણ સોનીના વિવેચન ગ્રંથોમાંય જોઈ શકાય તેમ છે. ચન્દ્રકાન્ત ટોપીવાળાના 'મધ્યમાલા'ના મધ્યકાલીન કૃતિઓના લઘુ લેખોય એક આશા જગવે કે આ માણસે નિરાંતે મધ્યકાળ વિશે લખવું જોઈએ. જેમ ચંદ્રકાન્ત ટોપીવાળાના સંપાદનમાં 'આધુનિક સાહિત્ય સંજ્ઞાકોશ' તૈયાર થયો તેમ જયંત ગાડીતના સંપાદન હેઠળ 'અનુઆધુનિક સાહિત્ય સંજ્ઞાકોશ' થયો. છતાં આ બેઉ વિવેચકો પરંપરાગત સાહિત્ય વિશે નૂતન દષ્ટિથી લખે છે ઉદાહરણ રૂપે ચન્દ્રકાન્ત ટોપીવાળાનું 'દલપતરામ' કે જયંત ગાડીતનું 'પ્રેમાનંદ' લઈ શકાય. દ્યૂતના અનિષ્ટની કથા, પ્રસન્ન દામ્પત્યના કાવ્ય તરીકે ગણાવાયેલા 'નળાખ્યાન'ને જયંત ગાડીત 'સતી સ્ત્રીને પડતી આપદાનું કાવ્ય' ગણે છે. સમાજશાસ્ત્રીય અભિગમ કળાકૃતિના મર્મો જાળવીને કેમ ઉપયોગમાં લઈ શકાય તેનું ત્યાં ઉદાહરણ જોવા મળે છે. ચન્દ્રકાન્ત ટોપીવાળાએ 'પ્રતિભાષાનું કવચ'માં કર્યું છે તેમ હવે કેવળ ભાષાલક્ષી ભૂમિકાએ રહીને જ કૃતિ તપાસ નથી કરતા. 'ખોલકી', 'મરણોત્તર'ને પણ તેમણે ભાષાલક્ષી અભિગમથી તપાસી છે. આજે તેઓ સંસ્કૃતિરાણી દેસાઈની કવિતા હોય કે કલમ વોરાની એને એના જુદાં જુદાં પરિપ્રેક્ષ્યોમાં મૂકી આપે છે. એમના અવલોકનમાં આડીતેડી વાતો નથી, નક્કરતા છે. તેથી ખોટા પડવાને ભયે stand નહીં લેવાના વલણવાળા વિવેચકોમાંના તે નથી. '૮૫માં સુરેશ જોશી એક મુલાકાતમાં કહે છે.

'મારી પણ ધીરજ ખૂટી છે કે ભઈ, મારો પ્રતિવાદ કરનાર કે મને બિલકુલ પરાસ્ત કરીને ભૂમિસાત કરનારો કોઈ નીકળવો તો જોઈએ આટલે વર્ષે કેમ નથી ? મને સિતાંશુએ કહેલું કે તમે આજે જે લખેલું છે તેનો હું સબળ પ્રતિવાદ કરવાનો છું, તો હું રાહ જોઉં છું ! બનવું જ જોઈએ !'[14] પણ - આપણે કહી શકીએ કે સુરેશ જોશીનું વિસ્તરણ ભલે સિતાંશુએ ન કર્યું હોય પણ ચન્દ્રકાન્ત ટોપીવાળા, શિરીષ પંચાલ, જયંત કોઠારી કે જયંત ગાડીતમાં આ વિસ્તરણ જોઈ શકાય છે. શિરીષ પંચાલના 'રૂપરચનાથી વિઘટન'ના લેખો જોનારને આનો ખ્યાલ આવશે. જે 'સરસ્વતીચન્દ્ર'ને એમણે

હચમચાવી એની પુનઃ સ્થાપના શિરીષ પંચાલમાં જોઈ શકાય છે. સંરચનાવાદ જેવી સંસ્કૃતિ વિઘાતક વિવેચનમાં શિરીષ પંચાલનેય રસ નથી. અનુઆધુનિકતાવાદના નામે થતાં આંધળુકિયાં પણ - એમનામાં નથી. શિરીષ પંચાલ, જયંત ગાડીત, દિગીશ મહેતા કે પ્રમોદકુમાર પટેલની પરંપરાના વિવેચક છે. કશાય શોરબકોર વિના એમનું કામ ચાલ્યા કરે છે. અધધધ થઈ જવાય એવા મૂલ્યવાન લેખોનેય અગ્રંસ્થ રાખી શકવાની એમની ધીરજને આપણે બિરદાવી કેવી રીતે શકીએ ? કૃતિ પાસે ગયા વિના તમારા સિદ્ધાંતોની કસોટી નથી. આથી અત્યંત મૂલ્યવાન એવું ડૉ. હરિવલ્લભ ભાયાણીનું વિવેચન આપણને વાંચવું ગમે પણ જયારે જયંત કોઠારીને વાંચીએ ત્યારે સંશોધકનું પ્રત્યક્ષ વિવેચકમાં થતું દર્શન વધુ સ્પૃહણીય લાગે. સારા અભ્યાસીઓ મધ્યકાળથી દૂર રહ્યા તો ઘણાને એમ જ મધ્યકાળ ફાવી ગયો ! આ બેઉ અંતિમોથી જયંત કોઠારી દૂર રહ્યા. માત્ર 'કાવ્યછટા'ના પ્રત્યક્ષ વિવેચનમાંથી પસાર થઈએ તોય ખબર પડી જાય કે અહીં કેવળ 'પંડિત' નથી, રસજ્ઞમર્મી બેઠો છે. 'પ્રેમપચીસી', 'શૃંગારમંજરી', 'હેમચન્દ્રાચાર્ય સંપાદિત દુહાઓ' કે 'સ્થૂલિભદ્રના ત્રણ ફાગુના આસ્વાદો'ય નમૂના તરીકે જોઈ શકાય. મધ્યકાળનું સૌન્દર્યશાસ્ત્ર સમજવા માટે અહીં પરિશ્રમપૂર્વક માળખુ તૈયાર થયું છે. મધ્યકાળ એટલે શુષ્કતાવાળી વિભાવના આ લેખો તોડી પાડે છે. જેમ એમની 'આસ્વાદ અષ્ટાદશી', 'ગુજરાતી કવિતાનો આસ્વાદ' પછીનું સીમાસ્તંભરૂપ કામ છે. એ જ રીતે 'મધ્યકાલીન શબ્દકોશ'થી માંડીને જયંતભાઈ પાસેથી મળેલાં આવાં કામોય સુરેશ જોશી પછીના વિવેચનનો એક વિશેષ છે. સુરેશ જોશી પછીના આ વિવેચકોએ સતત અભ્યાસ દ્વારા વિવેચનજ્યોતને મંદપ્રાણ થતી અટકાવી છે. કૃતિલક્ષી વિવેચનનો જે ભાર હતો એ કૃતિના કોઈ એક અંશને લઈને વિવેચના કરવી – ભાષા, અલંકાર, કથનકેન્દ્ર, કથાનો સમય, કથા તરફ સર્જકનો જોવાનો ટોન એવું એક ગાળામાં ચાલ્યું હતું. સમાન્તરે અન્ય વિવેચકોમાં કૃતિને સમગ્રપણે તપાસવાનું સમગ્ર વલણ પણ રહ્યું. હેમંત દેસાઈ, ચન્દ્રકાન્ત શેઠ, જયંત પાઠક, વિનોદ અધ્વર્યુ જેવામાં આ દેખાય. ત્યાં વિવેચકની આત્મલક્ષિતાય ભળી ગયેલી દેખાય છે. વિવેચન એક જ પ્રતિમાનથી ગતિકરતું નથી. આ લેખના પ્રારંભે જ મેં – સુમન શાહના અવતરણમાં માર્ક્સવાદ તરફનો જે છોછ છે તે ટાંક્યો છે. એની સામે ચન્દ્રકાન્ત ટોપીવાળા 'વિવેચનવિકાસના ત્રણ પ્રતિમાનો'માં લેખના અંતે જે કહે છે તેને મૂકી શકાય. તેઓ લખે છે. :

"દરેક પ્રતિમાન પોતાની રીતે અર્થવિમર્શ કરે છે અને કૃતિને ઉઘાડવાનો પ્રયત્ન કરે છે. આમાંના કોઈ પણ પ્રતિમાનને નિરર્થક કે કાળગ્રસ્થ ગણવા કરતાં આ પ્રત્યેક પ્રતિમા ની સહાયથી અંતે એક સંયુક્ત કે બહુમુખ વિવેચન રચાય એ ઇચ્છનીય છે. કંઈ નહિ, તો પ્રત્યેક પ્રતિમા ની સજગતા કે સભાનતાનો લાભ પણ વિવેચનને આપી શકાય તેમ છે. આ સમગ્ર ઉપક્રમ આજની સ્થિતિમાં બહુવાદની દિશામાં વિચારવા અવશ્ય પ્રેરીક હશે."[૧૫] આ દષ્ટિને ધ્યાનમાં રાખીએ તો આ ગાળામાં પ્રાપ્ત થયેલ અનંતરાય રાવળ, નગીનદાસ પારેખ કે રમણલાલ જોશીના વિવેચનસગ્રહોએ, કે એવા પરંપરાગત ઢબનાં વિવેચને પણ વિવેચનવિકાસમાં યત્કિંચિત્ ફાળો આપ્યો છે. આ ત્રણેય પાસે પોતાનું ખપજોગું પૂર્વનું, પશ્ચિમનું વાચન છે. 'અનુદર્શનો'ના વિવેચક પાસે કોલરિજ, આર્નોલ્ડની વિચારણાનું પીઠબળ છે. 'વીક્ષા અને નિરીક્ષા'ના લેખક પાસે તો કોચે, કુંતકની વિચારણાનો ઊંડો અભ્યાસ છે. કૃતિલક્ષી અભિગમને સાથે રાખીને અન્ય અભિગમનેય ભેળવીને કૃતિનાં મર્મોને, પરિણામોને ખોલવાની દષ્ટિનો પરિચય - આપણને લાભશંકર પુરાહિતના 'ફલશ્રુતિ'માંય મળે છે. માત્ર '૧૩-૭ની લોકલ'નો આસ્વાદ જોઈએ તોય ખ્યાલ આવે કે દસમા દાયકાના અંતે પ્રથમ વિવેચનસંગ્રહ લઈને આવતો આ વિવેચક કેટલો સમૃદ્ધ છે ! ગુજરાતી વિવેચનના ચર્ચાસ્પદ એવા 'લય'ના મુદ્દાથી માંડીને અહીં આર્નોલ્ડ, એલિયેટના

કાવ્યવિચારની તો હવેલી સંગીત કે સુગમ સંગીત લગીની ચર્ચા છે !

ઘણી વાર તો પરંપરાગત વિવેચન સ્વસ્થ લાગે. જ્યારે ગુજરાતી સાહિત્ય પરિષદે અનુઆધુનિકતાવાદનું સંપાદન પ્રગટ કર્યું ત્યારે એ ગ્રંથના સંપાદકો તરીકે ભોળાભાઈ પટેલ અને ચન્દ્રકાન્ત ટોપીવાળા હતા. મને થયું કે ચાલો સંસ્કૃત પ્રશિષ્ટ સર્જનના પ્રેમી રવીન્દ્રનાથના સાહિત્યના મર્મી ભોળાભાઈ પટેલ અનુઆધુનિકતા વિશે શું કહે ? પણ આપણે નિરાશ થઈએ - ગ્રંથમાંથી આ સંપાદકનો અભિગમ આપણને જાણવા જ મળતો નથી. ગ્રંથમાં એમણે ક્યાંય કશું જ લખ્યું નહીં. અનુઆધુનિકતાવાદની વિભાવનાને પડકારી શકે તેવી સજ્જતાવાળો મર્મી કેવળ ઉપરણા પર જ હાજર હોય તે કેવી રીતે ચાલે ? અનુઆધુનિકતાવાદનો પ્રમુખ પ્રવર્તક લ્યોતાર્દ સ્ટાલિન વિરોધી જૂથનો માર્ક્સવાદી હતો. હવે જો આપણે ત્યાં માર્ક્સવાદની ચર્ચા ન થઈ હોય તો આપણે લ્યોતાર્દની જ્ઞાનમીમાંસાને લાગલા જ શી રીતે પામી શકીએ ? 'અનુઆધુનિકતાવાદ : પૂર્વ પંથ' જેવા આ સંગ્રહનો મહત્ત્વનો લેખ જ 'મૂડીવાદ' શબ્દની ગેરહાજરીથી માંડ ઉભડક નિરીક્ષણવાળો છે, જેની ટીકા મેં મારા એક લેખમાં કરી છે.[૧૬] એ સંપાદન ની જેવી આવડત તેવી મેં સમીક્ષા કરી. પણ આપણા પરંપરાગત સાહિત્યદષ્ટિકોણ ઉપર તો મોટો આઘાત હતો છતાંય એકંદરે ચૂપકીદી રહી. હરિવલ્લભ ભાયાણી, શિરીષ પંચાલ આવા સાહિત્યિક વલણનો વિરોધ કરતા રહ્યા. 'ઇષ્ટ બહુવાદ' જેવા ચન્દ્રકાન્ત ટોપીવાળાના લેખને કે અગાઉ બહુવાદના સંદર્ભે મુકાયેલાં નિરીક્ષણોને એ રીતે તપાસી શકાય. બહુવાદ ઇષ્ટ જ, પણ બહુવાદનાં અનિષ્ટોય વિચારવા જોઈએ. 'ગ્લાસનોટ', 'પેરેસ્ત્રોઇકા' કરતાં ગોર્બોચોવ આવેલા ત્યારે આપણામાંના આ ખુલાસાવાળી વાતથી કેટલા રાજી હતા ! મંજુબહેન ઝવેરી, ચન્દ્રકાન્ત ટોપીવાળાની વાતચીતમાં આ રાજકીય ઘટનાની ખુશી હતી. આજે વિશ્વયુદ્ધખોર બુશની એડી તળે છે. ગોર્બોચોવનો ઉપયોગ પૂરો થઈ ગયો ! ગોર્બોચોવ હજુ જીવે છે, ઇતિહાસની કઈ કચરાપેટીમાં આ સામ્રાજ્યવાદીઓએ ફેંકી દીધો ! કેમ ? કહેવાનો અર્થ એટલો જ છે કે કેટલીક બાબતો વિશે હું શંકાશીલ છું; જેમ કે અનુઆધુનિકતાવાદના 'આવા' બહુવાદ વિશે પણ તો બીજી તરફ એ રીતે સાશંક છું કે બધેબધું અહીં હતું જ. ભાયાણીસાહેબમાં એ અભિનિવેશ વર્તાય છે, વર્તાય છે, વર્તાય છે. માત્ર રમણલાલ જોશીએ કહ્યું કે પ્રાચીન સાહિત્યસિદ્ધાંતો આજના સંદર્ભે ઉપયોગમાં લેતાં 'સંસ્કારવા' પડે તો માઠું લાગી ગયું અને આખો ખુલાસા લેખ કર્યો.[૧૭] સાહિત્યને કેવળ આકારવાદની દષ્ટિએ જોવાના વલણ સામેનાં વૈચારિક વલણોનો હું ચાહક છું તેથી જ 'પ્રતિસાદ' કે 'નીર' ને જેવાં મંજુબહેન ઝવેરીના ગ્રંથોને આપણા વિવેચનની મોંઘી મિરાત માનું છું. આપણી સીમિત સાહિત્યવિચારણાને આવા લેખોનું પરિશીલન બંધિયાર થતી અટકાવે છે. '૭૫થી ૨૦૦૦નાં સ્થિત્યંતરોમાં હું મંજુબહેનનું નામ પણ અવશ્ય ઉમેરું. સીમિતદષ્ટિ વૈવિધ્ય જોઈને વિકાસ પામે છે. આ દાયકાઓમાં 'શબ્દશક્તિ' (ઉમાશંકર જોશી) મળ્યું. જેમાંનો એક લેખ 'નવલકથાકારની ભારત માટેની ખોજ' ખૂબ મહત્ત્વાકાંક્ષી લેખ છે. સંકેત તો હતો આપણે જ્યાં છીએ ત્યાંથી ચોફેર પણ શું ચાલે છે તે જોવું. ભારતીય સાહિત્ય અને તુલનાત્મક સાહિત્ય, બે અવગણાયેલાં ક્ષેત્રો તરફનો એમાં દઢાંગુલિનિર્દેશ હતો. ભોળાભાઈ અને અનિલાબહેને એ તરફ ગતિ કરી. બંગાળી, ઊડિયા, આસામી સાહિત્યરચનાઓના નર્યા જીવંત આસ્વાદો મળ્યા. જેમાં 'ગણદેવતા' જેવી થોડા સમય અગાઉની રચના હોય તો 'ઇયારુઇગમ' કે 'તિસ્તા કાંઠેનું વૃત્તાંત' જેવી તાજેતરની રચના હોય. ભોળાભાઈ સંસ્કૃત-અંગ્રેજીના અભ્યાસી, હિંદીના પ્રાધ્યાપક, ગુજરાતીના લેખક - આ બધાં વાનાંનો એમની વિવેચના દ્વારા આપણને લાભ મળ્યો. અજ્ઞેય, જીવનાનંદ દાસ, બુદ્ધદેવ બસુના જીવંત પરિચયમાં ભાવકને એ મૂકી આપે છે. નિબંધકારનો સ્પર્શ એમના વિવેચનલેખોમાં દેખાય. વિવેચનને ઉમાશંકર જોશીએ 'આસ્વાદમૂલક અવબોધકથા' કહ્યું તે આવા વિવેચનલેખો વાંચતાં પ્રતીત થાય. ટાગોર, શરદબાબુથી માંડી વિષ્ણુ દે,

સુભાષ મુખોપાધ્યાય સુધીના પરિચયમાં આપણે 'સાહિત્યિક પરંપરાનો વિસ્તાર' (૧૯૯૬) સુધીમાં મુકાઈ જઈએ છીએ. કેવળ આસ્વાદો નહીં, અનુવાદોના કારણેય એમના વિવેચનમાં શ્રદ્ધેયતા ઉમેરાઈ. 'ભારતીય ટૂંકીવાર્તા' વિશેના ગ્રંથ તો, હિન્દીમાં 'ભારતીય ઉપન્યાસ'વાળો ગ્રંથ એમનામાં દૃઢ થતા જતા આ વલણનો પરિચાયક છે. પોતાને મળેલી શિષ્યવૃત્તિઓનો રોકડો હિસાબ પણ છે. એમના વિવેચનમાં પરિભાષાનો આતંક નથી. ગુજરાતી, ભારતીય તેમજ વિદેશી કૃતિઓ સર્જકો લગી એમની ત્રિજ્યા લંબાય છે. નિરંજન ભગતના 'પ્રવાલદ્વીપ'ને બૉદલેરનાં કાવ્યોની અડોઅડ મૂકે છે; રિલ્કે, શોલોખોવ, ઈ. એમ. ફોર્સ્ટર, પાબ્લો નેરુદા પર એમના લેખો છે. એક વિવેચકની ઘડતર કથા તમે એમના સંગ્રહોમાં નિરાંતે જોઈ શકો. એક સાહિત્યરસિક શી રીતે સમૃદ્ધ થતો જાય અને શી રીતે વિવેચનના વાચકને સમૃદ્ધ કરતો જાય એ પણ અહીં અનુભવાય છે. આ જ પરિપાટી અનિલાબહેનમાં જળવાય છે. અનિલા દલાલના 'દેશાન્તરે', 'દર્પણનું નગર', નિવેદન'ને આ રીતે જોઈ શકાય. પહેલા બે ગ્રંથોમાં પશ્ચિમની નોંધપાત્ર કૃતિઓ(સર્જકો)ના પરિચયો, આસ્વાદો છે. 'નિવેદન'માં 'લજ્જા', 'હજાર ચુરાશીર માં', 'તિસ્તા કાંઠાનું વૃત્તાંત' વિશે લેખો છે. અહીં જ 'તત્પુરુષ'ના વિજય શાસ્ત્રી કે 'વિપુલા ચ પૃથ્વી'ના પ્રવીણ દરજીનેય યાદ કરી શકાય. વિદેશી કૃતિઓના આસ્વાદનું દ્વાર તો સુરેશ જોશી પછી આજકાલમાં તો સાવ જ વખાઈ ગયું છે ત્યારે આવા વિવેચનની પ્રસ્તુતતા છે. જરા બીજી રીતે પણ જોઈએ તો ભારતીય સાહિત્યની જિકર જરૂરી છે. આજે ઘણા બધા ભારતીય સર્જકો ગુજરાતમાં રહેતા હોય છે છતાં આપણે એમનાથી અજાણ હોઈએ છીએ. 'આલોચના' જેવું પ્રતિષ્ઠિત સામયિક જેની કવિતા છાપે એ કવિ સુલતાન અહેમદ અમદાવાદમાં ભણાવે છે, હિંદીની મહત્ત્વપૂર્ણ પત્રિકાઓ જેની વાર્તા છાપે તે શ્રીરામ ત્રિપાઠી સંતરામપુરમાં ભણાવે છતાં આપણે આદાનપ્રદાન કરી ન શક્યા. એમ. એસ. યુનિવર્સિટીમાં જ બંગાળી, મરાઠી, હિંદી, જર્મન, રશિયન ભાષાઓ એક જ ફેકલ્ટીમાં હોવા છતાં બધાએ ભેગા મળવાનું ક્યારેય ગોઠવ્યું નથી.

આધુનિકતાવાદથી આગળ જવાનો ઉત્સાહ 'પરિષ્કૃતિ' આંદોલનમાં જણાતો હતો. આજે એ ઊભરો શમી ગયો છે. 'પરિષ્કૃતિ'ના વિચારોમાં સ્વસ્થતા ઓછી હતી. પુરોગામીનો સદંતર અસ્વીકાર છતાં 'મંત્રપુરુષ પરિષ્કૃતિના સુરેશ જોશી'[૧૮] ગણાવવા ! 'વાત્રકને કાંઠે', 'તેજ, ગતિ અને ધ્વનિ' જેવી સંકુલ વાર્તા આ જૂથના કેટલા વાર્તાકારો આપી શકાયા ? તેથી અહીં અજિત ઠાકોરે કરેલો મહિમા આ નૂતન વિચારોની નબળાઈને સબળ રીતે સ્પષ્ટ કરી આપે છે. નાટયવિવેચનમાં એક વેળાએ કેવળ પ્રત જ ધ્યાનમાં રાખવામાં આવતી હતી જ્યારે કેટલાક નવા વિવેચકોએ નાટયવિવેચનોમાં પ્રત્યક્ષ, પ્રયોગોનું મૂલ્યાંકન ઉમેરીને નાટયવિવેચનને સઘન, રસપ્રદ, બહુપરિમાણી બનાવ્યું છે. ઉત્પલ ભાયાણી, સતીશ વ્યાસ, કૃષ્ણકાંત કડકિયા, ભરત દવે, શૈલેષ ટેવાણી, લવકુમાર દેસાઈના ગ્રંથો આ સંદર્ભે જોઈ શકાય. નિબંધવિવેચન ખાસ્સું સ્થગિત છે, કેવળ પ્રવીણ દરજી સતત નિબંધ સંગ્રહોને અવલોકતા રહ્યા છે, તેથી પ્રવાહદર્શનના એમના લેખો ઊંડાણવાળા થયા છે. અંગ્રેજીના ગુજરાતી જાણતાં અધ્યાપકો ઘણું આપી શકે. એક વેળાએ ઈલાબહેન પાઠક, દિગીશ મહેતા, હર્ષદ દેસાઈ, એસ આર. ભટ્ટસાહેબ, નિરંજન ભગતનું વિવેચન આપણને મળ્યું છે. આજે એ દિશા બંધ થઈ ગઈ છે. ડૉ. રંજના હરીશનું 'નિજી આકાશ' પરિચયલેખનું સ્તર ઓળંગી શકતા નથી.

આ દાયકાઓમાં જોવા મળતી મર્યાદાઓની યાદી મેં 'દસમા દાયકાનું વિવેચન' નામના મારા એક લેખના અંતે આપી છે.[૧૯] છતાં એક મર્યાદા વિશે વાત કરીશ. એકમેકને છેદી નાખતાં વિધાનો વિવેચક પોતાનાં નિરીક્ષણો આડેધડ આપે છે તેની પ્રતીતિ કરાવે છે. ડૉ. મણિલાલ પટેલે 'નિબંધકાર સુરેશ જોશી'ની પ્રસ્તાવનામાં લખ્યું છે કે પોતે આ વિષય પર પુરોગામીએ લખેલું કશુંય વાંચ્યું નથી અને ઉમેરે છે કે છતાં પુરોગામીઓમાં પોતાનાં

નિરીક્ષણો પ્રાપ્ત થશે ! આ કેવું ? છેદક્રિયા આગળ ચાલે છે. પૃ. ૩૬ પર લખે છે -

'' 'જનાન્તિકે'ની લઘુ રચનાઓને કે ગદ્યખંડોને નિબંધ માટે બંગાળીમાં વપરાતો 'રમ્ય રચના' જેવો પર્યાય આપવાનું મન થાય. ક્રમશઃ પરવર્તી સર્જનોમાં નિબંધ પૂર્ણ બનવા ભણી વળે છે. એવું નિબંધત્વ 'અહોબત્', 'ઇદમ્' અને ત્યાર પછીની રચનાઓમાં પણ મહોર્યું છે.'' આ તારણ પર પહોંચ્યા પછી પૃ. ૧૦૭ પર લખાયું છે-

'સુ.જો.નો સર્જકનિબન્ધ ઉત્તરકાળમાં ધીમે ધીમે મન્દપ્રાણ થતો આવ્યાની વાતમાં પણ તથ્ય છે.'

'નિવેશ' નામના વિવેચનસંગ્રહમાં ડૉ. વિનોદ જોશી 'શામળ' વિષે લખે છે -

'મધ્યકાળના સમગ્ર ગુજરાતી સાહિત્યમાં ભાવકાભિમુખ સર્જકતા કોઈ રચનાકારની નથી, અને એ એક કારણે જ શામળને મધ્યકાળને એક વિલક્ષણ સર્જક કહેવા પૂરતું છે. બીજું, મધ્યકાળનાં પ્રચલિત સાહિત્યસ્વરૂપો અજમાવવામાં શામળને રસ નથી પડ્યો. કદાચ એ સ્વરૂપોની સમાજોપયોગી પ્રતિક્રિયાઓ શામળને નિરાશ કરનારી રહી હશે.' (પૃ. ૬૫) આવાં નર્યાં કાચાં વિધાનો કરનારા અભ્યાસીઓને શું કહેવું ?

"Literary Studies in Ruins"[૨૦] નામના લેખમાં હિલિસ મિલરે કરેલી વાતોથી હું આ લેખનું સમાપન કરીશ. આરંભમાં એ નિરાશા વ્યક્ત કરે છે. 'સમાજમાં આજે સાહિત્યશિક્ષણને સીવણકામ જેટલુંય મહત્ત્વ નથી એથી એ દુઃખી છે. વળી, રાજ્યનેય હવે પડી નથી. Cold War પછી તો હવે અમેરિકાને સામ્રાજ્યવાદ વિસ્તારમાં કોઈ રોકણહાર છે જ નહીં. તેથી હવે સાહિત્યના વિભાગો યુનિ.માં ચાલવા ખાતર ચાલે છે.

એક એમ.ફિલ. કરવા ધારતો વિદ્યાર્થી દેરિદાને મળ્યો. એણે દેરિદાને વિષય પૂછ્યો તો દેરિદાએ કહ્યું ક 'નવલકથામાં ટેલિફોન' પર કર ! મિલરને લાગે છે કે આ જરાક ઠેકડી છે. બસો-અઢીસો વર્ષનું સાહિત્ય ધરાવતું અમેરિકા હોય ત્યાં આવું બને. મિલર કહે છે કે જ્યાં હજારો વર્ષની સાહિત્ય પરંપરા છે એનોય અભ્યાસ કરાય. એ તો ઉમેરે છે કે પોતાને બીજો જન્મ મળે કે વધારે વર્ષો મળે પુરાતન ચાઇનીઝ સાહિત્ય, ચાઇનીઝ કાવ્યશાસ્ત્રની શરતે ભણશે. ભારતની આઝાદી માટે બ્રિટનના ધારાસભ્યો અવાજ ઉઠાવતા હતા તેવું આ વાંચતા મને લાગ્યું. અહીં ભાયાણીસાહેબ છે તો હિલિસ મિલર, એડવર્ડ સૈયદ છે. ક્યારેક તો આ પૂર્વ, આ પશ્ચિમના ખ્યાલો, ભેદક ખ્યાલો તૂટશે. બીજી રીતે જોઈએ તો જીરાલ્ડ ગ્રાફે "Beyond Culture War" નામના ગ્રંથમાં વાત કરી છે. એ કહે છે કે આજે અમેરિકાનાં છોકરાંઓને ચોસર કે શેક્સપિયર ભણવામાં રસ નથી. એમની અગ્રીમતા તો 'કલર પર્પલ'ની લેખિકા એલિસ વૉકર છે. જે રચનાઓ કળાકૃતિ તરીકે નબળી છે એ 'ભૂંડી ભૂખ' (નટ હમ્સન), 'અંકલ ટૉમ્સ કેબિન', 'લા મિઝરેબલ' પ્રજાની સ્મૃતિમાં શી રીતે વણાઈ જતી હશે ? જો વિવેચન આત્યંતિકપણે વૈજ્ઞાનિક વલણોવાળું ન બને તો આવી કૃતિઓની મદદથી પણ સંવેદનાનો વિસ્તાર કરી શકે. ગુજરાતમાં અધ્યાપન કરતાં, સારો પગાર ધરાવતાં પૂર્ણ સમયના દોઢ હજાર અધ્યાપકો કેટલું બધું કરી શકે એમ છે, કેટલું બધું કેટલું બધું ઓછું કરી રહ્યા છે. સરકારને તો કળા-શિક્ષણનાં દ્વાર વાખી દેવા છે. મનુષ્યનિર્માણ (Manmaking)ની પ્રક્રિયા સમું શિક્ષણ જયારે નાણાનિર્માણ (Moneymaking)ની શુષ્કવિધિમાં રૂપાંતરિત થઈ જાય છે ત્યારે સર્જકતાનું મૂલ્યાંકન કરનારો નામશેષ થઈ જશે. ગુજરાતમાં આજકાલ 'કૉમન યુનિવર્સિટી એક્ટ'ની ચર્ચા છે. પાઠ્યપુસ્કો ઉઘાડતાં જ મુકાતી પ્રતિજ્ઞામાં-'એના વૈવિધ્યપૂર્ણ વારસાનો મને ગર્વ છે.' આ કાયદાઓ આ વૈવિધ્યપૂર્ણ યુનિ.ની, શિક્ષણરીતિઓનો છેદ ઉડાડીને નર્યું સરકારીકરણ કરી નાખશે. આવા વાતાવરણમાં એકવીસમી સદીનો ગુજરાતી વિવેચક કેવો આવશે ?

**સંદર્ભ :**

(૧) 'ભાવન : વિભાવન', હરિવલ્લભ ભાયાણી, પૃ. ૧૪૯.

(૨) 'મિતાક્ષાર' : ભોગીલાલ ગાંધી, પૃ. ૧૩૫

બીજા સ્તબકનું વર્ણન પ્રકૃતિનાં અનુવર્તી પરિવર્તનોને અનુસરે છે.

અગાઉ ફરફર કરતાં જે ફોરાં વરતાતાં હતાં તે હવે 'ઝમઝૂટ'-ધોધમાર વર્ષારૂપે કોઈ ઢીમરની જાળ જેવાં ભાસવા લાગતાં જ એક યાદગાર ગતિશીલ ગગનવ્યાપી kinetic image સાંપડે છે .

ફંગોળી ફેલાવી નાખી
  મહામત્સ્ય કો ફાંસે,
અરે ! પલકમાં મત્સ્ય ધરાનું
  આભે ખેંચી જાશે !
નભ વચ્ચે આ કયો ખલાસી
  જળની જાળ ગૂંથે છે ?!

રચનાના પૂર્વ પાઠમાં 'પૃથ્વીનું મીન ફાંસે' જે મુખરતા હતી તે અહીં સખદ નિવારણ પામી છે 'મહામત્સ્ય કો ફાંસે' કડીમાં

- ખલાસી, ધીમર શું કરી રહ્યો છે ?

નભોવ્યાપી જાળને ફંગોળી ફેલાવી એ કોઈ મહામત્સ્યને ફાંસી રહ્યો છે.

'ફાંસે' ક્રિયાપદમાં ફસાવવા ઉપરાંત ફાંસી દેવાઈ રહ્યાનો ભાવ ભંડારાયો છે. તરત સર્જકનું 'કન્સર્ન' કરુણ અને આશ્ચર્યના સંમિશ્રણ સાથે મૂર્તતા પામ્યું છે : 'અરે ! પલકમાં મત્સ્ય ધરાનું આભે ખેંચી જાશે.' અદના ખલાસી યા ધીમરની સામાન્ય જાળમાં, મહામત્સ્ય સમી ધરણીને આભે ખેંચી જવાની ક્ષમતા ના જ હોય પણ કવયિત્રીની કલ્પના એ સ્તરે સહજસ્ફૂર્તિથી પ્રવર્તી છે.

'આપણી કવિતાસમૃદ્ધિ'માં વિવેચક ચન્દ્રકાન્ત ટોપીવાળાએ હદ અંડોળીને આ રચનાસંદર્ભે ઉચિત કથ્યું છે : 'નભ વચ્ચે આ કયો ખલાસી ?' જેવી રચનામાં બોદલેરના વરસાદી કારાગારના કલ્પન જેવું વરસાદી નવું કલ્પન સફળ રીતે ઊપસ્યું છે !

કાવ્યકૃતિ 'મેન એન્ડ ધ સી'માં બોદલેરે મુષ્યને સંબોધી કથ્યું હતું :

Man, so long as you are free you will cherish the sea ! The sea is your looking glass; you contemplate your own soul in the infinite unfolding of its waves, while your mind is a no less bitter gulf...

અહીં જળની જાળ, ફોરાં, કતરણને નીરખતાં ઉષા ઉપાધ્યાય સંબંધે એટલું જરૂર કહી શકાય કે નભ એમનોય 'લુકિંગ ગ્લાસ છે !



## સંજોગ (ગઝલ)

ભલા સજાવે ભલા ઉખાડે
સંજોગ કેવા ઊંચકી પછાડે ?
વીતી ઘડી આ, બીજી ઘડીએ
કહી શકો ના, શું શું કરાવે !
કશોય ના એ પરેજ વશ હો
અહીં પછાડે, તહીં ઉઠાડે.
તમા જરી ના કદીય રાખે
નહીં ભરોસો રખે વધાવે.
સિકંદરો રાવણો ભલે હો
પળે પછાડી ધૂળો ચટાડે.

**– સુમન અજમેરી**

(છંદ : મુનકારિબ મકલૂઝ સાલિમ, મુરફ્ફલ મુસમન. મુનકારીબની મઝાહિફ બહેરો, E.3)

U – । U – – । U – । U – – ।

# બગીચો અને સડક

ઈલા નાયક

આ બાવાનો બગીચો નથી પણ જનબગીચો છે. છે નાનો પણ એનું નિજી વ્યક્તિત્વ છે. એ લૉ ગાર્ડન કે પરિમલ ગાર્ડન જેવો વૈભવી નથી તેથી એનું મૂલ્ય કંઈ ઓછું થતું નથી. એનું નામ છે : ''પ્રગતિનગર ગાર્ડન''. તમે અંદર પ્રવેશો એટલે હાસ્ય કલબના હાસ્યના પડછંદાઓ અને 'હરિઓમ જૂથ'ના હરિઓમના ધ્વનિથી મન-હૃદય ઝંકૃત થઈ ઊઠે. એમના હા, હા, હો, હોના તાલબદ્ધ લય સાથે આપણા તન-મન લયબદ્ધ થઈ જાય. 'હરિઓમ' જૂથના સભ્યો કસરત કર્યા પછી પ્રાર્થના કરે અને ''મેરા તન ઔર મન સ્વસ્થ હૈ'' તથા ''આઈ એમ કમ્પલીટલી ઑલ રાઇટ''ની પ્રસન્નકર ગર્જનાઓ કરી છૂટા પડે. આ બધુ જોઈ-સાંભળી કોઈને કસરતના ઊભરાઓ આવે તો નવાઈ નહીં. પોતે એકદમ 'ફિટ' છે એવું જ લાગવા માંડે. કેટકેટલું વૈવિધ્ય છે અહીં ? કેટલાંક તરુણ-તરુણીઓ બેડમિન્ટન રમે છે તો કેટલાંક સૂર્યાભિમુખ બેસી યોગાસનો કરે છે, કેટલાક યુવાનો દોડે છે, કેટલાક દોરડાં કૂદે છે તો મધ્યમવયસ્ક મહિલાઓ થોડા રાઉન્ડ મારી, બાંકડે પેસી અલકમલકની વાતો કરે છે, અને વૃદ્ધો બાંકડે બેસી દુનિયાભરની વાતો ડહોળે છે. ચાલનારા લોકોમાં પણ અપાર વિવિધતા છે. સુંદર વસ્ત્રો અને ચુસ્તીમાં ચાલતી યુવા કન્યાઓનું અસ્તિત્વ આસપાસની હવા જ બદલી નાંખે છે. ઝડપથી ચાલતા, દોડતા યુવકોનો તરવરાટ અને સૌષ્ઠવ આકર્ષક છે. આ ચાલનારા લોકોમાં જુદી જુદી ગતિના લોકો છે. નાનાં નાનાં અને ધીમા ડગલાં ભરતા એક વયસ્ક વડીલ ગંભીર મુખમુદ્રા સાથે માપી-માપીને ચાલતા હોય એમ લાગે, તો સ્વચ્છ સફેદ વસ્ત્રોમાં શોભતા પહાડી શરીરવાળા એક ભાઈ હાથીની જેમ ઝૂલતા ઝૂલતા મધ્ય ચાલે ચાલતા હોય છે. તેમના મુખ પર માપસરનું સ્મિત સ્થાયીરૂપે રહેલું હોય છે. અહીં સહુ શક્તિ અને આનંદમાં તરબતર છે. એકમેકને એકમેકનો ચેપ લાગે અને સ્ફૂર્તિ સ્વયં તેજ ગતિએ દોડતી હોય.

આવા બગીચાઓનું સુખ ભારે. કોઈ પણ વિશેષ પ્લાનિંગ વગર, તૈયારી વગર ત્યાં જઈ શકાય. બધા જ પ્રકારની મોકળાશ અનુભવાય. એકલા જાઓ, બેકલા જાઓ કે પછી ટોળામાં જાઓ, આનંદ જ આનંદ. નગરજીવનથી દૂર રહેલી પ્રકૃતિને માણી શકાય, ઠંડી હવાની લહેરોમાં લહેરી શકાય, ખેલી શકાય, બાંકડે બેસી ગપ્પાં મારી શકાય, સુખદુઃખ વહેંચી શકાય. ગમે તે રીતે તન-મનની પ્રફુલ્લિતતા મેળવી શકાય. તાજગીભરી સવારનો નશો આખો દિવસ ચાલે. અહીં વર્ષો જૂનાં વડીલવૃક્ષો છે, તો બાલછોડો અને યુવાતરુઓ પણ છે. લીમડા, કેશિયો, પેન્ડયુલા, સરુ, શિરીષ, સમપર્ણ જેવાં મોટાં વૃક્ષો એમના વયગૌરવને શોભે એમ ડોલીને નાના છોડને ''મૈં હૂં ના''નો સધિયારો આપે છે. જુદા જુદા રંગના કેનાના અને નાનાં સૂર્યમુખીના કયારાઓ ચિંતામુક્ત બની મસ્તીમાં ઝૂમે છે. તો એકઝોરા, ટિકોમા, જાસુદ, ચાંદની, ચંપાનાં ફૂલોની શોભા અને માદકતા વાતાવરણને ભરી દે છે. બધું જ પ્રસન્નકર છે અહીં.

બગીચામાં પ્રવેશ્યા પછી ડાબી બાજુએ ૧૩૨ ફૂટનો રિંગ રોડ છે. રિંગ રોડ અને બગીચા વચ્ચે તારની વાડ છે. આ વાડની બીજી બાજુએ જરા જુદું દશ્ય જોવા મળે છે. ત્યાં સડક બાંધનારા આદિવાસી કુટુંબોના કામચલાઉ મુકામ છે. ડામરનાં ખાલી પીપડાં ત્યાં પડેલાં છે. પીપડાંથી તેમના બે કામ સરે છે : એક તો પાર્ટિશનનું અને વપરાશ માટે પાણીસંગ્રહનું. પાણી એમને બગીચાની દેખરેખ રાખનારા માળીઓની કૃપાથી મળી રહે છે. એટલે જ કદાચ તેઓ બગીચાની આસપાસે મુકામ કરતા હશે. એકવસનાવૃત, સળેકડી જેવાં, કાળાં આ શરીરો

વચ્ચે કંઈ જ જુદાપણું જણાતું નથી. બધાં એકસરખાં લાગે છે. સ્ત્રીઓ ચૂલે તાવડી મૂકી જુવારના રોટલા ઘડતી હોય છે. કોઈક ચૂલે ચાનું પાણી ઊકળતું હોય છે. કોઈક સ્ત્રી શાક સમારે છે. કોઈ બાળકને શરીર છોલી કાઢવાનું હોય એમ ઘસી ઘસીને નવડાવે છે. આ બધાંના મુખ પર ન તો સુખ કે દુ:ખના ભાવ છે. નકરી તટસ્થતા દેખાય. બધાં શાંત છે. કોઈ પ્રકારનો આનંદઉદ્રેક નથી, નિરાશા નથી. પ્રભુએ આપ્યું જીવન આનંદથી જીવવાનું છે એવી ફિલસૂફી પણ નથી. બસ, જીવવાનું છે, એટલું જ. તેમની શાંતિ પાછળના ધ્વનિ કોઈને સંભળાતા નથી. બગીચાની અંદર અને બહાર જુદાં જ વિશ્વ ધબકે છે. કોઈને પ્રશ્ન થાય કે બગીચો અને સડક એકમેકને જુએ છે ખરાં ? સડક એકદમ 'સડક' છે અને બગીચો એકદમ બાગબાગ. બન્ને પોતપોતાનામાં ડૂબેલાં. સાચે જ સ્થિતપ્રજ્ઞતા દુર્લભ નથી ! સડક અને બગીચો અર્જુનની જેમ લક્ષ્યવેધી જણાય છે. બન્ને કેટલાં અલિપ્ત ? કવિ ઉમાશંકર જોશીની ભૂખ્યાં જનોની જઠરાઅગ્નિ જાગવાની શ્રદ્ધાથી જ ચાલવું પડે. બાકી, આદિવાસી સડક બાંધ્યા જ કરશે અને સડક દોડ્યા જ કરશે અને પૂર્વજન્મનાં કર્મોની થિયેરીમાં આપણે સહુ આશ્વાસન શોધ્યા કરીશું ને ''બધું બરાબર છે''ની શાહમૃગી વૃત્તિને સેવ્યા કરીશું. ખરેખર 'બધું બરાબર જ છે !'



## જોગી જાગે

હોય બંધ કે ખુલ્લી આંખો<br>
　　ફરક કશો ના લાગે,<br>
ભટકે છે મન સચરાચરમાં<br>
　　બંધાતું ના ધાગે.

રંગ હવે પણ રાતા-પીળા<br>
　　આંખોને ના ગમતા,<br>
પર્વત, ઝરણાં, વનનાં વૃક્ષો<br>
　　જોવા રે બહુ ગમતાં;<br>
તાર ભીતરના રણઝણ કરતા<br>
　　દરશન એનાં માગે.

એના નામની રટણા હોઠે<br>
　　અહર્નિશ છે રહેતી,<br>
આંખોથી ગંગા-જમનાની<br>
　　સરવાણી છે વહેતી;<br>
વરસોથી સૂતેલો જોગી<br>
　　લાગે, આજે જાગે,<br>
હોય બંધ કે ખુલ્લી આંખો<br>
　　ફરક કશો ના લાગે.

**હરીશ પંડ્યા**

હસિત મહેતા

## ''વિશાળ ફલકની નવલકથાઓ''

કાચી માટી જેવા સ્થિતિસ્થાપક નવલકથાના સ્વરૂપને સર્જકોએ યુગોથી, તેમ નવમા દાયકામાં પણ પૂરતાં લાડ લડાવ્યાં છે. તેમાં શ્રી પ્રકાશ ત્રિવેદીનું નામ અણજાણ નથી. તેમની ચાર નવલકથાઓ 'જેકસન સિમ્ફની' (૧૯૮૩), 'સીમાનું આકાશ' (૧૯૮૬), 'વારસો' (૧૯૮૯) અને 'સમપદી' (૧૯૯૫) હમણાં સાગમટે એન. એમ ત્રિપાઠી કંપની દ્વારા ''સંકલિત નવલકથા'' રૂપે પુનઃપ્રકાશિત કરવામાં આવી છે. અમેરિકન જીવનશૈલીના અનુભવમાંથી આવેલી તેમની આ નવલકથાઓમાં પાશ્ચાત્ય જીવન અને ભારતીય પરંપરા નૂતન પરિવેશમાં મળે છે. આ ચારેય નવલકથાઓનાં કથાબીજમાં એક પ્રકારનું મૂળભૂત અનુસંધાન હોયા છતાં તે સ્વતંત્ર કથા રૂપે પણ ડકે છે. અર્થાત આ નવલકથાઓના પ્રસંગો, ઘટનાઓ એક જ નદીનાં અલગ-અલગ વહેણ જેવાં છે. એના વિષયતંતુઓ એક-મેક સાથે ક્યાંક પ્રત્યક્ષ રીતે તો ક્યાંક પરોક્ષપણે સંકળાય છે.

'જેકસન સિમ્ફની'માં અમેરિકા રહેતા ભારતવાસીઓની કથા છે. એના નામ પ્રમાણે એ એક 'સિમ્ફની' છે, પરંતુ એમાં વાસ્તવિક ભૂગોળને બદલે માનસિક સંચલનોની ભૂમિકા છે. આ કારણે તે 'સિમ્ફની' બને છે. આમ તો 'ફૅન્ટસી'ને વાસ્તવિકતા બક્ષવી એ સર્જકનો ધર્મ છે. પણ ક્યારેક સર્જક વાસ્તવિકને 'ફૅન્ટસી'માં ઢાળી આપે છે. અહીં પણ એવં જ બન્યું છે. લેખકે 'વાસ્તવિકતા' અને 'ફૅન્ટસી' દ્વારા કથાને પરસ્પર ભેદી છે અને એમાંથી જ નવાં જ પરિણામો હાંસલ થાય છે. નવલકથામાં આવતા સજલ, નિતાન્ત, પ્રભા, લીન્ડા વગેરેના આંતર સંબંધોમાં પણ બંને સંસ્કૃતિનો ભારોભાર પ્રભાવ વર્તાય છે. પ્રભા અને લીન્ડા વચ્ચની અંતિમ વરણીનો પ્રશ્ન લીન્ડા જ ઉકેલી આપે છે. જે શિશુ પોતાનું છે કે નહીં, તેની સજલને ખાતરી નથી, એના માટે લીન્ડા એક ભેટ રૂપે એક પૅકેટ મૂકીને બેડરૂમ ખાલી કરી ગઈ છે. આ આખી ભૂમિકા સજલ પ્રભા પાસે પહોંચે તે માટેની છે. 'સીમાનું આકાશ' પણ 'જેકસન સિમ્ફની'ની જેમ પાશ્ચાત્ય સંદર્ભોવાળી નવલકથા છે. નિખિલ અને સીમા વચ્ચે બનતી ઘટનાઓ અને તેમાં આધુનિક જીવનશૈલીની વિચારધારા આ કથાનું કેન્દ્ર છે. 'વારસો' અંગે લેખક પોતે જ નિવેદનમાં લખે છે તેમ '' 'વારસો'માં આપણને મળેલાં વારસોની વાત ઓછી છે અને આપણે મૂકી જવાના છીએ એ વારસાની વાત વધુ છે.'' આ નવલકથાનું એક મહત્ત્વનું પાત્ર છે માનસશાસ્ત્રી સજલ. તેની પત્ની પ્રભા પીડા સહન કરી બાળક અમરને જન્મ આપે છે, ત્યારે સજલ વિચારે છે કે ''એને જન્મ તો આપી શક્યો, પણ હવે સારું જીવન જીવવા સગવડ કરી આપી શકીશ ? આજના ડાયનાસોર્સથી બચાવી શકીશ ? એને માટે યોગ્ય આબોહવા નિર્માણ કરી શકીશ ?'' 'જન્મભૂમિ'માં હપ્તાવાર પ્રસિદ્ધ થયેલી 'સમપદી' આમ તો સત્ય ઘટના પર આધારિત હોવા છતાં તેમાં મોટા ભાગના પ્રસંગો કલ્પિત છે. અમેરિકા લગ્ન કરીને જતી ગુજરાતી યુવતીઓ કોઈ વાર કેવી કફોડી પરિસ્થિતિમાં મુકાઈ જાય છે એનું સાદ્યંત નિરૂપણ છે. નાયિકા શ્વેતા મોડર્ન યુવતી છે, એટલે કે ભાગ્યને દોષ દઈ આત્મઘાત કરે એવી નથી. એ તો પરિસ્થિતિ સામે લડી લેવાનો મિજાજ ધરાવે છે. આમ, આ ચારેય નવલકથાઓમાં પાશ્ચાત્ય જીવનરીતિના સંદર્ભો, સમસ્યાઓ અને સંસ્કારો ઠેર-ઠેર દેખાય છે. માટે શ્રી પ્રસાદ બ્રહ્મભટ્ટના એ મંતવ્ય સાથે આપણે સહમત થવું પડે કે : ''બૃહત પરિપ્રેક્ષ્યમાં વ્યાપક

વિષયને નવલકથામાં ઢાળવાનો આ મહત્ત્વાકાંક્ષી પ્રયાસ તેના આંતરસત્ત્વને કારણે નવમા દાયકાની ગુજરાતી નવલકથાધારામાં નોંધપાત્ર પુરવાર થશે.''

આ નવલકથાઓમાં પ્રયોજાયેલ પ્રયુક્તિઓ સૌથી વધુ ધ્યાનાકર્ષક છે. 'જેક્સન સિમ્ફની'માં ફેન્ટસીનો પ્રયોગ કરીને, 'સીમાનું આકાશ'માં પ્રવાસકથા મઢીને, 'વારસો'માં તો નિબંધો, સંશોધનપ્રક્રિયા, શબ્દરમતો, ભાષણો વગેરે ઉમેરીને અને 'સમપદી'માં માત્ર સંવાદોની યુક્તિ રચીને કથાને રસિક બનાવી છે. આ ઉપરાંત ચર્ચા, સંભાષણ, રિપોર્ટલેખન, પત્રો, ડાયરી વગેરેનો કાર્યસાધક ઉપયોગ કર્યો છે. 'વારસો'માં સ્વપ્નની ટેકનિકને ખપમાં લીધી છે. પ્રભાને આવતાં 'ડાયનાસોર્સ'નાં સ્વપ્નો પ્રતીકાત્મક રીતે તેની માનસપ્રક્રિયા સમજવામાં મદદરૂપ થાય છે.

આ નવલકથાઓની ભાષા અને ગદ્ય ધ્યાન ખેંચે છે. શ્રી રઘુવીર ચૌધરી કહે છે તેમ 'અજાણ્યાપણુ, અનિશ્ચિતતા, અંધકારનાં બહિરંતર રૂપોના નિરૂપણમાં ભાષા કાવ્યાત્મક બની છે. આઠમા-નવમા દાયકામાં નવલિકા પછી લઘુનવલ પણ કાવ્યગંધી બની, એનું દૃષ્ટાંત 'જેક્સન સિમ્ફની' બની શકે તેમ છે. 'સમપદી' તો માત્ર સંવાદોથી રચાઈ છે, નવલકથા માટે જરૂરી એવા વર્ણનો વિના, માત્ર પાત્ર-પાત્ર વચ્ચે વાતચીતથી કથાપ્રવાહ વહે છે ગુજરાતી સાહિત્યની આ સર્વપ્રથમ સંવાદાત્મક કથા છે. આ દૃષ્ટિએ તેણે ઇતિહાસમાં પોતાનું સ્થાન અંકે કર્યું છે. આમ તો સંવાદ એ નાટકનો પ્રાણ છે, પરંતુ અહીં નવલકથાનો વાર્તાપ્રવાહ માત્ર સંવાદથી વહે છે અને છતાં તે નાટક ન બનતાં કથા બની રહે છે. કોઈ પણ સર્જક માટે પોતાની કથામાં સાધેલું વિચલન સિદ્ધિરૂપ હોય છે. આ દૃષ્ટિએ પ્રકાશ ત્રિવેદીની 'સમપદી' નવલકથાને આપણે બિરદાવવી રહી. પાત્રોના વર્ણન માટે તેમણે મોટે ભાગે સંવાદનો અને ક્યારેક વર્ણનનો આશરો લીધો છે. 'વારસો'માં પ્રદ્યોતને તારાના ગાલ પાકેલી હફૂસ જેવા અને કીકીઓ બ્લૂબેરી જેવી લાગે છે, પણ પછી તરત જ પોતાની સડેલા સફરજન સમી કલ્પના પર તેને ગુસ્સો આવે છે. તો બફેના ટેબલ પાસે ઊભેલા સજલને સ્માર્ટ અને સેક્સી તારા કેવી લાગે છે ?.. ''દમ આલુના બટાટા શા રતૂમડા ગાલ, લાંબા-પાતળા-ભરેલા ભીંડા જેવા રસિક હોઠ ને કાચાં ને કાચાં ખાવાનં મન થાય એવી એવી રસભર ધવલ મૂળા જેવી દેહદષ્ટિ.'' ઢગલાબંધ પરંપરાગત ગુજરાતી નવલકથાઓની નાયિકાઓનાં રૂપવર્ણન સાથે આ વર્ણન સરખાવતાં તેની વિશિષ્ટતા ધ્યાનમાં આવશે. આ નવલકથાઓનાં સંવાદો અને વર્ણનોમાં ભાષાનાં અનેક સ્તર છે. પ્રદ્યોતની કવિતામાં તેનું એક સ્તર છે, તો પ્રભાના નિબંધોમાં બીજું અને જાહેરસભાનાં વ્યાખ્યાનોમાં ત્રીજું, ને પત્રોમાં ચોથું. પ્રેમીઓની ગોષ્ઠિમાં જુદી ભાષા તો બિઝનેસમેનના સંવાદોમાં અલગ ભાષા જોવા મળે છે. ટૂંકમાં પાત્રોચિત, પ્રસંગોચિત અને સ્થળ-કાળ માટે યથોચિત ભાષા પ્રયોજવામાં લેખક સફળ થયા છે. આ નવલકથાઓમાં પાશ્ચાત્ય સંસ્કૃતિની પૃષ્ઠભૂમિ હોવાને કારણે અને લેખકનો પોતાનો પણ પશ્ચિમી દેશો સાથેનો ગાઢ સંપર્ક હોવાને કારણે અંગ્રેજી શબ્દો, વાક્યો અને વાક્યખંડોનો ખડકલો અહીં થયો છે.

આ ચારેય નવલકથાઓને આપણે સમસ્યાત્મક નવલકથાઓ તરીકે ઓળખી શકીએ, કારણ કે એમાં સમસ્યા ક્યાંક ને ક્યાંક વિષયવસ્તુનું કેન્દ્ર બને છે. પાશ્ચાત્ય જીવનરીતિ, લગ્નજીવન, અણુયુદ્ધ તથા છીછરા અને પોકળ સંબંધોની સમસ્યા અહીં નિરૂપાઈ છે ધ્યાનપાત્ર બાબત એ છે કે પ્રથમ દૃષ્ટિએ લાગતી આ બધી વ્યક્તિગત સમસ્યાઓ હળવેથી સમષ્ટિ સુધી વિસ્તરે છે. નવલકથામાં વાર્તારસ ભેળો ઉપદેશરસ પાઈ દેવાની 'સરસ્વતીચંદ્ર'કારની રીત શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી સાથે ગોત્ર સંબંધ ધરાવતા પ્રકાશ ત્રિપાઠી પણ સુપરે દાખવી શક્યા છે. એ નોંધવું જોઈએ અને આ કારણે તેમની નવલકથાયાત્રા સંવેદનગામી વિચારયાત્રા પણ બની રહે છે. લેખક તેમની નવલકથાઓનાં મુખ્ય પાત્રોની જેમ બૌદ્ધિક અભિગમ ધરાવતા હોઈ ભાવનાવાદમાં તણાયા વિના પાશ્ચાત્ય જીવનરીતિના સંદર્ભે ભારતીય જીવન અને

મૂલ્યોની સમીક્ષા કરે છે. વૈશ્વિક સંદર્ભો અને વૈજ્ઞાનિક અભિગમથી વિકાસ અને વ્યવહારને ગતિશીલ બનાવવા તેઓ સ્થળ, સમયના વિશાળ ફલકને કથા રૂપે રજૂ કરે છે. આમ, સંકલિત નવલકથા એ ભલે આઠમા-નવમા દાયકાનું સર્જન હોય પણ સમયના વહેણમાં તણાયા વગર એ આજે પણ એટલી જ પ્રસ્તુત બની રહે છે.



## અજવાળાં અજવાળાં

અજવાળાં અજવાળાં મારા રામનાં હો જી
ચારેકોર અજવાળાં મારા રામનાં હો જી.

પરથમ અજવાળાં સૂરજ-ચાંદનાં હો જી
દૂજા રે અજવાળાં લખ લખ તારા
ત્રીજા રે અજવાળાં વાદળ-વીજનાં હો જી
ચોથા રે કાંઈ આતમનાં ઉજિયારાં.

ઊઘડે સરનામાં ઝળહળ ધામનાં હો જી
અજવાળાં અજવાળાં મારાં રામનાં હો જી.

કોણે રે ઘડિયાં છે રૂડાં કોડિયાં હો જી ?
કોણે રે પૂર્યાં છે દિવેલ ?

કોણે રે ઝગતી મૂકી વાટને હો જી ?
કોણે રે રેલાવી ઊજળી રેલ ?

સગપણ એકેય ના હવે કામનાં હો જી
ચારેકોર અજવાળાં મારા રામનાં હો જી.

**લાલજી કાનપરિયા**

## વસંતી યાદ

કામની તો નોંધ લેવી જોઈએ,
ખૂબ શાબાશીય દેવી જોઈએ.

જે થશે સારું થશે સૌ કોઈનું,
ભાવના દિલમાંય એવી જોઈએ.

કાલ મઘમઘતું અહીં ઉપવન થશે,
એમ બે સપનાંય સેવી જોઈએ.

કે મુસીબત લાખ આવે ને ભલે,
આંખ મંઝિલ પર રહેવી જોઈએ.

પીડને પણ બાથ ભરતાં શીખજો,
એ બધી હસતાં સહેવી જોઈએ.

આવકારો પાનખરને તો ભલે,
પણ વસંતી યાદ વહેવી જોઈએ.

ના દબાવો લાગણીને એમ તો,
વાત હૈયાની કહેવી જોઈએ.

**હરીશ પંડ્યા**

કપિલા પટેલ

" 'ચલો, હવે નાટક લખીએ' દેખાદેખી કે ફેશનપરસ્તીથી એકાંકી લખવા હું પ્રેરાયો નથી. એકાંકી પાસે હું પૂરી સજ્જતાથી ગયો છું. ગંભીરતાપૂર્વક મેં આ એકાંકીઓ લખવા પ્રયાસ કર્યો છે."

નિવેદનમાં પ્રસ્તુત કરેલી કેફિયત મુજબ શ્રી મોહનભાઈ પરમાર પાસેથી 'બહિષ્કાર' નામનો એકાંકી-સંગ્રહ આપણને સાંપડ્યો છે, જે એમનો પ્રથમ નાટ્યસંગ્રહ છે.

આ સંગ્રહમાં કુલ સાત એકાંકીઓ છે. એક દૃશ્યથી માંડીને આઠ દૃશ્યો પર્યંતનાં એકાંકીઓ અહીં સંગૃહીત છે લઘુમાં લઘુ. એકાંકી 'આંટાફેરા' છે, જે આ સંગ્રહનું અંતિમ એકાંકી છે. એ એકાંકી એમની મૌલિક વાર્તા 'ધૂરી' પરથી રૂપાંતરિત પામેલ છે. આ સંગ્રહનું સૌથી દીર્ઘ નાટક 'બહિષ્કાર' છે, જેનું વસ્તુ આઠ દૃશ્યોમાં પથરાયેલું છે. 'બહિષ્કાર'માં ગ્રીન પાર્ક સોસાયટી સાફ કરનાર અવર્ણ મોંઘી દ્વારા સોસાયટીની રહીશ સવર્ણ કનકલતાના બહિષ્કારની ઘટના કેન્દ્રસ્થ છે. પ્રસ્તાવનામાં ડૉ. રાજેન્દ્ર મહેતાએ અવર્ણો દ્વારા સવર્ણોના થતા બહિષ્કારની ઘટનાને કાઉન્ટ એટેક જેવી કહી છે, જે યથાર્થ છે. મોંઘી દ્વારા બહિષ્કૃત પામેલી કનકલતા સોસાયટીમાં વગોવાઈ જતા બેસતાવર્ષના દિવસે પોતાનું ઘર ટાળીને શત્રુની ગરજ સારે એવી પોતાની પડોશણ હસુમતીના ઘેર મોંઘીને જતી જોઈને આઘાત પામે છે. એને ત્યાં જતી અટકાવવા માટે તે મોંઘી પાછળ દોડે છે અને મોંઘીની પીઠ પાછળ ધબ્બો મારે છે. મોંઘી પણ કનકલતાના આ વર્તનથી આશ્ચર્યચકિત થઈ એની સામે એકીટશે જોઈ રહે છે. કનકલતા દયનીય ભાવ દર્શાવી પ્રેમથી તેનો હાથ પકડી પોતાને ઘેર તેડી જાય છે. મોટા મનની મોંઘી પણ કનકલતાના દુર્વ્યવહારને વીસરી જઈ એના પ્રેમ-પ્રવાહમાં ખેંચાઈ કનકલતાનાં ઘેર જતી જોવા મળે છે. એ વેળાનું દૃશ્ય નયનરમ્ય બની રહે છે. સાથોસાથ સમરસ વર્ગવ્યવસ્થાયુક્ત સમાજ દર્શાવવાનો લેખકનો હેતુ પણ અહીં આબાદ રીતે સિદ્ધ થતો જણાય છે. આમ છતાં આ દૃશ્યની વાસ્તવિક સાર્થકતા કેટલી ?– એ મુદ્દો ચર્ચ્ય છે. જોકે લેખકની ભાવના તો ઉત્તમ છે એની પ્રતીતિ થયા વગર રહેતી નથી. આ એકાંકીમાં ક્વચિત્ લક્ષ્યથી ફંટાઈ જતા સંવાદો પણ આમેજ થયેલા છે. કનકલતાના ઘર આગળ કચરો જોઈ એની બહેન મીનાક્ષીએ આ લત્તામાં ઘર ન રખાય એ અંગે અગાઉ તેણે આપેલી સલાહ કનકલતાએ અવગણી એ બાબતનું સ્મરણ કરાવતો સંવાદ જુઓ (પૃ.૧૪૬)

મીનાક્ષી : (સોસાયટી જોતાં જોતાં) સોસાયટી તો ઠીક છે. જોને કનક, તારા ઘર આગળ કેટલો બધો કચરો પડ્યો છે ! હું ના પાડતી હતી કે આવા લત્તામાં મકાન ન રાખ... મારું કહ્યું તમે ક્યાં માન્યું ?

કનકલતા : (સમસમીને) હજી તો પેલી વાળનારી ક્યાં આવી છે ? સવાર સવારમાં કચરો હોય જ ને.

અહીં સવાલ લતાના બહિષ્કારનો નહીં પણ અવર્ણ મોંઘી દ્વારા સવર્ણ કનકલતાના બહિષ્કારનો હોવો જોઈએ. એ રીતા જોતાં પુછાયેલો પ્રશ્ન અને તેનો પ્રત્યુત્તર બંને ઉચિત લાગતા નથી. આ એકાંકીમાં ચાર પુરુષપાત્રો અને ચાર સ્ત્રીપાત્રો છે. બે બાળકો છે. મોંઘી અને તેનાં બે બાળકો સિવાયનાં અન્ય પાત્રો સવર્ણ છે. આ એકાંકી શહેરની મહિલાઓના જીવનની રોજિંદી સાહજિક ઘટનાઓ પર આધારિત છે. પુરુષપાત્રો ગૌણભાવે આલેખાયાં છે. સ્ત્રીપાત્રોની ભૂમિકા મુખ્ય છે. સાંપ્રત વર્ણવ્યવસ્થા પર કટાક્ષ કરતું આ દીર્ઘ એકાંકી છે.

ત્રણ મુખ્ય અને ચાર દૃશ્યપરિવર્તનોમાં આકાર લેતું એકાંકી 'અંગરક્ષક' છે. વિષયવસ્તુનો પ્રસ્તાર

આ એકાંકીમાં સવિશેષ છે. દૃઢ ચુસ્તબંધના અભાવની અનુભૂતિ અહીં પણ થાય છે. રાજકુમારીની અંગરક્ષક પ્રત્યેની પ્રીતિની પ્રતીતિ કરાવવા માટે સંકેતરૂપ એકાદ સ્વપ્નદશ્ય યોજના પ્રર્યાપ્ત હતી. પરંતુ ભાવકની રસિકવૃત્તિને સંકોરવા માટે ફિલ્મમાં સહજ એવાં રોમૅન્ટિક દશ્યો રંગમંચ પરના નાટકમાં પ્રસ્તુત કરવા એ નટી માટે પડકારરૂપ બનતાં હોય છે. તો દર્શકોને પણ એ દશ્યો સ્વીકાર્યરૂપ કેટલે અંશે બનશે એ મુદ્દો પણ અહીં ચિંતનીય છે. વળી જંગલમાં રહેતી રેવતીમાં અંગરક્ષકને પ્રિયતમા રાજકુમારીનો અણસાર આવે છે અને પછી તો એ કન્યા ઝવેરચંદ મેઘાણીની પેલી શૂરવીર ચારણકન્યાનું સ્મરણ કરાવી જાય છે. ત્યારબાદ રેવતી નાયકના પ્રેમમાં પડી જાય અને નાયકની વિદાય વેળાએ ''(મહિપાલનો હાથ જરા જોરથી મસળીને છોડી દેતાં) આવજો, ભૂલી ન જતાં. કોઈ વાર અલપઝલપ યાદ કરશો તોય ઘણું.'' (પૃ.૯૨) ''એમ કહી રેવતી લથડતી ચાલે જઈને મઢૂલીની અંદર ઊંઘી જાય છે.'' એવું સૂચન કૌંસમાં મૂક્યું છે. આમ અંગરક્ષક-મહિપાલને વિદાય આપતી રેવતીના ઉદ્ગારો અને એનું વર્તન કૃતક સવિશેષ અનુભવાય છે તેથી જ કદાચ શ્રી રવીન્દ્ર ઠાકોર 'બહિષ્કાર' અને 'અંગરક્ષક' એ બંને એકાંકીઓ આ સંગ્રહમાં સમાવાયા ન હોત તો ચાલત - એવો અભિપ્રાય આપવા પ્રેરાયા હશે.

આ સંગ્રહનાં બધાં નાટકોમાં કેન્દ્રસ્થાને સાંપ્રત સમાજવ્યવસ્થાની ભેદરેખાનું યથાવત્ દર્શન કરાવવાનું છે. ક્યારેક એ ભેદરેખાને ભૂંસી નાખવાની લેખકની ખેવના પણ પ્રગટ થાય છે. ઉદા. સંગ્રહના પ્રથમ એકાંકી 'શાપિત કન્યા'માં સઈ, સોની અને સાળવી એમ સમાજનાં ત્રણ પુરુષપાત્રો લીધાં છે અને તેમનાં વ્યવસાયપરક સાધનો સંચો, કપડાંનું પોટલું અને દાગીનાની પેટીની અદલાબદલી થઈ જાય છે. એ રીતે સામાજિક પારંપરિક વ્યવસ્થા પણ બદલાતી દર્શાવી છે. ઉપકરણો બદલવાનો પ્રયોગ અહીં નાટ્યાત્મકતા સાધે છે. આ એકાંકીનું સ્વરૂપ ચુસ્ત, સંકુલ અને લક્ષ્યવેધી ગતિ ધરાવતું છે. અહીં પૂતળીનું પાત્ર સામાજિક સમરસતાનું પ્રતીક બનીને આવે છે. નાટકના અંતે સોહામણી પૂતળી પોતાને ઘરેણાં, વસ્ત્રો, કપડાં કોણે પહેરાવ્યાં એ પ્રશ્ન પૂછે છે ત્યારે ત્રણે જણાં સાથે બોલી ઊઠે છે કે 'અમે' ત્યારે પૂતળી કહે છે 'તો તમે ત્રણ નહીં એક જ છો તો હું તમારી.' નાટ્યાંતે પૂતળી એ પણ સ્પષ્ટતા કરે છે કે 'હું પૂતળી નથી કે યક્ષ કન્યાય નથી. હું તો સોહામણીય કે કદરૂપીયે નથી, શાપિત તો તમે હતા. જાવ હું તમને શાપમાંથી મુક્ત કરું છું.' (પૃ.૧૪) આમ એક તંદુરસ્ત સમરસ સમાજવ્યવસ્થા ઊભી થાય એવો લેખકનો ઉદ્દેશ આ કૃતિમાં કળામય રીતે સિદ્ધ થાય છે. આમ લેખકે આ નાટકમાં પૂતળીઓમાંની એક વાર્તામાંથી કથાઘટક પસંદ કરીને તેનો સમુચિત વિનિયોગ કરી ધાર્યું નિશાન આબાદ રીતે વીંધ્યું છે.

'અંધારું યા ડહોળાયેલાં જળ'માં પણ સુપ્રસિદ્ધ ઐતિહાસિક કલ્પન કથાઘટક તરીકે પસંદ કરી એમાં આવશ્યક ફેરફાર સાથે લેખકે તદ્દન નૂતન દૃષ્ટિકોણથી સાંપ્રત અર્થ તારવવા યત્ન કર્યો છે. શોષકવર્ગની 'માહ્યલાને રાજી રાખવાની માનસિકતા તેમજ પરપીડનવૃત્તિ પર આકરા પ્રહાર કરતું આ એકાંકી છે. બેઆંતરદશ્ય યોજના ધરાવતા આ એકાંકીનું કથાનક પાંચ દશ્યોમાં વિભાજિત છે. રૂપસી લાખણ પોતાની જાતિના લોકો સાથે તળાવ ખોદવાની મજૂરી કરતી હોય છે. લાખણ પ્રત્યે રાજા સધરો જેસંગ મોહાંધ બને છે. રૂપસી લાખણને હાંસલ કરવા એના પતિ અને તેના નાતીલાઓને કેદમાં નાખે છે. તેથી એક રાત માટે લાખણ રાજાના મહેલમાં જવા મંજૂર થાય છે અને નાતીલાઓને બંધનમાંથી મુક્ત કરાવે છે. પતિ દુઃખી ન થાય એ માટે આ વાત પતિથી ગોપિત રાખે છે. પરિણામે પતિને પરમેશ્વર માનતી લાખણ મૂંઝવણ અનુભવે છે. લાખણની 'સખી' નામની સહિયર તેની સહાયે આવે છે. પોતાનો ઘૂંઘટ પોતે નહીં ખોલે એ રીતે રાજાને શરતબદ્ધ કરેલા હોવાથી રાજા પાસે લાખણના બદલે સખી પહોંચી જાય છે. બીજા દિવસે સવારે સખીના

આગમનની કાગડોળે રાહ જોતી લાખણ કાચી કુંવારી સખીને રાજા પાસે મોકલવા બદલ પસ્તાવો કરતી અને પોતાની સ્વાર્થવૃત્તિને ધિક્કારતી જોવા મળે છે. પરંતુ ત્યાં તો હસતીરમતી આવેલી સખીને જોતાં લાખણ અચરજ પામે છે. રાજા નપુંસક છે. માંહ્યલાને ખુશ કરવા પોતાની મર્દાનગીની પ્રસિધ્ધિ માટે રાજા આ પ્રકારે પ્રજા સાથે વર્તે છે. એ રીતે સખી દ્વારા રાજાની અસલિયતનો પર્દાફાશ થાય છે. લાખણ સખીની વાત સાંભળી રાજા પ્રતિ આક્રોશ ઠાલવે છે, ભાંડે છે. છેલ્લે નપાણિયા રાજાનું તળાવ પણ નપાણિયું રહેશે એવા શાપિત ઉદ્‌ગારો પણ કાઢે છે. પરતુ ત્યાં જ એનો ધણી આવે છે અને વર્ષોથી ખોદાતું હોવા છતાં'નપાણિયા રહેલા તળાવમાં પાણી પ્રગટ્યું છે એ સમાચાર આપે છે. આમ નાટચાંતે રાજાની નપુંસકતા પ્રગટ થવાની ક્ષણે જ નપાણિયા તળાવમાં પાણી ફૂટવાની ઘટનાને મૂકીને લેખકે નાટ્યોચિત પરાકાષ્ઠા સિદ્ધ કરી છે. રાજા સત્ત્વહીન છે. છતાં પોતાની ક્ષમતા દર્શાવવા તે હવાતિયા મારતો હોય છે. એ બાબત મુખર થયા વિના શોષણવર્ગની અક્ષમતાને ચીંધી આપવાની નાટ્યકારની સૂઝ દાદ માંગી લે એવી છે. આમ નપાણિયા રાજાના નપાણિયા તળાવમાં પાણી તો આવ્યું પણ ડહોળું, કોઈના કામમાં ન આવે એવું નકામું. એ રીતે પ્રજાને વારસદાર ન આપી શકે એવો નપુંસક રાજા પણ નકામો છે એ સંકેત પણ અહીં નિહિત છે. 'અંધારું યાને ડહોળાયેલું જળ'માં ડહોળાયેલું જળ એ શબ્દ ડહોળાયેલી *સમાજવ્યવસ્થાને નહીં, પણ રાજાની ડહોળાયેલી* માનસિકતાને ઇંગિત કરે છે: બે દશ્ય પરિવર્તન-યુક્ત પાંચ દશ્યો, લાખણનું ઝૂંપડું, તળાવ, રાજમહેલ જેવા સ્થળ સંનિવેશ અને લાખણ, સખી, ધણી, રાજા, અનુચર સૈનિક, સૈનિકો વગેરે પાત્રોથી યુક્ત આ એકાંકીના મંચનક્ષમ રંગસૂચનો લેખકની ઝીણવટભરી નિરીક્ષણશક્તિના પરિચાયક બની રહે છે. જેમ કે ખાટલી પર બેસી, ભીના વાળ સંકોરતી એવી લાખણના રૂપનાં વખાણ કરતી સખી, ખાટલા પાસે પડેલા પાવડા ને ટોપલીને પગ વડે આઘાંપાછાં કરતી જોવા મળે છે. તો વળી લાખણ સખીની કેડમાં ચૂંટી ખણે, સખી કૂદકા મારે, લાખણ ખિલખિલાટ હસી પડે વગેરે જેવાં રંગસૂચનો દ્વારા બંને સખીઓના રમતિયાળ, રમૂજી સ્વભાવનો, સખ્યભાવનો સાહજિક રીતે ઉઘાડ થાય છે. લાખણની ચિંતામગ્ન સ્થિતિનો નિર્દેશ પણ પગ વડે કાંકરાને બહાર ધકેલવાની લાખણની પ્રક્રિયા દ્વારા સુપેરે થાય છે. અહીં શોષણવર્ગના પ્રતિનિધિરૂપ પાત્ર રાજા પ્રત્યેની સૂગને લાખણની અનેક વ્યંગોક્તિઓ દ્વારા તાદશ્ય કરી છે એનો સંકેત કયારેક રંગસૂચનો દ્વારા પણ સુપેરે થાય છે. ઉદા. તરીકે નાટચાંતે લાખણનો ધણી આવીને નપાણિયા તળાવમાં પાણી ફૂટ્યાની વાત કરે છે એટલું જ નહીં, પાણી ડહોળું છે, કોઈના કામમાં ન આવે એવું છે એમ કહે છે તે વેળા લેખકે દર્શાવેલું રંગસૂચન જુઓ . 'લાખણ અને સખી બંને હસી પડે છે. બંને એકબીજાના હાથ પકડીને ગમ્મત કરે છે.' (પૃ. ૪૮) એ રીતે બંને નપુંસક રાજાની ઠેકડી ઉડાડે છે. અહીં લેખકનો શોષિતો પ્રત્યેનો સદ્‌ભાવ-સહાનુભૂતિનો પણ સારી પેઠે નિર્દેશ થાય છે. આમ છતાં સહશયન વેળાએ ખરે વખતે સખીને આઘી ઠેલીને રાજા પડખું ફરીને રોવા માંડયો ત્યારે શોષિત વર્ગની સખીના હૃદયમાં પણ રાજા પ્રત્યે હમદર્દી જાગ્યા વિના રહેતી નથી અને તેથી જ સખી રાજાનો ખભો હચમચાવીને એના રોવાનું કારણ પૂછે છે. સખી લાખણને કહે છે : *'મીં ઈનો ખભો હલાવીનઅ કીધું આમ ચ્યમ રોવો સો મા'રાજ ? તો કેય કચ્ચ કીધા જેવું નથી.* મીં રઢ લીધી, ના કો'તો મારા હમ...એટલે રાજા મારી હાંમુ ફરીનઅ કેય કઅ હું પુરુષ...હું બધુંય હમજી જઇ. મીં કીધું તો આ ધખારા હેના સે ? તો કેઅ કઅ આવું કરીનઅ મારા માંયલાનઅ રાજી કરું સું. હું તનઅ આંય લાયો. લોકોએ જોણ્યું. બધે વાત વહેતી થઈ કઅ હું હવસખોર સું...બસ, હવઅ...હવઅ...ઈમ કહીનઅ એ તો પડખું ફરીનઅ ઊંઘી જ્યો. હુંય પડખું ફરીનઅ ઊંઘી જઇ.' (પૃ.૪૭)

આ સંગ્રહનાં મોટાભાગનાં એકાંકીઓમાં અવર્ણ કે શોષિતવર્ગના પાત્રોનો સવર્ણ કે શોષકવર્ગનાં પાત્રો પ્રત્યેનો ઠલવાતો આક્રોશ મોટેભાગે જે તે પાત્રની સ્વગતોક્તિમાં પ્રગટતો જોવા મળે છે. પ્રત્યક્ષપણે નીકળતો આક્રોશ તો પાણીની બહાર દેખાતી હિમશિલાના એક દશાંશ ભાગ જેટલો જ જોવા મળે છે. પછી એ 'સત્યનારાયણની સત્યકથા'નો રવલો હોય કે 'ઉદરશૂળ'નો દાનો હોય કે 'બહિષ્કાર'ની મોંઘી હોય કે 'ડહોળાયેલાં જળ'ની લાખણ હોય. આમ છતાં એ આક્રોશરૂપે નીકળતી ઉક્તિઓ-વ્યંગ્યોક્તિઓ તીક્ષ્ણ-ધારદાર છે.

આરંભનાં દશ્યોમાં લાખણ અને સખીનું પાત્ર સ્વભાવે ભિન્ન જણાય છે. પરંતુ સખીના તો બતાવવાના અને ચાવવાના દાંત જુદા છે, એની પ્રતીતિ ચોથા દશ્યમાં થાય છે. લાખણ શરત મુજબ રાજાના રંગમહેલે જવા અંગે ચિંતિત હોય છે. ત્યારે સખી લાખણને કહે છે : 'તારે ઠીક લાગ આયો સે, રાજા તનઅ માલામાલ કરી મેલશીં. તારી જગાએ હું હોય તો જ્યા વના ના રઉં.'(પૃ.૪૦) ત્યારે સખીનું રૂપ પણ કંઈ પોતાનાથી ઓછું નથી એમ કહી એના રૂપ પર લાખણને વારી જતી દર્શાવી છે. લાખણના એ પ્રેમાલાપમાં સખીને પોતાની મશ્કરી થતી લાગે છે ! તેથી તે કહે છે : 'ઠેકડી ના ઉડાડ લાખણ ! અમારાં ભાયગ તારા જેવાં ચ્યાંથી ?'(પૃ. ૪૦-૪૧) એ સાથે જ લાખણ પોતાનું ભાગ્ય સખીને આપી દેવા તૈયાર થાય છે. ત્યારે સખી ચમકી જાય છે છતાં જાતને સંભાળી લે છે અને ખડખડાટ હસી પડે છે ને લાખણને કહે છે : 'તો તું તારી આ સખીનેય ઓળખવામાં ઊણી પડી. એવા રાજાનઅ હું ઠોકરે મારું.'(પૃ.૪૧) આ ઉક્તિથી આ પાત્રના વ્યક્તિત્વને નવો મોડ મળે છે. એટલે કે સખીના પાત્રનાં વાણી-વર્તન જેવાં દેખાય છે એવું નથી. સખી પણ લાખણ જેવી જ પવિત્ર અંતઃકરણવાળી યુવતી છે. લાખણની મજબૂરીને તે સમજતી હોય છે. લાખણને તે વધુ હતાશ કરવા માંગતી હોતી નથી. સામે આવેલી પરિસ્થિતિને લાખણે સ્વીકાર્યા વિના છૂટકો જ નથી; એમાં કોઈનું કાંઈ ચાલે એમ નથી એ વાત આ શોષિતવર્ગની આ નારી બરાબર જાણતી હોય છે. તેથી જ લાખણને ભૌતિક પ્રલોભનો બતાવીને પ્રોત્સાહિત કરવા તે પ્રયાસ કરતી હોય છે. પરંતુ લાખણ પર પડેલો એ પાણો પોતાના પગ પર આવી પડે છે ત્યારે સખી ગભરાઈ જાય છે, ચમકી જાય છે. આમ છતાં તે સ્વાર્થી બની રડતી નથી તેથી લાખણને તે કહે છે : 'ઇમ મીં ચાં કીધું ? હું જવાની, જરૂર જવાની. હુંય તારી સખી સું. દુઃખના દા'ડામાં કોમમાં ના આવું તો ચાણઅ આવીશ ? તારું રૂપ ઇમ રગદોળાવા ના દઉં...હમજી !' (પૃ.૪૧) આમ પોતાની સહિયર ખાતર સર્વસ્વ અર્પણ કરવાં તૈયાર થયેલી સખીનું પાત્ર એ રીતે લાખણના પાત્રને આંબી જાય છે, એટલું જ નહીં, લાખણના પાત્રની ઊંચાઈને આ પાત્ર ક્રોસ કરી જાય છે. એ રીતે આ ગૌણ સ્ત્રીપાત્ર નાયિકાના પાત્ર કરતાં મૂઠી ઊંચેરું બની રહે છે અને લેખકે પણ પ્રેક્ષકોનો બેહદ સદ્ભાવ જીતી જાય એવું અહીં અંકિત કર્યું છે. લાખણનું પાત્ર આરંભથી અંત સુધી પતિભક્તિમાં રાચતું જોવા મળે છે. આમ આ નાટકમાં બંને નારીપાત્રોનાં ચરિત્રચિત્રણ વાસ્તવિક બન્યાં છે.

અહીં નાટકનાં કેટલાંક પાત્રોની વિશેષતા એ છે કે એ પાત્રોનાં નામ સંજ્ઞાવાચક હોવાને બદલે જાતિવાચક નામે જ ઓળખાવવામાં આવ્યાં છે, જેમકે, લાખણના પતિ માટે 'ધણી', અને લાખણની બહેનપણી માટે 'સખી' એવો નામોલ્લેખ થયો છે.

અહીં લાખણનો 'ધણી' લાખણ સમજે છે એટલો ભોળો નથી. રાજા પોતાની પત્નીને ચાહે છે એ વાતથી એ સંપૂર્ણપણે વાકેફ હોવા છતાં એ અંગે પત્ની સમક્ષ એક હરફ સુધ્ધાં ઉચ્ચારતો નથી. જોકે પત્નીની સારસંભાળ રાખવા સદાય તત્પર રહેતા આ ધણીને એ બાબત અંગે મૌન રખાવીને અથવા અજ્ઞાત હોય એવો દેખાવ કરાવીને પણ શોષિતવર્ગના પ્રતિનિધિરૂપ મજબૂર, વિવશ પુરુષપાત્રનું 'પતિ' તરીકે લેખકે ગૌરવ જ સાચવ્યું છે. તો વળી કામવશ

રાજા અને સખીના સહશયન વેળાની ક્ષણોનું ક્રમશ: વર્ણન સખી અને લાખણ વચ્ચે થયેલાં સંવાદોમાંથી પ્રાપ્ત થાય છે. એ રીતે એ શૃંગારિક ઘટનાનું યથાતથ કરેલા વર્ણનમાં લેખકની કલમસંયમ શક્તિની પરખ થાય છે.

આ સંગ્રહનાં સાતેય એકાંકીઓમાં વિષયવૈવિધ્ય વરતાય છે. પરંતુ આ બધાં એકાંકીઓમાં એક વસ્તુનું સામ્ય છે તે દલિતો પ્રત્યેની લેખકની સહાનુભૂતિ. એમાંય 'બહિષ્કાર', 'ઉદરશૂળ' અને 'સત્યનારાયણની સત્યકથા'માં એ સવિશેષ મુખરિત બને છે.

ચાર દશ્યો અને ત્રણ પાત્રોનું નટીશૂન્ય એકાંકી 'સત્યનારાયણની સત્યકથા'માં કથા સાંભળ્યા પછી ડાયાબિટીસ હોવાના કારણે ભગવાનનો પ્રસાદ નહીં લેનાર નોકર રવલાને પ્રભુ સત્યનારાયણ દોષિત ગણીને સજા રૂપે તેની ખાટલી ગુમ કરી દે છે. તેથી પ્રાયશ્ચિત્ત રૂપે રવલાએ પ્રભુના આદેશ મુજબ કથા કરી. પરંતુ રવલો અછૂત હોવાથી તેના ઘરનો પ્રસાદ બ્રાહ્મણ પ્રભુભકત કહેવાતા એવા કરુણાશંકરે ગ્રહણ ન કર્યો રવલાએ તે માટે પ્રભુ સત્યનારાયણ સમક્ષ ફરિયાદ કરી તેમજ કરુણાશંકરને પણ દંડ દેવા આગ્રહ કર્યો, વિનંતી કરી, દલીલો કરી. પરંતુ તેમ કરવાથી કથામાં થનાર સુધારાવધારા, કથાનો પ્રચાર-પ્રસાર અટકી જાય એ વિચાર આવતાં પ્રભુએ રવલાની વાત ન સ્વીકારી. કરુણાશંકર વિદ્વાન બ્રાહ્મણ છે. તે દોષમુક્ત છે તેથી એક વાર ભૂલ તો માફ કરવી જોઈએ. રવલો બીજી વાર કથા કરે અને કરુણાશંકર પ્રસાદ બીજી વાર ન લે તો પછી એને દંડ કરવા લાયક ગણાય - એમ કહી સત્યનારાયણ ભગવાન રવલાની દલીલોની અવગણના કરે છે. આમ છતાં રવલો પ્રભુનાં ચરણ પકડીને આજીજી કરતો રહે છે. સાથોસાથ કરુણાશંકરને દંડ આપવા માટેના વિકલ્પો પણ બતાવતો જાય છે. પરિણામે ભગવાનની કકોડી સ્થિતિ સર્જાય છે. એ સ્થિતિમાંથી મુક્ત થવા પ્રભુ રવલાને હડસેલો મારીને અંતર્ધાન થઈ જાય છે. પરિણામે રવલો માનવસહજ વર્તન કરનાર, પક્ષપાતી, બે મૂંઢાવાળા એ દેવ પરનો વિશ્વાસ ગુમાવી બેસે છે. નાટ્યાંતે આખાબોલો રવલો ખુમારીથી કહે છે : 'મારું જે બગાડવું હોય તે બગાડી નાખજે દિયોર ! મારઅ ચ્યાં મોટી મે'લાતો સે તીં હું તારાથી બીવું ? આ એક છાપરું સે તેય પાડી નાખજે, ખાટલી ગુમ કરવી હોય તો એય કરજે, કશુય નેઈ હોય તો ચલાઇ લેવાની ટેવ સે મનઅ જા.'મારું ધનોતપનોત કાઢવાના તનઅ પાવર આલું સું.' (પૃ.૬૯-૭૦) કહીને એ ખડખડાટ હસી પડે છે.

આમ ચુસ્તદશ્યબંધ ધરાવતા આ નાટકમાં અછૂત છતાં નિખાલસ, સ્પષ્ટવાદી, રમૂજી સ્વભાવના રવલાને સવર્ણ બ્રાહ્મણ કરુણાશંકરનો પક્ષ લેનાર સત્યનારાયણ પ્રભુ પ્રત્યે આક્રોશ ઠાલવતો દર્શાવ્યો છે, જોકે પ્રભુના અદશ્ય થયા બાદ અહીં ફેન્ટસીનો ઉપયોગ પાત્રોચિત થયો છે. રવલાના પાત્ર દ્વારા નાટ્યકારની સેટાયર રચવાની ક્ષમતાનો પણ અચ્છો પરિચય સાંપડે છે.

ચાર દશ્યો અને પાંચ પાત્રો ચુસ્ત દશ્યબંધ યુક્ત એકાંકી 'ઉદરશૂળ'માં હલકી વર્ણનો દાનો નોકર પોતાના દયાળુ, પ્રેમાળ મોટા શેઠ શાંતિલાલનો શુભચિંતક હોય છે. મોટાભાઈ શાંતિલાલની કમાણી પર તાગડધિન્ના કરનાર કાંતિલાલ નોકર દાના પર લુખ્ખી દાદાગીરી કરતો હોય છે. વાતવાતમાં કટકા કરી નાખવાની વાત કરી દાનાને હડધૂત કરતો હોય છે. આ રીતે નાના શેઠથી વારંવાર અવહેલના પામતો દાનો એના પ્રતિ સમસમી જતો હોય છે. પરંતુ પ્રત્યક્ષ રીતે કશું કહી શકતો હોતો નથી. અવર્ણ રૂખી સાથેના તેના અવૈધિક સંબંધોની જાણ થતાં અને એમાંય રૂખીના ઘરમાંથી એને બહાર નીકળતો જોઈ જતાં દાનો એ દંભી કાંતિલાલની હસતાં હસતાં ફિલમ ઉતારવાનું ચૂકતો નથી. જોકે નાના શેઠ પ્રત્યે દાનાની નફરતની પરાકાષ્ઠા તો નાટ્યાંતે આવે છે. નાના શેઠ કાંતિલાલને અચાનક ઉદરશૂળ ઊપડે છે ત્યારે દાનાની એંઠી બીડી પીને પોતાનું ઉદરશૂળ મટાડી કાંતિલાલ ચાલ્યો જાય છે ત્યારબાદ એંઠી

બીડાં પિવડાવીને વેરનો બદલો લીધાનો સંતોષ પ્રગટ કરનાર દાનાના ઉદ્દ્ગારો જુઓ : 'આ દિયોર કાંતિડો મારા કટકે કટકા કરવા નીકળ્યો'તો નઅ...પણ એ શું કટકા કરતો'તો. મારા હાથે જ ઇના કટકા થઈ જ્યાં. કુણ જોણઅ આ કટકા હંધાતા ઇનઅ ચેટલો ટેમ લાગશી ?' (પૃ.૧૨૪) દાનાની આ ઉક્તિ બાદ લેખકનું રંગસૂચન વાંચો : (બધે અજવાળું અજવાળું થઈ જાય છે. દાનાનું મોં ઝળહળ થતું દેખાય). આમ અહીં પણ અવર્ણ પ્રત્યેની લેખકની સહાનુભૂતિ મુખરિત થઈ ઊઠે છે. તો વળી પોતાના પ્રત્યે સદ્‌ભાવભર્યું વર્તન કરનાર મોટા શેઠ પ્રત્યે દાનો આદરભાવ રાખે છે મોટા શેઠ દુઃખી ન થાય એ માટે નાના શેઠનાં કટુ વેણ અંગે ફરિયાદ કરવાને બદલે તે ગમ ખાઈ જતો જોવા મળે છે. એ દૃષ્ટિએ જોતાં અહીં નાટ્યસર્જકની સવર્ણ અને અવર્ણ વર્ગપ્રત્યેની તાટસ્થ્યવૃત્તિ પણ ધ્યાનાર્હ છે. અહીં શોષણ-સવર્ણ વર્ગના પ્રતિનિધિરૂપ દંભી કાંતિલાલના અવગુણોને પ્રદર્શિત કરવામાં આવ્યા છે તો શોષિત અછૂત વર્ગની સ્ત્રીઓમાં રહેલી ચારિત્રહીનતાને લેખકે રૂખીના પાત્ર દ્વારા ઇંગિત કરી છે. એના અનીતિભર્યા વર્તનનો ઘટસ્ફોટ અવર્ણ દાના દ્વારા જ નાટ્યકારે કરાવ્યો છે. એ રીતે સવર્ણ-અવર્ણ વર્ગનાં પાત્રોનાં ગુણદોષોને તટસ્થ રીતે આલેખવાનો અહીં સક્ષમ ને સફળ પ્રયાસ થયેલો છે. 'ડહોળાયેલાં જળ'ની શોષિત વર્ગની સખી અને 'ઉદરશૂળ'ની રૂખીના પાત્રચિત્રણમાં રહેલી ભેદરેખાને પણ લેખકે સુપેરે વિશદ કરી આપી છે. સખી લાખણના શિયળની રક્ષાર્થે પોતે શીલભ્રષ્ટ થવા તૈયાર થાય છે. જ્યારે વિધવા રૂખી માત્ર પૈસા ખાતર સુખસાહ્યબી અર્થે પરપુરુષગમન કરે છે. એવી જ રીતે સવર્ણ વર્ગના શાંતિલાલ અને કાંતિલાલ બંને એક માતાની કૂખે જન્મેલા ભાઈઓ હોય છે છતાં એમનાં વાણી-વર્તન, સંસ્કાર-સ્વભાવમાં આસમાન-જમીનનું અંતર જોવા મળે છે.

ઉપર્યુક્ત એકાંકીઓમાં મોટેભાગે સંવાદોમાં લેખકની સિદ્ધિ સવિશેષ વરતાય છે. આમ છતાંય એક જ દૃશ્યનું ચુસ્ત સઘન ગતિશીલ એકાંકી તો 'આંટાફેરા' છે. એમાં કેન્દ્રસ્થ પાત્ર કુસાડોસા છે. ગામના કેશાજી ઠાકોર પાસેથી રસ્તામાં મળેલા મહુડાને સૂકવીને એની પોટલી કોઠીમાં મૂકી દીધી હોય છે. ત્યાં દિકરી રમલી દ્વારા જાણ થાય છે કે કેશાજીને પોલીસ પકડી ગઈ છે. કેશાજી જો પોતાનું નામ આપી દેશે તો પોતાનું આવી બનશે. એવા ભયથી ફફડતા-થરથરતા કુસાડોસા માટે સસ્તા મહુડા સાપના ભારા બની રહે છે. એ મહુડાની પોટલી સલામત જગાએ ગોઠવવાની કુસાડોસાની મથામણ એ આ એકાંકીની મુખ્ય ઘટના છે. એ પોટલીને કુસાડોસા હાળાના ખાડામાં મૂકે છે. પછી કમાડના ઓઠે ખાડો ખોદી એમાં મૂકવા વિચારે છે. કોસથી ખાડો પણ ખોદે છે, પણ એ સલામત જગા ન જણાતાં વાડાના કંથેરમાં મૂકવા વિચારે છે. એટલામાં પડોશી મથુર આવે છે. એનું આગમન ડોસાને ઉપાધિરૂપ લાગે છે. ઘરમાંથી 'મોવડા' પકડાય તોય જેલ થાય એવી વાત સાંભળી ડોસો વધુ ગભરાય છે. એટલે પોટલી કંથેરના જાળામાં જઈ સંતાડી આવે, પણ ત્યાં તો ઈસલો આવી ચડે છે. ડોસાની મજાક કરે છે. 'એ કાંક જાણતો હોવો જોઈએ' એવી શંકા પડતાં ત્યાંથી પોટલી ઘરમાં લઈ આવી ડામચિયાના ગોદડામાં મૂકવા જાય છે પણ 'ઇનો ડચકો તો ચોખ્ખો દેખાઈ આવે' એમ વિચારી ઘડામાં મૂકવા જાય, પરંતુ પોલીસ અળવીતરા હોય. ઘડા પર ડંડા મારે એટલે ઘડો પડી જાય એમ માની ઘર ઉપર ઓઘળાના ઢગલામાં સંતાડી દેવાનું નક્કી કરે પણ એમાં બફાઈ જાય, ગંધાઈ જાય. આમ કોઈ જગા સલામત ન લાગતાં છેવટે કુસાડોસા લખીડોસીને મહુડો ફેંકવા માટે ઉકરડે મોકલે છે. બીજી બાજુ પોલીસનો માર ખાવા છતાંય કેશાજી ઠાકોર મહુડા વિશે કશું બોલ્યા નહીં એ સમાચાર રમલી દ્વારા મળતાં કુસાડોસા મહુડો ફેંકી દેવા બદલ પસ્તાય છે. આ રીતે મહુડાના નિકાલ માટે અને એમાંય કુસાડોસાની રઘવાટભરી મથામણ, પત્ની લખીડોસી અને પુત્રી રમલીનો સહકાર નાટ્યાત્મક બની રહે છે. કુસાડોસાની ગભરામણ

અને એમની ગુનાહિત ગ્રંથીના માવજતભર્યા નિરૂપણમાં નાટ્યસર્જકે હાસ્યરસની જમાવટ કરી છે.

આ એકાંકીનાં સઘળાં પાત્રોના સંવાદો તળપદી બોલીમાં સંભળાય છે.'બહુ માર માર્યો પણ કેશાજી તો 'મમાકઅ ચચા', મૂંધા મચ મોવડાં,' તદ્દન ઘરગથ્થુ શબ્દો-ઉક્તિઓનો સફળ વિનિયોગ જોવા મળે છે. ખાટલાની તૂટતી ઈસના અવાજ માટે 'તરડડ-તરડડ' જેવા રવાનુકારી શબ્દોનો ઉચિત રીતે લીધો છે. લાભ અને ઈસ તૂટતા ડોસો નીચે પડે, દીકરી રમલીના ખડખડાટ હાસ્ય સાથે નાટક સમેટાતાં નાટકનો અંત ચોટદાર ને હાસ્યરસિક બની રહે છે.

આ સંગ્રહનાં એકાંકીઓમાં ગ્રામપ્રદેશ અને શહેરી જન-જીવનનાં દશ્યો પ્રસ્તુત થયાં છે. ભાષામાં શિષ્ટ અને તળપદી બોલીનો ઉપયોગ કરતાં પાત્રો છે. સવર્ણ પાત્રો શિષ્ટ ભાષામાં વાણી-વ્યવહાર કરે છે. અવર્ણ, વંચિત વર્ગના પાત્રો ઉત્તર ગુજરાતની બોલીનો ઉપયોગ કરતાં જણાય છે. બોલીયુક્ત સંવાદોમા પ્રયોજાયેલાં કહેવતો, રૂઢિપ્રયોગો, પ્રતીકો, ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા વગેરે જેવાં અલંકારો, ક્વચિત્ દ્વિઅર્થી ઉક્તિઓનો વિનિયોગ પણ પાત્રોચિત-પ્રસંગોચિત થયો છે. તો વળી કચારેક મુખ્ય પાત્રના મુખે કોઈ ગીતની પંક્તિનો ગણગણાટ સાંભળવા મળે છે તો ક્વચિત્ રેડિયો પરથી ફિલ્મી ગીતની કોઈ કડીના સૂર પણ રેલાઈ ઊઠે છે. આ બધું આ નાટકોમાંની ભાષામાં સમરસ થઈને આવે છે.

આ એકાંકીઓમાંની દશ્યસંકલના, વિષયનિરૂપણ, ચરિત્રાંકન, ભાષા વગેરે જેવાં એકાંકીના ઘટકોમાં નાટ્યોચિત કૌશલ અને લાઘવ દર્શાવાયાં છે. આ સઘળાં નાટકો મંચનક્ષમ અને હેતુલક્ષી છે. આ નાટકોમાં બાહ્ય સંઘર્ષ કરતાં આંતરિક સંઘર્ષ અનુભવતાં પાત્રોનું ચિત્રણ સવિશેષે ઉપલબ્ધ છે. નાટકોમાં સવર્ણ-શોષકવર્ગનાં પ્રતિનિધિરૂપ પાત્રોની શોષણવૃત્તિ, દીનદલિતો પ્રત્યેની ઘૃણા-સૂગને તાદશ્ય કરી છે. આમ છતાં લેખકની સવર્ણ-અવર્ણ પ્રત્યેની તાટસ્થ્યવૃત્તિની પ્રતીતિ પણ આ સંગ્રહમાંનાં કેટલાંક એકાંકી સુપેરે કરાવી જાય છે. નાટ્યસર્જક ઇચ્છતા નથી કે સવર્ણ-અવર્ણ વચ્ચે રહેલી ખાઈ વધુ ને વધુ મોટી-ઊંડી થતી જાય. એ તો વાંછે છે કે આ ખાઈ વહેલી તકે પુરાઈ જાય એ માટે લોકોની સમજણ કેળવાય અને એ રીતે સમરસ-એકરૂપ સમાજવ્યવસ્થા ઊભી થાય. હિંદુ સમાજમાં બધે અવર્ણ-સવર્ણ જાતિ વચ્ચેના વ્યવહારો વધુ સુશ્રુ બને અને નયનરમ્ય દશ્યો નિહાળવા મળે. શાપિતકન્યા, બહિષ્કાર, કેટલેક અંશે ઉદરશૂળ જેવા આ સંગ્રહમાંનાં એકાંકીઓની પ્રસ્તુતિ એના ઉદાહરણરૂપ છે. તો વળી કચારેક વંચિતોની દલિતોની ખુમારી, આત્મશ્રદ્ધાના નિદર્શન રૂપ એકાંકીઓ પણ આ સર્જક પાસેથી ઉપલબ્ધ થાય છે. 'સત્યનારાયણની સત્યકથા'માં નિખાલસ, રમૂજભરી દલીલોથી સત્યનારાયણ ભગવાનનેય કફોડી સ્થિતિમાં મૂકી દેનાર સેટાયર સ્પષ્ટવાદી એવા નોકર રવલાનું એની આત્મશ્રદ્ધા ને ખુમારીને કારણે મનભર ને મનહર બન્યું છે. જ્યારે સત્યનારાયણના પ્રાગટ્યનું કપોલ-કલ્પન હાસ્યપ્રેરક તેમજ પ્રતીકાત્મક છે. હાસ્યવ્યંગયુક્ત તળપદી બોલીમાં રજૂ થયેલા સચોટ ધારદાર સંવાદો પ્રસંગોચિત ને પાત્રોચિત બન્યા છે. રવલાની અને 'ઉદરશૂળ'ના નોકર દાનાની સ્વગતોક્તિઓમાં લેખકની સેટાયર શક્તિની પ્રતીતિ થાય છે. 'ડહોળાયેલાં જળ'માંની લાખણમુખે બોલાતી સ્વગતોક્તિઓમાં કચારેક કાવ્યાત્મક ગદ્યનો થયેલો પ્રયોગ પ્રશંસનીય છે. 'શાપિત કન્યા' અને 'સત્યનારાયણની સત્યકથા'માં થયેલો ફેન્ટસીનો ઉપયોગ એમાંના પુરાકલ્પનને કારણે કૃતક નથી લાગતો, પાત્રોચિત જણાય છે.

આ સંગ્રહનાં એકાંકીઓમાં જેમ વિષયવૈવિધ્ય છે તેમ પાત્રવૈવિધ્ય પણ સવિશેષ જોવા મળે છે. સમાજના વિવિધ જાતિની-વર્ગની-સ્તરની પાત્રસૃષ્ટિ આ નાટકોમાં દષ્ટિગોચર થાય છે.

આ સંગ્રહમાંનાં 'બહિષ્કાર' અને 'અંગરક્ષક' જેવાં બહુપ્રસ્તારી એકાંકીઓની અગાઉ જણાવેલી કેટલીક મર્યાદાઓને બાદ કરતાં અને આ સંગ્રહનાં નાટકોની વિશેષતાઓને લક્ષમાં લેતાં વાર્તાકાર મોહન પરમારનો આ પ્રથમ સંગ્રહ સહૃદયી વાચકના હૈયાને સંતર્પક કરે એવો છે એટલું જ નહીં, આ સંગ્રહના સર્જક પાસેથી હજી વધુ ઉત્તમ નાટ્યસંગ્રહ ટૂંક સમયમાં પ્રકાશિત થશે એવી અપેક્ષા પણ જગાવી જાય છે.



# વિસ્તરતી સીમાઓ
## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

ખામીભર્યાં અંગો સહિતનાં શરીરોને સાધારણ શરીરો કરતાં ઊતરતાં ગણીને એને અંગે 'અશક્ત' 'હેન્ડીકેપ' 'અપંગ' કે 'વિકલાંગ' જેવું અપકર્ષી સંજ્ઞાઓ વપરાતી રહી છે. છેલ્લા થોડા સમયથી આ અંગેની દૃષ્ટિમાં પરિવર્તન આવ્યું છે. આને સ્થાને 'ભિન્ન રીતે સશક્ત' (differently able) જેવી સંજ્ઞા પ્રચારમાં આવી છે. વર્ષમાં એકાદ વાર 'વર્લ્ડ ડિસેબલ ડે'ની ઉજવણી પણ કરવામાં આવે છે. આ આખો ઉપક્રમ સમાજના એક વિશિષ્ટ જૂથ કે વર્ગને એના મૂળભૂત માનવઅધિકારો સહિત સન્માનથી અને પૂરી સંવેદનાથી સ્થાપિત કરવાનો અને એમનામાં આત્મવિશ્વાસ જગાવવાનો છે. આ સંદર્ભે સાહિત્યવિવેચનક્ષેત્રે અનુવાદ-અભ્યાસ (Translation studies), નારી-અભ્યાસ, સંસ્કૃતિ-અભ્યાસની જેમ વિકલાંગતા-અભ્યાસ (Disability studies) આજે વિકસી રહ્યો છે; અને એના પ્રણેતા લેનાડ જે. ડેવિસ (Lennard J. Davis) છે.

બધિર માતાપિતાનું સંતાન હોવાથી ડેવિસ પોતાના અંગત અનુભવો સાથે વર્તમાન વિવેચનની સિદ્ધાન્તકેળવણીને સાંકળીને વિકલાંગતાનાં નિરૂપણો વિશે નવો પ્રકાશ પાડી રહ્યા છે; તેમજ આ નિરૂપણોને આશ્રય આપતી સાધારણતા-(Normalcy)ની વિભાવનાને વિશદ કરી રહ્યા છે. વિકલાંગતા-અભ્યાસનું લક્ષ્ય સશક્ત અને અશક્ત વચ્ચેના તેમજ સાધારણ અને અસાધરણ વચ્ચેના દ્વંદ્વને તોડવાનું છે. હજી લગી વિકલાંગતાને બહુ સંકુચિત રીતે વ્યાખ્યાયિત કરવામાં આવી છે. આંખ પરના ચશ્માં કરતાં કાનના સાંભળવાના યંત્રને જુદી રીતે જોવામાં આવે છે. શસ્ત્રક્રિયાથી સ્તનને દૂર કરવામાં જોવાતી સ્ત્રીત્વ કે યૌનજીવનની હાનિની સામે સુન્નતને પુરુષત્વની હાનિ તરીકે જોવાતી નથી. આ વિકલાંગતા-અભ્યાસ ભિન્ન' ભિન્ન પ્રકારની શક્તિઓથી મુક્ત બધી વ્યક્તિઓને આવરી લઈ શકે એવી કોઈ બૃહદ વિભાવનાની અપેક્ષાએ આગળ વધી રહ્યો છે.

એમ મનાય છે કે પશ્ચિમમાં ૧૮મી સદી સુધી 'સાધારણતા'(Normalcy)નો ખ્યાલ નહોતો. એ સંસ્કૃતિમાં શરીર અંગેનો આદર્શ જ કેન્દ્રમાં હતો. તેથી આ ખ્યાલ પ્રમાણે બધાં જ શરીર આદર્શની રીતે ઊણાં ઊતરતાં ગણવામાં આવતાં હતાં. પણ પછી ઔદ્યોગિક મૂડીવાદને કારણે કારખાનાંઓમાં ધોરણસરનાં શરીરોની માંગ રહી, તેથી વિકલાંગ શરીરોને 'અસાધારણ'ની કોટિમાં મૂકવામાં આવ્યાં. આજે હવે અસાધારણ કોટિમાં મુકાયેલાં વિકલાંગોનાં શરીરોને એમની પોતાની ઓળખ (identity) પાછી આપવાની છે. લિંગ, યૌનક્ષેત્ર, વંશ, જાતિ વગેરે જે રીતે છેલ્લા દાયકાઓમાં ઓળખ પર ભાર મૂકે છે તે રીતે વિકલાંગતા-અભ્યાસ પણ ઓળખ પર ભાર મૂકે છે. ઓળખ કઈ રીતે શરીર સાથે સંકળાયેલી છે અને એના પર સાધારણતા તેમજ સીમાવર્તિતાનાં સમાજમાળખાંઓ કઈ રીતે ચણવામાં આવ્યાં છે એની સમીક્ષા થવી હવે આવશ્યક છે.

ડેવિસ દર્શાવે છે કે શરીર સામાજિક નિર્મિતિ છે; એ કંઈ સર્વદેશીય સત્તા નથી. આ સમીક્ષામાં ડેવિસ એડવર્ડ સૈદ અને રોલાં બાર્થના સંપર્કમાં હોવાથી મનોવિશ્લેષણ, સંસ્કૃતિમીમાંસા, નારીવાદ અને ખાસ તો શરીરમીમાંસા(body studies)ના વ્યાપક સંદર્ભો ખેંચી લાવે છે. કલા, સાહિત્ય અને ચલચિત્રોમાં વિકલાંગતાનાં નિરૂપણને વિશ્લેષિત કરતાં ડેવિસ ઝાં લકાંના 'વિખંડિત શરીર' (fragmented body)નું પ્રતિમાન ચર્ચામાં લીધું છે. કોઈ પણ બાળક એના શરૂના તબક્કે હાથ-પગને છૂટા માને

અને એમની ગુનાહિત ગ્રંથીના માવજતભર્યા નિરૂપણમાં નાટ્યસર્જકે હાસ્યરસની જમાવટ કરી છે.

આ એકાંકીનાં સઘળાં પાત્રોના સંવાદો તળપદી બોલીમાં સંભળાય છે.'બહુ માર માર્યો પણ કેશાજી તો 'મમાકઅ ચચા', મૂંઘા મચ મોવડાં,' તદ્દન ઘરગથ્થુ શબ્દો-ઉક્તિઓનો સફળ વિનિયોગ જોવા મળે છે. ખાટલાની તૂટતી ઈસના અવાજ માટે 'તરડડ-તરડડ' જેવા રવાનુકારી શબ્દોનો ઉચિત રીતે લીધો છે. લાભ અને ઈસ તૂટતા ડોસો નીચે પડે, દીકરી રમલીના ખડખડાટ હાસ્ય સાથે નાટક સમેટાતાં નાટકનો અંત ચોટદાર ને હાસ્યરસિક બની રહે છે.

આ સંગ્રહનાં એકાંકીઓમાં ગ્રામપ્રદેશ અને શહેરી જન-જીવનનાં દશ્યો પ્રસ્તુત થયાં છે. ભાષામાં શિષ્ટ અને તળપદી બોલીનો ઉપયોગ કરતાં પાત્રો છે. સવર્ણ પાત્રો શિષ્ટ ભાષામાં વાણી-વ્યવહાર કરે છે. અવર્ણ, વંચિત વર્ગના પાત્રો ઉત્તર ગુજરાતની બોલીનો ઉપયોગ કરતાં જણાય છે. બોલીયુક્ત સંવાદોમાં પ્રયોજાયેલાં કહેવતો, રૂઢિપ્રયોગો, પ્રતીકો, ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા વગેરે જેવાં અલંકારો, ક્વચિત્ દ્વિઅર્થી ઉક્તિઓનો વિનિયોગ પણ પાત્રોચિત-પ્રસંગોચિત થયો છે. તો વળી ક્યારેક મુખ્ય પાત્રના મુખે કોઈ ગીતની પંક્તિનો ગણગણાટ સાંભળવા મળે છે તો ક્વચિત્ રેડિયો પરથી ફિલ્મી ગીતની કોઈ કડીના સૂર પણ રેલાઈ ઊઠે છે. આ બધું આ નાટકોમાંની ભાષામાં સમરસ થઈને આવે છે.

આ એકાંકીઓમાંની દશ્યસંકલના, વિષયનિરૂપણ, ચરિત્રાંકન, ભાષા વગેરે જેવાં એકાંકીના ઘટકોમાં નાટ્યોચિત કૌશલ અને લાઘવ દર્શાવાયાં છે. આ સઘળાં નાટકો મંચનક્ષમ અને હેતુલક્ષી છે. આ નાટકોમાં બાહ્ય સંઘર્ષ કરતાં આંતરિક સંઘર્ષ અનુભવતાં પાત્રોનું ચિત્રણ સવિશેષે ઉપલબ્ધ છે. નાટકોમાં સવર્ણ-શોષકવર્ગનાં પ્રતિનિધિરૂપ પાત્રોની શોષણવૃત્તિ, દીનદલિતો પ્રત્યેની ઘૃણા-સૂગને તાદશ્ય કરી છે. આમ છતાં લેખકની સવર્ણ-અવર્ણ પ્રત્યેની તાટસ્થ્યવૃત્તિની પ્રતીતિ પણ આ સંગ્રહમાંનાં કેટલાંક એકાંકી સુપેરે કરાવી જાય છે. નાટ્યસર્જક ઇચ્છતા નથી કે સવર્ણ-અવર્ણ વચ્ચે રહેલી ખાઈ વધુ ને વધુ મોટી-ઊંડી થતી જાય. એ તો વાંછે છે કે આ ખાઈ વહેલી તકે પુરાઈ જાય. એ માટે લોકોની સમજણ કેળવાય અને એ રીતે સમરસ-એકરૂપ સમાજવ્યવસ્થા ઊભી થાય. હિંદુ સમાજમાં બધે અવર્ણ-સવર્ણ જાતિ વચ્ચેના વ્યવહારો વધુ સુષ્ઠુ બને અને નયનરમ્ય દશ્યો નિહાળવા મળે શાપિતકન્યા, બહિષ્કાર, કેટલેક અંશે ઉદરશૂળ જેવા આ સંગ્રહમાંનાં એકાંકીઓની પ્રસ્તુતિ એના ઉદાહરણરૂપ છે. તો વળી ક્યારેક વંચિતોની દલિતોની ખુમારી, આત્મશ્રદ્ધાના નિદર્શન રૂપ એકાંકીઓ પણ આ સર્જક પાસેથી ઉપલબ્ધ થાય છે. 'સત્યનારાયણની સત્યકથા'માં નિખાલસ, રમૂજભરી દલીલોથી સત્યનારાયણ ભગવાનનેય કફોડી સ્થિતિમાં મૂકી દેનાર સેટાયર સ્પષ્ટવાદી એવા નોકર રવલાનું એની આત્મશ્રદ્ધા ને ખુમારીને કારણે મનભર ને મનહર બન્યું છે. જ્યારે સત્યનારાયણના પ્રાગટ્યનું કપોલ-કલ્પન હાસ્યપ્રેરક તેમજ પ્રતીકાત્મક છે. હાસ્યવ્યંગ્યયુક્ત તળપદી બોલીમાં રજૂ થયેલા સચોટ ધારદાર સંવાદો પ્રસંગોચિત ને પાત્રોચિત બન્યા છે. રવલાની અને 'ઉદરશૂળ'ના નોકર દાનાની સ્વગતોક્તિઓમાં લેખકની સેટાયર શક્તિની પ્રતીતિ થાય છે. 'ડહોળાયેલાં જળ'માંની લાખણમુખે બોલાતી સ્વગતોક્તિઓમાં ક્યારેક કાવ્યાત્મક ગદ્યનો થયેલો પ્રયોગ પ્રશંસનીય છે. 'શાપિત કન્યા' અને 'સત્યનારાયણની સત્યકથા'માં થયેલો ફેન્ટસીનો ઉપયોગ એમાંના પુરાકલ્પનને કારણે કૃતક નથી લાગતો, પાત્રોચિત જણાય છે.

આ સંગ્રહનાં એકાંકીઓમાં જેમ વિષયવૈવિધ્ય છે તેમ પાત્રવૈવિધ્ય પણ સવિશેષ જોવા મળે છે. સમાજના વિવિધ જાતિની-વર્ગની-સ્તરની પાત્રસૃષ્ટિ આ નાટકોમાં દષ્ટિગોચર થાય છે.

આ સંગ્રહમાંનાં 'બહિષ્કાર' અને 'અંગરક્ષક' જેવાં બહુપ્રસ્તારી એકાંકીઓની અગાઉ જણાવેલી કેટલીક મર્યાદાઓને બાદ કરતાં અને આ સંગ્રહનાં નાટકોની વિશેષતાઓને લક્ષમાં લેતાં વાર્તાકાર મોહન પરમારનો આ પ્રથમ સંગ્રહ સહૃદયી વાચકના હૈયાને સંતર્પક કરે એવો છે એટલું જ નહીં, આ સંગ્રહના સર્જક પાસેથી હજી વધુ ઉત્તમ નાટ્યસંગ્રહ ટૂંક સમયમાં પ્રકાશિત થશે એવી અપેક્ષા પણ જગાવી જાય છે.



# વિસ્તરતી સીમાઓ
## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

ખામીભર્યા અંગો સહિતનાં શરીરોને સાધારણ શરીરો કરતાં ઊતરતાં ગણીને એને અંગે 'અશક્ત' 'હેન્ડીકેપ' 'અપંગ' કે 'વિકલાંગ' જેવું અપકર્ષી સંજ્ઞાઓ વપરાતી રહી છે. છેલ્લા થોડા સમયથી આ અંગેની દષ્ટિમાં પરિવર્તન આવ્યું છે. આને સ્થાને 'ભિન્ન રીતે સશક્ત' (differently able) જેવી સંજ્ઞા પ્રચારમાં આવી છે. વર્ષમાં એકાદ વાર 'વર્લ્ડ ડિસેબલ ડે'ની ઉજવણી પણ કરવામાં આવે છે. આ આખો ઉપક્રમ સમાજના એક વિશિષ્ટ જૂથ કે વર્ગને એના મૂળભૂત માનવઅધિકારો સહિત સન્માનથી અને પૂરી સંવેદનાથી સ્થાપિત કરવાનો અને એમનામાં આત્મવિશ્વાસ જગાવવાનો છે. આ સંદર્ભે સાહિત્યવિવેચનક્ષેત્રે અનુવાદ-અભ્યાસ (Translation studies), નારી-અભ્યાસ, સંસ્કૃતિ-અભ્યાસની જેમ વિકલાંગતા-અભ્યાસ (Disability studies) આજે વિકસી રહ્યો છે; અને એના પ્રણેતા લેનાડ જે. ડેવિસ (Lennard J. Davis) છે.

બધિર માતાપિતાનું સંતાન હોવાથી ડેવિસ પોતાના અંગત અનુભવો સાથે વર્તમાન વિવેચનની સિદ્ધાન્તકેળવણીને સાંકળીને વિકલાંગતાનાં નિરૂપણો વિશે નવો પ્રકાશ પાડી રહ્યા છે; તેમજ આ નિરૂપણોને આશ્રય આપતી સાધારણતા-(Normalcy)ની વિભાવનાને વિશદ કરી રહ્યા છે. વિકલાંગતા-અભ્યાસનું લક્ષ્ય સશક્ત અને અશક્ત વચ્ચેના તેમજ સાધારણ અને અસાધરણ વચ્ચેના દ્વંદ્વને તોડવાનું છે. હજી લગી વિકલાંગતાને બહુ સંકુચિત રીતે વ્યાખ્યાયિત કરવામાં આવી છે. આંખ પરના ચશ્માં કરતાં કાનના સાંભળવાના યંત્રને જુદી રીતે જોવામાં આવે છે. શસ્ત્રક્રિયાથી સ્તનને દૂર કરવામાં જોવાતી સ્ત્રીત્વ કે યૌનજીવનની હાનિની સામે સુન્નતને પુરુષત્વની હાનિ તરીકે જોવાતી નથી. આ વિકલાંગતા-અભ્યાસ ભિન્ન' ભિન્ન પ્રકારની શક્તિઓથી મુક્ત બધી વ્યક્તિઓને આવરી લઈ શકે એવી કોઈ બૃહદ વિભાવનાની અપેક્ષાએ આગળ વધી રહ્યો છે.

એમ મનાય છે કે પશ્ચિમમાં ૧૮મી સદી સુધી 'સાધારણતા'(Normalcy)નો ખ્યાલ નહોતો. એ સંસ્કૃતિમાં શરીર અંગેનો આદર્શ જ કેન્દ્રમાં હતો. તેથી આ ખ્યાલ પ્રમાણે બધાં જ શરીર આદર્શની રીતે ઊણાં ઊતરતાં ગણવામાં આવતાં હતાં. પણ પછી ઔદ્યોગિક મૂડીવાદને કારણે કારખાનાંઓમાં ધોરણસરનાં શરીરોની માંગ રહી, તેથી વિકલાંગ શરીરોને 'અસાધારણ'ની કોટિમાં મૂકવામાં આવ્યાં. આજે હવે અસાધારણ કોટિમાં મુકાયેલાં વિકલાંગોનાં શરીરોને એમની પોતાની ઓળખ (identity) પાછી આપવાની છે. લિંગ, યૌનક્ષેત્ર, વંશ, જાતિ વગેરે જે રીતે છેલ્લા દાયકાઓમાં ઓળખ પર ભાર મૂકે છે તે રીતે વિકલાંગતા-અભ્યાસ પણ ઓળખ પર ભાર મૂકે છે. ઓળખ કઈ રીતે શરીર સાથે સંકળાયેલી છે અને એના પર સાધારણતા તેમજ સીમાવર્તિતાનાં સમાજમાળખાંઓ કઈ રીતે ચણવામાં આવ્યાં છે એની સમીક્ષા થવી હવે આવશ્યક છે.

ડેવિસ દર્શાવે છે કે શરીર સામાજિક નિર્મિતિ છે; એ કંઈ સર્વદેશીય સત્તા નથી. આ સમીક્ષામાં ડેવિસ એડવર્ડ સૈદ અને રોલાં બાર્થના સંપર્કમાં હોવાથી મનોવિશ્લેષણ, સંસ્કૃતિમીમાંસા, નારીવાદ અને ખાસ તો શરીરમીમાંસા(body studies)ના વ્યાપક સંદર્ભો ખેંચી લાવે છે. કલા, સાહિત્ય અને ચલચિત્રોમાં વિકલાંગતાનાં નિરૂપણને વિશ્લેષિત કરતાં ડેવિસ ઝાં લકાંના 'વિખંડિત શરીર' (fragmented body)નું પ્રતિમાન ચર્ચામાં લીધું છે. કોઈ પણ બાળક એના શરૂના તબક્કે હાથ-પગને છૂટા માને

છે, પોતાને વિખંડિત સંવેદે છે. દર્પણને તબક્કે (mirror stage) જ બાળકને પોતાની અખિલાઈનો ભ્રમ મળે છે. ડેવિડ અખિલાઈને ભ્રમ ગણે છે; અને વિકલાંગ પરત્વેનાં વર્તનોમાં સાધારણોની સંરક્ષાત્મક વ્યૂહરચના (defensive mechanism) જુએ છે.

ડેવિસના 'સાધારણતાનું પ્રવર્તન ' વિકલાંગતા, બધિરતા અને શરીર' (૧૯૯૫) નામક પુસ્તકના 'વિકલાંગ શરીરનું દષ્ટિગત થવું . પ્રશિષ્ટ નગ્ન અને વિખંડિત કલંક' પ્રકરણમાં વિનસ દ મિલોની વિખંડિત ગ્રીકપ્રતિમા અને જીવંત વિકલાંગ સ્ત્રીની સરખામણી કરીને એક પ્રશ્ન કરાયો છે કે વિનસને હાથ વગરની સુન્દર અને હાથ વગરની જીવતી સ્ત્રીને વિરૂપ અને કદરૂપી કેમ ગણવામાં આવે છે. આ ગ્રંથિને વિશ્લેષિત કરતાં ડેવિસ તારવે છે કે હાથપગ કપાયેલા અપંગો જેમ ભૂતિયાં અંગો (phantom parts)ને અનુભવે છે તેમ કલાવિવેચક વિનસની પ્રતિમામાં કલ્પનાથી ભૂતિયાં અંગ બેસાડી એને અખિલાઈમાં જોવા પ્રેરાય છે. આ રીતે કલાવિવેચક વિનસની વિક્ષત પ્રતિમાને અખિલાઈનું કૌમાર્ય પ્રદાન કરે છે.

ડેવિસનો વિકલાંગતા-અભ્યાસ નવી દિશા ઉઘાડે છે. વિકલાંગનું સાહિત્ય અને સાહિત્યમાં વિકલાંગોનું નિરૂપણ નવા પરિપ્રેક્ષ્યમાં જોવું પડે એવી સ્થિતિ જન્મી છે. ઉમાશંકરની 'મંથરા'ને નવેસરથી તપાસી શકાય. દલપતરામના ઉત્તરવયના સાહિત્યને કે પંડિત સુખલાલનાં લેખનોને નવી સરાણે ચઢાવી શકાય. ધીરેન્દ્ર મહેતા કે વિપાશાનાં લખાણોમાં સામાજિક રીતે અને વૈયક્તિક રીતે ગૂંચવાયેલી માનસિક ગ્રંથિઓએ કઈ રીતે માર્ગ કર્યો છે એની નવેસરથી ગવેષણા થઈ શકે. 'વિકલાંગતા-અભ્યાસ' એ અનુઆધુનિક સમયનું એક નવું સાહિત્યિક પ્રસ્થાન છે.



## કસોટી (ગઝલ)

આભ ભલે આજ આ અગ્નિકણો વામતું  
ને ઘૂ-ઘૂ ઘૂઘવી 'દધિ મોજને ઉછાળતું  
હાય હોયે ઉરમાં ના જરીકે હું ડરું  
ભુજબળે આકરા ક્ષુબ્ધ અબ્ધિઓ તરું

આંધી ડરવે, તાંડવો ધ્રુજવતા તે છતાં  
નાનકું આ રૂદિયું હિંમત ના હારતું  
આભ ધરા બેઉ થઈ વિપરીતા પાશવી  
છો કસતાં શકિતને ઝઝૂમવાની, લડું

ફાની તૂફાની વિધિને વીંઝી પારેજવું  
મોત-મંઝિલ એકને હામબળે ઝાલવું.

**– સુમન અજમેરી**

(છંદ : D.10 રજઝ મુકતવી મુતદારિક સાલિમ મુરક્કલ મુસમન : મુરક્કલ સાલિમ મઝાહિફ બહેરો)  
— U U — I — U — I — U U — I — U — I

## મોહ્યાં તમશું મન

ગોરી, અમારાં રે મોહ્યાં તમશું મન.

*

ગોરી, અમે રે દીધાં ને તમે જાળવ્યાં
હૈયાનાં મોંઘેરાં દાન.
હૈયું પોષી, ગોરી, પાયાં તમે મને
નેહનાં મીઠડાં પાન.

*

ગોરી, અમે રે દીધાં ને તમે જાળવ્યાં
ખોબલે સોનાં ને રૂપ,
મ્હેલાતું પલટાઈ રે મંદિરમાં,
સોનાનાં મૂલ એ અનુપ.

*

ગોરી, અમે રે દીધાં ને તમે જાળવ્યાં
કાયાના અદ્‌ભુત કણ,
એના બાળુડા રમે રે અમ આંગણે,
કેમ રે વિસરશું એ ઋણ ?

*

ગોરી, તેથી અદકાં રે મોહ્યાં તમ શું મન.

– ચિન્મય જાની

## વ્રેહની આગ

મોરલા બોલ્યા ને ઘન ઘેરાયાં આભમાં,
ધરતી સોડ તાણી સૂતી હો જી,
મેઘના નેહે તમ કાયાને ઠારવા
ધરતી બની ગઈ બાવરી હો જી.

*

અમને ય, ગોરી, એવા તાપે તપાવ્યા,
વ્રેહની આગે તન શેક્યાં હો જી,
મનડું વ્યાકુળ મૂરત હૈયે ઉતારવા,
આંખડી પ્યાસી તમને જોવા હો જી.

*

મેઘ તો રેલાશે મન મૂકીને હમણાં,
ને ધરતી એ નેહને ઝીલશે હો જી,
તમે નહિ હો અહીં એ મિલનને પોંખવા,
અમે હૈયે રહેશે ઉચાટ જી.

*

જો જો ના કહેણ રહી જાય રે ગોરાંદે,
જો જો ના આશ ભસમ થાય રે હો જી,
અંગો અમારાં એક તાપમાં સળગિયાં,
વળી આશ ભેગાં ના રાખ થાય રે હો જી.

– ચિન્મય જાની

## અજંપો

પ્રાણો મારા ! તમથી અદકું કહીં ન દેખ્યું અજંપી.
ક્યાંયે એવાં મધુર સપનાં કદી ન દેખ્યાં સુહાનાં.
વિરાટોના અજબ ઝુલણે કંઈક વિશ્વો વિલાયાં,
તોયે પ્રાણો તરલ તમશો કદી ન જોયો અજંપો.

*

જોયા નૈને ચપલ હૃદયે કંઈક રંગી તમાશા,
તોષી સ્વાદે લુલુપ રસના મધુર મીઠી ચીજોથી,
ભોગો ભોગી ભ્રમર મનડે કનક દેહે ઉતાર્યા,
પૃથ્વી કેરા વિરલ કરિયા અગણ ચારુ વિલાસો.

*

પેલાં પંખી શિથિલ થઈને વિટપ નીડે વિરામ્યાં,
ગાયો પેલી મુદિત નયને વિગતક્ષુધા વિરાજે,
સૌયે વિશ્વે જડ અજડ હ્યાં ચરક સુખે ઝુલન્તાં,
તો યે, પ્રાણો, મનમુકુરમાં કદી ન જંપ્યો અજંપો.

*

પ્રાણો મારા, સરવ જનથી અલગ થૈને વસો છો,
મોટા સૌથી, ભવનસરમાં કમલ જેવા અજંપે.

ચિન્મય જાની

## ચાર ગઝલ

### (૧)
### ખૂટી રહ્યો છું

એક પરપોટો સમો ફૂટી રહ્યો છું,
હું સમયની રેતમાં ખૂટી રહ્યો છું.

એકલા શબ્દો કદી ના સાથ આપે,
શકયતાની ગાંઠથી છૂટી રહ્યો છું.

ભૂખરો મારો સમય સામે ઊભો છે-
શ્વાસ ઊછીના હવે ઘૂંટી રહ્યો છું.

કયાંય પણ અણસાર મારો નીકળે ના,
પાંસળીમાં કયારનો તૂટી રહ્યો છું.

ભોગવું છું પૂર્વજન્મોની સજાઓ,
ફૂલ બદલે કંટકો ચૂંટી રહ્યો છું.

### (૨)
### સજણ

અમે વરસો સુધી ઝંખી રહ્યા કાગળ સજણ,
અમારા આંગણે આવ્યું નહીં વાદળ સજણ.

દિવસ તો ડૂબવા આવ્યો ઊતરતા છાંયડા,
તમે આવ્યાં નહીં તો પણ કરું અટકળ સજણ.

સમયની દોડના કેવા પડયા આંકા જુઓ-
સદીઓ લગ રહેશે કાળજામાં સળ સજણ.

રહેતો કંટકોના દેશમાં હું કાયમી,
પછી હું ટેરવાં કયાંથી કરું કોમળ સજણ.

મને એકે કિરણ એ ચાંદનું સ્પર્શ્યું નથી-
મનીષ'આવી નથી એકેય પળ ઝળહળ સજણ.

### (૩)
### ભડકા ભરેલી

આથમેલા સૂર્યના થડકા ભરેલી,
રાત કોણે મોકલી તડકા ભરેલી ?

કેટલા ભેગા થતા તણખા સમયના,
જિન્દગી છે લોહીના ભડકા ભરેલી.

પાનખરનો સાદ જ્યાં ડૂબી ગયો છે,
ટેકરી છે લીલવા પડધા ભરેલી.

કેટલા ભવ શ્વાસમાં રોકાઈ બેઠા !
-ને, કળે છે પાંસળી સણકા ભરેલી.

જિન્દગીનાં શેષ વરસોમાં મળેલી,
એક માળા આંસુના મણકા ભરેલી.

### (૪)
### હાથમાંથી નીકળે

અડકવાનું આળ મારા હાથમાંથી નીકળે,
-ને સૂકું પાતાળ મારા હાથમાંથી નીકળે.

ટેરવે લીલોતરી કયાં લગ રહેતી સ્પર્શની,
સામટો દુષ્કાળ મારા હાથમાંથી નીકળે.

કયાંક પંખીના ટહુકાઓ મળ્યા હોતા નથી,
સાવ ખાલી ડાળ મારા હાથમાંથી નીકળે.

રેતમાં ભીનાશ મેળવવા મથું છું કયારનો !
સાવ સુકી પાળ મારા હાથમાંથી નીકળે.

હું સમયની પીઠ પર બેસી અને આવી રહ્યો,
રાત અંતરિયાળ મારા હાથમાંથી નીકળે.

**મનીષ પરમાર**

## કવિતા લખ (ગઝલ)

કંઈ નથી કામ, કવિતા લખ
ખાલી છે જામ, કવિતા લખ

સાવ પોલા વાંસ છોલી
ઠરડીને છાલ, કવિતા લખ

શબ્દની ખેંચી કમાન
છોડીને દામ, કવિતા લખ.

પ્રાસનાં ગોઠવી મશીનો
લે લણી ફાલ, કવિતા લખ.

કાગળે કરી ચિતરામણ
લૈ. ભરી ઠામ, કવિતા લખ.

કેશ લાંબા, ઝોળ ઝભ્ભો
ડોળીને શામ, કવિતા લખ

દર્દ ના, આંજી ગ્લિસિરિન
વ્હાવી અશ્રુ આમ, કવિતા લખ

ઊંધું ઘાલી લૈ ખડિયે
શાહી ઝબાળ, કવિતા લખ

બામણી બોડીનું ખેતર
ભીડી લે હામ, કવિતા લખ

ના'વડે જો કાંઈ બીજું
તંબૂરો વગાડ, કવિતા લખ

ઉજ્જડ ગામે બનીને
એરંડ પ્રધાન, કવિતા લખ

થૈ બ્રહ્મારૂપે વિરાટ
લે ભરી ધામ, કવિતા લખ

બાપાના પૈસે છપાવી
લે રળી નામ, કવિતા લખ

**– સુમન અજમેરી**

(છંદ : A.7 રમલ છંદ : પૂર્ણગણીય બહર)
– U – – । – U – – ।

## તમે જો નિહાળો અમારાં નયનથી (ગઝલ)

તમે જો નિહાળો અમારાં નયનથી
ન રે'શે અજંપા પનારા નયનથી.

ઠરીઠામ થાશો બધી બાજુઓથી
મટી જાય માઠા ઉધામા નયનથી.

જશે કોળી ખાંતેથી વેલિ પ્રણયની
ગુલે ગુલ્મ થાશે ઉતારા નયનથી.

કણેકણ હૃદયના ઉમંગે સુનર્તી
સુધારસ પઠાવે વિશાળા નયનથી.

રહો દૈવી વરદાન અમૃતસેવી
ન કીધો પ્રણય તો નકામા નયનથી.

રકીબે ય જાશે જલી બદનસીબે
સતાવે શગાળા ઉછાળા નયનથી.

વિધિને કહી દૌં ન વંચી શકે તું
હવે તો ઝગારા ઝગારા નયનથી

**– સુમન અજમેરી**

(છંદ : A.1 મુતદારિક છંદ : પૂર્ણગણીય બહર)
U – – । U – – । U – – । U – – ।

# ગંગા

ગંગા બની શકે ત્યારે જ
કોઈ કહી શકે
ખૂબ ગર્વથી
ગંગા કહેશો તો રહીશ
ગાંગી કહેશો તો જઈશ.

વારવાર
ગંગાની પવિત્રતાની
દુહાઈ દેતા
કોઈ ક્યારેય
ઇચ્છતું નથી કે
નારી ગંગા બને
અમર બને
આ પૃથ્વી પર.

સીમાબદ્ધ રહી શકે શું ગંગા
કોઈ કૂવામાં
કાંસાના પાત્રમાં
કે ભાતની હાંલ્લીમાં.

ત્રિલોકની
તરસ છીપાવનારીને
શું ઉછાળી શકાય
મદિરાના પ્યાલામાં.

જગતે
પ્રીતિશુદ્ધ કરવાની
અભિલાષા લઈ હૃદયમાં
સ્વર્ગ પરથી પાતાળલોકમાં
કૂદી પડતી
નારી જાણે છે
એક દિવસ તેને
ત્યજવા પડશે
વિષ્ણુના સુરક્ષિત ચરણ
લાંઘવી પડશે
શિવની જટાજાળ
તો ક્યારેક તોડવી પડશે
જન્હુની જાંઘ.

એવો પણ દિવસ આવશે
જ્યારે વારંવાર
વહેતા મૂકવા પડશે
સંકલ્પનાના વહેણમાં
પોતાના જણ્યાને
તે જાણે છે
પતિતપાવની કહેવડાવતા પહેલાં
દિશાહીન વહી જવાનો
આવેગ લઈ
તેને અથડાઈ-કૂટાઈને છલકાવી દેવા પડશે
પર્વને પાતાળ
રણને જંગલ
ખાડા અને ખેતર
નાળા ને નીક
સરોવર ને સાગર

આટલું કર્યા પછી
કદાચ યોગ્ય બને તેનો દેહ
કોઈના તર્પણ માટે
અંજલિ ભરીને જલ
કે પછી કોઈની અંતિમ ક્ષણે
ચરણામૃતનું બુંદ.

નારી ગંગા બને
કોઈ ઇચ્છતું નથી
તે તરસ છીપાવતી રહે
બધાંના તનની,
મનની, સંસારની.

સ્થાપતું નથી
કોઈ તેના
મોક્ષદા રૂપને
તરસ્યા મનમંદિરમાં.

**મૂળ ઊડિયા કવિતા : અપર્ણા મહાંતિ**
**અનુ. ડૉ. રેણુકા શ્રીરામ સોની**



## સૂરજનો તડકો

સૂરજનો તડકો, ક્યારેક લાવે ભડકો,
મધ્યાહ્‌ને બની જતો એ તો સાવ કડકો.
ફાગણ, ચૈતર, વૈશાખ, જેઠ
તાપમાનનો તંતીલો તાગ લાવે;
રંગ લાવે, રાગ લાવે, ફાગ લાવે,
ઉમંગનો ઉભાર લાવે, ઉષ્ણતાનો ઉન્મેષ લાવે;
ગરમીનો ગરમાટ,
પસીનાનો ચચરાટ;
ઉષ્ણતાનો ઉચાટ,
ને સૂનકાર બનાવે વાટ !
ભૈ તડકાને તેજીલાં તેજ નો જાગે,
આભે ઊંચકાતી વરાળના ભેજનો નાતો;
વૈશાખીનંદન આળોટતો રહી ગાનો ગાતો,
ધૂળની ડમરીની સંગે સૂનકારમાં સમાતો,
તડબૂચ, સક્કરટેટી, આંબાનાં ફળોમાં વિલાતો
અને અમીભર્યા ઊના ઊના ઉમંગે ફૂલાતો !
તડકો તમતમતો, ચમચમતો, સમસમતો
જીવમાત્રને વરસાદના છડીદાર સમો શું ગમતો !
કાળઝાળ તોર ખરો, ગરમ મિજાજ ખરો,
હા, એ જ તડકો જીવ માત્રનો તોય લાડકો ખરો !

– પ્રવીણ ઉપાધ્યાય

## સાભાર સ્વીકાર

યાદ રહેશે ઇન્દૌર : લે. આચાર્ય વિજય રત્નસુંદરસૂરિ, પ્રાપ્તિસ્થાન : રત્નત્રયી ટ્રસ્ટ, ૧૪, ઇલોરા પાર્ક સોસાયટી, નારણપુરા ચાર રસ્તા પાસે, દેરાસર સામે, નારણપુરા, અમદાવાદ-૧૩. કિં. રૂ. ૭૦/-; બાળસાહિત્ય વિચાર અને વિમર્શ : લે.-પ્ર. ઈશ્વર પરમાર, 'મોરપીંછ', સિધનાથ સામે, દ્વારકા-૩૬૧ ૩૩૫, કિં. રૂ ૭૦/-; આમ્રમંજરી : લે. પ્રવીણ ગઢવી. પ્ર. પર્યાવરણ અને સંસ્કૃતિરક્ષક ટ્રસ્ટ, રાજ્કમલ ચોક, ફૂટ માર્કેટ, અમરેલી-૩૬૫ ૬૦૧, કિં. રૂ ૩૫/-; ઝરણું : લે. મુનિશ્રી ભુવનચંદ્રજી, પ્ર. અક્ષરભારતી, ૫, રાજગુલાબ શોપિંગ સેન્ટર, વાણિયાવાડ, ભૂજ-કચ્છ, કિં. રૂ ૨૫/-; શબ્દમુદ્રિકા : લે.-પ્ર. હસમુખ કે રાવલ. બી/૪૦૮, 'બંધન', જી.એચ.બી. કોમ્પ્લેક્ષ, અંકુર બસ સ્ટોપ પાસે, નારણપુરા, અમદાવાદ-૩૮૦ ૦૧૩, કિં. રૂ ૬૦/-; નિરુપમ સ્નેહગંગોત્રી : લે.-પ્ર. સનત ત્રિવેદી, 'તૃપ્તિ', ૧૧, નૂતનનગર, કાલાવડ રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ ૧૨૦/-; અતિરેક : લે. જિતેન્દ્ર પટેલ, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન્સ, નિશા પોળ, ઝવેરીવાડ, રતન પોળ, રીલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ ૧૦૦; મનગમતી વાર્તાઓ : લે.-પ્ર. ઉપર મુજબ, કિં. રૂ ૧૧૦/-

## સાભાર સ્વીકાર

રન્નાદે પ્રકાશન (૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧)નાં .

જ્ઞાન વૈભવનો વારસો : લે. ગુલામ અબ્બાસ 'નાશાદ', કિં. રૂ. ૮૦/-; આંખ મીચું ને ઊંઘ જો આવે : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૫૫/-; મૃત્યુમીમાંસા : લે. ડૉ. કલાધર આર્ય, કિં. રૂ. ૮૫/-; જ્ઞાનોપાસના : લે. ડૉ. કલાધર આર્ય, ડૉ. ઉમા શર્મા, કિં. રૂ. ૫૦/-; તરંગમાલા : લે. ચિનુ મોદી, કિં. રૂ. ૯૦/-; હયેળી : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૪૦/-; ચુકાદો : લે. ઉપર મુજબ, કિં રૂ ૬૫/-; દહેશત : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૮૦/-; મબલખ ખજાનો : લે. સુધીર દેસાઈ, કિં. રૂ ૯૦/-; મબલખ વૈભવ : લે. અને કિં. ઉપર મુજબ; મબલખની સાથે સાથે · લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦૦/-; પૂજા નામે છોકરી : લે. ઇન્દુ પુવાર, કિં. રૂ. ૬૦/-; યા દેવી સર્વ ભૂતેષુ : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૩૫/-; પાંખો આપો તો અમે આવીએ : લે. ડૉ. પ્રદીપ પંડ્યા, કિં. રૂ. ૧૧૦/-; દૂર કિનારા દૂર મંઝિલ : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૨૫/-; મેં કમિટ કર્યું છે શું ? : લે. લાભશંકર ઠાકર, કિં. રૂ. ૭૫/-; બકો છે કલ્પો : લે. ઉપર મુજબ, કિં. રૂ.૧૫૦/-; ગઝલને વળાંકે : લે. ઉશનસ્, કિં. ૬૫/-; સાહિત્યનું ઘડતર : લે. જિતેન્દ્ર અ. દવે, વિનાયક રાવલ, જયંતિભાઈ એ. શાહ, કિં. રૂ. ૧૦૦/-; પોતાનું નામ : લે. સુવર્ણા, કિં. રૂ. ૧૪૫/-; ચેપીલાલ : લે. રમેશ શાહ, કિં. રૂ. ૯૫/-; એક બકરાની આત્મકથા : લે. હરીશ નાયક, કિં. રૂ. ૯૫/-; સંવેદનાનાં સળ અને વળ : લે. યોસેફ મૅકવાન, કિં. રૂ. ૫૦/-; આકાશમાં એક ડોકિયું : લે. પોપટલાલ મંડલી, કિં. રૂ. ૪૮/-; જીવનસફર : લે. ફાધર વર્ગીસ પોલ, કિં. રૂ. ૭૦/-; જેહાદી : લે. મનીષ મૅકવાન, કિં. રૂ. ૧૫૦/-; સદાચાર ખોવાયો છે : લે. ગુરમેલ મડાહડ, અનુ. સાં. જે. પટેલ, કિં. રૂ. ૧૦૦/-; એક ફોજીનું સરનામું : લે પરગટસિંહ સિધ્ધુ, અનુ. સાં. જે. પટેલ, કિં. રૂ. ૭૫/-; લઘુ રામાખ્યાન : સંપા. સાકળચંદ પટેલ, કિં. રૂ. ૬૦/-; કૅનવાસે રંગચિત્રો · લે. લવકુમાર મ. દેસાઈ, કિં. રૂ. ૯૫/-; દશ્યાવલોકન : લે. અભિજિત વ્યાસ, કિં. રૂ. ૯૫/-; મન ચીતરીએ : લે. મુકુન્દ પરીખ, કિં. રૂ. ૫૫/-; સ્વયંસિદ્ધિ : લે. ડૉ. મોહનભાઈ પંચાલ, કિં. રૂ. ૧૦૦/-; વંકડી મૂછનો વંકડો લંક : લે. પુરુષોત્તમ સોલંકી, કિં. રૂ. ૧૧૫/-; ગુજરાતી પત્રકારત્વ અને અમૃતલાલ શેઠ . લે. ડૉ. રમેશ ઘોડાસરા, કિં. રૂ. ૧૧૦/-; હાસ્યઝલક : લે. ધનસુખલાલ પારેખ, કિં. રૂ ૩૫/-; નિર્મિશીકરણ : ગુજરાતી ગઝલકારોનું : લે. નિર્મિશ ઠાકર, કિં. રૂ. ૧૧૦/-; ઊંડાણમાંથી આવે, ઊંચાણમાં લઈ જાય : લે. ચંદ્રકાન્ત શેઠ, કિં. રૂ. ૭૫/-; ગીત ગાવું ગમતું : લે. રમેશ ત્રિવેદી, કિં. રૂ. ૫૦/-; ક્ષણનો ઝરૂખો : લે. ભગીરથ બ્રહ્મભટ્ટ, કિં. રૂ. ૫૫/-; મખ્ખીચૂસ : લે. ભગવત સુથાર, કિં. રૂ. ૫૫/-; ફૂલવાડી : લે. જગદીશ ધનેશ્વર ભટ્ટ, કિં. રૂ. ૫૦/-; છબછબિયાં : લે. ચંદ્રકાન્ત રાવ, કિં. રૂ. ૬૫/-; ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ની કલમ ૧૦૪ની માર્ગદર્શિકા : લે. અમૃતલાલ એસ. પટેલ, કિં. રૂ. ૪૫/-

## ગાંધી ત્હમે

ગાંધી ! ત્હમે સતની શૂળીના શહીદ, આંસુડાં શાને સારવાં હો જી,
ગાંધી ! ત્હમે સાચુકલા આતમવિદ્, કશે ન આનંદવાં હો જી.
ગાંધી ! ત્હમે ભજવ્યો દધીચિનો વેશ, આંસુડાં શાને સારવાં હો જી,
ગાંધી ! ત્હમે જગવ્યો કુંભકરણિયો દેશ, કશે ન આનંદવાં હો જી,
ગાંધી ! ત્હમે પાયાં અમૃત, પીધાં વિષ, આંસુડાં શાને સારવાં હો જી.
ગાંધી ! ત્હમે લીલા કીધી મિષ મિષ, કશે ન આનંદવાં હો જી,
ગાંધી ! ત્હમે જૂની રે જમાતના જોગી, આંસુડાં શાને સરવાં હો જી.
ગાંધી ! ત્હમે અભિનવ યોગના યોગી, કશે ન આનંદવાં હો જી,
ગાંધી ! ત્હમે વણિક, લાભ્યા ઋત લાભ, આંસુડાં શાને સારવાં હો જી.
ગાંધી ! ત્હમે ઊંડળે ભરિયું આભ, કશે ન આંનદવાં હો જી,
ગાંધી ! ત્હમે ક્રાન્તિ કરી આમૂલ, આંસુડાં શાને સારવાં હો જી.
વિશ્વ-શાન્તિ કાજે જીવન ડૂલે, કશે ન આનંદવાં હો જી,
ગાંધી ! ત્હમે સૂર્ય સમા કર્મયોગી, આંસુડાં શાને સારવાં હો જી.
ગાંધી ! ત્હમે જનક વિદેહી શા ભોગી, કશે ન આનંદવાં હો જી,
ગાંધી ! ત્હમે સત્ય-અહિંસા-દ્રષ્ટા, આંસુડાં શાને સારવાં હો જી.
ગાંધી ! ત્હમે અભિનવ ભારતસ્રષ્ટા, કશે ન આનંદવાં હો જી.
ગાંધી ! ત્હમે દરિદ્રી દેવાધિદેવ, આંસુડાં શાને સારવાં હો જી,
ગાંધ ! ત્હમે કીધી અનુપમ સેવ, કશે ન આનંદવાં હો જી.
ગાંધી ! ત્હમે યુગપુરુષ અદ્‌ભુત, આંસુડાં શાને સારવાં હો જી.
ગાંધી ! ત્હમે પ્રત્યક્ષ નિયતિ-ઋત, કશે ન આનંદવા હો જી.
ગાંધી ! ત્હમે અભયના અવતાર, આંસુડાં શાને સારવાં હો જી,
ગાધી ! ત્હમે મડાં કીધાં સિંહબાળ, કશે ન આનંદવાં હો જી.
ગાંધી ! ત્હમે વ્યક્તિ નહીં, જર શક્તિ, આંસુડાં શાને સારવાં હો જી,
ગાંધી ! ત્હમે ઝૂઝ્યા મુક્તિ સમિષ્ટ, કશે ન આનંદવાં હો જી.
ગાંધી ! રોમ રોમ રટે રામ ! રામ !, આંસુડાં શાને સારવાં હો જી,
ગાંધી-ભક્તિ-યોગ નિષ્કામ, કશે ન આનંદવાં હો જી.
ગાંધી ! કાળ-રેતીમાં વજ્જર લેપ, આંસુડાં શાને સારવાં હો જી,
ગાંધી ગયા ? જીવતા પ્રત્યેક ખેવ, કશે ન આનંદવા હો જી.
ગાંધી ! ત્હમે પૃથ્વીના પુણ્યના પુંજ, આંસુડાં શાને સારવાં હો જી,
ગાંધી ! ત્હમે કોળ્યા શા કાળની કુંજ, કશે ન આનંદવાં હો જી.
ગાંધી ! ત્હમે સાચુકલા આતમવિદ, કશે ન આનંદવાં હો જી,
ગાંધી ! ત્હમે સતની શૂળીના શહીદ, આંસુડાં શાને સારવાં હો જી !

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ પંદરમું · અંક દસમો                                        મે   ૨૦૦૫

તંત્રી

**રમણલાલ જોશી**

## ૧૭૮



# ઉદ્દેશ

વર્ષ પંદરમું અંક દસમો મળંગ અંક ૧૭૮

અનુક્રમ : મે ૨૦૦૫



પ્રકાશક : રમણલાલ જોષી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોષી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
લેસરકંપો., ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિદ્યાનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨ ફોન ૨૭૪૮૭૬૧૮, (મો)૯૮૨૫૦૦૭૦૨૯
મુદ્રણસ્થાન : ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૨૧૬૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોંટેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું

'ઉદ્દેશ' ફાઉન્ડેશન
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન ૨૭૯૧૧૬૭૭; ૨૭૯૧૦૨૨૭

- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવા. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે.

(૧) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.
ફોન ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૭૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં,
મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨
ફોન ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૯૧૮

(૩) મેગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧
ફોન ૨૪૪૬૩૫, ૨૪૭૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ
મે ૨૦૦૫
सर्वभाषा सरस्वती





## મધુવિદ્યા

# શ્રી રાધિકા–હૃદયકુંજ ષટ્પદ

## ષટપદીવિદ્યા

ચિત્તભ્રમર, છ પદ, અધોગામી, ચંચલ

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, છ પદ ઊર્ધ્વગામી —

ધર્મ, યશ, શ્રી, વીર્ય, જ્ઞાન, વૈરાગ્ય

રાધા — ચંપકવર્ણ, કૃષ્ણ - શ્યામવર્ણ

પ્રશ્ન : । સંયુક્ત-કૃષ્ણસ્મરતા ।

ચંપા, તુજ મેં તીન ગુણ, રૂપ - રંગ અરુ બાસ
ઐસો અવગુન ક્યોં કિયો, ભ્રમર ન આવત પાસ ।

ઉત્તર :

ચંપા મુજ મેં તીન ગુન, રૂપ - રંગ અરુ બાસ
કૃષ્ણ ભ્રમર મન મેં બસ્યૌ, અવર ન આવત પાસ ।

**મંત્ર**

**।। ॐ क्लीं कृष्णाय नमः ।।**

— મકરન્દ દવે

તંત્રી

**મકરન્દ દવેનાં પુસ્તકોનું પ્રદર્શન :**

લૅંગ લાયબ્રેરી ટ્રસ્ટ સંચાલિત શ્રી અરવિંદભાઈ મણિયાર પુસ્તકાલયમાં યોજાયેલ શ્રી મકરન્દ દવેનાં પુસ્તકોનું પ્રદર્શન તેમને સાચી *શ્રદ્ધાંજલિરૂપ* બન્યુ હતું. આ પ્રદર્શનમાં શ્રી મકરન્દભાઈની કવિતાઓનાં પુસ્તકો 'ભજનરસ', 'હવાબારી', 'ગુલાલ અને ગુંજાર', 'સૂરજમુખી' વિશેષ ધ્યાન ખેંચે તેવાં હતાં. આ ઉપરાત 'યોગી હરનાથના સાંનિધ્યમાં', 'આભલાં', 'ગોપથના યાત્રી સાથે ગોષ્ઠિ', 'તપોવનની વાટે', રામનામ 'તારક મંત્ર', 'સહજને કિનારે', 'અંતર્વેદી' જેવાં ચિંતનાત્મક પુસ્તકો પણ પ્રદર્શિત થયાં હતાં.

આ પ્રદર્શનમાં વિવિધ વર્તમાનપત્રો તથા સામયિક 'પરબ', 'નવનીત સમર્પણ' વગેરેમાં પ્રસિદ્ધ થયેલા શ્રદ્ધાંજલિ-લેખો પણ સુપેરે પ્રદર્શિત કરવામાં આવ્યા હતા.

**લૅંગ લાયબ્રેરી–રાજકોટનો કાર્યક્રમ :**

તા. ૨૧-૦૪-૦૫ એ રાજકોટની લૅંગ લાયબ્રેરી ટ્રસ્ટ સંચાલિત શ્રી અરવિંદભાઈ મણિયાર પુસ્તકાલય માટે ગૌરવવંતો દિવસ છે. સવારના ૯-૦૦ વાગે રાજકોટના ધારાસભ્ય શ્રી ટપુભાઈ લીંબાસિયાના હસ્તે કમ્પ્યૂટર ઑન લાઇનનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું હતું તથા સાથે મકરન્દ દવેનાં પુસ્તકોના પ્રદર્શનનું ઉદ્‌ઘાટન જાણીતા કવિ શ્રી દિલીપ જોશીના હસ્તે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે સંસ્થાના પ્રમુખ ડૉ. નિરંજનભાઈ પરીખ, મંત્રી શ્રી પ્રવીણભાઈ રૂપાણી, સહમંત્રી શ્રી દિનકરભાઈ દેસાઈ, શ્રી રમણીકભાઈ પીઠડિયા, શ્રી સિદ્ધાર્થભાઈ શાહ વગેરે ઉપસ્થિત રહ્યા હતા.

**વિજય રાજ્યગુરુનાં બે પુસ્તકોનું મોરારિબાપુના હસ્તે વિમોચન :**

પોતાના ''ચાલ, પલળીએ ! (ગીતસંગ્રહ) અને ''તુ બરફની મીણબત્તી'' (ગઝલસંગ્રહ) દ્વારા સાહિત્યરસિકોનું ધ્યાન ખેંચનાર કવિ-સર્જક વિજય રાજ્યગુરુ જે સિહોરની મુની હાઈસ્કૂલમાં શિક્ષક છે. તેમના બે નવા સંગ્રહોનું વિમોચન તાજેતરમાં તલગાજરડા મુકામે તા. ૧૯-૪-૦૫ના રોજ વિશ્વવંદ્ય સંત અને સાહિત્યસંવર્ધક પૂજ્ય મોરારિબાપુના હસ્તે થયું. આ નવપ્રકાશિત સંગ્રહો ''અવઢવ'' (ગઝલસંગ્રહ) અને ''રૂપેરી વાળ'' (લઘુકથાસંગ્રહ)ને સાહિત્યરસિકો અને કવિના ગ્રાહકોએ ઉમળકાભેર આવકારેલ છે.

**જાણીતા લેખક જ્યોતિષ જાનીનું દુઃખદ અવસાન :**

ગુજરાતી સાહિત્યના જાણીતા લેખક શ્રી જ્યોતિષ જાનીનું તા. ૧૭ માર્ચ, ૨૦૦૫ના રોજ ૭૭ વર્ષની ઉંમરે વડોદરા ખાતે દુઃખદ અવસાન થયું છે. તેમણે ટૂંકીવાર્તાઓ, નવલકથા, કવિતા, વિવેચન વગેરે ક્ષેત્રોમાં કામ કર્યું હતું. સાહિત્ય સર્જન ઉપરાંત તેમણે 'સંજ્ઞા' નામે માસિક પણ થોડો સમય ચલાવ્યું હતું. ગુજરાત સાહિત્ય-અકાદમીના મુખપત્ર 'શબ્દસૃષ્ટિ'ના પણ તેઓ સંપાદક રહ્યા હતા. તેમના અવસાનથી ગુજરાતી સાહિત્યને મોટી ખોટ પડી છે. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને ચિર શાંતિ અર્પે અને કુટુંબીજનોને તેમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

**આજન્મ કેળવણીકાર અને સર્જક અવિનાશ મુનશીનું દુઃખદ અવસાન :**

આજન્મ કેળવણીકાર અને લેખક શ્રી અવિનાશ મુનશીનું તા. ૧૮ માર્ચ, ૨૦૦૫ના રોજ ૮૨ વર્ષની વયે દુઃખદ અવસાન થયું. તેમના અવસાન બાદ ૧૧ એપ્રિલ, ૨૦૦૫ના રોજ તેમના ઘેર ગયો હતો અને તેમની પત્ની પુલોમાબહેનને મળ્યો હતો. શ્રી અવિનાશ મુનશીએ નાટક, એકાંકી, કવિતા વગેરે સ્વરૂપોમાં નોંધપાત્ર પ્રદાન કર્યું છે. ૧૯૮૯માં પ્રગટ થયેલ 'આચાર્યનો એકરાર' પુસ્તક ખૂબ જાણીતું છે. પ્રસ્તુત પુસ્તકમાં તેમણે શિક્ષણની દશા-અવદશા વિશે હૃદયસ્પર્શી આલેખન કર્યું છે. આવા આજન્મ કેળવણીકાર અને સંવેદનશીલ સર્જક અવિનાશ મુનશીના દુઃખદ અવસાનથી ગુજરાતના સંસ્કારજીવનને મોટી ખોટ ગઈ છે. પ્રભુ તેમના આત્માને શાશ્વત શાંતિ અર્પે અને તેમનાં પત્ની શ્રી પુલોમાબહેનને અવિનાશભાઈના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.



## બાળુડો જોગી

સોનલા વાટકડી ને રૂપલા કાંગસડી,
બાળુડો જોગી નહાવા બેઠો રે, ભરથરી !

નાવણ દીધાં બાળુડાને, તેલ સીંચ્યાં કેશ એને,
અંજન આંજ્યાં બાળુડાની આંખે રે, ભરથરી !
આંજ્યાં એવાં અંજન, માતા, જગ પલટાતું જોયું,
ભૂમિ કેરાં રૂપે મોહ્યાં મન રે, ભરથરી !

ભલાં અંજન આંજ્યાં, માતા, ભલા વેરાગ દીધા રે,
ભલેરા અલખ આંખે નિરખ્યા રે, ભરથરી !
પુકાર્યો ધરાના નાથે, તેડું આવ્યું સ્નેહ સાથે,
તારો વિજોગ વસમો લાગે રે, ભરથરી !

પ્હેલી સલામ મારી ભોમકા માવડીને,
કણે કણે પોખ્યાં જેણે પીંડને, ભરથરી !
બીજી સલામું મારાં વ્હાલાંને કહેજો, મા,
ઝાઝો દીધો થોડો લઈને સ્નેહ રે, ભરથરી !

ત્રીજી સલામ મારા દુશ્મનને દેજો, માડી,
તોડયાં ખોટાં મોહ ને માન રે, ભરથરી !

સોનલા વાટકડી ને રૂપલા કાંગસડી,
બાળુડો જોગી નહાવા બેઠો રે, ભરથરી !

– **ચિન્મય જાની**

# ૩૧. કૉલેજમાં ભણાવવાનો થોડો અનુભવ

દુષ્યન્ત પંડ્યા

આગલા પ્રકરણના અનુસંધાનમાં ચાલવાને બદલે ગાડીને જરા આડે પાટે લઈ જવી પડે એમ છે.

સને ૧૯૫૦માં પીએચ.ડી.ની ઉપાધિ પ્રાપ્ત કરી ત્યારથી, કૉલેજમા અધ્યાપક થવાનો વિચાર કોઈ વાર ઝબકી જતો ખરો. કામના કલાકો ખૂબ જ ઓછા, પગાર સારો અને પરીક્ષક થવાના ફાયદા પણ ખરા. વળી સમાજમાં મોભો પણ વધી જાય મુંબઈમાં એક કૉલેજમાં ખંડ સમયના પ્રાધ્યાપક તરીકે નોકરી મળે તેમ હતી એ સ્વીકારું તો મારે મારી શાળાની નોકરી તો ચાલુ રાખવી પડે તેમ જ હતી અને લોકલ ગાડી પકડવાનો તથા બસ માટે હારમા પ્રતીક્ષા કરતા ઊભા રહેવાનો ત્રાસ વધી જતો હતો ખંડ સમયની એ જગ્યા અખંડ સમયની તો થાય ત્યારે પણ, ૧૯૫૬માં અહીં જામનગર આવતાં મારી એ ઇચ્છા સંતોષાઈ ખરી.

ડોલરભાઈ માંકડે ૧૯૫૩થી જામનગરથી પંદર કિલોમીટર દૂર આવેલા અલિયાબાડામા વિનયન-આર્ટ્સ-મહાવિદ્યાલય શરૂ કર્યું હતું. પોતે વલ્લભવિદ્યાનગરથી ગયા હતા અને પોતાની સાથે ત્યાંથી મોહનભાઈ પટેલને પણ લેતા ગયા હતા. ૧૯૫૬માં મને એમણે માનાર્હ અધ્યાપક તરીકે અલિયાબાડાના દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલયમાં જોડાવા કહ્યું. અગાઉ જણાવ્યા પ્રમાણે અમારી ડી. સી સી વિવિધલક્ષી હાઈસ્કૂલનું સંચાલન કરનાર વિદ્યોત્તેજક મંડળના એ અધ્યક્ષ હતા. મારા ત્યાં જોડાવાથી, એ મહાવિદ્યાલય એમ.એ.ના વર્ગો માટેનું કેન્દ્ર બની શકે તેમ હતું. મારે માત્ર શનિરવિ જ જવાનું હતુ. શનિવારે અમારી શાળા સવારે કામ કરતી. શાળામાંથી એક તાસ વહેલો નીકળી હું જામનગરને સ્ટેશને જતો અને ત્યાંથી, સૌરાષ્ટ્ર મેયલ પકડી અલિયાબાડા જતો. જામનગરથી ત્યાં જતાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓનો સમુદાય પણ રોજ એ રીતે જતો. કૉલેજનો સમય પૂરો થયા પછી અર્ધા કલાક પછી પાછા વળતા સૌરાષ્ટ્ર મેયલમાં બેસી સૌ જામનગર ભેગા થઈ જયા. એમ.એ.ના વર્ગો રવિવારે લેવાતા અને, અહીંની નવી જ ખૂલેલી સરકારી કૉલેજના પ્રા. કનુભાઈ જાની ત્રીજા અધ્યાપકની જરૂરત પૂરી કરતા.

મને શનિવારે સવારે જમવાનો સમય જ મળતો નહીં શનિવારના એક ટાણાનું પુણ્ય હું આમ કમાવા લાગ્યો. ડોલરભાઈની કૉલેજ ખોટમાં ચાલતી હતી એટલે, વેતનનો કશો સવાલ જ ન હતો. બી.એ ના જે વર્ગો લેવાતા તેનું વેતન કંઈ મળતું ન હતું પરંતુ, એમ.એ.ના જે વર્ગો લેવાતા તેનું કંઈ માનદ વેતન ગુજરાત યુનિવર્સિટી આપતી. આમ પણ જામનગરથી અલિયાબાડાનું ટિકિટભાડું તે સમયે નામનું હતુ પૂરાં નવ વર્ષ મેં આ રીતે કામ કર્યું હતું

બાલમંદિર, પ્રાથમિક શાળા અને માધ્યમિક શાળાના ત્રણ તબક્કાઓએ વિદ્યાર્થીઓની સાથે કામ કરવાનો મને અનુભવ હતો. બાલમંદિરનાં અને પ્રાથમિક શાળાનાં શિક્ષકોના અધ્યાપનકાર્યનો પણ મને અનુભવ હતો. ઉચ્ચશિક્ષણની સ્નાતક કક્ષોનું અને સ્નાતકોત્તર કક્ષાનું કાર્ય મારે માટે નવી જવાબદારી ઊભી કરતું હતું.

મારી શાળાની નોકરી પૂરા સમયની હતી. મને એ આખો દિવસ વ્યસ્ત રાખતી. શાળામાં પણ અઠવાડિયાના ૧૪-૧૫ તાસનું શિક્ષણકાર્ય હું કરતો અને, વિદ્યાર્થીઓનું લેખનકાર્ય પણ નિયમિત તપાસતો. લેખન વિના ભાષા ચડતી નથી. વળી જામનગરના વિદ્યાર્થીઓના બોલવામાં હાલારી બોલી પ્રયોજાતી તેની અસર તેમના લેખનમાં પણ ડોકાઈ

જતી. વહીવટની જવાબદારી પણ હતી જ. એટલે, કૉલેજનું આ કાર્ય મારે માટે કસોટીરૂપ હતું. તેમાં પણ એમ.એ.ના વર્ગમાં મને ભાષાશાસ્ત્રના તાસ આપવામાં આવ્યા હતા તે પડકાર જેવા હતા.

મારે સદ્‌ભાગ્યે મને ભાષાશાસ્ત્રમાં સારો રસ હતો. એમ.એ.નાં બે સત્રો મેં મુંબમાં કર્યાં હતાં ત્યારે ઐતિહાસિક ભાષાશાસ્ત્ર અમારે ભણવાનું હતું. પણ યેસ્પર્સનનું 'લૅંગ્વિજ' પુસ્તક પણ નિર્દિષ્ટ ગ્રંથોમાંનું એક હતું. મને એના અભ્યાસમાં રસ પડચો હતો. અમારા એમ.એ.ના તાસના સમયને બાદ કરતાં અઠવાડિયાનો બાકીનો બધો સમય હું મુંબઈ યુનિવર્સિટીના પુસ્તકાલયમાં વાંચવા જતો અને અગ્યારથી પાંચ સુધીનો સમય ત્યાં વાચનમાં પસાર કરતો. વચ્ચે અઢી વાગ્યે ચા પીવા જવાનું. એ પુસ્તકાલયમાં યેસ્પર્સનના પુસ્તક ઉપરાંત ફ્રેન્ચ ભાષાશાસ્ત્રી વાંદ્રી–Vendrey–નું ભાષાશાસ્ત્ર ઉપરનું પુસ્તક પણ વાંચવાનો લાભ મેં લીધો હતો અને, કોઈકની પાસેથી માગીને જુલ બ્લોખના ફ્રેન્ચ પુસ્તક 'લિંદોઆર્યાં' (L'Indo-Aryan) પણ વાંચ્યું હતું. ભાષાશાસ્ત્રનો વિષય મારે માટે તદ્દન નવો અને અજાણ્યો હતો તે આ ગ્રંથોના વાચને મને રસ લેતો કર્યો હતો. વિલ્સન ફાઇલોલૉજિકલ લેક્ચર્સનાં નરસિંહરાવનાં પ્રવચનોના બે ભાગ પણ મને ગમી ગયા હતા. નરસિંહરાવ કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે, મુંબઈ યુનિવર્સિટીમાં ભાષાશાસ્ત્રનું અધ્યાપન આરંભાયું પણ નહીં હોય. મુંબઈ સરકારના કલાસ વન ઑફિસર તરીકે, વિવિધ જિલ્લાઓમાં એ ઘૂમતા રહ્યા હતા. પણ એમને ભાષાશાસ્ત્રનો નાદ લાગ્યો અને, પોતાનાં એ વિલ્સન પ્રવચનોમાં ગુજરાતી ભાષાના વિકાસનો ઇતિહાસ એમણે અદ્‌ભુત રીતે આલેખ્યો હતો. ભાષાશાસ્ત્રમાં મારો રસ આજ સુધી જળવાઈ રહેવા પામ્યો છે.

જામનગરમાં ડી. કે. વી. કૉલેજ શરૂ થતાં ડોલરભાઈની અલિયાબાડાની કૉલેજને ધક્કો લાગ્યો અને, ૧૯૬૩માં કે ૧૯૬૪માં અલિયાબાડાનું એ વિનયનનું મહાવિદ્યાલય શિક્ષણના મહાવિદ્યાલયમાં ફેરવાયું. ત્યાં પણ બેએક વરસ મેં માનદ સેવા આપી હતી. સ્વ. ગૌરીભાઈ ભટ્ટ જેવા મિત્રો ત્યાં સાંપડચા હતા. પણ એમ.એ.ના વર્ગો અંગે, મોહનભાઈના કહેવાથી હું ભૂજ વર્ગો લેવા ગયો હતો ત્યાં એક નવો જ અનુભવ થયો હતો.

ભૂજની લાલન કૉલેજમાં હું દાખલ થયો હતો. અધ્યાપક ખંડ તરફ જતાં જોયું કે, એક ઓરડા પર 'અધ્યાપક ખંડ'નું પાટિયું હતું પણ એ ઓરડે તાળું લટકતું હતું અને, એની બાજુના ઓરડા પર 'ફક્ત બીજા વર્ગના અધિકારીઓ માટે'નું પાટિયું હતું. સરકારી રીતરસમોથી હું તદ્દન અજાણ હતો અને, સરકારી અમલદારોના વર્ગભેદની મને લેશ પણ ખબર ન હતી. એટલે હું પરસાળમાં જ ઊભો રહ્યો. થોડી વારમાં, એ કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક આવ્યા અને મને એમણે પોતાની સાથે 'ફક્ત બીજા વર્ગના અધિકારીઓ માટે'ના ઓરડામાં પોતાની સાથે આવવા નિમંત્રણ આપ્યું. પરંતુ, એ ઓરડામાં પ્રવેશતાં પહેલાં મારાથી બોલાઈ જવાયું : 'હું સામ્યવાદી નથી પણ, વર્ગભેદહીન સમાજરચનામાં હું માનું છું.'. એ સદ્‌ગૃહસ્થ પોતાના 'કલાસ ટુ'નાં સ્ટેટસ વિશે વધારે પડતા સભાન જણાયા હતા.

આમ શિક્ષણનાં અનેક સોપાનોએ વિદ્યાર્થીઓ સાથે કામ પાડવાની તક મને મળી છે. દરેક સોપાનની પોતપોતાની વિશિષ્ટતા છે. બાલમંદિરમાંના શિક્ષકનું કૌશલ સ્નાતકોત્તર અધ્યાપકના કૌશલ કરતાં તદ્દન ભિન્ન હોય છે પણ, એ કારણે એ ઊતરતી કક્ષાનું નથી. માબાપથી અને ઘરથી પહેલી જ વાર બાળકો બહાર નીકળતાં હોય, ઘરના વાતાવરણથી તદ્દનં ભિન્ન એવા. બાલમંદિરના–શાળાના–વાતાવરણમાં

બાળકો પ્રવેશતા હોય, ઘરનાં કુટુંબીઓ સિવાય બીજા કોઈના સંપર્કમાં ભાગ્યે જ આવ્યાં હોય એવાં બાળકોને શિક્ષક પૂરો પરાયો જ લાગવાનો. એ બાળકો વાર્તાઓ માટે પણ નાનાં છે, એમની સમક્ષ સિનેમાની વાતો પણ મૂકી શકાતી નથી. (પાસેના એક સિનેમાગૃહમાં બાળકોને રસ પડે તેવી ફિલ્મ જોવા અમે પચાસ-સાઠ બાળકોને લઈ ગયા હતા મારી પાસે એક છ વર્ષની 'દીકરી' મારી બાજુમાં બેઠી હતી. મૂળ ફિલ્મ શરૂ થાય તેની પહેલાં કોઈ 'નાગિન' ફિલ્મનું ટ્રેઇલર બતાવવામાં આવ્યું. અમારા મોટાભાગના બાળકો છથી નવ વર્ષની વયમર્યાદાનાં હતા. એમની ચીસોએ એ થિયેટર ગજવી મૂક્યું હતું મારી પડખે બેઠેલી મારી 'દીકરી' એ ટ્રેઇલર તો ઠીક પણ અર્ધી ફિલ્મ સુધી મને ચીટકીને જ બેઠી હતી.)

સક્ષમ અને કુશળ હોવા ઉપરાંત શિક્ષક પાસેથી વિદ્યાર્થીની અપેક્ષા પ્રેમની પણ હોય છે. એક દંપતી ચાર બાળકોના માતાપિતા બન્યા પછી બાળક ન થાય તે માટે ખૂબ પ્રયત્નશીલ હતાં તે છતા, તેમને એક બાળક અવતર્યું એ અણવાંછ્યું બાળક માતાપિતાની પૂરી અવગણના પામ્યું હતું. એના પ્રતિકારરૂપે એને આખે શરીર ખરજવું થઈ આવ્યું હતું અને, બોલતી વખતે એ થોથવાતું હતું પણ એ બાળક હતું બુદ્ધિશાળી. એ બાળકની આ ભૂમિકા હુ જાણતો હતો. અમારી શાળામાં એને પ્રવેશ આપ્યા પછી, મારા એક કુશળ સાથી શ્રી રાજગુરુ હતા તેમને એ બાળકની જવાબદારી સોંપી. માત્ર બે મહિનામાં એ બાળકનું ખરજવું મટી ગયું, એનું વજન સાત રતલ વધી ગયું, એનું થોથરાવાનું ખૂબ જ ઘટી ગયું અને એના ચહેરા પર પ્રસન્નતા ઊભરાવા લાગી. આજે સી.એ. થઈને એ વિદ્યાર્થીએ પોતાના ક્ષેત્રમાં નામ કાઢ્યું છે.

નાની વયના આ બાળકને શિક્ષક પર જે પ્રેમ વરસાવે છે એ શિક્ષકની મોટી સમૃદ્ધિ બની રહે છે. વયમાં વધતાં બાળકો, છોકરા-છોકરીઓ અને યુવક-યુવતીઓ આ નાનકડાં બાળકો જેટલાં શિક્ષકકેન્દ્રી નથી બની શકતાં. વય વધતાં રસનાં બીજાં કેન્દ્રો તેમના વ્યક્તિત્વોમાં ઊભાં થાય છે અને, બીજાં અનેક પરિબળોની અસર નીચે તેઓ આવે છે. વળી, હાઈસ્કૂલોમાં અને કૉલેજોમાં શિક્ષકો અને અધ્યાપકોની સંખ્યામાં પણ વધારો થાય છે અને વિદ્યાર્થીઓમાં તુલના કરવાનો ભાવ પણ જાગે છે. તે ઉપરાંત, ઘર અને શાળા ઉપરાંતના બાહ્ય સંપર્કોનું વર્તુળ પણ વિસ્તરતું જાય છે. ફિલ્મોમાં કામ કરતાં નટનટીઓ અને ક્રિકેટરો પણ આકર્ષણનાં કેન્દ્રો બને છે. અને આ પરિસ્થિતિમાં શિક્ષક એ અધ્યાપક પોતાનું ગૌરવ સ્થાપિત કરવામાં ઊણો ઊતરે તેવો હોય તો, વિદ્યાર્થીને તેનુ આકર્ષણ નથી રહેતું ગાઈડોના આધારે શીખવતા શિક્ષકો કે, સિનેમાને આધારે વિદ્યાર્થીઓને પ્રસન્ન રાખતા શિક્ષકો તત્કાલ લોકપ્રિય બને છે પરંતુ, એમની લોકપ્રિયતામાં ઓટ આવ્યા પછી કદી જુવાળ ચડતો નથી.

સ્નાતકોત્તર શિક્ષણએ બીજો અનુભવ પણ પ્રાપ્ત કરવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું છે પણ તે, નિવૃત્ત થયા પછી અને, મન ઠીકઠીક ખાટું થયા પછી એની વાત પછીથી આવશે. મારે દુર્ભાગ્ય, મને થયેલા એ અનુભવે, યુનિવર્સિટીઓ પ્રત્યેનું મારું માન એકદમ ઘટાડી નાખ્યુ છે. અલબત્ત, મારા અંગત અનુભવની કડવાશે સમગ્ર ઉચ્ચશિક્ષણને રંગવું યોગ્ય નથી જ પરંતુ ....

એ વિશે આગળ ઉપર જ વાત કરવી ઠીક રહેશે.



# સૉનેટસ્વરૂપ અને 'ગુજરાતી સૉનેટ'*

ભાનુપ્રસાદ પંડ્યા

સૉનેટ વિશે વાત કરવા જઈએ એટલે તરત જ, સૉનેટકાર ડી. જી. ત્રિવેદીનું હોઠે રમતું માર્મિક વિધાન સ્મરણે ચઢે : 'Sonnet is a moment's Monument' - એક સર્જનાત્મક ક્ષણને ચિરકાલીન કાવ્યશિલ્પનું સ્મારક બનાવી દે તેનું નામ સૉનેટકાવ્ય. આમેય ઉત્તમ કાવ્યરચના માટે કહેવાયું છે : Every great Poem turns a moment to eternity. ક્ષણ તેમાં શાશ્વત બની જાય છે. ઉમાશંકરભાઈ જોશી પણ એમની આ પંક્તિમાં એનો સરસ પ્રતિઘોષ કરે છે : 'કાવ્ય-સમયની ચીસ શાશ્વતી અર્થે.' શાશ્વત બની જવા સારુ ખુદ સમયે જે ચીસ નાખી તે જ કાવ્ય બની ગઈ ! આવા સૉનેટકાવ્યના સ્વરૂપને યથાશક્તિ આલોકિત કરવાનો અવસર મળે છે, તેને વધાવીએ.

આપણે રૂઢ વિવેચનની પદ્ધતિએ વ્યાખ્યાન નથી આપ્યું ! કેટલાક પ્રશ્નો ઊભા કરતા જને સૉનેટની ઓળખ કરવા પ્રયાસ કરીએ. પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે સૉનેટ જેવું સ્વરૂપ રચવાની કવિને કઈ આવશ્યકતા ઊભી થઈ ? પશ્ચિમના કવિ પાસે એપિગ્રામ (Epigram) જેવાં મુક્તકો હતાં, દ્વિપદી (Couplet) હતી, ત્રિપદી (Triplet) હતી અને ચતુષ્પંક્તિ (Quatrain) કાવ્ય હતું. આવાં લઘુ ત્રેવડભર્યાં સ્વરૂપો હતાં, છતાં કવિને સૉનેટ રચવાનું કેમ સૂઝ્યું હશે ? Epigramમાં સચોટ રીતે કવિનું મનોગત પ્રગટતું હતું. એક ઉદાહરણ લઈએ :

I impatiently rush to the street,
And approach to thy door,
I cannot do any more,
Though the heart is eager to meet!

અધીર થાતો તુજ શેરીમાં ધસું,
સમીપ આવું તવ દ્વાર પાસે,
આથી વિશેષ શકું ના કરી કાંઈ ત્યાં હું,
આતુર હૈયું મળવા વિમાસે !

અહીં ચાર પંક્તિઓમાં પ્રિયજનને મળવું કે ના મળવું એવા દ્વિધાભાવને લાઘવમાં વ્યક્ત કરવામાં આવ્યો છે. ભીતરની ખેંચતાણ છે. પણ અહીં ઊર્મિને વિવિધ વળાંકો સાથે ધારદાર રીતે આલેખવા માટેનું ફલક અપર્યાપ્ત છે. તેથી કવિના મનમાં આંદોલિત ભાવવિચારને પ્રગટાવવા વધુ પંક્તિઓ યોજવાની રહે છે. આથી આપણે કહીશું કે આ પ્રકારનાં મુક્તકો જેવાં લઘુપરિમાણ ધરાવતાં કાવ્યોથી આદિ સૉનેટકવિને સંતોષ નહિ થયો હોય, તેથી એણે થોડો પંક્તિવિસ્તાર કરીને, ભાવનિરૂપણનાં બેત્રણ સોપાનો રચીને સૉનેટ જેવું કાવ્યસ્વરૂપ રચી નાખ્યું હશે. અહીં એના ઇતિહાસમાં આપણે નહિ જઈએ; તમારા સંદર્ભગ્રંથોમાં, પાઠ્યપુસ્તકની પ્રસ્તાવનામાં તેમજ અધ્યાપકોની નોંધોમાં વધુ વિસ્તારથી આપેલું છે, તમે જોયું હશે.

અહીં બીજો પ્રશ્ન લઈએ : સૉનેટ રચી શકાય એને અનુરૂપ ભાવસ્પન્દન કેવું હોય ? એટલે કે જેને 'સૉનેટક્ષમ અનુભૂતિ' કહીએ એની કાઈ લાક્ષણિકતાઓ ખરી ? માનવીય સંબંધો, પરિસ્થિતિ, પ્રકૃતિ અને જીવન વિશેની કોઈ સબળ અનુભૂતિનો એકાદ અંશ તેમાં હોય. એમાં ઊર્મિ અને વિચાર અન્યોન્યને પૂરક હોય. ઊર્મિઅંશ-વિચારઅંશ પરસ્પર સંયોજાઈને સૉનેટનું વિષયવસ્તુ બને છે. જેમકે 'શેષ'નું 'છેલ્લું દર્શન' સૉનેટ લો. પ્રિયજન-પત્નીના અવસાન પછી તેનું અંતિમ દર્શન કરતા પતિની વ્યથા અને સ્વસ્થ રહેવાની મથામણનું સંવેદન તેમાં પતિના ઉદ્ગાર રૂપે ત્રણ ચતુષ્કોમાં વિકાસ પામતું તેરમી-

* તા. ૨૯-૧૧-૦૩ના રોજ 'ગુજરાતીનો અધ્યાપક સંઘ' અને બોટાદની 'લાસાકરિયા કૉલેજ'ના સંયુક્ત ઉપક્રમે આપેલું પ્રવચન.

ચૌદમી પંક્તિએ જે વળાંક લે છે ત્યાં વિચારની દીપ્તિ-લિસોટો કેવો ઝબકે છે !

'મળ્યાં તુજે સમીપ અગ્નિ !

તુજ સમીપ જુદા થિયે,

કહે, અધિક ભવ્ય મંગલ નથી શું એ સુંદરી ?'

એ ઉદ્‌બોધન વિદેહ પત્નીને થયુ છે, પણ એમા ભારતીય દાંપત્યજીવનની મંગલતાનો વિચાર કેવો ચિત્રાત્મકરૂપે પ્રગટી રહે છે ! પેલી વેદના ત્યા વિચારમાં પલટીને વેધક રીતે સ્ફુરી રહે છે ! અહીં છે ઊર્મિપ્રાણિત વિચાર. ઉશનસ્‌ના સૉનેટ 'આ રસ્તાઓ'માં રસ્તાઓની ગતિ, એનો વળાંક પૃથ્વી ફરતા વીંટાયા હોય એવો એનો વિસ્તાર જેવા વર્ણનમા હજી વિચાર કેન્દ્રમાં છે, પણ નવી પંક્તિથી પલટો આવતાં સંવેદન એની સાથે સયોજાય છે અને પૃથ્વીની પ્રીતિનો ઉમગ-ઉત્સાહ પ્રવેશે છે, પેલા ભરડા લેતા અનાડી રસ્તાઓ પ્રત્યે પણ આકર્ષણ જાગે છે અને કવિ કહી દે છે

'હુ સ્વર્ગેથીયે આ પૃથિવી પર પાછો ફરીશ, હા,

હજી કૈં કૈં રસ્તા મુજ પદની મુદ્રા વણ રહ્યા !'

આમ, ત્યાં વિચાર-સંવેદન ચમત્કારથી સયોજાતાં આપણે એનો અમળાટ અનુભવીએ છીએ. જોકે આ રીતે ઊર્મિ-વિચાર કયાંય અલગ નહિ, પણ સર્વત્ર આંકડા ભીડીને ચાલે છે, આ એની ખૂબી છે. સૉનેટમા કયાય માત્ર વર્ણન ન હોય, ભાવવર્ણન, ચિત્રાંકન-ભાવચિત્ર જેવાં ઉપકરણો દ્વારા પણ વિચારોર્મિનું હૃદયંગમ નિરૂપણ થતુ હોય છે આથી આપણે જયારે પ્રકૃતિ, સ્થળ કે વ્યક્તિનાં ચિત્રાંકનો એમાં જોઈએ છીએ ત્યારે એ વિચાર કે સંવેદનથી અલગ સ્વતંત્રપણે નથી આવતાં, ભવસંસિક્ત બનીને આવે છે.

અહીં આપણે એક વ્યાપ્તિ બાંધીશું કે સૉનેટનાં વિચારોર્મિ બહુધા ગંભીર, તરલ, ગહન, જીવનરહસ્યમય હોય છે. સૉનેટમાં હળવો-અગંભીર વિષય નભી ન શકે તમારા પાઠ્યક્રમના પુસ્તકનાં બધાં સૉનેટો પર દૃષ્ટિપાત કરી જોશો તો આ તારણની પ્રતીતિ થશે 'ભણકારા' (બ.ક.ઠા.), 'જૂનું પિયરઘર', 'વૃદ્ધોની દશા' (બ ક.ઠા.), સુન્દરમ્‌નાં 'બુદ્ધ' 'એક કિલ્લાને પડાતો જોઈને', શેષનું 'છેલ્લું દર્શન', ઉમાશંકરનાં 'ગયાં વર્ષો', 'રહ્યાં વર્ષો તેમાં' રાજેશ શાહનું 'આયુષ્યનાં અવશેષે' જેવું સૉનેટપંચક કે ઉશનસ્‌નાં 'વળાવી બા આવી' અને 'હું - મુજ પિતા'- દરેકમા વિષયવસ્તુરૂપ ભાવસંવેદન જીવનમર્મને ગંભીરતાથી આલેખે છે આમ એક સબળ પ્રબળ વિચારોજ્જ્વલ સંવેદનક્ષણ તેમાં વળોટ-વળાંક સાધતી રજૂ થાય છે. એમા ગ્રાસો પથરાટ ન હોય, એકથી વધુ ઊર્મિરસિત વિચાર-અંશ એમાં ન આવી શકે આથી જ ક્રૉસલેન્ડ જેવા વિવેચકે રમૂજમાં કહી નાંખ્યું

A Sonnet is an appartment for a single gentleman to reside

ત્રીજો મુદ્દો એ વિચારવાનો છે કે સૉનેટના કાવ્યસ્વરૂપનુ અતિ અનિવાર્ય એવું લક્ષણ કયું ? એની અન્ય કાવ્યસ્વરૂપો કરતાં ઊડીને આંખે વળગે જેવી નિરાળી ઓળખ શી ? કોઈ તરત ઉત્તર આપશે ચૌદ પંક્તિઓ ! હાં, એ તો એક તરત નજર ચડે એવું બાહ્ય લક્ષણ છે. એની વાત પછી કરીશું ઘણી વાર ચૌદ પંક્તિઓ હોય, પણ સૉનેટ ન બનતું હોય ! એટલે ચૌદ પંક્તિના ઝુમખાથી છેતરાઈ જવા જેવું નથી. ખરેખર તો સૉનેટમાં અપેક્ષિત એવા એના વસ્તુરૂપ ભાવવળાકને આપણે અનિવાર્ય એવું તત્ત્વ ગણવું જોઈએ. સૉનેટમાં રજૂ થતા કવિના સંવેદનાત્મક વક્તવ્ય કે મનોગતના આરોહ-અવરોહ, એનો નિરાળો ભાવમરોડ, પંક્તિખંડોમાં ગતિ, પ્રતિગતિ સાધતું વિચારોર્મિનું વર્તુળ એ સૉનેટનો પ્રાણ છે. જુઓ, માનવચિત્ત જે વમળો અનુભવે છે એમાં ગતિ, અનુગતિ, પ્રતિગતિ એમ હિંડોળા જેવું ગમનાગમન હોય છે. સૉનેટનું સ્વરૂપ એને ઝીલવા મથે છે. એને અનુલક્ષીને જ સૉનેટના પ્રકારો નિયત થયા છે. ઇટાલીઅન અથવા પેટ્રાર્કન સૉનેટ, અંગ્રેજી અથવા શેક્સ્પીરીઅન સૉનેટ, મિલ્ટોનિક અથવા સ્વતંત્ર સૉનેટ - જેવા પ્રકારો ભાવનિરૂપણની વિવિધ છટાઓ

પ્રિય. પણ માનવી તો એથીય વિશેષ ! સૉનેટના ભાવશિલ્પની આ અનોખી ખૂબી છે. આપણે જોઈ શકીએ છીએ કે સૉનેટના અષ્ટક અને ષટકનો ભાવવિરોધ સામસામે આવીને આપણા-ભાવકના-ચિત્તને કેટલો આંદોલિત કરી મૂકે છે ! કવિએ ચૌદ પંક્તિના પરિમાણમાં જે સંવેદન કે વિચારની પ્રબળતા દ્વારા પૃથ્વીપ્રેમ સિદ્ધ કર્યો છે, તે આ રીતે તો અન્ય કોઈ કાવ્યપ્રકારમાં નહિ થઈ શકે. તમે તમારા પાઠ્યપુસ્તકનાં સૉનેટોમાંથી આ પેટ્રાર્કન શૈલીનાં સૉનેટો તારવીને એનો આ રીતે આસ્વાદ અને મર્મ પામવા પ્રયાસ કરશો તો આનંદ અનુભવશો

તો, સૉનેટનું કૌશલ આ પ્રકારના ભાવમર્મને વળાંક આપવામાં રહેલું છે. આપણે એવા જ અન્ય જાણીતા પ્રકારનું શિલ્પ તપાસી લઈએ. સહેજ તુલના કરીએ તો નૃત્યાંગનાના કટિનો વળાંક આકર્ષક છે, પણ જો આપણે એના ચરણને જોઈએ તો એની ગતિલીલા, મરોડ, ઢીંચણથી પાની સુધીના વળાંકો પણ આપણી નજરને થંભાવી દે છે. સૉનેટના અન્ય પ્રકારમાં અંગ્રેજી અથવા શેક્સ્પીરીઅન સૉનેટમાં 'પાઘડીનો વળ છેડે' આવે એ રીતે અંતિમ બે પંક્તિઓમાં એની વક્તા-ભાવ-વિચારની બંકિમતા એકાએક આપણને આમળીને વિલીન થાય છે. પ્રહ્લાદ પારેખનું 'વાતો' સૉનેટ આ પ્રકારનું છે.

સદ્ય પરિણીત યુગલના શયનખંડની એ વિશ્રંભવાતનું સંવેદન છે મસ્ત દંપતી સૂતું છે. રાત્રિના પ્રહરો વીતે છે. એ વખતે પતિએ પત્નીને કરેલું ઉદ્‌બોધનયુક્ત સંવેદન અહીં ભાવવસ્તુ બને છે. ત્રણ ચતુષ્કોમાં પેલો નાયક પોતાના પ્રિયપાત્રને ધીમે ધીમે વાત કરવાનું સૂચવે છે. શયનખંડની બાજુમા જ પંખી છે, એ કદાચ વાત સાંભળી જાય અને કોઈને કહી દે, પુષ્પો છે, તે સુગંધમાં વહેતી કરે, તારાઓ એને સાંભળીને ટમકતા મૌનના ઇશારામાં સકલ જગતને કહી દે તો ? આમ એ ત્રણનો નિર્દેશ કરીને કવિએ ત્રણ ચતુષ્કો રસી લીધાં. એમાં ઉત્તરોત્તર વર્ણન દ્વારા ભાવ વિકસે છે. એને આપણે સંવેદનની 'અનુગતિ' કહીએ છેલ્લી બે પંક્તિઓમાં એકાએક સૉનેટ એની મર્માળી ચોટ સિદ્ધ કરે છે, ત્યાં પરાકાષ્ઠા છે.

પછી તો ના વાતો પ્રિય અધર જે કંપ ઊઠતો,
ધ્વનિ તેનો આવી મુજ હૃદય માંહી શમી જતો.

હવે પેલો કાવ્યનાયક સીધો આપણને-ભાવકને ઉદ્‌બોધન કહી રહે છે. જુઓ, પ્રિયપાત્રને અહીં તદ્દન મૂક-ચૂપ જ રાખવામાં આવ્યું છે. નારીપાત્ર તેને લીધે પતિમાં ઓતપ્રોત થવાની કલ્પના કરી શકાય. શેક્સ્પીરીઅન સૉનેટમાં આ રીતે પ્રથમ ચતુષ્કમાં ભાવસંવેદનની માંડણી, પછી થતી રહેતી વિકાસગતિ ને અનુગતિ અને અંતિમ શિખરીભૂત એટલે કે (Crowning Couplet) પંક્તિઓમાં એની સકલ શક્તિ સિદ્ધ કરે છે. કોઈએ બરાબર કહ્યું છે કે જેમ સાપ નાનકડા ભીંતના કાણામાંથી પસાર થાય ત્યારે એનો બધો મરોડ-વળાંક-પછાડ છેલ્લે પૂંછડીમાં જોવા મળે છે. અંગ્રેજી સૉનેટમાં આ કૌશલ છે. આવું ભાવનિરૂપણ અન્ય કાવ્યપ્રકારમાં ન પ્રગટી શકે.

સૉનેટની મહત્તા એના આ પ્રકારના પદબંધના વૈવિધ્ય અને વૈચિત્ર્ય પર નિર્ભર છે. એમાં પંક્તિવિભાગ સાથે એના વસ્તુવળાંકનો નિશ્ચિત આંતરસંબંધ છે. આપણો કુન્તક જેવો કાવ્યશાસ્ત્રી જેને 'પ્રબંધવક્રતા' કહે છે, તે વસ્તુગ્રથનમાંથી જન્મતા સૌંદર્યનો મહિમા કરે છે. સૉનેટમાં એવા સૌષ્ઠવનું સૌંદર્ય છે. ઇટાલીઅન અને અંગ્રેજી સૉનેટ જેવા પદબંધના સૌષ્ઠવને વ્યક્ત કરતા પ્રકારો પછીના બે ઉપપ્રકારો છે : સ્વતંત્ર કે મિલ્ટોનિક સૉનેટ અને સ્પેન્સરીઅન સૉનેટ. સ્વતંત્ર સૉનેટમાં અષ્ટક-ષટક અથવા ષટક-અષ્ટકના પંક્તિવિભાગો નથી, પણ કવિ યથેચ્છ છે, પાંચ અને ત્રણ જેવા પંક્તિવિભાગો કરતો હોય, તો ક્યારેક પાંચ-સાત-બેના પંક્તિખંડો પણ એ કરી નાખે. ઘણી વાર તો એ સળંગ સ્વૈચ્છિક પંક્તિખંડો કરતો જાય અને

અંતે ચમત્કૃતિ સિદ્ધ કરી નાખે. આ પ્રકારમાં સૉનેટકવિનું સ્વાતંત્ર્ય જોવા મળે છે. અંગ્રેજ કવિ મિલ્ટને આવા પ્રયોગો કર્યા હતા, તેથી આ પ્રકારને એના નામ સાથે જોડીને 'મિલ્ટોનિક સૉનેટ' પણ કહેવાય છે. તમારા પાઠ્યપુસ્તકમાં આવાં સૉનેટો પણ છે. એમાંથી એકાદ ઉદાહરણ લઈએ :

સ્વ. ચુનીલાલ મડિયાનું 'મરણ' સ્વતંત્ર શૈલીનાં તત્ત્વો દાખવે છે. પંક્તિવિભાજન સ્વતંત્ર રીતે કરતાં કરતાં સંવેદનના વળોટ તેઓ લાવે છે. જુઓ, પ્રથમ ત્રણ પંક્તિમાં જ પોતાને ધીમું ગોકળગાય જેમ, છૂટક હપ્તા ભરતા હોય તેમ કે કંજૂસ પોતાની મૂડી ધીરે ધીરે જોઈ વિચારીને વાપરે એમ આવરદાનાં વર્ષો પસાર કરવાં ન ગમે. આટલા ભાવખંડ માટે પ્રારંભની ત્રણ પંક્તિઓ યોજી. પછીની પાંચ પંક્તિઓમાં માણસો મરણનો બોજ વેંઢારતો, મર્યા વાંકે જીવતા હોય, અપંગ કે પ્રેતની જેમ જીવન ઢસરડતા હોય તેમ ડગમગતા જીવવાનું કોને ગમે ? જેવા વક્ર પંક્તિપંચકમાં સંવેદનને વધુ ધાર નીકળે છે, મરવાનો કનિષ્ઠ વિકલ્પ એમાં છે. પછીની ચાર પંક્તિઓમાં તો મોત પોતાનો તામ્રપત્રે લખેલો અધિકાર છે, એને તો હું મારી રીતે જ વસૂલ કરવા ઇચ્છું છું - એવો મરવાનો અબાધિત અધિકાર હુંકાર સાથે રજૂ કરે છે. ત્યાં સંવેદન કેવો ખુમારી -ભર્યો નિજી વટનો જુસ્સો દાખવે છે ! અને અંતિમ બે પંક્તિઓમાં તો સૉનેટ સહજ પરાકાષ્ઠા સિદ્ધ કરે છે :

ચહું જ ઉઘરાવવા મરણ એક હફતા વડે;
બિડાય ભવ-ચોપડો, કરજમાં ન કાંધા ખપે !

એક જ હપ્તે ભવચોપડાનું કરજ પતાવી દઈ કોઈ રોકટોક વગર મરણનું લેણું વસલ કરવા ઇચ્છતો આ વણિક સૉનેટકાર વાસ્તવિક જીવનમાં પણ એ જ રીતે મૃત્યુને ધન્ય કરી ગયો !

## સૉનેટયુગલ, સૉનેટગુચ્છ અને સૉનેટમાલા

સૉનેટસ્વરૂપની ચર્ચામાં જ આપણે સૉનેટયુગ્મ, સૉનેટગુચ્છ અને સૉનેટમાલા - જેવા એકથી વધુ સૉનેટની રચના કરીને એમાં થતા ભાવનિરૂપણની કલાને તપાસીએ. કવિને એકથી વધુ સૉનેટ લખવાની આવશ્યકતા કેમ લાગે છે ? કેટલીક વાર કવિની અનુભૂતિ એ પ્રકારની હોય છે, એ એક સૉનેટમાં નિરૂપણ પામવાને બદલે વિશેષ વિસ્તરે. ભાવનું સાતત્ય બે સૉનેટપર્યંત વહી રહે. સૉનેટયુગ્મમાં બે સૉનેટનું જોડકું હોય છે. પ્રથમ સૉનેટમાં એક ભાવવર્તુળ પૂરું થાય પછીથી એના સાતત્ય કે વિરોધરૂપે બીજા સૉનેટમાં એ આગળ વધીને પછી એની સમગ્ર ચોટ પૂરી કરે. આમ તો પ્રત્યેક સૉનેટ સ્વયંસંપૂર્ણ હોય, પણ પછીના સૉનેટની જોડે એનું સંપૂર્ણ વૈવિધ્ય ખીલી ઊઠે. જેમકે પત્નીની ગેરહાજરીમાં પતિએ કરેલું ઘરનું નિરીક્ષણ એનામાં એક ભાવસંવેદન જન્માવે ને સૉનેટરૂપે રજૂ થાય, પણ પછીથી પત્નીના આગમન પછીનું ઘર જુદી જ ભાવતરેહ પ્રગટ કરે. બંનેને જોડાજોડ વાંચતાં આપણે દાંપત્યભાવની સઘન અનુભૂતિ કરી શકીએ. આમ સૉનેટયુગ્મમાં ભાવનો અનુબંધ કે ભાવવિરોધનો અમળાટ આવી શકે.

સૉનેટગુચ્છમાં સૉનેટપંચક, સૉનેટસપ્તક કે એથી વધુ સૉનેટનું ઝુમખું કે ગુચ્છ આવી શકે. સાતથી વધુ સૉનેટોની સંખ્યાના સમૂહ સૉનેટમાલા અથવા અંગ્રેજીમાં સૉનેટ-સાયકલ (Sonnet Cycle) કહેવામાં આવે છે. આપણા કવિ રાજેન્દ્ર શાહનું 'આયુષ્યના અવશેષે' સૉનેટપંચક છે. બ. ક. ઠાકોરનાં 'પ્રેમનો દિવસ', 'પ્રેમનું નિર્વાણ', ઉમાશંકરનું 'આત્માનાં ખંડેર'; સુન્દરમ્‌નું 'સપ્તરાગ', કવિ ઉશનસનું 'અનહદની સરહદે' જેવી સૉનેટમાલાઓમાં તો અનેક સૉનેટોપર્યંત કવિનું સંવેદનવળાંક વળોટ લેતું વહે છે. અહીં કોઈને પ્રશ્ન થાય. કવિને એકથી વધુ સૉનેટ શા માટે લખવાં પડે છે ? એ એની નિષ્ફળતા નહિ ? એકમાં જ ઘનીભૂત ભાવ કેમ ન રજૂ થઈ શક્યો ? અંગ્રેજી વિવેચકો આર્થર કિવલર, ફ્રસ અને કોસલેન્ડે એને કવિની નિષ્ફળતા ગણાવી છે.

પરંતુ એમ કહી શકાય કે કવિનું કોઈ સબળસમૃદ્ધ સંવેદન એવું હોય છે કે જેનો ધસમસતો પ્રવાહ એકથી વધુ સૉનેટો રચવા તેને પ્રેરે છે ઉશનસ્‌ના 'અનહદની સરહદે'માં ડાંગપ્રદેશની ઊંડી અનુભૂતિ એમની પાસે ૮ જેટલાં સૉનેટો રચાવે છે. અલબત્ત, એ માટે કાવ્યભાવક સુધીર અને સુમનસ્ હોવો ઘટે. ક્વિલર કૂસની જેમ પરેશાનીનો અનુભવ ન થવો જોઈએ.

અહીં થોડી વાત પ્રાસયોજનાની અને ચૌદ પંક્તિઓના પરિમાણની કરીએ. ઇટાલીઅન અને અંગ્રેજી ભાષામા પ્રાસરચના સહેલાઈથી કરી શકાય છે. તેથી પ્રારભમાં સૉનેટનો ભાવ અષ્ટકની આઠ પંક્તિઓ અને ષટકની છ પંક્તિઓમાં બરાબર બંધાઈ જાય એ માટે પ્રાસરચના મહત્ત્વની બને. આથી આપણા રાજેન્દ્ર-નિરંજન યુગના સૉનેટોમાં ઘણી વાર પ્રાસ જળવાયા છે પછીથી આજના કવિઓએ પ્રાસની જંજાળ મૂકી દીધી છે. ab ab, ab ab, cde, cde; જેવી ઇટાલીઅન સૉનેટની પ્રાસરચના કે abba, abba, cddc, ee – જેવી અંગ્રેજી સૉનેટોમા જોવા મળતી પ્રાસયોજના કેટલાક કવિઓએ જાળવવા પ્રયાસ કર્યો છે, પણ આપણી ભાષામાં પ્રાસયોજના જાળવવા જતા કૃતકતા કે આયાસ આવી જવાનો સંભવ છે, તેથી આધુનિક કવિઓએ ભાવસંવેદન અને એની ચમત્કારક રજૂઆત પર વિશેષ લક્ષ આપ્યું છે.

સોનેટ ચૌદ પંક્તિનું જ શા માટે ? એવા પ્રશ્ન કોઈને થાય. પણ આ એના સ્વરૂપનો આંતરિક નિયમ છે. કવિને માટે એક આહ્‌વાન છે કે પોતાનો વિચારમય મનોદશામાંથી સ્ફુરેલા સંવેદનને ચૌદ પંક્તિઓમાં વક્રગતિએ આલેખવાનું છે. દોહરા, સોરઠા, ગઝલ એ સર્વ સ્વરૂપની જેમ કેટલાક સ્વરૂપગત આવશ્યકતા છે, તેમ સૉનેટ માટે પણ ચૌદ પંક્તિઓ અનિવાર્ય છે. ઉમાશંકર જોશીના 'બળતાં પાણી'માં પંદરમી પક્તિમાં આવે છે : 'અરે, એ તે ક્યારે ભસમ બધું થઈ જાય પછીથી ?' પણ તે ઉપસંહારના વાકય જેવી છૂટી પડી-જાય છે. તેથી ચૌદ પંક્તિના એક સોહામણા શિલ્પ તરીકે સૉનેટના કાવ્યસ્વરૂપની વિશેષતા સર્વસ્વીકૃત બની છે.

હવે *'ગુજરાતી સૉનેટ'નાં સૉનેટોની કેટલીક લાક્ષણિક છટાઓ અને વિશિષ્ટતાઓ પર અંતે દષ્ટિપાત કરી લઈએ. બ. ક. ઠાનાં સૉનેટો, ગાંધીયુગીન કવિઓનાં સૉનેટો અને રાજેન્દ્ર-નિરંજન યુગનાં સૌંદર્ય સૉનેટોનાં દષ્ટાન્તો આપણે આગળ જોયાં છે. છેક બાલમુકુન્દ દવેનાં 'તીર્થોત્તમ' સુધી આ પાઠ્યક્રમમાં આપણને સૌન્દર્યરાગી સૉનેટશૈલીનો પ્રભાવ જોવા મળે છે. પણ પછીથી જે અનુઆધુનિક કે અદ્યતન કવિતાના પ્રવાહમાં આપતાં સૉનેટોનો નિર્દેશ કરીએ તો શ્રી ભગવતીકુમાર શર્માથી અંતિમ સૉનેટકાર કનૈયાલાલ પંડ્યા સુધીના ગાળામાં આપણું સૉનેટ એના સંવેદનવિશેષ, ભાવવળાંક તથા છન્દ પ્રયોગથી દષ્ટિએ કેટલાંક નવાં તત્ત્વો દાખવતું જણાશે. શ્રી ભગવતીકુમાર શર્માના સૉનેટયુગ્મ 'પિતૃકંઠે' તથા 'ફરીથી'માં આમ તો સ્મૃતિસંવેદન છે. શામવેદી ઋચાઓનું ગાન કરનાર પ્રાચીનગ્રંથોના ઉપાસક એવા પિતાની લાકડાની પેટીના ગ્રંથો જોતા એમનો સ્વર સંભળાયો. એવુ સંવેદન પ્રથમ સૉનેટમાં છે અને બીજામાં જોઈએ તો પિતાનો અમૂલ્ય વારસો ગણાય એવી કાષ્ઠપેટી કોઈકને આપી દીધી ! જાણે કે સરસ્વતી રણમાં લુપ્ત થઈ ગઈ ! પિતાની પ્રાચીન વિદ્યાનો વૈભવ ગુમાવી દેનાર પુત્રનો પશ્ચાત્તાપ સૉનેટનું પ્રબળ સંવેદન બને છે જાણે કે પોતે પિતાને કરીથી કાંઈ ઊંચકીને સ્મશાને બાળ્યા હોય એવી ઘનવ્યથા અંતિમ પંક્તિઓમાં અનુભવાય છે. પ્રથમ સૉનેટ ચાર-છ-ચારનું પંક્તિવિભાજન સ્વતંત્ર સૉનેટનો વળાંક લે છે, તો બીજું આઠ-છ-ની પેટ્રાર્કન શૈલીનું છે. અહીં આપણે સ્વ. જયંતભાઈ પાઠકનું એક વિધાન યાદ કરીએ. એમણે આપણા નવીન કવિઓની રચનાઓ વિશે બરાબર નોંધ્યું છે : 'આપણા કેટલાક

---

* 'ગુજરાતી સૉનેટ' (સં. મણિલાલ હ. પટેલ, દક્ષેશ ઠાકર)

નવીન કવિઓ હમણાં હમણાં જે રચનાઓ કરે છે, તેમાં રમણીયતા અવતારવાની ચોખ્ખી નેમ દેખાય છે. કાવ્યમાં ભારેખમ વિચારો, તારસ્વરે વેદનાનું ઉચ્ચારણ એ ટાળે છે. શુદ્ધ સૌંદર્યલક્ષી, એવો અભિગમ ઘણુંખરું પ્રકૃતિચિત્રો દ્વારા વ્યક્ત થાય છે.' આમાં તથ્ય રહેલું છે. આ વિધાન 'ઊમડી ડમણી'ના સંદર્ભે થયું છે. અને તેમનું નિરીક્ષણ યોગ્ય છે. આપણા મુખ્યત્વે ગઝલકાર એવા કવિ ચિનુ મોદીનાં સૉનેટો વ્યક્તિત્વમુદ્રાથી અંકિત છે. 'કવિનો શબ્દ'માં સર્જનાત્મક શબ્દની ગરિમા અને મહિમા અંકિત છે. કવિએ અંગ્રેજી સૉનેટવળોટમાં કવિના શબ્દને બોલતો કર્યો છે. 'અજાણ્યા આ શહેર'માં સમગ્ર પ્રકૃતિતત્ત્વોનો ગાઢ પરિચય હોય ત્યાં અજાણ્યું કોણ ? એવી ચમત્કૃતિ છે. સવારે ઉષા જેવી બહેન, સૂર્ય જેવો ભેટી પડતો ભાઈ, ચિરપરિચિત સંધ્યા ને રાત્રિ જેવી તારાનાં ફૂલ વેરતી માલણ હોય ત્યાં અજાણ્યું ક્યાંથી લાગે ? 'પજવણી'માં ભગ્ન પ્રીતિ પછીના પ્રિયજનના સ્મૃતિ-સંદર્ભોની પજવણીને માર્મિકતાથી કવિએ રજૂ કરેલી છે. આપણે ત્યાં રાવજી-મણિલાલે જેમ ગીત-અછાંદસમાં તેમ સૉનેટમાં પણ થોડું પણ સમૃદ્ધ અર્પણ કર્યું છે. 'સીમોડ-તાપણી પાસે બેઠેલ વૃદ્ધની સ્વગતોક્તિ' જેવી લાક્ષણિક રચનામાં તાપણીની હૂંફ લેતો, વૃદ્ધ અતીતની હૂંફ લેતો ખોવાઈ જઇ અંતે જે ખાલીપાનો અનુભવ કરે છે, તે સ્પર્શી જાય એવું છે. વસંતતિલકાનો અભિનવ રાવજી છાપ વળોટ એમાં છે, તો મણિલાલની રચનાઓ 'બાને' તથા 'રાત' પણ એમની નિરાળી મુદ્રાઓ દાખવે છે. 'રાત'માં અનેક રૂપ ધરતા અંધકારનાં ભાવચિત્રો રોમાંચક છે :

> હવે અંધકારાનો અજગર ફરે ગામ, વનમાં
> હવે અંધારાનું જલ ટપટપે ઘેર, ગલીમાં
> હવે અંધારાનું પવન થઈ વ્હેવું ગગનમાં,
> હવે અંધારાનો મગર ગળી જાતો અવનિને.

અંધકારની મોહકતા, ભવ્યતા, ગતિશીલતા અને ભયાનકતા અહીં સૉનેટી આકારમાં પ્રભાવક બની રહે છે. દુર્ભાગ્યે રાવજી - મણિલાલ દેસાઈ જેવા સશક્ત કવિઓ અકાળે વિદેહ થતાં આપણે એમની પ્રતિભાનો સોળે કળાએ ઉઘાડ જોઈ શક્યા નથી.

શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાનાં બંને સૉનેટો 'નીલકંઠ (બદ્રીથી એનું દર્શન)' તથા 'સંદેશ પશ્ચાત્ યક્ષની લીલાવસ્થા' પણ સૉનેટના વળાંક-વળોટમાં તાજગીપૂર્ણ અભિવ્યક્તિ સાધે છે. 'માધવ રામાનુજ'ના 'તમે આવ્યાં ને આ'માં ત્રણ, ચાર, પાંચ-બે - એવા પંક્તિખંડોમાં પ્રિયજનના આગમને આવિર્ભોર બનેલા નાયકનું મનોગત સ્વતંત્ર શૈલીના સૉનેટનું રૂપ ધરે છે. શ્રી હરિકૃષ્ણ પાઠકે પણ 'બધું વેચી આવ્યો'માં સ્વપ્નાનુભવના પરિવેશમાં ભાવપલટો છેલ્લી ત્રણ પંક્તિમાં સિદ્ધ કરીને બેફિકરાઈભર્યા ખાલીપણાને સચોટ રીતે રજૂ કર્યો છે. છંદ શિખરિણીના ખંડો પાડીને કંઈક નાટ્યાત્મક સ્વગતોક્તિ તેઓ લાવી શક્યા છે. શ્રી રામચન્દ્ર પટેલ તથા શ્રી મણિલાલ પટેલ પ્રીતિનાં સ્પન્દનોને બારીકાઈથી આલેખે છે. બેય કવિઓનાં આ બધાં સૉનેટો શિખરિણીમાં છે ! શ્રી વિનોદ જોશીના 'પરિરંભન'માં રાત્રિના ઉત્તેજક દર્શનથી નાયકની એકાન્ત રાત્રિની એવી ઉત્તેજક અવસ્થા વૃથા પરિરંભનમાં પરિણમતી ભાવચિત્રો રૂપે આલેખાઈ છે.

આ સંપાદનનાં સૉનેટોમાં પ્રણય-પરિણયના સંવેદનના આરોહ-અવરોહ, દાંપત્યભાવ, અપત્યસ્નેહ અને માનવીય સંબંધોના ભાવવલયોનું સૌથી વધુ નિરૂપણ થયું છે. પ્રકૃતિ અને સ્થળલક્ષી પ્રકૃતિભાવનાં સૉનેટો પણ સારી સંખ્યામાં છે. ઇટાલીઅન જાતિનાં વધુ, પછી અંગ્રેજી શૈલીનાં અને થોડાં સ્વતંત્ર સ્વરૂપનાં સૉનેટો અહીં છે. સંખ્યાની દૃષ્ટિએ જોતાં પાંચેક સૉનેટો કવિ, કવિતા, ભાષાલક્ષી સંવેદનાનાં મળે છે. બ. ક. ઠા.નું 'સર્જક-કવિ અને લોકપ્રિયતા', ચિનુમોદીનું 'કવિનો શબ્દ', વિનોદ જોશીનું 'અનુભૂતિ -કાવ્યસર્જનની' અને આદમ ટંકારવીનું 'ભાષાભવન' એમાં નોંધપાત્ર ઠરે છે. બ. ક. ઠા.ના એક સૉનેટનાં ગુલબંકીનો પ્રયોગ વિશિષ્ટ બની રહે છે. શ્રી વિનોદના

સૉનેટમાં રવાનુકારી પદાવલિનો પ્રયોગ આ નિગૂઢ સર્જનપ્રક્રિયાને પોતાની રીતે રજૂ કરવા તાકે છે, તો શ્રી ટંકારવીનું સૉનેટ કંઈક અગંભીરપણે રૂપકાવલિમાં રાચે છે. ગઝલકારે રચેલું હઝલશાઇ સૉનેટ એને કહીશું ? અલબત્ત, પટકના 'તું'થી પ્રીતિનું સંવેદન હદ્ય રીતે વ્યંગ્ય બને છે.

છંદ:પ્રયોગની દષ્ટિએ અછડતી ગણતરી કરતાં સંગ્રહનો ૧૧૫ સૉનેટોમાંથી ૪૮ જેટલાં સૉનેટોમાં શિખરિણી છંદ યોજાયાં છે ! પછી મન્દાક્રાન્તા અને પૃથ્વી આવે, હરિણી વસંતતિલકાનો પ્રયોગ પણ થયેલો છે. એકમાત્ર શ્રી રઘુવીરના સૉનેટ 'પારિજાત'માં વૈતાલીય ધ્યાન ખેંચે છે. આપણે ત્યાં થોડા અછાંદસ સૉનેટના પ્રયોગ થયા છે, ગઝલસૉનેટ, દોહરા-સૉનેટ અને સોરઠા-સૉનેટો પણ રચાયાં છે, પણ એ બધું પ્રયોગાત્મક કક્ષાએ હોઈ અહીં કદાચ ગ્રંથસ્થ થયું નથી ·



## કેફિયત....

અંતર્મુખી ભયભર્યો, શરમાળ ઝાઝો,
હું તો હતો વય સુધી, મુજ વીસ આવો !
વાચ્યુ સદા ગૃહમહીં, બહુ જે મળ્યું તે,
'સાહિત્ય-બાલ' સુખદા, સહધાર્મિકે જે.
'મેગેઝિનો' 'રમકડું', સમ બળકોના,
'સાહિત્ય-સસ્તુ' કૃત જે, લઘુ પુસ્તકો ત્યાં,
'કલ્યાણ' હિન્દી પિતુ નાં, મુજ વાંચતો ને,
ધાર્મિક પુષ્ટિ-પથનું, ગૃહમાં ઘણું જે.
સંસ્કાર તો શુચિ સદા, પ્રભુની કૃપાએ,
મેં તો ઝીલ્યા, મન મહીં, શુભ લેખને જે,
ભાવે થયો વીસ વયે, વિનિયોગ નિત્યે,
નિબંધિકા-નવલિકા, પદ-નાટિકાએ
સાહિત્યના કવિત મેં, શુભ ચૌદસો ને,
છસ્સો બીજાં પદ રચ્યાં, પથ-પુષ્ટિનાં જે,
ને હાસ્યના પ્રગટ, ચાર જ પુસ્તકો છે,
સંસ્કૃત ભાવ-અનુવાદ, સુભાષિતો યે.
આજે હવે સડસઠે, વય નિશ્ચિતે કે,
જે મોકલે જીવ જગે, પ્રભુ કાર્ય કાજે,
સંજોગ ને સમજ એ, શુભ શક્તિ આપે,
તેથી જ ધન્ય 'કુસુમાયુધ' આ કવિ છે.
પ્રાર્થું પ્રભો ! દરાક આ મુજ અંતિમે કે,
આ જીવ આમ અવ છે પરિતૃપ્ત ભાવે,
કૃપા મહા તવ મળી, શુચિ સર્વદા છે,
આભાર સૌ, નિમિત્ત હ્યાં, જગમાં થયાં જે.

– જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'

# રઘુવંશ (સર્ગ-૧૪) પરની સંસ્કૃત ટીકા અને હિન્દી વ્યાખ્યાનું તુલનાત્મક અધ્યયન

પ્રા. મધુસૂદન એમ. વ્યાસ

સુપ્રસિદ્ધ ટીકાકાર મલ્લિનાથે રઘુવંશ પરની સંજીવની ટીકાની રચના કરી છે. તો, લક્ષ્મીપ્રપન્નાચાર્યે રઘુવંશ પર હિન્દી ભાષામાં 'હરિપ્રિયા' નામે વ્યાખ્યા લખી છે. ટીકાકાર અને વ્યાખ્યાકાર બન્ને નો રઘુવંશના ચૌદમા સર્ગને આધારે તુલનામૂલક અભ્યાસ કરીને પ્રસ્તુત લેખની રચના કરવામાં આવી છે. ઉભયનું અર્થઘટન કાલિદાસના પ્રસ્તુત મહાકાવ્યને કેટલે અંશે ઉપકારક છે એ જોવું રસપ્રદ બની રહેશે.

રઘુવંશના પ્રસ્તુત ચૌદમા સર્ગને સીતાપરિત્યાગ એવું નામ કાલિદાસે આપ્યું છે. તેથી સીતાપરિત્યાગના પ્રસંગ અને અવાંતર ઘટનાઓને ઉભય વિદ્વાનોએ કેવી રીતે દર્શાવેલ છે તેની વિગતો અત્રે મળે છે.

વારાણસીની શ્રીકૃષ્ણ અકાદમી દ્વારા ઈ.સ. ૧૯૮૩માં પ્રકાશિત રઘુવંશમાં સંસ્કૃત ટીકા અને હિન્દી વ્યાખ્યા બન્ને મળી આવે છે. જોકે સંસ્કૃતના ટીકાકાર મલ્લિનાથની સંજીવની ટીકા તો અન્યત્ર પણ મળતી હશે. પરંતુ 'હરિપ્રિયા' નામે હિન્દી વ્યાખ્યા સંભવતઃ અહીં જ પ્રાપ્ત થાય છે. હિન્દી વ્યાખ્યાકારે પણ સમ્યક બોધ કરાવ્યો જ છે. નોંધપાત્ર બાબત એ છે કે અહીં એક તરફ મલ્લિનાથ નામે સુપ્રસિદ્ધ ટીકાકાર છે. તો, બીજી તરફ લક્ષ્મીપ્રપન્નાચાર્ય નામે અલ્પખ્યાત હિન્દી વ્યાખ્યાકાર છે. તેમ છતાં એમનું મહત્ત્વ ઓછું નથી.

રઘુવંશની મલ્લિનાથીય ટીકાના આરંભે જુદા જુદા નવ શ્લોકો મળી આવે છે. જેમાં છઠ્ઠો શ્લોક કાલિદાસ પ્રશસ્તિરૂપે ઘણે સ્થળે જોવા મળે છે. જુઓ -

कालिदासगिरासारं कालिदास सरस्वती।
चतुमुखाऽथवा साक्षात् विदुः नान्यतु मादृशाः॥[१]

તેમજ નવમા શ્લોકનો ઉત્તરાર્ધ જાણીતો છે. પરંતુ આખોય શ્લોક નીચે મુજબ છે :

ईहान्वयमुखेनैव सर्वं व्याख्यायिते मया।
नामूलं लिख्यते किंचित् नानपेक्षितमुच्यते॥[२]

આમ ટૂંકમાં પોતાના માતાપિતાનો નામોલ્લેખ કરીને તેમજ અન્ય માહિતી દર્શાવીને મલ્લિનાથ કાલિદાસના ગ્રંથ પર ટીકાનો આરંભ કરે છે. પરંતુ તુલનાની દષ્ટિએ નોંધવાનું મન થાય કે, હિન્દી વ્યાખ્યાકાર શ્રી લક્ષ્મીપ્રપન્નાચાર્ય પોતાના વિશે કે હિન્દી વ્યાખ્યા વિશે આરંભે કે, સમગ્ર વ્યાખ્યામાં ક્યાંય નોંધતા નથી. કદાચ હિન્દી કે ગુજરાતી અનુવાદકોની આ પદ્ધતિ જ હશે !

બીજું, મલ્લિનાથ પ્રત્યેક શ્લોકની સંસ્કૃત ટીકામાં અવારનવાર વ્યાકરણીય નોંધ આપતા રહે છે. જેમકે, રઘુવંશના ચૌદમા સર્ગના પ્રારંભિક શ્લોક પરની ટીકામાં નોંધ છે કે :-

प्रपन्ने प्राप्ते जनन्यो कोसल्या सुमित्रे तत्र साकेत पवने समं युगपद् पश्यताम्। दृशेः कर्तरि लङ्।[३]

જ્યારે હિન્દી વ્યાખ્યાકાર આવી વ્યાકરણમૂલક નોંધ આપવાને બદલે અર્થને સુસ્પષ્ટ કરવા અર્થનું આલેખન કર્યા બાદ કૌંસમાં પૂર્તિ કરે છે. શ્લોક ૨૩નું હિન્દી અર્થઘટન જોતાં આ સ્પષ્ટ થાય છે -

श्री रामके लोभरहित होने के कारण प्रजा धनी थी। उनके द्वारा विघ्नभयके दूर कर देने से लोग अपने कार्यो में लगे रहते थे। विनय की शिक्षा देने से लोग उन्हें अपना पिता मानते ओर शोक दूर करते रहने से उन्हें पुत्रवत् समजते थे। अकेले रामने अपने सुशासन से प्रजाके धंनाभाव के साथ ही पिता-पुत्रका अभाव दूर कर सबको निर्भय कर दिया।)[४]

આમ, અહીં અર્થપુષ્ટિ માટે કૌંસનું અર્થઘટન સર્વથા ઉચિત હોઈ ધ્યાનાર્હ છે. પ્રસ્તુત સંદર્ભે

કાલિદાસ વિરચિત મૂળ શ્લોક દર્શાવવો ઇષ્ટ ગણાશે –
तेनार्थवॉल्लाभॅपराङ्मुखेन तेना घ्नता विघ्नभयं क्रियावान्।
तेनास लोक- पितृमानविनेत्रा तेनैव शोकानुपदेन पुत्री॥
(રઘુવંશ, સર્ગ ૧૪, શ્લોક ૨૩)

હવે અહીં આપણે શ્લોકમાંહેના પુત્રી શબ્દને મલ્લિનાથ કેવી રીતે સમજાવે છે એ જોઈએ તો, तेन पुत्री पुत्रवानसि पुत्रवदानन्दयतीत्यर्थ-। આવું અર્થઘટન રસપ્રદ બની રહે છે.

સ્વભાર્યાના ત્યાગના વિષયમા રામની સ્થિતિ કેવી દુઃસહ બની રહે છે તેનું કાલિદાસે અહીં શ્લોક ૩૪ અને ૩૫માં બયાન કર્યું છે. તેને મલ્લિનાથે સુંદર પરિપ્રેક્ષ્યમા વૈદુષ્યપૂર્ણ રીતે દર્શાવ્યું છે. શ્લોક ૩૪ની ટીકામાં નોંધ્યું છે કે – आत्मनो निर्वादोऽपवाद एव कथा ताम् किमुपेक्षे । उत सदोषां साध्वींजायां मन्त्यजामि। उभय-त्रापि प्रश्ने लट्।[७] ઉપરાંત અહીં ૩૫મા શ્લોકનું છેલ્લુ ચરણ – यशोधनाना हि यशोगरीयः। જ સંદર્ભમા દર્શાવ્યુ છે તેમાં લોકાપવાદની નિવૃત્તિની રામની મહેચ્છા પ્રકટ થાય છે. પરંતુ અહીં મલ્લિનાથે પંચમી વિભક્તિનું માહાત્મ્ય દર્શાવ્યું છે. – तथा हि यशोधनानां पुसा स्वदेहादपि यशोगरीयो गुरुतरम्। ईन्द्रियार्थात् स्रक् चन्दनवनिताऽऽदेरिन्द्रियविषयाद् गरीय- इति किमुत वक्तव्यम्। 'पचमी विभक्ते' ईत्युभयत्रापि पचमी। सीताचेन्द्रियार्थ एव।[८]

રઘુવંશના ૭૦મા શ્લોકમા મહાકવિ વાલ્મીકિના કરુણાપૂર્ણ હૃદયનુ બયાન કવિ કાલિદાસે ઉદાત્તશૈલીમાં કર્યું છે. જેમા રામાયણની રચના સંબંધી કિંવદન્તી પણ શબ્દાંતરે દર્શાવી દેવામાં આવી છે. ઉપજાતિ છંદનું સૌંદર્ય પણ અહીં સુચારુરૂપે પ્રગટ થયું છે.
तामभ्यगच्छद्ररीतानुसारी कविः कुशेध्माहरणाय यात-।
निषादविद्धाण्डज दर्शनोत्थ- श्लोकत्वमापद्यत
यस्य शोक-॥ (૧૪/૭૦)

અને મલ્લિનાથ અને લક્ષ્મીપ્રપન્નાચાર્ય બન્નેનું અર્થઘટન સુંદર છે તેમ છતાં હિન્દી વ્યાખ્યાકારે શ્લોકાર્થને શબ્દાર્થ ઉપરાંત ભાવાર્થરૂપે કૌંસમાં દર્શાવ્યો છે. આપણે 'શબ્દશઃ' એનું આસ્વાદન કરીએ –

व्याध से आहत पक्षी को देखने से उत्पन्न जिसका शोक श्लोक के रूप में प्रकट हो गया था, वह आदि-कवि वाल्मीकि कुश और समिधा लाने के लिए गए हुए थे वे उस रुदन का अनुसरण करते हुए सीता के पास पहुचे।[९]

હવે આ વાત ભાવાર્થમાં વધુ સુસ્પષ્ટ બને છે. તેથી કૌંસમાં દર્શાવી છે. [जो सामान्य पक्षी के दु-खसे इतने करुणार्द्र हो सकते है कि हदय का शोक श्लोक बनकर वहिर्भूत हो तो साध्वी मानवी का करुण क्रन्दन सुनकर वे कैसे करुणापरित नहीं होते?]

આમ અર્થઘટનકારરૂપે મલ્લિનાથનું પાંડિત્ય તો ટીકામાં પ્રત્યેક શ્લોકના અનુસંધાને ઝળકે છે, પરંતુ હિન્દી અનુવાદકનું પ્રદાન પણ નાનુંસૂનું નથી. વિનોબાજી કહેતા કે – मातृहस्तेन भोजनम् मातृमुखेन शिक्षणम् એ રીતે પ્રાદેશિક કે પ્રાંતીય ભાષાઓમાં સંસ્કૃતના આકરગ્રંથોના અનુવાદો સંસ્કૃત અધ્યેતાઓના શિક્ષણ સંદર્ભે આવશ્યક-જ નહિ, અનિવાર્ય છે. તેમ છતાં અર્થઘટનનાં નવાં નવા સીમાંકનો સંસ્કૃત ટીકાઓમાં પણ પ્રગટ થતાં હોઈ એનું અધ્યયન અનિવાર્ય આવશ્યકતા છે. આ અર્થમાં મેઘદૂતની મલ્લિનાથીય ટીકા અને ઋગ્વેદ પરના સાયણભાષ્યનાં અર્થઘટનો પાંડિત્યપૂર્ણ હોવા છતાં ભાષાશિક્ષણની દૃષ્ટિએ મહત્ત્વનાં જણાયા છે. રઘુવંશની ટીકાની જેમ મેઘદૂતની ટીકાનું અભિધાન પણ સંજીવની એવું મલ્લિનાથ આપે છે, એ નોંધપાત્ર બાબત છે. મહાકાવ્યના લક્ષણરૂપે સર્ગાન્તે છંદપરિવર્તન હોય છે. એ નિયમને અનુસરીને કાલિદાસે સર્ગ-૧૪નો છેલ્લો શ્લોક સ્રગ્ધરામાં દર્શાવ્યો છે. તેમજ બન્ને અર્થઘટનકારોએ સુંદર અર્થઘટન અહીં તારવ્યું છે.

માતૃભાષામાં અનુવાદ કરવાના પરિપ્રેક્ષ્યમાં વિચારીએ તો જણાય કે કેટલીક વાર ગુજરાતી કે હિન્દી અનુવાદો મૂળ ગ્રંથને વધુ વફાદાર રહીને કરેલા જોવા મળે છે. ડૉ. ભોગીલાલ સાંડેસરાએ પંચતંત્રનો કરેલો અનુવાદ આનું ઉત્તમ ઉદાહરણ

છે. શ્રી નગીનદાસ પારેખે કરેલો કોઈપણ અનુવાદિત ગ્રંથ હોય એની ગુણવત્તા વિશે પ્રશ્નાર્થ રહે જ નહિ. કારણ કે એમણે 'નામૂલં લિખ્યતે કિંચિત્'નું અનુસરણ મલ્લિનાથનું નામ લીધા વિના કર્યું હોય છે. અહીં અનુવાદ સંદર્ભે અથવા રઘુવંશના અનુવાદ સંદર્ભે પ્રજારામ રાવળે કરેલો પદ્યાનુવાદ સ્મરણમાં આવે છે. તેમણે પ્રસ્તુત ગ્રંથનું સમશ્લોકી ભાષાંતર કરીને ગુર્જરભાષાની મોટી સેવા કરી છે. રઘુવંશના પાઠ્યક્રમને આધારે અમુક સર્ગોના અનુવાદો પણ મળે છે. પરંતુ એની ઉપયોગિતા સીમિત છે.

ટૂંકમાં અનુવાદો કે ભાષાંતરો દ્વારા સંસ્કૃતના આકરગ્રંથોના રહસ્યને સંસ્કૃત ટીકાકારોની જેમ પ્રાંતીય અનુવાદકો પણ ખોલતા હોય છે. અત્રે જે બન્ને ટીકાકાર અને હિન્દી વ્યાખ્યાકારની તુલનાનો મુદ્દો લીધો છે. તેમાં પણ સારરૂપે એટલું જ નોંધવું છે કે મલ્લિનાથ ભલે જગપ્રસિદ્ધ હોય પરંતુ હિન્દી વ્યાખ્યાકાર શ્રી લક્ષ્મીપ્રપન્નાચાર્યે પણ રઘુવંશના ઉત્તમ અનુવાદક કે વ્યાખ્યાકારરૂપે વિશેષ જહેમત લીધી છે. એક ઉત્તમ વ્યાખ્યાકારરૂપે તેઓ સાબિત થયા છે એવું સમગ્ર સર્ગમાંથી પસાર થતાં સ્પષ્ટ થાય છે. સંક્ષિપ્તમાં એ જ દર્શાવવું છે કે પ્રાંતીય ભાષાનુવાદો પણ ઘણીવાર સામર્થ્યપૂર્ણ હોવાને લીધે મૂળ ગ્રંથકાર અથવા વર્ણ્યવિષયને ન્યાય આપનારા જણાય છે. એને આધારે જ સંસ્કૃતભાષા પણ જીવંત હોવાનું પ્રતીત થાય છે.

પાદટીપ :

(૧) શ્લોક - ૬, પાન નં. ૧, रघुवंशममहाकाव्यम् (महामहोपाध्यायमल्लिनाथ प्रणीत संस्कृत 'संजीवनी' सान्वय हरिप्रिया हिन्दी व्याख्योपेतम) संपादन - पंडित रामचंद्र झा, प्रकाशन - कृष्णदास अकादमी, चौक, चित्रासिनेमा बिल्डिंग, पो. वाराणसी, पिन - २२१ ००१, प्रथम संस्करण, ई.स. १९८३.

(૨) શ્લોક - ૯ (એજન)

(૩) પાન નંબર ૩૩૯ (એજન)

(૪) પાન નંબર ૨૪૯ (એજન)

(૫) પાન નંબર ૨૪૮ (એજન)

(૬) પાન નંબર ૨૪૯ (એજન)

(૭) પાન નંબર ૨૫૩ (એજન)

(૮) પાન નંબર ૨૫૪ (એજન)

(૯) પાન નંબર ૨૬૯ (એજન)

(૧૦) પાન નંબર ૨૭૦ (એજન)

(૧૧) પાન નંબર ૨૭૦ (એજન)



## ચાલ નીકળીએ અગમ-નિગમમાં !

કંકુ થાપા કરીએ ભીંતે ચાલ નીકળીએ અગમ-નિગમમાં,  
એકમેકને જાણવા મથીએ રહીએ ના કંઈ ભેદ-ભરમમાં ॥ધૃ॥  
આ જન્મારો આંખની સામે ગત જનમનું કોને જાણ્યું ?  
સાવ સાચ્ચું આજનું સુખ છે કાલનું સુખ તો કોને માણ્યું !  
મન ભરીને જીવી લઈને રહીએ ના કંઈ શેહ-શરમમાં ॥૧॥  
કંકુ થાપા કરીએ ભીંતે ચાલ નીકળીએ અગમ-નિગમમાં.....  
ઘર-ઉંબર આંગણ-શેરી ને ગામ માથે લઈને ફરીએ,  
મેઘધનુષી શમણાંઓથી સૂની-સૂની આંખો ભરીએ.  
હરખ દઈ હરખાતા ફરીએ જે લખ્યું હો તે કરમમાં ॥૨॥  
કંકુ થાપા કરીએ ભીંતે ચાલ નીકળીએ અગમ-નિગમમાં.....

– દિનેશ ડોંગરે 'નાદાન'

# શ્રી પૃથ્વી સૂક્ત

પ્રા. અરુણ જોષી

માતૃસ્વરૂપા ભૂમિ અથવા પૃથ્વી પ્રત્યેનું ઋણ સ્વીકારી, તેના પ્રત્યેનો પૂજ્ય-ભાવ પ્રકટ કરવા માટે પૃથ્વી-દિન ઊજવવાનું નક્કી થયું છે. આ નિર્ણય ખરેખર ઔચિત્ય-યુક્ત છે. પૃથ્વી પ્રત્યેનો અહોભાવ આપણા પ્રાચીન ઋષિને કેવો હતો તે જાણવા માટે અથર્વવેદના બારમાં કાંડનું પ્રથમ સૂક્ત વાંચવા જેવું છે આ સૂકતમાં ૬૩ મંત્રોમાં પૃથ્વીની સુંદર પ્રશસ્તિ નિરૂપવામાં આવી છે. અથર્વવેદના મહદ્અંશે રોગ-નિવારણના અને શત્રુ પર વિજય મેળવવાના મંત્રો વચ્ચે આ પૃથ્વી-સૂક્ત ખરેખર નિરાળી ભાત પાડે છે અને સર્વોત્તમ કાવ્યસર્જનનું દૃષ્ટાંત પૂરું પાડે છે. આ સૂક્તને માતૃભૂમિ સૂક્ત પણ કહેવામા આવે છે બારમા મંત્રમાં આમ કહેવાનું કારણ જાણવા મળે છે વૈદિક ઋષિ કહે છે કે माता भूमि पुत्र अहं पृथिव्या। પિતા તરીકે આ જ મંત્રમાં પર્જન્યની પ્રસ્તુતિ કરી છે તે પણ વૈદિક-ઋષિની ઔચિત્ય-સભર સૂઝની ખાતરી આપે છે. આ ઋષિનું નામ અથર્વા છે.

પોષણ આપનારી હોવાથી માતા કહેવાને લાયક આ પૃથ્વી ઐશ્વર્યયુક્ત ભંડારોથી ભરેલી છે. તેમાં સુવર્ણ અને રત્નો જેવા અમૂલ્ય ખનિજ પદાર્થો ભંડારેલા છે (મંત્ર ૨૬), રોગનાશક ઔષધિઓ (મંત્ર ૨) તથા ઘઉં, જવ જેવા ખાદ્ય પદાર્થો (મંત્ર ૪૨) વિપુલ પ્રમાણમાં મળી રહે તેવી ઉત્પાદન-ક્ષમતા પૃથ્વીમાં છે. આ કારણે ઋષિએ અનેક મંત્રોમાં ઐશ્વર્યની કામના કરી છે (મંત્ર ૭, ૪૪). આ પૃથ્વીને માનવો દ્વારા જરાય ત્રાસ ન પહોંચે એવી કામના વ્યક્ત કરતાં ઋષિ કહે છે કે

यत् ते भूमे विखनामि क्षिप्रं तदपि रोहतु।

मा ते मर्म विमृग्वरि मा ते हृदयमर्पिपम्॥३५॥

અર્થાત્ હે ભૂમિ, તારી પાસેથી કંદમૂળ આદિ મેળવવા માટે અથવા ખેતી કરવા માટે તને ખોદવામાં આવે ત્યારે ત્યારે તે તે વસ્તુઓ વધારે પ્રમાણમાં ઊગ્યા કરે અને અમારા દ્વારા તારા મર્મસ્થાન એવા હૃદયને નુકસાન ન થાય. અહીંસજીવારોપણ અલંકારનો સુંદર પ્રયોગ નોંધપાત્ર છે. पादस्पर्शम् क्षमस्व मे। એમ કહેવા પાછળ પણ આ જ ભાવના રહેલી છે. પૃથ્વી પ્રત્યે આવું મમત્વ ધરાવતા અથર્વા ઋષિએ ત્રીજા મંત્રમાં પૃથ્વીની વિશેષતાને ખૂબ જ સુંદર રીતે વ્યક્ત કરતાં કહ્યું છે કે અમારી પૃથ્વીમાં મહાસાગર, સાગર, નદીઓ, સરોવરો, તળાવ, કૂવા, નહેરો જેવાં જળ માટેનાં સાધનો છે. બધાં જ પ્રકારનાં અન્ન, ફળ, શાકભાજી અમારી માતૃભૂમિમાં ઉત્પન્ન થાય છે. અહીં બધાં પ્રાણીઓ સુખથી રહે છે. અહીં ઉદ્યમ કરનારાઓ સંપીને રહે છે. ઋષિએ એ પણ જણાવ્યું છે કે ગુણ, કર્મ અને સ્વભાવનો ભેદ હોવા છતાં અમારી ભૂમિમાં એકતાનો અને સંપનો ભાવ છે. આ ઋષિવાણી આપણી ભૂતકાલીન ભવ્યતાનો તો ખ્યાલ આપે જ છે પણ આપણા માટે એક આદર્શનો પણ સંકેત કરે છે. પ્રથમ મંત્રમાં ઋષિએ જણાવ્યું છે કે અમારી માતૃભૂમિ આવી ઉમદા છે તેનું કારણ સત્યનિષ્ઠા, ઉચિત બોધ, દક્ષતા, ક્ષાત્રતેજ, તપ, બ્રહ્મજ્ઞાન અને ત્યાગ તથા બલિદાનની ભાવના છે.

આ પૃથ્વી ઉપર વિહરતાં માનવો, પ્રાણીઓ વગેરેનો ખ્યાલ આપતાં કવિ અથર્વા જણાવે છે કે પૃથ્વી ઉપર પાંચ પ્રકારના માનવો રહે છે . ૧. વિદ્વાન, ૨. શૂરવીર, ૩. વેપારી, ૪. શિલ્પી, ૫. સેવક. (૧૫). પશુઓમાં મુખ્યત્વે ગાય અને અશ્વનો ઉલ્લેખ જોવા મળે છે. (૫). અશ્વો દ્વારા ચલાવાતા રથનો પણ ઉલ્લેખ કરીને ઋષિએ માનવોની મુસાફરી સુખદ બને એવી કામના વ્યક્ત કરી છે. (૪૭). પક્ષીઓમાં હંસ અને ગરુડનો ઉલ્લેખ છે. માનવ-જાતના કલ્યાણ માટે જીવન વ્યતીત કરનાર પરિવ્રાજકો અને ઉપદેશકો

પણ તે સમયે હતા એમ આપણને નવમા મંત્ર દ્વારા જાણવા મળે છે. અન્નતત્ર માનવજાતની સુખાકારી ઝંખતા ઋષિએ માનવોને પૂર્ણ આયુષ્ય પ્રાપ્ત થાય એવી ભાવના વ્યક્ત કરીને પૃથ્વી સ્થિર રહે એવી ભાવના મંત્ર સત્તરમામાં વ્યક્ત કરી છે. આ ભાવનાનો ઇશારો કદાચ ધરતીકંપ ન થાય એવી કામના વ્યક્ત કરવાનો હોઈ શકે. તે સમયે કરવામાં આવેલા બ્રહ્મયજ્ઞનો ઉલ્લેખ (૩૯)માં કરવામાં આવેલ છે અને ઘીની આહુતિઓ આપી બદલામાં સલામતી, સુખ, દુર્જનથી રક્ષણ આદિ સુખોની કામના કરવામાં આવી છે. આ કારણે માનવો પાસેથી શુદ્ધિની અપેક્ષા રાખી, શ્રેષ્ઠ પ્રકારની યજ્ઞીય પ્રવૃત્તિ થતી રહે એવી અપેક્ષા રાખવામાં આવી છે. (૧૩). યજ્ઞમાં પ્રમુખ સ્થાને રહેલા અગ્નિનું તત્ત્વ સર્વત્ર છે એમ જણાવી ઋષિ કહે છે કે જળમાં તે વીજળી રૂપે, પથ્થરોમાં તે ચકમક રૂપે, સજીવોમાં તે જઠરાગ્નિરૂપે રહેલ છે. (૧૯). દિવ્યલોકમાં તે સૂર્યરૂપે, અંતરિક્ષમાં તે પ્રકાશરૂપે રહેલ છે અને અગ્નિને પ્રકટ કરનાર માનવી છે (૨૦) એમ કહીને કદાચ ચકમક દ્વારા અગ્નિ પેટાવાતો હશે એ બાબતનું સૂચન ઋષિ કરે છે.

આ પૃથ્વી પ્રત્યેનો પૂજ્ય ભાવ વ્યક્ત કરી તે વંદનીય છે એમ વ્યક્ત કરતાં કવિ-ઋષિ કહે છે કે :

यस्यां वृक्षा, वानस्पत्या ध्रुवास्तिष्ठन्ति विश्वहा।<br>पृथिवीं विश्वधायसं धृतामच्छावदामसि॥२७॥

અર્થાત્ જે પૃથ્વી ઉપર વૃક્ષો અને વનસ્પતિઓ કાયમ સ્થિર રહે છે અને દવારૂપે માનવજાતની સેવા કરે છે એવી પૃથ્વીને અમે વંદન કરીએ છીએ.

આવી પૃથ્વી શત્રુઓના હાથમાં ન પડે એવી ભાવના સુંદર રીતે વ્યક્ત કરતાં ઋષિ કહે છે કે :

यस्यां गायन्ति नृत्यन्ति भूम्यां मर्त्या व्यैलबाः।<br>युध्यन्ते यस्यामाक्रन्दो यस्यां वदति दुन्दुभिः।<br>सा नो भूमिः प्रणुदतां सपत्नान्।<br>असपत्नं मा पृथिवी कृणोतु॥४१॥

અર્થાત્ જે પૃથ્વી ઉપર માનવો આનંદથી ગાય છે તથા નાચે છે, જેમાં માનવો બહાદુરીથી રાષ્ટ્રનું રક્ષણ કરે છે, જ્યાં શત્રુઓ રોક્કળ કરે છે, જ્યાં નગારાં વાગી રહ્યાં છે તે પૃથ્વી અમને શત્રુરહિત કરે. સાથે સાથે ઋષિ પૃથ્વીની સૌંદર્યસંપન્નતાને પણ અક્ષુણ્ણ રાખવા ઝંખે છે. (૪૩).

રોગરહિત તથા સદા વિજયી રહેવાની ઇચ્છા ધરાવનાર ઋષિ હિમાચ્છાદિત પર્વતો અને વન પણ સુરક્ષિત રહે એવી કામના વ્યક્ત કરી પર્યાવરણ પ્રત્યેનો પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે. (૧૧).

આમ એકંદરે જોતાં, પૃથ્વી પ્રત્યેની પોતાની ફરજ અને સુખી રહેવાની અપેક્ષા વ્યક્ત કરતા આ સૂક્તમાં ઋષિની વૈજ્ઞાનિક ક્ષેત્રે કેટલી જાણકારી હતી તેનો ખ્યાલ ૧૮મા મંત્રમાં અને ૩૭મા મંત્રમાં જોવા મળે છે. તેમાં કહેવામાં આવ્યું છે કે આ પૃથ્વી વેગપૂર્વક ફર્યા કરે છે અને કાયમ ગતિશીલ છે. પદાર્થ-વિજ્ઞાનીઓએ જ આ બાબતની જાણકારી મેળવી છે એમ જો કહેવાતું હોય તો અહીં ઋષિ હજારો વર્ષથી આ બાબતથી જાણકાર હતા તેનો પુરાવો પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત આ પૃથ્વીની માજણી સર્વપ્રથમ અશ્વિનો દ્વારા થઈ હતી એમ દસ્તાવેજી માહિતી પણ આ સૂક્તમાંથી મળે છે. (૧૦).

આ સૂક્તની એક ખાસ નોંધપાત્ર વીગત એ છે કે સમાજના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર પ્રકારના વિભાજનને બદલે પાંચ પ્રકારનું વિભાજન દર્શાવીને ઋષિએ સમાજને વધુ સારી રીતે કાર્યરત થતો દર્શાવ્યો છે. એ પાંચ પ્રકાર એટલે વિદ્વાન, શૂરવીર, વેપારી, શિલ્પી અને સેવક. જો આ પ્રકારનો અભિગમ પછીથી ટકી રહ્યો હોત તો કોઈ વર્ગને અન્યાય ન થયો હોત એમ માની શકાય.

આ સુંદર કાવ્યસર્જનમાં ઉપમા જેવા અલંકારનો પણ સુંદર પ્રયોગ જોવા મળે છે. (૧૦)

પૃથ્વી શેષનાગની ફેણ પર રહેલી છે કે ભગવાને વરાહ અવતાર લઈ પોતાના દંતૂશળથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો એવી પછી જોવા મળતી પૌરાણિક માન્યતાઓનો અહીં સર્વથા અભાવ વર્તાય છે.

સુંદર અભિવ્યક્તિ ધરાવતું આ સૂક્ત અથર્વવેદમાં એક નવી જ ભાત પાડનારું અને તેથી સદાય યાદ રહે તેવું છે.



# 'નવાં કલેવર ધરો મકરન્દા'

ચેતનાબહેન પાણેરી

તા. ૩૧-૧-૨૦૦૫ને રવિવારે વહેલી પ્રભાતે અલખને ઓટલે બિરાજતા સાંઈ મકરન્દનુ દેહાવસાન થયુ. અખિલના આરાધકે અનહદના પંથે પ્રયાણ આદર્યું અને અમો સૌ કવિ શ્રી મકરન્દ દવેના કાવ્યોનું અધ્યયન કરતાં-કરાવતાં તેની સમીપ પહોંચેલાં જાણે અમારી અંદર એમનો સાક્ષાત્કાર થયેલો અનુભવતા તમામે સ્વજન ગુમાવ્યાની વ્યથા અનુભવી.

*શ્રી મકરન્દભાઈ તરફના મારા લગાવનુ એક* કારણ મારી જન્મભૂમિ પણ ગોંડલ છે એ હશે! ખબર નહિ પરંતુ બહુ જ નાનપણથી મકરન્દભાઈ સાથે, એમના કાવ્યો સાથે મારો પરોક્ષ નાતો રહ્યો છે ગોંડલના શ્રી નાથાભાઈ જોષી, શ્રી મકરન્દભાઈ દવે અને મારા મામા શ્રી ગુણવંતભાઈ ઠાકર ત્રણે યોગી આત્માઓ આધ્યાત્મિક મિત્રો હતા. અને એ નાતે અમો સૌ કુટુંબીજનોને શ્રી મકરન્દભાઈ અને કુન્દનિકાબહેન તરફ, એમના સર્જન તરફ વિશેષ લગાવ રહ્યો છે. મકરન્દભાઈના અંગત આધ્યાત્મિક જીવનના અનેક ચમત્કારિક પ્રસગો પૂરી શ્રદ્ધાથી જાણ્યા-માણ્યા છે. પરંતુ અહીં એ કહેવાનો ઉપક્રમ નથી. શ્રી મકરન્દભાઈને સદેહે મળવાની તીવ્ર ઝંખના સાકાર ન થઈ તેથી તેમનાં જ કાવ્યો વડે તેમની સમીપ જઈ તેમના ચરણે શબ્દ-પુષ્પાંજલિ અર્પણ કરવાનો નમ્ર પ્રયાસ કરું છું.

કવિ શ્રી મકરન્દ દવે અનુગાંધીયુગનું પ્રતિનિધિત્વ કરતાં કવિ છે. તેમની કાવ્યધારા રવીન્દ્રનાથ ટાગોર, શ્રી અરવિંદ, કબીર, તુલસી વગેરે કવિઓની વિચારધારા ઉપરાત ઉપનિષદ્, યોગસાધના, અધ્યાત્મ, સાધના વગેરેથી રસેલી છે. જેમને કવિતા અનાયાસે આવીને વરે છે. એવા કવિ મકરન્દ 'અલગારી' એટલે છે કે એમને એમનાં કાવ્યો માટે કે પોતાના કવિ હોવા વિશે કોઈ આસક્તિ નથી. કાવ્યોના પ્રકાશન પરત્વે તેઓ હંમેશાં ઉદાસીન રહ્યા છે. માન-સન્માન, ઇનામ-અકરામ આ બધાંથી પણ તેઓ હંમેશાં દૂર રહ્યા છે.

અનહદની સાથે 'લાડકો નાતો' ધરાવતા કવિનાં આધ્યાત્મિક કાવ્યો ગુજરાતી કાવ્યસાહિત્યની મોંઘી મિરાત છે. 'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને' એ પંક્તિને ચરિતાર્થ કરતા કવિ મકરન્દ ખરા શૂરા, મરમી, સંત કવિ છે આધ્યાત્મિક કવિતા એ કવિની કવિતાનો વિશેષ અર્ક છે. કવિ પોતે 'ગોરજ'ની કવિતા વિશે લખતા કહે છે કે "હરિના આ નવલખ ગોધણની પાછળ હંમેશા વાગતી એની અશ્રુત બંસીનો એકાદ બોલ પણ આ સંગ્રહમાં ઝિલાયો હોય તો લખ્યું સાર્થક. હદને સીમાડે ઊડતી અનહદની એકાદ તેજરેણુ અહીં આપી શક્યો હોઉં તો . આપ્યું અકારથ નહીં માનું." કવિના અધ્યાત્મભાવના કાવ્યનો આસ્વાદ માણતાં લાગે છે કે 'હરિની હમેશાં વાગતી અશ્રુત બંસીનો એકાદ બોલ' કે 'હદને સીમાડે ઊડતી અનહદની એકાદ તેજરેણુ' ઝીલવાની અપેક્ષા રાખતા કવિએ હરિનો એકાદ બંસીબોલ કે એકાદ તેજરેણુ નહિ. ઘણી તેજરેણુ ઝીલી તેને અધ્યાત્મકવિતા તરીકે શબ્દબદ્ધ કરી છે. કવિનાં આવાં પ્રભાવક કાવ્યોનો, 'ગમતાનો ગુલાલ' કરી કવિને સાચા અર્થમા હૃદયથી શ્રદ્ધાંજલિ અર્પીએ.

૨૧મી સદી એ યંત્રોની સદી છે. યંત્રોની વચ્ચે ભીંસાતો, પીસાતો માનવી સંવેદનબધિર બન્યો છે. ભૌતિક સુખોની પાછળ વ્યર્થ દોડ લગાવતા માણસને કવિ કહે છે,

"ભીતરનો સૂર તારો સ્હેજે મળે તો ભલે
દુનિયાનો સૂર જાય દૂર."

ભાવ અને ભાવની અભિવ્યક્તિ પરત્વે કવિ શ્રી રવીન્દ્રનાથ ટાગોરનું સ્મરણ કરાવી જાય છે. ટાગોરની કવિતાની જેમ જ મકરન્દની કવિતાનો શબ્દ એની પ્રાણશુદ્ધિ, ચિત્તશુદ્ધિ માટે અવિરત ઝંખે છે. એમનું બહુ જ જાણીતું કાવ્ય 'અમે રે સૂકું રૂનું પૂમડું'આ વાતને પુષ્ટિ આપે છે.

"અમે રે ઊધઈ ખાધું ઈંધણું,
તમે ધગધગ ધૂણીના અંગાર;
પડે પડ પ્રજાળો વ્હાલા, વેગથી,
આપો અમને અગનના શણગાર;
આવો, રે આવો હો જીવણ, આમના."

કવિનો ભગવાન સાથેનો 'લાડકો નાતો' અને દુનિયા પ્રત્યે બેફિકરાઈ દર્શાવતી પંક્તિઓ જુઓ,

"તમસું રે મારો લાડકો નાતો
લાખો ભવનું લેણ રે,
દુનિયા ભવાં તાણે ભલે
નેહ ઝરે બે નેણ રે."

લોકો ભલે એને તોરી, તોફાની કે બટકબોલાં વેણ પાઠવતો ભકત ગણે પરંતુ કવિનો પ્રભુ સાથે જે લાડકો નાતો બંધાયો છે તેની અભિવ્યક્તિનું રૂપ નિરાળું છે. એમાં લગનીનો નાતો છે. પ્રભુની સામે ફેણ માંડીને બેઠેલા કવિના આત્મા ઈશ્વરના મધમીઠાં વેણ સાંભળીને ડોલવા લાગે છે.

ઈશ્વરની હયાતી પર કવિને અતૂટ શ્રદ્ધા છે. એ શ્રદ્ધા જ્યારે શબ્દસ્થ બની છે ત્યારે આવી સુંદર કૃતિ કવિ પાસેથી પ્રાપ્ત થાય છે.

"પગલું માંડું હું અવકાશમાં,
જોઉં નીચે હરિવરનો હાથ,
અજંપાની સદા સૂની કેડીએ,
ગાતો આવે અદીઠો સંગાથ,
જાગીને જોઉં તો કોઈ નથી એકલું."

અજ્ઞાનની ઊંઘમાંથી જાગેલા આત્માને જ આ અદીઠા સંગાથની પ્રતીતિ થાય. અધ્યાત્મના પૂર્ણ અનુભવથી કવિનો શબ્દ ઘડાયો છે. 'મીટર્યુંમાં વરસ્યો મોતીડે મધરોમધરો નેહ' અધ્યાત્મના આનંદને કવિ છૂપો રાખી શકતા નથી. બ્રહ્માનંદની પ્રાપ્તિ પછી, જીવણને જીતી લીધા બાદ જીવનમરણનો ડર રહેતો નથી. મકરન્દની કલમમાંથી જ આવી પંક્તિઓ નિષ્પન્ન થઈ શકે.

"મારો અનહદ સાથે નેહ!
મુંને મળ્યું ગગનમાં ગેહ."

* * *

"સતનાં મેલી રંગ સોગઠાં
ખેલું નિત ચોપાટ,
જીવણને જીતી લીધા મેં
જનમ જનમને ઘાટ,
ભેદ ન જાણે ભોળી દુનિયા
ખોટી ખડકે મેહ."

આવા જ અધ્યાત્માનુભવના આનંદને વર્ણવતી પંક્તિઓ જુઓ,

"સાંયાજી, કોઈ ઘટમાં ગહેકે ઘેરું,
બાવાજી, મુંને ચડે સમુંદર લેરું.
ચકર ચકર વંટોળ ચગ્યો જી
ઈ તો ચગ્યો ગગનગઢ ઘેરી,
નવલખ તારા ડૂબ્યા ડમરિયે ને
તરી રહી એક ડેરી
ઓહો સાંયાજી, મારું હેત વધે ને માંહી
સુંદર મૂરતિ હેરું."

મકરન્દની કવિતા એટલે શબ્દોની ઉપાસના અને ઉપાસનાના શબ્દો. પોતાને થયેલા અભિનવા આનંદનો ગુલાલ ઉડાડનાર કવિએ વેદનાને પણ ખૂબ નજીકથી પિછાણી છે, વિષાદઘેરી ગલીઓમાં યાત્રા કરી છે અને કશુંક શોધવા–પામવાની ઝંખનાનો તાપ વેઠ્યો છે. તેથી જ બધી જ વેદનાથી ઉપર ઊઠી પરમ તત્ત્વ સાથેના સંબંધનો સૂર 'અનહદ સાથે નેહ'નો સૂર એમની હૃદયવીણામાંથી ઊઠ્યા કરે છે. આખું જીવન સત્ય અને સૌન્દર્યની ઉપાસના, કરતા કવિનું હૃદય જીવનની અંતિમ ક્ષણે પણ 'સૌન્દર્યનું ગાણું' પોતાના મુખે હોય એમ ઇચ્છે છે અને તેથી જ કવિ પ્રાર્થે છે :

''આવતાં જેવું હતું
જતાંય એવું રાખજો!
ઉત્સવ તણું ટાણું સુખે ત્યારે હજો!
સૌન્દર્યનું ગાણું મુખે મારે હજો.''

આ સિવાય કવિ મકરન્દનાં કાવ્યોમાં સતત સંભળાતા સૂરમાનો એક સૂર એટલે નગરજીવન તરફના આક્રોશનો સૂર. દોઢિયા માટે દોડતા પ્રેત જેવા જીવોથી ખદબદતું કર્મરોગી શહેર એમના ભીતરને પીડયા કરે છે. ગામઠી જીવ શહેરી જીવનમાં રહેંસાય છે આથી જ ગ્રામ્ય જીવન તરફનો એમનો પક્ષપાત પણ કાવ્યોમાં વારંવાર ડોકાઈ આવે છે.

ગલીએ ગલીએ પાંસળી ભાગતા અટાબીટ મકાનુંથી વાજ આવી ગયેલા કવિનું રોમ રોમ કહે છે 'કયાંક જતાં રંઈ.'

''આભથી તારા રમતા આવે
મોગરા જેવી સેજ વચાળે,
સીમ તો સામી સાદ પાડે કે,
આવ દોડી આવ હરણફાળે,
ભીની રેતમાં નાનકી નદી
આપણા ભેળા પગલાં ભાળે
હડકાયા આ હાડ ભાળીને
હું તો આવી ગ્રઈ ગળા લગ.''

'મોટા શેર'ની મોહની તે શી ?' જયાં માત્ર નફાખોટનો જ વિચાર થાય છે ! એવા 'બત્તીઓના નગર'માં

''સોનાની તો સાંકડી ગલી, હેતુ અણતું હેત;
દોઢિયા માટે દોડતાં એમાં જીવતાં જોને પ્રેત !''

તેથી જ અહીંથી ભાગી છૂટવા કવિનું મન ઝંખે છે

''માનવી ભાળી અમથું અમથું
આપણું ફોરે વ્હાલ,
નોટ ને સિક્કા નાખ નદીમાં,
ધૂળિયે મારગ ચાલ.''

સામાજિક વિષમતાઓ સંદર્ભે કવિની વક્રવાણી કેવી ધારદાર અસર નિપજાવે છે !

''ઓહો ! મોટા શેઠ કો'ક દંન આવે
ને લાવે મીઠાઈનાં પડીકાં,
રોજ પસે માગે સે મારો આ નાનિયો
ને ખાવા પડે સે ઈને ઢીકા.''

* * * * *

''કસબી મારા હાથ, વણો એક દેરી,
ભગવી ધજા કળશ કોઈ સોનેરી,
મૂરત કયાં રે, મૂરત દેવતા કેરી ?
હાથ વણે પણ ટપકે નેણાં
હાય રે, હાય અકોણાં !
સાદડી વણતી જાઉં ને ભેળી
વણું સુખનાં સોણાં.''

શ્રી મકરન્દ દવેને કે એમની કવિતાને નજીકથી ઓળખનારા લોકો જાણે છે કે તેઓ સામાજિક-સાંસારિક પ્રવૃત્તિઓથી લગભગ અલિપ્ત રહ્યા છે અને દુનિયા જેને 'નકામ'ની પ્રવૃત્તિ ગણે છે એવી અધ્યાત્મસાધનામાં રત રહે છે. આને કારણે તેઓ જીવન વિશે, આત્મા-પરમાત્મા વિશે સતત ચિંતન કરતા રહ્યા છે. એનો પ્રતિઘોષ એમનાં કાવ્યોમાં સંભળાયા કરે છે. આવુ ચિંતનસભર કાવ્ય એટલે કવિનું બહુ જ લોકપ્રિય બની ગયેલું કાવ્ય 'ગમતાંનો કરીએ ગુલાલ'. સાહિત્યિક ગોષ્ઠિઓમાં, પરિસંવાદોમાં, કવિસંમેલનોમાં કે નાનીમોટી મહેફિલોમાં જયાં સુધી આ કાવ્યપંક્તિઓનો ઉલ્લેખ ન થાય ત્યાં સુધી જાણે એ સમારંભ અધૂરો જ લાગે. કાવ્યનો ઉપાડ જ કેવો ચિંતનસભર છે !

''ગમતું મળે તો અલ્યા, ગુંજે ન ભરીએ
ને ગમતાંનો કરીએ ગુલાલ.''

ગોપીની પ્રેમલક્ષણા ભક્તિમાં તરબોળ થયેલા કવિ આપણા હૃદયતંત્રને પ્રેમભક્તિમાં તલ્લીન કરે છે. 'મહી'ને બદલે 'માધવ' વેચતી ગોપીએ જે પ્રાપ્ત કર્યું છે તે કેવું અદ્દભુત છે !

''આવી મળ્યું તે દઈશ આંસુડે ધોઈને,
ઝાઝેરું જાળવ્યું તે વ્હેલેરું ખોઈને,
આજ પ્રાણ જાગે તો પૂછવું શું કોઈને ?

માધવ વેચંતી વ્રજનારીની સંગ તારા
રણકી ઊઠે કરતાલ !''

'તેન ત્યક્તેન ભૂંજીથા ।'ના ભાવ સુધી પહોંચતી કવિની અભિવ્યક્તિની સરળતા, ઋજુતાનો અહીં પરિચય મળે છે. આવા જ સરળ ભાવની સરળ અભિવ્યક્તિથી સતત લોકજીભે ચડતી રહેલી તેમની અન્ય ચિંતનસભર પંક્તિઓ જુઓ :

''કો'ક દિન ઈદ અને કો'ક દિન રોજા
ઊછળે ને પડે નીચે જિંદગીનાં મોજાં''

* * * * *

''દૂધ મળે વાટમાં કે મળે ઝેર·પીવા,
આપણા તો થીર બળે આતમાના દીવા.''

સુખ અને દુઃખને સ્થિતપ્રજ્ઞતાથી સ્વીકારી હસતાં-હસાવતાં જિંદગી જીવી જવાની વાત મકરન્દભાઈ જેવા 'અલગારી' કવિ જ કહી શકે ને !

જીવનની સિતારના બજવૈયાને એક ક્ષણ પણ ભૂલે તો એ મકરન્દ શાના ? કવિના સમગ્ર જીવન કવનના સારરૂપ ઉત્તમ પંક્તિઓથી સમાપન કરું...

''હરરોજ હજારો ગફલતમાં હું
ભૂલી જાઉં તને, પ્રીતમ !
ને એમ છતાં એવું શું છે
જે પ્રીતમ, તારે કાજ નથી?''

કવિને તો આ સહુ 'ગૂઢારથ' સંઘરીને જ જવું'તું ને છતાં 'ગુફતગો સરકી ગઝલમાં' ને ગુજરાતી સાહિત્યાકાશમાં તેમ ભાવકોના હૃદયાકાશમાં તેજલિસોટા પાથરતી ગઈ. આપણો ધર્મ, આપણાં પુરાણો पुनरपि गननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनं ।..માં શ્રદ્ધા ધરાવે છે. એ શ્રદ્ધા જ મને કહેવા પ્રેરે છે...

''ચૂર ચૂર થયો મકરન્દા,
નવાં કલેવર ધરો મકરન્દા.''



## ગઝલ

આપણે મળીએ નહીં એવું તો કંઈ હોતું હશે,
મન ઊભય કળીએ નહીં એવું તો કંઈ હોતું હશે !

હલબલે આખું ધરાતલ થાય છે હલચલ છતાં,
સ્હેજે સળવળીએ નહીં એવું તો કંઈ હોતું હશે !

કોઈ આલાપે ભજન ને કોઈ છેડે છે ગઝલ,
કાંઈ સાંભળીએ નહીં એવું તો કંઈ હોતું હશે !

સૂર્ય જેવા સૂર્યને પણ બંધનો છે કેટલાં ?
ઊગીએ-ઢળીએ નહીં એવું તો કંઈ હોતું હશે !

એ જ એની જિન્દગીની સાર્થકતા છે કદાચ,
આગમાં બળીએ નહીં એવું તો કંઈ હોતું હશે !

બીજ છે ''નાદાન'' તો અંકુરશે નક્કી કદી,
વૃક્ષ થઈ ફળીએ નહીં એવું તો કંઈ હોતું હશે !

– દિનેશ ડોંગરે 'નાદાન'

# અવનવાં રૂપોમાં તડકાના સૌંદર્યનું પ્રાગટ્ય

વિરંચિ ત્રિવેદી

**તડકો**

તડકો મારું સોનરેખં ફળિયુ, ગુલાલ લાલ.
છાપરીનું છેક છેલું નળિયું, ગુલાલ લાલ
તડકો મારે ટોડલે ચોઘડિયું, ગુલાલ લાલ.
સુખ દુઃખના જોડલે ઊઘડિયું, ગુલાલ લાલ.
તડકો મારુ તેજલીપ્યું તળિયું, ગુલાલ લાલ.
મધમીઠુ સોણલું સળવળિયું, ગુલાલ લાલ.
તડકો મારી આખમાં ઓકળિયું, ગુલાલ લાલ
વ્રજવ્હાલુ ગોંદરે ગોકુળિયુ, ગુલાલ લાલ.
તડકો મારી સાજસરી સળિયું, ગુલાલ લાલ
પરદેશી પાદડું પીગળિયું, ગુલાલ લાલ.
તડકો મારી વ્હાલપની વળિયું, ગુલાલ લાલ.
આખુંયે આભલું ઓગળિયુ, ગુલાલ લાલ.
તડકો મારી રંગભરી રેખ્યું, ગુલાલ લાલ.
આળખી ત્યાં અળપાઈ દેખ્યું, ગુલાલ લાલ.
તડકો મારું ફળફળતું ફળિયું, ગુલાલ લાલ.
રંગતના રોળમાં મેં રળિયું, ગુલાલ લાલ.

**– રામપ્રસાદ શુક્લ**

('સમય નજરાયો'માંથી)

ગુજરાતી કવિતામાં પરંપરા અને પ્રયોગશીલતા પરસ્પર સમાંતર ચાલ્યા જ કરે છે કૃતિને અર્વાચીન અને આધુનિકતાનો ઘાટ બક્ષી સુંદર કાવ્યકૃતિ લખવાની હિમાયત કરતા કવિને શબ્દ માટે ખૂબ નિષ્ઠા છે ત્રીસીના કેટલાક ગણનાપાત્ર કવિઓમાં રામપ્રસાદ શુક્લ તત્કાલીન કાવ્યકૃતિઓના મુકાબલે સત્ત્વશીલ રચનાઓના રચયિતા તરીકે છવાઈ જાય છે. રામપ્રસાદ શુક્લ આપણા એક સત્ત્વશીલ કવિ છે. ભાષા અને વિચારની પ્રૌઢિથી સજ્જ એમનાં કેટલાંક ઉત્તમ સૉનેટ પણ છે. તેઓ સૉનેટ-પરંપરાના આપણા અગ્રણી કવિ છે. વિચારોની ગંભીરતા અને વ્યક્તિની દૃષ્ટિએ રામપ્રસાદ શુક્લની કવિતા ગુંજતી રહેશે. 'બિન્દુ' તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ છે. 'સમય નજરાયો' તેમનું સંવર્ધિત સંપાદન છે.

પ્રસ્તુત પ્રકૃતિગીતમાં કવિ તડકાનાં એકાધિક રૂપો, જુદાં જુદા પ્રતીક, કલ્પન, તર્ક, સ્મરણ, અર્થ, અન્વય, સંદર્ભ, દૃષ્ટાંત અને અલંકારોથી રજૂ કરે છે કવિતાની ચમત્કૃતિ એ છે કે પંક્તિએ-પંક્તિએ કવિ આખે જોયેલો તડકો યથાવત્ વર્ણવતા નથી પરંતુ એમાં પોતાની કલ્પના અને અનુભૂતિને સાથે રાખી તડકાનું નિરૂપણ કરે છે. નિરૂપણમાં આવતું આ વૈવિધ્ય કાવ્યનો વૈભવ છે. સવારનો સોનેરી તડકો આખી શેરીને સોનરેખથી ચળકતી બનાવી દે છે શેરીનાં મકાનો અને પ્રત્યેક મકાનની ઉપર છાપરાં અને નળિયા પણ જાણે કે સોનાનાં બની ગયાં છે માટીનુ નળિયું સોનેરી થઈ ગયું એનું વિસ્મય કવિ પંક્તિમાં વ્યક્ત કરે છે. દરેક સવાર એક નવો સંદેશ અને સાથે સુખદુઃખના અણસાર લઈ આવે છે. કવિ સુખદુઃખને છૂટા પાડતાં જ નથી કારણ કે આમેય સુખમાંથી દુઃખ અને દુઃખમાંથી સુખ એકબીજામાથી ઓખરતા અને ઊભરાતા રહે છે. માટે કવિ એક સરસ કલ્પન મૂકે છે કે સુખ-દુઃખનું જોડલું લઈને વાગતાં ચોઘડિયાં જેવો તડકો લાગે છે. ઘનઘોર અંધારુ હોય અને પ્રકાશની તીવ્ર ઝંખના હોય તે સમયે સૂર્યનું દેખાતું પહેલું કિરણ જગતને અને આપણા ચિત્તને પણ આલોકિત તેમજ પ્રફુલ્લિત કરી દે છે ત્યારે તડકો આપણને મધમીઠો લાગે છે. સવારના ઊગતા સૂરજનો તડકો આપણી આંખોમાં અનેક આકાંક્ષાઓ જગાવે છે. કવિ એ અર્થમાં કહે છે કે "તડકો મારી આંખ્યમાં ઓકળિયું". તડકાનું રૂપ ક્ષણે-ક્ષણે અને પ્રહરે-પ્રહરે બદલાતું રહે છે. સવારના તડકાથી સાંજનો તડકો જુદો હોય છે. પશુઓનાં ગોધણ ગામને ગોંદરે ભેગાં થાય

એવી કોઈ સ્મૃતિ યાદ કરીને કવિ પશુધનને જોઈને "તડકો ગોકળિયું" કહે છે.

"તડકો મારી સાજસરી સળિયું, ગુલાલ લાલ.
પરદેશી પાંદડું પીગળિયું, ગુલાલ લાલ."

આ પંક્તિઓમાં કવિએ કરેલી ઉત્પ્રેક્ષા હૃદયંગમ છે. કવિની ઉત્પ્રેક્ષા પાછળ એક વાસ્તવિકતા લઈને આવતો તર્ક પણ છે. આ તર્કબદ્ધ થયેલી ઉત્પ્રેક્ષા પ્રતીતિકર લાગે છે. આ ધરતી પર જે જન્મ્યા નથી તે સૌ આ ધરતી માટે પરદેશી છે. કોઈ બીજા દેશથી આ ધરતી પર આવતો મુસાફર હોય તેના જેવો તડકો આકાશમાંથી આ ધરતી પર ઊતરી આવ્યો છે. એવા પ્રત્યેક પરદેશીને પાછો પોતાનો સ્વદેશ સાંભરે એ પાંદડે-પાંદડે પીગળતો લાગે તોપણ આકાશમાંથી ઊતરી આવતો હોવાથી કવિ તડકાને પરદેશી કહે છે. સમગ્ર કાવ્યનું ભાવવિશ્વ એવું લાગે છે કે તડકો કવિને રમાડે છે અને કવિ તડકાને રમાડે છે. આ બન્નેનું આંતરખેલન આ કાવ્યનું સૌંદર્ય છે. રમતો-રમાડતો તડકો કવિને ખૂબ વહાલો લાગે છે. જાણે કે આખું આકાશ ધીરે ધીરે ધરતી પર ઓગળતું જાય છે અને વિસ્તરતું જાય છે. તડકાએ કવિની આંખોને પોતાના રંગે રંગી નાંખી છે. ખૂબ નાજુક એવો તડકો કળપાઈ ન જાય એની ચિંતા કવિને છે. કવિએ તડકાના નાજુક નમણાં રૂપો નિરૂપ્યાં છે, તો કવિ ઉનાળાના બપોરના તડકાની પણ ઉપેક્ષા કરતા નથી કારણ કે બપોરમાં જ સલૂણી સંધ્યાની શકયતાઓ છે. સાંજનો તડકો વધારે સુંદર લાગે છે.

"તડકો મારું ફળફળતું ફળિયું, ગુલાલ લાલ.
રંગતના રેળમાં મેં રળિયું, ગુલાલ લાલ."

ઉપરોકત પંક્તિઓમાં ઉનાળાના તડકાથી ફળફળતા ફળિયાને સ્વીકારી કવિ એ જ ફળિયામાં સાંજનું સૌંદર્ય પણ સૂચવે છે. આશરે બારેક અવનવાં રૂપોને આપણે તડકાનાં સૌમ્ય અને ઉગ્ર ચિત્રોમાં વિભાગી શકીએ. પરંતુ કવિએ તડકાની રમણીયતા અને સુંદરતા પંક્તિએ પંક્તિએ મઢી છે. કવિ એમ પણ કહે છે કે "તડકો મારું તેજલીંપ્યું તળિયું", "મધમીઠું સોણલું સળવળિયું" - આવાં ઘણાં નાજુક અને સૂક્ષ્મ ચિત્રો પણ છે. કવિની આંખેથી તડકો જાણે ખસતો જ નથી. આંખમાં અને હૈયામાં ગમી ગયેલા અને રમી રહેલા તડકાના રંગે જ જાણે કવિ પણ રંગાઈ ગયા છે. રંગની વાત આવે એટલે ગુલાલ જ યાદ આવે. ગુલાલથી રંગાવું સૌને ગમે તેથી પંક્તિએ પંક્તિએ "ગુલાલ લાલ" કહીને કવિ રંગને ઘૂંટે છે. એની સાથે ભાવ પણ ઘૂંટાય છે. અને જેમ રંગ અને ભાવ ઘૂંટાતા જાય છે તેમ તેમ કાવ્યનું સૌંદર્ય પણ ઊભરતું જાય છે. કવિના ચિત્તને જાણે કે તડકાએ હરી લીધું છે. તેથી કવિ ચિત્રો બદલતા-બદલતાં ભલે અનેકવિધ ચિત્રો પ્રસ્તુત કરે પણ ધ્રુવપદમાં તો કવિ ગુલાલ રંગને જ ગોઠવે છે. પ્રતીકાત્મકતાની દૃષ્ટિએ એમ પણ કહી શકાય કે પ્રત્યેક પંક્તિને અંતે ગુલાલ લાલ લખીને કવિ પ્રકૃતિગીતની ગેયતા અને લય તો સાચવે જ છે. પણ દરેક પંક્તિએ વેરાતા ગુલાલમાં તડકાનાં બદલાતાં રૂપો કાવ્યને વૈભવ બક્ષે છે.

પંડિતયુગના કવિઓની કલમે સૃષ્ટિના વૈભવને જ વ્યક્ત કરતા વિષયોની હિમાયતની સામે અર્વાચીન કવિઓએ આ અણગમતા વિષયો અને કુદરતનાં અછૂત અને તિરસ્કૃત રૂપો પ્રત્યે કાવ્યોમાં મમતા અને સૌંદર્યદૃષ્ટિ બતાવી. એને પગલે આધુનિક કવિઓએ પણ એ સમ્યક દૃષ્ટિ કાવ્યોમાં અપનાવી. ગદ્યમાં કાકાસાહેબ કાલેલકરે 'તડકાનું કાવ્ય'માં 'દૂધની સેરે તડકો' વર્ણવ્યો. તો લાભશંકર ઠાકર, નલિન રાવળ, હસમુખ પાઠક, જયન્ત પાઠક આદિ કવિઓએ તડકાના નિરૂપણમાં મૌલિક અભિવ્યક્તિઓ આપી અને ગુજરાતી કવિતામાં ઓરમાયા બની રહેલા તિરસ્કૃત તડકાનું સૌંદર્ય જે અવનવાં રંગરૂપોમાં દર્શાવ્યું એમાં રામપ્રસાદ શુકલ નિરૂપિત 'તડકો' સાચે જ પોતાનું રૂપ લઈને કવિકલમે પોતાના અનેક રંગ પંક્તિએ-પંક્તિએ પાથરે છે. વિષયના નિરૂપણમાં સૂક્ષ્મતા, સુરેખતા, નાજુકતા, તાદૃશતા, સરળતા અને સચોટતા પ્રત્યેક ચિત્રને સુંદર આકાર સાથે અક્ષરમાં અવતારે છે. એ આ કાવ્યનું હીર છે.



ગુણવંત વ્યાસ

## 'ભૂંસાતાં ગ્રામચિત્રો' – એક અવલોકન

ગુજરાતી સાહિત્યમાં ઈશ્વર પેટલીકરનાં 'ગ્રામચિત્રો', દિગીશ મહેતાનાં સ્મૃતિચિત્રો 'દૂરના એ સૂર' અને જયંત પાઠકની શૈશવકથા 'વનાંચલ' નિબંધની એક નવી દિશાને ચીંધે છે. મણિલાલ હ. પટેલનુ 'ભૂંસાતા ગ્રામચિત્રો' આ દિશામાં એક નવું ઉમેરણ છે 'ભૂંસાતાં ગ્રામચિત્રો'માં કોઈને પેટલીકરનાં 'ગ્રામચિત્રો'નુ અનુસંધાન દેખાય, પરંતુ પેટલીકરમાં સવિશેષ વ્યક્તિચિત્રો છે. જ્યારે અહીં વ્યક્તિચિત્રો ખૂબ આછાં અને ઓછાં છે. સવિશેષ, અહીં સ્થળ-વિષયક ચિત્રો જોવા મળે છે. સંગ્રહનાં કુલ ત્રીસ ગ્રામચિત્રોમાંથી તેર સ્થળવિષયક; વૃક્ષ, પતંગિયું, વૈશાખ, વરસાદ, પંખી જેવાં પ્રકૃતિવિષયક; 'મેળો', 'ફુલેકુ', 'મામેરું અને સીમંત' જેવા પ્રસંગવિષયક; 'ભળભાંખળું' જેવું સમયવિષયક અને 'ઘર માથે મોત' જેવું મૃત્યુવિષયક એક-એક ગ્રામચિત્ર જોવા મળે છે.

'ભૂંસાતા ગ્રામચિત્રો'માં મુખ્યત્વે સર્જકનો વતન તરફનો રાગ અને ગામ તરફનો ઝુરાપો વ્યક્ત થયો છે. અહીં પ્રશ્ન એ થાય કે લેખકે ગામ તો ૧૯૭૦ પછી છોડયું, ત્યારે અઢી દાયકાને અંતે આ ઝુરાપો કેમ વ્યક્ત થયો ? સગ્રહના લગભગ તમામ નિબંધો ૧૯૯૫થી ૧૯૯૯ના ગાળામાં લખાયા છે. (માત્ર 'ભૂતના વારસદારો' અને 'કળિયું' અનુક્રમે ૧૯૮૭, ૧૯૮૮માં લખાય છે.) લેખક તેના કારણરૂપે દીકરીનાં આંતરજ્ઞાતીય લગ્ન અને તેના પરિણામસ્વરૂપ સમાજ તરફથી મળેલા પ્રતિસાદરૂપે નાતવટાને પ્રધાન ગણાવે છે. 'દેહ પડે પણ પતરાળી ન પડે' એવા જ્ઞાતિના રિવાજે લાંબો સમય વતનમાં જવાનું ન થતાં લેખકનો વતનરાગ તીવ્રતા ધારણ કરે છે. લેખકના મનોજગતમાં શૈશવની સ્મૃતિઓ જાગ્રત થાય છે અને તેમાંથી ઊપજતી તીવ્ર અતીતઝંખના સર્જક પાસે 'ભૂંસાતાં ગ્રામચિત્રો' લખાવે છે.

એકવીસમી સદીના પરોઢે પ્રગટ થતાં, સંક્રાંતિકાળની કથારૂપ આ ગ્રામચિત્રોના આ સંગ્રહનું શીર્ષક પણ સૂચક છે. 'ભૂંસાતાં ગ્રામચિત્રો'માંનું કૃદંત ચાલુ વર્તમાનકાળની ક્રિયાને નિર્દેશે છે. એ ભૂંસાઈ જાય એ પહેલાં સર્જક તેને ફરી જીવી લઈ, સ્મૃતિરૂપે અંકિત થયેલાં એ સ્મરણોને શબ્દરૂપે સજીવ કરવા ઇચ્છે છે. પરિવર્તનના ફૂંકાતા પવનમાં બધું બદલાઈ જાય એ પહેલાં પોતાના માનસની મહામૂડી સમાં આ ચિત્રોને અક્ષરદેહ આપી દેવા ઝંખે છે. આ ગ્રામચિત્રો ભૂંસાવાની વેદના લેખકના આંતરમનને વમળે ચડાવે છે. લેખકના ભાવવિશ્વમાં એ દશ્યો સતત ઘૂંટાય છે. અંતે તે શબ્દના વાઘા પહેરી પ્રગટે છે. આમ, 'ભૂંસાતાં ગ્રામચિત્રો' લેખકના મનોજગતમાં સતત ઘૂંટાતાં રહેતાં હોઈ, મારી દષ્ટિએ તો એ લેખકના આંતરમનમાં ઘૂંટાતાં ગ્રામચિત્રો છે.

પ્રસ્તાવનામાં લેખકે આ કૃતિમાંનાં સંવેદનોને 'કશા શણગારો કર્યા વિના'નાં કહ્યાં છે. કદાચ તેનું આ મૂળ રૂપ જ તેની સફળતાના પાયામાં રહેલું છે. સહજતા જ સુંદરતાનું રૂપ ધરે તે વધુ ન્યાય્ય છે. શબ્દો કે વિચારોની ગોઠવણી ક્યારેક કૃત્રિમતા તરફ ખેંચી જાય. અહીં એ જોખમ ટળ્યું છે. શણગાર કર્યા વિનાનાં આ સંવેદનો તેની સ્વાભાવિકતાને કારણે ભાવકમાં પણ સમસંવેદન જન્માવી શક્યાં છે. વિ-ગતની વિગત ભાવકને પણ ભૂતકાળનાં મીઠાં સ્મરણોમાં ખેંચી જઈ સમ-વેદનાની અનુભૂતિ કરાવે છે. એકવીસમી સદીમાં એક વસમી વેદનાને આલેખતા લેખકને માટે આ વેદના જ વરદાનરૂપે પુસ્તકાકારે ઊતરી આવી જણાય છે. લેખકનું માનવું છે કે વેદના માધુર્ય પણ આપે છે.

સંગ્રહમાં સ્થળવિષયક સ્મૃતિચિત્રો આપતા લેખક 'પડસાળ', 'ચોતરો', 'પાદર', 'આરો-ઓવારો', 'ખળું', 'નેળિયું', 'શેઢો', 'ધરુવાડિયું' જેવાં ભૂંસાવાને

આરે આવીને ઊભાં સ્થળોનો પરિચય જ માત્ર નહીં, તેની સાથેનો પોતાનો નાળસંબંધ પણ જોડી આપે છે. નવી પેઢીને નવા લાગતા આ જૂના શબ્દો/સ્થળો વિશે લેખક નિબંધના પ્રારંભે જ પરિચય આપી દઈ, એ સ્થળ સાથેના પોતાના અનુબંધોને સ્મૃતિઓ દ્વારા ઘૂંટતા જાય છે. ઘૂંટાઈને તૈયાર થયેલા એ રસપ્રવાહમાં પછી તો ભાવક પણ તણાતો જાય છે. નિબંધને ઓતપ્રોત થઈ ઊઠતો વાચક લેખકની સાથે સાથે જ ભૂંસાતાં જતાં એ ગ્રામચિત્રોને પોતીકાં ગણી, તેને ગુમાવ્યાની વેદના અનુભવે છે - સર્જકની એ સફળતા છે.

લેખકે વતનની વાત વતનની ભાષામાં જ કહેવા ધારી છે. આથી ભૂંસાતાં ગ્રામચિત્રોની સાથેસાથે ભૂંસાતી ભાષા/બોલીનું ચિત્ર પણ સુપેરે ઉઠાવ પામી શક્યું છે. મોઢ, બથવાટી, કળિયા, ગોળિયા, ખોડીવારું, છાંછાબારું, ભાસરિયા, મોદો, કૂંધવાં જેવા ઘણા શબ્દો વાચક માટે નવા છે. લેખકે લગભગ તો આવા શબ્દોનો પરિચય આપવા પ્રયત્ન કર્યો છે, કેટલાક સંદર્ભોને આધારે ઉકેલી શકાય છે. બહુ ઓછા શબ્દો એવા છે કે જેને માટે કદાચ કોઈને જોડણીકોશની મદદ લેવી પડે. આમ છતાં, કૃષિ કે ગ્રામીણ શબ્દોનું બળ જ નિબંધનાં વિચારો ને વેદનાને સચોટતા બક્ષે છે. જે-તે સ્થળ, પ્રદેશ કે પાત્રની સ્વાભાવિકતાને ઉઠાવ આપવા ભાષા દ્વારા અનુરૂપ વાતાવરણ રચાયું છે. આ ભાષા જ નિબંધોની આગવી ઓળખ બની રહે છે. તળપદા શબ્દોની સાથે સાથે ડિગ્રી, ટ્રૅક્ટર, મોટરબાઇક, શેડ્ઝ, થ્રેસર, પ્રાયવસી, ફ્લૅટ્સ, એપાર્ટમેન્ટ, પાર્ટી, સ્ટેટસ સિમ્બોલ, નેટ, સ્લેટ, પ્લેફૂલ, ચેનલાઇઝ, ચોઈસ જેવા અંગ્રેજી શબ્દો ક્યારેક 'જૂના' પર 'નવા'ની ચડાઈને તીવ્રપણે આલેખે છે તો ક્યાંક એ ખૂંચે પણ છે. જેમકે ''ગામ ચાંદનીમાં 'ફ્રીઝ' થઈ જાય'' (પૃ. ૨૪), ''શિક્ષણમાં બધું 'નિયમો પ્રમાણે ભયાનક' બનાવ્યા વિના કેટલુંક 'પ્લેફૂલ' હોવું-રાખવું જોઈએ'' (પૃ. ૫૬), ''નવી પેઢીને .... ખોટી દિશામાં 'ચૅનલાઇઝ' કરી દે છે'' (પૃ. ૧૧૦) - વગેરે સાત્ત્વિક મિષ્ટાન્નમાં કાંકરી સમું લાગે છે. જોકે, અંગ્રેજી Callનો તળપદા 'કોલ' (વચન) સાથેનો સંબંધ (પૃ. ૮૬) બે અંતિમો વચ્ચેનું અનુસંધાન બની રહે છે.

આગવું ગદ્ય એ મણિલાલ પટેલનો સર્જનવિશેષ છે. અલગ-અલગ નિબંધોના ગદ્યમાં સધાતો આરોહ-અવરોહ અને તળપદો રણકો લેખકના સર્જક ગદ્યનું ઊજળું પાસું છે. લેખક કવિ પણ ખરા. આથી અનેકાધિક જગ્યાએ કવિતાનો પાસ ગદ્યને પણ લાગ્યો છે. 'નરવો સૂર્યોદય', 'ડુંગરા જેવડું ઘર', 'નીચે દડતો તડકો', 'ઘેર આવતી સીમ', 'જાગતાં ગાડાં', 'ચત્તોપાટ પડેલો ઉનાળો', ફળિયું ચણ્યાં કરતાં કૂબતરો, ઘાંઘું થતું ફળિયું, ઘર સુધી ઊગી આવતું ઘાસ, પૂનમની ચાંદનીમાં પલળતું પાદર, ઉઘાડા પડી ગયેલા ડુંગર, વહાલનો પર્યાય બનીને ગામને વીંટળાઈ વળેલી સીમ, ઓળખનાં ઉખાણાં પૂછતાં પંખીઓ, સીમનો ચહેરો પહેરી લેતું ચોમાસું, શરમથી લીલોછમ થઈ જતો શેઢો, પડાવને પ્રેમ કરતો માણસ વગેરે શબ્દપ્રયોગોમાં તાજગી અનુભવાય છે. અરૂઢ એવા અલંકારો પણ નિબંધના સૌંદર્યમાં વધારો કરે છે. સોનારૂપાની બંગડી જેવું રણકયા કરતું ગામ, ઢોળાયેલી કઢી જેવો તડકો, દેવની બંગડી જેવી ધગધગતી પૈડાંની વાટ, તાજા ઘી જેવી ચૈત્ર-વૈશાખની ચાંદની, સ્થિતપ્રજ્ઞ જેવો કૂવો, વિધવા જેવી નિશાળ, મે-જૂનના તડકા જેવાં પીળાં રાયણાં, માના દૂધ જેવી એની મધુરપ, કાચી વયની છોકરીના સાથ જેવો મરવાનો સ્વાદ, મુક્તિ પામેલી પ્રસૂતા જેવી શરદની સીમ, નાડાછડી જેવી ભાભી, અનાસક્ત યોગી જેવો શેઢો, કુંવારકા જેવું ધરુવાડિયું, હેવાતન વિનાની નારી જેવી વૃક્ષ વગરની સીમ, માસીના સ્વભાવ શી કોપરા જેવી છાશ, તેના પુત્રવધૂના સ્મિત જેવું માખણ, પૂનમના ચાંદા જેવા રોટલા વગેરેમાં ઉપમાની, તો ચૉરો ગામનું જાણે કે રેડિયો સ્ટેશન, ચોતરો જાણે મલકનું સમાચાર-પત્ર, સાંજસવાર ચૉરો ગામનું જાણે કે ટી.વી. સ્ટેશન, કૂવાનો આરો જાણે કોર્ટ-કચેરી, આરા-ઓવારા જાણે કેળવણીનાં-અભિવ્યક્તિનાં કેન્દ્રો, દાણા જાણે પારિજાતનાં ફૂલ

વગેરેમાં ઉત્પ્રેક્ષાની તાજપ છે. દ્વિરુક્ત/રવાનુકારી શબ્દો ઉપરાંત સાખે-શાખે, ડેરી-દેરી, ચાસ-ઘાસ-વાસ, ઓરા-તોરા, તોલે-મોલે, દમ-ગમ જેવા પ્રાસ પણ કૃતિની સમૃદ્ધિ બની રહે છે. એકકાન થવું, મણનો છશેર થવો, સૂકી-લીલી જોવી, તડકીછાંયડી જોવી, બાંધી મૂઠી લાખની, નવી કેડી પાડવી જેવા રૂઢિપ્રયોગો અને એવી જ બીજી કહેવતો ભાવને અભિવ્યક્ત કરવાના સબળ માધ્યમરૂપે ખપમાં લેવાઈ છે. વર્ણન અને કથનની દૃષ્ટિએ પણ સર્જકનું ગદ્ય તેમના વ્યક્તિત્વની મુદ્રા ધારણ કરે છે

'ભૂંસાતાં ગ્રામચિત્રો' એ મુખ્યત્વે લેખકની સ્મૃતિમા જડાયેલાં કેટલાક ભૂંસાતાં સ્થળ કે ક્ષણ વિષયક નિબંધોનો સંગ્રહ છે આથી અહીં સ્વતંત્ર વ્યક્તિચિત્રો મળતા નથી. આમ છતાં, સ્થળ કે ઘટના સાથે સંકળાયેલી કેટલીક ન ભૂંસી કે ભૂલી શકાય તેવી વ્યક્તિઓના ઉલ્લેખો અહીં અ-નિવાર્યપણે આવ્યા છે. આવાં પાત્રોમાં લવારિયો, લાવો ઘાંચજો, ભલાદાદા, જેલાદાદા, ભગાકાકા, ઠાકોર, રાવજી માસ્તર, ધનાકાકા, ભૂલાભાઈ અને નારણને ગણી શકાય તેઓનાં રેખાચિત્રમાં લેખકે દાખવેલો સંયમ કૃતિના ઉદ્દેશને બીજી દિશામાં ફંટાતો રોકી શક્યો છે સ્થળ સાથેના પોતાના અનુબંધને દર્શાવતા લેખકને ક્યારેક પ્રસિદ્ધ કવિની જાણીતી કાવ્યપંક્તિઓનું સ્મરણ થઈ આવે છે ત્યારે એ એટલી જ સહજતાથી જે-તે કવિ કે તેની કવિતાની પંક્તિઓને ટાંકી આપે છે. આ કવિઓમા જયંત પાઠક, અનિલ જોશી, રમણીક અરાલવાળા, રાવજી પટેલ, ઉમાશંકર જોશી, સુંદરમ્, માધવ રામાનુજ, દલપતરામ વગેરે યથાસ્થાને ગવાયા છે, અનુભવાયા છે; તો ગુલામ મોહમ્મદ શેખ અને ભૂપેન ખખ્ખરનાં ચિત્રોનો પણ સાક્ષાત્કાર કરાવ્યો છે. પન્નાલાલના કાનો અને જીવી, રાજુ અને કાળુ તો અનેક વાર દેખા દે છે લેખકે આ બધા સંદર્ભો દ્વારા જીવતા અને જીવાતા સાહિત્યનો સંસ્પર્શ કરાવ્યો છે.

'શેઢો' સંગ્રહનો ઉત્તમ નિબંધ છે સર્જકનું કવિત્વ અહીં પૂર્ણ કળાએ વિકસ્યું છે. શેઢાનાં અવનવાં રૂપો અહીં ખીલ્યાં છે, તેમ ખૂલ્યાં છે. ક્ષણે-ક્ષણે પમાતો અને પમરતો શેઢો પોતીકા અદકેરા મૂલ્ય સાથે ઊભરી આવે છે. 'પંખીલોક' પક્ષીજગતનો ઊર્મિલતાથી પરિચય કરાવે છે, તો 'સ્વજન તરુવરો'માં વૃક્ષ સાથેનો લેખકનો ગાઢ નાતો પ્રગટ્યો છે. 'ફળિયું' કેટકેટલા નવા અર્થસંદર્ભો સાથે અવતર્યું છે ! ઘાંઘું થતું ફળિયું, કાળામેશ મેઘ જેવું ફળિયું, ગાણાં ગાતું ફળિયું, સાવ સૂનમૂન ફળિયું, માંદી ગાયની આંખ જેવું ફળિયુ, કેસરિયાળા સાફા સાથે જતું ફળિયું, વેઠાતું ફળિયું, ઘરડું ફળિયું, ઊઠી ગયેલું ફળિયું, તૂટતું ફળિયું - વગેરે અવનવા, તાજા વરસાદના પહેલા છાંટા જેવા સર્જકના મનમાં ફૂટતા ભાવકલ્પનો ફળિયાની ઓળખને ઉજાગર કરે છે. 'ભૂતના વારસદારો' કોઈ અગોચર વિશ્વની રોમાંચક સફર કરાવે છે. તેમાં થયેલો બોલીનો પ્રયોગ, કદાચ વિષયાનુરૂપ વાતાવરણ સર્જવા ખપમાં લેવાયો હોય. એકમાત્ર આ જ નિબંધમાં કથક તરીકે સર્જક પોતે ન રહી દલપત નામના ગ્રામીણ પાત્રને મૂકી આપી, તેમને મુખે કથા કહેવાની પ્રયુક્તિ પ્રયોજી છે; જે દ્વારા કૃતિને ટીકામાંથી ઉગારી લીધી છે. 'ઘર માથે મોત'માં મૃત્યુનો નિકટથી પરિચય કરાવતા લેખકે પોતાની નજર સામે મૃત્યુના મુખમાં ધકેલાઈ જતા સ્વજનની, સ્વજનના કુટુંબીજનોની અને એ દ્વારા પોતાની વેદનાને વાચા આપી છે. આંખોનો ખૂણો ભીનો કરાવી શકે તે પ્રકારનું આ સર્જન છે. 'બરોબરીનાં રૈયે' તથા 'લગ્નગીતો અને ફટાણાં'માં લેખકે સમયની સાથે ભુલાતાં જતાં લગ્નગીતો અને ફટાણાં દ્વારા જે-તે સમાજના રીતરિવાજો અને હર્ષોલ્લાસને વણી લીધા છે. લગ્નગીતો ઉપરાંત અહીં પ્રસંગો, વાર અને તહેવારનાં ગીતો છે, ઋતુ અને ખેતીવિષયક ગીતો છે, બાળકવિતા તેમ કિશોરવયની કવિતા પણ છે, ભજનની પંક્તિ અને પ્રાર્થના છે. મામેરાનાં ગીતો તેમ સીમંતનાં ગીતો પણ છે. લગ્નગીતોમાંયે પાટબેસણું, ગણેશબેસણું, મંડપરોપણ

વગેરે વૈવિધ્ય છે. સુધરેલો સમાજ જેને 'અભદ્ર ભાષા' કહે, કંઈક તેવી ફટાણાંમાં આવતી ગાળો, નિંદા, તિરસ્કાર કે ઘૃણામાંથી જન્મતી નથી, પણ હર્ષ કે આનંદના એ ઉદ્ગારો છે એ એની વિશેષતા છે. 'હું તો કહું સું કે મરો, કોઈ ના મરે તન્ધાડે (તે દા'ડે) મરો' - જેવી આશીર્વાદ ભરી ગાળો પણ અહીં છે.

સમયની ઓળખ સેકન્ડ કે મિનિટથી નહીં, માપથી થતી સાંભળી છે ? - 'અગિયારમાં એક વેંત બાકી' કે 'પાંચમાં એક હાથની વાર' (૧૪૫) જેવા સમયનું માપન અહીં કેટલી તાજપ અને નવીનતા સાથે વ્યક્ત થયું છે. એવી જ તાજપ સર્જક દ્વારા સર્જતા નવા-નવા શબ્દપ્રયોગોની છે. આ પહેલાંય લેખકે 'માટીવટો' કે 'વૃક્ષાલોક' જેવા શબ્દો સર્જ્યા જ છે. નર્મદે 'દેશાભિમાન' અને ગાંધીજીએ 'સત્યાગ્રહ' જેવા શબ્દો આપ્યા. મણિલાલ પણ આવા અવનવા, તાજગીપૂર્ણ શબ્દો સર્જે છે. અંધકોપ, અવાજયુદ્ધ, નાગાનટ, તડકામહોર, કલાસ-ટીચર-ઇન-લૉ જેવા શબ્દોની તાજગી સ્પર્શી જાય તેવી છે.

ગામડાની ઉજળી બાજુને આલેખતા લેખક વામણા રાજકારણ કે કડવા સત્યને નિરૂપતાં પણ ખચકાતા નથી. આનો ઉત્તમ નમૂનો 'ચોતરો' નિબંધમાં ગામડાને ચોતરે મળતી નાનકડી પંચાયત છે. ન્યાયમાં પણ પક્ષપાત એ શહેરનું જ નહીં, ગામડાનું પણ એક વરવું દૂષણ છે એ અહીં પ્રગટ થયું છે. આ ઉપરાંત, માસ્તરોની મરજી મુજબ ચાલતી શાળાનું આલેખન કે કદીય ખેતર-સીમમાં ન જતી ચરોતરના પાટીદારોની વહુ-દીકરીઓની સુંવાળપનું નિરૂપણ, અંધારે કોઈની વહુવારુ પાછળ લોટો ઢોળવા નીકળતો હરાયો તલાટી કે નાતરિયા ન્યાતમાં લાકડે માંકડું વળગાવી દેવામાં નિપુણ એવા ભાંગજડિયા આગેવાનોનું ચિત્રણ અને સહેતુક પહેલાંના બ્રાહ્મણોની સામે હાલના 'ગોર મહારાજો' તથા ઉજળી વર્ણ નહીં પણ 'કહેવાતી ઉજળી વર્ણ'ના ઉલ્લેખોમાં રહેલો કટાક્ષ - વરવા વાસ્તવને આલેખે છે.

એક વિગતદોષ જોઈએ તો, લેખકે ધાર્મિક વિધિમાં ભાભીને ભાઈની ડાબે પડખે બેઠાં દર્શાવ્યાં છે. (પૃ. ૧૧૩). સ્ત્રી પુરુષનું ડાબું અંગ છે એ વાત સાચી, પણ આ સ્થાન માત્ર શૈયામાં જ હોય છે. ધાર્મિક વિધિમાં એ હંમેશાં પુરુષની જમણી બાજુ બેસે છે એ બ્રાહ્મણ હોવાના નાતે મારે દર્શાવવું પડે. આવી જ એક ભૂલ - સરતચૂકથી કે છાપભૂલથી થઈ જવા પામી છે ! 'બરોબરીનાં રૈયે'ને બદલે 'બરોબરી નાં રૈયે' છપાતાં 'ના' એ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ન રહેતાં નિષેધવાચક બની જાય છે; જે અન્-અર્થ ઊભો કરે. સીમનાં વૃક્ષોને નહેરનાં પાણી લાગ્યાનો કે વૃક્ષમાં 'લાકડું' જોવાની માનવીય વૃત્તિનો ઉલ્લેખ એકાધિક વાર થયો છે. વિશેષણો પણ ઘણે સ્થળે બેવડાયાં છે. ખેતર કે જંગલમાંથી પસાર થતી કેડીની 'સેંથી' સાથે સરખામણી પણ બે-એક વાર થઈ છે. આ 'સેંથી' ઉમાશંકરની 'પેલી કેડી પરે લલિત વનદેવીસેંથા સમો ઝગમગે' - જેવી પંક્તિનું સ્મરણ પણ જગાવી જાય છે. લેખક પુનરાવર્તનદોષ ટાળી શકયા હોત. 'ગામ' નિબંધમાં પ્રારંભથી ખૂલતું ને ખીલતું ગામ અંતમાં જુદાં-જુદાં ગામોની અપાતી ઓળખમાં ચહેરાઈ જતું અનુભવાય. આમ છતાં, આવી નાની-નાની ક્ષતિઓ ભૂલી/ભૂંસી શકાય તેવી છે. અંતે વધે છે તે લેખકની સર્જકતા છે. 'વ્યતીત તો મારો માહ્યલો આધાર છે.' (પૃ. ૩૪) કહેતા લેખકે વ્યતીતને અહીં માત્ર વગોવ્યો જ નથી, તેનાથી વિખૂટા પડયાની વેદનાને શ્વાસેશ્વાસે વણી પણ છે. એનું વળગણ ન માત્ર સર્જકને જ, વાંચ્યા બાદ વાચકને પણ થતું અનુભવાય છે. કાળ જ જ્યાં નિર્દય હોય ત્યાં ભૂંસાતાં આ ગ્રામચિત્રોને સર્જક પણ કઈ રીતે 'ભૂંસાતાં' બચાવી શકે ! છતાં, સ્મરણોને સહારે શબ્દોની સહાયથી તેને અ-ક્ષર તો જરૂર બનાવી શકયા છે, અને એ જ, કૃતિની જેમ, સર્જકની સફળતા છે.



વર્ગમાં ઉત્પ્રેક્ષાની તાજપ છે. દ્વિરુક્ત/રવાનુકારી શબ્દો ઉપરાંત સાખે-શાખે, ડેરી-દેરી, ચાસ-ઘાસ-વાસ, ઓરા-તોરા, તોલે-મોલે, દમ-ગમ જેવા પ્રાસ પણ કૃતિની સમૃદ્ધિ બની રહે છે. એકકાન થવું, મણનો છશેર થવો, સૂકી-લીલી જોવી, તડકીછાંયડી જોવી, બાંધી મૂઠી લાખની, નવી કેડી પાડવી જેવા રૂઢિપ્રયોગો અને એવી જ બીજી કહેવતો ભાવને અભિવ્યક્ત કરવાના સબળ માધ્યમરૂપે ખપમાં લેવાઈ છે. વર્ણન અને કથનની દૃષ્ટિએ પણ સર્જકનું ગદ્ય તેમના વ્યક્તિત્વની મુદ્રા ધારણ કરે છે

'ભૂસાતાં ગ્રામચિત્રો' એ મુખ્યત્વે લેખકની સ્મૃતિમાં જડાયેલાં કેટલાક ભૂસાતાં સ્થળ કે ક્ષણ વિષયક નિબંધોનો સંગ્રહ છે આથી અહીં સ્વતંત્ર વ્યક્તિચિત્રો મળતાં નથી. આમ છતાં, સ્થળ કે ઘટના સાથે સંકળાયેલી કેટલીક ન ભૂંસી કે ભૂલી શકાય તેવી વ્યક્તિઓના ઉલ્લેખો અહીં અનિવાર્યપણે આવ્યા છે. આવાં પાત્રોમાં લવારિયો, લાલો ઘાંયજો, ભલાદાદા, જેલાદાદા, ભગાકાકા, ઠાકોર, રાયજી માસ્તર, ધનાકાકા, ભૂલાભાઈ અને નારણને ગણી શકાય તેઓનાં રેખાચિત્રમાં લેખકે દાખવેલો સંયમ કૃતિના ઉદ્દેશને બીજી દિશામાં ફંટાતો રોકી શક્યો છે. સ્થળ સાથેના પોતાના અનુબંધને દર્શાવતા લેખકને ક્યારેક પ્રસિદ્ધ કવિની જાણીતી કાવ્યપંક્તિઓનું સ્મરણ થઈ આવે છે ત્યારે એ એટલી જ સહજતાથી જે-તે કવિ કે તેની કવિતાની પંક્તિઓને ટાંકી આપે છે. આ કવિઓમાં જયંત પાઠક, અનિલ જોશી, મણીક અરાલવાળા, રાવજી પટેલ, ઉમાશંકર જોશી, સુંદરમ્, માધવ રામાનુજ, દલપતરામ વગેરે યથાસ્થાને ગવાયા છે, અનુભવાયા છે; તો ગુલામ મોહમ્મદ શેખ અને ભૂપેન ખખ્ખરનાં ચિત્રોનો પણ સાક્ષાત્કાર કરાવ્યો છે. પન્નાલાલના કાનો અને જીવી, રાજુ અને કાળુ તો અનેક વાર દેખા દે છે. લેખકે આ બધા સંદર્ભો દ્વારા જીવતા અને જીવાતા સાહિત્યનો સંસ્પર્શ કરાવ્યો છે.

'શેઢો' સંગ્રહનો ઉત્તમ નિબંધ છે. સર્જકનું કવિત્વ અહીં પૂર્ણ કળાએ વિકસ્યું છે. શેઢાનાં અવનવાં રૂપો અહીં ખીલ્યાં છે, તેમ ખૂલ્યાં છે. ક્ષણે-ક્ષણે પમાતો અને પમરતો શેઢો પોતીકા અદકેરા મૂલ્ય સાથે ઊભરી આવે છે. 'પંખીલોક' પક્ષીજગતનો ઊર્મિલતાથી પરિચય કરાવે છે, તો 'સ્વજન તરુવરો'માં વૃક્ષ સાથેનો લેખકનો ગાઢ નાતો પ્રગટ્યો છે. 'ફળિયું' કેટકેટલા નવા અર્થસંદર્ભો સાથે અવતર્યું છે ! ઘાંયું થતું ફળિયું, કાળામેશ મેઘ જેવુ ફળિયું, ગાણાં ગાતું ફળિયું, સાવ સૂનમૂન ફળિયું, માંદી ગાયની આંખ જેવું ફળિયુ, કેસરિયાળા સાકા સાથે જતું ફળિયું, વેઢાતું ફળિયું, ઘરડું ફળિયુ, ઊંઢી ગયેલું ફળિયું, તૂટતું ફળિયું - વગેરે અવનવા, તાજા વરસાદના પહેલા છાંટા જેવાં સર્જકના મનમાં ફૂટતાં ભાવકલ્પનો ફળિયાની ઓળખને ઉજાગર કરે છે 'ભૂતના વારસદારો' કોઈ અગોચર વિશ્વની રોમાંચક સફર કરાવે છે. તેમાં થયેલો બોલીનો પ્રયોગ, કદાચ વિષયાનુરૂપ વાતાવરણ સર્જવા ખપમાં લેવાયો હોય. એકમાત્ર આ જ નિબંધમાં કથક તરીકે સર્જક પોતે ન રહી દલપત નામના ગ્રામીણ પાત્રને મૂકી આપી, તેમને મુખે કથા કહેવાની પ્રયુક્તિ પ્રયોજી છે; જે દ્વારા કૃતિને ટીકામાંથી ઉગારી લીધી છે. 'ઘર સાથે મોત'માં મૃત્યુનો નિકટથી પરિચય કરાવતા લેખકે પોતાની નજર સામે મૃત્યુના મુખમાં ધકેલાઈ જતા સ્વજનની, સ્વજનના કુટુંબીજનોની અને એ દ્વારા પોતાની વેદનાને વાચા આપી છે. આંખોનો ખૂણો ભીનો કરાવી શકે તે પ્રકારનુ આ સર્જન છે. 'બરોબરીના રેંયે' તથા 'લગ્નગીતો અને ફટાણાં'માં લેખકે સમયની સાથે ભુલાતાં જતાં લગ્નગીતો અને ફટાણાં દ્વારા જે-તે સમાજના રીતરિવાજો અને હર્ષોલ્લાસને વણી લીધા છે. લગ્નગીતો ઉપરાંત અહીં પ્રસંગો, વાર અને તહેવારનાં ગીતો છે, ઋતુ અને ખેતીવિષયક ગીતો છે, બાળકવિતા તેમ કિશોરવયની કવિતા પણ છે, ભજનની પંક્તિ અને પ્રાર્થના છે, મામેરાનાં ગીતો તેમ સીમંતનાં ગીતો પણ છે. લગ્નગીતોમાંયે પાટબેસણું, ગણેશબેસણું, મંડપરોપણ

વગેરે વૈવિધ્ય છે. સુધરેલો સમાજ જેને 'અભદ્ર ભાષા' કહે, કંઈક તેવી ફટાણાંમાં આવતી ગાળો, નિંદા, તિરસ્કાર કે ઘૃણામાંથી જન્મતી નથી, પણ હર્ષ કે આનંદના એ ઉદ્‌ગારો છે એ એની વિશેષતા છે. 'ઉં તો કહું સું કે મરો, કોઈ ના મરે તન્ધાડે (તે દા'ડે) મરો' - જેવી આશીર્વાદ ભરી ગાળો પણ અહીં છે.

સમયની ઓળખ સેકન્ડ કે મિનિટથી નહીં, માપથી થતી સાંભળી છે ? - 'અગિયારમાં એક વેંત બાકી' કે 'પાંચમાં એક હાથની વાર' (૧૪૫) જેવા સમયનું માપન અહીં કેટલી તાજપ અને નવીનતા સાથે વ્યક્ત થયું છે. એવી જ તાજપ સર્જક દ્વારા સર્જાતા નવા-નવા શબ્દપ્રયોગોની છે. આ પહેલાંય લેખકે 'માટીવટો' કે 'વૃક્ષાલોક' જેવા શબ્દો સર્જ્યા જ છે. નર્મદ 'દેશાભિમાન' અને ગાંધીજીએ 'સત્યાગ્રહ' જેવા શબ્દો આપ્યા. મણિલાલ પણ આવા અવનવા, તાજગીપૂર્ણ શબ્દો સર્જે છે. અંધકોપ, અવાજયુદ્ધ, નાગાનટ, તડકામહોર, કલાસ-ટીચર-ઇન-લો જેવા શબ્દોની તાજગી સ્પર્શી જાય તેવી છે.

ગામડાની ઊજળી બાજુને આલેખતા લેખક વામણા રાજકારણ કે કડવા સત્યને નિરૂપતાં પણ ખચકાતા નથી. આનો ઉત્તમ નમૂનો 'ચોતરો' નિબંધમાં ગામડાને ચોતરે મળતી નાનકડી પંચાયત છે. ન્યાયમાં પણ પક્ષપાત એ શહેરનું જ નહીં, ગામડાનું પણ એક વરવું દૂષણ છે એ અહીં પ્રગટ થયું છે. આ ઉપરાંત, માસ્તરોની મરજી મુજબ ચાલતી શાળાનું આલેખન કે કદીય ખેતર-સીમમાં ન જતી ચરોતરના પાટીદારોની વહુ-દીકરીઓની સુંવાળપનું નિરૂપણ, અંધારે કોઈની વહુવારુ પાછળ લોટો ઢોળવા નીકળતો હરાયો તલાટી કે નાતરિયા ન્યાતમાં લાકડે માંકડું વળગાવી દેવામાં નિપુણ એવા ભાંગજડિયા આગેવાનોનું ચિત્રણ અને સહેતુક પહેલાંના બ્રાહ્મણોની સામે હાલના 'ગોર મહારાજો' તથા ઊજળી વર્ણ નહીં પણ 'કહેવાતી ઊજળી વર્ણ'ના ઉલ્લેખોમાં રહેલો કટાક્ષ - વરવા વાસ્તવને આલેખે છે.

એક વિગતદોષ જોઈએ તો, લેખકે ધાર્મિક વિધિમાં ભાભીને ભાઈની ડાબે પડખે બેઠાં દર્શાવ્યાં છે. (પૃ. ૧૧૩). સ્ત્રી-પુરુષનું ડાબું અંગ છે એ વાત સાચી, પણ આ સ્થાન માત્ર શૈયામાં જ હોય છે. ધાર્મિક વિધિમાં એ હંમેશાં પુરુષની જમણી બાજુ બેસે છે એ બ્રાહ્મણ હોવાના નાતે મારે દર્શાવવું પડે. આવી જ એક ભૂલ - સરતચૂકથી કે છાપભૂલથી થઈ જવા પામી છે ! 'બરોબરીનાં રૈયે'ને બદલે 'બરોબરી નાં રૈયે' છપાતાં 'ના' એ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ન રહેતાં નિષેધવાચક બની જાય છે; જે અન્-અર્થ ઊભો કરે. સીમનાં વૃક્ષોને નહેરનાં પાણી લાગ્યાનો કે વૃક્ષમાં 'લાકડું' જોવાની માનવીય વૃત્તિનો ઉલ્લેખ એકાધિક વાર થયો છે. વિશેષણો પણ ઘણે સ્થળે બેવડાયાં છે. ખેતર કે જંગલમાંથી પસાર થતી કેડીની 'સેંથી' સાથે સરખામણી પણ બે-એક વાર થઈ છે. આ 'સેંથી' ઉમાશંકરની 'પેલી કેડી પરે લલિત વનદેવીસેંથા સમો ઝગમગે' - જેવી પંક્તિનું સ્મરણ પણ જગાવી જાય છે. લેખક પુનરાવર્તનદોષ ટાળી શક્યા હોત. 'ગામ' નિબંધમાં પ્રારંભથી ખૂલતું ને ખીલતું ગામ અંતમાં જુદાં-જુદાં ગામોની અપાતી ઓળખમાં ચહેરાઈ જતું અનુભવાય. આમ છતાં, આવી નાની-નાની ક્ષતિઓ ભૂલી/ભૂંસી શકાય તેવી છે. અંતે વધે છે તે લેખકની સર્જકતા છે. 'વ્યતીત તો મારો માહ્યલો આધાર છે.' (પૃ. ૩૪) કહેતા લેખકે વ્યતીતને અહીં માત્ર વગોવ્યો જ નથી, તેનાથી વિખૂટા પડ્યાની વેદનાને શ્વાસેશ્વાસે વણી પણ છે. એનું વળગણ ન માત્ર સર્જકને જ, વાંચ્યા બાદ વાચકને પણ થતું અનુભવાય છે. કાળ જ જ્યાં નિર્દય હોય ત્યાં ભૂંસાતાં આ ગ્રામચિત્રોને સર્જક પણ કઈ રીતે 'ભૂંસાતાં' બચાવી શકે ! છતાં, સ્મરણોને સહારે શબ્દોની સહાયથી તેને અ-ક્ષર તો જરૂર બનાવી શક્યા છે, અને એ જ, કૃતિની જેમ, સર્જકની સફળતા છે.



# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

નેલ્સન ગૂડમનની ઉક્તિ છે કે "સત્ય, આખેઆખું સત્ય, અને સિવાય સત્ય કશું જ નહીં" એવું ઉચ્ચારવા પાછળ હઠાગ્રહી અને ગતિહીન કાર્યનીતિ ડોકાય છે. કારણ આખેઆખું સત્ય વધુ પડતુ હોય છે, એમાં નજીવીમાં નજીવી બાબતોનો પણ સમાવેશ થઈ જાય છે. જ્યારે, 'સિવાય સત્ય કશું જ નહીં' એ સંકુચિત-સીમિત સત્ય છે. સત્યને ખુલ્લું રાખવાની જરૂર છે. આપણે ત્યા જૈન નાસ્તિક દર્શનમાં 'સ્યાદવાદ'માં એક પ્રકારનું ખુલ્લાપણું છે. કોઈ એક કેન્દ્રને વળગી પડવામા કે કોઈ એક માત્ર સત્તાનો સ્વીકાર કરવામાં રહેલાં જોખમોને અનુઆધુનિકતાવાદી દાર્શનિક ભૂમિકાએ ખાસ્સાં પ્રગટ કર્યાં છે. એમાંય દેરિદા અને યેલ સંપ્રદાયના વિદ્વાનોએ અને ખાસ કરીને હેરલ્ડ બ્લૂમ જેવાએ જે 'અનિર્ણીતતા'ને આગળ ધરી છે, એવાં હીબ્રૂ અર્થઘટન પદ્ધતિનાં મૂળ જોવાય છે.

દેરિદા જ્યારે કહે છે કે 'આપણે ગ્રીક અને હીબ્રૂની ભિન્નતા વચ્ચે જીવીએ છીએ' ત્યારે ગ્રીક તત્ત્વવિચાર પદ્ધતિ અને હીબ્રૂ તત્ત્વવિચાર પદ્ધતિની ભિન્નતા સમજવાની જરૂરત ઊભી થાય છે. ગ્રીક તત્ત્વવિચાર સર્વદર્શીયને, સર્વસામાન્યને અને એકાર્થને પુરસ્કારે છે, તો હીબ્રૂ તત્ત્વવિચારની પદ્ધતિ ખુલ્લી છે, એ સંદિગ્ધતા, વિરોધાભાસ અને બહુ-અર્થને પુરસ્કારે છે. ગ્રીક વિચારરીતિ કૃતિથી અર્થઘટનને જુદું પાડે છે, તો હીબ્રૂ વિચારરીતિ કૃતિ અને એના અર્થઘટનને એક જ પ્રક્રિયાનાં અંગ રૂપે જુએ છે. આ પ્રકારનાં મૂલ્ય અને પદ્ધતિ વચ્ચેનો સંઘર્ષ અનુસંરચનાવાદ તેમજ અનુઆધુનિકતાવાદમાં કેન્દ્રસ્થ બન્યો છે.

આ સંઘર્ષને સમજવો હોય તો મોઝિઝ માયમૉનિડિઝ (Moses Maimonides, 1135-1204)નું હીબ્રૂ અર્થઘટનશાસ્ત્ર (*Jewish Hermeneutics*) પરત્વેનું પ્રદાન જોવું જરૂરી બને છે. સાહિત્યસિદ્ધાન્ત પરત્વે યહૂદી અને ઇસ્લામી યુરોપીય વિદ્વાનોમાં ઍરિસ્ટૉટલનો પુન પ્રવેશ કરાવનાર મધ્યકાળના માયમૉડિનિઝનું આ 'યહૂદી અર્થઘટનશાસ્ત્ર' કે 'હીબ્રૂ અર્થઘટનશાસ્ત્ર'નું મહત્ત્વ ખ્રિસ્તી અર્થઘટનશાસ્ત્ર જેટલું ધ્યાન પર લેવાયું નથી. એક વાત સ્પષ્ટ છે કે માયમૉનિડિઝની ભાષ્યપદ્ધતિએ ફ્રોઇડ, હેરલ્ડ બ્લૂમ કે દેરિદા જેવા યહૂદી સિદ્ધાન્તકારો પર ખાસ્સો પ્રભાવ છોડ્યો છે.

માયમૉનિડિઝ યહૂદી ધર્મગ્રંથોનું રૂપકાત્મક અર્થઘટન કરે છે અને પશ્ચિમના અન્ય અર્થઘટનકારોની જેમ જ લેખકના મૂળભૂત આશયને જાણવામાં, અતિઅર્થઘટનને દૂર રાખવામાં અને સપાટી પરના અર્થથી વિરુદ્ધ એવા ઊંડે પડેલા અર્થને શોધવામાં એ સમસ્યાઓનો સામનો કરે છે. એ એવું માને છે કે અંતરંગ અર્થ હોય છે ખરો પણ દુર્બોધતામાં સરકી જાય એ પહેલાં એ ક્યારેક જ ઝબકી જતો હોય છે. ગ્રીકપદ્ધતિ કે એમાંથી વ્યુત્પન્ન ખ્રિસ્તી પ્રણાલીમાં કોઈ એક 'સાચા' અર્થઘટનની શોધ હોય છે. આનાથી માયમૉનિડિઝની વાત સાવ જુદી પડે છે. માયમૉનિડિઝની પદ્ધતિમાં કૃતિ બહુવિધ અર્થ માટે અને અંતહીન અનિર્ણીતતા માટે ખુલ્લી રહે છે.

આ સંદર્ભમાં પોતાના શિષ્ય માટે તૈયાર થયેલી 'સંભ્રાન્ત માટેની માર્ગદર્શિકા' (*The guide of the perplexed*) ખાસ ધ્યાન ખેંચે છે. માયમૉનિડિઝ એની પ્રસ્તાવનામાં જણાવે છે કે બાઇબલની ભાષાની બહુઅર્થતાને સમજવામાં અને બાઇબલની પ્રચ્છન્ન દૃષ્ટાંતકથાઓને સમજવામાં જે નિષ્ફળતા ઊભી થાય છે તે 'સંભ્રાન્તિ'ને જન્મ આપે છે. માયમૉનિડિઝ માને છે કે બાઇબલ ગ્રંથ

ઘણી બધી જગ્યાએ બહુઅર્થી હોવાથી એમાં એકાધિક અર્થ રહ્યા છે. આથી બાઇબલની ભાષાસમૃદ્ધિનું કેવળ શુદ્ધ ભાષાકીય આકલન અપૂરતું છે. આની સમજ માટે કોઈ બૃહદ કથનપદ્ધતિની જરૂર છે; જેમાં શબ્દશઃ અર્થઘટિત કરવા જેવી દષ્ટાંતકથાઓ અને પૂરી અખિલાઈમાં અર્થઘટિત કરવા જેવી દષ્ટાંતકથાઓનો ભેદ કરવામાં આવ્યો હોય.

આ રીતે, અનુઆધુનિકતાવાદી સાહિત્યમાં અર્થની ખુલ્લાપણાની દિશા આજે જે રીતે ખૂલી છે અને એક કરતાં અનેક રીતે સાહિત્યને બહુસંવાદ વચ્ચે મૂકવાની શકયતા ઊભી થઈ છે એના મૂળમાં હીબ્રૂ વિચારપદ્ધતિનો દોર પડેલો છે. આ વાત માય્મૉનિડિઝ જેવાના ઉદાહરણથી સમજી શકાય તેમ છે.



## ચાર ગઝલ

### ફૂલ પર ઝાકળ

જળ નથી, રેલાય છે મૃગજળ બધે,
ને પરોઢે ફૂલ પર ઝાકળ બધે.
શબ્દ લીલાછમ મળે કયાં વાંચવા,
સાવ કોરા છે અહીં કાગળ બધે.
એક વળગણને હજી છોડયું હતું,
ત્યાં નવાં વળગણ મળે આગળ બધે.
સૂર્ય જાણે જળ બધાંયે પી ગયો,
સાવ ખુલ્લાં છે સરિતનાં તળ બધે.
કેમ સામે પાર જાવું, એ કહો,
જ્યાં ચરણ મૂકું, ગ્રસે જ વમળ બધે.
લોક તરસે એક ટીપા કાજ પણ,
શ્વેત દેખાતાં અહીં વાદળ બધે.

### શબ્દને ફણગાવજે

શબ્દને ફણગાવજે તું,
ફૂલ શાં મ્હેંકાવજે તું.
આ નગરના શોર વચ્ચે,
શબ્દને રણકાવજે તું.
હોય સૂનું આંગણું તો,
સ્નેહને છલકાવજે તું.
પારકાં પોતીકાં કરવા,
સ્મિતને ફરકાવજે તું.
રણ સમું દીસે નગર આ,
હેતને વરસાવજે તું.
જ્યાં તિમિરદળ વિસ્તરે ત્યાં-
શબ્દને ઝળકાવજે તું.

### તાર જોડી દે

ગાંઠ જૂની આજ છોડી દે હવે.
બંધ કિલ્લો આજ તોડી દે હવે.
બિંબ સાચું એક જેમાં ના મળે,
દર્પણોને આજ ફોડી દે હવે.
સર થશે પર્વત સમો આ માનવી,
લાગણીનો ધ્વજ ખોડી દે હવે.
પ્રેમનું સંગીત ગુંજી તો રહે,
બે હૃદયના તાર જોડી દે હવે.
જિંદગીની પાથરી ચોપાટ છે,
હાથમાં એનાય કોડી દે હવે.

### ભીતરી ઝવરાત

આપણી વચ્ચે કશું એવું નથી, એવું નથી,
હોય તો પણ એ તને કહેવું નથી, કહેવું નથી.
છે નકી ઝાકળ સરીખો પ્રેમ વેચાતો અહીં,
દર્દ બીજાનું હવે લેવું નથી, લેવું નથી.
રોજ ઊગે ચાંદ-સૂરજ આ ધરા અજવાળવા,
શ્વાસનું તો કાયમી જેવું નથી, જેવું નથી.
હું નજર ટાળી ધરા પર એમ બસ ફરતો રહું,
પ્રેમનાં એ દર્દને સ્હેવું નથી, સ્હેવું નથી.
કયાં મળે છે પાત્ર એવું, કે બધું આપી શકું,
ભીતરી ઝવરાતને દેવું નથી, દેવું નથી.

– હરીશ પંડ્યા

# સાંઈ મકરંદને

(૧)

તારી રે માયાનો
તું રે હંસલો !
સાંઈ મારાં રે
અત્તરિયા દરબારે
તવ બેસણાં !
ગગન-ગતિમા ગોરંભાયેલો
ઊડ ઊડ કરતો નભ-પોલો
સાંઈ મારાં રે
પરાગ ફૂલ-દ્વારે
તવ ઊઠણાં !
પવનપૂણિમા તુ રે ઢગલો
કાતે સૂરજકિરણનો દોરલો
સાંઈ મારાં રે
જ્યોત-તેજ દુવારે
તવ તરણાં !
અનંતનો તવ અમરવેલો
જ્ણે શ્વેત સ્વરનો તાર
તૂનતૂનેલો !
સાંઈ મારા રે
અલખના અંબારે
તવ શરણાં !

(૨)

ઓ બંદા ! ફકીરી હાલના
તમે ઓઢી અજબ શાલ
ઓ દરવેશ ! સૂનાં સૂનાં
તમે કિયા રે
દેશના દરવેશ !
ઓ બંદા ! કલંદર કાળ
તવ અલખની ચાલ
તમે ગહન અકાલ !
ઓ દરવેશ ! થંભો થંભો
તમે કિયા રે
પંથના પ્રવેશ !
ઓ બંદા ! કરુણ કરાલ
તવ રંગ-કફની કાજલ
તમે મનસા-તીર મરાલ
ઓ બંદા ! ઓ દરવેશ
તમે કિયા રે
શબદના સંદેશ
તવ ધૂપસુગંધ લોબાન મહેક-માલ.
ઓ બંદા ! ઓ દરવેશ,
પીર-પુરાણ
તમે ઝબૂકતા કુરાન
તવ તોર અમીરી તાલ
ઓ બંદા ! ઓ દરવેશ
તમે કિયા રે
મબલખના વેશ !

(૩)

મકરંદા રે મકરંદા
મસ્તનંદા રે શ્વેત-નંદા
રે ભાઈ ! સ્મિત-સંગ ખંજનબંદા
મકરંદા રે મકરંદા
માતૃનંદા રે સેવા-નંદા
રે ભાઈ ! સુમન-સંગ સૌરભબંદા !
મકરંદા રે મકરંદા
હંસ-નંદા રે હિમ-ધવલ-નંદા
રે ભાઈ ! ગ્રામસંગ વન-જન-બંદા
મકરંદા રે મકરંદા
રે ભાઈ ! અરણ્ય-નંદા રે અરુણ-નંદા
મકરંદા રે મકરંદા
રે ભાઈ ! અલખ-નંદા રે કંચન-નંદા
મકરંદા રે મકરદા
રે ભાઈ ! રામસાગર-સંગ સ્વર-બંદા !
રટન-રટનાસંગ સાહેબ-બંદા !

– હિમાંશુ

## 'મકરંદ વિના'

કુસુમોએ કકળાટ કર્યોને,
ચાલુ રાખ્યું હજુ રડવાનું,

હવે કહો ક્યાં જઈને અમારે,
મકરંદ ને જઈ મળવાનું ?...

ગુલાલ ગમતો ઉડાડી એણે,
કાર્ય પૂર્ણ કર્યું ઘડવાનું,

સુકા રૂના પુમડામાં હવે,
અત્તર ક્યાંથી જડવાનું ?...

શબ્દે-શબ્દે પાયાં અમરત,
હવે દાણ વિના શું દળવાનું ?

કંટકમાં શોધીશું ખુશ્બુ
રે ! પાનખર ભેળું ભળવાનું...

(હવે) ઝીણી-ઝીણી આંગળિયોની
રેખાઓમાં રખડવાનું,

ઉપવન ઉજ્જડ થયું આપણું,
થૈ પરાગરજ છતાં રઝળવાનું...

**– ગીરા પિનાકીન ભટ્ટ**



## સાભાર સ્વીકાર

માદક દરિયોને હું : લે. ડૉ. હાસ્યદા પંડ્યા, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, ૧૯૩૫, નાની હિંગલોક જોષીની પોળ, બાલા હનુમાન, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિ. રૂ. ૧૦૦/-; મધુર ગીત : લે. રતિલાલ ગો. પંચાલ, પ્રાપ્તિસ્થાન : શ્રી પુસ્તક મંદિર, ઘી કાંટા ચાર વાટ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિ. રૂ. ૨૫/-; હરિયાળી ક્રાંતિ : સંપાદન : મોહન ધારિયા, અનુવાદક : મીરાં ભટ્ટ, પ્ર. શ્રી એમ. પી. પટેલ ફાઉન્ડેશન પ્રકાશન, ૩-૪, 'વિઠ્ઠલભાઈ ભવન', સરદાર પટેલ કોલોની, રેલ્વે ક્રોસીંગ પાસે, અમદાવાદ-૩૮૦૦૧૩, કિ. નથી; રાજઘાટ : લે. અરૂણ શેવતે, અનુવાદ : ડૉ. સુધા વ્યાસ, ઉષા પટેલ, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, જૈન દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિ. રૂ. ૧૦૦/-; પર્દાફાશ : લે. આચાર્ય વિજય રત્નસુંદરસૂરિ, પ્ર. રત્નત્રયી ટ્રસ્ટ, કલ્પેશ વિ. શાહ, ૧૪, ઈલોરા પાર્ક સોસાયટી, નારણપુરા ચાર રસ્તા પાસે, અમદાવાદ-૧૩, કિ. રૂ. ૩૦/-.

ભૂપતરાય ઠાકર

નાલંદા ને તક્ષશિલાને યાદ કરું,
તુ આવે તો બંનેને હું બાદ કરું.
અહીં ખીણમાં એનો વૈભવ ક્યાં મળશે,
પેલા શિખર ઉપર તું જ તો સાદ કરુ.
થાય મને કે તારા ઘરમાં તોરણ થઈ,
મારા જન્મારાને હુ આબાદ કરું.
તેથી તો આ ગઝલ લખી છે તારા પર,
તારી સાથે પ્રેમભર્યો સંવાદ કરુ

એસ. એસ. રાહી

આ જગતના જીવોનો નાભિ-નાતો તો પ્રેમ-તત્ત્વ સાથે છે. જીવને પ્રેમ મળે, પ્રેમની અનુભૂતિ થાય તો જીવનની ક્ષણો સાર્થક થાય, જીવનની ધન્યતાનો એહસાસ થાય. કવિ-શાયરો 'પ્રેમતત્ત્વ'ને પામવા-પ્રમાણવા મથામણ કરે છે. નરસિંહ, મીરાએ પ્રેમતત્ત્વ સાથે એકાકાર થવાની ધન્યતા અનુભવી.

'પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર/તત્ત્વનું ટૂંપણુ તુચ્છ લાગે ...' કહીને નરસિંહે પ્રેમની ઉત્કટતા વ્યક્ત કરી

શાયરે ગઝલના મત્લાના શે'રમાં પ્રેમને તક્ષશિલા-નાલંદા વિદ્યાપીઠ સાથે અનુસંધાન સાંધ્યું છે જીવન-શિક્ષણ ત્યારે સિદ્ધ થાય તેમાં જો પ્રેમ-તત્ત્વ ઉમેરાય. શિક્ષા પણ પ્રેમની દીક્ષાથી શોભે. 'પોથી પઢ પઢ જગ મુઆ/પંડિત ભયા ન કોઈ/ ઢાઈ અક્ષર પ્રેમકા/પઢે સો પંડિત હોઈ' એમ કબીરે પ્રેમની મહત્તમ મહત્તા દર્શાવી છે. પ્રેમનો આ સાક્ષાત્કાર થાય પછી નાલંદા-તક્ષશિલાને બાદ કરતાં ખચકાટ નહીં થાય ! પ્રેમ પામ્યા પછી જીવનમાં જરાય ઓછપ અનુભવાતી નથી.

અહીં ખીણમાં એનો વૈભવ ક્યાં મળશે,
પેલા શિખર પર તું જ તો સાદ કરું.

પ્રેમ તો ઊંચાઈ બક્ષે છે, શ્રેષ્ઠતા આપે છે. ઉત્તમતાનો એહસાસ કરાવે છે. પ્રેમમાં તો સમરકંદ-બુખારા ન્યોછાવર કરી શકાય એટલો સમૃદ્ધ છે. પ્રેમને ખીણમાં ન અનુભવી શકાય, કાયાની માયામાં પ્રેમ ન મળે. આત્મતત્ત્વ સાથે પ્રેમતત્ત્વને જોડાણ છે એ જ તેની શ્રેષ્ઠતા છે. શિખર પર પહોંચેલા પ્રેમને પામવા આંતરનાદ કરવો એ વૈભવ છે.

થાય મને કે તારા ઘરમાં તોરણ થઈ,
મારા જન્મારાને હું આબાદ કરું.

પ્રેમ મેળવવા, પ્રેમ પામવા તો સતત સંપર્ક, સતત સહવાસ, સતત જોડાણ જાળવવાં પડે. ઈશ્વર કે પ્રેમ સાથે તાદાત્મ્ય, અનુસંધાન રાખવા પડે. જીવનની આબાદી પ્રેમના સાંનિધ્યમાં સાંપડે.

શ્વાસના આવન-જાવન વચ્ચે પ્રેમનું સાતત્ય જાળવવું પડે. ઘરમા આવતાં-જતાં, બારસાખ પર લટકતા તોરણ સાથે નિકટતા અનુભવાય છે અને તે જ તોરણની ધન્યતા છે.

તોરણ એ માંગલિકતાનું પ્રતીક છે, પ્રેમ માંગલિક છે.

તેથી તો આ ગઝલ લખી છે તારા પર,
તારી સાથે પ્રેમભર્યો સંવાદ કરું

ગઝલ એ પ્રેમની આરત છે, સ્તુતિ-વંદના છે. ઈશ્વર જેમ રટણ છે તેમ પ્રેમનો અહોનિશ અનુભવ કરવા તેને સતત સ્મરણ કરવો અનિવાર્ય છે. ગઝલ-ગીતા રચીને પ્રેમભર્યો સંવાદ રચવાનો શાયરનો ઈમાનદારી ઇરાદો છે. 'ગઝલ નથી આ, નામ સ્મરણ છે તારું' એમ ગઝલના માધ્યમથી સ્નેહ-સંવાદ થયો છે અહીં !

મત્લાના શે'રથી મકતાના શે'ર સુધી સતત પ્રેમાનુભૂતિના સંવાદનું સાતત્ય શાયરે સાચવ્યું છે. પ્રેમ તો બ્રહ્મ છે. શબ્દ બ્રહ્મ દ્વારા પરમને પામવાની ઝંખના વ્યક્ત થઈ છે. 'Love is God' હોય તો આ ગઝલ-સ્તુતિ અર્પણ !

સાંસારિક-ભૌતિક પ્રેમની આ ગઝલ ગોપીભાવની 'ગોપીગીત'ની કક્ષાએ કહેવાઈ છે.



## ...ને સમય છે

એક તું છે, એક હું છું ને સમય છે
એક તું છે, એક હું છું ને સમય છે

થાક છે, ચરણો છે, રસ્તો છે, સફર છે
એક તું છું, એક હું છું ને સમય છે.

કેમ શંકા ને કુશંકાનો અમલ છે ?
એક તું છું, એક હું છું ને સમય છે

હા, ઋણાનુબંધની ભીની અસર છે
એક તું છું, એક હું છું ને સમય છે

સૌ ચિરંજીવ ખેવનાઓનું ગગન છે
એક તું છું, એક હું છું ને સમય છે

આપણી વચ્ચે તો થીજેલો બરફ છે
એક તું છું, એક હું છું ને સમય છે

ચાહવા લાયક અજાયબ આ નગર છે
એક તું છું, એક હું છું ને સમય છે

આંખ સામે મુક્તિ-બંધનનાં પડળ છે
એક તું છું, એક હું છું ને સમય છે

સગપણોનાં-વળગણોનાં કૈં વચન છે
એક તું છું, એક હું છું ને સમય છે

છે નદી સંવેદનાની ને ખડક છે
એક તું છું, એક હું છું ને સમય છે

આમ જોવા જાવ તો મંઝિલ તરત છે
એક તું છું, એક હું છું ને સમય છે

ધડકનોની ધરતી પર લીલી ગઝલ છે
એક તું છું, એક હું છું ને સમય છે

– ડૉ. દિલીપ મોદી

## 'થોડુંક...'

તારી થોડી બેવફાઈના ખુલાસા
ભીતરે મનની છે અધીરાઈની ચર્ચા

કાચની માફક સતત જીવ્યાં હતાં જે-
આપણી વચ્ચે હતાં થોડાંક સપનાં

મારી તનહાઈ ગગન જેવી હશે, પણ
મારી પાસે હા, બચી છે થોડી આસ્થા

શબ્દમાં, કાગળ ઉપર, તેં બહુ જ વાંચ્યું
વાંચી જો તું મારી થોડી મૌન ભાષા

સર્વ ધડકન મારી ન્યોછાવર કરી દઉં
શ્વાસની તું જાણી લે થોડી આ ઇચ્છા

આંખ સામે શક્યતા છે, શૂન્યતા છે
હોય છે થોડી નિરાશા, થોડી આશા

જોઈએ એથી વિશેષ મુજને પ્રિયે, શું ?
થોડું સગપણ, થોડું વળગણ થોડી માયા

તું દયાનાં દ્વાર ખુલ્લાં મૂક આજે
આજ હું આવ્યો છું લઈને થોડી પીડા

થોડી નિસબત તું ધરાવે તો શું વાંધો ?
આવકારે સાંજ તુજ કંઠેથી ટહુકા

રક્તમાં મારા હજી ગઝલો છે થોડી
હું નિમંત્રું છું તને એ સઘળી ગાથા

વાત થોડી નીકળી ત્યારે જ જાણ્યું
છે ઋણાનુબંધની આ કેવી લીલા !

– ડૉ. દિલીપ મોદી

# ગુજરાતી લઘુકથાનું સ્વરૂપ અને વિકાસ

રામજીભાઈ કડિયા

જુલાઈ ૧૯૬૪ની સાલમા 'કુમાર' માસિકમા કડીના શ્રી મોહનલાલ પટેલની 'છાપું' નામની એક નાનકડી વાર્તા પ્રગટ થઈ. આ અગાઉ પણ મોહનલાલે કુમારમા એક કૉલમની ઘણી વાર્તાઓ લખેલી. 'કુમાર'ના તંત્રીશ્રી બચુભાઈ રાવતે એમાં તાકાત પારખી એમને એમાં કોઈ નવું સ્વરૂપ'દેખાયું આ છાપું વાર્તાને એમણે 'લઘુકથા' નામથી સંબોધી. એ પછી આ જ લેખકે 'કુમાર'માં આ પ્રકારની ઘણી લઘુકથાઓ લખી તે ઘણાને ગમી. બચુભાઈએ મોહનભાઈનો ઉત્સાહ વધાર્યો. એ કંઈ ટૂંકાવેલી નવલિકા નહોતી તેમ ટુચકો કે પ્રસંગકથાથી ભિન્ન પ્રકારની હતી. જીવનની એકાદી નાજુક ક્ષણનું આ કથામાં આલેખન થતુ હતું. એમાં કોઈ ઊર્મિનો વિસ્ફોટ. થતો હતો ટૂંકીવાર્તાથી તદ્દન નવા નોખા પ્રકારે એની રચના થતી હતી; એટલે મોહનભાઈના કડીમાંથી જ સાહિત્ય-વર્તુળના સાતઆઠ લેખકોએ આ પડકાર ઝીલી લીધો એના પ્રણેતા મોહનભાઈને અનુસરી લઘુકથાઓ લખાવા માંડી

તેમા અગ્રિમ રહ્યા રમેશ ત્રિવેદી પછી રામજીભાઈ કડિયા, ભગવત સુથાર, દિલીપ રૉય, પ્રમાદ બ્રહ્મભટ્ટ, યશવંત કડીકર, બિપીન પરીખ, દેવચંદ યોગી, ઉપેન્દ્ર રાવળ વગેરે. ૧૯૭૦ની સાલમાં મોહનભાઈનો લઘુકથાસંગ્રહ 'પ્રત્યાલંબન' પ્રગટ થયો. આ લેખનપ્રવાહની અસર ગુજરાતના અન્ય લેખકો ઉપર પડી. કેટલાક લેખકોએ લઘુકથાઓ લખવા માંડી. આમ સાતમા દાયકાથી ગુજરાતી સાહિત્યમાં લઘુકથાનો ઉદ્દભવ થયો કહેવાય કડીમાથી જ ચારેક લઘુકથાના સગ્રહો તથા સંપાદનો પ્રગટ થયાં. અન્ય લઘુકથાકારોના સગ્રહો પણ બહાર પડવા માંડ્યા. તેમાં ઇજ્જતકુમાર ત્રિવેદી મુખ્ય હતા. આમ કડી લઘુકથાનું જન્મસ્થાન ગણાયું; અને શ્રી મોહનલાલ પટેલ એના જનક ગણાયા.

આમ લઘુકથાનો વિકાસ શરૂ થયો. એનું સ્વરૂપ ઘણાને નવુ લાગતું હતું. ટૂંકીવાર્તા એટલે નવલિકા. આ નવલિકાને ટૂંકાવવાથી લઘુકથા બનતી નથી. તે રીતે લઘુકથાને. લંબાવવાથી નવલિકા બનતી નથી. નવલિકા ચાર-છ પાનાંથી માંડી ચાલીસ-પચાસ પાનાં સુધીની ગણાય છે. જ્યારે લઘુકથાનું કદ એવું જે અંત સ્તવ એટલે કે અનુભૂતિનો કણ છે તે પર આધાર રાખે છે. એકાદ શુદ્ર, નજીવી ભાવપરિસ્થિતિ(સિચ્યુએશન) ને શબ્દોની માવજત કરીને જે નાનો ઘાટ અપાય તે પંદર-વીસ લીટીનો પણ હોય કે પછી બે-ત્રણ પાનાંનો હોય. એમાં લાઘવ મહત્ત્વનું છે. કથાના બીજની અભિવ્યક્તિમાં શરૂથી અંત સુધી આ લાઘવ એનો પ્રાણ છે. જ્યારે નવલિકામાં જીવનની કોઈ ઘટના અને તેની અલગ અલગ છબિઓથી નિરૂપણ થાય છે. શ્રી ઈશ્વર પેટલીકરની જાણીતી વાર્તા 'લોહીની સગાઈ' જોઈએ. એમાં માતૃપ્રેમની કેટલી ઊંચાઈ છે ! ગાંડી દીકરી મંગુની સરભરામાં રહેતી માતા અમરતકાકી છેવટે ગાંડાની નાતમાં વટલાઈ જાય છે એ પરાકાષ્ઠા લાવવા માટે કેવી કેવી પરિસ્થિતિઓ બની છે તે જાણીતી વિગત છે. ત્યારે શ્રી મોહનલાલ પટેલની એક લઘુકથા જોઈએ . એસ.એસ.સી.ના ગુજરાતી પાઠ્યપુસ્તકમાં આવી ગઈ છે. 'લિખિતનાં પાયલાગણ' શહેરમાં રહેતા ભાઈએ પિતાને લખેલા પત્રમાં થોડા સમય પહેલાં મૃત થયેલા યુવાનભાઈનું નામ લખ્યું છે. વૃદ્ધપિતાને આ નામથી કેવો આઘાત લાગે છે એ નામ લખવાનો ઘા લઘુકથાની સિચ્યુએશન છે. સામાન્ય ગણાય એવો સ્મૃતિઅંશ લઘુકથાનો વિષય બન્યો છે.

નવલિકામાં ઘટના અને ગોફ એ બેનો આધાર

લેવાય છે. જ્યારે લઘુકથામાં નાનકડા સાહિત્યપદાર્થનું પ્રત્યાયન ભાવકને થાય છે કે નહિ તે મહત્ત્વનું છે. એનો અંત ચોટદાર નહિ પણ સમગ્ર કૃતિ ચોટદાર બનવી જોઈએ. શ્રી રમેશ ત્રિવેદીની 'ફંફોસવું એટલે....' નામની લઘુકથામાં બાથરૂમમાં બલ્બ ઊડી જતાં નીલિમા બેબાકળી બને છે ત્યારે પતિની હયાતીવાળી એવી પૂર્વક્ષણનું સ્મૃતિસંવેદન હાથની બંગડીઓને ફંફોસતું રહી જાય છે. એ એક સરસ લઘુકથાનો નમૂનો છે. એમાં કંડારાયેલું ઝીણું સંવેદન ભાવકના હૃદયને સંતર્પવાનું કામ કરે છે એ એના સર્જકની સફળતા છે.

લઘુકથામાં વાર્તારસ તો છે જ, પણ ટૂંકીવાર્તાના સ્વરૂપનો નહિ. નવલિકાના સર્જકે ટૂંકીવાર્તામાં જિજ્ઞાસા-રસ સાચવવો પડે છે. આદિ, મધ્ય અને અંત સુધી વાચકને જકડી રાખવાનો છે જ્યારે લઘુકથામાં એક નજર પડતાં ભાવક એક પલકારામાં અંતભાગે પહોંચી જાય છે. તેની સજ્જતા પ્રમાણે તે આસ્વાદ માણે છે. લઘુકથામાં ભાવપરિસ્થિતિનું આલેખન અને અંતે કોઈ ઊર્મિનું સંવેદન દિલને હલમલાવી જાય ત્યારે એ લઘુકથામાં જીવનની કોઈ ક્ષણનો ઘટસ્ફોટ વીજળીની જેમ ઝબકારો કરી દે છે. કરકસરભર્યા શબ્દોથી અને સીધા તીરની જેમ લક્ષ્ય વીંધતી લઘુકથા ત્યારે સફળ નીવડે છે. લાઘવ એનો ગુણધર્મ છે કારણ કે ઝાકળબિન્દુમાં એણે સૂર્યદર્શન કરાવવાનું છે. એનો અંત ચમત્કારી જ હોય એ અપેક્ષિત નથી. નહિ તો એ ટુચકાની નજીક જશે. પણ એનું આખું કલેવર, એની ગતિ, એની સ્થિતિનું ધીમે ધીમે ઉદ્ઘાટન થાય અને ભાવક એના કન્ટેન્ટ સાથે એકરૂપ થઈ જાય કદાચ બોલી ઊઠે – ઓહ ! આવું બધું છે ! ....આવું હોય ? ત્યારે વાસ્તવિક સત્ય કરતાં લઘુકથાની કલાનું સત્ય ઝળાંઝળાં કરી નાખે છે. ક્યારેક ઊંડી લાગણીમાં ડૂબાડી દે છે. ડૉ. રમણલાલ જોશી 'વિવેચનની આબોહવા'માં લખે છે – લઘુકથા એટલે સુદામાના તાંદુલ, સ્ફટિક શા તાંદુલની વ્યવસ્થિત પોટકી બનાવવાની પ્રક્રિયામાંથી લઘુકથા શક્ય બને છે.

આમ છતાં એ બોધકથા કે સત્યકથા નથી બનતી. કલાનું સત્ય એ સૌન્દર્ય છે. એનું ટૂંકું કદ કે માપદંડ સ્થૂળ નથી. એની મર્યાદા જરૂર છે પણ પરિસ્થિતિ, પાત્ર, પરિવેશ, પ્રતીક વગેરેની ઘણી તકો એની રચના માટે રહેલી છે.

લઘુકથાનાં જો ભયસ્થાનો હોય તો ટુચકો, પ્રસંગકથા જેવી અન્ય નાની વાર્તાઓ છે. ટુચકો એ માત્ર ચાતુરી કથા છે. જે મનોરંજન આપે છે. આજકાલ એને જોકસમાં ખપાવાય છે. એ કટાક્ષકથાઓ છે. બેઘડી આનંદ આપે છે. વ્યંગ કરે છે પણ વ્યંજના એમાં નથી. એનું પરિણામ ચોટ કે ચમત્કૃતિ હોય છે. સાહિત્યના અન્ય પ્રકારની જેમ લઘુકથા એક કલાપ્રકાર છે. નટના દોરડા પર ચાલવા જેવો એ ખેલ છે. કુશળ ખેલાડી જેવી આવડત જોઈએ. લઘુકથાનાં બીજમાંથી પ્રગટતી વ્યંજના જે હૈયાને અડી જાય ને ભૂલવી હોય તોય ન ભુલાય એવી લાઘવભરી એની રચના છે. શબ્દોની સંખ્યા કે લીટીઓથી એ મપાતી નથી; પણ અનુભૂતિની એકાદી ક્ષણ સૌંદર્ય રૂપે પ્રગટે ત્યારે 'સાચ્ચી' લઘુકથા અવતરે છે. આ રીતે ટુચકો કે પ્રસંગકથાઓ લઘુકથાની નજીક કોઈ રીતે – ક્યારેય નહિ પહોંચી શકે.

લઘુકથાના પ્રકારને સૉનેટ સાથે કદાચ સરખાવી શકાય. એમાં ચૌદ લીટીની મર્યાદા તથા અમુક છંદનું બંધારણ છે. લઘુકથામાં આવું ચોક્કસ માપ નથી, પણ સૉનેટનું અંતઃસ્તત્વ લઘુકથાના સાથે સામ્ય ધરાવે છે. એકાદી ક્ષણની નાજુક પરિસ્થિતિ સૉનેટમાં આલેખાય છે. જેમકે : '''જૂનું ઘર ખાલી કરતાં'ની છેલ્લી પંક્તિ..... 'બા બાપુ, ના કશુંય ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે...!' પદ્યદેહે વિહરતી આ એક લઘુકથા છે. આવાં અન્ય સૉનેટોમાં, વળાવી બા આવી, વળાવી બા આવ્યા; વધામણી, જૂનું પિયર-ઘર વગેરેમાં લઘુકથાની ક્ષણોનું પ્રત્યાયન થાય છે.

આવાં સૉનેટની પંક્તિઓમાંથી ફલિત થતો વિચારકણ લઘુકથાનો ઝબકારો કરાવી દે છે."

ગુજરાતી સાહિત્યમાં લઘુકથાએ ટૂંકાગાળામાં મોટું ગજું કાઢ્યું છે. સહજમાં યાદ આવી જાય એવી કેટલીક લઘુકથાઓ આ રહી :

મોહનલાલ પટેલ (નિગ્રહ, મૌન, ગતિભંગ), રમેશ ત્રિવેદી (ફફડાટ, ભીંસ), રામજીભાઈ કડિયા (ચિંતા, વિચ્છેદ), ભગવત સુથાર (પ્રતિચ્છવી), દિલીપ ગૅપ (સ્મૃતિ), ચિનુ મોદી (ભૂરી ભૂરી બે આંખો), અશ્વિન વસાવડા (હારજીત), રતિલાલ બોરીસાગર (આલંબન), ઉપેન્દ્ર રાવળ (વાચા), દેવયોગી (અકસ્માત), યશવંત કડીકર (જાળું), બિપીન પરીખ (અંતર્મુખ), પ્રસાદ બ્રહ્મભટ્ટ (તરડાયેલો ચહેરો), બહાદુરભાઈ વાંક (પોર્ટ્રેટ), ભગીરથ બ્રહ્મભટ્ટ (સૂપડું), ઇજાજતકુમાર ત્રિવેદી (આ રહ્યા પપ્પા), જનક ત્રિવેદી (ઘા), પ્રફુલ્લ રાવલ (લક્કડખોદ), નરેન બારડ (હું આવુ છું) વગેરે.

આમાંથી કેટલાકના લઘુકથાસંગ્રહો પ્રગટ થયા છે. કેટલાક લઘુકથાની સ્પર્ધાઓમાં વિજયી નીવડયા છે તથા કેટલીક લઘુકથાઓ કુમાર અને બીજાં સામયિકોમા છપાઈ ચૂકી છે.

ભારતની ભગિની ભાષાઓમાં લઘુકથાનું સ્થાન અને સ્થિતિ જોઈશું તો બંગાળી ભાષામાં 'બનફૂલ'ની લઘુકથાઓ જાણીતી છે. તેના ગુજરાતી અનુવાદો થયા છે. અ કથાઓમાં લઘુનવલિકા જેવું લાગે છે લઘુકથાનું સ્વતંત્ર કલાસ્વરૂપ દેખાતું નથી હિન્દી ભાષામાં પ્રસંગકથાઓ, સત્યકથાઓ, વ્યગ કથાઓને જ લઘુકથાનું લેબલ આપી દીધું છે. આઠમા દાયકાથી અખબારો અને સામયિકોનાં પાનાંની ખાલી જગા પૂરવા આવી કથાઓ ત્યાં થોકબંધ લખાય છે. અન્ય ભાષાઓમાં પણ આવી જ સ્થિતિ લાગે છે. આ તો ટૂંકી ટૂંકી વાર્તા છે એવી માન્યતા સ્વીકારાયેલી છે. એટલે 'સાચી લઘુકથા' ગુજરાતી સાહિત્યની જ છે અને એ પ્રમાણભૂત છે એવું માનવું રહ્યું.

વીસમી સદીના સાતમા દાયકામાં પ્રગટેલી ગુજરાતી સાહિત્યની આ 'કુમળીકળી' - (કવિ સુન્દરમે કહેલું) હવે વિકસિત છોડ બની ગઈ છે. અને એકવીસમી સદીના પ્રવેશટાણે એનું ભાવિ અત્યંત ઊજળું બન્યું છે. એટલું જ નહિ પણ પ્રભાવક બન્યું છે. ઉપરાંત નવોદિત લેખકોનો એ માનીતો પ્રકાર છે. એમના હાથે જે ફાલ ઉતારી રહ્યો છે તે કાચો-પાકો છે. તેમાંથી લઘુકથાની કસોટીમાંથી થોડાક પાર ઊતરે છે.

કડીમાં શ્રી મોહનલાલ પટેલના નામે ચાલતા સાહિત્યવર્તુળ તરફથી બે વાર લઘુકથાની સ્પર્ધાઓ યોજાઈ છે. ગુજરાતના ખૂણેખૂણેથી નીવડેલા લઘુકથાકારો મળ્યા છે; એ હરખાવા જેવી વાત છે. એના વિકાસની ગતિ હવે વણથંભી બની છે. ક્યાંક લઘુકથાનાં ખાસ સામયિકો નીકળે છે; વિશેષાંકો પણ નીકળે છે દીપોત્સવી અંકોમાં લઘુકથાઓ ખાસ સ્થાન પામે છે. કેટલાંક છાપાંઓ અને સામયિકો લઘુકથાના ખાસ વિભાગ રાખે છે. એ એના સ્વતંત્ર સ્વરૂપનો સ્વીકાર છે. આ ઉપરાંત શાળા-મહાશાળાનાં ગુજરાતી પાઠ્યપુસ્તકોમા લઘુકથા અભ્યાસક્રમમાં લેવાઈ છે. વિવેચકો.હવે એને ગણતા થયા છે. પ્રસિદ્ધ સર્જકો એના સ્વરૂપને સ્વીકારે છે. વાચકો અને સામાન્ય ભાવકો પણ સામયિકોમાં લઘુકથા તરત વાંચી લે છે. એ એની લોકપ્રિયતા છે

આદ્યસર્જક શ્રી મોહનલાલ પટેલ હજી આ પ્રકારમા ઘણી શક્યતાઓ જોઈ રહ્યા છે. આકાર પરત્વે, ભાષાકર્મ, સાહિત્યપદાર્થ અને અભિવ્યક્તિ વગેરેના આલેખનમાં ઘણી તકો છે એવું માને છે. એમની કલમ લઘુકથાને ઘડવામાં હજી ચાલુ છે. કડીનું સાહિત્યવર્તુળ પણ લઘુકથાનાં સંપાદનો અવારનવાર બહાર પાડે છે. અભ્યાસીઓને એ ઉપયોગી નીવડે છે. સર્જકોની સાથે ભાવકો પણ લઘુકથામાં વિશેષ રુચિ ધરાવે છે એ એના વિકાસનું ઊજળું ભાવિ છે.



## મન ચીતરીએ

હવા મહીં આ ફરફર ફરફર અજવાળાના પડદે
નમણી તિમીર વેલ ચીતરીએ
તું કહે તો તિમીર કેરું વન ચીતરીએ
નહિતર મોર કે ઢેલ ચીતરીએ...

અજવાળાના કોરા કોરા પડદે
હું તું ના ઓગાળી ભ્રમને
એકજ ભીનું તન ચીતરીએ
નહિતર નિજ સ્પંદન ચીતરીએ...

આ ચોમાસે થાય કશું ચીતરીએ
સૂક્કા વૃક્ષે મથે ફૂટવા એકલદોકલ પર્ણ ચીતરીએ
તું કહે તો શ્વસતું ભીતર જણ ચીતરીએ
નહિતર કેવળ મન ચીતરીએ...

– મુકુન્દ પરીખ



## સાભાર સ્વીકાર

રેશનલ એસ. એમ. એસ. : લે. અને પ્રાપ્તિસ્થાન : પ્રો. જે. પી. મહેતા, ૨૯/બી/૪, 'પંચશીલ', વિદ્યાભવન સ્કૂલ સામે, ઘાટકોપર, મુંબઈ-૪૦૦૦૭૭, કિં. રૂ. ૨૦/-; આનંદના ઉદ્ગાતા શ્રી અરવિંદ : લે. પ્રીતિ દવે, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, ૧૯૩૫, હિંગલોક જોષીની પોળ, બાલા હનુમાન, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂ. ૩૫/-; ઘેર ઘેર લીલાલહેર : લે. મીનાક્ષી દીક્ષિત, પ્ર. આર. આર. શેઠની કંપની, 'દ્વારકેશ', રોયલ એપાર્ટમેન્ટ્સની બાજુમાં, નહેરુ બ્રીજ કોર્નર, ખાનપુર, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂ. ૮૦/-; અગિયારમી દીશા : વ્યક્તિમાંથી વિભૂતિ અપ્રસિદ્ધ મહાત્માશ્રી ચંદુભાઈનું આત્મદર્શન : સંગ્રાહક : નારુશંકર મ. ભટ્ટ, સંપા. : વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર, પ્ર. : સ્વાતિ પ્રકાશન, ૧૦, બીરવા રો હાઉસ, અમીધારા સોસાયટી પાસે, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮, કિં. રૂ. ૧૨૦/-; ૨૦૦૪નું યાદગાર વાચન : સંપાદન : નરેશ કાપડીયા, પ્ર. સાહિત્ય સંગમ, બાવાસીદી, પંચોલીવાડી સામે, ગોપીપુરા, સુરત-૩૯૫૦૦૧, કિં. રૂ. ૨૫/-; संत समागम : (हिन्दी) : ले. प्र. डॉ. शान्ति शेठ, १०, कामनाथ अेपार्टमेन्ट्स, सॅंट झेवियर्स स्कूल के सामने, मेमनगर रोड, अहमदाबाद-380052, मूल्य : रु. 50/-.

## સાભાર સ્વીકાર

ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. (૧-૨, અપર લેવલ, સેન્ચૂરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૬)નાં

ભગવાન બુદ્ધ અને બૌદ્ધ ધર્મચિંતન : સંકલન : જયા મહેતા, કિં. રૂ. ૬૦/-; વેદ, ઉપનિષદ અને... : સંકલન અને કિં. ઉપર મુજબ; મૌનનો ચહેરો : લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૭૦/-, ગીતમલ્લિકા : લે ઉપર મુજબ, કિ રૂ. ૮૦/-; રોજ રોજ હું કરું પ્રાર્થના : સંકલન અને અનુવાદ : આશા દલાલ, કિં. રૂ. ૫૦/-; અબોલ બોલે છે જગદીશનાં જીવનસંભારણાં : લે. જયંત કોઠારી, કિં. રૂ. ૬૦/-; ધન અને ધ્યાન : લે ઓશો, ભાવાનુવાદ : મા કૃષ્ણ ચેતના - સ્વામી કૃષ્ણ ચૈતન્ય, કિં. રૂ. ૭૦/-; અમેરિકા, અમેરિકા (સૉનેટસંગ્રહ) : લે. નટવર ગાંધી, કિ. રૂ. ૧૨૫/-; ઈડલી, ઑર્કિડ અને હું ! : લે. વિઠ્ઠલ વ્યંકટેશ કામત, અનુવાદ : અરુણા જાડેજા, કિ. રૂ. ૧૫૦/-.

પરિચય ટ્રસ્ટ (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦૦૦૨)નાં

સલામત ડ્રાઇવિંગ : શહેરમાં અને ધોરી માર્ગ પર : (પરિચયપુસ્તિકા પ્રવૃત્તિ નં. -૧૧૦૪) લે. ડૉ. પ્રદ્યુમ્ન ભટ્ટ, કિ રૂ. ૬/-; કુષ્ઠરોગ અને સમાજ : (પરિચયપુસ્તિકા પ્રવૃત્તિ ન -૧૧૦૩), લે. ડૉ. કિરીટ આચાર્ય, કિં. રૂ. ૬/-, રસખાન અને રહીમ : (પરિચયપુસ્તિકા પ્રવૃત્તિ ન -૧૧૦૨), લે. મધુવદન મહેતા, કિં. રૂ ૬/-.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧)નાં

આકાશમંચ : લે ધીરુબહેન પટેલ, કિં. રૂ. ૧૦૦/-; પ્રકૃતિની લોકકથાઓ : લે. ખોડીદાસ પરમાર, કિં. રૂ ૫૦/-, મસ્તીખોર મનિયો : લે. ઉષા ઉપાધ્યાય, કિં. રૂ. ૨૫/-; નરસિંહ મહેતાનાં પદો : નવા પરિપ્રેક્ષ્યમાં : લે. જયંત કોઠારી, કિં. રૂ. ૬૫/-; હાથીરાજા અને બીજાં નાટકો : લે. પ્રવીણ પંડ્યા, કિં. રૂ. ૧૦૦/-.

### અન્ય

સાચના કાચમાંથી : લે. વસંત પરીખ, પ્ર. માનવ વિકાસ કેન્દ્ર, વલ્લભવિદ્યાનગર-૩૮૮૧૨૦, કિ નથી; અમૃતકુંભ : સંપાદન : વસંત પરીખ, પ્ર. ૭૪, શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ સ્ટેશન, વાયા આણંદ, પો. બોરીયા-૩૮૮૧૩૦, કિં. નથી; પ્લેટોના કેટલાક સંવાદો : લે હરસિદ્ધ એમ. જોશી, પ્ર. પ્રાચ્યવિદ્યામંદિર, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, કિં. રૂ. ૧૦૦/-; ભક્તિપદારથ : લે દુષ્યન્ત પંડ્યા, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ ૭૫/-; અથવ્યનાં પર્ણ : લે. પ્ર. શંભુપ્રસાદ જોશી, એ/૨૦, ૐ ટાવર્સ, સૅટેલાઇટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫, કિં. રૂ. ૫૦/-.

## નરસિંહ મહેતાને

ભલું થયું ભાંગી જંજાળ
સુખે ભજીશું શ્રીગોપાળ!
નરસિંહ. ત્હારી બ્રહ્મખુમારી
શી અમારી આળ-પંપાળ!
માણેક જેવી માણેક જાતાં
ત્હારો જનક શો વ્યવહાર!
ગૃહિણી, સચિવ, સખી ગયાનો
વિલાપ કરતા અનરાધાર!
આ દુનિયાના સઘળા પદારથ
ત્હારા પ્રભુની તોલે નાવે રે;
ગાડી-વાડી-લાડી અમને
અંત લગી શી ભાવે રે!
જનમ ધર્યાનું પુણ્ય મે'તાજી
પ્રભુ-દર્શનનો લ્હાવો રે,
હિમાલય જેવડો સુખનો લડુ
નિશ-દિન અમારે ખાવો રે.
જાગીને જોતાં તમારું
જગત ન દીસે ક્યાંય રે,
ભવાટવીમાં ભટકે ભૂંડો
ભૂંડ-જગત ગટરમાંહ્ય રે!
ત્હમે ગગનમાં નિરખો પેલો
આદિ, અનાદિ, એક રે,
અમે નિરખિયે ભાતભાતનાં
દળ-વાદળ અનેક રે!
જગત-ભગતની વાત નિરાળી
તમારી સમજમાં આવે રે,
પાદરથી પાવાગઢ જાતાં
પાય અમ ખત્તા ખાવે રે!
આંખનું કાજળ ગાલે ઘસીને
ફૂલણજી અમે ફુલાતા રે,
નરસૈંયાની તોલે 'અનામી'
કોટિક ભવે પણ ના'વે રે.

— અનામી



...desh (A literary cultural monthly) May - 2005 ISSN 0971-6599 R. No GUJ 156




કેડિલા : પાચ દાયકાથી પણ વધુ કાળજીની એક આગવી પરંપરાનો અનોખો ઇતિહાસ - નવસર્જન થી રચાયું ઝાયડસ-કેડિલા. સ્વાસ્થ્ય સેવાઓના ક્ષેત્રમાં આ પરંપરાનું પ્રતિક એટલે ઝાયડસ-કેડિલા. પરંપરાગત કોઠા સૂઝ, પ્રયોગશીલ સર્જનાત્મકતા અને તરોતાજા તરવરાટનો ત્રિવેણી સંગમ એટલે ઝાયડસ-કેડિલા. ઝાયડસ-કેડિલા આરોગ્ય સેવાઓના ક્ષેત્રે સતત કાર્યશીલ રહેવા પ્રતિબધ્ધ છે.

ઉત્તમ

સુદૃઢ બ

પ્રતિભા, સંશોધન અને સાધનોના સમુચિત વિનિયોગ દ્વારા આરોગ્ય સેવાઓના ક્ષેત્રે અનેરુ પદાર્પણ કરવા કટિબધ્ધ.

**Zydus** dedicated to *life*

**Cadila** Healthcare Limited

ઝાયડસ ટાવર, સરખેજ-ગાંધીનગર હાઇવે, સેટેલાઇટ ક્રોસ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૧૫
ફોન (૦૭૯) ૨૬૮ ૬૮ ૧૦૦ (૨૦ લાઈન) ફેક્સ : (૦૭૯) ૨૬૮૬ ૨૩ ૬૫ / ૬૬ www.zyduscadila.com

# ઉદ્દેશ




સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ પંદરમું : અંક અગિયારમો

જૂન ૨૦૦૫

તંત્રી

રમણલાલ જોશી

૧૭૯



# ઉદ્દેશ

વર્ષ પંદરમું  અંક : અગિયારમો  સળંગ અંક : ૧૭૯


## અનુક્રમ : જૂન ૨૦૦૫




પ્રકાશક : રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૮૦૧/એ, પ્રકૃતિ, સજીવ બાગ, પરિમલ રેલવે ક્રોસિંગ પાસે, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭ ફોન : ૨૬૬૩૪૧૧૭, (મો.) ૯૮૨૫૦૦૭૦૨૩

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૨૧૬૩૧૦૩


### સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯.
  ફોન : ૨૭૯૧૧૬૭૭; ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.
ફોન : ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૭૯૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમાં,
મેમનગર, અમદાવાદ – ૩૮૦ ૦૫૨.
ફોન : ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૭૬૧૮

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧
ફોન : ૨૪૬૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે

ઉદ્દેશ

જૂન ૨૦૦૫

सर्वभाषा सरस्वती



## ગુજરાતની અસ્મિતા શું મરી પરવારી છે ?

ગુજરાતની અસ્મિતા ક્યાં ? આ દિવસોમાં આ પ્રશ્ન સતત ઉદ્ભવ્યા કર્યો. ગુજરાતની અસ્મિતા એ શબ્દો મુનશીએ પ્રચલિત કર્યા. શું 'અસ્મિતા' મુનશી સાથે મરી પરવારી ? અનેક ભાવસંકેતો ધરાવતો આ શબ્દ ડિકશનરીનો બની ગયો છે. ભાવનાપુરુષ રણજિતરામ વાવાભાઈની 'ગુજરાત' ક્યાંય દેખાય છે ? ''જય જય ગરવી ગુજરાત'', ''ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત'', ''જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત'' કે ''ગુજરાત મોરી મોરી રે'' એ કાવ્યપંક્તિઓ માત્ર સંગ્રહોમાં દટાઈ રહેવા માટે છે ? વિવેક બૃહસ્પતિનું બિરુદ પામેલ ગુજરાત આજે કેવું લાગે છે ? પ્રશ્નોની હારમાળા આગળ આપણે આવી ઊભા છીએ, તાજેતરમાં ચંદ્રકાંત બક્ષી મુંબઈના શેરીફ નિમાયા ત્યારે તેમના સન્માન-સમારંભનાં પ્રવચનોનો એક સૂર એવો હતો કે મહારાષ્ટ્રે બક્ષીનું સન્માન કર્યું પણ ગુજરાતે શું કર્યું ? ગુજરાતની અસ્મિતા શું મરી પરવારી છે ?

ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો ગુજરાતની પ્રજા જુદાજુદા પ્રદેશોમાંથી ટોળીરૂપે અહીં આવી. લગભગ છઠ્ઠી સદીમાં ગુજરાતમાં આવીને સ્થિર થયેલી ગુર્જર ટોળીઓની પહેલાં ગુજરાતમાં કઈ પ્રજા આવીને વસી હતી એ વિશે નિશ્ચિત માહિતી મળતી નથી. એ પછી આરબો, પારસીઓ અને પરદેશીઓ પણ આવ્યા. ગુજરાતની એ વિશેષતા છે કે એણે સૌને પોતાના વિશાળ ઉદરમાં સમાવ્યા અને પારસ્પરિક ભ્રાતૃભાવથી સૌનો વિકાસ થતો ગયો. 'અપના' ઉપરથી 'અપનાવ્યું' ક્રિયાપદ ગાંધીજીએ-ગુજરાતના ગાંધીજીએ પ્રચલિત કર્યું એ ભૂલવા જેવું નથી. ઇતિહાસકાર રત્નમણિરાવ જોટે લખે છે : ''ઘણા દેશોના ઇતિહાસમાં ભ્રમણયુગો આવ્યા હશે; પરંતુ ગુજરાતના ઇતિહાસમાં જેટલા ભ્રમણયુગો આવ્યા છે, એટલા ને એવા ભ્રમણયુગો કોઈ દેશના ઇતિહાસમાં ભાગ્યે જ આવ્યા હશે - ગુજરાતમાં જાતિઓની જેટલી વિવિધતા છે તેટલી ભાગ્યે જ બીજી જગ્યાએ હશે. ગુજરાતની ભૂમિએ ઘણા ભ્રમણયુગો જોયા છે. ઘણી જાતિઓને ગુજરાતે આશ્રય આપ્યો છે. ઘણી જાતિઓ ગુજરાતમાં આવી છે, વસી છે અને વસ્તીમાં મળીને ઓતપ્રોત થઈ ગઈ છે. ઘણી જાતિઓ ગુજરાતમાં થઈને જમીનમાર્ગે કે દરિયામાર્ગે દેશાવરોમાં જતી રહી છે. ઘણી દેશાવરોમાંથી આવીને ગુજરાતમાં વસી છે કે ગુજરાતમાં થઈને હિન્દુસ્તાનમાં પ્રસરી છે. દરિયાકિનારાને લીધે અને વેપારના પ્રાધાન્યને લીધે, અનેક દેશાવરોની સાથે આવજા અને આપલેના ગાઢ સંબંધને લીધે ગુજરાતે આ સ્થિતિ ભોગવી છે.

ગુજરાતની જુદી-જુદી જ્ઞાતિઓની ઉત્પત્તિનો ઇતિહાસ બતાવે છે કે 'ઔદીચ્ય', 'ખેડાવાળ', 'નાગર', 'મેવાડા', 'શ્રીમાળી', 'ઝરોળા', 'નંદવાણા', 'ઉદવરા' વ. બ્રાહ્મણો, કણબી, ખડાયતા વ. અન્ય જ્ઞાતિઓ કઈ રીતે આવીને સ્થિર થઈ. સૌએ એકતાની ભાવનાથી જીવવાનું રાખ્યું. ઇતિહાસ કહે છે કે ગુજરાતી અસ્મિતાનું પ્રથમ પગલું તે ચાલુક્ય યુગ છે, એ પછી ઈ.સ. ૧૧૦૦થી ૧૩૦૦નો ભ્રમણયુગ સામાજિક દૃષ્ટિએ મહત્ત્વનો છે. ઈ.સ. ૧૩૦૦થી ૧૫૦૦નો સમય એ શાંતિનો યુગ છે. એમાં સાહિત્યનું ઘડતર થયું. અંગ્રજોના સંપર્ક પછી ભાષાસાહિત્ય અને કળાઓમાં નવજાગૃતિ આવી તેમ અંગ્રેજી કેળવણી, તાર-ટપાલ-રેલવે વ.ના આવવાથી અન્ય પ્રદેશોની જેમ ગુજરાતના જીવનમાં પણ પરિવર્તન આવ્યું. ૧૯૧૫માં દક્ષિણ આફ્રિકાથી ભારત આવેલા ગાંધીજીએ અમદાવાદને પોતાની કર્મભૂમિ બનાવી, કોચરબ અને સાબરમતી આશ્રમો સ્થાપ્યા, ગૂજરાત વિદ્યાપીઠની શરૂઆત કરી, દેશની કાયાપલટનું ભગીરથ કાર્ય ગુજરાતમાં રહ્યાં રહ્યાં ગાંધીજીએ કર્યું. દેશનું આ એક મહત્ત્વનું કેન્દ્ર બન્યું. પછી અંગ્રજો

સામેની લડતોમાં પણ ગુજરાત એ આખા દેશનું પ્રેરણાસ્થાન બન્યું. સ્વાતંત્ર્યોત્તર કાળમાં અન્ય પ્રદેશોની સાથેસાથે ગુજરાતની પ્રગતિનાં પણ પગરણ મંડાયાં. આ ગુજરાત આજે હિંસા, વિદ્વેષ અને કુટિલતાનાં પરિબળો વચ્ચે સપડાય છે. દેશ અને દુનિયામાં આજે એને નીચું જોવાપણું છે. ગુજરાતની ગરવી પરંપરા આજે કેમ લુપ્ત થઈ ગઈ છે ?

'ગુજરાત - એક સાંસ્કારિક વ્યક્તિ'માં મુનશીએ લખેલું કે "ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે. એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઊંડી વ્યાવહારિકતા ને ઊંચી અભિલાષા છે, તેમાં વ્યવસ્થાશક્તિ છે અને સ્વાતંત્ર્યપ્રેમ છે, મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે, ભાવનાશીલતા છે અને સેવા-ધર્મનો પ્રેમ છે અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંશ છે. એના સ્ત્રીત્વમાં ફૂલની સુકુમારતા છે ને છતાં સતીની અડગતા છે. તેમાં રસિકતા છે ને છતાં સંરક્ષક વૃત્તિ છે. કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિકતા બુદ્ધિ સતેજ છે. ધર્માંધતા નથી છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે, તેમાં પુરુષના સમાન થવાની હોંશ છે છતાં પુરુષને પડખે જ ઊભા રહેવાનું ડહાપણ છે. નવાનવા ઉલ્લાસો છે છતાં દુઃખ સહન કરવાની હિંમત છે અને પુરુષોને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે. એના કૌટુંબિક જીવનમાં સ્વચ્છંદ નથી અને સંકોચ પણ જતો રહેવા માંડ્યો છે. એની ન્યાતોનાં બંધનો એવાં ઢીલાં નથી કે ભૂતકાળનું ભાન કે સામાજિક વ્યવસ્થા તૂટે અને એવાં સખત નથી કે વ્યક્તિસ્વાતંત્ર્યનો વિનાશ કરે. એના ધર્મ-સંપ્રદાયો એવા જડ નથી કે માનસિક વાતાવરણ રોગિષ્ઠ કરે ને એવા રાજસી નથી કે વ્યવહારજીવનની આડે આવે અને ગુજરાતની સાંસ્કારિક અસ્મિતાની આ બધી પ્રવૃત્તિને સમગ્ર-જીવન પર અધિષ્ઠાત્રીરૂપે બિરાજે છે. જાણ્યે-અજાણ્યે બધાં એક ને અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે અને જેમ જેમ અંગેઅંગની એકતાનતા પરથી જ આત્મા પરખાય છે તેમ ગુજરાતની સંસ્કૃતિમાં પ્રતાપી આત્માની સાક્ષી દે છે". આ ગુજરાતની સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિનાં સનાતન મૂલ્યો સાથે સંપૂર્ણપણે સંવાદી છે એવું મુનશીનું દર્શન છે. વિશ્વભરમાં ગુજરાતની પ્રતિષ્ઠા આવાં જીવન-મૂલ્યોના પ્રવર્તનને કારણે છે.

ગુજરાતીઓમાં નીતિવિષયક એકતા મોટા પ્રમાણમાં છે એવું મુનશીનું નિરીક્ષણ યથાર્થ છે. ગુજરાતના વિશિષ્ટ વ્યક્તિત્વને મૂર્ત કરતી ન્હાનાલાલની 'ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ અમારો ગુણિયલ ગુર્જર દેશ' પંક્તિઓ તેમણે યાદ કરી છે, પણ ખાસ ઉલ્લેખેલી ચંદ્રવદન મહેતાની પંક્તિઓ જોઈએ :

ભમો ભરત ખંડ સકલ ભોમ ખૂંદી વળી
ધરાતલ ઘૂમો, કટમ્હીં નહિ મળે રૂડી ચાતરી
પ્રફુલ્લ કુસુમો તણી, વિવિધ રંગ વસ્ત્રે ભરી,
સરોવર તરુવરો જળભરી નદીઓ ભળી
મહાદધિ લડાવતી નગરબંધ કંઠે ઢળી,
પ્રદેશ પરદેશના સહુ થકી અહીં ગુર્જરી !

કવિ ઘણું યાદ કરે છે. ગુજરાતમાં ઘણું નથી પણ તેમ છતાં ગુજરાતના નામથી હૃદય સળવળી ઊઠે છે, ઊંડા ભાવથી એક ભક્તિની દીપરેખા સ્ફુરી રહે છે અને કવિ કહે છે, "લીધો જનમને ગમે થવું જ રાખ આ ભૂમિમાં" આ ગુજરાત એનો ભવ્ય સાંસ્કૃતિક વારસો... ગાંધીજીના પુણ્યપ્રતાપ એ બધું શું કવિકલ્પના થઈ રહેશે ? ગુજરાતી અસ્મિતાના જ્યોતિર્ધર કનૈયાલાલ મુનશીએ 'ગુજરાત - એક સાંસ્કારિક વ્યક્તિ'માં જે ભાવનાચિત્ર આપ્યું છે એનું સ્મરણ સૌને પ્રેરક નીવડશે. ગુજરાતની અસ્મિતાનો મંત્ર આપણા હૃદયમાં ગુંજી રહે અને એની સમુજ્જ્વલ પરંપરાને અનુરૂપ એક અને અખંડ ગુજરાતની મુનશીની ભાવનાને યાદ કરી જોવાનું છે. 'ગુજરાતની અસ્મિતા ક્યાં ?' એ પ્રશ્નાર્થ ન રહે અને ભારતના એક પ્રાણવાન ઘટક તરીકે ભારતમાં અને વિશ્વમાં એની પ્રતિભાનો ધ્વજ લહેરાતો રહે એમ ઇચ્છીએ.

– રમણલાલ જોશી
('જન્મભૂમિ', તા. ૧-૪-'૯૯)

તંત્રી

**વિખ્યાત બાર્ન્સ ઍન્ડ નોબલમાં શ્રી જયન્તિ દલાલના "ORDEAL OF INNOCENCE" અને શ્રીમતી પ્રીતિ સેનગુપ્તાના "OUR INDIA"નું લોકાર્પણ અને ઇન્ડો-અમેરિકન કવિતામાસની ભવ્ય ઉજવણી :**

ઇન્ડો-અમેરિકન લિટરરી અકાદમીના ઉપક્રમે તા. ૮ મે રવિવારે બાર્ન્સ ઍન્ડ નોબલ, નૉર્થ બ્રન્સવીક, ન્યૂજર્સીમાં મળેલી સાહિત્યસભામાં ભવ્ય સાહિત્યિક કાર્યક્રમો યોજાયા હતા. નોબેલ પારિતોષિકના વિજેતા કવિ શ્રી રવીન્દ્રનાથ ટાગોરના જન્મમાસને અનુલક્ષીને અકાદમીએ અમેરિકન રાષ્ટ્રીય કવિતામાસ (એપ્રિલ) અને ઇન્ડો-અમેરિકન કવિત્વ માસની સંયુક્ત ઉજવણી યોજી હતી. અકાદમીના કન્વીનર પ્રા. ચન્દ્રકાન્ત દેસાઈએ જાણીતા લેખક શ્રી જયન્તિ એમ. દલાલની લેખનપ્રતિભાને બિરદાવી તેમની અંગ્રજીમાં અનૂદિત થયેલી નવલકથા "ORDEAL OF INNOCENCE"નું લોકાર્પણ કરવા જાણીતાં લેખિકા શ્રી પ્રીતિ સેનગુપ્તાને અનુરોધ કર્યો હતો. એ પછી ડૉ. ગોવર્ધન શર્માએ શ્રી પ્રીતિ સેનગુપ્તાના અંગ્રેજી પુસ્તક "OUR INDIA"નું લોકાર્પણ કર્યું હતું. છેલ્લે શ્રીમતી નંદિની શાહના અવસાન અંગે એક મિનિટ મૌન પાળી શ્રદ્ધાંજલિ અર્પી હતી.

*

**રાજેશ અંતાણી – જયન્તિ જોશીને સંસ્મૃતિ એવૉર્ડ :**

ગુજરાતી તથા કચ્છી સાહિત્યસર્જન ક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કરનાર શ્રી રાજેશ અંતાણી અને શ્રી જયન્તિ જોશીને સ્વ. ડૉ. જયન્ત ખત્રી સ્મારક સાહિત્યસભા સંસ્મૃતિ દ્વારા આગામી મહિને યોજાનારા સાહિત્ય સમારંભમાં એવૉર્ડ એનાયત કરવામાં આવશે.

*

**"ભારતીય દલિત આંદોલન – એક સંક્ષિપ્ત ઇતિહાસ"નું વિમોચન :**

દિલ્હીના હિન્દી ભાષાના ખ્યાતનામ દલિત સાહિત્યકાર શ્રી મોહનદાસ નૈમિશરાય લિખિત "ભારતીય દલિત આંદોલન - એક સંક્ષિપ્ત ઇતિહાસ" પુસ્તકનો શ્રી કાન્તિ માલસતરે કરેલો ગુજરાતી અનુવાદ "ભારતીય દલિત આંદોલન - એક સંક્ષિપ્ત ઇતિહાસ"નો વિમોચન કાર્યક્રમ તા. ૧૫ મે ૨૦૦૫ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન ભવનમાં જાણીતા સાહિત્યકાર અને સમાજશાસ્ત્રી ડૉ. વિદ્યુત જોશીના અધ્યક્ષસ્થાને યોજાયો હતો. સમગ્ર કાર્યક્રમનું સંચાલન શ્રી હરીશ મંગલમે કર્યું હતું અને સૌનો આભાર માની કાર્યક્રમનું સમાપન કર્યું હતું.



સામેની લડતોમાં પણ ગુજરાત એ આખા દેશનું પ્રેરણાસ્થાન બન્યું. સ્વાતંત્ર્યોત્તર કાળમાં અન્ય પ્રદેશોની સાથેસાથે ગુજરાતની પ્રગતિનાં પણ પગરણ મંડાયાં. આ ગુજરાત આજે હિંસા, વિદ્વેષ અને કુટિલતાનાં પરિબળો વચ્ચે સપડાય છે. દેશ અને દુનિયામાં આજે એને નીચું જોવાપણું છે. ગુજરાતની ગરવી પરંપરા આજે કેમ લુપ્ત થઈ ગઈ છે ?

'ગુજરાત - એક સાંસ્કારિક વ્યક્તિ'માં મુનશીએ લખેલું કે "ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે. એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઊંડી વ્યાવહારિકતા ને ઊંચી અભિલાષા છે, તેમાં વ્યવસ્થાશક્તિ છે અને સ્વાતંત્ર્યપ્રેમ છે, મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે, ભાવનાશીલતા છે અને સેવા-ધર્મનો પ્રેમ છે અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંશ છે. એના સ્ત્રીત્વમાં ફૂલની સુકુમારતા છે ને છતાં સતીની અડગતા છે. તેમાં રસિકતા છે ને છતાં સંરક્ષક વૃત્તિ છે. કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિકતા બુદ્ધિ સતેજ છે. ધર્માંધતા નથી છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે, તેમાં પુરુષના સમાન થવાની હોંશ છે છતાં પુરુષને પડખે જ ઊભા રહેવાનું ડહાપણ છે. નવાનવા ઉલ્લાસો છે છતાં દુ:ખ સહન કરવાની હિંમત છે અને પુરુષોને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે. એના કૌટુંબિક જીવનમાં સ્વચ્છંદ નથી અને સંકોચ પણ જતો રહેવા માંડયો છે. એની ન્યાતોનાં બંધનો એવાં ઢીલાં નથી કે ભૂતકાળનુ ભાન કે સામાજિક વ્યવસ્થા તૂટે અને એવાં સખત નથી કે વ્યક્તિસ્વાતંત્ર્યનો વિનાશ કરે. એના ધર્મ-સંપ્રદાયો એવા જડ નથી કે માનસિક વાતાવરણ રોગિષ્ઠ કરે ને એવા રાજસી નથી કે વ્યવહારજીવનની આડે આવે અને ગુજરાતની સાંસ્કારિક અસ્મિતાની આ બધી પ્રવૃત્તિને સમગ્ર-જીવન પર અધિષ્ઠાત્રીરૂપે બિરાજે છે. જાણ્યે-અજાણ્યે બધાં એક ને અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે અને જેમ જેમ અંગેઅંગની એકતાનતા પરથી જ આત્મા પરખાય છે તેમ ગુજરાતની સંસ્કૃતિમાં પ્રતાપી આત્માની સાક્ષી દે છે". આ ગુજરાતની સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિનાં સનાતન મૂલ્યો સાથે સંપૂર્ણપણે સંવાદી છે એવું મુનશીનું દર્શન છે. વિશ્વભરમાં ગુજરાતની પ્રતિષ્ઠા આવાં જીવન-મૂલ્યોના પ્રવર્તનને કારણે છે.

ગુજરાતીઓમાં નીતિવિષયક એકતા મોટા પ્રમાણમાં છે એવું મુનશીનું નિરીક્ષણ યથાર્થ છે. ગુજરાતના વિશિષ્ટ વ્યક્તિત્વને મૂર્ત કરતી ન્હાનાલાલની 'ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ અમારો ગુણિયલ ગુર્જર દેશ' પંક્તિઓ તેમણે યાદ કરી છે, પણ ખાસ ઉલ્લેખેલી ચંદ્રવદન મહેતાની પંક્તિઓ જોઈએ .

ભમો ભરત ખંડ સકલ ભોમ ખૂંદી વળી<br>
ધરાતલ ધૂમો, કટમ્હીં નહિ મળે રૂડી ચાતરી<br>
પ્રફુલ્લ કુસુમો તણી, વિવિધ રંગ વસ્ત્રે ભરી,<br>
સરોવર તરુવરો જળભરી નદીઓ ભળી<br>
મહાદધિ લડાવતી નગરબંધ કાંઠે ઢળી,<br>
પ્રદેશ પરદેશના સહુ થકી અહીં ગુર્જરી !

કવિ ઘણું યાદ કરે છે. ગુજરાતમાં ઘણું નથી પણ તેમ છતાં ગુજરાતના નામથી હૃદય સળવળી ઊઠે છે, ઊંડા ભાવથી એક ભક્તિની દીપરેખા સ્ફુરી રહે છે અને કવિ કહે છે, "લીધો જનમને ગમે થવું જ રાખ આ ભૂમિમાં" આ ગુજરાત એનો ભવ્ય સાંસ્કૃતિક વારસો... ગાંધીજીના પુણ્યપ્રતાપ એ બધું શું કવિકલ્પના થઈ રહેશે ? ગુજરાતી અસ્મિતાના જ્યોતિર્ધર કનૈયાલાલ મુનશીએ 'ગુજરાત - એક સાંસ્કારિક વ્યક્તિ'માં જે ભાવનાચિત્ર આપ્યું છે એનું સ્મરણ સૌને પ્રેરક નીવડશે. ગુજરાતની અસ્મિતાનો મંત્ર આપણા હૃદયમાં ગુંજી રહે અને એની સમુજ્જ્વલ પરંપરાને અનુરૂપ એક અને અખંડ ગુજરાતની મુનશીની ભાવનાને યાદ કરી જોવાનું છે. 'ગુજરાતની અસ્મિતા ક્યાં ?' એ પ્રશ્નાર્થ ન રહે અને ભારતના એક પ્રાણવાન ઘટક તરીકે ભારતમાં અને વિશ્વમાં એની પ્રતિભાનો ધ્વજ લહેરાતો રહે એમ ઇચ્છીએ.

**– રમણલાલ જોશી**

('જન્મભૂમિ', તા. ૧-૪-'૯૯)

તંત્રી

**વિખ્યાત બાર્ન્સ એન્ડ નોબલમાં શ્રી જયન્તિ દલાલના "ORDEAL OF INNOCENCE" અને શ્રીમતી પ્રીતિ સેનગુપ્તાના "OUR INDIA"નું લોકાર્પણ અને ઈન્ડો-અમેરિકન કવિતામાસની ભવ્ય ઉજવણી :**

ઇન્ડો-અમેરિકન લિટરરી અકાદમીના ઉપક્રમે તા. ૮ મે રવિવારે બાર્ન્સ એન્ડ નોબલ, નોર્થ બ્રન્સવીક, ન્યૂજર્સીમાં મળેલી સાહિત્યસભામાં ભવ્ય સાહિત્યિક કાર્યક્રમો યોજાયા હતા. નોબેલ પારિતોષિકના વિજેતા કવિ શ્રી રવીન્દ્રનાથ ટાગોરના જન્મમાસને અનુલક્ષીને અકાદમીએ અમેરિકન રાષ્ટ્રીય કવિતામાસ (એપ્રિલ) અને ઇન્ડો-અમેરિકન કવિત્વ માસની સંયુક્ત ઉજવણી યોજી હતી. અકાદમીના કન્વીનર પ્રા. ચન્દ્રકાન્ત દેસાઈએ જાણીતા લેખક શ્રી જયન્તિ એમ. દલાલની લેખનપ્રતિભાને બિરદાવી તેમની અંગ્રજીમાં અનૂદિત થયેલી નવલકથા "ORDEAL OF INNOCENCE"નું લોકાર્પણ કરવા જાણીતાં લેખિકા શ્રી પ્રીતિ સેનગુપ્તાને અનુરોધ કર્યો હતો. એ પછી ડૉ. ગોવર્ધન શર્માએ શ્રી પ્રીતિ સેનગુપ્તાના અંગ્રેજી પુસ્તક "OUR INDIA"નું લોકાર્પણ કર્યું હતું. છેલ્લે શ્રીમતી નંદિની શાહના અવસાન અંગે એક મિનિટ મૌન પાળી શ્રદ્ધાંજલિ અર્પી હતી.

*

**રાજેશ અંતાણી - જયન્તિ જોશીને સંસ્મૃતિ એવોર્ડ :**

ગુજરાતી તથા કચ્છી સાહિત્યસર્જન ક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કરનાર શ્રી રાજેશ અંતાણી અને શ્રી જયન્તિ જોશીને સ્વ. ડૉ. જયન્ત ખત્રી સ્મારક સાહિત્યસભા સંસ્મૃતિ દ્વારા આગામી મહિને યોજાનારા સાહિત્ય સમારંભમાં એવૉર્ડ એનાયત કરવામાં આવશે.

*

**''ભારતીય દલિત આંદોલન - એક સંક્ષિપ્ત ઈતિહાસ''નું વિમોચન :**

દિલ્હીના હિન્દી ભાષાના ખ્યાતનામ દલિત સાહિત્યકાર શ્રી મોહનદાસ નૈમિશરાયે લિખિત ''ભારતીય દલિત આંદોલન - એક સંક્ષિપ્ત ઇતિહાસ'' પુસ્તકનો શ્રી કાન્તિ માલસતરે કરેલો ગુજરાતી અનુવાદ ''ભારતીય દલિત આંદોલન - એક સંક્ષિપ્ત ઇતિહાસ''નો વિમોચન કાર્યક્રમ તા. ૧૫ મે ૨૦૦૫ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન ભવનમાં જાણીતા સાહિત્યકાર અને સમાજશાસ્ત્રી ડૉ. વિદ્યુત જોશીના અધ્યક્ષસ્થાને યોજાયો હતો. સમગ્ર કાર્યક્રમનું સંચાલન શ્રી હરીશ મંગલમે કર્યું હતું અને સૌનો આભાર માની કાર્યક્રમનું સમાપન કર્યું હતું.



સામેની લડતોમાં પણ ગુજરાત એ આખા દેશનું પ્રેરણાસ્થાન બન્યું સ્વાતંત્ર્યોત્તર કાળમાં અન્ય પ્રદેશોની સાથેસાથે ગુજરાતની પ્રગતિનાં પણ પગરણ મંડાયાં. આ ગુજરાત આજે હિંસા, વિદ્વેષ અને કુટિલતાનાં પરિબળો વચ્ચે સપડાય છે. દેશ અને દુનિયામાં આજે એને નીચું જોવાપણું છે. ગુજરાતની ગરવી પરંપરા આજે કેમ લુપ્ત થઈ ગઈ છે ?

'ગુજરાત - એક સાંસ્કારિક વ્યક્તિ'માં મુનશીએ લખેલું કે "ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે. એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઊંડી વ્યાવહારિકતા ને ઊંચી અભિલાષા છે, તેમાં વ્યવસ્થાશક્તિ છે અને સ્વાતંત્ર્યપ્રેમ છે, મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે, ભાવનાશીલતા છે અને સેવા-ધર્મનો પ્રેમ છે અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંશ છે. એના સ્ત્રીત્વમાં ફૂલની સુકુમારતા છે ને છતાં સતીની અડગતા છે. તેમાં રસિકતા છે ને છતાં સંરક્ષક વૃત્તિ છે. કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિકતા બુદ્ધિ સતેજ છે. ધર્માંધતા નથી છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે, તેમાં પુરુષના સમાન થવાની હોંશ છે છતા પુરુષને પડખે જ ઊભા રહેવાનુ ડહાપણ છે. નવાનવા ઉલ્લાસો છે છતા દુઃખ સહન કરવાની હિંમત છે અને પુરુષોને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે. એના કૌટુંબિક જીવનમાં સ્વચ્છંદ નથી અને સંકોચ પણ જતો રહેવા માંડયો છે. એની ન્યાતોનાં બંધનો એવાં ઢીલાં નથી કે ભૂતકાળનું ભાન કે સામાજિક વ્યવસ્થા તૂટે અને એવાં સખત નથી કે વ્યક્તિસ્વાતંત્ર્યનો વિનાશ કરે. એના ધર્મ-સંપ્રદાયો એવા જડ નથી કે માનસિક વાતાવરણ રોગિષ્ઠ કરે ને એવા રાજસી નથી કે વ્યવહારજીવનની આડે આવે અને ગુજરાતની સાંસ્કારિક અસ્મિતાની આ બધી પ્રવૃત્તિને સમગ્ર-જીવન પર અધિષ્ઠાત્રીરૂપે બિરાજે છે. જાણ્યે-અજાણ્યે બધાં એક ને અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે અને જેમ જેમ અંગેઅંગની એકતાનતા પરથી જ આત્મા પરખાય છે તેમ ગુજરાતની સંસ્કૃતિમા પ્રતાપી આત્માની સાક્ષી દે છે". આ ગુજરાતની સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિનાં સનાતન મૂલ્યો સાથે સંપૂર્ણપણે સંવાદી છે એવું મુનશીનુ દર્શન છે. વિશ્વભરમાં ગુજરાતની પ્રતિષ્ઠા આવાં જીવન-મૂલ્યોના પ્રવર્તનને કારણે છે.

ગુજરાતીઓમાં નીતિવિષયક એકતા મોટા પ્રમાણમાં છે એવું મુનશીનું નિરીક્ષણ યથાર્થ છે. ગુજરાતના વિશિષ્ટ વ્યક્તિત્વને મૂર્ત કરતી ન્હાનાલાલની 'ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ અમારો ગુણિયલ ગુર્જર દેશ' પંક્તિઓ તેમણે યાદ કરી છે, પણ ખાસ ઉલ્લેખેલી ચંદ્રવદન મહેતાની પંક્તિઓ જોઈએ.

ભમો ભરત ખંડ સકલ ભોમ ખૂંદી વળી<br>
ધરાતલ ધૂમો, કટમ્હીં નહિ મળે રૂડી ચાતરી<br>
પ્રફુલ્લ કુસુમો તણી, વિવિધ રંગ વસ્ત્રે ભરી,<br>
સરોવર તરુવરો જળભરી નદીઓ ભળી<br>
મહાદધિ લડાવતી નગરબંધ કાંઠે ઢળી,<br>
પ્રદેશ પરદેશના સહુ થકી અહીં ગુર્જરી !

કવિ ઘણું યાદ કરે છે. ગુજરાતમાં ઘણું નથી પણ તેમ છતાં ગુજરાતના નામથી હૃદય સળવળી ઊઠે છે, ઊંડા ભાવથી એક ભક્તિની દીપરેખા સ્ફુરી રહે છે અને કવિ કહે છે, "લીધો જનમને ગમે થવું જ રાખ આ ભૂમિમાં" આ ગુજરાત એનો ભવ્ય સાંસ્કૃતિક વારસો.. ગાંધીજીના પુણ્યપ્રતાપ એ બધું શું કવિકલ્પના થઈ રહેશે ? ગુજરાતી અસ્મિતાના જ્યોતિર્ધર કનૈયાલાલ મુનશીએ 'ગુજરાત - એક સાંસ્કારિક વ્યક્તિ'માં જે ભાવનાચિત્ર આપ્યું છે એનું સ્મરણ સૌને પ્રેરક નીવડશે ગુજરાતની અસ્મિતાનો મંત્ર આપણા હૃદયમાં ગુંજી રહે અને એની સમુજ્જવલ પરંપરાને અનુરૂપ એક અને અખડ ગુજરાતની મુનશીની ભાવનાને યાદ કરી જોવાનું છે. 'ગુજરાતની અસ્મિતા કયાં ?' એ પ્રશ્નાર્થ ન રહે અને ભારતના એક પ્રાણવાન ઘટક તરીકે ભારતમાં અને વિશ્વમાં એની પ્રતિભાનો ધ્વજ લહેરાતો રહે એમ ઇચ્છીએ.

**– રમણલાલ જોશી**

('જન્મભૂમિ', તા. ૧-૪-'૯૯)

તંત્રી

**વિખ્યાત બાર્ન્સ ઍન્ડ નોબલમાં શ્રી જયન્તિ દલાલના "ORDEAL OF INNOCENCE" અને શ્રીમતી પ્રીતિ સેનગુપ્તાના "OUR INDIA"નું લોકાર્પણ અને ઇન્ડો-અમેરિકન કવિતામાસની ભવ્ય ઉજવણી :**

ઇન્ડો-અમેરિકન લિટરરી અકાદમીના ઉપક્રમે તા. ૮ મે રવિવારે બાર્ન્સ ઍન્ડ નોબલ, નૉર્થ બ્રન્સવીક, ન્યૂજર્સીમાં મળેલી સાહિત્યસભામાં ભવ્ય સાહિત્યિક કાર્યક્રમો યોજાયા હતા. નોબેલ પારિતોષિકના વિજેતા કવિ શ્રી રવીન્દ્રનાથ ટાગોરના જન્મમાસને અનુલક્ષીને અકાદમીએ અમેરિકન રાષ્ટ્રીય કવિતામાસ (એપ્રિલ) અને ઇન્ડો-અમેરિકન કવિત્વ માસની સંયુક્ત ઉજવણી યોજી હતી. અકાદમીના કન્વીનર પ્રા. ચન્દ્રકાન્ત દેસાઈએ જાણીતા લેખક શ્રી જયન્તિ એમ. દલાલની લેખનપ્રતિભાને બિરદાવી તેમની અંગ્રેજીમાં અનૂદિત થયેલી નવલકથા "ORDEAL OF INNOCENCE"નું લોકાર્પણ કરવા જાણીતાં લેખિકા શ્રી પ્રીતિ સેનગુપ્તાને અનુરોધ કર્યો હતો. એ પછી ડૉ. ગોવર્ધન શર્માએ શ્રી પ્રીતિ સેનગુપ્તાના અંગ્રેજી પુસ્તક "OUR INDIA"નું લોકાર્પણ કર્યું હતું. છેલ્લે શ્રીમતી નંદિની શાહના અવસાન અંગે એક મિનિટ મૌન પાળી શ્રદ્ધાંજલિ અર્પી હતી.

*

**રાજેશ અંતાણી – જયન્તિ જોશીને સંસ્મૃતિ એવૉર્ડ :**

ગુજરાતી તથા કચ્છી સાહિત્યસર્જન ક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કરનારા શ્રી રાજેશ અંતાણી અને શ્રી જયન્તિ જોશીને સ્વ. ડૉ. જયન્ત ખત્રી સ્મારક સાહિત્યસભા સંસ્મૃતિ દ્વારા આગામી મહિને યોજનારા સાહિત્ય સમારંભમાં એવૉર્ડ એનાયત કરવામાં આવશે.

*

**''ભારતીય દલિત આંદોલન – એક સંક્ષિપ્ત ઇતિહાસ''નું વિમોચન :**

દિલ્હીના હિન્દી ભાષાના ખ્યાતનામ દલિત સાહિત્યકાર શ્રી મોહનદાસ નૈમિશરાય લિખિત ''ભારતીય દલિત આંદોલન - એક સંક્ષિપ્ત ઇતિહાસ'' પુસ્તકનો શ્રી કાન્તિ માલસતરે કરેલો ગુજરાતી અનુવાદ ''ભારતીય દલિત આંદોલન - એક સંક્ષિપ્ત ઇતિહાસ''નો વિમોચન કાર્યક્રમ તા. ૧૫ મે ૨૦૦૫ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન ભવનમાં જાણીતા સાહિત્યકાર અને સમાજશાસ્ત્રી ડૉ. વિદ્યુત જોશીના અધ્યક્ષસ્થાને યોજાયો હતો. સમગ્ર કાર્યક્રમનું સંચાલન શ્રી હરીશ મંગલમે કર્યું હતું અને સૌનો આભાર માની કાર્યક્રમનું સમાપન કર્યું હતું.



દુષ્યંત પંડ્યા

આપણા પ્રવૃત્તિશીલ જીવનમાં આપણે નાનીમોટી અનેક પ્રવૃત્તિઓ કરતાં હોઈએ છીએ. એ પ્રવૃત્તિઓ કરતી વેળા આપણે કંઈ વિશેષ કાર્ય કરીએ છીએ એવો ભાવ આપણા મનમાં હોતો નથી. આપણે માટે એ સહજ પ્રવૃત્તિ હોય છે. એમાંની કોઈક પ્રવૃત્તિની યાદ આપણને રહે છે તો કોઈકની યાદ અચાનક આવી ચડેલી, એ ઘટના સાથે સંકળાયેલી વ્યક્તિ આપણને ડરાવે છે.

થોડા દહાડા પહેલાં ચોપન-પંચાવન વરસના જરા સૂકા ને ઊંચા લાગતા એક સજ્જને અચાનક આવી ચડી આદરપૂર્વક નમસ્કાર કરી પૂછ્યું 'મને ઓળખ્યો ને ?'

એ ચહેરા તરફ જોયું એણે સ્મૃતિમાંથી કશું અનુસધાન ન આવ્યુ વળી આંખે ચશ્માં હતાં. ચહેરો, અવાજ, ચશ્માં કશુ સ્મૃતિપડને ઉકેલવામાં સહાયરૂપ નહીં થયું. એ વ્યક્તિ બોલી ઊઠી : 'હું દાઉદ'.

તરત જ ચાળીસ-બેતાળીસ વરસોનાં પડળ ખસી ગયા અને, ઠેઠ તળાજાથી જામનગરની ખોજા બોર્ડિંગમાં રહી ભણવા આવેલા ચૌદ વર્ષના તરવરિયા, બુદ્ધિશાળી વિદ્યાર્થી દાઉદનું ચિત્ર ઊભું થઈ ગયું તે સમયના દાઉદના ગોળ ચહેરામાં અને આજના એના લંબગોળ ચહેરામાંનું સામ્ય પણ ધીમે ધીમે ઊપસ્યું. એના અવાજના રણકાએ પણ પૂર્વ-સ્મૃતિઓ તાજી કરી. શાળાના ગણવેશધારી દાઉદની મૂર્તિ મારાં મનોનયન સમક્ષ ખડી થઈ ગઈ. જામનગર સૌરાષ્ટ્રની ઉત્તરમાં પણ જરા પશ્ચિમ તરફ આવેલું છે ત્યારે તળાજા સૌરાષ્ટ્રના દ્વીપકલ્પની દક્ષિણે પણ પૂર્વ બાજુએ આવેલું છે. રેલરસ્તે બંને સ્થળો વચ્ચેનું અંતર લગભગ ૨૭૦ કિલોમીટરનું અને, ભાવનગરથી એકદમ નાની નેરોગેજ રેલવેથી જોડાયેલું, એના પિતા ઘીના વેપારી હતા, ખાધેપીધે સુખી હતા. પોતાના પુત્રને માટે એમણે જામનગરની ખોજા બોર્ડિંગ પસંદ કરેલી. ખોજા બોર્ડિંગના એકાદબે વિદ્યાર્થીઓ ડી.સી.સી. વિવિધલક્ષી હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા તેમની આંગળીએ આ દાઉદ પણ જોડાયેલો. દાઉદ ભણવામાં હોશિયાર અને ચીવટવાળો, તરવરિયો પણ તોફાની જરાય નહીં અને સેવાભાવી તથા બીજાને સહાય કરવા સદા તત્પર પ્રેમાળ પણ એટલો જ, એનો આગ્રહ મને તથા મારાં પત્નીને એને ગામ અને એને ઘેર તળાજા ખેંચી ગયેલો. એ નિમિત્તે તળાજાની બૌદ્ધ ગુફાઓ જોવાનો લાભ પણ મળ્યો હતો.

પૂરાં ચાળીસ વર્ષે દાઉદને મળતાં આનંદ આવ્યો હોય તે સ્વાભાવિક છે. કેટલાંય જૂનાં સંસ્મરણ તાજાં કર્યાં. પણ તેમાં સૌથી અગ્રક્રમે હતું દાઉદથી એકાદ વર્ષ મોટા અને એક ધોરણ આગળ અભ્યાસ કરતા એ જ બોર્ડિંગના બીજા વિદ્યાર્થી ભાઈ હબીબનું.

હબીબના પિતા, બનતાં સુધી, અવસાન પામ્યા હતા અને એના કુટુંબની પરિસ્થિતિ જરાય સારી ન હતી. ૧૯૬૩માં સારા ગુણે એસ.એસ.સી. પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી આઠ-દસ મહિને એ પ્રસન્ન ચહેરે શાળામાં આવ્યો અને મારી સામે આવી, મને આદરપૂર્વક નમસ્કાર કરી એ ઊભો રહ્યો. એના ચહેરા ઉપર પ્રસન્નતાના તરંગ ઉપર તરંગ ઊઠતા હતા. મારે માટે એ આનંદની વાત હતી એ ક્યાંક નોકરીમા ગોઠવાઈ ગયો હશે એમ મને લાગ્યું.

મારું એ અનુમાન સાચું ઠર્યું. એણે જ વાત માંડી

'તમે સલાહ આપી હતી તે મુજબ, આઈટીઆઈમાં જોડાઈ મેં વાયરમેનનો કોર્સ કરી લીધો અને પરીક્ષા દઈને બીજે દિવસે રાજકોટ ગયો અને, દુષ્યન્તભાઈ, મને એક દુકાનમાં નોકરી મળી ગઈ.

અને...' પછી એ જરા ગળગળો બની ગયો. થોડું થોભી, બુશકોટના ખિસ્સામાં હાથ નાખી, દસદસ રૂપિયાની બેત્રણ નોટ કાઢી, મને પગે લાગી, એ નોટ એણે મારા મેજ ઉપર મૂકી અને કહ્યું : 'આ મારો પહેલો પગાર. હું એ સ્કૂલને ભેટ આપું છું.'

'થૅન્ક યુ, હબીબ, થૅન્ક યુ વેરી મચ', મેં આનંદપૂર્વક પ્રતિભાવ આપ્યો. 'પણ તું આમ તારો આખો પગાર શાળાને આપી દેશે તો તું ખાઈશ શું ? તારાં બાને તું શું મોકલાવીશ ?' મેં પૂછ્યું.

'ઈ બધું થઈ રે'શે. પણ આ તો તમે રાખી જ લ્યો. તમે મદદ ન કરી હોત તો હું એસ.એસ.સી. થઈ શકયો ન હોત.' જરા ઢીલા અવાજે એણે કહ્યું.

એની આર્થિક સ્થિતિને લક્ષમાં લઈને એને ભણતરની ફીમાં સંપૂર્ણ રાહત આપવામાં આવી હતી. પોતાના અભ્યાસથી તથા વર્તનથી એણે તેની પાત્રતા પુરવાર પણ કરી હતી. એસ.એસ.સી.ની પરીક્ષાનાં ફૉર્મ ભરવાને દિવસે જ સદાનો નિયમિત હબીબ ગેરહાજર. એ જે બોર્ડિંગમાં રહી અભ્યાસ કરતો હતો તે ખોજા બોર્ડિંગ શાળાથી ઠીકઠીક દૂર હતી. મેં દાઉદને બોલાવી તેને સાઇકલ પર જઈ બોર્ડિંગેથી હબીબને સાઇકલ ઉપર જ તેડી લાવવા કહ્યું. હબીબ આવ્યો. એનું મોઢું પડી ગયું હતું. વઢ ખાવા માટે એ તૈયાર હતો, રડમસ ચહેરે.

મેં એને પૂછ્યું : 'આજે ફૉર્મ ભરવાનાં છે એ તને ખબર ન હતી ?'

'હતી તો ખરી પણ...' એ વાકય પૂરું કરી શક્યો નહીં.

'પણ શું ?' મેં જરા ઊંચા અવાજે કહ્યું.

'ભરવાના વીસ રૂપિયા મારી પાસે ન'તા', એ રડમસ સ્વરે બોલ્યો.

'તું આવ્યો નહીં અને બોર્ડિંગમાં જ રોકાણો એટલે તને એ મળી ગયા ? તારે મને વાત કરવી જોઈતી હતી. આ લઈ જા વીસ રૂપિયા', કહી મેં વીસ રૂપિયા એને આપ્યા. એને અંગત ઉપકાર જેવું ન લાગે એટલા માટે મેં ઉમેર્યું, 'આપણી શાળામાં વિદ્યાર્થી સહાય ફંડ છે. તને એની ખબર નહીં હોય.'

રાજી થતો એ ગયો. સારા ગુણ મેળવી એ એસ.એસ.સી. પણ થઈ ગયો. બોર્ડિંગમાં આગળ અભ્યાસ માટે રહેવાની સગવડ હોય તો આઈ.ટી.આઈ.નો ટૂંકા ગાળાનો પણ તરત કામ મેળવી આપે તેવો વાયરમેનનો અભ્યાસ કરવાની સલાહ એને આપી. એ પરીક્ષામાં એ સારી રીતે ઉત્તીર્ણ થાય તેની પહેલાં જ રાજકોટમાં તેને કયાંક નોકરી પણ મળી ગઈ. પોતાનું ઋણ અદા કરવાના ઉમદા આશયથી એ પોતાના પહેલા પગારની પૂરી રકમ આ રીતે દેવા આવેલો.

એની આ શુભ ભાવના માટે મેં એનો વાંસો થાબડયો અને એના આગ્રહ છતાં, એના પગારમાંથી માત્ર એક જ રૂપિયો મેં લીધો. હરખાતો હરખાતો એ ગયો. એની ચાલમાં જોર હતું. કોઈ પણ શિક્ષકના જીવનમાં આ હબીબ જેવા કિસ્સા બનતા હોય છે.

એ ઘટના બન્યાને વરસવટોળ થયું હશે ને પછી ભાગ્ય મને એક વર્ષ માટે અમેરિકા લઈ ગયું અને, અમેરિકાથી પરત આવ્યા પછી, મુંબઈમાં વિક્રોળીમાં આવેલી ગોદરેજ કંપનીની ઉદયાચલ શાળામાં મારે જોડાવાનું થયું.

હવે એ મહાદ્વિભાષી રાજ્યનું મુખ્ય શહેર રહ્યું ન હતું. એ મહારાષ્ટ્રનું મુખ્ય શહેર બની ગયું હતું અને, ઉદ્યોગધંધામાં બિનમરાઠીઓનું વર્ચસ્વ કેટલાય મરેઠાઓને કણાની માફક ખટકતું. ટિળક, ગોખલે વગેરે ચિત્પાવન બ્રાહ્મણોના હાથમાંથી નેતૃત્વનો દોર મરાઠાઓના હાથમાં આવી ગયો હતો. શિવાજી પૂર્વે અને શિવાજી પછી મહારાષ્ટ્રમાં કોઈ તેજસ્વી પુરુષ પાકયો જ ન હતો એટલી હદે શિવાજીભક્તિ વકરી ચૂકી હતી – જોકે એક પણ યુદ્ધમાં શત્રુના લશ્કરને શિવાજીએ મહાત કર્યું હોય તે ઇતિહાસમાં જોવા મળતું નથી. શાયિસ્તખાન અને અફઝલખાન સાથે શિવાજીએ દગો જ કર્યો હતો અને, પોતાના સૈનિકોને પગાર ચૂકવવાના આશયથી સૂરતને એણે બે વાર લૂંટયું હતું. એ બેમાંથી એક પણ વેળા, સૂરતમાંની અંગ્રેજોની, ફ્રેન્ચોની કે વલંદાઓની કોઠીને એ સ્પર્શી

શક્યા ન હતા. એણે લૂંટ્યા હતા સૂરતના વેપારીઓને જ. શિવાજીનું મૂલ્યાંકન કરતી વેળા આ હકીકતોને વીસરવી જોઈએ નહીં પણ ઇતિહાસને તટસ્થતાથી જોવાની વૃત્તિના અભાવની ગ્રંથિથી આપણે પીડાઈએ છીએ. શાળેય ઇતિહાસમાં સરકરા બદલાતાં જે ફેરફારો થાય છે તે આનું ઉદાહરણ છે.

બાળ ઠાકરેની શિવસેના આવા માનસનું મોટું ઉદાહરણ છે. બિનમરાઠીઓના દ્વેષ સિવાય એની પાસે બીજી કશી વિચારસરણી નથી અને ઇતિહાસમાં મરાઠા યુગમાં મરાઠાઓનાં ધાડા જે તે મુલકમાં ઊતરી પડી ચોથ અને સરદેશમુખી ઉઘરાવતાં તે રીતે, બિનમરાઠીઓનાં ધંધાસ્થાનો પર ધસી જઈ ત્યાં લૂંટફાટ ચલાવવી અને એક યા બીજે બહાને એમની પાસેથી પૈસા ઉઘરાવવા સિવાય શિવસેનાનું બીજું કોઈ પરાક્રમ જોવા મળ્યું નથી. મહારાષ્ટ્રમાં સરકાર ગમે તે પક્ષની હોય - મોટે ભાગે એ કોંગ્રેસ પક્ષની જ રહેવા પામી છે તે છતા - એ કોઈ સરકારે શિવસેના સાથે કડક હાથે કદી કામ લીધું જ નથી. દરેકે દરેક સરકારનો શિવસેનાએ પ્રચ્છન્ન ટેકો હોવાનો પૂરો સંભવ છે. ભાજપાના સહયોગથી શિવસેના પણ સત્તા પર આવી હતી.

આ શિવસેનાએ પહેલો ઉપાડો ૧૯૭૧માં કે ૧૯૭૨માં લીધો. વેસ્ટર્ન રેલવે તરફના દાદરની મુખ્ય બજારમાં આવેલી, કન્નડભાષી શેરીની હોટેલ પર પ્રથમ લૂંટ ચલાવી અને પછી તેને સળગાવી પોતાના બિનમરાઠી દ્વેષના કાર્યક્રમનો એણે આરંભ કર્યો અને, જોતજોતામાં એ મુંબઈના મોટા ભાગમા ફેલાયો.

આ ઘટનાને બેત્રણ દહાડા થયા હશે ત્યાં, એક સાંજે ગોદરેજ કંપનીએ આપેલા મારા ઘરની ઘંટી વાગી. બારણું ખોલ્યું તો એક તંદુરસ્ત જુવાને નમસ્કાર કર્યા ઘરમા દાખલ થતાંવેંત એણે પ્રશ્ન કર્યો : 'મને ન ઓળખ્યો, દુષ્યન્તભાઈ ? હું હબીબ.' એના ચહેરા પરની ભયની લાગણીની ઉપરવટ હાસ્ય ચમકી રહ્યું.

આ હબીબે કાઠું કાઢ્યું હતું એ ઊંચો, તંદુરસ્ત અને સફળતાને વરેલો દેખાતો હતો. ઘરમાં પ્રવેશી એણે પોતાનું દાસ્તાન માંડ્યું. ટૂંકમાં તે આ પ્રમાણે હતું

ચારછ મહિના રાજકોટમાં નોકરી કર્યા પછી એ મુંબઈ આવ્યો હતો અને નસીબે યારી આપતાં, રાજકોટમાં એ ત્રીસે પહોંચ્યો હતો. તેને બદલે, કોલાબામાં કોઈ પારસીની દુકાનમાં એને માસિક સિત્તેર રૂપિયાથી તરત જ નોકરી મળી ગઈ હતી. બધું મહેનતનું કામ હબીબને ફાળે આવતું પારસી શેઠ હતો તે થોડો વૃદ્ધ પણ હતો. ઘરાકી પણ સારી રહેતી ત્રણચાર મહિના પછી દિવાળી આવતાં દુકાનમા ઘરાકી વધી ગઈ. હબીબે શેઠને કહ્યું : 'શેઠ, આ દિવાળીથી પગાર સો રૂપિયા કરી આપો.' 'તને કોઈ સો રૂપિયા આપતું હોય તો તું તાં ઘેર જા', કંજૂસ શેઠ બોલ્યા. પછી હબીબે એ કંજૂસ કાકાને પગાર સબંધી એક અક્ષર પણ કહ્યો નહીં પરતુ, એ બીજે તપાસ તો કરવા લાગ્યો જ.

મુલુંડમાં આવેલી કોઈ પરદેશી કંપનીની જાહેરાત એના જોવામાં આવી અને એણે અરજી કરી. એને રૂબરૂ મળવા માટે બોલાવ્યો. ત્યાં આવનાર-ઉમેદવારને ક્રમસર નંબર આપવામાં આવતા હતા. એનો નંબર એકતાળીસમો હતો. એની પહેલાંના ચાળીસ ઉમેદવારોને વારાફરતી અંદર બોલાવવામાં આવતા હતા પણ બધાય મિનિટ દોઢ મિનિટમાં પાછા આવી જતા હતા પછી હબીબને બોલાવવામાં આવતાં એ અદર ગયો. ત્યાં એને કોઈ તોતિંગ યંત્ર સાથે ખડો કરવામાં આવ્યો અને પછી એને પૂછવામાં આવ્યું : 'આ મશીન ખોટકાઈ જાય તો તમે એને રિપેર કરી શકશો ?'

તરત જવાબ આપવાને બદલે હબીબે એ યંત્રની ધીમી પ્રદક્ષિણા કરી ઉપર, નીચે તથા બધી બાજુઓએથી એનું ઝીણવટપૂર્વક અવલોકન કર્યું, કોઈ જગ્યાએ નાની હથોડી પણ ઠોકી જોઈ અને પછી એણે કહ્યું : 'આ મશીનના જાણકાર કોઈ એન્જિનિયરના મદદનીશ તરીકે છ મહિના કામ કર્યા પછી એ ખોટકાઈ ગયું હશે તો હું એને ફરી ચાલતું કરી શકીશ.'

'તમે જોડાઈ શકો તે તારીખથી તમારી નિમણૂક કરી. પગાર મહિને ચારસો રૂપિયા', કંપનીના ઑફિસરે એને કહ્યું.

'એ ભલે પણ, મારે કંઈક પૂછવું છે', હબીબ બોલ્યો.

'પગાર તમને પાંચસો આપીશું, બસ ? બીજું કંઈ પૂછવું છે ?'

'થૅન્ક યુ', કહી હબીબે પ્રશ્ન કર્યો . 'મારે પૂછવું છે એટલું જ કે મારી પહેલાંના ચાળીસ ઉમેદવારોમાંથી એક પણ તમને પસંદ નહીં પડયો ?'

'એક પણ નહી' કારણ, એ બધાય જુઠા હતા. તમને પસંદ કરવાનું કારણ તમારી સચ્ચાઈ. જે સવાલ તમને પૂછયો તે જ એ બધાને પૂછયો હતો અને દરેકે તરત જ 'હા' જવાબ આપ્યો હતો જે, સ્વીકારી શકાય એમ જ ન હતો. આ મશીન ઇંડિયામાં માત્ર બે જ જગ્યાએ છે, એક આ અહીં ને બીજું બેંગ્લોરમાં. એ ખોટકાઈ ગયું હોય તો એનાથી તદ્દન અજાણ માણસ એને કેવી રીતે રિપેર કરી શકે ? અમારે જુઠાબોલા નથી જોઈતા.

હબીબ બીજા દહાડાથી જ એ કંપનીમાં કામે ચડી ગયો અને, પોતાની બુદ્ધિને, કામ કરવાની વૃત્તિને અને મીઠા સ્વભાવના જોરે, ત્યાં જોડાયા પછી મને છસાત વરસે મળતો હતો ત્યારે, માસિક પંદરસોને પગારે અને અફસરની જગ્યાએ એ પહોંચી ગયો હતો. એનું આ બયાન સાંભળી મને ખૂબ આનંદ થયો.

પણ એ આવ્યો હતો શિવસેનાના ત્રાસના ભયથી. શિવસેનાની વિચારણા અનુસાર હબીબમાં બે 'અવગુણો' હતા : એ ગુજરાતી હતો - મરાઠી નહીં - તે એક અને, વળી એ મુસલમાન હતો તે બીજો. મુલુંડ, ભાંડુપ, વિક્રોળી, ઘાટકોપરમાં મુસલમાનોની વસ્તી એકદમ પાંખી હતી. કુર્લામાં મુસલમાનોની મોટી વસ્તી હતી. ત્યાં એ કોઈને જ ઓળખતો ન હતો. મુલુંડમાં એને અસલામતી વરતાતી હતી. એનો ભય અકારણ ન હતો. શિવસેનાની વિચારણામાં ઝનૂન હતું. ઝનૂનમાં ચડેલું ટોળું વિવેકથી, તટસ્થતાથી કશું જ વિચારતું હોતું નથી. ઝનૂનને વિવેક સાથે, સારાસાર સાથે મેળ જ બેસતો નથી. નેતાઓ, રાજકર્તાઓ, અમલદારો, પોલીસ, સૌ કોઈ આ ઝનૂનનો ભોગ બને છે. તેનો ગુજરાતનો અનુભવ તાજો જ છે. ઝનૂન ત્સુનામીના મહાતરંગની માફક ભયંકર તારાજી સર્જે છે.

હું એને મુલુંડ રક્ષણ આપવા જઈ શકું એમ ન હતો કે ન એને કુર્લામાં ઘર ગોતી દઈ શકું એમ હતો. ભાઈ હબીબનું આ બયાન પુષ્પા અને હું બેઉ સાંભળતાં હતાં. અમારા બંનેનો પ્રતિભાવ એક જ હતો : 'ઘરમાં જે કંઈ જોખમ હોય તે લઈને અને કુટુંબને લઈને જરા પણ વિલંબ વિના અહીં આવી જાઓ.' એને ધરપત થઈ. આ ઘેલછાને ત્રણેક દહાડા વીતી ગયા હતા. સરકારને પણ કડક હાથે કામ લેવાની ફરજ સમજાઈ હતી અને, આવેશના મોજામાં પણ ઓટ આવી હતી. પરંતુ પ્રાદેશિકતાના, સંકુચિતતાના આ ઝનૂને ત્રણેક દિવસ મુંબઈને બાનમાં પકડી રાખ્યું હતું. કારખાનાં બંધ પાળતાં થઈ ગયાં હતાં, વાહનવ્યવહાર થંભી ગયો હતો, કરોડોનું આર્થિક નુકસાન થયું હતું.

પોતાની બુદ્ધિશક્તિને જોરે અને નિષ્ઠાને જોરે હબીબ ત્યાં એટલી ઉચ્ચ પાયરીએ પહોંચ્યો હતો કે, મેં કરેલી કોઈની ભલામણને લક્ષમાં લઈને એણે એ જુવાનને પોતાની કંપનીમાં નોકરીએ પણ રાખ્યો હતો. પરંતુ આ જુવાનને નોકરી અંગેના કામના કરતાં યુનિયનની પ્રવૃત્તિમાં વધારે રસ પડયો અને પરિણામે એ કંપનીમાં એ ટકી શકયો નહીં.

ભાઈ હબીબને એની મુશ્કેલીને સમયે સહાય કરવી તે શિક્ષક તરીકેની ફરજ જ હતી. આવી સહાય બીજા અનેક વિદ્યાર્થીઓને એમના શિક્ષકો તરફથી મળતી હોય છે. ગુજરાતના નિવૃત્ત આઈ.એ.એસ. અમલદાર, શ્રી પ્રેમશંકરભાઈ ભટ્ટે પોતાના શાળાજીવનની આવી જ ઘટનાને શબ્દાંકિત કરી છે. પ્રેમશંકરભાઈનો અને ભાઈ હબીબનો, બંને કિસ્સાઓ જણાવે છે કે વિદ્યાર્થીઓ આવી નાની ઘટનાઓને પણ ભૂલતા નથી.



દિનકર જોષી

તમે જ કહો, મારી ઓળખાણ મારે તમને શી રીતે 'આપવી ? એક સ્ત્રી તરીકે ? કે એક પુરુષ તરીકે ? આનું કારણ છે. હું જ્યારે જન્મી ત્યારે એક સ્ત્રી હતી, એક કન્યા હતી. હું જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે પુરુષ હતો. એક વીર યોદ્ધો હતો. સ્ત્રી તરીકે જન્મીને કાળાંતરે પુરુષમાં પરિવર્તિત થનારી વ્યક્તિ કદાચ આખા વિશ્વમાં હું એક જ હોઈશ. સહુથી પહેલી અને સહુથી છેલ્લી વ્યક્તિ.

મારું નામ શિખંડી. રાજા દ્રુપદનુ સહુપ્રથમ જ્યેષ્ઠ સતાન. દ્રુપદનાં સંતાનોને સંબંધ છે ત્યાં સુધી તમે માત્ર ત્રણ જ જણને ઓળખો છો. એક તો હું પોતે શિખંડી બીજો મારો એટલે કે અમારો સહુથી નાનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન, જે કુરુક્ષેત્રના મહાયુદ્ધમાં પાંડવોનો સેનાપતિ બન્યો હતો અને ત્રીજી દ્રૌપદી. અમારા આઠ ભાઈઓની એકની એક બહેન. તમારી પેલી લોકકથા 'કોણ હલાવે લીંબડી, કોણ હલાવે પીપળી'માં જે રીતે સાત ભાઈઓની એકની એક લાડકી બહેન સોનબાઈની વાત આવે છે એ જ રીતે અમ આઠ ભાઈઓ વચ્ચે દ્રૌપદી એકની એક સહુની લાડકી અને સહુથી નાની બહેન હતી. અમે આઠ ભાઈઓ હતા એ વાતની તમારામાંથી કોઈનેય કશી ખબર નહિ હોય. મહાભારતના ભલભલા અભ્યાસીઓ સુધ્ધાં મહર્ષિ વ્યાસે કરેલી આ વાત તરફ દુર્લક્ષ જ કરે છે. અમે આઠ ભાઈઓ. હું ભલે સ્ત્રીદેહે જન્મી પણ પ્રસૂતિકક્ષની બહાર તો મારી માતાએ અને એ પછી મારા પિતાએ પણ જગતને એમ જ જણાવ્યું હતું કે એમને ત્યાં પાટવી કુવરનો જન્મ થયો છે. મારા જન્મ પછી મારા જે ભાઈઓ જન્મ્યા એમનાં નામ તમે સહુ કાન ખોલીને સાંભળી લો. બલાનીક, શ્રુત, સુરથ, શત્રુંજય, જયાનીક, જયાશ્વ અને ધૃષ્ટદ્યુમ્ન.

મહાભારત યુદ્ધમાં ધૃતરાષ્ટ્રના તમામ પુત્રોનો એકલા હાથે વધ કરવાનો યશ કે અપયશ વૃકોદર ભીમને મળ્યો છે. પણ આ યુદ્ધના ઇતિહાસમાં આવો બીજો દાખલો અશ્વત્થામાનો છે એને કોઈ સંભારતું નથી એનું મને ભારે આશ્ચર્ય છે. રાજા દ્રુપદના અમે આઠેય પુત્રો મહાભારતના યુદ્ધમાં પાંડવપક્ષે રહીને લડયા હતા. જોકે અંતે પાંડવો વિજયી થયા હતા ખરા, પણ આ યુદ્ધમાં અમારો આઠેય ભાઈઓનો વધ દ્રોણપુત્ર અશ્વત્થામાના હાથે થયો હતો આ વાતની કોઈ નોંધ સુધ્ધાં લેતુ નથી. એક રીતે જોઈએ તો, જે રીતે ભીમસેન ધૃતરાષ્ટ્ર-પુત્રોનો ભાઈ હતો એ જ રીતે અશ્વત્થામા પણ અમારો ભાઈ જ કહેવાય કેમકે એ અમારો ગુરુબંધુ હતો. એના પિતા આચાર્ય દ્રોણ અને મારા પિતા રાજા દ્રુપદ વચ્ચે હાડોહાડ વેર હતું એ તો જાણીતી વાત છે પણ આ વૈરાગ્નિ પ્રજ્વલિત હોવા છતાં અમે દ્રુપદપુત્રોએ ધનુર્વિદ્યા તો દ્રોણાચાર્યના શિષ્યો બનીને જ સંપાદન કરી હતી. આનો અર્થ ગુરુપુત્ર અશ્વત્થામા પણ અમારો ભાઈ જ થયેલો કહેવાય. આમ ભીમ અને અશ્વત્થામા આ બે જણ પ્રતિ પક્ષે એવા યોદ્ધાઓ કહેવાય કે જેણે વિપક્ષી રહેલા એક જ પિતાનાં તમામ સંતાનોનો વધ કર્યો હોય.

શિખંડી તરીકે મેં રાજા દ્રુપદને ત્યાં જન્મ લીધો એના પૂર્વજન્મમાં હું કાશીનરેશની પુત્રી અંબા હતી એ વાત તો તમારામાંથી ઘણાખરા જાણતા હશે. મારી બે નાની બહેનો અંબિકા અને અંબાલિકા સાથે અમારાં લગ્ન માટેનો સ્વયંવર અમારા પિતાએ યોજ્યો હતો. હું મનોમન જ આ પૂર્વે જ શાલ્વરાજના પ્રેમમાં પડી ચૂકી હતી અને સ્વયંવરમાં પણ મેં શાલ્વરાજના કંઠમાં જ વરમાળા આરોપિત કરવાનો સંકલ્પ કર્યો હતો. આમ હું શાલ્વરાજની પત્ની

નહોતી, વાગ્દત્તા પણ નહોતી અને છતાં ચિત્તથી હું એમને વરી ચૂકી હતી.

પણ દૈવના લેખ કંઈક જુદા જ હતા. હસ્તિનાપુરના અધિષ્ઠાતા ગંગાપુત્ર ભીષ્મે સ્વયંવરની ભરી સભામાંથી અમારું ત્રણેય બહેનોનું - લગ્નોદ્યતા કુમારીઓનું - બળજબરીથી અપહરણ કર્યું. ભીષ્મ પ્રચંડ યોદ્ધા હતા અને અમોઘ શક્તિ ધરાવતા હતા એટલે એણે યુદ્ધમાં મારા પિતા કાશીનરેશ સહિત સહુને પરાસ્ત કર્યા. અમારા યુગના ક્ષત્રિય રાજવીઓમાં કન્યાનાં અપહરણની કોઈ નવાઈ નથી. પણ ભીષ્મે અમારું અપહરણ પોતાની સાથે લગ્ન કરવા માટે કર્યું નહોતું. કૃષ્ણે રુક્મિણીનું હરણ કર્યું કે અર્જુને સુભદ્રાનું હરણ કર્યું એમાં અને ભીષ્મે કરેલા અમારા હરણમાં આ તાત્ત્વિક ભેદ હતો. કૃષ્ણ કે અર્જુન તો રુક્મિણી કે સુભદ્રાને પોતાની પત્ની બનાવવા માગતા હતા પણ ભીષ્મે તો આ કામ એક ભાડૂતી યોદ્ધા તરીકે જ કર્યું હતું. પોતાના ભાઈ વિચિત્રવીર્ય અને ચિત્રાંગદ જોડે એ અમારાં લગ્ન કરાવવા માગતા હતા. જો આ હરણ વિચિત્રવીર્ય કે ચિત્રાંગદે કર્યાં હોત તો એમાં કોઈ અધર્મ નહોતો. પણ અહીં તો પોતાના નિર્માલ્ય ભાઈઓ માટે ભીષ્મે પોતાનું પૌરુષ ઉછીનું આપ્યું હતું. આમાં કન્યાઓની સંમતિ કે અસંમતિની વાત તો ક્યાંય દૂર રહી.

પણ હું તો ચિત્તથી શાલ્વરાજની પત્ની બની ચૂકી હતી. સતીત્વનાં જે ધોરણો તત્કાલીન આર્યાવર્તે પ્રસ્થાપિત કર્યાં હતાં તદનુસાર હવે જો મારો દેહ કોઈ અન્ય પુરુષને સોંપવામાં આવે તો એનો અર્થ એટલો જ થાય કે મારું પાતીવ્રત્ય દૂષિત થાય. મેં ભીષ્મને આ સત્યથી માહિતગાર કર્યા ત્યારે, મારે કહેવું જોઈએ કે ભીષ્મ પણ મારી સાથે સંમત થયા. એમણે મને મુક્ત કરી અને જેમની સાથે હું મનથી વરેલી હતી એ શાલ્વરાજ પાસે મોકલી આપી.

પણ શાલ્વરાજે મારો સ્વીકાર ન કર્યો. અન્યના હાથે અપહૃત થઈ ચૂકેલી હોવાથી હું એમના માટે વિશુદ્ધ રહી નહોતી. મારું હૃદય ચિત્કાર કરી ઊઠ્યું. આમાં મારો શો દોષ હતો ? પતિગૃહે જવા માટે અરમાનોથી ઊભરાતી હું એક લગ્નોદ્યતા કુમારી હતી. જો અન્ય કોઈએ પોતાના દુષ્ટ હેતુથી મારા દેહ ઉપર દૃષ્ટિ નાખી તો એમાં મારો કયો અપરાધ હતો ? લતામંડપમાં કોઈક સુંદર પુષ્પને જોઈને કે આમ્રકુંજમાં કોઈક આકર્ષક આમ્રફળને જોઈને કોઈક લોભીજનની આંખ ચમકે તો એથી પેલું ફૂલ કે ફળ શી રીતે દૂષિત થાય ? મારા રોમેરોમમાં પ્રચંડ આગળ સળગી ઊઠી. વૈરાગ્નિથી હું ધખધખી ઊઠી. હું તો નિમિત્ત હતી પણ જે બન્યું હતું એમાં સ્ત્રીત્વનો ઘોર ઉપાલંભ હતો. નારીત્વની ક્રૂર અવહેલના હતી. આ વિકટ પરિસ્થિતિનું મૂળ કારણ ભીષ્મ જ છે એમ મને લાગ્યું એટલે ભીષ્મ ઉપર વેર લેવા માટે મેં સામર્થ્યના ધોધ જેવા પ્રચંડ બ્રહ્મર્ષિ પરશુરામને વીનવ્યા.

પણ મારા દુર્ભાગ્યે, પરશુરામ પણ ભીષ્મને પરાસ્ત કરી શક્યા નહિ. મારા રોમેરોમ વૈરાગ્નિથી પ્રજ્વલિત હતા. ભીષ્મના રક્તનું સિંચન કર્યા વિના આ અગ્નિ શમે એમ નહોતો એટલે મેં ભગવાન શિવની આરાધના કરી. ભગવાન શિવે મને ભીષ્મ ઉપર વેર લેવાની મારી ઇચ્છાને તૃપ્ત તો કરી પણ એ માટે મને રાજા દ્રુપદને ત્યાં પુનર્જન્મ લેવાનો આદેશ આપ્યો.

અને આ પુનર્જન્મમાં હું ફરી એક વાર કન્યા જ બની. રાજા અને રાણીને તો એક કુંવરની અપેક્ષા હતી એટલે હું પુત્રી હોવા છતાં એમને મને પુત્ર તરીકે જ સમાજમાં પ્રતિષ્ઠાપિત કરી અને એ જ રીતે મારો ઉછેર પણ થયો. આટલું અધૂરું હોય એમ મારા પિતા રાજા દ્રુપદે દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માની પુત્રી સાથે મારાં લગ્ન પણ કરાવી નાખ્યાં. હું એક સ્ત્રી છું એ રહસ્ય હવે શી રીતે ગોપિત રહી શકે ? હિરણ્યવર્માએ જ્યારે જાણ્યું કે એમની કન્યા સાથે છેતરપિંડી કરવામાં આવી છે ત્યારે એમણે રાજા દ્રુપદની નગરી કાંપિલ્ય ઉપર

આક્રમણ કર્યું. હવે મારું રાજ્યમાં રહેવું અત્યંત લજ્જાસ્પદ થઈ ગયું હતું એટલે એક રાત્રે મેં ગૃહત્યાગ કર્યો અત્યંત હતાશ મનોદશા વચ્ચે, આત્મહત્યા વિના બીજો કોઈ માર્ગ નથી એવું વિચારીને હું જીવનનો અંત લાવવા અઘોર અરણ્યમાં આમતેમ આથડી રહી હતી ત્યારે -

(અંધકાર)

(નેપથ્યે)

યક્ષ સ્થૂણાકર્ણ - "હે બાળા ! આવા અઘોર અરણ્યમાં, રાત્રિના ગાઢ અંધકાર વચ્ચે તું કોને શોધી રહી છે ? તું કોની પુત્રી છે અને કોની પત્ની છે ? આ અરણ્યનો અધિપતિ હું સ્થૂણાકર્ણ યક્ષ તારી વિપત્તિ દૂર કરવાનું વચન આપું છું."

શિખંડી - "હે યક્ષ ! હું આપને વંદન કરું છું પણ મૃત્યુ સિવાય હવે મારો કોઈ વિકલ્પ નથી"

યક્ષ સ્થૂણાકર્ણ - "હે કન્યા ! તું નચિંત રહે તારી ઉપર જે કંઈ આપત્તિ આવી હોય એ મને કહે."

શિખડી - "તો પછી હે યક્ષ ! મારી આ આપત્તિની વાત તમે સાંભળો"

(સંગીત)

યક્ષ સ્થૂણાકર્ણ - "તારી વાત સાચે જ રોમહર્ષણ છે. એનુ નિરાકરણ અત્યંત વિકટ પણ છે પણ મેં તને વચન આપ્યું છે. મારું પૌરુષ થોડા સમય માટે હું તને ઉછીનું આપીશ. રાજા હિરણ્યવર્માને અને એની પુત્રીને તું પ્રતીતિ કરાવી શકીશ કે તું પુરુષ છે. એ પછી મારું આ પૌરુષ તુ મને પાછું આપી જજે. ત્યાં સુધી હુ તારું સ્ત્રીત્વ ધારણ કરીને અહીં ગુપ્ત વેશે રહીશ. મારા સ્વામી દેવરાજ ઇન્દ્રના કોપાધ્યક્ષ કુબેર છે. એ જો આ વાત જાણશે તો મને શાપિત કરશે એટલે હે દેવી ! આપણી આ સમજૂતી ક્યાંય પ્રગટ થાય એ પૂર્વે જ તું મારું પૌરુષ મને પાછું આપજે."

(પ્રકાશ)

સ્થૂણાકર્ણ યક્ષની કૃપાની તત્પૂરતી આપત્તિ તો ટળી ગઈ. રાજા હિરણ્યવર્માની પુત્રી અને મારી પત્નીને આ ઉછીના પુરુષત્વથી હું પ્રતીતિ કરાવી શક્યો કે હું સ્ત્રી નથી પણ પુરુષ છું પણ દુર્ભાગ્યે આ ઉછીનું પુરુષત્વ જ્યારે એના સ્વામીને પાછું આપવા ગયો ત્યારે જાણ્યું કે સ્થૂણાકર્ણના અધિપતિ કુબેરે આ આદાનપ્રદાનની વાત જાણી લીધી હતી અને પોતાના સેવકને મારા મૃત્યુ સુધી સ્ત્રીત્વમાં જ રહેવાનો શાપ આપ્યો. ફળસ્વરૂપે મારી પાસે સ્થૂણાકર્ણનું પુરુષત્વ અકબંધ રહ્યું, આજીવન રહ્યું અને હું જન્મે સ્ત્રી હોવા છતાં પુરુષ બન્યો.

પણ મારા જીવનનો મૂળ ઉદ્દેશ તો ભીષ્મનો વધ કરવાનો હતો. કુરુક્ષેત્રના મહાયુદ્ધની મેં વરસો સુધી પ્રતીક્ષા કરી હતી. એ યુદ્ધ જ્યારે સન્મુખ થયું અને સવ્યસાચી, ગાંડીવધારી અર્જુનના રથમાં એની સાથે રહીને મેં જ્યારે કૌરવ સેનાપતિ પિતામહ ભીષ્મ ઉપર શરવર્ષા કરવા માંડી ત્યારે ત્યારે ભીષ્મે પોતાનાં શસ્ત્રો મ્યાન કરી દીધાં. ભીષ્મે અઢાર અક્ષૌહિણીના સૈન્યની વચ્ચે શંખનાદ કરીને એવું ઘોષિત કર્યું કે શિખંડી ઉછીનુ પુરુષત્વ ધરાવે છે. જન્મે તો એ સ્ત્રી જ છે. જો કોઈ સ્ત્રી મારી ઉપર શસ્ત્રાઘાત કરે તો હું કુરુવંશી ભીષ્મ એની ઉપર વળતો પ્રહાર નહિ કરું. એક સ્ત્રી ઉપર પ્રહાર કરવાથી મારા અજર્યાદ કુળને કલંક લાગે. મારી માતા ગંગાની કૂખને હું લાંછન લગાડી શકું નહિ.

*અને આમ ભીષ્મના વધ માટે હું નિમિત્ત તો* બન્યો પણ આ વધ મેં કર્યો છે એવું મુદ્દલ કહી શકાય એવું નહોતું. મેં ફેંકેલાં બાણોને ભીષ્મ અત્યંત તુચ્છતાપૂર્વક પોતાના દેહ ઉપરથી એક નજીવા કાંટાની જેમ ખેંચી લેતા હતા. મને આગળ ધરીને ઊભેલા અર્જુનના અસંખ્ય બાણોથી પિતામહ અંગેઅંગથી વીંધાઈ ગયા, કશોય વળતો પ્રતિકાર કર્યા વિના એ ભોંય ઉપર ઢળી પડયા.

આ તો મારી કથા થઈ પણ આ કથાની પશ્ચાદ્ભૂમાં રહેલી મારી વ્યથાની વાત મેં આજ સુધી કોઈને કહી નથી. આજે તમને કહેવા માગું છું. અંબા તરીકે હું એક કન્યા હતી મારા કશાય અપરાધ વિના મારા જીવનને ભીષ્મ અને શાલ્વરાજે રહેંસી નાખ્યું હતું. મેં ધાર્યું હોત તો ભીષ્મ કરતા શાલ્વરાજ ઉપર વેર લેવું અધિક સરળ હતું. પ્રસન્ન થયેલા પરશુરામને જો મેં શાલ્વરાજને દંડિત કરવાનું કહ્યું હોત તો એ કામ એમણે ડાબા હાથે કરી નાખ્યું હોત. દંડિત શાલ્વરાજે મારા અપહરણની વાત વીસરીને મારો સ્વીકાર પણ કર્યો હોત. પરશુરામ પાસે હું શાલ્વરાજને મૃત્યુદંડ પણ અપાવી શકી હોત પણ મેં એમ ન કર્યું. કારણ બહુ સ્પષ્ટ છે. મેં શાલ્વરાજને મારા હૃદયની ઉત્કટતાથી પ્રેમ કર્યો હતો અને એક વાર જેને પ્રેમ કર્યો હોય એનો દોષ સ્ત્રીની આંખમાં શી રીતે વસી શકે ? પ્રેમીને દંડિત કરવાની કલ્પના સુધ્ધાં હૃદયના શુદ્ધ પ્રેમ વચ્ચે અસંભવિત છે.

હું એક સ્ત્રી હતી. પ્રણયિની હતી, મુગ્ધા હતી. અને પ્રેમને આવાં કોઈ શરતી બંધનો હોતાં નથી. સ્ત્રીના પ્રેમમાં અને પુરુષનાં પ્રેમમાં આ પાયાનો તફાવત છે. મને આશ્ચર્ય અને દુઃખ તો એ વાતનું થાય છે કે શાલ્વરાજ પ્રત્યેના મારા આ પ્રેમને કારણે, મને અન્યાય થયો હોવા છતાં મેં જીવનને અગ્નિજવાળા વચ્ચે સમાપ્ત કર્યું. એ મારી વ્યથાની વાત સ્વયં મહર્ષિ વ્યાસે પણ તમને કોઈને ક્યાંય કહી નથી. બહુ વિચાર કરું છું ત્યારે થાય છે કે વ્યાસજી પણ અંતે તો પુરુષ જ હતા ને ? સ્ત્રીના અંતરતમ ઊંડાણને એ શી રીતે જાણી શકે ?

સંભારતાવેંત હૈયામાં એક ચિત્કાર ઊઠી જાય એવી પીડાની એક બીજી વાત પણ મારાથી કહ્યા વિના રહેવાતી નથી. રાજા દ્રુપદને ત્યાં માતાને કૂખે હું પુત્રી તરીકે જન્મી હતી. એની પાસેથી હું લાડકોડ ભલે પૂરતા પ્રમાણમાં પામી હતી પણ એમને પોતાના સંતાન તરીકે પુત્રી નહિ પણ પુત્ર જોઈતો હતો. પુત્ર માટેની આ ઘેલછાને કારણે કેટલા બધા પ્રશ્નો પેદા થયા અને મારા માટે આત્મહત્યાની ક્ષણ પણ આવી પડી. શા માટે ? .... શા માટે ? રાજા દ્રુપદથી માંડીને તમને સહુને પુત્ર અને માત્ર પુત્ર જ જોઈએ છે ? કોઈ પણ પુત્રનો જન્મ બીજા કોઈકની પુત્રીની મદદ વિના ક્યારેય સંભવિત છે ખરો ? અંબા તરીકે હું અપમાનિત થઈ અને શિખંડી તરીકે પણ હું તો તિરસ્કૃત જ રહી. પુરુષત્વ પ્રાપ્ત કર્યા પછી પણ મારું સ્ત્રી હોવું કોઈથી ભુલાયું નથી. પુત્રી હોવું એ કઈ રીતે દૂષિત છે ?

મારું જીવન એટલે આ બે પ્રશ્નોની પીડાઓનો પ્રદેશ છે. પીડાના આ પ્રદેશમાં આજે તમે મને મળી ગયા. રહેવાયું નહિ એટલે અંતર થોડુંક હળવું કરી નાખ્યું. મારી આ વાત સાંભળ્યા પછી જો એમાં તને કંઈ સચ્ચાઈ લાગે તો વિચારી જોજો અને નહિ તો હવે મારે ક્યાં કોઈને પ્રેમ કરવો છે કે કોઈ ઉપર વેર લેવું છે.



# સામયિકો સાથેનાં ઘનિષ્ઠ સંબંધનું પરિણામ

ડૉ. અરુણ કક્કડ

શ્રી જયાનન્દ દવેનાં ગુજરાતી સાહિત્ય વિશેનાં સ્વાધ્યાયલેખોનો આ પ્રથમ સંગ્રહ છે. તેઓનાં સંસ્કૃત સાહિત્ય વિષયક સ્વાધ્યાયલેખોના આ અગાઉ છ-સાત સંગ્રહો અત્યારસુધીમાં પ્રકાશિત થયાં છે. તેઓ સંસ્કૃતના અધ્યાપક હોવા છતાં ગુજરાતી સાહિત્યિક સામયિકોમાં પણ તેમનાં અનેક લેખો-કાવ્યો પ્રકાશિત થતાં રહેતા હતાં શ્રી કરસનદાસ માણેકનાં આગ્રહે તેઓ 'સુહિણી', 'જન્મભૂમિ', 'સારથિ', 'નચિકેતા' વગેરેમાં ગુજરાતી લેખો લખતાં થયાં. આ બધાં સામયિકો સાથેનાં લેખકનાં ઘનિષ્ઠ સબંધના પરિણામે આપણને તેમનો આ 'અક્ષરની આરાધના' લેખસંગ્રહ મળે છે સર્જકો વિશે, તેમનાં સર્જન વિશે, કૃતિઓ વિશે અને ખાસ પ્રસગો નિમિત્તે લખાયેલા છવ્વીસલેખો અહીં મળે છે.

મધ્યકાલીન કવિ દયારામને તેઓ વૈષ્ણવત્વનાં મહિમ્ન સ્તોત્રમા ઉદ્‌ગાતા ગણાવે છે. મધ્યકાળનાં સાહિત્યના અતિમ ઉત્તમકોટિના ભક્તકવિ દયારામનાં જીવનકાળ દરમિયાન જ અર્વાચીનયુગનો આરંભ થઇ ગયો હોવા છતાં, જીવનનાં છેલ્લાં ૧૩ વર્ષ દરમિયાન બનેલી, સાહિત્યમા ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી ઘટનાઓનો, કોઇ સ્પષ્ટ પ્રતિભાવ દયારામનાં જીવન-કવન પર દષ્ટિગોચર થતો નથી તેનું આશ્ચર્ય દર્શાવી લેખકે આ બાબત વિશે બે ખુલાસાઓ રજૂ કર્યા છે. એક તો છેલ્લાં વર્ષોમાં દયારામની શારીરિક અસ્વસ્થતા અને તે કારણે ચત્તિને અંતર્મુક કર્યું હોય. બીજું, આદર્શ વૈષ્ણવનું આધ્યાત્મિક જીવનદર્શવન પોતે આત્મસાત કરેલુ હતું તેમા કોઈ વિચારસરણી કશો વિક્ષેપ ન પાડી શકે તેવી સ્ભાવની ખુમારી હશે. જેથી યુગ પરિવર્તનોને નોંધપાત્ર ન લેખ્યાં હોય. આ પ્રકારની સ્પષ્ટતા પછી લેખકે દયારામના કાવ્યસર્જનની વિપુલતા અને વૈવિધ્યની ચર્ચા કરી છે. તેમનાં સર્જન વિશે વાત કરીને પછી તેમની *'ગરબી'ઓને તેમનુ મહત્ત્વનું સર્જન ગણાવે છે. ત્યાર* બાદ ''વૈષ્ણવ નથી થયો તું રે !'' એ નામનાં દયારામનાં અતિપ્રસિદ્ધ પદની ચર્ચા કરી દયારામનાં વિલક્ષમ વ્યક્તિત્વના એક પાસાનો પરિચય કરાવાયો છે. નરસિંહ મહેતાનાં 'વૈષ્ણવજન તો તેને કહીએ' પદ સાથે આ પદની તુલના કરીને લેખક જણાવે છે કે નરસિંહ વૈષ્ણવજનના લક્ષણો વિધેયાત્મકશૈલીમાં નિરૂપે છે. જ્યારે દયારામ આ પદમાં નિષેધાત્મક વલણ અપનાવે છે રાજેન્દ્ર શાહનાં 'ખેતરમાં' કાવ્ય વિશે લેખકનું નિરીક્ષણ ''કાવ્યમાં વિચાર-પુદ્‌ગલની પુષ્ટિનો મહિમા'' લેખમાં રજૂ થયું છે. કાવ્યની વિષયભૂત ભાવના સુંદર બની રહેવાની સંભાવના દર્શાવીને, એ સંભાવનાનો યોગ્ય લાભ કવિ ઉઠાવી શક્યા નથી તે પણ દર્શાવ્યું છે. કવિને પોતાને થયેલી રસાનુભૂતિનું, *યથાતથ સ્થાનાંતર*, સહૃદયની આંતરભોમમાં શા કારણે થઇ શક્યુ નથી તેની લેખકે ચર્ચા કરી છે.

ચારેય લેખ ગાંધીજી વિષયક છે. મહાત્મા ગાંધીને પરમમાનવધર્માચાર્ય કહી તેમનાં જીવન વિશેની ચર્ચા કરી છે. ધર્મશાસ્ત્રના ગ્રંથોમા રહેલો માનવધર્મ અત્યાર સુધી માત્ર ગ્રંથસ્થ જ હતો. દેહ વિનાનાં આત્માની જેમ, માનવધર્મ પોતાનાં પુરસ્કાર માનવદેહની પ્રતીક્ષામાં હતો. ગાંધીજીનાં જન્મથી માનવધર્મ દેહરૂપ પામ્યો. ગાંધીજીનું જીવન પરમમાનવધર્મનું ઉજ્જવળ ઉદાહરણ બન્યુ છે. ગાધીજીનાં જીવનપ્રસંગો-વિચારોને કેન્દ્રમાં રાખી આ બાબતની વિષદ ચર્ચા કરવામાં આવી છે પછીનાં લેખમાં મહાત્મા ગાંધીને સમર્થ સાહિત્યયુગ પ્રવર્તક તરીકે ઓળખાવાયા છે. ગાધીજીને સાહિત્યકાર તરીકે ઓળખાવતાં લેખક કહે છે કે એકલી 'આત્મકથા'

ને કારણે જ, કદાચ, તેઓ જગતનાં મહાન સાહિત્યકારો અને કલાસ્વામીઓની પ્રથમ પંક્તિમાં બેસવાને લાયક છે. તેઓ સાહિત્યનાં પ્રેરક, પ્રોત્સાહક, પ્રવર્ધક અને માર્ગદર્શક બળ તરીકે વિશેષ રહ્યાં છે. અને આપણાં સાહિત્યનાં ઈતહિસનાં બધાં યુગોમાં ગાંધીયુગ, પોતાનાં વીર્યવન્તા વર્ચસ્વ અને નિઃસ્વાર્થ લોકસંગ્રહની ભાવનાને કારણે વધારે ચિરંજીવ અને નિત્યનૂતન બની રહેશે તેમ કહી લેખકે ગાંધીપ્રભાવને વર્ણવ્ય છે. ''ગાંધીજી અને ગુજરાતી સાહિત્ય'' એ નામનાં લેખમાં ગુજરાતી સાહિત્યમાં ગાંધીપ્રભાવ આજે પણ કેવો દઢમૂલ છે તે દર્શાવ્યું છે. ગાંધીજીનું વિશિષ્ટ જીવનદર્શન અને તેમનાં ભવ્ય આદર્શો આપણાં સાહિત્યમાં કઈ રીતે તાદશ્ય રીતે પ્રતિબિંબિત થયાં છે તેની ચર્ચા કરી લેખક સાહિત્યનાં ઊંડા અંતસ્તલમાં ગાંધીપ્રભાવની અખંડ અને અનસ્ત જ્યોત જલતી રહી છે તેમ કહે છે. ગાંધી સવા-શતાબ્દી નિમિત્તે ''સંસ્કૃત.સાહિત્યમાં મહાત્માગાંધી'' વિષયક યોજાયેલાં પરિસંવાદમાં લેખકને, ગાંધીજીનાં અધ્યક્ષપદે યોજાયેલા 'ગુજરાતી સાહિત્ય પરિષદ'નાં અધિવેશનની સ્મૃતિ થાય છે. આ સ્મૃતિની વાત મંચ પરથી કર્યા બાદ સવિસ્તર હેવાલ લેખકે લક્યો છે. જે અહીં લેખરૂપે મૂક્યો છે. લેખક તે વખતે જુનીયર બી.એ.માં ભણતા હતાં. એ અવિસ્મરણીય અધિવેશનનું સ્મરણ કરી તૈયાર કરાયેલો આ અહેવાલ આપણને પરિપ્લાવિત કરે છેઃ

ગીતાવચન ''આ તને છાજતુ નથી !'' વિશેનાં લેખમાં લેખકે શ્રીમદ્ ભગવતગીતામાં કૃષ્ણ-અર્જુન સંવાદમાં આવતા સૂચક એવા વાક્યને લઈને આજનાં આપણાં રાષ્ટ્રનું જાહેર પ્રજાજીવન ભ્રષ્ટ અને પ્રદુષિત થયું છે ત્યારે તે વાક્યને આજનાં સંદર્ભમાં પ્રસ્તુત કર્યું છે. લાવારસની દાહકતા ધરાવતું આ વાક્ય આપણી પ્રવર્તમાન પ્રજાકીય પરિસ્થિતિમાં કેટલું ઉપયુક્ત છે તે દર્શાવ્યું છે. સામ્પ્રતસમયે આ વાક્ય કોને કોને કહી શકાય તે પણ કહ્યું છે. વાલ્મીકિની વેદના, વ્યાસની મનોવ્યથા કરતાં પણ આજની આપણી પરિસ્થિતિ વિષાદજનક છે. દેશનાં પ્રવર્તમાન દુર્દૈવનાં વિનાશ માટે, સાહિત્યકારની પ્રતીક્ષા સેવતાં લેખક ''પ્રવર્તમાન રાષ્ટ્રીય પરિસ્થિતિમાં સાહિત્યકારોનું ઉત્તરદાયિત્વ'' લેખમાં શબ્દનાં ઉપાસકોને આહ્વાન આપે છે. સંસ્કૃત સાહિત્ય અકાદમી દ્વારા પ્રતિવર્ષ સંસ્કૃતના એક વિદ્વાનનું સન્માન કરવાની યોજનામાં, સૌપ્રથમ લેખકેનું સન્માન થયું ત્યારે આપેલો પ્રતિભાવ અહીં ''મનગમતી સાંજનાં એ ધન્યપ્રસંગે'' એ લેખમાં છે. સંસ્કૃતના અધ્યાપક તરીકે ''ચેતનની ખેતી'' કરનાર આ લેખક સતત સ્વાધ્યાયરત રહ્યાં છે. જયમલ્લભાઈ પરમાર સાથેની યાદગાર કરાંચી મુલાકાત વિશેનાં લેખમાં સૌરાષ્ટ્રથી સિંધ પધારેલાં જયમલ્લભાઈ સાથે કરાંચીમાં લેખકની જે પ્રથમ મુલાકાત થઈ તેનાં સ્મરણો નોંધ્યા છે.

કવિશ્રી ત્રિભુવનભાઈ વ્યાસનાં અવસાનપ્રસંગે આકાશવાણી પરથી રજૂ કરેલ વાર્તાલાપ અહીં લેખરૂપે છે. તેઓ ત્રિભુવન વ્યાસને સંવેદનશીલ અને સ્વયંપ્રેરિત રાષ્ટ્રકવિ કહીને તેમનાં જીવન અને સર્જન વિશે વાત કરે છે. કુલપતિશ્રી ડોલરરાય માંકડને શ્રદ્ધાંજલિ આપતાં લેખમાં લેખકે ડોલરરાય સાથેનાં પોતાનાં પ્રથમ સત્સંગનો ચિરસ્મરણીય પ્રસંગ આલેખ્યો છે. જેમાં ડોલરરાયનાં વ્યક્તિત્ત્વની વિરલ સદ્‌ગુણ સંપત્તિનું દર્શન પણ થાય છે. કવિશ્રી મુકુન્દરાય વિ. પારાશર્યનાં અવસાન નિમિત્તે આકાશવાણી પરથી આપેલી શ્રદ્ધાંજલિ અહીં ''અવધૂતનું અંજ આંજનારા શ્રી પારાશર્ય'' લેખરૂપે મળે છે. તેમનાં સર્જન અને જીવનપ્રસંગોની ચર્ચા કરીને પારાશર્યને ઉપરવાળાને પોતાની ભીતરની આંખની સમક્ષ રાખીને જ જીવનારો આતમરામ કહેલ છે. આકાશવાણી પરથી, જ્યૉર્જ બર્નાર્ડ શૉનાં અવસાન પ્રસંગે આપેલ વ્યાખ્યાનમાં તેઓ બર્નાર્ડ શૉને જીવનપ્રેમ અને મૃત્યુમીમાંસક સાક્ષર ગણાવે છે. નાટ્યકાર ઉપરાંત નવલકથાકાર તરીકેનાં તેના સર્જન વિશેષોની ચર્ચા કરીને કહ્યું છે કે માત્ર ઇંગ્લાંડે, યૂરપે કે પશ્ચિમે જ નહીં, પરંતુ સમગ્ર વિશ્વસાહિત્યે એક આર્ષદષ્ટિસંપન્ન

સાહિત્યસ્વામી ગુમાવ્યો છે.

શ્રી હિંમતલાલ અંજારિયા સંપાદિત "કાવ્યસૌરભ" નામનાં સંપાનદમાં સંચિત થયેલી 'સૌરભ'નો આસ્વાદ કરાવ્યો છે. આ સંપાદનમાં કાવ્યોની પસંદગી પરત્વે કોઈ નિશ્ચિત ધોરણ દષ્ટિસમક્ષ રખાયુ હોય તેમ લેખકને લાગતું નથી. અને તેથી તેઓ અંતે નોંધે છે કે કે સિદ્ધહસ્ત સંપાદકને હાથે સંપાદન થયુ હોવાં છતાં થોડીક ઉતાવળ અને બેકાળજીને કારણે તે ઉત્તમ બની શક્યું નથી. સુંદરજી બેટાઈનાં આઠમાં કાવ્યસંગ્રહ "શિશિરે વસન્ત"નું અવલોકન કરતાં લેખકમાં લેખક આ સંગ્રહની કવિતાને શ્રદ્ધાપૂત જીવન દર્શનની કવિતા ગણાવે છે. વિષય, સ્વરૂપ, છંદ, કાવ્યભાષા વગેરે બાબતોની ચર્ચા સંગ્રહનાં કાવ્યોને આધારે અહીં કરવામાં આવી છે. રાજેન્દ્ર શુકલનાં કાવ્યસગ્રહ "કૌમલરિષભ"ની કવિતા સહૃદયભાવકને સાત્વિકતૃપ્તિ અને પરમાનંદજન્ય પ્રસન્નતાની અનુભૂતિ કરાવે છે તેમ લેખકે જણાવ્યું છે. સંસ્કૃત વૃત્તબદ્ધ સ્વરૂપનો ત્યાગ કરીને પ્રવાહી છતા કર્ણમધુર કલેવર આ કાવ્યોનું છે તેમ કહી લેખક કાવ્યવિષયોની ચર્ચા ઉદાહરણ સહિત કરે છે.

શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનાં વિવેચનસંગ્રહ 'પરિશીલન'ને પ્રશિષ્ટ સમન્વયલક્ષી વિવચન ગણાવતાં લેખમાં વિષ્ણુપ્રસાદે સસ્કૃત અને પાશ્ચાત્ય વિવેચન સરણી એ બન્ને પ્રણાલિકાઓનો સફળ સમન્વય કર્યો છે તેમ લેખકે નોંધ્યું છે. વિ. ક વૈદ્યનાં "ગતશતકનું સાહિત્ય" પુસ્તક વિશેના લેખમાં લેખકે વિજયરાય વૈદ્યની વિવેચન પદ્ધતિની આગવી લાક્ષણિકતાઓને દર્શાવી આપી છે. અને એક સારા સંદર્ભગ્રંથ તરીકેનું આ ગ્રથનું મૂલ્ય આંકે છે. મુનિશ્રી હિતવિજયજીનાં "જોડાક્ષર વિચાર" પુસ્તકને લેખકે લિપિશાસ્ત્રનો એક પ્રમાણભૂત ગ્રંથ ગણાવી, આ ગ્રંથની ઉપયોગીતા, શ્રદ્ધેયતા અને પ્રમાણભૂતતા દર્શાવી આપી છે. યશવંત ત્રિવેદી સંપાદિત "- અને સાહિત્ય" પુસ્તકને વિશિષ્ટ દષ્ટિવાળું ગુજરાતી સાહિત્યનું પ્રથમ સંપાદન ગણાવે છે. માનવજીવનનાં અન્યપાસાઓ સાથેનાં, તેમજ અન્યકલાો અને શાસ્ત્રો સાથેનાં સાહિત્યનાં સંબંધને તપાસતું આ પુસ્તક વિદ્વાન વર્ગના એક ચિરસંવિતને પૂર્ણ કરે છે.

મનુભાઈ પંચોળી 'દર્શક'ની નવલકથા "સોક્રેટીસ"ને ગુજરાતી સાહિત્યની ગુણાઢ્ય, ગૌરવપ્રદ અને માનાર્હ સંપત્તિ ગણાવી છે. રાજુલ દવે સંપાદિત શ્રી ઈશ્વરલાલ દવેનાં પુસ્તક "અંતરનાં અમી"ની પ્રસ્તાવના પણ આ સંગ્રહમાં સમાવવામાં આવી છે. 'અંતરના અમી'ને લેખક સદાજાગ્રત અને સર્જકપ્રતિભા ધરાવતા એક સાહિત્યિક પત્રકારનાં કવિહૃદયની સંવેદનાનું સુધાઝરણું ગણાવે છે. શિવકુમાર જોષીની સામાજિક નવલકથા 'નથી હું નારાયણી' વિશેનાં લેખમાં તેઓ એકવિધતામાં સરી પડેલી પીઠઝબકાર પદ્ધતિને મર્યાદા ગણાવે છે. રમણલાલ જોશીના વિવેચનલેખોનાં સંગ્રહ 'શબ્દસેતુ'ને સંનિષ્ઠ અભ્યાસી અને ઊંડી સૂઝવાળા સહૃદયના ઉષ્માપૂર્ણ અને રસદર્શી પ્રતિભાવોનો પરિચાયક સંગ્રહ ગણાવે છે. રઘુવીર ચૌધરીની 'વેણુવત્સલા' નવલકથાને દસ્તાવેજી મૂલ્ય ધરાવતી નિતાન્ત શુદ્ધ નવલકથા ગણાવીને લેખક નવલકથાનાં વસ્તુ, પાત્ર, પરિવેશ, સંવાદો, ભાષા વગેરેની ચર્ચા પણ કરે છે.

આ રીતે, જુદાં જુદાં નિમિત્તોરૂપે તૈયાર થયેલાં આ બધાં લેખો અહીં સંગ્રહરૂપે આપણને મળે છે. અહીં કૃતિસમીક્ષાનાં લેખો છે, વ્યાખ્યાનો છે, પ્રસ્તાવનાલેખો છે, જુદાં જુદાં નિમિત્તે અપાયેલા પ્રાસંગિક પ્રવચનો, આકાશવાણી પરથી પ્રસારિત વ્યાખ્યાનો, શ્રદ્ધાંજલિઓ, સ્મરણો - એમ અનેક નિમિત્તો જુદાં જુદાં લેખો પાછળ રહેલાં છે. સમગ્ર રીતે આ બધા લેકો વાંચતા ગુજરાતી સાહિત્યની એક ઝલક પામી શકાય છે.



# આમુખને ઉલ્લંઘતી 'ગીતમલ્લિકા'

રાધેશ્યામ શર્મા

લાલમલાલ પૂંઠાવાળા રૂપકડા સંગ્રહ 'ગીતમલ્લિકા'ને ઉઘાડતાં જ પંક્તિઓ મળે છે : કોઈ એક સરોવરનું મળી જાય મૌન અને પંખીના ગીતનો ટહુકો મળે, તો ગીતનું કમળ પછી હળવે ખૂલે અને હળવે ઝૂલે : વિરાટ ગગની તળે... તરત ત્રીજે પાને અંગ્રેજીમાં 'રિવ્યૂ કૉપી'નો સિક્કો અને એની નીચે અર્પણ પંક્તિ સંગીતકારો : 'કવિતાની આરપાર નીકળી ગયેલા ધારદાર માણસ.' પછી લખનારની અંગત કબુલાત : 'મને (એટલે કે અંકિત ત્રિવેદીને) એમ લાગે છે કે કવિતાની કુંડળીમાં શુક્ર ચોક્કસ બળવાન છે માટે જ આપણને સુરેશ દલાલ મળ્યા.' એ લેખ પૂરો કરતાં ફરી ફરી ભારપૂર્વક કહેવાયું છે, 'સુરેશ દલાલ ગુજરાતી કવિતાની કુંડળીમાં રાજયોગ લઈને આવ્યા છે, ભલે પધાર્યા... સ્વાગતમ્...' આવું 'સ્વાગતમ્' કોઈ નવા સવા ઊગતા, ઊગું ઊગું કરતા નવોદિત કવિજીવ માટે શોભે પણ સુરેશ દલાલ જેવા સુપ્રસિદ્ધ ગીતસર્જક માટે !? બહુ બહુ તો વિરલા સભાગાર જેવી મહેફિલમાં સંચાલન સુખથી હર્ષ વિભોર થઈ રેલાવવાના ઉદ્‌ગાર તરીકે ઓપે પણ બાપડા ઉદાર સુ. દ. માટે ! સ્વાગત કર્તાઓને માલૂમ હોય એને લાગતું નથી કે હમણાં જ 'આપણી કાવ્યસમૃદ્ધિ'-ઉત્તરાર્ધના 'સંપાદકીય'માં વિવેચક ચન્દ્રકાન્ત ટોપીવાળાએં સહર્ષશું નોંધ્યું છે : 'હરીન્દ્ર દવે અને સુરેશ દલાલની લોકપ્રશિષ્ટ ગીતરચનાઓનો પ્રભાવ દૂરગામી રહેશે એમાં શંકા નથી. સુેશ દલાલની 'અનુભૂતિ' અને હરન્દ્ર દવેની 'કાનુડાને બાંધ્યો છે હીરને દોરે' રચનાઓ ગીતતત્ત્વ સાથે કાવ્યતત્ત્વનું સંમોહક સંયોજન દર્શાવે છે' (પૃ. ૧૨) પ્રસ્તુત સંપાદનગ્રંથમાં 'અનુભૂતિ', 'કાંટાની ભૂલ', 'તો જાણું' અને 'વ્હેતું ના મેલો' એ ચાર સુરેશ-રચનાઓ સમાવાઈ છે.

ઉપર્યુક્ત આવકાર-આમુખમાં ખાતરીબંધ પરિસ્થિતિ વર્ણવાઈ છે, 'ગુજરાતી ભાવકો સુરેશભાઈ ઉપર ઓળઘોળ છે અને લોકપ્રિયતા વિવેચકોને ખૂંચતી હોય છે.' લોકપ્રિયતા કેવી ખૂંચતી હોય છે તેમજ સાથોસાથ કેમ ખૂંચતી હોય છે એની અભિપ્રાયતા 'અપરિચિત અ' અને અપરિચિત બ'ના ૧૨-મા પૃષ્ઠે આમ રજૂ થઈ હતી :

કદાચ એટલે જ સુરેશ લોકપ્રિય છે; પણ એ લોકપ્રિયતાએ કવિને આત્મનાશ કર્યો હોય એવું લાગે છે; એક અમેરિકન વિવેચકે કહેલી વાત સુરેશની બાબતમા સાચી લાગે છે :

"When a poet in a democracy strives for popularity through a public taste deliberatley aiming at the mass-ear, he soon looses himself in edless and shapelers valgarity."

આવું 'વિધાન ટોપીવાળા ચન્દ્રકાન્તે છેક ૧૯૭૫ના પ્રથમ વિવેચનસંગ્રહમાં પીરસેલું પણ પછી - ટોપી ફેરવ્યા વગર - 'આપણી કાવ્યસમૃદ્ધિ'માં સુરેશના ગીતતત્ત્વ સાથે કાવ્યતત્ત્વના સંમોહક સંયોજન'નો પ્રભાવ સંમાન્ય માન્યો. "ઐસા ભી હોતા હૈ..." "ક્યૂં કિ..." વિવેચકે અત્રે વસ્તુલક્ષી વિવેક દેખાડી દાખલો પણ બેસાડયો છે.

વસ્તુલક્ષી-પણાની વાત નીકળી છે ત્યારે, અને તો ક્રોચે કદાચ Lyrism-ઊર્મિસંવાદ તરીકે જેને ઓળખાવે એવી એ[illegible] ગીતકાવ્યકૃતિ 'ગીતમલ્લિકા'માં મારા પ્રિ[illegible] નમૂના તરીકે મૂકવાનું યોગ્ય માનું છું. [illegible] ભાષાકર્મ દ્વારા વિરોધ-આરોપની પ્રવિધિ કામે લગાડાઈ 'કૉન્ટ્રાસ્ટ'ના [illegible] તો વસ્તુલક્ષી ઊર્મિ ગીતરૂપે મહોરી છે.

કાચના સમુદ્રમાં પથ્થરનું વહાણ છું

પથ્થરના સમુદ્રમાં કાચનું વહાણ છું
એક બાજુ માળી છે
ને હાથમાં કોદાળી છે
કઠિયારા ને કુહાડાથી
જાતને સંભાળી છે
ધારદાર તીર ને તંગ તંગ બાણ છું
પથ્થરના સમુદ્રમાં કાચનું વહાણ છું.

(ગીતના અંતરામાં ખેડૂત અને માળી ઉભયનો ઉલ્લેખ પોપટની પેઠે પછી આમુખલેખકે લખ્યું છે 'એ બંને હાથથી કવિતા લખે છે - એક હાથ ખેડૂતનો છે જેનાથી કવિતાને ભરણપોષણ મળે છે, બીજો હાથ માળીનો હાથ છે જેનાથી કવિતાના હૃદયમાં પડેલી ખાલી જગ્યાને સુગંધનું સરનામું મળે છે. ..' અહીં કવિની આરપાસ નીકળી તદ્દન તદ્રૂપ થઈ લખ્યું હોવાની વાત સાચી પડે એમ છે.)

ગીતનો બીજો અતરો અધિક રોચક છે
બળબળતી આગ છે
ને ઠંડોગાર બરફ છે
જાણું નહીં તારી નજર
કોની તરફ છે ?

અંકિતની નજર તો સુરેશભાઈ તરફ જ હોયને ! પછી કવિ પણ સ્વયં ગાઈ-ગવડાઈ શકે .

જાણું છું તોયે હું કેટલો અણજાણ છું
કાચના સમુદ્રમાં પથ્થરનું વહાણ છું.

સ્વતંત્ર આસ્વાદ ખમે એવું આ ગીત ધ્યાનાર્હ ઊર્મિકાવ્ય તો છે જ પણ ગીતનો પ્રથમ અંતરો પ્રમાણીએ તો બ. ક. ઠા. જેને 'વિચારધન' રચના કહે એવી કીમતી સામગ્રી પણ અહીં ધરબાઈ છે.

ત્રિવેદી બ્રેડ પર બટર-જામ ચોપડી છેલ્લે સુરેશભાઈને સંડોવી લખ્યું છે 'એમનામાં રહેલો માણસ અને કવિ બંને જલસાના જ્યોતિર્ધર છે. બીજાની કવિતાઓ વિશે એમણે ખૂબ લખ્યું છે, પણ એમની કવિતા વિશે લખવાનું ક્યારેય કોઈને નથી કહ્યું.' કવિ સુરેશના સાચા ચાહકને પણ સવાલ થાય કે આવો સુગરકોટેડ આમુખ જો કવિએ કહ્યુ નહોતુ તો કહ્યા વગર લખી મોકલ્યો ને પૂછયાગાછયા વિના છાપી લીધો !? ઉભય સમજુ છે, કદર-દાની છે. આ ક્ષે મીરનો શેઅર પેશ કરું 'મેરી કદ્ર કર એ જમીને સુખન, તુઝે બાત મેં આસમાં કર દિયા'. કવિશ્રી પ્રામાણિક છે, અને પ્રેમી પણ :

વાત કૈં ખાનગી રહેવાની નથી,
તને ચાહું છું' વાત એ કહેવાની નથી.....



## ઉર ઊભરે...

હરિ જાગે મનમાં ને ભય ભાગે,
ઉર ઊભરે આનંદ અપાર,
સકલ-અકલ નિરમલ ભાસે,
ભીતર રમણે સર્વાધાર.
કહત ફિરે સાંઈ મકરન્દ અવધૂતા-
દેખો રૂપ-અરૂપે સઘળે રમતા
વેશ અનન્તે એ સરજનહાર.
ઉર ઊભરે...
તજો ભેદ-બરમ ને માયામોહાંધ,
રહો અગમપંથે મસ્તી મહીં સુવાંગ,
ધરો ધ્યાને બસ એક અલખ આધાર
ઉર ઊભરે...

**- પીયૂષ પંડ્યા 'જ્યોતિ'**

# સૂરદાસની અંતિમ ત્રણ પદરચના : પ્રપત્તિ અને પ્રતીતિનો સહજોદ્‌ગાર

લાભશંકર પુરોહિત

મધ્યકાળની સમગ્ર ભારતીય કૃષ્ણકવિતામાં, વિપુલતા અને વિવિધતા - એમ બન્ને દષ્ટિએ, સૌથી માતબર ગણી શકાય એવું પ્રદાન રહ્યું છે સૂરદાસનું. સાંપ્રદાયિક અનુશ્રુતિ તો એની પદરચનાઓનો આંક સવા લાખનો મૂકે છે : 'સૂર'. એવી નામ છાપ ધરાવતી એમનું ખુદનું કર્તૃત્વ દાખવતી એક લાખ રચનાઓ; અને 'સૂરશ્યામ'ની નામછાપ ધરાવતી પચ્ચીસ હજાર પદરચના સ્વયં શ્રીકૃષ્ણનિર્મિત પ્રસાદીરૂપે ! આ અતિશયિત આંકને તો સૂરદાસની સાક્ષાત્કાર ભક્તિ અને સહજોદ્રેકથી ઊભરાતી સર્ગશક્તિના ગૌરવ-મહિમા લેખે ગણી લઈએ તો પણ સાત-આઠ હજારની આસપાસની સંખ્યા ધરાવતાં પદોનું કર્તૃત્વ તો એમનું હોવાનું અભ્યાસીઓ લગભગ સર્વસામાન્યપણે કબૂલે છે.

'સૂરદાસ' તરીકે ઓળખાતા એકાધિક સંતો મધ્યકાળ દરમ્યાન થઈ ગયા હોવાનું મનાય છે. ઈ. સ. ૧૪૮૦-૧૫૮૦ના અરસામાં વિદ્યમાન વ્રજભાષાના કવિ સૂરદાસ, ત્રીશેક વરસની વયે શ્રીમદ્ વલ્લભાચાર્યના સંપર્કમાં આવ્યા. જન્માંધ હોવા છતાં યુવાનવયે પણ એમનો લોકપ્રભાવ વ્યાપક હતો. ગાનકૌશલ અને કાવ્યસર્જનની હથોટી પણ સારી. આગ્રા અને મથુરા વચ્ચે યમુના નદીને કિનારે ગૌઘાટ પર એમનું સ્થાન હતું. ત્યાં જ એમણે શ્રીવલ્લભને ગુરુપદે સ્વીકારીને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવી દીક્ષા અંગીકાર કરી. તે પછીનું એનું શેષજીવન શ્રી વલ્લભ અને શ્રી વિઠ્ઠલનાથજીની નિશ્રામાં, કૃષ્ણકીર્તનમાં જ વીત્યું. સંપ્રદાયના 'અષ્ટછાપ' કવિઓમાં એ અગ્રપદે શ્રીનાથજી મંદિરમાં - ગોવર્ધનપર્વત પર - ઠાકુર સમ્મુખ નિત્યકીર્તનમાં એ રમમાણ રહેતા; એટલે જ, પદ્યરચનાની પુષ્કળતા એમની પ્રભુભક્તિની પારદર્શિતાની પરિણતિ, કહો કે, પ્રસાદી રહી છે. મોટેભાગે બે કે ત્રણ અંતરામાં સમેટાતી, ઊર્મિગીત પ્રકારની એમની પદરચનાઓ કૃષ્ણભક્તિની વિધવિધ ભાવમુદ્રાઓ ઉપસાવે છે. વાત્સલ્ય અને માધુર્ય : આ બે એમની સર્જકતાના મુખ્ય રસોન્મેષો. નંદ-યશોદા સંદર્ભે વાત્સલ્ય; રાધા અને લલિતાદિ વ્રજયુવતીસંદર્ભે માધુર્ય અને વ્રજકિશોરોની ગ્વાલમંડળીસંદર્ભે ખટમીઠી મૈત્રીનું સખ્ય : કૃષ્ણની બાળલીલાના વિવિધ ભાવવિલાસોની રમણભૂમિ તો રહી છે ગોકુળ, વૃંદાવન, યમુનાતટ, બંસીવટ, કદંબકુંજની વન્યપ્રકૃતિ. તાદશતા, તન્મયતા, વ્યંજનાની સૂક્ષ્મતા અને આછી લકીરથી અંકાતી ચિત્રાત્મકતાને લીધે એમની કવિતામાં અનુભૂતિની પ્રાંજલ પારદર્શિતા તથા અભિવ્યક્તિની નિર્વ્યાજ ચારુતા : આ બન્ને વાનાં આપણને સ્પર્શી જાય. શબ્દ, કહો કે સ્વરપૂત શબ્દની એમની કીર્તનસેવામાં તદ્રૂપતા અને તલ્લીનતાના મૂળમાં, ભક્ત તરીકે, સેવ્ય પ્રત્યેનું પૂર્ણ સમર્પણ રહ્યું છે. એટલે જ, એની કવિતાનું ભાવજગત, અલૌકિક ઐશ્વર્યનું રહેવા છતાં વ્રજભૂમિના વાસ્તવના માનવીય સ્પંદથી અસ્પૃષ્ટ રહેતું નથી. નંદ, યશોદા, રાધા, ગોપાંગનાઓ, ગોપશિશુઓ - આ સૌ તો ખરાં; કૃષ્ણ પોતે પણ માનુષભાવની સાહજિક ભાવસ્થિતિમાં રહીને 'પુરુષોત્તમ'પણું સાચવતા હોય એવી રસપ્રતીતિ આપણને થવાની.

*

અષ્ટપ્રહરની નિત્ય સેવા ઉપરાંત વર્ષોત્સવ-નિમિત્તે ભગવદ્-લીલાને લગતાં ભાવાનુરૂપ પદોની રચના તો, દાયકાઓ સુધી એ કરતા રહે છે. જીવનના અંત સુધીની એમની કીર્તનસેવાનું કેન્દ્ર તો રહ્યું શ્રીનાથજી મંદિર. પરંતુ, એનો સ્થાયી વાસ ગોવર્ધન નહીં, પણ નજીકના પરાસૌલી ગામમાં ચંદ્રસરોવર પાસેની કુટિરમાં. વૈષ્ણવી દીક્ષા પૂર્વેનાં એમનાં પદોનો

સૂર મુખ્યતયા દીનતા, વિનતિ અને અંત સંતાપનો હતો. 'મો સમ કૌન કુટિલ ખલ કામી ?' કે 'હૌં સબ પતિતનકો ટીકૌ' - જેવાં પદોમાંની આત્મગ્લાનિ સાભળીને જ શ્રી વલ્લભે કહ્યુ 'સૂર હ્વૈ કૈં ઐસો ધિધિયાત કાહે કો હૈ ? ..... કછુ ભગવલ્લીલા વર્ણન કરૌ.' શ્રી વલ્લભે એમને દશમસ્કંધની અનુક્રમણિકા સંભળાવી. શ્રીમદ્ ભાગવત પરની વલ્લભીય ટીકા 'સુબોધિની'ના મંગલાચરણના શ્લોકના પ્રતિધ્વનિને ઝીલતી 'ચકઈ રી ચલ ચરનસરોવર, જહાં નહીં પ્રેમવિયોગ' - આ પદની રચના, સૂરની વલ્લભીય દીક્ષા પછીની પ્રથમ પદરચના. એ પછી તો સાત દાયકા લગી ઠાકુરલીલાના વિવિધ ભાવોને ઉપસાવતી અનેક રચનાઓ થતી રહી 'સૂર સાગર'માં ભાગવતના બારેય સ્કધમાંની ચરિત્રલીલાઓને એણે વણી લીધી. પરતુ એનો ધીંગો ને પ્રસન્નમધુર પ્રવાહ તો રહે છે 'દશમસ્કંધ'માની કૃષ્ણલીલાનો. સાથેસાથે, વ્રજમહિમા, વૈષ્ણવવંદના, વિનય ઉપરાંત દીનતા, શરણાગતિના ભાવને લગતાં પદો પણ રચાતાં રહ્યાં. 'સૂરસાગર' એમની પદરચનાઓનો બૃહદ્-ગ્રંથ. ઉપરાંત 'સૂર-સારાવલી', 'સૂર-સાઠી', 'સૂર-પચ્ચીસી'મા એમની કવિતાઓ સંગૃહીત થઈ છે કૃષ્ણપ્રીતિને લગતા પદોની બહુલતાને કારણે સ્વયં શ્રી વલ્લભે એમને 'સૂર-સાગર' કહ્યા છે, તો એમનાં પદોમાંની પુષ્ટિમાર્ગીય વિચારસપાટી, ભાવભક્તિના રઢિયાળા ઉન્મેષો, શૃંગારાદિ સેવોપચારની ચિત્રણા, વૈષ્ણવતાનો પરમોત્કર્ષ આ બધાની સમન્વિત સમૃદ્ધિને કારણે, ગો.શ્રી વિઠ્ઠલનાથજીએ એમને 'પુષ્ટિમારગકો જહાજ' કહ્યા છે. વલ્લભીય દીક્ષા અંગીકાર કર્યા પછીનું એમનું સમગ્ર જીવન કૃષ્ણકીર્તનની તત્પરતા અને તન્મયતામાં જ વીતે છે. બાહ્યાભ્યંતર જીવનમાંના આ કૃષ્ણાદ્વૈતના સ્પદ થકી સૂરની કવિતામાં કૃષ્ણલીનતાનો સ્વર સતત ગુજતો રહે છે. એમનુ અધ્યાત્મ, આ રીતે, પૂર્ણ સમર્પણ અને પૂ.રે.પૂ.રા.. સન્નિવેશ(total involvement)નું છે. એટલે જ, એમની પદરચનાઓમાં આપણને ભીંજવી દેતી રસવત્તા, નિરપેક્ષ કે નકરી શબ્દૈકલક્ષી કવિતાની નીપજ નહિ; પરંતુ અંતર્હિત કૃષ્ણચેતનાથી સ્પંદિત ઊર્જાનાં અદીઠ શબ્દપરિમાણોથી આવરિત સંકુલ પદાર્થઘટનાની પરિણતિ હોવાની આ પ્રકારની અંગત સંવેદનપરક અધ્યાત્મભાવની રચનાઓનું સ્વારસ્ય કેવળ પાઠ(text)ની લિપિબદ્ધ પંક્તિઓમાં જ પુરાયેલું હોતું નથી; કેમકે આપણને નજરવગા આ પાઠ(text)માંનો સઘળો શબ્દસંઘાત, કૃતિના સર્ગપ્રભવના મૂળ તબક્કે જ, સમય, સ્થળ અને સંજોગના ત્રેવડા સંદર્ભથી પરિચાલિત સવેદનની ધારમાંથી ફૂટ્યો હોય છે પાઠ(text)ની આછી ને ઉપલી સપાટી તળે ઢબુરાયેલાં એનાં સાદર્ભિક પરિમાણો રચનાના અંતર્ગત મર્મોને પૂરી રીતે પામવા ને પરખવા માટે, આવા કિસ્સામાં, અત્યંત ઉપકારક બની રહેતાં હોય છે. એ સૌને સદંતર ઉવેખીને, પાઠના આદિ-અંતની સરહદોની વચ્ચે જ, મુદ્દલ આઘાપાછા થયા વગર હરફર કરવાનો - ને બહારનો હરફ પણ ન સાંભળવાનો - આગ્રહ, બહુબહુ તો રચનાનાં પોત(texture)ની ઝીણીમોટી બારીકી લગી પહોંચાડે; પરંતુ પદરચનાના પંડચમાં ધબકતા સંદર્ભપ્રોક્ષિત પ્રાણનો મર્મસંચાર આપણા લગી પુગાડવામા કામયાબ નીવડે ખરો ? સંવેદન, જો, અકૃતકપણે રસરૂપ બનીને રચનામાં ઊતર્યું હોય તો એને લગતા ઇતર સંદર્ભોથી અજાણ કે અળગા રહેવા છતાં, કેવળ કલાગત સ્વાયત્તતાના જોરે, એમાંનું કાવ્ય, અધિકારી ભાવક લગી પહોંચવાનું જ. સંદર્ભની સાપેક્ષતા એ કાંઈ કાવ્યપ્રાપ્તિની અનિવાર્ય પૂર્વશરત નથી એ કબૂલ રાખીએ તો પણ કેટલીક નૈમિત્તિક કે ઉત્પ્રેરિત રચનાઓને લગતાં સંદર્ભઇંગિતો રચનાને વધારે સારી - અને સાચી - રીતે ઉકેલવામા ને ઓળખવામાં વિધાયક ભૂમિકા બજવી શકે. એટલે સ્તો, પ્રાપ્ય સંદર્ભોને ભેળા લઈને કૃતિમાં પ્રવેશીએ તો પણ કાવ્યની દુરસ્તી સામે કશું જોખમ ઊભું થવાનું નથી; ઊલટું, એથી કરીને તો, આ સાંદર્ભિક પરિમાણો, કૃતિના મર્મોને અવાંતર અર્થપ્રકાશથી વધુ ઊજળા કરીને ખોલી

આપે એવી સંભાવના રહે. એક વાત તો દીવા જેવી સાફ છે કે આ પ્રકારની ભક્તિકવિતાના રચનાકારનો મકસદ આપણને - અધ્યાત્મદષ્ટિએ સાવ અલાયદી વા આત્યંતિક મનોભૂમિકા ધરાવતા અન્યનિરપેક્ષ ભાવકને - કાવ્યતુષ્ટિ આપવાનો હોતો નથી; એ પોતે તો સ્વકીય અનુભૂતિનું શબ્દાત્મક સમીકરણ રચી આપવાનો પ્રયાસ કરીને છૂટી જાય છે. સમભાવશીલ ભાવક તરીકે આપણને જો, કાવ્યત્વને એના પૂરા હાર્દ સાથે પામવાની ગરજ હોય તો, આવી રચનાના શબ્દપરિસરને લગતા અન્ય સર્ગતંતુઓનો પણ પરિચય કેળવીને ચાલવાનું વધુ ઇષ્ટ બને. કેમકે, એમ કરવાથી કૃતિનો રચનાપ્રપંચ તથા એની પછવાડે કવિના ચિત્તની અંતઃસ્થિતિઓનો સમ્યક્ આલેખ પણ સાંપડી રહેવાનો. કવિતાવિવેકની આવી સમજણપૂર્વક, કોઈ ચોક્કસ પળ, સ્થળ ને પ્રસંગની નૈમિત્તિક પીઠિકામાં સરજાઈ ગયેલી ને સાંભરી આવેલી, સૂરદાસની અંતિમ લેખાતી ત્રણ પદરચનાઓમાં પ્રવેશવાનું અહીં ઇચ્છયું છે. પ્રપન્ન સૂરદાસના હૃદયભાવના શબ્દાંતરણની ઘટનામાં, આ પ્રાસંગિક સંદર્ભોની કારકતા શી રહે છે એ બાબત પણ આવી શબ્દચર્યા દરમ્યાન નોંધવાનું રસપ્રદ બનશે.

*

અહીં તપાસ માટે તારવેલી પદરચનાઓ સૂરદાસની અંતિમ રચનાઓ છે એમ સ્વીકારવા માટેનો આધાર શો ? સૂરદાસની રચનાના સંચયો - હસ્તપ્રતો વા મુદ્રિત રૂપના - કાંઈ કૃતિના રચનાસમયના અનુક્રમને અનુસરતા નથી; કેમકે ઊર્મિગીત પ્રકારની આવી રચનાઓમાં, અંતે કવિની નામછાપનો સંકેત હોવાનો માત્ર; રચનામિતિ, વરસ કે સ્થળનિર્દેશની કશી પરિપાટી જ નહોતી. (આખ્યાન જેવી કથનાંશ્રયી દીર્ઘરચનાઓમાં સમાપનસ્થળે કવિપરિચય, રચનામિતિ, સાલ, સ્થળ, કૃતિરચનાનું પ્રયોજન : આ સૌ વિગતોનો ટૂંકાક્ષરી નિર્દેશ પુષ્પિકામાં મળે; પદપ્રકારના ટૂંકા પટમાં આવા વિગતનિર્દેશ માટે અવકાશ જ નથી.) આ સ્થિતિમાં આ પ્રશ્નનો ખુલાસો પણ જોઈ લઈએ.

સૂરદાસ ઉપરાંત 'અષ્ટછાપ'ના અન્ય ભક્તકવિઓ અને પ્રપન્ન ને ભાવસંપન્ન વૈષ્ણવોના ભક્તિપ્રસંગોને વર્ણવતું વાર્તાસાહિત્ય સંપ્રદાયમાં પ્રચલિત છે. 'ચૌરાસી વૈષ્ણવનકી વાર્તા' - શીર્ષકનો વ્રજભાષાનો વાર્તાત્મક ગ્રંથ, શ્રીમદ્ વલ્લભના પૌત્ર ગો. ગોકુલનાથજીના સત્સંગ વાર્તાલાપોને સાંકળીને પ્રસ્તુત થયો છે. આ વાર્તાપ્રસંગોનું નિરૂપણ નરી ઐતિહાસિક દષ્ટિએ નહિ; પણ ભાવનાત્મક રીતે થયું છે. પણ આ પ્રસંગો કથનાર શ્રી ગોકુલનાથજી, આ પ્રસંગોમાં વર્ણવેલા ચરિત્રપુરુષોના ઉત્તર-સમકાલીન હતા. એટલે એમાં અનુશ્રુતિનું મેળવણ ઓછું ને પ્રત્યક્ષ પરિચય સાક્ષ્ય વધુ હોવાનું. 'નિજવાર્તા' કે 'ઘરુવાર્તા'ના આ ઉપક્રમમાં સૂરદાસનું વૃત્તાંત અગિયાર જેટલા પ્રસંગો મૂકીને વર્ણવાયું છે. દીક્ષા સમયથી માંડીને જીવનની અંતિમ ક્ષણ પર્યન્તના આ વૃત્તાંતમાં છેલ્લો, અગિયારમો, પ્રસંગ, સૂરદાસના અંતકાળના પ્રસંગને નિરૂપે છે. પ્રસ્તુત ત્રણેય પદોની રચનાનો નૈમિત્તિક સંદર્ભ, પ્રત્યક્ષ વિવરણની ધાટીએ, અહીં નિર્દેશાયો છે તેને લગતી વિગતો ટૂંકમાં ટપકાવું ?

શરીરે થોડું અસુખ જણાતાં સૂરદાસ, મંગળાનાં દર્શન કરીને ચંદ્રસરોવર પરની કુટિરે પાછા ફર્યા. શ્રીનાથજીની ધજાની દિક્ષામાં મુખ રાખીને સૂતા. મહાપ્રભુજી અને ગોસાંઈજીની અત્યંત કૃપાથી, આ દેહથી જ શ્રીનાથજીની લીલાનો અનુભવ સાંપડયો એમ વિચારી, શ્રી ગોસાંઈજી કૃપા કરીને દર્શને આપે તો બડભાગી બનું એવો ભાવ મનમાં જાગ્યો. બીજી બાજુ, શ્રીનાથજીને શૃંગાર કરતી વેળા, શ્રી ગોસાંઈજીએ, જગમોહનમાં બેસીને કીર્તન કરતા સૂરદાસજીને ન દીઠા એટલે 'સૂર કહાઁ ?' એવી પૃચ્છા સેવકને કરી. કોઈ વૈષ્ણવે ઉત્તર વાળ્યો કે આજે મંગળા આરતીનાં દર્શન કરીને સૌને ભગવદ્ સ્મરણ કરીને સૂર પરાસૌલી કુટિરે ગયા. ગોસાંઈજી પરિસ્થિતિ પામી ગયા. રાજભોગ પછી, સેવકમંડળી

સાથે ગોસાંઈજી સૂરની કુટિરે પધારે છે. એ વખતે સૂર અચેત થઈ રહ્યા હતા. પણ 'સૂરદાસજી ! કૈસે હો ?' - એવો ગુંસાઈજીનો પૃચ્છાસ્વર સાંભળી, સફાળા બેઠા થઈને પ્રણામ કર્યા. બોલ્યા : 'બાબા, આયે ? જો મૈં આપુકી બાટ હી દેખત હતો... આપકે સ્વરૂપ કો હી ચિંતન કરતે હતો.' આટલું ગદ્‌ગદ કંઠે બોલી લલકારી ઊઠ્યા . "દેખો દેખો હરિજૂ કો એક સુભાવ." સાથેની મંડળીમાંના ચતુર્ભુજદાસે અચરજ વ્યક્ત કરતાં કહ્યું કે સૂરદાસજીએ ઠાકુરજીનાં લક્ષાવધિ પદો રચ્યાં, પરંતુ મહાપ્રભુજીના જશનું વર્ણન ન કર્યું. આ સાંભળતાવેંત સૂરદાસજી બોલી ઊઠ્યા . "મૈં તો સગરો જસ શ્રી આચાર્યજી કો હી બરનન કિયો હૈ, જો મૈં કછુ ન્યારો દેખંતો તો ન્યારો કરતો; પરિ તૈંને મોંસો પૂછી હૈ, સો તેરે પાસ કરત હોં, સો યા કીર્તનકે અનુસાર સગરેકીર્તન જાનિયો." આમ કહી આ પદ બોલ્યા

'ભરોસો, દૃઢ ઈન ચરનન કેરો.
શ્રી વલ્લભ નખચંદ્રછટા બિનુ
સબ જગ માંહી અંધેરો -
સાધન ઔર નહીં યા કલિમેં
જાસોં હોત નિવેરો;
'સૂર' કહા કહૈં દ્વિબિધ આંધરો
બિના મોલકો ચેરો -'

શ્રી વિઠ્ઠલનાથજી (ગોસાંઈજી) સૂરદાસની સન્મુખ જ બાજઠ પર બિરાજમાન છે; અને દૃષ્ટિવંચિત સૂર, એમનાં ચરણને જાણે કે ચક્ષુપ્રત્યક્ષ હોય તે રીતે 'ઈન'થી સંકેતિત કરે છે. ભાવવિભોર સૂરદાસની પ્રપન્ન ને દૃઢભક્તિ પ્રત્યે ઉપસ્થિત આચાર્યસમેત વૈષ્ણવમંડળ ધન્યતા વ્યક્ત કરે છે. વંશજ અને વૈષ્ણવ - વલ્લભીય પરિસરની અધ્યાત્મસૌરભ આખીયે ઉપસ્થિતિમાં પ્રસરી રહી છે ત્યારે કૃતકૃત્યતા અને કૃપાભાવના આ પ્રાંજલ પારાવારમાં, સૂરદાસ, પુન અંત નિમગ્ન, જાણે કે, થઈ રહ્યા છે. એ વખતે ગોસાંઈજીએ ફરીથી સૂરને પૂછ્યું : "સૂરદાસજી ! અબ યા સમય ચિત્તકી વૃત્તિ કહાં હૈ ?"

સૂર, આ પ્રેમાતુર પ્રશ્નને પ્રતિસાદ આપતા ગાઈ ઊઠ્યા

"બલિ બલિ હૌં કુંવરિ રાધિકા,
નંદ સુવન જાસોં રતિ માની
વે અતિ ચતુર, તુમ ચતુર સિરોમનિ,
પ્રીત કૈસે રહી છાની ?
વે જુ ધરતિ તન કનક પીતપટ,
સો તૌ સબ તેરી ગતિ ઠાની,
તેં પુનિ સ્યામ સહજ વે શોભા,
અંબર મિસ અપને ઉર આની -
પુલકિત અંગ અબ હી હ્વૈ આયો,
નિરખિ દેખિ નિજ દેહ સયાની;
'સૂર' સુજાન સખી કે બૂઝે,
પ્રેમ પ્રકાસ ભયો બિહસાની-"

- શરીરની અસ્વસ્થતા વચ્ચે પણ, સૂરનું ભીતર તો એ ક્ષણોમાં, રાધાકૃષ્ણની યુગલપ્રીતિના અતુલિત લીલાદર્શનથી, કશાક અવાચ્ય અનુગ્રહ સ્પંદથી, અણુઅણુમાં ઝંકૃત થઈ રહ્યું છે. શ્રદ્ધેયની સન્નિધિ, પ્રભુપ્રપન્ન પુરુષોનું પ્રેમવર્ષણ, અને સ્મરણ-કીર્તન-શ્રવણની સંપૃક્તિના, પોતાના અંત સમયે થઈ રહેલા અતીન્દ્રિય અભિષેકથી કુટિરની પાર્થિવતા જાણે કે રાધાની રમણસ્થલીમાં પલટાઈ ગઈ ! કૃષ્ણદર્શન માટે વ્યાકુળ રાધાનાં પ્રતીક્ષાતુર નેત્રોની આકુલતા ને અતર્વિલાસની તરંગલીલા, નેત્રહીન સૂરને આ અંતિમ ક્ષણે, જાણે કે, અંત પ્રત્યક્ષ થતી હોય એમ, ઋજુ સંવેદનને ઝીલતાં આ પદના, મંદસ્વરે થતું ગાન એ સૂરના પાર્થિવ પિંડમાંથી ઉચ્ચરિત અંતિમ શબ્દ બની રહ્યા

"ખંજન નૈન રૂપ રસ માતે
અતિશય ચારુ વિમલ ચંચલ યે
પલપિંજરા ન સમાતે !
ચલિ ચલિ જાત નિકટ શ્રવનનકે,
ઊલટ ફિરત તાટંક ફંદાતે;
'સૂરદાસ' અંજન ગુન અટકે,
નાતર કબૈ ઉડિ જાતે ! - "

- આ પદના વિલાતા જતા સૂરો સાથે, સૂરદાસનું પ્રાણપંખેરું પણ, નશ્વર જગતમાંથી, નિત્યલીલાની અનશ્વર રસસૃષ્ટિમાં સંચરી રહ્યું! શ્રુતિપ્રોકત શતવર્ષીય આયુષ્યકાળ દરમ્યાન શબ્દ અને સૂરના શુદ્ધાદ્વૈતપૂર્વક કૃષ્ણકીર્તનનો જે સેવાપ્રકાર એમણે અંગીકાર્યો એનો શ્વસનવિરામ પણ સ્વરવિલયની ઐશ્વરીય લીલામાં જ શરણ પામે છે.

*

પ્રસ્તુત વાર્તાગ્રંથમાં, સૂરદાસ વિષયક વૃત્તાંતના નિરૂપણમાં, એમના અંતકાળના પ્રસંગે, શ્રી વિઠ્ઠલનાથજી સ્વયં પધારે છે, આચાર્ય - વલ્લભ અને વિઠ્ઠલ - અને આરાધ્ય - શ્રીનાથજી - પ્રત્યેની પૂર્ણ પ્રપત્તિ તથા શબ્દપ્રતીતિથી અનુપ્રાણિત સુ..દી..ર્ઘ.. જીવનની છેલ્લી ઘડીએ પણ આવી પરમ ચેતનાની સન્નિધિ ને સંસ્પર્શના સંપુટનો સાક્ષાત્કાર સાંપડે એથી વધુ ધન્ય કે સાર્થક બીજું શું હોઈ શકે ? આરાધ્ય અને આચાર્ય : આ ઉભય વચ્ચેનું કશુંયે પાર્થક્ય સૂરદાસની પ્રપન્નતામાં સંભવે ખરું ? ભક્તિસાધનાની એક સપાટી લગી પ્રપત્તિ અને પ્રતીતિનાં અવસ્થાંતરણો નભતાં હશે જરૂર; પણ સૂરની કીર્તનભક્તિમાં તો પ્રપત્તિ અને પ્રતીતિનું પર્યાયત્વ સ્થપાઈ ચૂક્યું છે. ચતુર્ભુજદાસને મન તો વિસ્મય-પ્રશ્ન હતો : કૃષ્ણલીલાનાં પદોની પુષ્કળતા ને સકલતા; પણ વલ્લભ-વિઠ્ઠલ પ્રત્યે કૃતજ્ઞ-કીર્તન નહિ ? એમનું આ પ્રશ્નવિસ્મય. સૂરદાસમાં પૂર્ણવિશ્વાસરૂપે પ્રત્યુદ્‌ગાર પામે છે : 'ભરોસો, દઢ ઈન ચરનન કેરો' ! રાગાત્મિકા ભક્તિને તો કૃષ્ણ અને રાધાનું દ્વિત્વ માન્ય નથી; ઉભય સ્વરૂપની એકતા કે અભેદ સ્વીકાર્ય છે. જે રીતે ઠાકુર અને સ્વામિનીની અભિન્નતા, તે જ રીતે શ્રી ગોવર્ધનનાથજી અને શ્રી વલ્લભ - આરાધ્ય/આચાર્ય - વચ્ચેનું કશું પાર્થક્ય ઇષ્ટ નથી. એટલે જ આચાર્યપ્રપત્તિ જ અંતતઃ આરાધ્યપ્રપત્તિની દ્યોતક ગણી છે. આચાર્યશરણમાં અતૂટ ને અખૂટ વિશ્વાસ એટલે જ આરાધ્યનું શરણ; એના વિના દશે દિશામાં નર્યો અંધકાર જ વ્યાપે ! સ્વયં શ્રી વલ્લભે 'अविश्वासो न कर्तव्यः सर्वथा बाधवस्तु सः।' કરી અવિશ્વાસની બાધકતા દર્શાવી છે જ; એટલું જ નહિ, 'कलौ भक्त्यादिमार्गारि दुःसाध्या इति मे मतिः।' કળિયુગમાં ભક્તિ વગેરે માર્ગો પણ જ્યારે દુઃસાધ્ય નીવડે છે ત્યારે કેવળ ઇષ્ટનો ભરોસો એ નકરું આલંબન કે આશ્વાસન નહિ, પરંતુ અનવરત આરાધન લેખે વ્યવહારમાં વણાઈ રહે છે, એ વિધાન પણ કર્યું છે. 'સાધન ઔર નહીં યા કલિમેં, જાસોં હોત નિવેરો' : સૂરદાસના આ શબ્દો આચાર્યવચનનો પ્રતિધ્વનિ, જાણે કે, ઝીલે છે. યુગલસ્વરૂપની અભિન્નતા જેટલી જ અભિન્નતા શ્રી ગોવર્ધનધર અને શ્રી વલ્લભનાં સ્વરૂપ પરત્વે છે; એ સ્થિતિમાં, એ બન્ને વચ્ચે દ્વિ-વિધતા જોવી એ પણ ભક્તિમાર્ગીય દષ્ટિએ તો દ્વિવિધ અંધત્વ ગણવું રહે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ : ચતુર્વિધ પુરુષાર્થથી નિરપેક્ષ ને નિષ્કામભાવે જે રીતે વ્રજાંગનાઓ, 'અશુલ્કદાસિકા' બની કૃષ્ણને ભજે છે, તે રીતે સૂરદાસ પણ, વણમૂલનું દાસત્વ સ્વીકારી સાર્થકતા અનુભવે છે.

ઇષ્ટમાં અખંડ ભરોસાના પ્રતિપાદન (કે સદાગ્રહ?)ને વ્યક્ત કરતું આ પદ, પુષ્ટિમાર્ગીય પરંપરામાં, ઠેઠ આરંભકાળથી આદ્યપર્યન્ત અદકો મહિમા ધરાવતું રહ્યું છે. સાંપ્રદાયિક પ્રણાલિકાના કોઈ પણ ઉપક્રમના સમાપનમાં આશ્રયના આ પદગાનની અનિવાર્યતા પાંચસો વરસથી જળવાઈ રહી છે. કહો કે, રાષ્ટ્રગીતના રાષ્ટ્રીય ગૌરવની જેમ સંપ્રદાયના સમાપનગાનનો મોભો એ ધરાવે છે. પારિવારિક કે સાર્વજનિક - કોઈ પણ નાનામોટા સાંપ્રદાયિક ઉપક્રમનું સમાપન, આશ્રયના આ પદગાન વિહોણું સંભવી શકે જ નહિ ! કોઈ પણ પરંપરા એના કવિની એકાદ રચનાનો આટલો ને એકધારો સમાદર કરે એથી વધારે સ્થાયી સ્મારક કે અક્ષર-અર્ચન બીજું શું હોઈ શકે ? સાક્ષર કે નિરક્ષર, ગ્રામીણ કે શહેરી, દેશી યા પરદેશી - કોઈ પણ સાંપ્રદાયિક પરિસરમાં, સૂરદાસના આ પદની અનિવાર્ય

શ્રુતિ, એની શબ્દસ્મૃતિને હજીયે સાચવતી રહે છે!

મધ્યકાલીન ભક્તિસાધનાની એક વિલક્ષણતાની બાબત પણ આ પદમાં સંકેતિત થાય છે. મધ્યકાળની વિધવિધ ભક્તિપરંપરાઓમાં ઉપાસ્ય અને ગુરુમાં અતૂટ વિશ્વાસ કે ભરોસાની મહત્તા સૌ ધારાઓએ સ્વીકારી છે. પ્રાચીન સાધનપ્રણાલિકાઓમા 'શ્રદ્ધા'નો અનન્ય મહિમા હતો; મધ્યકાળના ઐતિહાસિક પરિબળોના પ્રભાવે (પ્રતિભાવે ?) પ્રજાચેતનામાં 'વિશ્વાસ'ની વશેકાઈ વરતાઈ હશે ? વ્યવહારમાં જે 'વિશ્વાસ', આશ્વાસક હતો; એ અધ્યાત્મમાં પણ આલંબન ને આરાધનનું પર્યાયપદ સંભાળતો થઈ જાય છે. યુગસદર્ભની એ આવશ્યક નીપજ હશે. સગુણ/નિર્ગુણ ધારાની વિધવિધ ભક્તિરચનાઓમાં 'ભરોસો' શબ્દાંતરે પડઘાતો સાભળવા મળે છે અસ્તિત્વની નકરી જીવંતતાની પ્રતીતિ તો શ્વાસોચ્છ્વાસ દ્વારા અવશ્ય થાય; પરંતુ 'શ્વાસ' ને 'ઉચ્છ્વાસ' ઉપરાંત 'વિ + શ્વાસ' - વિશેષ શ્વાસનો સચાર, જીવતતાને સવેદનશીલતાનું પરિમાણ પ્રાપ્ત કરાવે. મધ્યકાળે પ્રજાસમાજમાં પ્રચલિત ધર્મસાધના સામે જે પડકાર ઊભો થયો હતો એની સામે ઝૂઝવા કરતાં ટકી રહેવામાં શાણપણ અને સલામતી હતાં. એવા સમયે, વિપરીત આબોહવામાં શ્વસતા લોકસમુદાયને આ 'વિશ્વાસ'ની સંવેદનાએ સૈકાઓ લગી, સ્થિરતા માટેનું કૌવત આપ્યા કર્યું. 'દઢ ઈન ચરનન કેરો' · આ પદપંક્તિ, મધ્યકાળની જૂજવી ભક્તિપરંપરાઓમાં, શબ્દાંતરે, એક વા બીજા રૂપમાં સમાદત થતી રહી. મધ્યકાળની સમસ્ત ભક્તિ-પરપરાઓમા 'વિશ્વાસ'-વ્યંજક પદરચનાઓની પ્રાપ્યતાના પ્રારભિક તબક્કે સૂરદાસની આ પદરચના છે એ બાબત પણ એનાં ગૌરવ ને મહિમાનું ઘટનાચિહ્ન ગણી શકાય.

પુષ્ટિપ્રવેશ પછી, સૂરદાસે રચેલાં કૃષ્ણલીલાને લગતાં સઘળાં પદો, આરાધ્ય નિમિત્તે આચાર્યને પણ ઉપલક્ષે છે, એવું એનું વિધાન કાંઈ કોરો વૈખરી વિલાસ નથી; પરંતુ પ્રપન્નતાની પરાકાષ્ઠાના પ્રભાવે આકારાતી અંત સ્થિતિનો એ પારદર્શી ને પ્રામાણિક સહજોદ્ગાર છે. વળી, આ પૂર્ણ પ્રપન્નતા એને મન ઠાકુરપ્રીતિ માટેનો ઠાલો ઉપચાર નહિ, પણ એની અંત દૃષ્ટિથી આલોકિત અનુભૂતિનો વ્યક્તરૂપ આચાર છે. યુગલસ્વરૂપની અહૈતુકી લીલાનું અંતર્દર્શન ને એનો અલૌકિક આહ્લાદ - સૂરદાસના આભ્યંતરિક અસ્તિત્વની જાણે કે, સહજ રમણા બની ગયાં છે. એટલેસ્તો 'ચિત્તવૃત્તિ કયાં છે, આ પળે ?' - એવા શ્રી ગોસાંઈજીના પ્રશ્નના પ્રતિભાવરૂપે, પોતાની તત્કાલ અનુભૂતિનું ભક્તિમધુર ચિત્ર એ આલેખી આપે છે, 'બલિ બલિ હૌં કુંવરિ રાધિકા' પદગાનના મંદ સ્વરસંકેતથી. સૂરદાસની આ ઉપાંત્ય પદરચનામાં રાધા અને કૃષ્ણની પારસ્પરિક પ્રીતિનું સૂચન પરિધાનની રંગવરણીથી કેવું ચતુરાઈપૂર્વક વ્યંજિત થાય છે ? શ્યામસુંદરનું સુવર્ણસદશ પીતાંબર રાધાનાં ગૌરતનુની સ્નિગ્ધસ્મૃતિરૂપે; ને રાધાનું શ્યામરંગી અંબરપરિધાન ઠાકુરના ભીનાવાનની ઘાટી સ્મૃતિરૂપે! કૃષ્ણ ચતુર; તો રાધા એનાથી અધિક ચતુર! માનિની રાધાને મનાવીને કૃષ્ણ સમીપ લઈ જવા આવેલી લલિતાસખી, યુગલપ્રીતિથી પ્રસન્ન થઈને તો એના પર વારી જાય છે ! પરિધાનસંકેતના સ્ફોટથી રાધાને થતો રોમાંચ, કૃષ્ણમિલનની આતુરતામાં પલટે; અને સખી દ્વારા રાધાહૃદયમાં થતા આ પ્રેમપ્રકાશથી સ્વયં રાધા પણ ધન્ય ધન્ય ! તો પછી કૃષ્ણદર્શનમાં હવે વિલંબ શાથી ? કૃષ્ણમિલનની ઉત્કટ આરત અનુભવતી પ્રેમવિહ્વળ રાધાનાં નેત્રો હવે ઉતાવળાં બને છે કૃષ્ણનાં ત્વરિત દર્શન માટે! રાધાની પ્રબળ દિદક્ષા-દર્શનેચ્છા-ને ઉતાવળે મૂર્ત કરવા માટે, નેત્રયુગ્મ, ઉડ્ડયનતત્પર પંખી બનીને કૃષ્ણ સમીપે પહોંચે એવું પ્રતીકગ્રથન રચી આપતું અંતિમ પદ છે 'ખંજન નેન રૂપ રસમાતે'. અંધત્વને કારણે, જન્મથી જ દૃષ્ટિવંચિત સૂરદાસની આ અંતિમ રચનાનું ભાવકેન્દ્ર જોયું ? જીવનની અંતિમ પળે પણ એની અંત દૃષ્ટિની દાર્શનિક (Visual) સર્જકતા તો નિહાળે છે રાધાનાં 'અતિશય ચારુ, બિમલ અરુ ચંચલ'

નેત્રયુગ્મની દર્શનલાલસાની તરંગાયિત છટપટાહટને. કેવાં દીસે છે એ નેત્રખંજન ? અને દર્શનતત્પરતાથી ઉત્પ્રેરિત કેવા છે એના તરંગવિવર્તો ? આ સુંદર, સ્વચ્છ અને સરલતરલ નેત્રખંજન પલકના પીંજરામાં તો કેમ કરીને પુરાઈ રહે ? એની તરલ ને ત્વરિત ઉડાનગતિ તો થતી રહે છે, છે..ક.. કર્ણમૂલ પર્યન્ત ! પરંતુ કર્ણાભૂષણ ('નાટંક')ની જાળ ('ફંદા')ના સુવર્ણચળકાટથી પરાવર્તન પામીને પુનઃ સ્વસ્થાને આવી પડે છે ! એ અટકી પડે છે તો કાજળરેખની છેક કાન લગી લંબાયેલી તીરછી દોરનાં બંધનને લીધે; અન્યથા તો ક્યારનાં યે ઊડી જઈને ઠાકુરદર્શનને પામ્યાં હોત ! ભ્રૂ-વિલાસથી ઊપસતાં દશ્યવલયો; અપલક દષ્ટિતરંગોના ત્વરિત આંદોલ; કર્ણપર્યન્ત લંબાઈને પાછી ફેંકાતી દષ્ટિ-સેરથી અંકાતા તેજવિવર્તો; બન્ને નેત્રોને છેડેથી વિસ્તરતી અંજનરેખની પાતળી ને તિર્યક છટા :- નેત્રરમણાનાં કેટલાં બધાં અતિસૂક્ષ્મ ને અતિતરલ અંતઃસંચલનો અહીં આલેખાયાં છે ! (ચિત્રરસિકને તો અહીં કિશનગઢ શૈલીની 'બનીઠની' અવશ્ય સાંભરી આવે !) યાદ રહે કે સૂરદાસ પોતે તો પ્રત્યક્ષ દષ્ટિગોચરતાની ક્ષમતા ધરાવતા નથી; છતાં નેત્રવિલાસની આટલી સજીવ, સુરેખ અને સંચરણશીલ સૌંદર્યલહરીની સાક્ષાત્કાર રસઘટના કઈ સર્જકતાનો કીમિયો હશે ? 'દઢ ભરોસા'થી સંવર્ધિત પ્રપત્તિના પ્રતિફલનરૂપે, ઉપાસ્યની નિગૂઢ લીલાની એ અંતઃપ્રતીતિ જ ગણવી રહે; કહો કે, એ 'ત્રીજાં નેત્રની પ્રસાદી' !

પ્રીતિવિલાસ અને દષ્ટિવિલાસને શબ્દાયિત કરતી ઉપાંત્ય અને અંત્ય : આ બન્ને રચનાઓ, કવિતાસર્જનની સહેતુક સભાનતા કે સંકલ્પબળે નીપજેલી કૃતિઓ નથી. દીક્ષાપળથી માંડીને દાયકાઓ લગી શ્રીજી સમ્મુખ એ ભગવલ્લીલાનું શબ્દગાન કરતા રહ્યા. આસપાસ તો ક્યાંય જોવાપણું હતું જ નહિ; કેવળ અંતરમાં અધિષ્ઠિત આરાધ્યની અનવરત સ્મૃતિ કે શ્રુતિના અંતઃસ્પંદને ઝીલતી એ ગાનપૂત ઉક્તિઘટના, ભાવાવેશ નહિ; ભગવદાવેશની અભિવ્યક્તિ છે. કેમકે, આયુષ્યના અંતિમ દિને અવસાનની ઘડીને આવકારવા ઉદ્યત સૂરદાસની નિતાન્ત નિર્મલ ને નિરામય ચિદવસ્થાનું એ સહજ સ્ફુરણ છે; એટલું જ નહિ, શ્રદ્ધાસ્પદ આચાર્યની અનુગૃહીત સમ્મુખતા ને વૈષ્ણવમંડળની સત્સંગસુવાસથી મઘમઘતી સન્નિધિ : ઉપ-સ્થિતિ-(Situation)નાં આ બન્ને સાંદર્ભિક પરિમાણો પણ, એ ક્ષણે અવતરતા પદાર્થમાં કશીક અવાચ્ય ઊર્જા સીંચતાં રહે છે. જેમ એના આ પ્રાસંગિક ઉદ્‌ગાનની વેળા, તેમ પદરચનાના ભાવનની ક્ષણે પણ આ અદીઠ શબ્દ-ઉજાસ આપણા લગી પ્રસર્યા કરે છે.

*

એક રીતે જોઈએ તો આ ત્રણેય પદરચના, સાંપ્રદાયિક અને સાહિત્યિક : બન્ને અર્થમાં, સૂરનું આત્મનિવેદન છે. ત્રણેય રચનાઓનો પ્રાસંગિક સંદર્ભ એની સાક્ષીમાં ઊભો રહેશે. 'દઢ ઈન ચરનન કેરો, ભરોસો' - પદ તો સ્પષ્ટતયા ચતુર્ભુજદાસના વિસ્મયપ્રશ્નથી નિમિત્ત-પ્રેરિત અને સદ્યઃસર્જિત રચના છે. પોતાની સકલ પદરચનાઓનાં અંતઃપ્રદેશ ને અંતઃસ્વરૂપનો અભીષ્ટ ખુલાસો, જાણે કે, એમાં એ કરે છે. એટલે સ્તો એ કવન કરતાં યે વિશેષ તો કથન, આત્મકથન લાગે. પરંતુ, એમ હોવાને કારણે જ એ કાંઈ પ્રાસંગિક પદ્ય-જોડકણું બની રહેતું નથી. કેમકે, ધ્રુવપદ/અંતરાની સાવ અલ્પસીમ રચનામાં, સૂરની, પ્રથમતઃ પ્રપત્તિથી અંતતઃ પ્રતીતિપર્યન્તના અનુભૂતિપિંડનો નિસ્યંદ ઝમીને શબ્દરૂપે એમાં નીતરે છે. અવિકલ અનુભૂતિનાં પ્રામાણ્ય અને પારદર્શિતાને ધ્વનિત કરવા પૂરતી જ શબ્દસંઘાતની ઉપાદેયતા ને સાર્થકતા છે અહીં. આ પદની અનલંકૃત અભિવ્યક્તિને મુકાબલે પાછલાં બન્ને પદોમાં અલંકરણ, કલ્પન ને ચાતુરીનો સર્ગસ્પર્શ વધારે વરતાવાનો. આમ તો, એ બન્ને પદોની રજૂઆત પાછળ પણ નૈમિત્તિક સંદર્ભ રહ્યો જ છે. સમયની એ ક્ષણે સૂરદાસની ચિત્તવૃત્તિ અને દષ્ટિને લગતી પૃચ્છાના

પ્રતિભાવરૂપે સ્વયં શ્રી ગોસાંઈજીને એ બન્ને રચનાઓ સૂરદાસ સંભળાવે છે. એવું બને કે યુગલલીલાનાં ધૂસર ભાવબિંબો એમના ચિત્તમાં, તલ્લીનતા ને તન્મયતાને કારણે, કંઈક અસ્ફુટરૂપે એ પળોમાં, ઘૂમરાતાં રહેતાં હોય; ગોસાંઈજીની પૃચ્છા એને ઉત્પ્રેરિત કરે, અને એથી સમુચિત સર્ગવિન્યાસનો રસસંપુટ સરજાઈ રહે. એ સ્થિતિમાં, આ બન્ને પદો સદ્ય સર્જન ન પણ હોય એવો સંભવ ખરો! વલ્લભપ્રબોધિત પુષ્ટિભક્તિની વ્યસનદશામાં રમમાણ સૂરદાસની ચિત્તવૃત્તિનું લક્ષાનુસંધાન ભગવલ્લીલા વિનાં અન્યત્ર ક્યાં હોય ? અને એવી પળે, પેલાં ધૂસરિત વાયવ્ય બિંબો ઘાટા અંતઃપ્રવેશ(involvement)ને બળે, સ્મૃતિમાંથી ઊંચકાઈને, આછા શબ્દગાનનું કંઠાભરણ બનીને મલકી ઊઠ્યાં હશે ? આ બન્ને પદો સદ્ય.સર્જિત હોય વા સ્મૃતિ-સંચિત પૂર્વરચના હોય; પરંતુ અહીં તો મહિમા છે એના સંદર્ભ-પ્રકાશનો!

*

સંપ્રદાયપ્રવેશ પહેલાં પણ, સૂરદાસ કવિતાસર્જનમાં પ્રવૃત્ત તો હતા જ; પરંતુ વલ્લભીય દીક્ષા પછી એમની કવિતાને નોખો જ વળાંક સાંપડે છે. વલ્લભ પ્રત્યેનાં આત્મનિવેદનની પ્રથમ પળે, કૃષ્ણકીર્તનની દિશાનો પહેલો ઉઘાડ સાંપડે છે. સાતેક દાયકા ચાલતી આ 'પદયાત્રા', સાંપ્રદાયિક પરિભાષા મુજબ તો, સાનુભાવતાની કીર્તનસેવા તરીકે અરધી ઊઠે છે. આ સુદીર્ઘ ને સાક્ષાત્કારી 'પદયાત્રા'નો આખરી પડાવ પણ વલ્લભાત્મજ વિઠ્ઠલનાથજીની સમ્મુખ થતા અંતિમ-નિવેદનના કીર્તનગાનરૂપે ગુંજતો રહે છે. 'निवेदनं तु स्मर्तव्यं, सर्वथा तादृशैः जनैः ।' - એ વલ્લભવચન, સૂરદાસની સ્વરપૂત શબ્દસેવામાં, પુષ્ટિપંથ પરના પ્રસ્થાનબિંદુથી આરંભીને, પૂર્ણવિરામપર્યન્ત અનુસ્યૂત રહ્યા કર્યું છે.



## અદ્વૈત

નયનો તમારાં નીતરતાં નીતરતાં,
ભરેલી પ્રીતિથી નીતરતાં નીતરતાં.

કિરણો ઊતરતાં રસપ્રેમ ઘૂંટતાં,
તૂટતાં તિમિર રંગ કંકુ ઊછળતાં.

બાંધી ધરા એક સૂરમાં સરજતાં,
સંબંધી ન કોઈ નોંધીને કળતાં.

નામી, અનામી, બહુનામી, નનામી,
મહા ભૂત પંચ મબ્યા ઊછળતાં.

તમારા ભરતમાં હીરને વરતતાં,
ભરી હેત હૈયું ઊતરતાં ઊતરતાં.

ઘૂંઘટ ખૂલે વિશ્વધારી હરખતાં,
ચાંદો ને તારા નયને ચમકતા.

ચમકી રહેલાં નયનો નીતરતાં,
ભવસિંધુમાં વરતીને તરતાં.

– જ્યોતિ જોશી (શિકાગો)

# "પૂર્વ વિદ્યાઉપાસક અને સંસ્કૃતના વિદ્વાન વિશ્વનારાયણ શાસ્ત્રીને શ્રદ્ધાંજલિ"

મૂ. લે. પ્રા. માલિની ગોસ્વામી
અનુ. મધુસૂદન વ્યાસ, હેમંત વણકર

[અનુવાદકોની નોંધ : મહામહિમોપાધ્યાય શાસ્ત્રી વિશ્વનારાયણ (૧૯૨૩-૨૦૦૨) અસમીયા ભાષા અને સંસ્કૃતના વિદ્વાન, સંસ્કૃતમાંથી અસમીયા ભાષાના અનુવાદક, લગભગ પંચાવન ગ્રંથોના લેખક તેમજ પ્રાયઃ બસ્સો સંશોધનલેખો સંસ્કૃત, અંગ્રેજી, અસમીયા અને હિન્દીમાં પ્રકાશિત કરાવનાર, સાહિત્ય અકાદમીના એવૉર્ડથી પુરસ્કૃત, યુ.પી. હિન્દી સંસ્થાન એવૉર્ડના વિજેતા, કલકત્તાની ભારતીય ભાષા પરિષદના એવૉર્ડથી વિભૂષિત અને રાષ્ટ્રપતિ દ્વારા સન્માનિત અધ્યાપક હતા. તેમના વિશે પ્રા. માલિની ગોસ્વામીએ 'ઇન્ડિયન લિટરેચર'(ડિસે. ૨૦૦૩)માં જે શ્રદ્ધાંજલિ-લેખ અંગ્રેજીમાં લખેલો તેનો મુક્ત ભાવાનુવાદ પ્રસ્તુત છે.]

મહામહિમોપાધ્યાય વિશ્વનારાયણ શાસ્ત્રી મહાન સંસ્કૃતજ્ઞ અને પૂર્વીય વિદ્યોપાસક (ઇંડોલોજિસ્યન) હતા. તેઓ ચિરઉર્વરક લેખક, નવલકથાકાર અને વિવેચક હતા. ઉપરાંત સર્જનાત્મક દષ્ટિ 'ધરાવનારા હતા. તેમજ સાથોસાથ દષ્ટિસંપન્ન શક્તિ ધરાવનાર સમર્પિત સામાજિક કાર્યકર (કૃતિશીલ) હતા.

ઉચ્ચ અસમના નારાયણપુર ગામમાં ઈ.સ. ૧૯૧૮માં તેઓનો જન્મ થયો હતો. શાસ્ત્રીજીના પિતા વેણીકાન્ત ગોસ્વામી ઉચ્ચ સાંસ્કૃતિક વારસો ધરાવનારા તેમજ સંસ્કૃતના વિદ્વાન અને સત્રાધિકારી હતા. (સત્રાધિકારી અર્થાત્ વૈષ્ણવ મઠના મઠાધીશ) આ. દષ્ટિએ શાસ્ત્રીજી પરંપરાગત સંસ્કૃત શિક્ષણ પામવા માટે નસીબદાર હતા. તેથી જ તેઓએ પ્રાથમિક શાળાના શિક્ષણની સમાપ્તિ પૂર્વે જ અમરકોશનો ઘણો મોટો ભાગ તેમના પિતાશ્રીના આગ્રહથી મન ભરીને શીખી લીધો હતો.

તેઓ પરંપરાગત સંસ્કૃત પાઠશાળાની પદ્ધતિએ બિહાપુરીયામાં, નલબારીમાં, કલકત્તામાં અને વારાણસીમાં સંસ્કૃત વ્યાકરણ, સાહિત્ય, ફિલસૂફી શીખ્યા તેમજ તેઓએ સાહિત્યશાસ્ત્રી, વ્યાકરણશાસ્ત્રી, મીમાંસાશાસ્ત્રી, કાવ્યતીર્થ અને દર્શનાચાર્ય જેવી ઉપાધિઓ હાંસલ કરી હતી. ભણતી વખતે તેમણે ભારત છોડો આંદોલનમાં પણ ભાગ લીધો હતો અને થોડો સમય જેલમાં પણ તેમણે વિતાવેલો. તદનંતર મેટ્રિક્યુલેશન, ઇન્ટરમીડિયેટ, બી.એ. અને એમ.એ. વગેરે પરીક્ષાઓ તેમણે કલકત્તા વિશ્વવિદ્યાલયમાંથી બાહ્ય વિદ્યાર્થી તરીકે પસાર કરી હતી. તેઓ ગૌહાટીમાંથી પણ ભણેલા. ઉપરાંત બનારસ હિન્દી વિશ્વવિદ્યાલયમાં પણ ભણેલા. પરંતુ હંમેશાં તેઓ પ્રથમ વર્ગમાં જ પાસ થતા હતા. બર્દવાન યુનિ.માંથી તેમને ડી.લિટ.ની ઉપાધિ પણ તેમના થિસિસ 'ન્યાયવૈશેષિકદર્શનમાં સમવાયનો વિચાર અને વિકાસ'નો વિષય ધ્યાનમાં રાખીને એનાયત કરવામાં આવી હતી.

શાસ્ત્રીજીએ તેમની નોકરીનો આરંભ માધ્યમિક શાળાના સહાયક શિક્ષક તરીકે કર્યો હતો. થોડા સમય માટે તેઓ ઉત્તર લખીમપુરની કૉલેજના આચાર્યના હોદ્દા ઉપર રહ્યા હતા. પછી તરત તેઓ ઈ.સ. ૧૯૫૮માં અસમ સરકારમાં ખાસ અધિકારી તરીકે અને અસમ પ્રકાશન મંડળના મંત્રી (Secretary) તરીકે નિમણૂક પામ્યા હતા. રાજકીય અને સામાજિક કાર્યકર તરીકેની તેમની કારકિર્દીનો પ્રારંભ ઉત્તર લખીમપુર જિલ્લાના કૉંગ્રેસ કમિટીના સામાન્ય મંત્રી (જનરલ સેક્રેટરી) તરીકે થયો હતો. ઘણા લાંબા સમય સુધી તેઓ અસમ પ્રદેશ કૉંગ્રેસ કમિટી અને અખિલ ભારતીય કૉંગ્રેસ કમિટીના સભ્યરૂપે

રહ્યા હતા. ઈ.સ ૧૯૬૭ અને ફરીથી ઈ.સ. ૧૯૭૭માં તેઓ લોકસભામાં ચૂંટાયા હતા. સંસદમાં સંસ્કૃત ભાષામાં સંબોધન કરનાર પ્રથમ વ્યક્તિ તરીકે તેઓ હતો. શાસ્ત્રીજી બે વાર અસમ સાહિત્ય અકાદમીમા નિમણૂક પામ્યા હતા તેમજ અસમ સલાહકાર સમિતિના સભ્યરૂપે અને સંવાહક (convenor) તરીકે તેઓએ પોતાની સેવાઓ આપી હતી.

ઈ સ ૧૯૩૯માં શ્રી વિશ્વનારાયણ શાસ્ત્રીએ પોતાની કારકિર્દીનો પ્રારંભ 'આવાહન' નામે અસમીયા માસિક દ્વારા કર્યો હતો. તેમણે ઘણા ગ્રંથોનું સંપાદન, સંકલન, લેખન અને સંરચના પાઠ્યપુસ્તકો મમેત કરેલ છે, તેમણે અનુવાદો, તત્ત્વજ્ઞાનાત્મક નિરૂપણગ્રંથ (Treatise) અને નવલકથાનું આલેખન કરેલ. શ્રી શાસ્ત્રીજીએ અસમીયા અને સંસ્કૃત સંપાદન પણ કરેલ. તેઓ ઈ સ. ૧૯૬૨માં શ્રી શંકરદેવનું 'પારિજાત હરણ નાથ', ઈ સ ૧૯૮૨માં યોગિનીતંત્ર, ઈ.સ. ૧૯૯૦માં 'કામાખ્યાતંત્ર', ઈ.સ. ૧૯૯૮માં પીતાંબર સિદ્ધાંત વાગીશાના 'કાલિકાપુરાણ' અને 'તીર્થકૌમુદી' વગેરે ગ્રંથોના સંપાદક હતા. તેમાંનાં તીર્થકૌમુદી સિવાયના બાકીના ગ્રંથો પૂર્વે પ્રકાશિત થઈ ચૂક્યા હતા. પરંતુ શાસ્ત્રીજીના સંપાદનોની ખૂબી એ હતી કે તેઓ ઘણી બધી હસ્તપ્રતો અને પૂર્વપ્રકાશિત આવૃત્તિઓનો અભ્યાસ કર્યા બાદ ગ્રંથ પ્રકાશિત કરાવતા. તેથી શાસ્ત્રીજીનાં સંપાદન-રજૂઆત વાચકને વિભિન્ન વાંચન પૂરું પાડતાં. આ ગ્રંથોની પ્રસ્તાવના માહિતીસભર અને ખૂબ ઝીણવટથી તૈયાર કરેલ છે. ખાસ કરીને પુરાણો અને તંત્રો (શૈવ અને શાકત) શક્તિવાદ અને તંત્રશાસ્ત્રના વિભિન્ન પાસાંઓને રજૂ કરે છે, તેમજ તંત્રશાસ્ત્રના ઊંડાણને દર્શાવે છે. શાસ્ત્રીજીએ કેટલાક સંસ્કૃત ગ્રંથોનું અસમીયા ભાષામાં ભાષાંતર પણ કર્યું છે. તેમણે સોમદેવના મૂળ કથાસરિત્સાગરનાં અઢાર લંબકો (પ્રકરણો)માંથી બે લંબકોનું ભાષાંતર કરેલ છે. શાસ્ત્રીજીના વિશ્વનાથ કવિરાજના 'સાહિત્યદર્પણ'ના ભાષાંતરે આસામી વિદ્યાર્થીઓ અને વિદ્વાનોની લાંબા સમયની માંગને સંતોષી હતી. તે ઉપરાંત શાસ્ત્રીજીએ કરેલા 'સાહિત્યદર્પણ'ના અનુવાદે અસમીયા ભાષામાં નવી દિશા ખોલી આપી હતી.

શ્રી શાસ્ત્રીજીના અનુવાદનું આગવું લક્ષણ એ છે કે કારિકાઓ અને વૃત્તિઓ અસમીયા ભાષામાં આપેલી હતી. પણ ઉદાહરણો મૂળ સંસ્કૃત (શ્લોકો અને ફકરાઓ) અને પ્રાકૃતમાં જાળવી રાખવામા આવ્યાં હતાં. તેમજ તેનું અસમીયા ભાષામાં ભાષાંતર પણ સાથોસાથ આપવામાં આવ્યું હતુ. અભ્યાસી પાસે આચાર્ય વિશ્વનાથનું મૂળ સંસ્કૃત પુસ્તક હશે એમ ધારીને શાસ્ત્રીજીએ તેની મૂળ સસ્કૃત કારિકાઓ અને વૃત્તિઓ આપવાની ટાળી છે. પણ જ્યાં આચાર્ય વિશ્વનાથે અન્ય સ્રોતોમાંથી ઉદાહરણો લીધાં હોય ત્યાં ભાષાંતર સાથે મૂળ સ્વરૂપે શાસ્ત્રીજીએ જરૂર આપ્યા છે. વિદ્વત્તાપૂર્ણ પ્રવેશક, જરૂર પડે ત્યા કેટલીક સમજૂતી-નોંધો અને તેમણે ઉમેરેલાં પરિશિષ્ટો, અનુવાદકે શ્લોકોનું સચિત્ર પરિશિષ્ટ આપીને આ અનુવાદકાર્યને ખાસ વિશેષતાપૂર્ણ બનાવેલ છે. ઈ.સ. ૧૯૯૬માં આ ગ્રંથની પ્રથમાવૃત્તિ 'અસમ સાહિત્ય સભા' જોરહટ દ્વારા પ્રકાશિત કરવામાં આવી હતી.

બીજુ, ભાષાંતર કે જેણે શાસ્ત્રીજીને નામ અને કીર્તિ કમાવી આપ્યાં, તે છે 'કાલિકાપુરાણ'. તેના અંગ્રેજી અનુવાદ અને નોંધ સમેત તે પ્રકાશિત થયેલ. પુરાકથાઓ અને દંતકથાઓથી ભરપૂર ઉપપુરાણ રૂપે 'કાલિકાપુરાણ' છે કે જે પ્રાચીન અસમના કામરૂપમાં પ્રચલિત શક્તિવાદ (Saktism) સાથે સકળાયેલ છે. ઉત્તરપૂર્વીય પ્રદેશ સાથે સંકળાયેલ સ્થાનીય ભૂગોળની માહિતી દર્શાવનારુ સ્થલપુરાણ તે છે કે જે અગત્યનાં યાત્રાસ્થાનો અને પૂજાસ્થળોને દર્શાવે છે. શાસ્ત્રીજીએ સાહિત્યિક અનુવાદ કર્યો છે કે જે દરેક શ્લોકનું અંગ્રેજી ભાષાંતર દર્શાવે છે. આના વિદ્વત્તાપૂર્ણ અનુવાદનો પ્રત્યેક શબ્દ પુરાણ

સાહિત્ય રૂપે જનરલ પ્રશ્ન ચર્ચે છે તેમજ વિશિષ્ટ રીતે કાલિકાપુરાણ રૂપે પ્રખ્યાતિ પામેલ છે. આ અનુવાદકાર્ય તેમને ઘણું સહાયક બન્યું. વિવિધ ક્ષેત્રના વિદ્વાનો અને વિદ્યાર્થીઓને જેવાં કે ઇતિહાસ, ધર્મ, સંસ્કૃતિ, સાહિત્ય અને ભૂગોળને પણ કાલિકાપુરાણના આ સમગ્ર અધ્યયનના પરિણામરૂપે જ્યારે કે કૃતિનો પાઠનિર્ણય, સંપાદન અને અનુવાદકાર્ય ચાલતું હતું ત્યારે શાસ્ત્રીજીની બુદ્ધિના પરિપાક રૂપે અન્ય ગ્રંથ 'કાલિકાપુરાણ મૂર્તિ વિર્નિદેશ' (ઈ.સ. ૧૯૯૪) પણ મળ્યો. કાલિકાપુરાણના શ્લોકોનું સંપાદન તે હતું કે જે એકસો ચાર દેવ-દેવીઓ અને દૈવી મનુષ્યો (Demigods) ભૌતિકવર્ણનને દર્શાવે છે. એમાંના કેટલાક સાદી કલ્પનારૂપ હતા. બીજા કેટલાક પથ્થર અને માટીની મૂર્તિ સ્વરૂપે હતા. 'હર્ષ અને વામન' નામે કૃતિ પણ એમના અનુવાદગ્રંથો છે.

શાસ્ત્રીજીએ જીવનચરિત્રાત્મક સાહિત્યમાં પણ ત્રણ સાત્ત્વિક લેખો (Monographs) લખીને પ્રદાન કરેલ છે. રામાસ્વામી (ઈ.સ. ૧૯૮૪) નામે કૃતિ પણ તેમના જીવનના પ્રદાનને દર્શાવે છે કે જેઓ મધ્યકાલીન વૈષ્ણવલેખક હતા. આ ગહનલેખ-આત્મકથાત્મક લેખ સાહિત્ય અકાદમીની સાહિત્યિક ગ્રંથમાળાના ભાગરૂપે પ્રકાશિત થયેલો. આનંદરામ બોરોહે સાહિત્ય અકાદમીની જીવનચરિત્ર લેખમાળા અંતર્ગત અથવા ભારતીય સાહિત્ય શ્રેણીની સર્જકમાળા અંતર્ગત પ્રકાશિત થયેલ કે જે વિદ્વાનશ્રી આનંદરામ બોરોહે વિષે છે. લક્ષ્મીનાથ અઝબાટર પ્રતિભા (૧૯૭૦) પણ એક વધારાની સાહિત્યિક કૃતિ છે કે જે અસમીયા ભાષામાં સાહિત્યિક પ્રતિભા સાહિત્યરથી બઝબરુઆના કે જેઓ અસમીયા ભાષામાં અને સાહિત્યના મૂર્ધન્ય સર્જક છે.

તત્ત્વજ્ઞાનાત્મક અભ્યાસના પુરાવારૂપે બે ગ્રંથો શાસ્ત્રીજીની વિદ્વત્તાને દર્શાવે છે. ઈ.સ. ૧૯૯૩માં 'ધ સમવાય ફાઉન્ડેશન ઑફ ન્યાયવૈશેષિક ફિલસૂફી' અને ઈ.સ. ૧૯૯૫માં 'મીમાંસા ફિલૉસોફી ઑફ કુમારિલ ભટ્ટ'. પ્રથમ ગ્રંથ તો પુનઃલેખન અને વિસ્તીર્ણ આવૃત્તિ રૂપે તેમના ડી.લિટ.ના અભ્યાસના ભાગ રૂપે પ્રકાશિત થયેલ. કન્નડસૂત્રમાં સમવાયના મૂળવિચાર (Concept) પર ભાર મૂકવાનો પ્રયાસ થયેલ. પ્રશસ્તપાદના ભાષ્યમાં સમવાયના મૂળ વિચારના પરિવર્તન પર ભાર મૂકવામાં આવેલ. ત્યારે શાસ્ત્રીજીએ આ વિભાગના અંગત્યના લેખકોના વિચારો દર્શાવેલા અને તેમના વિષય પરત્વેના અભિગમને પણ (શાસ્ત્રીજીએ) સ્પષ્ટ કરેલ. તેમણે વર્ગીકરણ અંતર્ગત જણાવેલ કે ભારતીય તત્ત્વજ્ઞાનની બધી પદ્ધતિઓ અને વિવિધ દર્શન શાખાઓ પ્રભાકર શાખા સાથે નિસબત ધરાવે છે. કેટલીક બાબતોમાં સમવાય કોઈ એક વિષયને નિરૂપતો બીજો ગ્રંથ મીમાંસાદર્શનના સિદ્ધાંતો અને કુમારિલ ભટ્ટના આ પદ્ધતિ સાથે સંકળાયેલા પ્રદાનને ઉજાગર કરે છે. કુમારિલ ભટ્ટના વિચારો અને ખ્યાલોની મહત્તા સાથે શાસ્ત્રીજીએ સંપૂર્ણ અને વિશદ ચર્ચા કરીને તેમનો પરિચય કરાવ્યો છે.

'હૃદય સંવાદ ચયનમ્' નામે જુદા જુદા નવ નિબંધો અને વાર્તાઓની તેમની સંસ્કૃત પુસ્તિકા છે. પ્રસ્તુત પુસ્તિકાના નિબંધોનું સ્વરૂપ ટૂંકી ચર્ચાઓ રૂપે છે. પરંતુ તેના વિષયો કારણવાદ અને આત્મવાદ વગેરે જેવા ઘણા ગહન છે. ઉપરાંત તેમની રજૂઆત પણ વિચારોત્તેજક છે.

'અવિનાશી' નામે સંસ્કૃતની નવલકથા શાસ્ત્રીજીની સર્જનાત્મક પ્રતિભાને પુરવાર કરે છે. લેખક પોતે જ તેને ઐતિહાસિક નવલકથા રૂપે ઓળખાવે છે કે જેમાં પ્રાગજ્યોતિષપુરના રાજકુમાર ભાસ્કરવર્માને મહાકાલની સેવામાં સમર્પિત મંદિર કન્યા (દેવદાસી) પરત્વેની પ્રેમકથા છે. અહીં લેખક (શાસ્ત્રીજી) જ્યારે વાર્તાની કથાવસ્તુનું વિસ્તરણ કરે છે ત્યારે ઐતિહાસિક નિરૂપણ અને રાજનૈતિક પરિસ્થિતિનું વિશ્વાસપૂર્ણ વર્ણન કરે છે. સમયની કૂટ રાજનીતિ વગેરેનું પણ તાદશ વર્ણન છે.

જાસૂસની પ્રવૃત્તિઓ અને યુદ્ધની તૈયારીઓ અહીં વિવિધ સાંસ્કૃતિક અને ધાર્મિક પ્રવાહોનું શબ્દાત્મક વર્ણન પ્રાગજ્યોતિષનગરી વિશે છે. બીજી બાજુ તેમણે નવલકથાના લેખનની નવી યુક્તિ-પ્રયુક્તિઓનો પૂરેપૂરો વિનિયોગ કર્યો છે. કેટલાક સંવાદો, ઘટનાઓની ધારાવાહિતા (સાતત્ય), વાર્તાતત્ત્વનો તાર્કિક વિકાસ, રહસ્યાત્મક વાતાવરણના નાટ્યાત્મક અંત વગેરે અહીં ઉપલબ્ધ છે. ઉમરાવશાહી શાસ્ત્રીય ભાષામાં લખાયેલી નવલકથાનો વાચકો અને સમીક્ષકો દ્વારા ઘણો મોટો સ્વીકાર કરાયેલો. એમની આ સાહિત્યકૃતિને સાહિત્ય અકાદમી દ્વારા ઈ.સ. ૧૯૮૭માં એવૉર્ડ અપાયેલો. ઉપરાંત ભારતીય ભાષા પરિષદ અને ઉત્તરપ્રદેશ સંસ્કૃત અકાદમી દ્વારા પણ પુરસ્કારો આપવામાં આવેલા.

ઉપરાંત શાસ્ત્રીજીએ લખેલા એકસોથી વધુ શોધપત્રો-શોધલેખો પણ છે. તેમજ લોકભોગ્ય શૈલીમાં લખેલા લેખો અંગ્રેજી, અસમીયા, હિન્દી અને સંસ્કૃતમાં મળી આવે છે. તેમણે કેટલાક રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પરિસંવાદોમાં પણ ભાગ લીધો હતો.

શાસ્ત્રીજીની ગંભીર ઇચ્છા જ્ઞાનનાં વિવિધ ક્ષેત્રોમાં પરિભ્રમણ કરવાની હતી. જેમકે સાહિત્ય, સંસ્કૃતિ, તત્ત્વજ્ઞાન, ધર્મ અને ઇતિહાસ. તેમની અભિવ્યક્તિ હેતુપૂર્ણ, સાદી-સીધેસીધી હોવાથી પાંડિત્યપૂર્ણ હતી. તેમની ગદ્યશૈલી સંસ્કૃત, અંગ્રેજી અને અસમીયા ભાષામાં કે કોઈ પણ ભાષામાં હોય એ શુદ્ધ, સરળ પ્રવાહી તેમજ પોતાની વિદ્વત્તાના પ્રદર્શનથી સર્વથા મુક્ત હતી પરિણામે તેઓનું બધું ગદ્ય મહાન પંડિતનું ગદ્ય હતું. શાસ્ત્રીજીના પ્રશંસકો, મિત્રો, સહકર્મચારીઓ અને કુટુંબીજનો, જેઓ ખૂબ જ ગાઢ પરિચયમાં હતા તે સૌને તેમનાં લેખનમાં શિસ્ત, આત્મવિશ્વાસ, સ્વસ્થતા, દૃઢનિશ્ચય, સમર્પણ, ધીરજ, ચીવટ અને સાતત્ય વગેરે નોંધપાત્ર ગુણો જોવા મળતા. તેમની વિષય પરત્વેની ઊંડી પ્રીતિ જ તેમને ભારતીય પદ્ધતિ - અધ્યયન પદ્ધતિ તરફ પ્રેરતી અને આ તેમના વ્યક્તિત્વના ભાગ રૂપે હતી.

તેમના સંસ્કૃત અભ્યાસક્ષેત્રના પ્રદાનની સ્વીકૃતિ રૂપે તેમને ભારતના રાષ્ટ્રપતિ દ્વારા 'સર્ટિફિકેટ ઑફ ઓનર' એનાયત કરવામાં આવેલ. ધી આનંદરામ બુરોહ ઇન્સ્ટિટ્યૂટે પણ તેમને પ્રશસ્તિપત્ર આપેલ. ધ ગવર્નમેન્ટ ઑફ આસામ દ્વારા તેમના અસમી સાહિત્યમાં પ્રદાનને ધ્યાનમાં રાખીને સાહિત્યિક નિવૃત્તિવેતન (Literary Pension) આપેલ. પૂર્વીય વિદ્યાઓ (Indology)ના ક્ષેત્રના તેમના પ્રદાનની સ્વીકૃતિરૂપે તેમને 'પ્રાચ્યવિદ્યા વિશારદ' નામે ઉપાધિ કામરૂપ સંસ્કૃત સભા દ્વારા આપવામાં આવેલ. તો દરગાઉ સંસ્કૃત સભા દ્વારા તેમને 'દર્શન કેસરી' ની ઉપાધિ પ્રદાન કરવામાં આવેલ. ગૌહાટીની કામરૂપ અનુસંધાન સમિતિ, ગોરખપુરની નાગાર્જુન બૌદ્ધ ફાઉન્ડેશન અને કલકત્તાની ઑલ ઇન્ડિયા જુબેનીલ લિટરરી કૉંગ્રેસના તેઓ પ્રમુખ હતા. અસમના રાજ્ય આયોજન મંડલના ઉપ-પ્રમુખ રૂપે તેઓ કાર્યાલય પણ ધરાવતા હતા. ડૉ. વિશ્વનારાયણ શાસ્ત્રી તેમણે સિદ્ધ કરેલા પારમિતા, નામ અને યશના માધ્યમથી મૃત્યુને અતિક્રમીને જીવિત છે. તેથી આ પ્રસંગે 'કીર્તિ' યસ્ય સ જીવતિ !' (અર્થાત્ 'જેની કીર્તિ-યશ છે તે જ જીવિત છે.') એ નીતિસૂત્રનું દરેકને સ્મરણ થાય.



# સમ્રાજ્ઞી અને સેવક

રવીન્દ્રનાથ ટાગોર, અનુ. દક્ષા વ્યાસ

સેવક : દાસ ઉપર કૃપા કરો, દેવી !
સમ્રાજ્ઞી : સભા બરખાસ્ત થઈ છે.
સઘળા સેવકો ચાલ્યા ગયા છે.
તું આટલો મોડો શાથી ?
સેવક : સૌનું કામ પતે પછી જ મને
તક મળે ને !
હું તો આવ્યું છું, પૂછવા :
આપના આ અદના સેવક કાજે
કયું કામ બાકી રહ્યું છે ?
સમ્રાજ્ઞી : સમય સરી ગયા પછી
તું શેની આશા રાખી શકે ?
સેવક : મને આપની ફૂલવાડીનો માળી બનાવો.
સમ્રાજ્ઞી : કેવો મૂર્ખ વિચાર !
સેવક : હું મારાં સઘળાં કામ છોડી દઈશ.
લો, આ તલવાર અને ભાલાને ધૂળમાં
રગદોળી દીધાં.
મને દૂર દૂરના દરબારોમાં ન મોકલો.
નવા નવા વિજયોની જવાબદારી ન સોંપો.
માત્ર બનાવો મને
આપના મુખ્ય ઉદ્યાનનો બાગબાન.
સમ્રાજ્ઞી : ત્યાં તુ શી ફરજો અદા કરશે ?
સેવક : આપના અલસ દિવસોમાં આપની સેવા !
પ્રભાતે આપ જેના પર થઈને ચાલશો -
જ્યાં મૃત્યુની આતુર પ્રતીક્ષા કરતાં પુષ્પો
આપનાં સુકોમળ ચરણોને
પ્રત્યેક પગલે
આનંદભર્યો અર્ધ્ય આપતાં હશે
તે માર્ગને હું હર્યોભર્યો રાખીશ.
જ્યાં ઊગતી સંધ્યાનો ચંદ્ર
પર્ણો દ્વારા
આપનાં વસ્ત્રોને ચૂમવા મથતો હશે
ને સપ્તપર્ણની શાખાઓના ઝૂલામાં
હું આપને ઝુલાવીશ.
આપના બિછાના પાસે ટમટમતા દીવામાં
હું સુગંધિત તેલ પૂરીશ.
આપના ચરણ ટેકવવાના બાજોઠને
ઘૂંટેલા ચંદન-કેસરની અદ્‌ભુત ભાતથી
શણગારીશ.
સમ્રાજ્ઞી : બદલામાં તને શું મળશે ?
સેવક : બસ, માત્ર આટલું સૌભાગ્ય વાંછું :
કમળકળી સમી નાજુક આપની નાનેરી
મુઠ્ઠીને
સહેજ પકડને મહીં ગજરો સરકાવી દઉં.
આપની પાનીએ વળગી રહવાની તક
ખોળતા
રડયા ખડયા ધૂલિકણને ચૂમી લઈ દૂર
કરું.
અને અશોકની પાંદડીઓના રક્તિમ રસથી
આપની પાનીઓને રંગી દઉં.
સમ્રાજ્ઞી : મારા દાસાનુદાસ ! તારી પ્રાર્થના મંજૂર.
તું જ મારી ફૂલવાડીનો માળી.

('The Gardener'માંથી, કૃતિ-૧)



# અસ્તિત્વના અર્થના ઉઘાડનું કાવ્ય

હરીશ ખત્રી

### યે જિંદગી

યે જિંદગી આજ જો તુમ્હારે
બદન કી છોટી-બડી નસોં મેં મચલ રહી હૈ
તુમ્હારે પૈરોં સે ચલ રહી હૈ
તુમ્હારી આવાઝ મેં ગલે સે નીકલ રહી હૈ
તુમ્હારે લફ્ઝોં મેં ઢલ રહી હૈ
યે જિંદગી !
જાને કિતની સદિયોં સે યૂં હી
શકલેં બદલ રહી હૈ યે જિંદગી
બદલતી શકલોં
બદલતે જિસ્મોં મેં
ચલતા ફિરતા યે ઈક શરારા¹
જો ઈસ ઘડી નામ હૈ તુમ્હારા
ઈસીસે સારી ચહલપહલ હૈ
ઈસીસે રોશન હૈ હર નઝારા
સિતારેં તોડો ય ઘર બસાઓ
અલમ² ઉઠાઓ યા સર ઝુકાઓ
તુમ્હારી આંખોં કી રોશની તક હૈ ખેલ સારા
યે ખેલ હોગા નહીં દોબારા
યે ખેલ હોગા નહીં દોબારા

– નિદા ફાઝલી

ઉર્દૂભાષાના સામ્પ્રત ભારતીય કવિઓમાં નિદા ફાઝલી પ્રથમ પંક્તિમા પોતાનું આગવું સ્થાન ધરાવતા મૂર્ધન્ય કવિ છે. ધર્મ, કોમ, જાતિ કે અન્ય સામાજિક ભેદભાવ અને ઉચ્ચાવચતાથી પર એવી એમની કવિચેતનામાં માનવીય સંવેદના કેન્દ્રસ્થાને છે. કવિહૃદયમાં સ્થિત માનવીય નિસબતની તેમની કવિતામાં શબ્દો અને ભાવો દ્વારા આપણને પ્રતીતિ થાય છે. પરંપરિત ધર્મને નોખી દૃષ્ટિએ જોઈને એનું વિશિષ્ટ દર્શન કવિએ કરેલું છે જે એમની કાવ્યપંક્તિઓમાં સહજપણે ઊતરી આવે છે. કર્મકાંડી ધાર્મિકતા જેમને કદાપિ માન્ય નથી એવા આ કવિ કહે છે,

'મસ્જિદેં હૈં નમાઝીઓં કે લિએ
અપને ઘરમેં કહીં ખુદા રખના'

મંદિર-મસ્જિદમાં ઈશ્વર-ખુદાને શોધતી સંકુચિત માનસિકતાને ઉલ્લંઘીને ઉફરાં ચાલનાર કવિની માનવીય નિસબત આ રીતે પ્રગટ થાય છે,

'ઘર સે મસ્જિદ હૈ બહુત દૂર, ચલો યૂં કર લેં
કિસી રોતે હુએ બચ્ચે કો હંસાયા જાયેં'

માત્ર માણસ-માણસ વચ્ચે જ નહીં, પરંતુ સૃષ્ટિનાં પ્રત્યેક સર્જન વચ્ચેના પરસ્પર સમાન ભાવને જોતાં ને સર્જનહારનો મહિમા કરતાં કવિ જ એમ કહી શકે કે,

'સબકી પૂજા એક સી, અલગ અલગ હર રીત;
મસ્જિદ જાયેં મૌલવી, કોયલ ગાએ ગીત'

આવી ઉન્નત કવિચેતના જ્યારે જીવનને તેની સમગ્રતામાં નિહાળે છે ત્યારે તેમાંથી લાધેલું જીવનદર્શન સરળ છતાં મર્મથી સભર ઉપરોક્ત કાવ્ય 'યે જિંદગી' દ્વારા પ્રગટ થતું જોવા મળે છે. જગતનાં જડ-ચેતન પદાર્થોમા નિરતર ચાલતી સર્જન-વિસર્જનની પ્રક્રિયા તથા માત્ર માનવીનું જ નહીં; પરંતુ પશુ, પંખી, જીવજંતુ જેવાં તમામ સજીવ કોષોનું જીવનચક્ર માનવી માટે એક કોયડારૂપ છે જેનો ઉકેલ કદાચ સૃષ્ટિનાં અંત સુધી પણ મળવો મુશ્કેલ છે. જગતના જ્ઞાનીઓએ આ વિષયે ઊંડું ચિંતન કરેલું છે જે વિવિધ ધર્મોના મૂળભૂત તત્ત્વજ્ઞાનરૂપે માનવીને પ્રાપ્ત છે. એમાંથી જીવનની બે મુખ્ય લાક્ષણિકતાઓ પ્રગટ થાય છે - ભંગુરતા અને પુનરાવર્તનની અશક્યતા. અલબત્ત, એમાથી ઊગરવા ધર્મોએ ઈશ્વરભક્તિ અને મોક્ષપ્રાપ્તિની વાતો કરેલી છે પરંતુ, કવિને તો ધબકતા જીવનમાં ને જિંદગીની એક એક પળની જીવંતતામાં રસ છે.

૧. તણખા, ચિનગારી ૨. યુદ્ધનું પ્રતીક

પ્રત્યેક ક્ષણે આપણી શિરાઓમાં વહેતું રક્ત, એ આપણી જીવંતતાના મૂલાધારરૂપ છે. નસોમાં દોડતું લોહી જ આપણા હાથ ચલાવે છે અને પગને વેગ આપે છે. એ જ જીવનનું ચાલકબળ છે. એ જ જીવંતતા સ્વર સ્વરૂપે ગળામાંથી નીકળે છે, શબ્દ સ્વરૂપે પ્રગટે છે ને સચવાય છે. આમ, આ જગતમાં અવતરીને જીવાતું જીવન શરીરનાં અંગો દ્વારા પ્રવૃત્તિ કરે છે તો સ્વર અને શબ્દરૂપે જ્ઞાન પ્રતિ દોરે છે.

શું છે આ જ્ઞાન ? એ જ કે આ જિંદગી કાંઈ જન્મતારીખથી મૃત્યુતિથિ સુધી જ સીમિત નથી. કોણ જાણે કેટકેટલી સદીઓથી નિરંતર ચાલતા આ જીવનચક્રમાં સમયાંતરે ચહેરો બદલાય છે, શરીરો બદલાય છે. પરંતુ, એ બદલાતાં ચહેરા ને શરીરો સાથે ચૈતન્યની જ્યોતના સ્વરૂપે એક તણખો સતત ફરતો રહે છે. તે પોતાનાં વાઘાં બદલતો રહે છે. જીવનના વર્તમાન ઘટનાક્રમમાં જે આપણો ચહેરો છે, નામ છે, શરીર છે, અસ્તિત્વ છે તેની સમસ્ત પ્રવૃત્તિઓ ને દોડધામનું કેન્દ્ર તો એ તણખો કે ચિનગારી જ છે. એના થકી ને એના વડે જ આ જગતને આપણે જોઈ, જાણી, માણી શકીએ છીએ. જીવનમાં ઘણાં લોકો ધન, વૈભવ, સત્તા, સંપત્તિ, સફળતા, નામના મેળવીને આકાશના તારા તોડી લાવવા જેવી અકલ્પનીય સફળતા પ્રાપ્ત કરતા હોય છે. જ્યારે કરોડો લોકો થાગડથીગડ કરીને પોતાના ઘરસંસારનું ગાડું જેમતેમ ચલાવતાં હોય છે. મહત્ત્વાકાંક્ષી લોકો જગતમાં પોતાના વર્ચસ્વ અને સત્તાનો વ્યાપ વધારવા અન્યાયી, આત્યંતિક ને અમાનવીય હરકતો કરતાંય અચકાતાં નથી. પોતાના બાહુબળ અને શસ્ત્રબળ પર મુસ્તાક આવાં લોકો યુદ્ધે ચઢે છે. તેમની જીત તેમના અહંભાવને ક્ષણિક પોષે છે. પણ એ સંહારમાં અંતે તો વિનાશ અને તબાહી જ શેષ રહે છે. લાચાર માનવી પાસે છેવટે સત્તાવાન સામે માથું ઝુકાવીને પરાજય અને શરણાગતિ સ્વીકારવા સિવાય કોઈ રસ્તો રહેતો નથી.

જીવનની આ, ક્યારેક ગરવી તો ક્યારેક વરવી વાસ્તવિકતા છે. તેના પ્રત્યે અછડતો અંગુલિનિર્દેશ કરીને તેના દ્વારા કવિ પોતાને અભિપ્રેત કાવ્યના મુખ્ય ભાવ તરફ વળતાં કહે છે કે જ્યાં સુધી માણસની આંખ ખુલ્લી છે, જીવન છે ત્યાં સુધીનો જ, વાસ્તવિક દેખાતો, અનુભવાતો પણ છેવટે તો આ એક 'ખેલ' જ છે. આંખ મીંચાતાં જ પડદો પડશે ને ખેલ ખતમ. સિદ્ધિનાં શિકરો કે પરાજયની ગર્તાઓનું પછી કોઈ મૂલ્ય રહેતું નથી. જીવન જીવાય છે ત્યાં સુધીના આ ખેલ દરમિયાન મૃત્યુ ક્યારે આવીને અચાનક, અણધાર્યો પડદો પાડી દેશે એ કોઈ જાણતું નથી. એ પડદો પછી ક્યારેય ઊઠવાનો નથી અને આ ખેલ એ જ સ્વરૂપે ફરી કદી ભજવાવાનો નથી.

જીવનની ભંગુરતા અને પુનરાવર્તનની અસંભવિતતાને સરળ શબ્દો છતાં હૃદયસોંસરવા ઊતરી જતા ભાવ દ્વારા પ્રગટ કરતું આ કાવ્ય તેના લાઘવ છતાં ઊંડાણને ભારોભાર ગોપવીને બેઠું છે. જેનું કોઈ પ્રમાણ ઉપલબ્ધ નથી એવી, મૃત્યુ પછીના લોકની કાલ્પનિકતા કરતાં આ લોકની વાસ્તવિકતા સાથેની જ કવિની ઘેરી નિસબત અહીં પમાય છે. અલબત્ત, ભારતીય દર્શન મુજબ આત્માનું અસ્તિત્વ અને નિત્ય નવાં કલેવર ધારણ કરવાના તેના ક્રમને અનુલક્ષીને કવિ 'જગત બાજીગરીનાં છલબલ'માં જ રત રહેવાની માનવીય વૃત્તિની નિરર્થકતાને ઉપસાવી આપે છે. 'અલમ ઉઠાઓ' દ્વારા આ વૃત્તિનો કવિ નિર્દેશ કરે છે તો 'સર ઝુકાઓ' દ્વારા જનસામાન્યનાં રોજબરોજના જીવનસંઘર્ષ અને જીવતરને વેંઢારવાની પીડા ને યાતનાને નિર્દેશે છે. આમ છતાં પણ મૂળભૂત રીતે તો જીવન એક ખેલ છે, જે આત્માનાં બદલાતાં કલેવરો સાથે ભજવાતો રહે છે જેનું કદી પુનરાવર્તન થતું નથી. માટે જ જિંદગીની પ્રત્યેક ક્ષણ કીમતી છે. તેને જાણી-માણી લેવાના ભારતીય તત્ત્વવિચારને દૃઢ કરતું આ કાવ્ય જિંદગીના અર્થના ઉઘાડના માર્મિક છતાં હૃદયસ્પર્શી કાવ્ય તરીકે આપણી ભાવકચેતનાને ઝકઝોરી જાય છે.



જૉસેફ મૅકવાન

## ગુજરાતી શીખવું અઘરું નથી, અંગ્રેજી શીખવું સહેલું છે.

પ્રા. રેમન્ડ આર. પરમાર રચિત 'A step by step course towards Mastering Gujarati' ભાષાશિક્ષણનું એક નવીન રીતિનું મૂલ્યવાન પુસ્તક છે.

મનુષ્યજાતિની સૌથી મૌલિક અને અદ્ભુત શોધ ભાષા છે. જગતની દરેક સંસ્કૃતિનો અને સભ્યતાનો પાયો તેની મૂળગત ભાષા છે. સમયના વહેણ સાથે જગતની આ બધી ભાષાઓનો વિકાસ વીસમી સદીના મધ્યભાગ સુધી ધીમે પણ ને પછી તે સદીના ઉત્તરાર્ધ ભાગમાં જે રીતે થયો છે તે એક આશ્ચર્યકારક ઘટના જ ગણાય ! આજે પ્રજા પ્રજા વચ્ચેનાં અંતરો ભાષાના આવા ઝડપી વિકાસને કારણે અતિશય ઘટી ગયાં છે. આજના મનુષ્યને સ્વવિકાસ માટે અનેકવિધ જીવનની પ્રવૃત્તિઓમાંથી પસાર થવું પડે... એમાંની એક તે ભાષા....!

ભારતની બધી ભાષાઓમાં ગુજરાતી ભાષાએ પણ ઠીક ઠીક કાઠું કાઢ્યું છે. એ ભાષાનો અને એ બોલનાર પ્રજાનો વિકાસ વિશ્વની ચાલતી ગતિવિધિ સાથે તાલ મિલાવે છે ત્યારે ગુજરાતી શિખનારને આ પુસ્તકની અનન્ય જરૂર જણાશે.

પ્રો. આર. આર. પરમારે અમદાવાદની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં ગુજરાતી વિષયનું અધ્યાપનકાર્ય ખૂબ લગનથી કર્યું છે, એને પ્રતાપે ગુજરાતી ભાષાની ખૂબીઓ અને તેના વ્યાકરણનું સ્વરૂપ તેઓ પામતા ગયા. ગુજરાત સિવાયના અન્ય પ્રાંતોમાંથી અને પરદેશથી આવતા લોકોને, કે જેઓ ગુજરાતી શીખવા ચાહતા હતા તેમને ગુજરાતી શીખવવાનું આરંભ કર્યું. તેમને શીખવતાં શીખવતાં ગુજરાતી ભાષાની લાક્ષણિકતાઓનો – વિલક્ષણતાઓનો અહેસાસ થતો ગયો....ને તેમને ગુજરાતી ભાષાને સરળ પણ તર્કબદ્ધ રીતે શીખવવાનો કીમિયો હાથ લાગ્યો. દર વર્ષે નવા નવા અન્ય પ્રાંતીય બ્રધરો-ફાધરો-સિસ્ટરો આવતાં ગયાં.... ને સૌ તેમના હાથ નીચે આમ ગુજરાતી શીખવા લાગ્યાં. પ્રો. આર. આર. પરમારે પણ દિલ દઈને, નિષ્ઠાથી તેમને ગુજરાતી શીખવ્યું. એ વર્ષોના અનુભવોને આધારે તેમના મનમાં આ ગુજરાતી ભાષાના શિક્ષણના પુસ્તકનું આયોજન થયું. તે જ આ પુસ્તક : 'માસ્ટરિંગ ગુજરાતી'.

લેખકે આ પુસ્તકની સામગ્રીને પાંચ ભાગમાં વહેંચી નાંખી છે. ગુજરાતી ભાષાના મૂળાક્ષરોનો આરંભે પરિચય આપ્યો છે અને પછી તેમાંથી શબ્દોની કેવી રીતે રચના થાય છે, તે સરળ રીતે આલેખ્યું છે. એક વખત મૂળાક્ષરો – વ્યંજન અને સ્વરો – જો વિદ્યાર્થી સમજી જાય તો પછી વ્યંજનો અને સ્વરો કેવી રીતે જોડાઈને અર્થવાળા શબ્દો રચે છે તે તરત જ સમજાય છે. એટલે લેખક સરળતાથી.. ધીરે ધીરે શબ્દરચના, વાક્યરચના અને પછી ફકરો . થાય તે સમજાવ્યું છે.

આટલું આવડ્યા પછી ભાગ ૨-૩-૪માં ગુજરાતી વાક્યરચનાઓ પછી કાળનિદર્શન અને વાક્યોના વિવિધ પ્રકારોની રચના સમજાવી છે. અહીં પણ શબ્દરચના અને તેના અર્થ, વ્યાકરણ વાક્યમાં શી રીતે કામ કરે છે. તે અને એને એના સમગ્ર મુદ્દાઓને આવરી લેતા પૅરેગ્રાફની રચના – આ બધામાં લેખક ખૂબ મૌલિક રહ્યા છે.

વિભાગ ૩ સુધી આવ્યા પછી તો વિદ્યાર્થીઓ ઝડપભેર વાંચતાં-લખતાં શીખી ગયા હોય છે. વળી ગુજરાતી વાક્યરચનાઓ સાથે અંગ્રેજી વાક્યરચનાઓ શીખનારને ખૂબ પ્રેરણા આપે છે. તેમનો આત્મવિશ્વાસ વધારે છે. કેમકે અંગ્રેજી વાક્યરચનાઓને કારણે ગુજરાતી વાક્યરચનાઓ તેઓ તરત બોલે છે – લખે છે – વાંચે છે.

વિભાગ ૪માં સંકુલ વાક્યરચનાઓ સાથે રૂઢિપ્રયોગો પણ કેવી રીતે આવે તે સમજ પણ

સરળ રીતે આપેલ છે. એ માટે એમણે વાર્તાઓ – ફકરા વગેરેની રચના કરી છે જે હેતુને સાર્થક કરે છે. નવા શબ્દોનો ઉપયોગ અને ભૂત-ભવિષ્ય-વર્તમાન કાળની વાક્યરચનાઓ સાથે ગુજરાતી કૃદંતો અને ક્રિયાપદોની કામગીરીનો સહજ રીતે ખ્યાલ આવે એ બતાવ્યું છે.

આમ, બિનગુજરાતીઓ માટે આ પુસ્તકથી ગુજરાતી ભાષા શીખવી અઘરી નથી તો.. જો કોઈ ગુજરાતીભાષી સરળ અંગ્રેજી શીખવા માગે તો તે પણ બોલચાલનું વ્યાકરણગત અંગ્રેજી આ પુસ્તકથી અવશ્ય શીખી શકશે એમાં બેમત નથી.

વિભાગ ૫માં લેખકે ગુજરાતી સાહિત્યિક ભાષા તરફ જવા ઇંગિત કરતાં લેખો, કહેવતો, કવિતા વગેરેનો અછડતો ખ્યાલ આપ્યો છે. એ પણ રસપ્રદ છે.

આ પુસ્તકની અનેકવિધ ખૂબીઓ પૈકી એક મોટી ખૂબ દરેક 'લેસન'ની આરંભે મૂકેલા પાઠો છે. દરેક પાઠને આરંભે 'શબ્દભંડોળ' આપેલું છે. આ શબ્દોને વણી લઈ વાક્યરચનાઓ બનાવી છે. આ વાક્યરચનાઓ વિભાગ – ૨માં આવતા વ્યાકરણ પર આધારિત વાક્યરચનાઓ છે. આને લીધે ભાષા શીખનાર આરંભથી જ ગુજરાતી ભાષાની લાક્ષણિકતાઓ સમજતો અને પચાવતો થઈ જાય છે. પાઠની આવી રચના હોવા છતાં એમાં એકસૂરિલાપણું કે કૃતકતા પ્રવેશવા પામતાં નથી. ઊલટું પાઠો રસપ્રચુર બની જાય છે. દા.ત. 'એક ગધેડાની વાત', 'ગુજરાતી લોકો, વાહ ! ગુજરાતી ભાષા' વગેરે.

પ્રો. આર. આર. પરમારે તેમના આ 'માસ્ટરિંગ ગુજરાતી' પુસ્તકમાં પોતાના ગુજરાતી ભાષાના જ્ઞાનનો અને આવડતનો એવો સુમેળ રચ્યો છે કે ભાષાસાહિત્યનાં પુસ્તકોમાં એ તદ્દન નોખી ભાત પાડે છે. મને લાગે છે કે એમનું આ પ્રદાન ગુજરાતીઓને પણ આવું ગુજરાતી લખવામાં-બોલવામાં સારી રીતે ઉપયોગી નીવડશે. આ અંગે તેમને જેટલાં અભિનંદન આપીએ એટલાં ઓછાં.



## અગનકણી

ગુરુ ચલમની અગનકણી<br>
દોરે દોરે બંધુ ! એ અગમભણી,<br>
એ ચલમને ભડકે<br>
ભાળું તો ભાળું હું અલખધણી.<br>
ગુરુ ચલમની...<br>
શ્વાસ-ઉચ્છ્વાસને હીંચકે ઝુલાવી,<br>
અગમ-નિગમને દીવડે જગાવી<br>
સનમુખ લાવે એ તો ભુવનધણી<br>
ગુરુ ચલમની...<br>
અનાહત નાદને અદીઠ દોર બાંધી,<br>
સહજ સુમિરનને સૂર ઉર સાંધી<br>
પલમાં કરાવે પાર હદ ત્રિગુણતણી<br>
ગુરુ ચલમની...

– પીયૂષ પંડ્યા 'જ્યોતિ'

# કવિતા : રૂપાયનથી અર્થાયન

યજ્ઞેશ દવે

કવિતાથી કશું જ નથી નીપજતું એવા આંગ્લ કવિના વિધાન સામે કવિતાથી શું શું થઈ શકે છે, કવિતા શું શું કરી શકે છે તે પણ જોવું રહ્યું. રોજિંદી વ્યવહારભાષામાં ચાલે આપણો વાણીવ્યાપાર. પણ એ જ ભાષા કવિ વાપરે ને આશ્ચર્ય સર્જી દે. ગૃહિણી જેવી રજોટાયેલી ભાષા તાલ છંદ લય પહેરી ચિત્તમા નાચી ઊઠે. થાય કે આ એ જ ભાષા જે વાપરીએ છીએ આપણે રોજ-બ-રોજ; શું આ એજ ?

એ જાદુગર ક્યારે શું કાઢશે, શેને શુ બનાવી દેશે ને ક્ષણાર્ધમાં ક્યાંથી ક્યાં ફેરવશે કહેવાય નહીં. બાળક અને કિરતાર પછી કોઈ જો સજીવારોપણ કરી શકે તો તે કવિ જ. એ ચાંદાને પરસાળ સૂંઘતો કરી દે ઇંદ્રિયોના સર્જકે તો જે તે ઇંદ્રિયોને જે તે કામ ભળાવ્યા પણ કવિ ? કવિ આંખને કહે 'તુ અડ'; કાનને કહે 'તુ જો' અને કહ્યાગરી ઇંદ્રિયો પ્રેમથી કવિને વશવર્તીને ચાલે.

કવિતા કલ્પનાની પાંખે ઊડે તો નરી નવરી આંખે જુએ. કવિને દિવ્યચક્ષુની જરૂર નથી. તેને તો ચર્મચક્ષુયે બસ થાય. માટે જ તો કવિ માત્ર યથાતથને નિરૂપે તોયે આશ્ચર્ય સર્જી દે આપણને થાય કે આ તો હતુ જ આપણી સામે જ, છતાં ઇંદ્રિયોએ કાં ન ગ્રહ્યું ? આમ કવિ આપણી ઇંદ્રિયોને ધાર કાઢે. જે જગતમાં રહીએ છીએ તેનો યથાર્થ પરિચય કરાવે અલંકારશાસ્ત્રીઓએ પણ નરી સ્વાભાવોક્તિને અલંકારમા સ્થાન આપવુ પડે. કારણ કવિની ઇંદ્રિયોએ અનુભવેલુ અપૂર્વ જગત તો હોય છે જ તેના સ્થાને; પણ રહેતું હોય આપણા મન બહાર, ધ્યાન બહાર.

કવિના બે શબ્દ વચ્ચે મોકળાશ રાખે; એક અવકાશ છોડી દે - જેથી આપણે અનુસર્જક બની એ અવકાશ ભરી શકીએ. એ અર્થને મુશ્કેટાટ ન બાંધે - તેને મોકળે મને ફરવા દે. માટે જ તો ભાવકે ભાવકે, વાચને વાચને ને કાળે કાળે તે નવો અર્થ ધારણ કરે.

આપણી આ વૈખરીમાંયે 'પરા'ની ઝાંખી થાય. વ્યંજનાવ્યાપાર સદીઓ સુધી ચાલતો રહે. પ્રતીકોનું પ્રતિરૂપ લાધે ને બારણાં ઊઘડી જાય. ક્યારેક કોઈ કવિતાનુ તાળુ વરસો પછી ઊઘડે. ને ઊઘડે ત્યારે સાતેય કોઠે દીવા જેવું. તો ક્યારેક હાથ ન આવતી કવિતા વિટ્‌મેનની જેમ કહે-

> Failing to fatch me at first
> Keep encouraged
> *Missing me one place search another*
> I stop somewhere waiting for you.

આ લોકમાં હોવા છતાંય એ લોકોત્તર. આ લોકમાં જ અનેક લોકનો અનુભવ કરાવે પછી પરલોક કોઈ કામના ન રહે. રૉકેટ લૉંચરની જેમ શબ્દાઘાતથી કે શબ્દસ્ફોટથી શક્તિ પ્રાપ્ત કરી અવકાશમાં છલાંગ લગાવે. કવિતા પોતાને જ અર્થની નવી કક્ષામાં સ્થિર કરે, કેટકેટલાંય વિશ્વોમાં ભ્રમણ કરાવે ભાષાનો દેહ ધારણ કર્યા છતાંય જીવિતોમાં રહેલ જનીન-GENE-ની જેમ એનું સત્ત્વ સાચવી, અર્થાયન સાધતી વહેતી જાય. માટે જ તો હોમર, રવીન્દ્રનાથ, બાશો, પાઝ કે મોન્તાલે આપણને આપણા લાગે.

આમતેમ વિખરાયેલાં, ફરતાં-રખડતાં બારખડીના શબ્દોના કેઓસ 'Chaos' સામે કવિતા એ વ્યવસ્થાવિશ્વ - કોસ્મોસ 'Cosmos' છે. કોસ્મોસ તેના બધા અર્થોમાં પદાર્થોના મુક્ત અણુઓ તો કેઓસમાંથી કોસ્મોસ સર્જવામાં તેની શક્તિ ગુમાવે જ્યારે કવિતા તેનાતી આગળ જઈ રૂપાયન સાધી નવી શક્તિ મેળવે. કાળ રેખાકાર હો, વર્તુળાકાર હો કે કુંતલાકાર કવિતા તેને એક જવાબ છે ને

પ્રશ્ન પણ. અનેક વ્યાખ્યામાં બાંધવા છતાં તે રહે મુક્ત.

બે-ચાર સદીમાં માનવવિદ્યાશાખાઓ, વિજ્ઞાનનો ત્વરિત વિકાસ થયો છે તેવો વિકાસ કવિતામાં ક્યાં તેવો પ્રશ્ન થાય. પણ તે કામ તો ભાષા પ્રાપ્ત થયા પછી કવિતા કરતી જ આવી છે. સામે પક્ષે એમ પણ કહી શકાય કે વિજ્ઞાનનાં કેટલાંય તારણો, નિરીક્ષણો, સિદ્ધાંતો કાળની ગર્તામાં ખોવાઈ ગયાં છે કે તેનું સ્થાન નવા સિદ્ધાંતોએ લીધું છે; જ્યારે કવિતા - હજારો વર્ષ પહેલાંની કવિતા આપણી વચ્ચે આજેય જીવે છે. સ્થળે-કાળે-કવિએ કવિએ કવિતા સર્જે છે એક સ્વયંપર્યાપ્ત વિશ્વ.

આવનારા સમયમાં યંત્રતંત્રનાં અનેક નવાં નવાં માધ્યમોમાં, કશાય ઉપકરણ વિના સીધી માનવચેતનાથી નિર્મિત કલાકૃતિ કવિતાનું સ્થાન શું એવો પ્રશ્ન થાય. તો જવાબ કદાચ એ છે કે મશીનો જે કામ અનેકગણી ત્વરા અને ચોકસાઈથી કરી શકે છે તે જમાનામાંય માનવશક્તિ અને ચાપલ્યથી જ રમાતી અનેક શારીરિક રમતોમાં માનવકાયાના શક્તિ-સામર્થ્યનું મહિમાગાન હજી વિરમ્યું નથી તો માનવમનમાંથી ઉદ્ભવતી કવિતા માટે સાશંક થવાની જરૂર નથી. અનેક માધ્યમો યંત્રતંત્ર વચ્ચે કદાચ તે જ પરમ આશ્ચર્ય હશે.

પ્લેટોએ ભલે તેના રીપબ્લિકમાંથી કવિઓને નિષ્કાસિત કર્યા. તેનાં જ શિલ્પ એરિસ્ટોટલે જાણે કે પ્રાયશ્ચિત્ત કરી તેમને મહિમાસ્થાને બેસાડયાં. કાળનો કોઈ ખંડ ભલે કદાચ તેને ઉવેખે; કાલે કોઈ ફરી સ્થાપશે જ.



### મૌન ના ભીંસાય

સત્ય કાયમ આંખ સામે હોય ને દેખાય ના,<br>
કેમકે, વચમાં અડીખમ જૂઠ-ડુંગર હોય છે.

લેશ પણ પગલાં પડે ના એક એવી આંધળી-<br>
દોટ, અવરિત તો ખરેખર છેક અંદર હોય છે.

મોત આખર તો હવાનો હોય ઝટકો, કે પછી-<br>
શ્વાસને વાગી જતી આબાદ ઠોકર હોય છે.

પ્યાર, તડપન, તામ, પ્રતીક્ષા જ થકવે છે સદા,<br>
જિંદગી તો આમ પાછી ખૂબ સુંદર હોય છે.

શયનખંડે સમય પીઠી ચોળી નક્કી આવશે<br>
હરમિલનની એક નિર્ધારિત ઉંબર હોય છે.

વારતા માંડી નથી ને કોઈ હોંકારો કરે,<br>
આપણામાં પાળિયા ને કૈંક પાદર હોય છે.

રાત ઇજન મોકલે પણ જાય ના હિંમત કરી,<br>
પ્રેમમાં સૂરજ બિચારો સાવ પામર હોય છે.

બે તટોનાં બંધનોને તે ફગાવે એટલે,<br>
ઝાંઝવા માટે નદીને ખૂબ આદર હોય છે.

મૌન ના ભીંસાય એવી ચુસ્ત સમજણથી સદા<br>
બે શબ્દ વચ્ચે સહેજ સહેજ અંતર હોય છે.

**- ધૂની માંડલિયા**

# માતૃદેવો ભવ

નીલમ પરીખ

મે મહિનાનો બીજો રવિવાર એટલે 'મધર્સ ડે'! ભારત સહિત દુનિયાના ૪૬ દેશોમાં ધર્મ અને ભાષાના ભેદભાવ વગર બધે એકસાથે આ દિવસ મનાવવામાં આવે છે. સૌ કોઈ આ દિવસે હોંશે હોંશે માતાને વિવિધ ભેટસોગાદો આપીને વિદેશવાસીઓ કહેશે, 'મોમ, આઈ લવ યુ!' એમ કહીને પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે અને આપણે ગાઈશું, 'જનનીની જોડ સખી નહીં જડે રે લોલ...' પરંતુ આ દિવસ મનાવવાની શરૂઆત કોણે કરી? ક્યારે કરી?

અમેરિકના વેસ્ટ વર્જિનિયામાં રહેતી એના જેરવીસે તેની માતા એન મેરી રીવેસ જેરવીની યાદમા ૧૯૦૮માં પહેલી વાર મધર્સ ડેની ઉજવણી કરી હતી એનાના પ્રયત્નોથી જ 'મધર્સ ડે'ને નૅશનલ હોલિડે તરીકેની માન્યતા મળી છે.

૧૯૦૮મા એન મેરીની ત્રીજી પુણ્યતિથિએ એનાએ ફિલાડેલ્ફિયા અને ગ્રાફટનના એન્ડ્રુઝ ચર્ચમાં 'મધર્સ ડે'નું આયોજન કર્યું. એનાએ એન્ડ્રુઝ ચર્ચમાં પ્રેમ અને પવિત્રતાના પ્રતીક તરીકે પાંચસો સફેદ ફૂલ સાથે એક સંદેશો મોકલ્યો. 'ચર્ચમાં આવનાર દરેકને એક ફૂલ આપવું, માતાને બે ફૂલ આપવાં. આ ફૂલો એન મેરી નામની માતાની પવિત્ર સ્મૃતિમાં તેની દીકરી તરફથી પાઠવવામાં આવ્યાં છે..' અને ત્યારથી એન્ડ્રુઝ ચર્ચ 'મધર્સ ડે'નું 'મધર ચર્ચ' બની ગયું! આ માતૃદિનના ગૌરવ માટે એનાએ કરેલી મહેનતના પરિણામે ૧૯૧૪ના મે માસના સંસદના બન્ને ગૃહોમાં મે મહિનાના બીજા રવિવારને 'મધર્સ ડે'નું નામ આપવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો અને સરકારી ઇમારતો પર અમેરિકન ધ્વજ લહેરાવવાનું પણ ફરમાન થયું ત્યારથી એના જેરવીસ ફાઉન્ડર ઑફ 'મધર્સ ડે' અને એન મેરી જેરવીસ 'મધર ઑફ મધર્સ ડે'ના નામે આજે પણ જાણીતા છે.

આકાશનો નિરાકાર ઈશ્વર ધરતી ઉપર 'મા' બનીને સાકાર સ્વરૂપે પ્રગટ થયો છે. વૉલ્ટેરનું વિધાન છે કે ઈશ્વર પ્રત્યેક ઘરે જઈ ન શકે - રહી ન શકે એટલે એણે 'મા'ને મોકલી. બારે માસ હેતુ વિના હેત વરસાવતું જીવંત પાત્ર 'મા' જ છે. ઈશ્વરની સમસ્ત સૃષ્ટિનું એકમાત્ર સર્વશ્રેષ્ઠ તત્ત્વ એ વિશ્વ-વંદનીય માતૃત્વ જ છે!

'આરાધનામા સ્મરું રૂપ 'બા'નુ!
ને 'બા' સ્મરીને પ્રભુરૂપ પામું!'
'મોડી મોડી ખબર પડી બા, તું જ છો જ્યોતિર્ધામ!'

ઈશ્વર કલ્પના છે, 'મા' હકીકત છે, ઈશ્વર શ્રદ્ધા છે, 'મા' સાક્ષાત્કાર છે. 'મા' માપવાની નહીં, પણ પામવાની જ પ્રભુ-પ્રસાદી છે. સમગ્ર જીવસૃષ્ટિમાં માતૃત્વનું સર્જન માત્ર આપવા માટે જ થયું છે. 'મા' એ જીવજગતનો હાથવગો હરિ છે.

'મા' શબ્દ સમસ્ત સંસારના વાત્સલ્યથી સભર શબ્દ છે એમ લાગે છે કે, ધરતી પર જો મા ન હોત તો આપણે બધા વાત્સલ્યનું રૂપ શું હોઈ શકે એ સમજી શક્યા જ ન હોત. ટાગોર કહે છે 'મા'નો અર્થ દુનિયાની બધી જ ભાષાઓમાં 'મા' થાય છે. ખલિલ જિબ્રાન ટાંકે છે "માતા-પિતાના હોઠ પરનો સૌથી સુંદર શબ્દ છે 'મા'. આ એક શબ્દ એવો છે જે આશા અને પ્રેમથી ભરેલો છે." આ મધુર અને માયાળુ શબ્દ હૃદયના ઊંડાણમાંથી આવે છે.

'મા! તું જ છે ભગવાન.
હાડ હાડમાં હેત ભર્યું જેને
વેણ વેણ વરદાન,
દેખ, ઘરેઘર એ જ બિરાજે
ભૂતળમાં ભગવાન!' - મકરન્દ દવે

દરેક મહાપુરુષ કહે છે કે 'હું જે કંઈ છું તે મારી માના પ્રતાપે છું.' પણ એની માનું નામ ક્યાંય આવે છે? કવિ કવિતાની નીચે પોતાનું

નામ લખે, ચિત્રકાર કલાકૃતિ નીચે પોતાનું નામ લખે, પણ ઈશ્વર ? એ માનવીનું સર્જન કર્યા પછી એના પર પોતાનું નામ નથી લખતો અને લખે છે તો માતાનું નામ લખે છે. પણ માતાય ઈશ્વરની મહાનતાનું પ્રતીક છે એટલે એ બાળકને એના પિતાનું નામ આપી દે છે !!

ફાધર વાલેસે એક વાર પ્રવચનમાં બાને યાદ કરીને એક પ્રસંગ ટાંકયાનું સ્મરણ છે. તેઓએ કહેલું : 'મારું જાહેરમાં કોઈ પ્રવચન હોય ત્યારે બા અચૂક આવે અને કોઈના ધ્યાનમાં ન આવે એ રીતે પાછળની કોઈ બેઠકમાં શ્રોતાઓની વચ્ચે બેસે. કોઈ વાર એમ પણ બને કે એ જ વિષય લઈને મારે બે-ત્રણ ઠેકાણે બોલવાનું હોય ત્યારે હું બાને કહું કે, આજે તો એ જ વાત ચાલવાની છે એટલે તમે ન આવો તોય ચાલે. પણ એ જવાબ આપે. 'મારે કયાં વાતોની સાથે કામ છે ? તારી સાથે કામ છે. તું તો બોલજે અને હું ખૂણામાં બેઠાં બેટાં ભગવાનને કહેતી રહીશ કે તારી વાતો બધાંને સ્પર્શી જાય. બોલ, હવે આવું કે ન આવું ?'

પહેલાંના યુગમાં 'મા' સાથે દીકરા રહેતા. આજે દીકરા સાથે 'મા' રહે છે. પહેલાંના જમાનામાં 'મા' અધિકાર અને આદર સાથે રહેતી હતી: આજે 'મા' ઉપકાર અને અપમાન સાથે રહે છે. દીકરાની આવક પર નિર્ભર માવતર પોતાના જ ઘરમાં મહેમાન તરીકે રહે છે.

માનો ખોળો, ધરતીની ધૂળ, બાપનો સમય અને દાદા-દાદીની વાર્તા - એ આજનાં બાળકોના ભાગ્યમાં નથી. તેઓ આયાની શુષ્ક આંખો તળે, દૂધની બાટલી સાથે રમકડાંના ઢગલે અને ટી.વી.ના સંસ્કારે છતે મા-બાપે અનાથ બાળકોની જેમ મોટા થાય છે. માતાના ખોળામાં બાળક જેટલી સલામતી અને શીતલતા અનુભવે છે એ આજના બાળકને નથી. આજની 'મા' પણ હૂંફ અને સલામતી સંતાનના સામ્રાજ્યમાં નથી અનુભવતી !

કવિ રમેશ જોષી લખે છે :

'જિંદગી પણ કેવી કમાલ છે !
પહેલાં, આંસુ આવતાં ત્યારે
બા યાદ આવતી
ને આજે, બા યાદ આવે છે
ને આંસુ આવી જાય છે.'

લોહીના સંબંધોની જગ્યા રૂપિયાના સંબંધો લઈ રહી છે. તબીબી જગતે બક્ષેલી લાંબી આવરદા આજના કપરા કાળમાં આશીર્વાદ છે કે અભિશાપ એ કોણ નક્કી કરશે ? વિજ્ઞાન કે વૃદ્ધાશ્રમો ? એક પેઢી માટે ઘર-મૂંઝારો છે તો બીજી પેઢી માટે ઘર-ઝૂરાપો છે !

આપણા દેશની માતા તો બાળકને જન્મ આપ્યા પછી ગળથૂથીમાંથી જ જ્ઞાન, વૈરાગ્ય અને તપસ્યાનું અમૃત પાતી આવી છે. લક્ષ્મણજી સ્વેચ્છાએ વનમાં જતી વખતે જનેતાને વંદન કરવા જાય છે ત્યારે બીજી કોઈ માતા હોત તો એમ કહેત કે, બેટા, તને કયાં વનવાસ આવ્યો છે ! તું ના જઈશ. પરંતુ આ તો ભારતીય માતા હતી. એણે તો પોતાના પુત્રને સ્વાર્થની વાત કહેવાને બદલે ખૂબ પ્રેમથી ત્યાગનો ઉપદેશ આપ્યો !

એમણે કહ્યું, 'તુમરે હેતુ તાત બન જાકી, દૂસરા હેતુ કછુ નાહીં' - પુત્ર રામ તો તારા ભલા માટે જ વનમાં જઈ રહ્યા છે. વનગમન પાછળ એમનો બીજો કશો હેતુ નથી.' એમ કહીને માતા સુમિત્રાએ પુત્રને વનગમન માટે પ્રોત્સાહન આપ્યું !

ભગતબાપુએ 'મા' વિશે એક મૌલિક રચના બનાવી છે કે હિન્દુ ધર્મમાં જે દસ અવતારો થયા એમાંના રામ અને કૃષ્ણ એ બે જ અવતારો પૂજાયા છે અને મંદિરમાં સ્થાપિત થયા છે. એનું કારણ માત્ર એ બે અવતારોએ 'મા'ને પેટ પડી આ પૃથ્વી પર જન્મ લીધો એ છે !

વેદોએ મહેશના રૂપમાં ફકત ચાર વાકયો કહ્યાં છે :

'માતૃદેવો ભવ, પિતૃદેવો ભવ,
આચાર્યદેવો ભવ, અતિથિદેવો ભવ.'

આ ચારમાં 'માતૃદેવો ભવ' આદેશને પ્રથમ સ્થાન આપ્યું છે. આપણી સંસ્કૃતિમાં માતાને આટલું ઊંચું સ્થાન અપાયું છે એટલે આપણી સંસ્કૃતિ ઊંચાઈએ પહોંચી છે !!



# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

અનુસંરચનાવાદી અભિગમને કારણે 'પૂર્વ' અને 'પશ્ચિમ' અંગે નવેસરથી વિચારણા શરૂ થઈ છે. પશ્ચિમની વિચારણાથી જન્મેલા પૂર્વવાદે સંસ્થાનવાદી સંબંધોને નિયંત્રિત કરવામાં ભાગ ભજવ્યો છે, એની હવે ટીકાઓ થઈ રહી છે. એડવર્ડ સઈદ અને ગણેશ દેવી જેવાનાં લખાણોમાં એ જોઈ શકાય છે. પશ્ચિમાભિમુખ રહેલી સાહિત્ય-વિવેચનની પ્રવૃત્તિની સામી બાજુ પણ છે. પશ્ચિમની વિવેચનાએ પૂર્વના મૂલ્યવાન વિવેચનવારસાને પોતાનામાં આમેજ નથી કર્યો એ પશ્ચિમની ઊણપ છે અને એ ઊણપ આજે ધ્યાન પર આવી રહી છે. આવા સમયે સંસ્કૃત અને આફ્રિકી સૌન્દર્યશાસ્ત્રના પક્ષધર કહી શકાય એવા સી. ડી. નરસિંહૈયાના અવસાને સાહિત્યવિવેચનક્ષેત્રે મોટી ખોટ ઊભી કરી છે.

શામ લાલ પછીના પ્રબુદ્ધ પત્રકાર એચ. વ્હાઈ શારદાપ્રસાદે 'એશિયન એજ' (૨૦ એપ્રિલ ૨૦૦૫)માં આ રૂઢિચુસ્ત અને મતાગ્રહી ગણાતા પ્રસિદ્ધ નરસિંહૈયાની નિવાપાંજલિમાં નરસિંહૈયાએ મૈસૂરમાં સ્થાપેલી 'ધ્વન્યાલોક' જેવી સંસ્થાના ઋષિ તરીકે ઓળખાવ્યા છે ભરત, આનંદવર્ધન જેવા સંસ્કૃતના આચાર્યોથી વિકસિત ભારતીય વિવેચનપ્રણાલીને પુરસ્કારવામાં નરસિંહૈયા ક્યારેય થાક્યા નથી. પશ્ચિમના વિવેચકોને સ્પષ્ટપણે તેણો જણાવતા રહ્યા છે કે ઍરિસ્ટૉટલના સિદ્ધાન્તોથી ઉદ્‌ભવેલાં વિવેચનનાં સંકુચિત અને સીમિત ધોરણોને પૂર્વની સંસ્કૃતવિવેચના દ્વારા સંસ્કારવાની અને દૃઢ કરવાની ખાસ જરૂર છે.

અંગ્રેજીના લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાન નરસિંહૈયાએ આંતરરાષ્ટ્રીય પરિસંવાદો અને સંમેલનોમાં એકસ્વરે કહ્યા કર્યું છે કે સંસ્કૃતવિવેચનની રસ જેવી એક-માત્ર સંજ્ઞાને પણ પશ્ચિમના વિવેચને મૂલ્યાંકન માટે એકે કરી હોત તો સુખ (joy), આનંદ (pleasure), ઉલ્લાસ (delight), ઉપદેશ (instruction), સંદેશ (message) જેવી નિરર્થ વાતોમા એ અટવાયા કર્યું ન હોત. આ પ્રકારની પશ્ચિમની રઝળપાટે કલાનુભવની વિશિષ્ટ પ્રકૃતિથી વિવેચનને ખાસ્સું દૂર રાખ્યું છે. નરસિંહૈયા પોતાની પ્રતીતિને વ્યક્ત કરતાં કહે છે કે યુરોપ જ્યારે અંધકારયુગોમાં આથડતું હતું ત્યારે ભારતમાં અત્યંત પરિષ્કૃત સાહિત્યપ્રવૃત્તિ ફાલીફૂલી હતી.

આ જ કારણે નરસિંહૈયા નિર્દેશે છે કે જો પશ્ચિમની આધુનિક વિવેચનાએ આફ્રિકી અને પૂર્વના કલાભિગમોને પોતાનામાં સમાવ્યા હોત તો એનું પરિણામ વધુ સારું આવી શક્યું હોત આમ નરસિંહૈયા પૂર્વની સંસ્કૃતવિવેચનના પુરસ્કર્તા હોવાથી સાહિત્યરચનાનું મૂલ્યાંકન એની સામાજિક-રાજનૈતિક દસ્તાવેજ તરીકેની પ્રમાણિકતા પર નહીં પણ એ રચનાના કલાસામર્થ્ય પર નિર્ભર ગણે છે.

નરસિંહૈયાની દૃઢતાને ઉપસાવવા શારદાપ્રસાદ એક પ્રસંગ ટાંકે છે, એ મહત્ત્વનો છે. નાયપોલને નોબેલ પારિતોષિક મળ્યું એ પહેલાં વીસમી સદીના આઠમા દાયકામાં એક વાર નાયપોલ નરસિંહૈયાને બાજુમાં લઈ જઈ પૂછે છે 'તમને મારા પર આટલો બધો ગુસ્સો કેમ છે ?' પછી, ઉમેરે છે 'હું મારા ભાવજગતમાં પૂરો ભારતીય છું, હું મારી સંવેદનામાં પૂરો ભારતીય છું – હા, મારા નિરીક્ષકોમાં નહીં'. કદાચ આવા મતાગ્રહને કારણે પ્રસિદ્ધ સાહિત્યિક સામયિકોમાં ચિનુઆ અચેબે અને વોલ સોયિન્કા જેવા આફ્રિકી લેખકો પર આવતા લેખો કરતાં નરસિંહૈયાનો અભિગમ આ આફ્રિકી લેખકો પ્રતિ જુદો રહ્યો છે.

વર્ષો સુધી નરસિંહૈયાના 'ધ લિટરરી ક્રાયટેરિયા' સામયિકે જુનવાણી ગણો તો જુનવાણી આ પૂર્વાભિમુખ વિવેચનને સદા જાગ્રત રાખ્યું છે. પશ્ચિમના વિવેચનને વખત આવ્યે પોતાની ગરજે આ અભિગમની સક્રિય રીતે નોંધ લેવી પડશે. સાહિત્યવિવેચનની આંતરરાષ્ટ્રીય પરિપાટી હવે આવા બહુપરિમાણી સાહિત્યઅભિગમોની સંયોજિત ભૂમિકા પર જ તૈયાર થઈ શકે.



## નોંધ લીધી છે

(ગઝલ)

કરી તોફાન ઝંઝાએ અમારી નોંધ લીધી છે,
ડુબાડી નાવ દરિયાએ અમારી નોંધ લીધી છે.

નથી પ્હોંચી શકાયું મંઝિલે એ વાત જુદી છે,
અમે નીકળ્યા તો રસ્તાએ અમારી નોંધ લીધી છે.

અમારી સાવ અવગણના નહીં પ્રાલવશે એને પણ,
અને તેથી જ દુનિયાએ અમારી નોંધ લીધી છે.

કદી વિશ્વાસ મૂકીને અમે પણ થાપ ખાધી છે,
કદી અકબંધ શ્રદ્ધાએ અમારી નોંધ લીધી છે.

પછી ના ઊંઘ આવી પણ એ આશ્વાસન હતું "નાદાન",
તૂટેલા એ જ શમણાએ અમારી નોંધ લીધી છે.

**– દિનેશ ડોંગરે "નાદાન"**

## કંઈ ખબર નથી

(ગઝલ)

મારો છે શું બચાવ મને કંઈ ખબર નથી,
કોને કર્યો છે ઘાવ મને કંઈ ખબર નથી.

દ્વિધાઓ એકસરખી જ બન્ને તરફ હતી,
કેવો હતો લગાવ મને કંઈ ખબર નથી.

સુખમાંય કો'ક દુ:ખને ઝંખ્યા કરે છે મન
શાનો છે આ અભાવ, મને કંઈ ખબર નથી.

વાઘા સજીને અવનવી ઇચ્છાઓ નીકળે,
આ શું છે હાવભાવ મને કંઈ ખબર નથી.

ઊપડ્યા છે આ ચરણ તો એના ઘર સુધી જશે,
એનો છે ક્યાં પડાવ મને કંઈ ખબર નથી.

ભીતર તરફ ખૂલે છે હૃદયનાં કમાડ પણ-
છે કોની આવજાવ મને કંઈ ખબર નથી.

**– દિનેશ ડોંગરે "નાદાન"**

## જોયું હતું

(ગઝલ)

ડાળથી ખરતું પરણ જોયું હતું,
વૃક્ષનું મેં જાગરણ જોયું હતું.

ક્ષણ શકુની, વૃત્તિઓ દુ:શાસની,
દ્રૌપદી-વસ્ત્રાહરણ જોયું હતું.

હું જટાયુ જેમ વિંધાયો હતો,
મેં ય સીતાનું હરણ જોયું હતું.

એક વ્યાકુળ મૃગ ફસડાયા પછી,
હાંફતું મોંફાંટ રણ જોયું હતું.

પ્રેમ ને વિશ્વાસ કરફ્યુમાં મૂકી,
શ્હેરનું વાતાવરણ જોયું હતું.

એ પછી "નાદાન" જંપી ના શક્યો,
ભીડમાં એકાદ જણ જોયું હતું.

**– દિનેશ ડોંગરે "નાદાન"**

## ચીકાશયુકત સ્ટિક





## ફેવિસ્ટિક






## ફેવિસ્ટિક
## ગુંદરની ચીકાશરહિત સ્ટિક

તમે ફેવિસ્ટિક ઉપયોગમાં લો છો ત્યારે એક બાબત નક્કી હોય છે કે તમારા હાથ ફરી ક્યારેય નહીં બગડે. તે વપરાશમાં સરળ એવા પૅકમાં મળે છે જે આપે છે વધુ સ્વચ્છ અને સુઘડ દેખાતી ફિનિશ.

## નો ચિપ ચિપ નો ઝિક ઝિક

## અમદાવાદ
## (અછાંદસ)

ધરાની વિસ્તીર્ણ છાતી પર
વિસ્ફારિત સ્ફીત
હે અમદાવાદ !
તું ક્યાંથી નીકળી
ક્યાં લગ પહોંચ્યું
આટલાં વર્ષોમાં ?

યાદ તને ?
શિકારી કૂતરાને હંફાવતા
સસલાની પગલીએ
પાડી'તી તારી
પ્રથમ ભાત ?
એ એક બિંદુમાંથી
સિંધુ-શી
જાજરમાન તારી કાય
દિવસે ન વધે
એટલી રાતે વધી
ને રાતે ન વધે
એટલી દિવસે વધી
કીડીયારા શી
વસ્તીએ ઊભરાઈ
- કે ધરાને ભરખી ખાતી
ઊધઈથી ઉફનાઈ -

ક્યાંક દોમદોમ
સાયબીમાં રાચતી
તો ક્યાંક ભૂખમરાની
ભૂતાવળમાં ખદડાતી
બે-તરતીબ
પથરાઈ રહી.

ધસમસ ધારે
વહેતી સાબરે
નીરની નિજ બુંદબુંદ પાઈ
ખરચી નાખી પોરસતી
રસવંતી સારીયે જાત
રેતના પટમાં
આળોટી આળોટી.

ને ભદ્દરના મંદિરમાં
જાળી ગૂંથતા-ઉખેળતા
બાવાના પ્રયાસોનું
તેં ઉતાર્યું પાણી દોમદાર
કર્ણાવતીના કણકણ
તુજ વિરાટ કાયના
તાણાવાણા બની
છલકી રહ્યા ચોકોર.

**- સુમન અજમેરી**

Uddesh (A literary, cultural monthly) June - 2005 ISSN 0971-6599 R No GUJ 156





# ઉદ્દેશ




સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती


વર્ષ પંદરમું : અંક બારમો

જુલાઈ : ૨૦૦૫


તંત્રી

રમણલાલ જોશી

૧૮૦



# ઉદ્દેશ

વર્ષ પંદરમુ અંક . બારમો સળંગ અંક : ૧૮૦

અનુક્રમ : જુલાઈ ૨૦૦૫



પ્રકાશક રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક . રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૮૦૧/એ, પ્રકૃતિ, સંજીવ બાગ, પરિમલ રેલવે ક્રોસિંગ પાસે, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭. ફોન ' ૨૬૬૩૨૧૧૭, (મો)૯૮૨૫૦૦૭૦૨૩

, ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂ ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલુ જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫. પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામુ : 'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન ' ૨૭૯૧૧૬૭૭; ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે '

(૧) વિજય મેગેઝીન વર્લ્ડ
૧૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.
ફોન : ૨૫૩૫૬૪૭૯, ૨૧૮૭૦૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં,
મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨.
ફોન ' ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૯૧૮

(૩) મેગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧.
ફોન : ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

જુલાઈ ૨૦૦૫

सर्वभाषा सरस्वती



## ભક્ત–વિરહ–કાતર કરુનામય

આ પંક્તિ-ખંડ સૂરદાસના એક પદ 'પ્રભુ કો દેખૌ એક સુભાઈ'માંથી છે. સૂરદાસ પ્રભુના અનોખા સ્વભાવનું વર્ણન કરે છે. ભક્તના નાના સરખા ગુણને તે મેરુ સમાન લેખે છે અને એના સમુદ્ર જેવડા અપરાધોને પાણીના એક બુંદ સમાન માને છે. પદ આગળ ચાલે છે :

बदन-प्रसन्न-कमल सनमुख ह्वै देंखत हौं हरि जैसें ।
बिमुख भए अकृपा न निमिष हूं, फिरि चितयौं तो तैसें ॥
भक्त-विरह-कातर करुनामय...

અહીં દુન્યવી પ્રેમ અને દૈવી પ્રેમ વચ્ચેનો તફાવત જોવા મળે છે. કોઈ માણસનો સંબંધ તમે કાપી નાખો તો પછી તે તમારી સામું જોતો નથી; પણ પ્રભુની વાત જુદી છે. તમે એને ભૂલી જાઓ તો તે ક્યારેય મોઢું ફેરવી દેતો નથી, જ્યારે પણ તમે યાદ કરો ત્યારે તે પહેલાંના જેવો જ હોય છે ! સતત પ્રેમ કરવા સમુત્સુક હોય છે કારણ કે ભગવાન 'ભક્ત-વિરહ-કાતર'- ભક્તના વિરહથી વ્યથિત હોય છે. પ્રભુના પ્રેમની એ ખૂબી છે. એનો પ્રેમ બિનશરતી છે, ભક્તિનો મહિમા અસરકારક નિરૂપણ પામ્યો છે. 'ભાગવત'માં ભગવાન દુર્વાસાને કહે છે કે — "હે બ્રાહ્મણ ! હું ભક્તને આધીન છું, તેથી જાણે અસ્વતંત્ર હોઉં તેવો છું, સજ્જન ભક્તોએ મારા હૃદયને વશ કર્યું છે; કેમ કે ભક્તજનો મને પ્રિય છે. હે બ્રહ્મન્ ! જેઓનો કેવળ હું જ પરમ આશ્રય છું તેવા મારા સજ્જન ભક્તો વિના હું મારી પોતાની કે મારી સમીપ જ રહેનારી લક્ષ્મીદેવીની પણ સ્પૃહા કરતો નથી; જેઓ પોતાનાં સ્ત્રી, ઘર, સ્વજનો, પ્રાણ, ધન, આ લોક તથા પરલોકને પણ ત્યજી કેવળ મારે શરણે આવેલા હોય છે, તેઓને ત્યજવા હું કેમ તૈયાર થાઉં ?" અરે ! પ્રભુ કહે છે કે હું મારા ભક્તોની પાછળ એટલા માટે ફરું છે કે એમની ચરણરજથી પવિત્ર થઈ જાઉં. "अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यंघ्रिरेणुभिः ।"—"ભાગવત"ની આ એક જ અમર પંક્તિમાં ભગવાન પોતાનું હૃદય ઠાલવી દે છે. ભક્તિનું આથી અધિકતર માહાત્મ્ય અન્યત્ર ભાગ્યે જ જોવા મળશે.

પોતાના પરમ ભક્ત અર્જુનને વિશ્વરૂપદર્શન કરાવ્યા બાદ ભગવાન કહે છે : "હે અર્જુન ! જે પ્રકારે તેં મને જોયો, એ પ્રકારે વેદોથી, તપથી, દાનથી અને યજ્ઞથી દેખાવાને શક્ય નથી. પરંતુ હે અર્જુન ! અનન્ય ભક્તિથી આ પ્રકારે તત્ત્વથી મને જાણવાનું, પ્રત્યક્ષ જોવાનું અને

મારામાં પ્રવેશવાનું પણ શક્ય છે." વળી તે કહે છે : "હે અર્જુન ! જે ફક્ત મારા જ ભક્ત છે તે મારા ખરા ભક્ત નથી. મારા ઉત્તમ ભક્ત તો તે છે. જે મારા ભક્તોના ભક્ત છે. હંમેશાં મુક્ત હોવા છતાં પણ સ્નેહરૂપી દોરીથી ભક્તોમાં બંધાયેલો છું, અજિત હોવા છતાં પણ તેમને વશ છું."

આપણે પ્રભુભક્તિની વાત કરીએ છીએ પણ અહીં તો પ્રભુની ભક્ત માટે કેટલી ભક્તિ છે તે દેખાય છે ! સઘળી સાધનામાં મનની કેળવણી મુખ્ય છે, ઉદ્ધવને ગોપીઓ કહે છે :

उधौ मन न भए दस बीस ।
एक हुतौ सौ गयो स्याम संग, को अब राधै ईस ॥

મન કાંઈ દસ-વીસ હોતાં નથી. એક જે હતું તે તો શ્યામની સાથે ચાલી ગયું છે, હવે બ્રહ્મનું ધ્યાન કોણ કરશે ?

તો, આવા પ્રભુને વિરહથી વ્યથિત કરાય ?

— રમણલાલ જોશી



**શેરી**

પનિહારીના રણઝણતા ઝાંઝરે જાગતી શેરી
બાળભેરુને આંબલીપીપળી રમવા બરકતી શેરી.
સમી સાંજે ચોરાને શંખ ફૂંકતો જોઈને
હથેળીમાં ચરણામૃત લેવા હડી કાઢતી શેરી.
ડેલીએ ઊભી- એક પાટલે વાળુપાણી કરવા
ઘરને ભેગું થવા સાદ પાડતી હરખાતી શેરી.
કારણ વગર હડિયાપટ્ટી કરતાં કૂતરાં-બિલાડાને
બે ઘડી જંપવા બેઉ હાથ જોડી કરગરતી શેરી.
સ્વપ્નોની મીઠી રજાઈમાં ગામ સઘળું જંપે
ત્યારે ચાંદની સંગે વાતોના તડાકા મારતી શેરી.
ઘમ્મર વલોણાનો ઘમ ઘમ કાને પડતાં જ
ખેતર જવા આળસ મરડી ઊભી થાતી શેરી.
ગાયોને ધણમાં વળાવી પાદરથી ઘર લગી
છાણના પોદરા વીણતી પાછી ફરતી શેરી.

– પ્રીતમ લખલાણી

તંત્રી

**કલાપી-તીર્થ લોકાર્પણ સમારોહ :**

ગુજરાતના લોકપ્રિય કવિ કલાપીની સ્મૃતિમાં 'કલાપી-તીર્થ' સંગ્રહાલયના નવનિર્મિત ભવનનો લોકાર્પણ સમારોહ તા. ૧૩ જૂન, ૨૦૦૫ના રોજ લાઠી ખાતે યોજાયો હતો.

**મીનળ દીક્ષિતનાં ત્રણ પુસ્કોનો વિમોચન-સમારંભ :**

જાણીતાં લેખિકા શ્રી મીનળ દીક્ષિત રચિત નવલિકાસંગ્રહ 'સ્વરરેખા', નવલકથા 'એક પછી એક' અને લેખસંગ્રહ 'સમય' એ ત્રણ પુસ્તકોનો વિમોચન-સમારંભ 'લેખિની'ના ઉપક્રમે તાજેતરમાં મુંબઈ ખાતે યોજાયો હતો.

**ગુજરાત દલિત સાહિત્ય અકાદમી દ્વારા યોજાયેલો પુસ્તકોના વિમોચનનો કાર્યક્રમ :**

તા. ૫ જૂન, ૨૦૦૫ના રોજ અમદાવાદ ખાતે ગુજરાત દલિત સાહિત્ય અકાદમીના ઉપક્રમે પુસ્તકોનો વિમોચન સમારંભ યોજાયો હતો.

**ગુજરાતી સાહિત્ય અકાદમીના ઉપક્રમે યોજાયેલો કાર્યક્રમ :**

ગુજરાતી સાહિત્ય અકાદમીના મહામંત્રી શ્રી વિપુલ કલ્યાણી લખી જણાવે છે કે અકાદમીની સાતમી ભાષા સાહિત્ય પરિષદ શનિવાર તા. ૩૦ એપ્રિલ અને ૧ મે, ૨૦૦૫ના રોજ યોજાઈ હતી. એનો વિગતવાર અહેવાલ મોકલતાં શ્રી લતા હિરાણીએ આ કાર્યક્રમની સફળતાનો નિર્દેશ કર્યો છે. એ જ રીતે 'ઓપિનિયન' સામયિકનો દશ વાર્ષિક કાર્યક્રમ તા. ૨૪ એપ્રિલ, ૨૦૦૫ના રોજ લંડન ખાતે યોજાયો હતો.



## સાભાર સ્વીકાર

**રન્નાદે પ્રકાશન** (૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧)**નાં :**

**ઊર્મિનું શિલ્પ :** લે. જલન માતરી, કિ. રૂ. ૨૦/-; **ઊઘડી આંખ બપોરે રણમાં :** લે. ઉપર મુજબ, કિ. રૂ. ૪૫/-; **મે આઇ...કમ ઇન, સર ? :** લે. ડૉ. કિરીટ વૈદ્ય, કિ. રૂ. ૮૦/-; **દાંત કાઢો, સ્માઇલ પ્લીઝ ! :** લે. ઉપર મુજબ, કિ. રૂ. ૧૧૫/-.

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય** (રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧)**નાં :**

**પરમહંસ શ્રી રામકૃષ્ણ :** લે. દુષ્યંત પંડ્યા, કિ. રૂ. ૧૦૦/-; **જગજ્જનની શારદાદેવી :** લે. ઉપર મુજબ, કિ. રૂ. ૯૦/-; **યતિરાજ વિવેકાનંદ :** લે. ઉપર મુજબ, કિ. રૂ. ૯૦/-.

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.** (૧-૨ અપર લેવલ, સેન્ચ્યુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬)**નાં :**

**રંગભૂમિ-૨૦૦૩ :** લે. ઉત્પલ ભાયાણી, કિ. રૂ. ૬૦/-; **કુસુમ કાપડિયા :** લે. નવીન વિભાકર, કિ. રૂ. ૧૦૦/-; **કેનોપનિષદ :** લે. ડૉ. મૃદુલા મારફતિયા, કિ. રૂ. ૩૦/-; **સાયલન્સ પ્લીઝ ! :** લે. ડૉ. આઈ. કે. વીજળીવાળા, કિ. રૂ. ૬૦/-; **પાંદડે પાંદડે મોતી :** સંકલન : મહેશ દવે, કિ રૂ. ૩૫/-; **બે દમ ચલમના :** લે. શબાબ કાયમી, કિ. રૂ. ૭૦/-; **તરકશ :** લે. જાવેદ અખ્તર, અનુ. રઈશ મનીઆર, કિ. રૂ. ૧૭૫/-.

# ૩૩. પરિવર્તન

– દુષ્યન્ત પંડ્યા

આંગ્લ કવિ શેક્સપિયરના હેમ્લેટની ભાગ્ય વિશેની ઉક્તિ જાણીતી છે. ભાગ્યમાં શું લખ્યું છે તે આપણે જાણતા નથી. ૧૯૬૪નું વર્ષ મારે માટે પરિવર્તન લાવનારું બન્યું. અગાઉના એક પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે યુસિસ પાસેથી મેં પુસ્તકો મંગાવ્યાં હતાં તે પુસ્તકો મોકલવાને બદલે એ સંસ્થાએ મને ટીચર ડિવલપમેંટ/એક્સચેન્જ માટેનું ફોર્મ મોકલાવ્યું હતું. મારી શાળાના સંચાલકોની અનુમતિથી મેં ત્રણચાર માસના ટીચર ડિવલપમેંટના કાર્યક્રમ માટે એ ફોર્મ ભરી મોકલાવ્યું હતું. જૂન કે જુલાઈમાં એ ફોર્મ મેં ભરીને ટપાલમાં રવાના કર્યું હતું.

એ સાલના સપ્ટેમ્બરની ૪થી તારીખે અમે રેડિયો પર ગુજરાતી સમાચાર સાંભળતાં હતાં. પ્રવક્તાએ ગુજરાતના ઉત્તમ શિક્ષક પુરસ્કાર જેમને એનાયત કરવામાં આવ્યા હતા તે પાંચ શિક્ષકોનાં નામની જાહેરાત કરી. એ પાંચમાં એક મારું નામ હતું. અમને સૌને એથી આનંદ થાય એ સ્વાભાવિક છે. બીજે દહાડે ગુજરાતનાં વર્તમાનપત્રોમાં પણ એ પાંચ નામ છપાયાં હતાં. મુ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો, મારા પીએચ.ડી.ના માર્ગદર્શકનો, અભિનંદન-પત્ર તરત જ ટપાલમાં મળતાં મારો આનંદ બેવડાયો હતો. એ અભિનંદન પાછળ આશીર્વાદ હતા. ગુમનામ ગુરુદયાળજી મલ્લિકે પણ એ જ રીતે અભિનંદન-આશીર્વાદ પાઠવ્યા હતા.

ગુજરાત રાજ્યની સ્થાપના થયા પછીના ગાળામાં, શ્રી લાલભાઈ દેસાઈની અધ્યક્ષતા હેઠળ ગુજરાત રાજ્ય માધ્યમિક શિક્ષણ સલાહકાર સમિતિની રચના કરવામાં આવી હતી. મુંબઈ રાજ્યમાં એસ.ટી.સી.ની પરીક્ષા લેવાતી. સને ૧૯૫૬માં સૌરાષ્ટ્ર મુંબઈમાં ભળતાં એ સમિતિના સભ્યપદે સૌરાષ્ટ્રમાંથી મારી પસંદગી કરવામાં આવી હતી. એ મહાદ્વિભાષી મુંબઈ રાજ્યમાંથી છૂટું પડીને ગુજરાતનું રાજ્ય અસ્તિત્વમાં આવતાં આખું તંત્ર નવેસરથી ગોઠવવાનું હતું. એ એસ.ટી.સી. પરીક્ષા નાબૂદ કરવામાં આવી અને મને આ લાલભાઈની અધ્યક્ષતાવાળી સમિતિના સભ્ય બનવાનું માન મળ્યું. એ સમિતિના સભ્યોમાં શ્રી હરભાઈ ત્રિવેદી, શ્રી ઝીણાભાઈ દેસાઈ, શ્રી ચંદ્રવદન શાહ, શ્રી જયંત આચાર્ય વ. હતા. કોઈ ડૉ. દેસાઈ ડેપ્યુટિ ડાઇરેક્ટર ઑવ એજ્યુકેશન હતા તે એ સમિતિના મંત્રી હતા. ડૉ. દેસાઈને ભાગે સરકારની અકર્મણ્યતાનો બચાવ કરવાનું જ કાર્ય આવતું. આમ છતાં, ગુજરાત રાજ્ય સ્થપાયું તે પછીનાં થોડાં વર્ષો સુધી તંત્રમાં તુમારશાહી અને તુમાખીશાહી ઓછાં પ્રવેશ્યાં હતાં. શ્રી હિતેન્દ્ર દેસાઈ અને શ્રીમતી ઇન્દુમતીબહેન શેઠ બેઉને હૈયે શિક્ષણનું હિત હતું. ગંદું, સત્તાની તાણ ખેંચતું રાજકારણ આરંભાયું ન હતું. સચિવાલય ત્યારે આજના સુરક્ષિત, બંધ ગઢ જેવું ન હતું. ત્યારે પુરસ્કાર માટેની પસંદગીમાં રાજકારણને મહત્ત્વ અપાતું ન હતું. કમસે કમ મને કોઈ રાજકારણીનું પીઠબળ ન હતું. રાજકર્તાઓના દિમાગને લોખંડી તાળાં ન હતાં.

અલબત્ત, સત્તા હોય ત્યાં સાઠમારી હોય જ. શ્રી મોરારજી દેસાઈની મહત્ત્વાકાંક્ષા ગુજરાતના સર્વેસર્વા ગણાવાની હતી અને, પોતાની પસંદગીની વ્યક્તિને ગુજરાતના મુખ્ય મંત્રીપદે બેસાડવાની હતી. એમને દુર્ભાગ્યે, શ્રી બળવંતરાય મહેતા ચૂંટણીમાં હાર પામ્યા અને ડૉ. જીવરાજ મહેતા ગુજરાતના મુખ્યમંત્રી બન્યા. એ મોરારજી દેસાઈની શેહ રાખે તેવા ન હતા. મોરારજીને એ કડવો ઘૂંટડો ગળે ઉતારવો ગમ્યો ન હતો. પછીથી બળવંતરાયને મુખ્યમંત્રી પદે સ્થાપીને

એ જંપ્યા હતા. પણ એમને દુર્ભાગ્યે, કામરાજ નાદરની મંડળીએ નહેરુના અવસાન પછી ભારતના મુખ્યમંત્રીને પદેથી એમને વંચિત રાખવામાં બે વાર ભાગ ભજવ્યો હતો. એમની એ મહત્ત્વાકાંક્ષા ઠેઠ ૧૯૭૭માં સંતોષાઈ પણ ત્યારે એ પોતે ઘણા વૃદ્ધ બની ગયા હતા અને એ પદે બેસવા માટે ઘણાં બધાં સાટાંદોઢાં કરવાં પડચાં હતાં. એમની જ આંગળી પકડી આગળ વધેલા ચીમનભાઈ પટેલ પૂરા સત્તાના – અને એના દ્વારા મળતા બીજા બધા જ લાભના – શોખીન હતા અને ગુજરાતના મુખ્યમંત્રી પદે બેસવા માટે અમણે એક કરતાં વધારે વાર ગુલાંટ પણ મારી હતી. પણ આ વરવું રાજકારણ હજી થોડું આઘું હતું.

આ રાજકારણે શિક્ષણના સાચા હિતને કેટલું તો પાછળ નાખી દીધું છે તે ડૉ. ઝાકિરહુસેનને પૂછેલા પ્રશ્નના એમણે વ્યથાપૂર્ણ સ્વરે આપેલા ઉત્તરમાં પ્રતિબિંબિત થાય છે. ૧૯૬૪ના નવેમ્બરમાં શિક્ષક પારિતોષિકના સમારંભ માટે મારે દિલ્હી જવાનું થયું હતું. મારાં અને, મારા સાથી પુરસ્કૃત શિક્ષકોનાં, એ સદ્ભાગ્ય હતાં કે અમને પુરસ્કાર પ્રદાન કરનાર રાષ્ટ્રપતિ જગતના ઉત્તમ શિક્ષકોમાંના એક, ડૉ. રાધાકૃષ્ણન્ હતા. એમને અવસ્થા વરતાતી હતી. પરંતુ, એમની વાણીમાં એ જ પ્રેરક જોમ હતું. ડૉ. ઝાકિરહુસેન ઉપરાષ્ટ્રપતિ હતા અને એમણે અમને સૌને પોતાને ત્યાં ચાપાણી માટે નિમંત્ર્યા હતા. એ સમયે આપણા આ સૌ મહાપુરુષોનો મોભો બ્લેક કેટ કમાંડોના લશ્કરની સંખ્યાથી મપાતો ન હતો અને ડૉ. ઝાકિરહુસેન અમારી સૌની સાથે છૂટથી હળતામળતા હતા. અમે ગુજરાતી શિક્ષકો હતા ત્યાં એ આવ્યા અને અમારી સાથે વાતો કરવા લાગ્યા. મેં એમને પ્રશ્ન કર્યો : રાજકારણમાં પંચશીલ છે, આર્થિક નીતિમાં પંચવર્ષીય યોજના છે તેવું દેશના શિક્ષણની નીતિ વિશે કશું છે ખરું ? મારી સામે એ તાકી રહ્યા. પછી મારે ખભે હાથ મૂકી, વ્યથાપૂર્ણ સ્વરે એ બોલ્યા : 'જેણ્ટલમન, ડોણ્ટ આસ્ક ધેટ ક્વેશ્ચન.' અને પછી મૂંગા બની ગયા. એ મહાન શિક્ષણશાસ્ત્રીના વ્યથિત ચહેરાની આકૃતિ મારા ચિત્ત પરથી ભૂંસાઈ નથી. શિક્ષણની આજની અવદશા જોવા એ જીવતા નથી રહ્યા તેટલા એમને નસીબદાર ગણવા પડે.

નવેમ્બરની જે તારીખે મારે દિલ્હીમાં રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણન્‌ને શુભ હસ્તે શિક્ષક પુરસ્કાર લેવાનો હતો તે જ દિવસે મુંબઈની યુસેફીની ઓફિસનાં અધ્યક્ષ ડૉ. સીતા પુવૈયાએ મને રૂબરૂ મુલાકાત માટે બોલાવ્યો હતો. એ મુલાકાત એક અઠવાડિયું આઘી ઠેલવાની મારી વિનંતી એમણે ન સ્વીકારી પણ, એ મુલાકાત ચાર દહાડા પાછળ – એમના એ મુલાકાતોના કાર્યક્રમને છેલ્લે દહાડે – ઠેલવાની કૃપા એમણે કરી. મને એમણે સવારે ૧૧નો સમય આપ્યો હતો. વળતા પત્રમાં મેં જણાવ્યું હતું કે, દિલ્હીથી તે જ સવારે આવતી ગાડીમાં હું મુંબઈ પહોંચીશ. ગાડી વહેલીમોડી થાય તો હું સમયસર ન પહોંચી શકું તેવું બને. અને તેવું બન્યું પણ ખરું. હું અગ્યારમાં પાંચે ત્યાં પહોંચવાને બદલે અગ્યાર ને પાંચે પહોંચ્યો પણ તે રેલગાડી મોડી હોવાને કારણે નહીં પરંતુ, એમની ઓફિસે પહોંચવા માટેના રસ્તાની 'વન વે'ની ભુલભુલામણીને કારણે ને પાંચ-દસ મિનિટ પછી મળ્યા ત્યારે કહે, 'હવે હું તને છેલ્લે બોલાવીશ. તારું લંચબંચ લઈને નિરાંતે એક વાગ્યે આવ.'

હું એ પ્રમાણે એમની ચેમ્બરમાં ગયો. સીતાબહેન હતાં, કોઈ અમેરિકન ગૃહસ્થ હતા તથા બીજા કોઈ ભારતીય સજ્જન હતા. એ બંને મને મોકલાવેલ ફૉર્મમાંની વિગતો જોતા હતા. ડૉ. સીતા પુવૈયાએ એ વિગતો જોઈ લીધી હતી. બીજું કશું પૂછવાને બદલે મને એમણે પ્રશ્ન કર્યો :

"તમે ટીચર ડિવલપ્મેંટ પ્રોગ્રામ માટે જવાનું ફૉર્મ ભર્યું છે પરંતુ, તમારી પસંદગી અમે ટીચર એક્સચેન્જ પ્રોગ્રામ હેઠળ કરીએ તો એ તમને ગમશે ?"

આ કાર્યક્રમ હેઠળ અમેરિકામાં કોઈ નાનામોટા સ્થળે પૂરું એક શૈક્ષણિક વર્ષ રહેવાનું થાય. એટલા

લાંબા સમય માટે ઘર લઈને જ રહેવું પડે અને ઘર માંડવું એટલે ચા કરવી, રાંધવું, સફાઈ કરવી, કપડાં ધોવાં... આ બધું આવવાનું. આમાંનું કોઈ પણ કામ મને ફાવતું ન હતું તેમ ન હતું પરંતુ, પૂરા દસ મહિના માટે એ કરવાનું હતું. રોજ સવારે શાળાએ જવા માટે પોણા આઠ વાગ્યે તૈયાર થઈ જ જવું પડે. એની પહેલાં આ બધાં કાર્યો આટોપવાનાં. એ સર્વ કામ માટે, ઓછામાં ઓછા બે કલાક પૂરા ફાળવવા પડે. પ્રાર્થના, ચાનાસ્તો તથા દાઢી, નહાવાનું વ. પતાવતાં ઓછામાં ઓછો બીજો પોણો કલાક મને લાગે. રોજરોજ કંઈ વેઠ કરી શકાય નહીં. એટલે મારે બ્રાહ્મમુહૂર્તે જ ઊઠવાનું રાખવું પડે. આ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવાનો એક જ રસ્તો મને સૂઝ્યો : મારી પત્ની, પુષ્પા મારી સાથે આવી શકે ખરી ? મેં એમની આ ઑફર માટે એમનો આભાર માની બેત્રણ મૂંઝવણો રજૂ કરી :

....મને ત્યાં શો પગાર મળશે ?

....મારી પત્નીને મારી સાથે લઈ જઈ શકાય ?

....જો લઈ જઈ શકાય તો મુસેફી મને એ બાબત સહાય કરે ખરી ?

ડૉ. સીતાબહેન પુવૈયાએ મને ઉત્તરમાં જણાવ્યું કે, મારા જેટલી શૈક્ષણિક લાયકાત ધરાવતા અમેરિકન શિક્ષકને મળતો પગાર જ મને મળશે; મારાં પત્નીને હું ખુશીથી સાથે લઈ જઈ શકું છું અને, મને મળવાના પગારની રકમમાંથી પૂરા કુટુંબનો નિર્વાહ થઈ શકે તો એને લઈ જવાથી મને આર્થિક તાણ જરાય અનુભવવી નહીં પડે; અને, મારી પત્નીનો વિઝા મેળવવામાં એ સહાયરૂપ થશે તથા પ્રવાસ વેળા પણ સહાયરૂપ થશે, અલબત્ત, એની ટિકિટનો ખર્ચ અમારે ભોગવવાનો રહેશે, જે વાત પૂરી વાજબી હતી.

મારા અમેરિકા ગયા વિશે, ત્યાંના શિક્ષણના મને થયેલા અનુભવો વિશે તથા ત્યાં તેમજ ઇંગ્લૅન્ડમાં જોયેલાં કેટલાંક સ્થળો વિશે 'કોલંબસને કેડે' નામના મારા પુસ્તકમાં મેં લખ્યું છે એટલે એને હું અહીં દોહરાવતો નથી. પરંતુ, આજે ગુજરાતમાં બધી યુનિવર્સિટીઓ માટે એક કાયદો કરી બધી યુનિવર્સિટીઓને એક લાકડીએ હાંકવાની જોરદાર તૈયારી થઈ રહી છે ત્યારે, ત્યાંના શિક્ષણના પૂર્વપ્રાથમિકથી ઉચ્ચતર શિક્ષણનાં તમામ સોપાનોમાં કેટલું સ્વાતંત્ર્ય અને વૈવિધ્ય પ્રવર્તે છે તેની પર ભાર દીધા વિના રહી શકતો નથી.

ત્યાંની જ પ્રસિદ્ધ નહીં, જગપ્રસિદ્ધ, હાર્વર્ડ યુનિવર્સિટી વિશેની બેએક બાબતો જ જોઈએ. હાર્વર્ડના અધ્યક્ષની નિમણૂક મેસેચ્યૂસેટ્સ રાજ્યની રાજ્ય સરકાર કે વૉશિંગ્ટનની કેન્દ્રસ્થ સરકાર કરતી નથી અને, એ અધ્યક્ષને એ સરકારો હટાવી શકતી નથી. સને ૧૮૬૯થી ૧૯૦૯ સુધી, પૂરાં ચાળીસ વર્ષ સુધી આ યુનિવર્સિટીને અધ્યક્ષપદે રહી ચાર્લ્સ એલિયટે હાર્વર્ડના ઘડતરમાં અસાધારણ પ્રદાન કર્યું છે. આપણી યુનિવર્સિટીઓ મૅનેજમેન્ટની કૉલેજો હમણાંથી ખોલતી થઈ છે ત્યારે, હાર્વર્ડની બિઝનિસ સ્કૂલની સ્થાપના ૧૯૦૮માં આ એલિયટે કરેલી, આજથી લગભગ સો વરસ પહેલાં. ચાર્લ્સ એલિયટ પછી, ૧૯૦૯થી ૧૯૩૩ સુધી, હાર્વર્ડ યુનિવર્સિટીના અધ્યક્ષપદે બે. લૉરેન્સ લોવેલ રહ્યા હતા અને; ૧૯૩૩થી ૧૯૫૩ સુધી જેમ્સ કોનાણ્ટે અધ્યક્ષપદ સંભાળ્યું હતું. આ ચોર્યાશી વર્ષોના ગાળા દરમિયાન એ ત્રણ મહાન શિક્ષણશાસ્ત્રીઓએ કરેલી સંગીન સેવાને કારણે એ યુનિવર્સિટી જગતની પ્રથમ યુનિવર્સિટી બની શકી છે. એ યુનિવર્સિટીએ અમેરિકાને અર્ધો ડઝન રાષ્ટ્રપતિઓ અને, ખૂબ મોટી સંખ્યામાં રાષ્ટ્રપતિના સલાહકારો – મંત્રીઓ આપ્યા છે. ત્યાંના અધ્યાપકો ગાઇડો લખતા નથી. મૌલિક ચિંતનના ગ્રંથો લખે છે. યુનિવર્સિટીમાં નોબેલ પુરસ્કારપ્રાપ્ત પ્રાધ્યાપકો કેટલા છે તે યુનિવર્સિટીની મહત્તા આંકવાનો એક ગજ ત્યાં લેખવામાં આવે છે. એ યુનિવર્સિટીને ત્યાંની સરકાર અનુદાન આપે જ છે. પણ, સરકારી અંકુશથી એ કેટલી મુક્ત છે તે એક કિસ્સા પરથી જાણવા મળે છે.

૧૯૮૬માં હાર્વર્ડ યુનિવર્સિટીને સાડા ત્રણસો વર્ષ પૂરાં થતાં હતાં અને, તે સમયના અધ્યક્ષ ડેરેક બોકે એની યોગ્ય ઉજવણી કરવા આયોજન કર્યું હતું. કેટલાય ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ એ પ્રસંગે ભાગ લેવા આવ્યા હતા અને એમાંના ઘણા પોતે અભ્યાસકાળે જે હોસ્ટેલરૂમમાં રહેતા હતા તેમાં જ પાછા રહ્યા હતા. એ ભૂતપૂર્વ વિદ્યાર્થી સમુદાયે પાંત્રીસ મિલિયન-સાડાત્રણ કરોડ-ડૉલરનું ભંડોળ એ જૂના વિદ્યાર્થીગણે સંસ્થાને અર્પણ કર્યું હતું.

આપણું શિક્ષણ સમગ્રપણે રાજકારણથી અને રાજકારણીઓથી દબાયેલું-ચંપાયેલું બની ગયું છે ત્યારે, હાર્વર્ડ એમ.આઈ.ટી. અને અમેરિકન શિક્ષણ એ ઝેરી અસરથી મુક્ત છે. હાર્વર્ડ યુનિવર્સિટીએ ૧૯૮૬માં ૩૫૭ વર્ષ પૂરાં કર્યાંના પ્રસંગે, તત્કાલીન અમેરિકન પ્રમુખ રીગન તરફથી એ યુનિવર્સિટીને સૂચન કરવામાં આવ્યું : હાર્વર્ડ યુનિવર્સિટી આ પ્રસંગે અમેરિકાના રાષ્ટ્રપતિને ડી.લિટ્.ની માનદ ડિગ્રી અર્પણ કરે. આપણા તત્કાલીન વડા પ્રધાન રાજીવ ગાંધીની પણ એવી ઇચ્છા હતી. હાર્વર્ડ યુનિવર્સિટીના અધ્યક્ષ ડેરેક બોકે વિવેકપૂર્વક પણ મક્કમતાપૂર્વક એ બંને મહાનુભાવોને ના પાડી નારાજ કર્યા હતા. આપણી કોઈ પણ યુનિવર્સિટીનો કોઈ પણ વાઇસ ચેન્સલર આવું પગલું ભરવાની કલ્પના પણ કરી શકશે નહીં તેની ખાતરી છે કારણ, આપણા વાઇસ ચેન્સલરો મંત્રીઓની, સચિવોની અને સચિવાલયોની કઠપૂતળીઓ છે.

આ વાત આટલેથી જ પૂરી નથી થતી, હાર્વર્ડના એ ઉત્સવની ઉજવણીમાં અધ્યક્ષ બનવાનું નિમંત્રણ ઠરડાયેલા રીગને ન સ્વીકાર્યું. એ સમયના યુએસએના શિક્ષણમંત્રીએ એ સ્થાન સંભાળ્યું અને, હાર્વર્ડમાં જઈ, એ પ્રસંગે આપેલા પોતાના પ્રવચનમાં એણે અમેરિકન ઉચ્ચ શિક્ષણના અને હાર્વર્ડના દોષો પર નુકતેચીની કરી. સમાપન પ્રવચનમાં ડેરેક બોકે કહ્યું કે, કોઈ વ્યક્તિ કે સંસ્થા પરિપૂર્ણ હોઈ શકે નહીં એટલે, અમેરિકાના ઉચ્ચ શિક્ષણમાં કે હાર્વર્ડમાં અપાતા શિક્ષણમાં સુધારણાને અવકાશ છે જ અને બંનેમાં સતત સુધારાવધારા થતા રહે જ છે. દુનિયાભરના દેશોમાં અમેરિકન યુનિવર્સિટીઓમાંની અને હાર્વર્ડમાંની મોટી વિદ્યાર્થી સંખ્યા આકર્ષાય છે તે એની ઉચ્ચ ગુણવત્તાને અને, એને ઉચ્ચતર બનાવવાના સઘન પ્રયત્નને કારણે છે. દેશના શિક્ષણમંત્રીને આવું સ્પષ્ટ સંભળાવવાની હિમ્મત કહ્યાગરા કંથ જેવો આપણે કોઈ વાઇસ ચેન્સલર દાખવી નહીં શકે. પૂર્ણપણે સરકારી અંકુશ હેઠળ આવી ગયેલું હોવાથી આપણું શિક્ષણ જરાય અસરકારી નથી રહ્યું. શાળા-પ્રવેશોત્સવ કે સરસ્વતી-વંદનાનાં નાટકોથી, 'પાપકાઓ'એ તૈયાર કરેલા ઢંગધડા વગરના અભ્યાસક્રમોથી અને પ્રવર્તમાન સરકારનાં પૂર્વગ્રહયુક્ત પાઠ્યપુસ્તકોથી શિક્ષણનું સ્તર ઊંચું આવવાનું નથી. વિનોબાજીએ સાચું જ કહ્યું છે કે જે અ-સરકારી તે જ અસરકારી.

નોંધ : ડેરેક બોક સાથેના અમેરિકન શિક્ષણમંત્રીના વિવાદની વાત વર્તમાનપત્રોમાં અને 'સ્પેન'માં વાંચી, એમને પત્ર લખી, એ માન. મંત્રીશ્રીનું અને બોકનું, એ બેય પ્રવચનો મેં મંગાવેલાં. બંનેની નકલો મોકલવાની કૃપા એમણે કરી હતી.



## સાભાર સ્વીકાર

**રંગદ્વાર પ્રકાશન** (૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદા સાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯)**નાં :**

**ક્યાં છે અર્જુન :** લે. રઘુવીર ચૌધરી, કિ. રૂ. ૮૦/-; **અમેરિકા પ્રવેશ :** લે. દૃષ્ટિ પટેલ, સુજાતા મહેતા, કિ. રૂ. ૧૦૦/-; **અમેરિકા વિશે :** લે. રઘુવીર ચૌધરી, કિ. રૂ. ૧૨૦/-.

# મહાભારતનો મહાસંહાર : જવાબદાર કોણ ?

– દિનકર જોષી

એક રીતે જોઈએ તો રામાયણ અને મહાભારત એ બંને ગ્રંથો યુદ્ધકથાઓ જ છે. રામ અને રાવણ વચ્ચેનું અથવા પાંડવો અને કૌરવો વચ્ચેનું કુરુક્ષેત્રનું યુદ્ધ એ સમગ્ર કથાનકોનો સરવાળો છે. અન્ય પૂર્વવર્તી ઘટનાઓ ધીમે ધીમે આ યુદ્ધ તરફ દોરી જતી પરિસ્થિતિનું જ નિર્માણ કરતી રહી છે. આ બે મુખ્ય યુદ્ધો ઉપરાંત બંને ગ્રંથોમાં બીજાં સંખ્યાબંધ યુદ્ધોની ઉપકથાઓ પણ છે. રામાયણમાં યુદ્ધકાંડ સહુથી વધુ વિસ્તૃત છે. એ જ રીતે મહાભારતમાં યુદ્ધને લગતાં પર્વો કદાચ અર્ધાથીય વિશેષ પૃષ્ઠો રોકે છે. આ બંને યુદ્ધોમાં કુલ કેટલી જનહાનિ થઈ હશે એ વિશે મહાભારત પૂરતો વિવાદને અવકાશ નથી પણ રામાયણ વિશે કશું ચોકસાઈથી કહી શકાય એમ નથી. કુરુક્ષેત્રના મેદાનમાં યુદ્ધાર્થે કુલ અઢાર અક્ષૌહિણી સૈન્ય એકત્રિત થયું હતું અને યુદ્ધને અંતે કૌરવ પક્ષે ત્રણ અને પાંડવ પક્ષે છ એમ કુલ મળીને નવ યોદ્ધાઓ જ જીવિત રહ્યા હતા. એટલું તદ્દન સ્પષ્ટતાથી ગ્રંથકાર મહર્ષિ વ્યાસે આલેખ્યું છે. રામ-રાવણના મહાયુદ્ધમાં કુલ કેટલી જનહાનિ થઈ હશે એની સંખ્યા કલ્પનાનો વિષય છે. રામાયણના રચયિતા વાલ્મીકિએ ક્યાંય આવી સ્પષ્ટતા કરી નથી. આમ છતાં મૃતકોનો ઉલ્લેખ કરતી વખતે લક્ષ અને કોટિ આ બંને શબ્દો એકથી વધુ વાર પ્રયોજાયા છે એને પ્રમાણ માનીએ તો આ સંખ્યા પણ કંઈ નાનીસૂની નહિ હોય એમ લાગે છે. કુરુક્ષેત્રના યુદ્ધની અઢાર અક્ષૌહિણી સંખ્યાને જો સ્વીકારીએ તો આજની પરિભાષામાં આ આંકડો લગભગ સુડતાળીસ લાખનો થવા જાય છે. આ સુડતાળીસ લાખની સંખ્યા સવારથી સાંજ સુધી યુદ્ધમાં રોકાયેલી હોય ત્યારે એની રોજિંદી આનુષંગિક જરૂરિયાતો જેવી કે ખોરાક, શસ્ત્રોની મરમ્મત, વૈદકીય સારવાર વગેરે માટે પણ બીજા લાખો માણસોની જરૂર પડે. એ જ રીતે, રામાયણના પેલા લક્ષ કે કોટિ શબ્દ માટે પણ કહી શકાય. એવું લાગે છે કે સંખ્યાની આ સચ્ચાઈ ચકાસવા જેવી નથી. આપણે આજે પણ વહેવારમાં જે રીતે કોઈને વાતવાતમાં કહીએ છીએ કે – 'મેં તને આ વાત હજાર વાર કહી છે' ત્યારે હજારની સંખ્યા ગાણિતિક ચોકસાઈથી અભિપ્રેત નથી પણ એની અર્થચ્છાયા માત્ર એટલી જ છે કે આ વાત વારંવાર કહેવામાં આવી છે. આ વારંવાર એટલે બહુ બહુ તો પાંચ, દશ કે વીસ વાર. દશ, વીસની આ સંખ્યાને ભારપૂર્વક કહેવા માટે આપણે એને હજારમાં પરિવર્તિત કરીએ દઈએ છીએ. એવું જ કંઈક આ અઢાર અક્ષૌહિણી કે પેલા લક્ષ અને કોટિ શબ્દ માટે થયું હોવું જોઈએ. જો આ તર્ક ન સ્વીકારીએ તો પહેલો જ સવાલ એ પેદા થાય કે આટલી મોટી સંખ્યાને એકત્રિત થઈને પરસ્પર લડવા માટે આવડું મોટું મેદાન શી રીતે મળે ? આને માટે મેદાન નહિ પણ હજારો વર્ગમાઈલની ખુલ્લી જમીન જોઈએ. એ ક્યારેય ઉપલબ્ધ થઈ શકે નહિ. આમ છતાં એટલું અવશ્ય ખાતરીપૂર્વક કહી શકાય કે આ બંને યુદ્ધોમાં તત્કાલીન યુગના યુદ્ધોના પ્રમાણમાં અવશ્ય મહાસંહાર થયો હોવો જોઈએ. જે રીતે આપણે આપણા વર્તમાન ઇતિહાસમાં ઈ.સ. ૧૯૧૪-૧૮ના યુદ્ધને પહેલું વિશ્વયુદ્ધ અને ૧૯૩૯-૪૫ના મહાયુદ્ધને બીજું વિશ્વયુદ્ધ કહીએ છીએ એનો અર્થ એવો નથી કે વીસમી સદીમાં આ બે સિવાય બીજાં યુદ્ધો થયાં જ નથી. યુદ્ધ ચાલુ ન હોય એવો એકેય દિવસ પૃથ્વી પર ઊગ્યો કે આથમ્યો નથી અને છતાં યુદ્ધ શબ્દ કાને પડે છે ત્યારે આ બે વિશ્વયુદ્ધોની યાદ જ તાજી થતી હોય છે.

યુદ્ધો સમાપ્ત થઈ જાય એ પછી આવા સંહાર

માટે જેઓ જવાબદાર હોય એમને યુદ્ધ-ગુનેગારો ગણીને વિજેતાઓ દ્વારા કાર્યવાહી થતી હોય છે. બીજા વિશ્વયુદ્ધને અંતે આપણે હિટલર, મુસોલિની કે જનરલ ટોજોને યુદ્ધ-ગુનેગારો ગણ્યા હતા. આ ત્રણેય પરાજિતો હતા. આ અગાઉ નેપોલિયનને પણ યુદ્ધ-ગુનેગાર ગણવામાં આવ્યો હતો. વીસમી સદીના યુદ્ધોના ઇતિહાસનો જેઓએ અભ્યાસ કર્યો છે તેઓએ બીજા વિશ્વયુદ્ધના અપરાધી તરીકે, જર્મનીના હિટલર કરતાંય વિશેષ પહેલા યુદ્ધના વિજેતાઓને ગણ્યા છે. પહેલા વિશ્વયુદ્ધને અંતે વર્સેલ્સ મુકામે પરાજિતોએ વિજયી રાષ્ટ્રોની શરણાગતિ સ્વીકારી અને વિજેતાઓએ સંધિના નામે આ પરાજિત રાષ્ટ્રો, મુખ્યત્વે જર્મની ઉપર જે શરતો લાદી એ એવી સખત હતી કે કોઈ રાષ્ટ્ર કે કોઈ પ્રજા એનો અમલ કરી શકે જ નહિ. અપમાનિત પ્રજા અંદરથી તો ધૂંધવાતી હોય જ એટલે આ ધૂંધવાટનો તણખો ક્યાંક ને ક્યાંક, ક્યારેક ને ક્યારેક ભડકો થયા વિના રહે જ નહિ. એટલે ખરું કહીએ તો બીજા મહાયુદ્ધના મુખ્ય યુદ્ધ-ગુનેગાર તરીકે હિટલરને નહિ પણ વર્સેલ્સના સંધિ કરારની શરતો લાદનારા પ્રથમ વિશ્વયુદ્ધના વિજેતાઓને ગણવા જોઈએ. એમણે કાયમી વિશ્વશાંતિને લક્ષમાં રાખીને નહિ પણ પોતાના કે બહુ બહુ તો પોતના રાષ્ટ્રના હિત કે અહંકારને જ લક્ષમાં રાખ્યાં હતાં. આવી સંકુચિત વિભાવના ભવિષ્યનાં મહાયુદ્ધોને રોકી શકે નહિ.

બરાબર એ જ રીતે, રામાયણ કે મહાભારતના મહાસંહાર માટે મુખ્યત્વે જવાબદાર કોને કહી શકાય એવો સવાલ જો કોઈને આપણે પૂછીએ તો ઉત્તરદાતા એક ક્ષણનાય વિલંબ વિના આંખ મીંચીને કદાચ કહી દેશે – રામાયણ પૂરતો રાવણ અને મહાભારત પૂરતો દુર્યોધન ! દેખીતી રીતે વાત ખોટી નથી. રાવણે જો સીતાનું અપહરણ કર્યું ન હોત અથવા અપહરણ કર્યા પછી પણ રામના કહેણને સ્વીકારીને સીતાની પાછી સોંપણી કરી દીધી હોત તો યુદ્ધ અવશ્ય નિવારી શકાયું હોત. એ જ રીતે, દુર્યોધને પણ ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય પાંડવોને પાછું સોંપી દીધું હોત અથવા ઓછામાં ઓછું કૃષ્ણના દૂતકર્મને લક્ષમાં રાખીને પાંચ ગામો પણ આપ્યાં હોત તો કુરુક્ષેત્રનો મહાસંહાર નિવારી શકાયો હોત ! આમ કહી દેવું બહુ સહેલું છે પણ તદ્દન ઉપરછલ્લું છે.

જો અને તોની વાત કરીએ તો આ બંને ગ્રંથોની કેટલીય ઘટનાઓનો ઉલ્લેખ કરી શકાય એમ છે. સીતાએ કાંચનમૃગ માટે આગ્રહ ન કર્યો હોત તો ? સીતાના કહેવા છતાં લક્ષ્મણ રામની પાછળ ન ગયા હોત તો ? કૈકેયીની વાત દશરથે ન સ્વીકારી હોત તો ? સીતાની વાત માનીને રામ દંડકારણ્યમાં પ્રવેશ્યા જ ન હોત તો ? – આવું ઘણું કહી શકાય એમ છે. એ જ રીતે, મહાભારતના મહાસંહાર વિશે પણ કહેવું હોય તો કહી શકાય કે દુર્યોધનના જન્મ વખતે અમંગળ એંધાણીઓ જોઈને વિદુરે એનો ત્યાગ કરવાનું રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું હતું એ વાત એમણે સ્વીકારી લીધી હોત તો ? દ્રોણાચાર્ય માત્ર એક ગાય લેવા માટે દ્રુપદ પાસે ગયા હતા અને દ્રુપદે એમને અપમાનિત કરવાને બદલે એક ગાય આપી દીધી હોત તો ? રાજા પ્રતીપે ગંગાની શરતોનો સ્વીકાર કરીને લગ્ન જ ન કર્યાં હોત તો ? – આમ આવા જો અને તો આ બંને ગ્રંથોમાં સંખ્યાબંધ પેદા કરી શકાય એમ છે પણ આપણે આ લેખમાં આવા અધકચરા જો અને તોની વાત નથી કરવી. ખરું કહીએ તો અહીં રામાયણના યુદ્ધ-ગુનેગારને પ્રસ્થાપિત કરવાનો કોઈ ઉપક્રમ નથી રાખ્યો. અહીં તો આપણે મહાભારતના મહાસંહાર માટે જેમને મુખ્યત્વે જવાબદાર ઠેરવી શકાય એવા બે કે બહુ બહુ તો ત્રણ પાત્રોની થોડીક વિગતે વાત કરવી છે. આ જવાબદારી એમના શિર ઉપર ભલે પ્રત્યક્ષ રીતે મૂકી ન શકાય પણ સહેજ ઊંડા ઊતરીને ઝીણવટથી જોઈએ તો એટલું સ્વીકાર્યા વિના ચાલે જ નહિ કે મહાયુદ્ધ તરફ દોરી જનારી તમામ ઘટનાઓના મુખ્ય સૂત્રધારો આ પાત્રોનાં વર્તનો જ રહ્યાં હતાં.

પિતા રાજા શાંતનુને નિષાદરાજની પુત્રી યોજનગંધા ઉર્ફે સત્યવતી સાથે પરણાવવા માટે કુમાર દેવવ્રત પ્રતિજ્ઞાબદ્ધ થયા હતા. કુમાર દેવવ્રત યુવરાજ પદે હતા. પિતા શાંતનુ પછી સિંહાસનના ઉત્તરાધિકારી હતા. નિષાદરાજે એવી પૂર્વશરત રાખી હતી કે પોતાની પુત્રી રાજા શાંતનુ વેરે લગ્ન કરે તો જે સંતતિ થાય એ જ રાજા બને. કુમાર દેવવ્રતે આ શરતનો સ્વીકાર કર્યો. પોતાના યુવરાજપદનો ત્યાગ કરવાની સ્વૈચ્છિક કબૂલાત આપી. આ પછી નિષાદરાજે વધારે દીર્ઘદૃષ્ટિ ઠેરવીને એવું કહ્યું છે કે કુમાર દેવવ્રત પોતાની વ્યક્તિગત પ્રતિજ્ઞાને કારણે ભલે રાજા ન બને અને સત્યવતીનો સંભવિત પુત્ર સિંહાસન પર આરૂઢ થાય પણ ભવિષ્યમાં દેવવ્રતનાં સંતાનો જ્યારે આ ગોઠવણ જાણે ત્યારે એમને તો જરૂર અસંતોષ થાય અને આ સંતાનો સિંહાસન ઉપર પોતાના પિતાનો અધિકાર હતો એવા દાવા સાથે અવશ્ય સંઘર્ષ પેદા કરી શકે. નિષાદરાજ આ સંભવિત સંઘર્ષ પણ નિવારવા માગતો હતો. પોતાની પુત્રીના સંતાન માટે આ નિષ્કંટક રાજ્ય ચાહતો હતો. આમાં એની ખેવના પોતાના દોહિત્રોના કલ્યાણે પૂરતી જ હતી એ તો સ્વયં સ્પષ્ટ છે. કુમાર દેવવ્રતે નિષાદરાજની આ મૂંઝવણનો પણ ઉકેલ કર્યો. એણે આજીવન બ્રહ્મચર્ય વ્રતની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી અને આમ એ દેવવ્રત મટીને ભીષ્મ બન્યા. બ્રહ્મચર્ય વ્રતની આ પ્રતિજ્ઞા પાછળનો હેતુ સંતતિ પેદા નહિ કરવાનો હતો અને સંતતિ પેદા નહિ કરવાનો હેતુ સત્યવતીના પુત્રને હસ્તિનાપુરનું રાજ્ય સદૈવ સદાકાળ પ્રાપ્ત થાય, એટલું જ નહિ એ પછી પણ એનાં જ સંતાનો હસ્તિનાપુરનું સામ્રાજ્ય ભોગવે. ભીષ્મનાં કોઈ સંતાનો હોય જ નહિ એટલે સત્યવતીનાં સંતાનોને ક્યારેય મુશ્કેલી પેદા જ ન થાય એવો જ હતો.

કાળક્રમે સત્યવતીને પુત્રો તો જન્મ્યા પણ એક પુત્ર અકાળે અવસાન પામ્યો, બીજો સિંહાસનારૂઢ તો થયો અને બે પત્નીઓ સાથે એણે સંસાર પણ માંડયો પણ દુર્ભાગ્યે નિઃસંતાન જ મરણ પામ્યો. આમ સત્યવતીના જે પુત્રોના કલ્યાણ માટે ભીષ્મ બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞાથી બંધાયા હતા એ પ્રતિજ્ઞા હવે નિરર્થક થઈ જતી હતી અથવા એ પ્રતિજ્ઞાનો હવે અંત આવી જતો હતો. હસ્તિનાપુરનું રાજ્ય હવે રાજાવિહોણું થઈ ગયું હતું. માતા સત્યવતીએ પુત્ર ભીષ્મને પોતાની પૂર્વપ્રતિજ્ઞાની વ્યર્થતા સમજાવી પણ ખરી એટલું જ નહિ, કુરુવંશના આ સિંહાસનને સંભાળીને રાજ્યનું શાસન કરવું, એટલું જ નહિ પુત્રને પણ પેદા કરવો એ એનો ધર્મ છે એવું પણ સમજાવ્યું હતું. ભીષ્મ આનો સ્વીકાર કરતા નથી. પોતે લીધેલી પ્રતિજ્ઞાના શબ્દાર્થને એ વળગી રહે છે. શબ્દોને સંબંધ છે ત્યાંસુધી એમણે આજીવન બ્રહ્મચર્યનું પાલન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી એ અવશ્ય સત્ય હતું. પણ એ શબ્દો પાછળના હેતુને જો લક્ષમાં લઈએ તો એ હેતુ હવે સંપૂર્ણતઃ નાશ પામ્યો હતો. પુત્રધર્મ, કુળધર્મ, રાજ્યધર્મ આ બધા અભિગમોને લક્ષમાં લેતાં હવે ભીષ્મનો ધર્મ જ જૂની પ્રતિજ્ઞાનો ત્યાગ કરીને સિંહાસન સંભાળી લેવાનો હતો. એટલું જ નહિ, કુરુવંશના સાતત્યને અસ્ખલિત રાખીને પિતૃઋણ સંપન્ન કરવું એ પણ હવે આ બદલાયેલી પરિસ્થિતિમાં એમનો ધર્મ હતો. ભીષ્મે માતા સત્યવતીના આગ્રહ છતાં આમ ન કર્યું.

નિયોગ પદ્ધતિથી પુત્ર મેળવવા એ મહાભારતકાલીન સમાજની સ્વીકૃત પરંપરા હતી. માતા સત્યવતીએ પુત્ર ભીષ્મને એવી પણ વિનંતિ કરી છે કે ભીષ્મ આ ધર્મસંકટમાંથી કુરુકુળને ઉગારી લેવા માટે મૃત્યુ પામેલા પોતાના નાના ભાઈની વિધવા પત્નીઓ સાથે એક વાર દૈહિક સંબંધ પ્રસ્થાપિત કરીને રાજ્યને એનો ઉત્તરાધિકારી આપે. ભીષ્મે આ વાતનો પણ સ્વીકાર કર્યો નહિ. ફળસ્વરૂપે વ્યાસની સહાયથી કુરુકુળે એનું સાતત્ય તો જાળવ્યું પણ એમાં હવે કુરુવંશ મુદ્દલ રહ્યો નહોતો. આમ ભીષ્મના આ વર્તનને કારણે જ જે સંતતિ પેદા થઈ એ સંતતિમાં કાળાંતરે સંઘર્ષ પેદા થયો. આ

સંઘર્ષનો અંત મહાસંહારમાં આવ્યો. ભીષ્મે પોતે જ જો રાજ્યનું સુકાન સંભાળી લીધું હોત અથવા તો નિયોગ પદ્ધતિથી રાજ્યનો ઉત્તરાધિકારી પેદા કર્યો હોત તો આવું કશું ન બનત. આવા કોઈ પણ વર્તનમાં કોઈ ધર્મલોપ થતો નહોતો. માત્ર શબ્દોને જ વળગી રહીને ભીષ્મે કુરુકુળના સંહારનું અહીંથી જ બીજારોપણ કર્યું છે.

હસ્તિનાપુરના રંગમંચ ઉપર જ્યારે રાજકુમારોની પરીક્ષા લેવાઈ રહી હતી અને અર્જુન સર્વોત્તમ સિદ્ધ થઈ રહ્યો હતો ત્યારે કર્ણે એને પડકાર ફેંકયો એ સમયે કૃપાચાર્યે કર્ણને એ તો સૂતપુત્ર છે એમ કહીને અવગણ્યો હતો. સૂતપુત્ર સાથે રાજપુત્રથી સ્પર્ધા થઈ શકે નહિ એમ કહીને રંગમંચ ઉપર એને અપમાનિત કર્યો. આ ક્ષણે જ્યેષ્ઠ કૌરવ દુર્યોધને કર્ણને અંગદેશનો રાજા બનાવ્યો અને આમ હવે કર્ણ પણ સૂતપુત્ર નથી પણ રાજવી છે એવી ઘોષણા કરી. ભીષ્મ અંગ્રેજીમાં જેને de-facto રાજા કહે છે એવા રાજા હતા. de-jure કહી શકાય એવો રાજા તો પાંડુ હતો પણ પાંડુનું અવસાન થવાથી ધૃતરાષ્ટ્ર કાર્યવાહક રાજા તરીકે રાજ્ય સંભાળતો હતો. દુર્યોધન હજુ માત્ર રાજકુમાર હતો અને યુવરાજપદે પણ એનો ઘોષિત કરવામાં આવ્યો નહોતો. આ સંજોગોમાં, હસ્તિનાપુર, સામ્રાજ્યનો જ એક અંશ એવા અંગદેશની ખેરાત કર્ણને કરવાનો દુર્યોધનને કશો જ નૈતિક કે કાનૂની અધિકાર નહોતો. દુર્યોધને ભરીસભામાં આ અનધિકૃત ચેષ્ટા કરી એટલું જ નહિ, એની આ ચેષ્ટાને ભીષ્મે પડકારી સુધ્ધાં નહિ. ધાર્તરાષ્ટ્રો એક રીતે કહેવું હોય તો કહી શકાય કે માતા સત્યવતીનાં સંતાનો હતાં કેમકે ચિત્રાંગદની વિધવા પત્નીઓમાં જેમણે નિયોગ પદ્ધતિથી ધૃતરાષ્ટ્ર અને પાંડુને પેદા કર્યા હતા એ મહર્ષિ વ્યાસ પણ માતા સત્યવતીની કૌમાર્યાવસ્થાનું જ સંતાન હતા. આમ ભીષ્મના ચિત્તમાં ઊંડે ઊંડે પોતે પ્રતિજ્ઞાના શબ્દાનુસાર માતા સત્યવતીની સંતતિનું સંરક્ષણ કરી રહ્યા છે એવો ભાવ હોવો જોઈએ. આ ભાવને સ્વીકારીએ તો પણ દુર્યોધનના અધિકારનો પ્રશ્ન તો અનુત્તર જ રહે છે. આવી ખેરાત જો ધૃતરાષ્ટ્રે કરી હોત તો કદાચ એ અધિકૃત પલ્લું ગણાયું હોત ! દુર્યોધનનાં પગલાંને ભીષ્મે પડકાર્યું નહિ એટલે દુર્યોધને અવશ્ય માની લીધું હોવું જોઈએ કે પોતે જ વાસ્તવિક ઉત્તરાધિકારી છે અને પોતાના આ અધિકારનો ભીષ્મ સુધ્ધાં સ્વીકાર કરે છે. આ પહેલા જ અનધિકૃત પગલાને ખાળ્યું હોત તો કર્ણનો રાજપરિવારમાં પ્રવેશ થયો ન હોત, દુર્યોધન એના ભાવિ વર્તનમાં અનિયંત્રિત પણ થયો ન હોત. ભીષ્મે પોતાના હાથમાં રહેલો દોર અહીં પહેલી જ વાર ઢીલો મૂક્યો અને વખત જતા એ દોર એમના હાથમાંથી સંપૂર્ણતઃ જતો રહ્યો.

ત્રીજી વાર દ્યુત સભામાં ભીષ્મે મહાયુદ્ધના મહાસંહારના બીજનું જળસિંચન કરીને છોડ ઉછેર્યો છે. દ્રૌપદી વસ્ત્રાહરણના પ્રસંગે જ્યારે આ અપમાનિત કુળવધૂ જ્યેષ્ઠ કુરુપ્રવીર એવા પિતામહ ભીષ્મને ધર્મવિષયક પ્રશ્ન કરે છે અને શકુનિ દ્વારા જિતાયેલી પોતે ખરેખર જિતાયેલી કહેવાય ખરી એનો નિર્ણય કરવાનું કહે છે ત્યારે આ પિતામહ એકવીસમી સદીના કોઈક ભારતીય રાજકારણીને છાજે એવો અત્યંત ચબરાકિયો જવાબ વાળે છે. ખરેખર એમાં ચબરાકી પણ નથી, નરી દીનતા જ છે અને જવાબ નહિ વાળવા માટે કરેલાં ગલ્લાંતલ્લાં જ છે. ભીષ્મ કહે છે કે હે પુત્રી, ધર્મનો વિષય ગહન છે એનો નિર્ણય તો જે સમર્થ માણસ ઠરાવે એ જ ધર્મ એવો જ થાય છે. આમ છતાં તું આ જ પ્રશ્ન તારા પતિ યુધિષ્ઠિરને પૂછી જો. એ ધર્મનો જ્ઞાતા છે એટલે એ જ આમાં ચોકસાઈથી કહી શકશે. ભીષ્મનો આ જવાબ એમના વ્યક્તિત્વ અને ચારિત્ર્યને લક્ષમાં રાખવા મુદ્દલ બંધબેસતો નથી. ભીષ્મ ધર્મ નહોતા જાણતા એવું કોઈ કહી શકે નહિ. એટલું નહિ, સમર્થ માણસ જે ઠરાવે એ જ ધર્મ કહેવાય એવું ભીષ્મનું આ વિધાન જો આપણે સ્વીકારીએ તો મહાઅનર્થ થઈ જાય એવું છે. આવું કહેવાને બદલે

યુધિષ્ઠિરની આ ક્ષમાભાવનાનો એક વધુ કદરૂપો પ્રસંગ અરણ્યવાસ દરમિયાન જ બન્યો છે. પાંડવો ભિક્ષા લેવા કુટિરની બહાર ગયા છે ત્યારે દ્રૌપદીની એકલ અવસ્થાનો લાભ લઈને જયદ્રથે એનું અપહરણ કર્યું. પાછા ફરેલા પાંડવોને જ્યારે આ ઘટનાની જાણ થઈ ત્યારે, ભીમ અને અર્જુને જયદ્રથનો પીછો કર્યો, એને હરાવ્યો, એને બંદીવાન બનાવ્યો અને આ બંદી અવસ્થામાં એને યુધિષ્ઠિર સમક્ષ ઉપસ્થિત કર્યો. પહેલી વાર ઘૂતસભામાં પત્નીના વસ્ત્રાહરણ વખતે યુધિષ્ઠિર પોતે પરાજિત હતા પણ અહીં તો, પત્ની ઉપર કુદૃષ્ટિ કરીને એનું અપહરણ કરનાર સામે એ વિજેતા હતા. એમણે આ ઘોર અપરાધ પછી પણ જયદ્રથને મુક્ત કર્યો અને ક્ષમા આપી. આ એ જ જયદ્રથ હતો કે જેણે મહાયુદ્ધમાં અભિમન્યુનો વધ કર્યો અને વિજેતા પાંડવોનો એકમાત્ર ઉત્તરાધિકારી છીનવી લીધો.

પાંચાલ નગરીમાં સ્વયંવરને ટાંકણે દ્રૌપદીએ 'હું સૂતપુત્રને નહિ પરણું' એમ કહીને ભરી સભામાં કર્ણને અપમાનિત કર્યો હતો કે નહિ એ ખાતરીપૂર્વક કહી શકાય એમ નથી. કથાકારો આ વાત કરે છે. પણ મહાભારતની જુદી જુદી આવૃત્તિઓમાં આ વાત આ રીતે ક્યાંય મળતી નથી. પુણેની અધિકૃત વાચનામાં પણ આ ઘટના દર્શાવી નથી. દ્રૌપદીના વ્યક્તિત્વને લક્ષમાં રાખતાં અને એના આભિજાત્યને ધ્યાનમાં લઈએ તો ભરી સભામાં એક લગ્નોધતા કુમારી આવાં કવેણ કોઈ નિમંત્રિત માટે બોલે એવો સંભવ નથી. દ્રૌપદી જો આવાં વેણ ભરી સભામાં બોલી હોય તો એનું વ્યક્તિત્વ બદલાઈ જાય છે અને એ સાથે જ આ બદલાયેલા વ્યક્તિત્વ પછી, એ એકમાત્ર અર્જુનની જ પત્ની બની હોવા છતાં પાંચેય ભાઈઓની સહિયારી પત્ની બનવાનું મૂંગે મોઢે સ્વીકારે એ ગળે ન ઊતરે એવી વાત છે. સ્વયંવરની શરતમાં આવા સહિયારા લગ્નની કોઈ વાત નહોતી. અને માત્ર કુંતીએ ગેરસમજથી જે કહ્યું હતું એનો સ્વીકાર કરીને દ્રૌપદી સુધ્ધાં પોતાનું જીવન સમર્પિત કરી દે એ તર્કશુદ્ધ લાગતું નથી. આમ છતાં જો દ્રૌપદીએ ભરી સભામાં કર્ણને અપમાનિત કર્યો હતો એ વાતનો સ્વીકાર કરીએ તો ઘૂત સભામાં દ્રૌપદી ઉપર વેર વાળવાનો કર્ણને આપોઆપ અધિકાર મળી જાય છે. આ ઘટનાઓ જ એ પછી આખા કુરુકુળને મહાસંહાર તરફ દોરી ગઈ છે.

રાજસૂય યજ્ઞ વખતે દ્રૌપદીએ 'આંધળાના પુત્ર તો આંધળા જ હોય' એવું કહીને દુર્યોધનને અપમાનિત કર્યો હતો એવી કથા પણ પ્રચલિત છે. મહાભારતની ઉપલબ્ધ આવૃત્તિઓ અનુસાર, દુર્યોધન જળને સ્થળ માનીને અને સ્થળને જળ માનીને ભ્રમિત થયો હતો ખરો પણ એની આ અવસ્થા જોઈને દ્રૌપદીએ એને 'આંધળાનો પુત્ર આંધળો જ હોય' એવું ક્યાંય કહ્યું નથી. માત્ર એને જોઈને ભીમ હસી પડ્યો એટલો જ ઉલ્લેખ છે. ભીમના આ આનંદમાં અર્જુન, નકુળ અને સહદેવ પણ જોડાયા હતા. આમાં દ્રૌપદીનું ક્યાંય નામ નથી. હકીકતે જો દ્રૌપદીએ દુર્યોધનને આ રીતે અપમાનિત કર્યો હોય તો, અનુવર્તી ઘટનાઓમાં દુર્યોધને જે હીન આચરણ કર્યું છે એ ન્યાયી ભલે ન ઠરે પણ માનવસહજ તો કહી જ શકાય.

આ તો એક દૃષ્ટિપાત માત્ર છે. વાસ્તવમાં મહાભારતના મહાસંહાર માટે એકમાત્ર મહાકાળને જ જવાબદાર કહી શકાય. આમ છતાં ભીષ્મ અને યુધિષ્ઠિર જેવા ધર્મના જ્ઞાતાઓ સુધ્ધાં જે રીતે વર્ત્યા છે એમને આ નિમિત્તમાંથી તો મુક્ત કરી શકાય જ નહિ.



# પુનિતા

– શાનુભાઈ અંધારિયા

'અરુ, કેમ સાવ મૂંગા !'

આ ખાસ્સો એક કલાકથી તારી સાથે લવારો કરી રહ્યો છું, આને તું મૂંગામાં ખપાવે છે અલકા ? તો પછી બોલકા માટેની તારી પરિભાષા શી છે ?

અલકા ખડખડાટ હસી પડી. અરુણના અણીદાર નાકનાં ટેરવાં સાથે તર્જનીથી સ્પર્શતાં : 'કેવું કમાલનું છે તમારું શબ્દસામર્થ્ય !'

'આકાશના અગણિત તારાઓ જેવું.'

'તમને તો કોઈ કૉલેજમાં ગુજરાતીના લેકચરરની નોકરી મળવી જોઈતી હતી ને....' અરુણે મર્માળા હાસ્ય સાથે અલકાના અધૂરા વાકયને જોડી કહ્યું : 'ને થઈ ગયો બૅંકનો ઑફિસર !!'

'અરુ....! શું ? સાચ્ચે જ ?'

'હા, અલકા.' શાંત જળરાશી ભાવે . આજ સાંજે જ બૅંક છૂટતાં ભટ્ટ સાહેબે બોલાવી ઑર્ડર હાથમાં આપતાં કહ્યું : 'મિ. પાઠક, તમે ઘણા જ ખુશનસીબ છો. ઑફિસરની બઢતી ને સાથે વતનનો લાભ !' અરુણે પૉર્ટફોલિયામાંથી કવર કાઢી અલકાના મુલાયમ સ્નિગ્ધ હાથમાં મૂકી દીધું !

'કેવા કપટી છો તમે અરુ ! એક કલાક મારી સાથે ઝીકઝાક જેવી વાતો કરી ને મૂળ વાત તમારા ચહેરા પર જરા જેટલી છવાવા ન દીધી !'

જોખીને હસતા અરુણે કહ્યું : 'બૅંકવાળા બહુ ગણતરીબાજ હોય છે.'

'હા, વ્યાજની ગણતરી કરતાં સાંભળ્યા છે.' ને આંખો મિચકારતાં : 'જોયા પણ છે.'

'તને કેટલો અનુભવ.'

'સાગરના પતલ ઊંડાણ જેટલો', અલકાના મુખે આવેલું વાક્ય કંઠમાં જ ઢબૂરી કહ્યું : 'ચાર વરસનો તો છે.'

'આટલા ટૂંકા પરિચયે કોઈ વિષે અભિપ્રાય બાંધવો એ લક્ષણ વિદુ....'

નાકે આંગળી મૂકી થાય એટલી આંખો પહોળી કરી કહ્યું : 'ચૂ....પ અરુ. પ્લીઝ તમારા ધસમસતા શબ્દપ્રવાહને રોકો, નહીં તો....'

અરુણે અલકાની કૂણી કૂણી સ્નિગ્ધ હથેળીઓ પકડી જરા શરીરને નજીક સેરવી : 'નહીં તો શું, અલકા ?'

પળમાં જ ત્રીજા લોચને અલકા સમજી ગઈ ને બન્ને હાથના પંજાને ઝાટકો દઈ દૂર સરકી : 'નહીં તો શું મને તમે સાવ ભોળી ભટ્ટ સમજો છો ?' અરુણની સભાનતાનો લાભ લઈ અલકા સાવ આમ ઠાલી ઠાલી છટકી જશે એવી કલ્પના એને નહોતી. એ છેતરાયો એવો એને ભાસ થયો. બીજી જ ક્ષણે એની આંખોમાં અલકા વાંચી શકે એવો ભાવ વ્યકત થયો : 'ભલે છટકી, પણ રાત તો મારી જ છે ને ?'

દૂર રહી અલકા બોલી પડી : 'જોયું ચહેરા પર કેવા નિર્દોષ જણાઓ છો.'

'ને સહવાસમાં ?'

'ભારે નટખટ તોફાની', અલકાના ચહેરા પર રતાશ છવાઈ ગઈ.

થોડી પળો અલકાને અરુણ તાકી રહ્યો ને અવાજમાં ગંભીરતા લાવવા કહ્યું : 'સાહેબ સાચા છે અલકા. હું ઘણો જ નસીબદાર છું. આટલા ટૂંકા સમયમાં બેંક ઑફિસરની બઢતી ને સાથે વતનનો લાભ, એ નસીબ વિના મળે ખરું ?' ને પછી પળ બે પળ વિચારી ઉમેર્યું : 'મારા જીવનમાં તું પુનિતા છે. અલકા પુ....નિ....તા !'

અલકા નિર્ભીક બની અરુણની નજીક સરી આંખોમાં આંખો ઠાલવી બોલી : 'બાપ રે ! ઘડીમાં કેવડી મોટી બનાવી દીધી મને !'

'સાચ્ચે જ અલકા, આપણા મેળાપ પછી જ મારી આટલી પ્રગતિ થઈ છે.'

'આનો યશ તમારી અભ્યાસવૃત્તિ, તમારી લગનને નહીં આપો ?'

'એ ખરું. પણ તારી હૂંફ-સંભાળ વિના એ અધૂરું જ ગણાય.'

અલકાએ અરુણને બન્ને બાહુમાં હતા તેટલા જોરે ભીંસી દીધો.

* * *

અલકા જોષી કુટુંબનું સૌથી નાની ને લાડકી દીકરી. બે દીકરી અને એક દીકરા પછીનું ચોથું સંતાન. છ વર્ષની નાની વયે એણે પિતાજી ગુમાવ્યા. એમણે નાનકડી અલકા પર વરસાવેલું વહાલ આજે એકલી પડે છે ત્યારે આછું આછું મમળાવે છે. મા યશોદા ચાર સંતાનોના ઉછેર માટે ઘણો સંઘર્ષ કરી વ્યવહારુ ગૃહિણી બની ગઈ. તેણે સિલાઈનાં નાનાંમોટાં કામો કરી કરકસરભરી જિંદગી જીવી બે પૈસા બચાવી, વળી પતિના કુટુંબ પેન્શનની થોડી આવક ઉમેરી ત્રણ મોટાં સંતાનોને ભણાવી પરણાવ્યા ને ઘરેબારે કર્યા.

અલકા એફ.વાય.બી.એ.માં સારા માર્કસ્ મેળવી પાસ થઈ એ દિવસોમાં યશોદાના દૂરના કાકાજીની દીકરી સાવિત્રીને અલકા મનમાં વસી ગયેલી, એટલે તેના ભાઈના દીકરા અરુણ સાથે વિવાહ સંબંધ જોડવા યશોદા પાસે અવાર-નવાર આગ્રહ કરવા આવતી.

'તું હા કહી દે યશોદા, એટલે સામે પક્ષે તો બધાં તૈયાર જ છે.'

'સાવિત્રી, તું આટલી ઉતાવળ શીદ કરે છે ?'

'ઘરકુટુંબ સારાં છે માટે.' થોડું અટકી : 'મારા ભાઈનું ઘર છે એટલે આગ્રહ નથી કરતી બોન !'

'તારા પર મને પૂરો ભરોસો છે.'

'એટલે તો કહું છું બોન, નાતમાં સારા મુરતિયા આંખના પલકારામાં વીણાઈ જાય છે.' યશોદાના ગોઠણ પર હાથ મૂકતાં : 'આ સાવિત્રી તને ખોટું નથી ભણાવતી.'

'બોન, મારી અલકા હજુ નાની છે. વળી મારે એને આગળ ભણાવવી છે.' થોડું વિચારી : 'આ મોટીયું બેઉ કાંઈ ભણી શકી ? એ તો લગ્ન પછી સંસાર જ વળગે !'

'તે ભણવું હોય એટલું ભલેને ભણે તારી છોડી, અરુણ કે મારો ભાઈ ના કહે એવા નથી.' યશોદાના બન્ને હાથના કાંડા પકડી ભાવુક ભાવે : 'અરુણ એમ.કોમ. કરી બેંકનો ઇન્ટરવ્યૂ પણ આપી આવ્યો છે. બધાં સારાં વાનાં થશે. ચિંતા કરવા જેવું નથી. તારી દીકરી સુખમાં પડશે.'

'તારી વાત સોળ આના. સાવિત્રી ! મારી મોટી દીકરીનો સંબંધ તેં જ કરાવેલ છે. ઈ હું કેમ ભૂલું ? થોડું હસતા : તું મને ખોટી સલાહ ન જ આપે.'

'તો પછી કહી દે હા અને ખાઈ લે ગોળ-ધાણા', તાળી આપતી સાવિત્રી ઊભી થઈ.

છ માસમાં જ યશોદાએ અલકાના હાથ પીળા કરી દીધા. ઘર છોડતાં છોડતાં ભીની આંખોએ અલકાએ માને હળવેકથી કહ્યુંય ખરું : 'મમ્મી, મને વળાવવાની આટલી ઉતાવળ શી હતી ?'

ભીંજાયેલી આંખોને પાલવમાં ઢાંકી લઈ યશોદાએ કહ્યું : 'જુવાન દીકરીનો ભાર વિધવા માથી કેટલો સંમપ જીરવાય બેટા, એ તું શું જાણે !! કેટકેટલાંની નજરું આ ઘર પર મંડાતી રહે છે. ને સંતોષાતી હોય એવા ભાવે : આજે હું સાવ હળવીફૂલ થઈ ગઈ છું.'

આંસુની ધારા સાથે અલકાનું માથું માના કદમમાં ઝૂકી પડ્યું. યશોદાએ એને સીધી છાતીએ જ વળગાડી લીધી : 'સાસરે જઈ જોષી કુટુંબની આબરૂ વધારજે બેટા. આ આશિષ પૂરતા છે.'

* * *

માની શીખ તેના હૈયામાં રાખી અલકાએ સાસરીમાં ઘરને સંભાળી લીધું. બહુ થોડા સમયમાં એણે ઘરના તમામ સભ્યોની ચાહના મેળવી લીધી.

જોકે ઘરના સભ્યોય કેટલા ! પતિ, વિધુર સસરા ને નણંદ-દિયર. લગ્ન પહેલાં જ અરુણને બેંકની નોકરી મળી ગઈ હતી પણ એ અરુણ સાથે ન ગઈ. જોકે અરુણ પણ કંઈક આવું જ ઇચ્છતો હતો. અલકાના આ નિર્ણયથી એ મનોમન રાજી હતો.

વિધુર સસરાની સારસંભાળ, ઘરકામ, નણંદ-દિયરના અભ્યાસમાં કાળજી એ એનો જીવનક્રમ બની ગયો. દિવસ આખો ગળાડૂબ કામમાં રહે છતાં ચહેરાની સુરખી તાજી અને સ્ફૂર્તિબાજ જોવા મળે. સગાં-સંબંધી ને આડોશ-પાડોશમાં અલકા સૌને હૈયે વળગી રહી. અલકાને દિવસ ટૂંકો લાગતો. ગૌરીશંકર મૂંગી નજરે આ જોયા કરે. બે જુવાન હૈયાં આમ અલગ રહે એ એને ખૂંચતું, પણ કહી શકે નહીં. પરંતુ પાંચ દિવસની રજાઓમાં અરુણ ઘરે આવ્યો ત્યારે એણે મનમાં સંકલ્પ બાંધ્યો કે આ વખતે તો અરુણને આગ્રહ કરી કહી જ દેવું છે.

'બેટા અરુણ ! આ વખતે ગમે તેમ કરી તું અલકાને તારી સાથે તેડતો જ જા.'

'ના બાપુજી. અલકાની જરૂર આ ઘરે વધુ છે.'

'લગ્ન પહેલાં તું આમ એકલો રહેતો એ મને સમજાતું...'

'-ને હવે નહીં. ખરુંને બાપુજી ?'

'હવે મને તારી અને અલકાની બન્નેની ચિંતા રહે છે. એ અહીં અને તું ત્યાં ? એવું ક્યાં સુધી ?'

'બાપુજી, ચિંતા છોડો. હું બદલીનો પ્રયત્ન કરું છું. સૌ થોડી રાહ જોઈએ. હું આવતો-જતો તો રહું જ છું, પછી શી ચિંતા ?'

'તું આ ઘરની ચિંતા છોડ, અરુણ. આ બે વર્ષમાં તરુને અલકાએ ઠીક ઠીક પલોટી છે. એ અહીંનું કામ બધું જ સંભાળી લે એવી થઈ ગઈ છે. ને વળી ગૌતમ પણ એને નાનાંમોટાં કામમાં હાથ દેશે જ.'

'બાપુજી, તમે બીજાની સગવડ-અગવડ પર ધ્યાન વધુ આપો છો.'

'મારે મન તમે સૌ બીજા નથી.'

'મારો આશય એવો નથી, બાપુજી !' પરંતુ મનના અંતરંગમાં તો કંઈક જુદું જ ચાલતું હતું : 'સુગંધ પ્રસરાવતો તમારો સ્વભાવ જ સૌ કોઈને આકર્ષે છે.' અરુણની નજર સ્થિર થઈ ક્યાં ચોંટી રહી છે એ ગૌરીશંકરે જોયું.

'અરુણ, તું કંઈક બીજા જ વિચારે ચડી ગયો કે શું ?' ત્વરાથી એ સજાગ બન્યો : 'કંઈ નહીં....'

'ના, કંઈક તો વિચારતો હતો જ.'

'તમારો પ્રશ્ન તમે ઇચ્છો એવી રીતે હલ થઈ ગયો છે.'

'હું કંઈ સમજ્યો નહીં, દીકરા !'

'મને માસીએ એની ડેલીમાં જ ઉપરના માળે મકાન ભાડે આપી દીધું છે. રહી વાત ઘર જેવું જમવાનું - એ તો પેઇંગ ગેસ્ટ તરીકે એમના ત્યાં સવાર-સાંજ જમું જ છું.' થોડું વિચારી : 'વળી નાનીમોટી મારી સંભાળ પણ રાખે જ છે. જરૂરી ઘર-વખરી પણ હું માસીની સલાહ મુજબ ખરીદતો જ રહું છું.'

'સારું બેટા.' પછી મનમાં જ ગણગણ્યા : 'ભગવાન સૌની સંભાળ તો રાખે જ છે.'

ગૌરીશંકર એમ જંપે એવા ન હતા. એ બપોરે એણે અલકાને પાસે બોલાવી કહ્યું જ : 'જો બેટા મેં આજે અરુણની સાથે થોડી વાત કરી છે.'

'શી વાત, બાપુજી ? મને કંઈ સમજ ન પડી.'

'તું પૂરું સાંભળ તો ખરી. નોકરીના સ્થળે તને સાથે લઈ જવા વિષે. હવે તું થોડો આગ્રહ રાખ તો મારું કામ સરળ બની જશે.'

અલકા મૂંગી રહી.

'તું મૂંગી કેમ બની રહી ? તું એની પત્ની છે. તારો પણ એની સાથે રહેવાનો, એનાં સુખદુઃખમાં ભાગ પડાવવાનો અધિકાર છે.'

અલકાનું મૌન હજુય ન તૂટ્યું.

'તરુ અને ગૌતમ આ ઘર સંભાળી શકે એવો ભરોસો તને નથી શું ? આજ સુધીમાં તેં એટલાં તો તેમને કેળવ્યાં છે.'

'સારું બાપુજી ! હું અરુણ સાથે બેસી તમારા આગ્રહ વિષે વાત કરીશ. પણ....'

'વચ્ચે પણને શા માટે લાવી ?'

'મારી એક શરત છે, બાપુજી.'

'તારી દરેક શરત મને માન્ય છે.'

અલકા આ વિધુર સસરાને એની શરત જણાવી શકી નહીં. એની આંખની ભીનાશમાં એ જોઈ શકી કે એ હવે શું ઇચ્છે છે.

* * *

અરુણની રજાઓ પૂરી થતાં અલકા અને અરુણ નોકરીના સ્થળે ઊપડી ગયાં.

પાઘડીપને પથરાયેલું સુલતાનપર તાલુકાનું વડું મથક. સહેજે ડોઢ લાખની વસ્તી. વળી આજુબાજુનાં પંદર-વીસ ગામોનું રોજનું હટાણું થાય એટલે વેપારની દષ્ટિએ પણ ધમધમતું રહે. સરકારી કચેરીઓ, પ્રાથમિક-માધ્યમિક શાળાઓ તેમજ કૉલેજ પણ ખરી જ એટલે બૅંકનાં કામો પણ ઠીક ઠીક રહે.

ગામનો પ્રવેશદ્વાર દેખાવડો. આજુબાજુનાં ગામોમાં ખ્યાતિ પામેલો. પાકા આર.સી.સી.ના થાંભલાઓ પર ત્રણ દરવાજાવાળા, નકશીકામ અને રંગબેરંગી ચિત્રોવાળા એના થાંભલાઓ તથા આંખને ગમી જાય એવી કોતરકામવાળી ત્રમ કમાનો. વચ્ચેનો રસ્તો ત્રીસ ફૂટ પહોળો છેક બજારની વચ્ચે થઈ ગામ સોંસરવો નીકળે. બાજુના બે દરવાજાઓ દસ દસ ફૂટ પહોળા-કોઈ ગાડા ખડુ કે નાનાં વાહનોને જવા સરળતા રહે તેમ બજાર સોંસરવા નીકળે. ગામથી અજાણ્યા લોકો નવાઈ પામે ને મનોમન વહીવટદારોને ધન્યવાદ પણ આપે.

માસીના ડેલીબંધ મકાને પહોંચી ત્યાં સુધી અલકા ગામના પ્રવેશદ્વારમાં જ રાચતી રહી હતી. પરંતુ ડેલી ખોલી માસીની ફળીયામાં જ્યાં પગ મૂક્યો તો એ ખીલી જ ઊઠી. ફળીના ઘેરાવા જેટલો ગુલમોર છવાયેલો. વૃક્ષ એક જ પણ આખા ફળિયાને છાંઈ દીધું હતું. જાણે ફળીનું છત જ જોઈ લો ! આનંદઘેલી અલકાની નજર છવાયેલા ગુલમોર પર પડી તો પાંચ-દસ ખિસકોલીઓ ગરબો ઘૂમતી ફરી રહી હતી. બે-ચાર દેવચકલીઓ ઊડી-ઊડી લાલચટાક ફૂલો પર બેસવા મથતી હતી. બન્નેનું સ્વાગત ફળીમાં જ થતું હોય તેમ ફૂલોની પાંખડીઓની વર્ષા થઈ. અલકા આનંદઘેલી બની અરુણ સામે હસી પડી.

ને જ્યારે એ મેડી પરના એના ઘરમાં પ્રવેશી તો નવાઈ જ પામી રહી ! તમામ ચીજવસ્તુઓ એના યથાસ્થાને ગોઠવાયેલી જોઈ. ઘરની સુઘડતા-સ્વચ્છતા જોઈ એણે અરુણ તરફ નજર ટેકવી. ગુલમોરના ફૂલ જેવું કુમળું મુલાયમ હસી લીધું.

પછી રસોડા તરફ એની આંખો ફરી. હળવે પગે એણે પ્રવેશ કર્યો તો ઉદ્‌ગાર જ નીકળી પડ્યા : 'અરુણ, તમે તો બધું જ તૈયાર રાખ્યું છે કે શું ?' અને બીજી જ પળે . 'તો મારે શું કરવાનું અરુણ ?' : 'તારે મને ભાવતાં ભોજન તૈયાર કરી જમાડવાનો.' એણે લુચ્ચું હાસ્ય વેરી દીધું.

માથાબોળ નાહીને એ બાથરૂમમાંથી બહાર નીકળી. મોટા રૂમાલ વડે વાળને ઝપટ મારતી હતી ત્યાં બેડરૂમમાંથી જ અરુણે બૂમ પાડી : 'અલકા, ઝડપ રાખજે. મારે મોડું થાય છે. આજે આપણે માસીના જ મહેમાન થવાનું છે.' અલકાને મા જેવી માસીને જોવાની તાલાવેલી થઈ આવી.

સાડીની પાટલી વાળતાં વાળતાં જ અલકાએ કહ્યું, 'માસી ખરેખર તમારામાં બહુ રસ લે છે, ખરું ?'

'હા, પૂર્વેની કોઈ લેણદેણ જરૂર હશે.' ને પછી એનાથી માસીનાં વખાણ થઈ ગયાં : 'રસોડાની અને ડ્રોઇંગરૂમની ચીજવસ્તુઓ અને સજાવટ તું જુએ છેને એ માસીને આભારી છે.'

'કેવી મજા છે તમારે !'

થોડું મર્માળું હસી : 'એકલા એકલા શું મજા આવે ?'

'હજુય તમારે મને સાથે ક્યાં લાવવી હતી ?

બાપુજીએ મક્કમ થઈ આગ્રહ ન કર્યો હોત તો.'

'એવું નથી, અલકા. મન તો તને ઘણું ઝંખતું હતું. પણ....'

'બાપુજી પાસે જીભ સિવાઈ જતી, ખરું ?' અલકાએ આંખો મીંચકારી.

અરુણની આંખો પહોળી થઈ : 'બસ.... અલકા, હવે બસ.... હો.' એ જ ક્ષણે એણે ભાવ બદલી કહ્યું : 'બાપુજી કહે નહીં ત્યાં સુધી ધીરજ જ રાખવી એવો નિશ્ચય કરેલો.'

'ને મારી ઇચ્છા શું એ જાણવાની તાલાવેલી જ નહોતી શું ?'

'ના, એવું નથી. તું તો સપ્તપદીનાં સાત ડગલાંથી જ મારી સાથે. મારી સમીપ છો.'

એ જ રાતે આછા પીળા પ્રકાશમાં સૂતાં સૂતાં અરુણ અને અલકા માસીને કેન્દ્રમાં રાખી વાતોએ ચઢ્યાં.

'અરુણ, માસી એ માનો પર્યાય જ મને તો લાગે.'

'હા, હું સહી કરી આપું તારા આ કથન નીચે.' ટેવ મુજબ અરુણે અલકાની ગરદન નીચે હાથ સેરવી છાતી સાથે જોડી કહ્યું : ''મને નાનો એક પ્રસંગ યાદ આવે છે, અલકા. મારી નોકરીના ચાર-છ માસ થયા હશે. નવો પ્રદેશ, નવું ગામ, નવા સંબંધો, નવું જ કામ. એમાં હજુ હું ગોઠવાતો હતો. એ દિવસે બૅંકેથી હું ઘરે વહેલો આવી ગયો. મને સખત તાવ ચડેલો. દવા લીધી પણ તાવે જાણે હઠ લીધી હતી, ન ઊતરવા માટે. એ સાંજે વળતે 'દિ બપોરે હું જમવા ન ગયો. રૂમમાં કણસતો જ પડ્યો રહ્યો. બાપુજી બહુ યાદ આવ્યા. આંખો ભીની જ રહી.

નમતી સાંજે ધીમા પગલે માસી મારા કમરામાં આવ્યાં એવો આભાસ અનુભવ્યો. મેં પોપચાં ઊંચાં કરવા પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ, તાવે મારી શક્તિ જ હણી લીધી હતી. દબાતા અવાજે એમણે કહ્યું : 'અરુણ, બેટા ! જમવું નથી ? તારી તબિયત ઠીક નથી શું ?' જોવા મારે કપાળે અડક્યાં કે એ બોલી જ પડ્યાં : 'બાપ રે !! ધાણી ફૂટે એવો તાવ છે ને શું ?' એ આખી રાત તેઓ મીઠાંવાળા ઠંડા પાણીનાં પોતાં કપાળે, આંખનાં પોપચા પર, પેટે અને પગના તળિયે મૂકતાં જ રહ્યાં. વહેલી સવારે એમને થયું હવે તાવ હઠ્યો છે. શાંત ચિત્તે કંઈ સ્તોત્ર બોલી ઊભાં થઈ મને ચાદર ઓઢાડી એ ગયાં. બપોરે ભાત અને મગનું પાણી લઈને આવ્યાં. મમતાભર્યા અવાજે કહ્યું : 'લે અરુણ, થોડા મગ-ભાત લે, મોં સારું થાય એવો સ્વાદ મેં બનાવ્યો છે.' કપાળે ઊંધો હાથ મૂકી કહ્યું : 'હા...શ.. તાવ તો નથી. કેવી ચિંતા કરાવી તેં મને !' અલકા અરુણની ગોદમાં લપાઈ-છુપાઈ સાંભળે જતી હતી.

'હું નાની ચમચી વડે મગનું પાણી પી રહ્યો હતો. માસી એક નજરે મને જોઈ રહ્યાં હતાં. મેં કહ્યું : 'માસી, મારો ચહેરો કંઈ અરીસો છે ? શું જોઈ રહ્યાં છો એમાં ?'

કંઈ ઊંડા ભાવે વિચારતાં હોય તેમ બોલ્યાં : 'કંઈ નહીં. આ તો અણસારે મને ભુલાવામાં નાખી દીધી. તારું ગામ મોટા તરગડા છે હું જાણું છું. તારી અટકે મને વિચારમાં ડુબાવી દીધી. તું... ગૌરીશંકર પાઠકનો દીકરો તો નહીં ?'

'માસી, તમે સાવા સાચા જ છો, એ મારા પિતાજી થાય.'

'હવે મને સમજાય છે તારી સારવાર કરવાની તક મને ભોળાનાથે શું કામ આપી ? મેં એક ઋણ અદા કર્યું એનો મને સંતોષ થયો.' ધીમા ડગે ચાલી એ રૂમ છોડી ગયાં. જમતા સુધી હું માસીના આ કથનને વાગોળી જ રહ્યો. એ પછી હું આપણા ગામ રજાઓમાં આવ્યો ત્યારે માસીના આ ઉદ્‌ગારની કડી મળી.''

અલકા આછા પ્રકાશમાં અરુણની આ કથામાં લીન બની રહી હતી. એ સળવળી. અરુણના પડખામાં વધુ નજીક આવવા પ્રયત્ન કર્યો : 'કેમ અટકી ગયા, અરુણ ! હું સાંભળું છું. આગળ ચલાવો.'

મારો ચહેરો જોઈને જ બાપુજીએ ટપાર્યો : 'અરુણ તું ફિક્કો કેમ લાગે છે ?'

'ઘણા દિવસે જોયો એટલે એવું લાગે.'

'ના. કહે કે ના કહે પણ તું પાછો જરૂર પડયો છે.'

'તમારી વાત સાચી. બે-ચાર 'દિ સખત તાવ આવી ગયો હતો. દેવકીમાસીની સારવારે હું સાજો થઈ ગયો.'

'તારી દેવકીમાસી.... એમની અટક પંડયા તો નહીં ?'

'હા બાપુજી. એ આપણા ગામથી પરિચિત છે. ગામનાં ઘણાં લોકોને નામ-ઠામથી ઓળખે છે.'

'તે ઓળખે જ ને ? આપણા તરવાડીકાકાનાં એ બેન થાય. પંડયા ફળીમાં જ એ મોટાં થયાં.'

'શું કહો છો બાપુજી ! તો તો હવે જઈને દેવકીમાસીને ઊધડાં જ લઉં.'

'ના દીકરા, એવું જો કરતો. એ નરમ હૃદયની છે.' બાપુજીના તુકારાથી હું ચોંકી ગયો પણ મૂંગો જ રહ્યો. તે 'દિ કોણ જાણે બાપુજી પણ ખીલ્યા હતા. અલકા તરબોળ થતી જતી હતી. બાપુજીએ કહ્યું : 'હું અને દેવકી એક જ શેરીમાં મોટાં થયાં ખેલ્યાં કૂધાં ને એકમેકને મન દઈ બેઠાં. શેરીમાં થોડો ચણભણાટ શરૂ થયેલો પણ તરવાડીકાકા કુશળ હતા. એક 'દિ આપણા ઘરે આવ્યા. મને કહ્યું, 'તારા જન્માક્ષર લાઉં જોઉં.' મને શક તો ગયો પણ કાઢીને તેમના હાથમાં મૂક્યા. બન્ને જન્માક્ષરો જોઈ એમણે કહ્યું : ગૌરીશંકર, ગ્રહમેળ નથી. બધું ખોટું થશે. જો લગ્ન થશે તો હું મારી બેનને ખોઈ બેસીશ. હવે વિચારે તારે કરવાનો છે.' આમ અમારાં લગ્ન ન થયાં, એ પછી કદી અમે એકમેકને મળ્યાં નથી.'

અલકા, સાચું કહું ? હું તો માની જ નહોતો શકતો. એ સમયે આવો ઉમદા સંબંધ આવડા નાના ગામમાં !! પછી થયું પ્રેમ કોઈ સ્થળ સાથે થોડો સંબંધ રાખે છે ? સાંભળતાં સાંભળતાં અલકા અરુણની સોડમાં કયારે સૂઈ ગઈ એની ખબર જ ન રહી.

* * *

બઢતી સાથે વતનમાં જ અરુણને ઓર્ડર મળ્યો એ સમાચારથી દેવકીમાસી ઘણાં જ ખુશ ખુશ થઈ ગયા. એટલે તો અલકાને તેની પાસે બોલાવી કહ્યું :

'અલકા, હું તારી માના સ્થાને છું. તને અંતરની એક સલાહ આપવી છે.'

'કહો જ માસી. તમારું સ્થાન મા જેટલું જ છે.'

'અરુણને દુઃખ થાય કે તેને આઘાત પહોંચે તેવું વર્તન ક્યારેય ન થાય એની કાળજી રાખજે.'

'તમારી આ સલાહ હાથે માથે. બીજું કંઈ ?'

'તું ખોટું ન લાવતી.'

'માસી, હું તમારી લાગણીને સમજી શકું છું.'

'મારાથી રહેવાયું નહીં એટલે....'

'મા....સી' માને લંબાવી અલકા બોલી પડી : 'તમે તો કહેવાને હકદાર છો.'

'તો હવે હું નચિંત છું. મારી આવી જ કંઈક અપેક્ષા તારી પાસે હતી.'

'માસી અમારા બન્ને માટે તમે માના સ્થાને જ છો.' બીજા દિવસે વરસતા આંસુએ દેવકીમાસીએ અરુણ અલકાને વિદાય આપી.

* * *

કોણ જાણે કેમ આજે ગૌરીશંકરને ઊંઘ નથી. પથારીમાં ડાબે-જમણે પડખાં ફેરવ્યાં જ કરે છે. ખાટલા નીચે ઢાંકેલા કળશામાંથી એણે પાણી પીધું. સૂતા. ઠંડી હવાની સુરખી એના ખાટલે લિંટળાઈ વળી. આમ છતાં પોપચાં બીડાતાં નથી. એણે ચત્તા સૂઈ બન્ને હાથને માથા નીચે દાબી સૂવા પ્રયત્ન કર્યો પણ વિચારો સાથેનું યુદ્ધ ચાલુ જ રહ્યું. ઊંચે આંખો મંડાણી. ફળિયા જેવું ચોરસ આકાશ ઝબક ઝબક તારામઢયું છલકાઈ ગયું હતું. એને થયું : આ ગ્રહ-નક્ષત્રની શુંય લીલા હશે ! તેને વળી જન્મેલાના સમય-સ્થળ સાથે શુંય સંબંધ હશે ? આટલા બધા ટમટમતા તારામાં મંગળ વળી ક્યાં ચમકતો હશે ? જોજન દૂર લાલ ચળકાટ મારતો ચમકતો આ ઝીણકોક તારો વળી માણસ ઉપર શું

અસર કરતો હશે ? કદાચ કરતો પણ હોય ? તો જ આવું સમજી ન શકાય એવું અનોખું શાસ્ત્ર સર્જાયું હશે ને ? ને વળી એ સમજનારા પંડિતો પણ થયા ને ? માથા નીચેથી હાથ સરકી એની છાતીએ વળગી પડયા.

'માળું છે તો આ બધું બ્રહ્મા-વિષ્ણુની લીલા જ ને ?' વળી અગન ઊંડાણમાં ચાલ્યા ગયા : 'હું જ અમથો દીકરા-વહુની કુંડળી લઈ હાલી નીકળ્યો તરવાડીના ઘરે ! મનનો મૂંઝારો લઈને. એમાં તરવાડી બાપડા શું કરે ! એને તો કુંડળીમાં અક્ષરો લખ્યા હોય એ જ વાંચવાના ને ? મૂળ વાંક તો આ અક્ષરો માંડ્યા હોય એનો જ ને ? તરવાડીએ તો માંડેલા અક્ષરોને ગણતરી કરી વાચા આપી : સંતાન-સુખ તો છે. પણ એ મેળવતાં તારે તારા અરુણને ગુમાવવો પડશે. વહુની કુંડળીમાં મંગળ બેઠો છે.' તરવાડીને એણે ક્ષણમાં જ પૂછી લીધું : 'આનો વળાપો તો હશે ને ? વળાપો એક જ ગૌરી, તું વહુ દીકરાને સમજાવી ફારગતી લેવડાવી લે.'

ગૌરીશંકરને પરસેવો વળી ગયો, ઊભા થઈ. કળશામાં વધેલા પાણીથી એણે મોં પર છંટકાવ કર્યો. સવાર સુધી એ વિચારોની ગુંચમાં વિંટળાઈ રહ્યા.

સવારે નાહી-ધોઈ સેવા-પૂજામાંથી પરવારી એણે નિર્ણય લઈ લીધો : ફારગતી સિવાય આનો મારગ નથી. એટલે તો અલકા પાસે આવી કહ્યું : 'બેટા અલકા, ગઈ કાલે રાતે ઊંઘ નથી આવી ને ડિલ પણ કળે છે. અરુણ ઊઠે પરવારે ત્યાં સુધીમાં, તું બજારે જઈ શાક લઈ આવ તો સારું.

'વારુ, બાપુજી. તમારા માટે કંઈ દવા લાવવી છે ?'

'ના બેટા; એની કોઈ જરૂર નથી.'

અરુણને ભાવતું શાક લઈ એ બજારેથી ચાલી આવતી હતી. ત્યાં પાછળથી સ્કૂટરનો ચરરર.... અવાજ આવી તેની પાસે અટક્યું. અલકાને ધ્રાસકો પડ્યો. આંખો ખેંચી રોષ વ્યક્ત કરવા જાય છે ત્યાં મધુર રણકે બોલી જવાયું : 'ઓહ ! અનિરુદ્ધ તમે ?' અનિરુદ્ધ પણ મલકી બોલી પડ્યો : 'કેવી ફાળ પડી અલકા !!' જો તને ક્ષણમાં જ જોયો ન હોત તો ફાળનો જવાબ ગા.....' 'હું જાણું છું અલકા, તું આથી પણ આગળ વધી હોત !'

અલકા અને અનિરુદ્ધ શાળામાં સાથે અભ્યાસ કરતાં હતાં. શરૂમાં બન્ને વચ્ચે દોસ્તી હતી. અવાર-નવાર એ અભ્યાસ વિષે ચર્ચા કરવા અલકાના ઘરે પણ આવતો. આ સમયે એને યશોદા આગ્રહ કરી ગરમ નાસ્તો ને કૉફી પીરસતી. અનિરુદ્ધ તરફનો માનો આ સ્નેહ અલકા નીરખી રહેતી અને મનોમન રાજી થતી. અનિરુદ્ધનું શરમાળપણું અલકાની નજરે ચડતું પણ એ કળાવા દેતી ન હતી. પણ શાળામાં એ એકલો મળે ત્યારે ચીડવી લેવાનું ભૂલતી નહી : 'અનિરુદ્ધ, તું સાસરે જમવા જશે ત્યારે તારી સ્થિતિ કેવી થશે એ કલ્પના કરું છું તો મને કંઈ થઈ આવે છે.' એવે સમયે અનિરુદ્ધની જીભે આવી જતું : 'સાસરે જ જમું છું એવું તને નહોતું લાગતું ?' પણ એ જીભે લટકેલા શબ્દોને ટાળી દેતો. બન્નેનો મૈત્રી-સંબંધ પ્રેમપ્રવાહ તરફ વહી રહ્યો હતો. હજુ કિશોર વય છે એમ ધારી કોઈએ એકબીજા સાથે ખુલ્લા મને વાત કરી નહોતી. પ્રેમ પાંગરી માળો બાંધે એ પહેલાં નસીબે એમને દૂર હડસેલી મૂક્યાં !!

અલકાનાં લગ્ન પછી આજે જ અને આમ ઓચિંતાં તેઓ બન્ને મળ્યાં અને તે પણ આમ ઊભી બજારે !

'અલકા, તારો સંસાર કેમ ચાલે છે ?'

'સરસ', પછી કૂણા તડકા જેવી હસી : 'અમારે છોકરીઓને સાસરું જ સર્વસ્વ હોય છે, અને એમાં જ સમર્પિત થવાનું.'

'તારી વાણી કસાયેલી, પીઢ થઈ ગઈ કે શું ?'

'તું કેમ છો અનિરુદ્ધ ? તું ડોક્ટર થઈ ગયો ?'

'હું ડૉક્ટર બનવાની ઇચ્છા ધરાવું છું તે વાત આજ સુધી તેં યાદ રાખી, અલકા !!'

'હાસ્તો', થોડું અટકી : 'કેમ પરણિત છોકરીથી આવું યાદ ન રાખી શકાય ?'

'એમાં કોઈ પાપ નથી.'

'તારું કેમ ચાલે છે એ કહેને ?'

'સર્જન થઈ ગયો છુ, સારી પ્રેક્ટિસ ચાલે છે.'

'એ અર્થમાં હું નથી પૂછતી, અનિરુદ્ધ. તારી ગૃહસ્થી કેમ ચાલે છે ?'

થોડા માર્દવ અવાજે . સર્જન થયો એ દરમિયાન મંજરી સાથે લગ્ન કર્યાં. અમારી ગૃહસ્થી લાંબી ન ચાલી. મુન્નાના જન્મ સમયે જ મંજરી....

'ઓહ ! સૉરી અનિરુદ્ધ.' અલકાથી નિસાસો મુકાઈ ગયો. ક્ષણમાં જ સ્વસ્થ બની પૂછયું : 'હવે શું વિચારે છે.'

'બીજું શું વિચારું ? એક વર્ષના મુન્ના માટે મા તો શોધવી જ રહી.' અનિરુદ્ધે વાતાવરણ હળવું બનાવ્યું.

અલકાએ મૂંગું મૂંગું હસી કહ્યું : 'ને તારા માટે ?' શાકની થેલી બીજા હાથે બદલતાં એ ચાલવા લાગી.

'ઉતાવળ છે, અલકા ?'

'હા, અરુણને બૅંક છે. મારે એના સમય પહેલાં રસોઈ તૈયાર કરવાની છે.' ને થેલી બતાવતાં : 'આ શાકની થેલી હાથમાં છે.'

'બાય અલકા', અનિરુદ્ધે સ્કૂટર સ્ટાર્ટ કર્યું.

'બાય ...'

અરુણ-અનિરુદ્ધના વિચારો કરતી અલકા ઘરે પહોંચી.

'આવી ગઈ, બેટા ?' ગૌરીશંકર રાહ જોતા જ ઊભા હતા.

'તમને હવે કેમ છે બાપુજી ? તમે આજે આરામ જ કરજો.'

'તું કામમાંથી પરવારે એટલે મારા કમરામાં આવજે, અલકા. મારે તારી જોડે થોડી વાતો કરવી છે.' હાથમાં છાપું લઇ ગૌરીશંકર ચાલી ગયા. પછી ઓરડામાં જ મોટા સાદે કહ્યું : અલકા આજે મારી રસોઈ ન બનાવતી. ભૂખ નથી.'

બધાં કામ પત્યાં ત્યાં સુધી અલકા વિચારમાં જ ડૂબી રહી. એવું તે શું કામ બાપુજીને મારું હશે ? ચિત્તને જેમ જેમ કામમાં પરોવવા કોશિશ કરે તેમ તેમ તે વધુ ને વધુ ચકાવે ચડે. છેક બપોર પછી અલકા કામથી પરવારી ધીમા શંકા ભર્યા ડગે બાપુજીના કમરામાં પ્રવેશી : 'સૂઈ ગયા, બાપુજી ?'

'ના, ઊંઘવા પ્રયત્ન કરું છું પણ પોપચાં બિડાતાં જ નથી. વિચારોનો ચક્રાવો સૂવા દે તો ને ?'

'કેમ ? એવા શા વિચાર કરો છો તમે ?' વધુ પડતા વિચારો તબિયત બગાડે છે.

'તારી વાત તો સાવ સાચી છે બેટા ! પણ આંતરવલોણું ડામાડોળ સ્થિતિ બનાવે છે.'

'તમારી થોડી મૂંઝવણ મને આપી દો. ભાર આપોઆપ હળવો થઈ જશે.'

'તને કહેવું કે ના કહેવું એની જ ગડભાંજ ચાલે છે.'

'તમારો ભાર સહેજ પણ હળવો થાય એમ હોય તો મને કહો.'

'ભાર તો હળવો જરૂર થશે, દીકરા ! પણ પરિણામ વિષે વિચારું છું તો વધુ ડર લાગે છે.'

'તો તો કહો જ, ભાગીદાર બનવા હું તમારી સાથે જ છું.'

'બે 'દિ પહેલાં તારી-અરુણની કુંડળી લઈ હું તરવાડીકાકાના ઘરે ગયો હતો.'

'હં. શા માટે ?'

'દાદાજી બનવાનો ઉમળકો ઊભરાયેલો.'

'તો શું કહ્યું એમણે ?'

'તારી કુંડળી મંગળી છે બેટા. અરુણના લગ્ને ગુરુ બેઠો છે એટલે સંતાન તો છે, પણ એનું સુખ અરુણ નહીં ભોગવી શકે.' ઝડપથી એણે બોલી નાખ્યું.

અલકા થોડો સમય મૂંગી રહી. કહ્યું : 'કંઈ ઉપાય સૂચવ્યો છે એમણે ?'

'ક્રિયાકાંડવાળો કોઈ ઉપાય નથી, દીકરા.'

'તો ?'

'શું કહું તને ?' થોડું થંભી ભારે અવાજે : 'ફારગતી સિવાય કોઈ ઉપાય નથી.'

અલકા શબવત્ બની એમ જ ઊભી રહી.

ને ગૌરીશંકરે રુદન સાથે દૂંબાવાળા અવાજે : 'અલકા, તું છૂટી થઈ જા. ને.... મને મારો દીકરો સોંપી દે.'

અલકાની આંખોમાં અશ્રુ-દરિયો છલકાયો. એણે ઊભાં ઊભાં જ પાલવમાં ઝીલી લીધો.

ગૌરીશંકરનું તો ક્યાં એમાં ધ્યાન હતું ? એણે તો બોલે જ રાખ્યું : 'તું આવું વિચારે તો હું જીવનભર તારો કરજદાર રહીશ, બેટા. તરવાડીકાકા ક્યારેય ખોટા નથી પડ્યા. એનો મને જાતઅનુભવ છે.'

આ વૃદ્ધ સસરાને આશ્વાસન શું અને કેમ આપવું એ અલકાના ગજા બહારનું હતું. એને થયું વાત્સલ્ય આવું અંધ હશે શું ?

* * *

રાતે અરુણ સાથે કશી જ વાત કર્યા વિના મજા નથી એમ કહી એ વહેલી સૂતી. અરુણ કંઈક વાંચવામાં મશગૂલ હતો. અર્ધી રાતે બત્તી ઝાંખી કરી એ સૂતો તો અલકા આંખો બંધ કરી જાગતી પડી હતી. અલકા ઊંઘે છે એમ માની અરુણ પણ ગાઢ નિદ્રામાં પોઢી ગયો.

મીંચેલા પોપચે જ એ વારંવાર સળવળતી હતી. એને કુંડળી અને એના ફળાદેશ કરનારા શાસ્ત્રીઓ ઉપર નફરત થઈ આવી. તો ઘડી દાદાજી બનવાની બાપુજીની અધીરાઈ પર રોષ ઠાલવ્યો. કુંડળીમાં તો મા પણ માને છે. તો શું એમણે આ ઢાંકી રાખ્યું હશે ? બાપુજી આટલું માને છે તો લગ્ન પહેલાં એમણે પણ મારી કુંડળી તપાસવી જોઈએ ને ? કદાચ સાવિત્રીમાસીના ભરોસે જ આ બધું ચાલ્યું હોય. પણ એમાં સાવિત્રીમાસીનો શો દોષ ? દોષ તો બધો મારો જ છે કે હું મંગળી છું.

તો શું હું વિધવા જીવન પસંદ કરું ? હરગિઝ નહીં. વિધવાનું કલંકિત જીવન જીવવા કરતાં છૂટા થઈ જવું શું ખોટું ? પડખું ફરતાં જ વિચાર ઘૂમરાયો. આટલો સમય અરુણ સાથે જીવનસુખ માણ્યું. હવે શું હું બીજા પુરુષના આલિંગનમાં... ના ના આવું તો કેમ થઈ શકે ? એને મા માસી યાદ આવ્યાં. માએ કહ્યું જ હતું કે જોષી કુટુંબની લાજ રાખજે. ને માસીએ પણ આવું જ કંઈક કહ્યું હતું સુખદુઃખમાં તું અરુણ સાથે જ રહેજે. તો શું મા કે માસી મારા અડવા કપાળ-હાથ જોઈ શકશે? ફારગતી પછી મા કે માસી જરૂર મારું ધ્યાન રાખે પણ એ લોકો કેટલો સમય ? વળી અલકાનો વિચાર ઘૂમરાયો : તારા સહારા માટે અનિરુદ્ધ ઊભો તો છે જ ને ? આજે જ શાકબજારે તે મળ્યો ત્યારે કહ્યું જ છે ને મુન્ના માટે મા તો જોઈશે જ ને ? અલકા, તું મુન્નાની મા બની જા એ તારા માટે સાચો રસ્તો છે. સૂતા સૂતા જ અલકા પથારીમાં મોટેથી બોલી પડી : એ જ સાચું છે, એ જ સાચું છે.

અરુણ સફાળો જાગી ગયો. એને થયું અલકાએ કોઈ સ્વપ્ન જોયું છે. ઊંઘમાં જ એ લવારી કરી રહી છે. પાણીનો ગ્લાસ આપતા અરુણે અલકાને પૂછ્યું : 'એ જ સાચું છે, એ જ સાચું છે એવું કંઈક તું બોલતી હતી. શી વાત છે, અલકા ?'

'તમે માનશો નહીં. કદાચ બધું જ હળવું લઈ લેશો.' પછી અલકાએ અરુણને પથારીમાં સૂતા સૂતા જ બધી વાત કહી સંભળાવી. એ જ ક્ષણે અરુણે અટ્ટહાસ્યથી ઓરડો ભરી દીધો.

'જો હું નહોતી કહેતી તમે અમને મૂર્ખ જ સમજશો.'

'આંધળી અંધશ્રદ્ધા મૂર્ખતા જ પ્રદર્શિત કરે છે.' ને પછી કસોટી કરતો હોય તેમ : 'તેં શો વિચાર કર્યો છે ?'

'મને વિધવા જીવનમાં રસ નથી.'

'એટલે ફારગતી. એમ જ ને ?'

'હા. હું અને બાપુજી આવું જ વિચારીએ છીએ.'

'પણ હું તને આ બંધનમાંથી મુક્ત કરું તો ને ?' અને પછી બીજી જ ક્ષણે ગંભીર અવાજે

અલકાની સમજ વિકસાવતો હોય તેમ . સપ્તપદીના સાત ડગ સાથે ચાલ્યા. કમસે કમ આ ખેપ સુધી તો સાથે જ ચાલીએ એ આપણો ધર્મ છે. વળી અગ્નિની સાક્ષીએ આપણો હસ્તમેળાપ થયો છે. અગ્નિ એ તો પ્રકાશ છે. શક્તિ છે. કુંડળી પરની શ્રદ્ધા કરતાં આના પર શ્રદ્ધા રાખ, ને એક બીજી વાત પણ તું સમજ. મૃત્યુ તો જન્મનો પડછાયો છે: એનો ડર ન હોય. અને પછી સહેજ ઊંડો શ્વાસ લઈ અલકાને એણે કહ્યું :

સાચું તો અલકા એ છે કે મેં તને અનહદ પ્રેમ કર્યો છે. મારા માટે તો તું હંમેશાં પુનિતા જ રહી છો. પવિત્રતા એ મારું જીવન છે. એને છેલ્લા શ્વાસ સુધી હું નહીં છોડું.

અલકા સમજી રહી હતી; અરુણ તેના આ વિચારોમાં અડગ-અચળ રહેવાનો. બાપુજી, તરવાડીકાકા કે મારી વાતનો એ ક્યારેય સ્વીકાર કરશે નહીં.

દિવસો સુધી બાપુજીએ અને અલકાએ તેની વાતનો દોર ચાલુ રાખ્યો પણ અરુણે મચક આપી નથી. એક દિવસ બપોરે અલકા સૂતાં સૂતાં છત પર નજર ટેકવી વિચારશૂન્યે પડી હતી. અચાનક ટપાલીએ 'ટપાલ' કહેતાં એક કાર્ડ ઘરમાં ફેક્યું. અલકા કુતૂહલવશ ઊભી થઈ કાર્ડ હાથમાં લઈ વાંચવા લાગી. એમાં અલકા-અરુણને સંબોધી લગ્નના પ્રીતિ-ભોજનનું આમંત્રણ હતું. ને આમંત્રક હતા ડૉ. અનિરુદ્ધ ત્રિવેદી અને ડૉ. અંજના ત્રિવેદી.

વીજળીના ઝબકારા વેગે એ ધ્રૂજી ઊઠી. કાર્ડને બે-ચાર વખત ધ્યાનપૂર્વક એ વાંચી ગઈ. એક ઊંડા નિશ્વાસ સાથે એણે કાર્ડને ટેબલ પર મૂક્યું.

એ રાતે અલકા અરુણના પડખામાં ચોધાર આંસુએ રડી. ડૂસકાં ભરતાં ભરતાં જ એ બોલી : 'હું કેવી સ્વાર્થી છું અરુણ ! મારો પ્રેમ પણ કેવો છીછરો નીવડયો ? કુંડળીના ભયે મને આંધળી બનાવી દીધી.'

'રડ નહીં મારી પુનિતા.' અરુણે બન્ને બાહુમાં એને જકડી લઈ ભીંસી દીધી.

અલકા નિશ્ચિંત થઈ નિઃશબ્દ પડી રહી.

❑

## ચાર દિવસનું ચાંદરણું

રે મનવા ! આ તો ચાર દિવસનું કેવળ છે ચાંદરણું
પલકારામાં વહી જશે રે સુખનું તારું ઝરણું !
ઉત્તમ વસ્તુ સહજે મળી તો શીદને તું ફુલાય ?
શકટ નીચે શ્વાન સરીખો નાહક તું ભરમાય !
પંડ પરમાણે પાથરજે તું તારું પાથરણું !
રે મનવા ! આ તો ચાર દિવસનું કેવળ છે ચાંદરણું.
નીર-ક્ષીરની ઓળખ નહિ ને રાજહંસનાં સપનાં
વાયસ પ્હેરે મોરપિચ્છ, પણ આખર શું એ ખપનાં ?
છે પિત્તળ આખર પિત્તળ, છોને હોય સોનાવરણું !
રે મનવા ! આ તો ચાર દિવસનું કેવળ છે ચાંદરણું.
ઘડીક તડકો, ઘડીક છાંયો, કિસ્મતનો છે ખેલ
હુંપદથી હેઠો ઊતરીને રાખ સહુથી મેળ.
ભાર બધો ખંખેરી નાખી થઈ જા ઊડતું તરણું !
રે મનવા ! આ તો ચાર દિવસનું કેવળ છે ચાંદરણું.

– લાલજી કાનપરિયા

## હરખે હરિરસ પીવો

હરખે હરિરસ પીવો રે મનવા ! હરખે હરિરસ પીવો
ભીતર છે લખલખ અંધારાં, પ્રગટાવો એક દીવો.

નભને વીંધી દૂર દૂરથી
રમતા આવે વાયક
અચરજનાં ફૂલો ખીલે છે
ક્ષણ ક્ષણમાં સુખદાયક !

તળિયે જઈને ગોતી લાવે મોતીડાં મરજીવો !
હરખે હરિરસ પીવો રે મનવા ! હરખે હરિરસ પીવો.

અનહદ નાદ ઊઠે છે ભીતર
બજી ઊઠે મંજીરાં
ક્ષણમાં નાચે કૃષ્ણકનૈયો
ક્ષણમાં નાચે મીરાં !

અકળ ઊઠતી લાગણિયુંને પ્રેમલ દોરે સીવો !
હરખે હરિરસ પીવો રે મનવા ! હરખે હરિરસ પીવો.

– લાલજી કાનપરિયા

❑

# શ્રદ્ધા – એ પરમાત્માનું પ્રેમગીત છે !

– યશવંત ત્રિવેદી

*'આ આષાઢી બીજના વરસાદી શ્યામધૂસર આકાશમાં*
*હું તને પૂર્ણ ચંદ્ર સમા ચહેરામાં કઈ રીતે જોઈ શકું છું ?*
*રાત્રિના અંધકારમાં હું તને મારી શ્રદ્ધા જેટલો આકાર્યા કરું છું.....*
*દૂરથી આવતા ઝરણા જેમ તારો અવાજ સાંભળું છું*
*પર્ણો અને પુષ્પોમાં તારો પગરવ સાંભળું છું...*
*રાત્રિના સન્નાટામાં તું મારા કર્ણમૂલમાં તારા શ્રદ્ધાગીતની પંક્તિઓ ગણગણે છે*
*તેને હું સ્વર્ગના પંખીની લિપિ જેમ ઉકેલતો જાઉં છું આશાની આંગળીથી....'*

શ્રદ્ધા – એ પરમાત્માનું પ્રેમગીત છે. સમય અને ઇંદ્રિયોની પાર ફૂટતું નવી આશાનું પરોઢ છે. શ્રદ્ધા એ વિરાટ પરબ્રહ્મ સાથેની આનંદ-ગોષ્ઠિ છે. શ્રદ્ધા એ અસ્તિત્વના મહાસાગરની લાવણી છે. જે શ્રદ્ધાની પ્રેમનદીના પૂરમાં ભૂસકો મારી જાય છે તે સામે કાંઠે બારમાસી વસંતના ઉપવનમાં પહોંચી જાય છે. શ્રદ્ધા મનુષ્યને અદષ્ટના આલોકમાં લઈ જાય છે; અસીમના આનંદલોકમાં લઈ જાય છે. જ્યાં દૃષ્ટિ અટકી જાય છે ત્યાંથી શ્રદ્ધાનો કલ્પના-પ્રદેશ શરૂ થાય છે. કૃષિકાર બીજ વાવે છે ત્યારે વરસાદથી ભીના ખેતર તરફ પૂર્ણ શ્રદ્ધા અને આશાથી જુએ છે કે આવતી કાલે લીલો મોલ ફણગી ઊઠશે. યુવાન સ્ત્રી પ્રેમથી પરિતૃપ્ત થઈ ગર્ભ ધારણ કરે છે ત્યારે એને શ્રદ્ધાથી ખાતરી છે કે એક દિવસ એનો ખોળો શિશુના ખિલખિલાટથી ભરાઈ જશે.

શું પ્રેમનું કે શ્રદ્ધાનું કોઈ પ્રમાણ હોય ? જે કોઈ માણસ શું પ્રેમ કરવા નીકળે છે ત્યારે કાયદાની કોઈ કલમ પ્રમાણે કરે છે ? એ એટલા માટે પોતાનું હૃદય બીજાને સોંપી દે છે; કારણ કે એના મૂળમાં શ્રદ્ધા રહેલી છે. શ્રદ્ધાનું મૂળ પણ શ્રદ્ધા છે; અને શ્રદ્ધાનું પરિણામ શ્રદ્ધા છે ! પ્રેમનું મૂળ પણ શ્રદ્ધા છે; અને પ્રેમની પરિણતિ પણ શ્રદ્ધા છે ! ચારેકોર મરુભૂમિ હોય, ક્યાંય આશાનું કિરણ ન હોય એવા વેરાન સમયે પણ માણસ શ્રદ્ધાથી જીવનને વળગી રહે છે. એ રણમાં જલના ઝરણાની આશામાં ચાલ્યા કરે છે ! ચોમેર શિશિરના સન્નાટા હોય એની વચ્ચેય, શું માણસ વસંતના ઉપવનની આશામાં નથી ચાલ્યા કરતો ?

'શ્રદ્ધા જ મારી લઈ ગઈ મંજિલ ઉપર મને
જો રસ્તા ફરી ગયા, તો દિશાઓ ફરી ગઈ !'

પરમાત્મા માટેની શ્રદ્ધા પાકી હશે તો રસ્તાઓ કઠિન થઈ જશે તોય એની કૃપાથી દિશાઓ તમને અનુકૂળ થઈ જશે. શ્રદ્ધા એ જીવનનો આદર્શ છે. એ જ આધ્યાત્મિકતાનો, પરમાત્મા તરફનો ઉત્ક્રંતિ-પથ છે. શ્રદ્ધાનો માર્ગ અંતઃપ્રેરણાનો માર્ગ છે. એટલે એ જ્ઞાનથી પણ ઊફરો વહી જાય છે. શ્રદ્ધા એ જીવનનો સાર્વત્રિક 'હકાર' છે ! આપણને સૌને પૂર્ણતાની ઝંખના રહે છે; કારણ કે આપણે પરમાત્માની પ્રતિકૃતિ છીએ, પ્રતિમા છીએ ! અને ઉત્ક્રાંતિ-પથનો એ સૌથી મોટો ચમત્કાર છે કે મનુષ્યજાતિ ધીરે ધીરે કર્મ-સિદ્ધાન્ત, કાયદા અને તર્કને ઓળંગીને શ્રદ્ધાના કાવ્યમય દર્શન સુધી પહોંચી શકી છે ! એ જ કેટલું ગીત જેવું મધુ છે કે શ્રદ્ધાવાનના આત્મામાં પરમાત્મા ધીરે ધીરે શબ્દ જેમ, પુષ્પ જેમ પગલાં પાડતો આવે છે ! વળી શ્રદ્ધા સર્વ તર્કની પાર હોવાથી એ કોઈ સાથે સંઘર્ષમાં

ઊતરતી નથી ! શ્રદ્ધા એ આકાશ અને પંખી વચ્ચેનો સંવાદ છે ! શ્રદ્ધા એ ભક્તિ છે, એટલે સંતોએ ભક્તિને પંખીમાર્ગ કહ્યો છે !

શ્રદ્ધા એ પ્રભુની ઇચ્છામાં આપણી ઇચ્છા જોડી દેવાનો વેલ્વેટનો પ્રાર્થના સમો સેતુ છે. દાન્તેએ એના મહાકાવ્ય 'ડિવાઇન કોમેડી'માં અને ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'માં આ પુલ બાંધ્યો છે.

આત્મશુદ્ધિ પછી દાંતેની યાત્રા 'પારાડિસો' એટલે કે સ્વર્ગલોક ભણીની થાય છે. તેના બિઆટ્રિસ સાથેના પ્રેમનું હવે ઊર્ધ્વીકરણ થઈ જાય છે. અહીં દાન્તે દસમા સ્વર્લોકમાં બિઆટ્રિસના ઊર્જિત આત્માનું દર્શન કરે છે. પછી માતા મેરીનું અને ઈશુ ખ્રિસ્તનું દર્શન કરે છે. ગોવર્ધનરામે પણ આવી જ પ્રયોજના 'સરસ્વતીચંદ્ર'માં કરી છે. હવે દાન્તેની સર્વ તૃષ્ણાઓ શમી જાય છે. તેની સર્વ ઇચ્છાઓ પ્રભુની મહેચ્છામાં ભળી જાય છે. પ્રેમનું પ્રાંજલ અપૂર્વ રૂપ દાન્તે અનુભવી રહે છે. મહાકાવ્ય 'ડિવાઇન કોમેડી'નું આ દશ્ય ચરમસીમારૂપ બની રહે છે.

શ્રદ્ધાવાન માણસ પ્રેમી જેવું વર્તન કરે છે. એટલે એ સમયની પાર નીકળી જઈને અંતિમ વાસ્તવિકતાને પામે છે. શ્રદ્ધા એ પૂર્ણ વિશ્વાસ છે. પરમાત્માને સર્વ સમર્પણ કરવામાં શ્રદ્ધા રહેલી છે. મીરાં, નરસિંહ, સૂરદાસ વગેરે અષ્ટસખા કવિઓએ કે સૂફી સંતો, કવિઓ રૂમીથી રાબીઆ સુધીના મરમીઓએ, ઓગસ્ટાઇનથી પાઉલ સુધીના ખ્રિસ્તી સંતોએ આ પરમ શ્રદ્ધા દ્વારા પરમાત્માની ઉપાસના કરી છે. એમને મન શ્રદ્ધા એટલે આપણે જેની આશા રાખીએ છીએ તેની બાંયધરી છે. આપણે ભલે આપણી નજરે ન જોયું હોય, પણ તેની ખાતરી છે, હૈયાધારણ છે. કારણ કે એ એમની આસ્થા બંધાઈ ગઈ છે કે પુણ્યશાળી માણસ જ સાચું જીવન પામે છે. આ શ્રદ્ધાને લીધે જ પરમાત્મા આપણને પવિત્ર આત્મા આપીને, આપણા ઉપર પ્રેમ વરસાવીને ન્યાલ કરી દે છે ! એટલે આ સંતો અને કવિઓને ખાતરી હતી કે પ્રેમથી પ્રેરિત શ્રદ્ધા જ મુક્ત કરાવે છે. આ શ્રદ્ધા જ આશિષનું વરદાન મેળવી આપે છે. સંત પાઉલે સરસ કહ્યું હતું કે હું ઈશુ ખ્રિસ્ત સાથે એકરૂપ થઈ જાઉં છું, તેનું કારણ આ શ્રદ્ધા છે. મીરાં કૃષ્ણમય થઈ જાય છે તેનું કારણ એની 'કૃષ્ણશ્રદ્ધા છે.

શ્રદ્ધા એ બુદ્ધિની વિરોધી નથી; ઊલટાની બુદ્ધિની સર્વોપરિતા છે. એટલે જ એ આપણને આધ્યાત્મ અને શાશ્વતી સુધી પહોંચાડે છે. માણસ આ અંધકારમય સંસારમાંથી શ્રદ્ધાને લીધે જ પરિપૂર્ણ જીવનની ઝંખના કરે છે.

શ્રદ્ધાને લીધે સોક્રેટીસ, ઈશુ ખ્રિસ્ત અને ગાંધીજી જીવનમુક્ત થઈને પરમ પદને પામ્યા છે –

'જીવન્મુક્તઃ સ વિજ્ઞેયો દેહાન્તે પરમં પદમ્.'

ઝેર પીવું પડે તો ભલે, પણ સત્ય, જ્ઞાન અને પરમાત્મા વિષેની શાણપણની શોધ પડતી મૂકીને, જીવન-શ્રદ્ધા છોડી દઈને, સોક્રેટીસ જીવવા પણ ઇચ્છતા નથી.

સોક્રેટીસની શોધ છે સાચા જ્ઞાન માટેની. એટલે જ એ પ્રશ્નનો પ્રશ્ન પૂછયા કરે છે. અદાલતે જ્યારે એને શોધ કરવાનું પડતું મૂકે તો તેને છોડી દેવાની તૈયારી દેખાડી ત્યારે એણે શો ઉત્તર આપ્યો ? 'તમે જો મને આ શરતે છોડવાની દરખાસ્ત કરતા હો તો મારો જવાબ છે કે, 'હે એથેન્સવાસીઓ, હું તમને ખૂબ આદર આપું છું, પણ હું તમારા કરતાં ઈશ્વરની આજ્ઞા માનીશ. મારામાં શ્વાસ છે ત્યાં સુધી હું ડહાપણની શોધ કરતાં અટકીશ નહિ.' વળી આગળ કહે છે : 'તમે એનેટસની વાત સાચી માનો કે ન માનો, તમે મને છોડો કે ન છોડો, એથેનિયનો, હું અંતે એટલું કહીશ કે હું મારો રાહ બદલીશ નહિ, ભલે મારે હજાર વાર મરવું પડે.' એટલે જ એના શિષ્યો એને જેલમાંથી છોડાવવા છાનામાના બોગદું પાડીને આવ્યા ત્યારે સોક્રેટીસ નાસી જવાને બદલે એમને ઠપકો આપે છે. એમને દુઃખ છે કે તમે મને સમજ્યા નથી ! સોક્રેટીસ શાશ્વત પ્રકાશને, પૂર્ણ સત્યને પામ્યા છે એટલે

તેઓ આટલી ઉદાત્ત નૈતિકતાથી વર્તે છે. એટલે જ તેઓ આત્મદર્શન માટે આત્મવિવેચનની પદ્ધતિ પર ભાર આપતા હતા. અને એટલે જ તેમને ઝેર પીવું પડ્યું. તે શોકાંતિકા છતાં એમને મન મંગલ ઉત્સવ બની રહ્યો.

ઈશુ ખ્રિસ્ત ભલે અવતાર હતા, પણ દેહ માનવનો હતો. એટલે શહીદી વખતે પહેલાં એમને પણ સામાન્ય માણસ જેવી જ ભીતિ લાગે છે. શિષ્યોને કહે છે કે મને એટલો બધો શોક થાય છે કે જાણે મારા પ્રાણ હમણાં ચાલ્યા જશે. તમે બધા અહીં મારી પાસે રોકાઈ જાઓ અને મારી સાથે જાગતા રહો. ઈશુ ખ્રિસ્ત વારેવારે પ્રાર્થના કરે છે, એનું કારણ પણ એ છે કે આત્મા ભલે તૈયાર થાય છે, પણ દેહ દુર્બળ છે. ઈશુ કહે છે - હે પિતા, આ કસોટીને મારી આગળથી હટાવી દે. તેમ છતાં, તમારી જ ઇચ્છા પૂર્ણ થાઓ; મારી નહીં ! આ વાક્યમાં પરમાત્મા પ્રત્યેની એમની અટલ શ્રદ્ધા પ્રગટ થાય છે.

ઈશુ ખ્રિસ્ત ઉપર પણ મુકદ્દમો ચાલે છે. રોમન શાસક પિલાત ઈશુને પૂછે છે કે તું યહૂદીઓનો રાજા છે ? જો ઈશુ ના પાડે તો સજા ન થાય, પણ ઈશુ કહે છે - 'મારું રાજ્ય આ દુનિયાનું નથી.' પિલાતે ફરી પૂછ્યું - 'એટલે તું રાજા છે, એમ જ ને !' ઈશુએ કહ્યું - 'હું રાજા જ છું. મારો જન્મ જ એટલા ખાતર છે કે હું સત્યની સાક્ષી પૂરું.' જ્યારે ઈશુને એક પછી એક એમ પાંચ ખીલા ઠોકાતા ગયા ત્યારે તેની અસહ્ય પીડાથી ચીસ પાડી ઊઠ્યા - Thou ceasest me ...? હે પિતા, હે પરમાત્મા, શું તું પણ મને છોડી જાય છે ? પણ ફરી પાછા ઈશુ પ્રભુશ્રદ્ધામાં સ્થિર થઈને કહે છે - હે પિતા, આ લોકોને માફ કર. તેઓ શું કરે છે તેનુંય તેમને ભાન નથી ! શ્રદ્ધા સાથે જ પ્રેમ અને ક્ષમા આવે છે. ક્ષમામાં વસંતની પ્રથમ લહર હોય છે ! ઈશુ ખ્રિસ્તનું જીવન એ પરમ શ્રદ્ધાનું જ્યોતિર્મય દૃષ્ટાંત છે.

ગાંધીજીની સત્યનિષ્ઠા અને ઈશ્વરશ્રદ્ધા કેવળ તાર્કિક નહિ, પણ જીવંત અને પ્રાણપૂર્ણ હતી. સત્ય અને શ્રદ્ધા જીવનમાં ઊંડે આચરણ થઈને આવવાં જોઈએ એ તેમનો પ્રયોગ હતો. તેઓ ધર્મ અને અધ્યાત્મને ઉચ્ચ જીવનની કસોટી ઉપર પ્રતિદિન કસતા રહ્યા એ તેમનો વિશેષ કહેવાય. એટલે જ તેઓ કહી શક્યા કે 'મારા જેવા અલ્પ આત્માનો ભલે ક્ષય થાઓ પણ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો !' અને મરતી વખતે મારા મોંમાં રામનામ હોય તો જ....

આમ સત્યનારાયણની પૂજા કરતાં ગાંધીજીએ જીવનનો પૂર્ણયોગ સિદ્ધ કર્યો. સ્વયં યુગપુરુષ બની રહ્યા. મહાત્માજી દેશ થઈને નહિ, દુનિયા થઈને રહ્યા. એમનો શાશ્વત અવાજ કેવળ ભારતના સીમાડા લગી સીમિત ન રહ્યો; વિશ્વના સીમાડા લગી પહોંચી ગયો. મહાત્માજીનો ચિરંતન જ્યોતિપુંજ મનુષ્યજાતિના જીવનમાર્ગને સર્વદા અજવાળતો રહેશે તે એમનું શાશ્વત યોગદાન છે.

પુણ્યશ્લોક ગાંધીજીના મસ્તક પર નાગરાજ ડોલ્યો હતો, એટલે તેઓ ચક્રવર્તીના ચક્રવર્તી થયા છે ! વિશ્વમાં પ્રગટ થયેલા નવમી ચેતનાના જ્યોતિર્ધરો બુદ્ધ, મહાવીર, ખ્રિસ્ત, મોઝીઝ, સોક્રેટીસ જેમ તેઓ અમર જ્યોતિસ્તંભ બની રહ્યા છે ! સત્ય, પ્રેમ અને અહિંસાના પૂર્ણ પાલનને લીધે ગાંધીજી ઉદાત્ત જીવનના દૃષ્ટાંતરૂપે મૂર્ત ભગવદ્ગીતા બની રહ્યા છે ! તેઓ માત્ર ભારતના સ્વાતંત્ર્યના જ નહિ, પણ વિશ્વના જાગતિક સ્વાતંત્ર્યની અભીપ્સા બની રહ્યા છે. પ્રકાશના શાશ્વત જ્યોતિસ્તંભ બની રહ્યા છે. ભુલાઈ રહેલા ઈશુ ખ્રિસ્તના અમર શુભસંદેશને તેમણે ફરી ચેતના અર્પી છે. ખ્રિસ્તનું ક્રૂસ-આરોહણ જેમ દેવદૂતોએ પૃથ્વી પર આણેલું કાવ્ય બની રહ્યું છે, તેમ ગાંધીજીનું બલિદાન પણ વિશ્વનું અમર કાવ્ય બની રહ્યું છે. વિશ્વ જ્યારે ગહન વેદનાની ક્ષણોમાં હતું ત્યારે પરમાત્માએ મહામાનવ ગાંધીજીને ભારતને ખોળે મોકલ્યા હતા.

આપણે ખુશનસીબ છીએ કે આપણે આવા જ્યોતિર્મય મહામાનવને આપણી વચ્ચે સત્યની જેમ જોયા છે!

બર્નાર્ડ શૉના નાટક 'સેંટ જોન'માં એમણે માર્મિક વાત કહી છે કે જોન ઑફ આર્ક જેવાની શહાદતને સમજે એવી દુનિયા હજી શાણપણવાળી થઈ નથી! સોક્રેટીસની શ્રદ્ધા ઈશ્વર અને લોકશાહી માટે હતી. ગાંધીજીની શ્રદ્ધા સત્યનારાયણ માટેની હતી. ઈશુ અને જોન ઑફ આર્કની શ્રદ્ધા પરમાત્માના રાજ્ય માટેની હતી. આવી બળવાન શ્રદ્ધા જ માણસને એના રત્નમય મુકામ સુધી પહોંચાડે છે.

આવી શ્રદ્ધા ચમત્કારો સર્જે છે તે વસ્તુને આપણે રૂપકમાં, જીવનના મર્મથી સમજવાની છે. પ્રેમ કે શ્રદ્ધા માટે એફિડેવિટ થોડી કરાવાય? રામચંદ્રજી શલ્યાને સ્પર્શ કરે છે તેની અહલ્યા થઈ જાય છે! શ્રીકૃષ્ણ ગોવર્ધન પર્વતને ટચલી આંગળીથી ઊંચકી લે છે! કદરૂપી કુબ્જાને શ્રીકૃષ્ણ સ્પર્શ કરે છે તો નવયૌવના સુંદરી બની જાય છે! ચાર દિવસ પહેલાં મૃત્યુ પામેલા લાઝારસને ઈશુ ખ્રિસ્ત બૂમ પાડે છે કે – ઊઠ, બેઠો થા! અને લાઝારસ જીવંત થઈ જાય છે! ભક્ત પ્રહ્‌લાદ બળબળતા લોહસ્તંભ ઉપર કીડીની હાર ચાલતી જોઈ પ્રભુશ્રદ્ધાથી એ સ્તંભને ભેટી પડે છે! નરસિંહ મહેતા શામળા ગિરધારીને પ્રગાઢ પ્રભુશ્રદ્ધાથી હૂંડી લખી દે છે! એક રાત્રે હસન બીજા મિત્રો સાથે સંત રાબીઆને મળવા ગયા. રાબીઆ પાસે ફાનસ ન હતું અને પ્રકાશની જરૂર હતી. રાબીઆએ પોતાની આંગળીને સ્પર્શી ફાનસ જેવો પ્રકાશ ફેલાવ્યો જે સવાર સુધી રહ્યો. રામકૃષ્ણ પરમહંસ સન્મુખે મા મહાકાલી પ્રત્યક્ષ થયાં ત્યારથી તેમના અંતરમાં આનંદ છવાઈ ગયો. હવે મંદિરમાં તેમને મૂર્તિના નહિ, સ્વયં માતાજીનાં જ દર્શન થવા લાગ્યાં. તેઓ કહે છે – 'હું માતાજીના નાક પાસે હથેળી ધરું, ને માતાજીના શ્વાસોચ્છ્‌વાસનો અનુભવ થાય.' બાલિકાસ્વરૂપ માતાજી એમને મેડી ઉપર જતાં દેખાય. એમના ઝાંઝરનો અવાજ સંભળાય. એમને ખાતરી થઈ ગઈ કે માએ મને પોતાનો કરી લીધો છે. આ શ્રદ્ધાની ખાતરીના ચમત્કારો છે. મીરાંને ઝેરનો પ્યાલો રાણાએ મોકલ્યો પણ મીરાં તો ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યેની પરમ શ્રદ્ધાથી પી ગયાં તો ઝેર અમૃત થઈ ગયું! રાણાએ મીરાંને સર્પ મોકલ્યો તો એ સુંદર શાલિગ્રામ થઈ ગયો! આ બધાં દૃષ્ટાન્તો પરમ શ્રદ્ધાનાં છે. અને આપણે તર્કની પાર પરમાત્મા પ્રત્યેના અનિર્વચનીય પ્રેમથી આ વસ્તુને સમજવાની રહે છે!

શ્રદ્ધાની સાથે સૌંદર્ય આવે છે! વેરાન મરુભૂમિમાં જલનું સૌંદર્ય, પાનખરનાં ડૂસકાં વચ્ચે વસંતથી મઘમઘતા ઉપવનનું સૌંદર્ય, બીજના ચંદ્રમાં પૂર્ણિમાનું સૌંદર્ય! એટલે ફૂલોના રંગોની ઝંખનામાં જે સૌંદર્ય નિખરે છે તે શ્રદ્ધાનું સૌંદર્ય છે! રાધા એટલાં તો સ્વરૂપવાન છે કે જે બાજુ એમનું મુખ દેખાય છે ત્યાં દીવો ઝાંખો લાગે છે! આવું અપ્રતિમ સૌંદર્ય શ્રીકૃષ્ણની અનિર્વચનીય પ્રીતિને લીધે છે! રાધા ચાલે છે તો એમનાં પગલાં કંકુવરણાં પડે છે! એનું કારણ છે કે પરમાત્માના સંકેતથી શ્રદ્ધા આ સૌંદર્યને શોધી લે છે! શ્રદ્ધાનું પ્રમાણ તરસ છે, પ્રભુપ્રેમની તરસ! એટલે તો મીરાં કૃષ્ણના વિરહમાં વિહ્‌વલ થઈ ઊઠે છે! વિરહમાં એક દિવસ, એક ક્ષણ પણ પસાર થતાં નથી! તરફડી ઊઠે છે!

'તલફત તલફત કલ ન પરત હૈ,
વિરહબાણ ઉર લાગીરી
નિસદિન પંથ નિહારું પિય કો,
પલક ન પલ ભર જાગીરી
મોહે રામ મિલનકી આરતી ઉર જાગીરી!'

હૃદયના પુકારથી ચીસ પાડી ઊઠે છે મીરાં —

'તુમ્હરે કારન મૈંને સબ જગ છડિયા,
અબ કાહે કો તરસાઓ?'

જેની પાસે શ્રદ્ધા છે તે વેરાન મરુભૂમિમાં પાણીનો ઝરો મેળવી લેશે! જે પાનખરમાં ઊભો હશે તે વસંતથી મઘમઘતા ઉપવનને મેળવી લેશે!

અંધ હશે તે પરમાત્માનાં દર્શન કરી લેશે !

'મૈં બેબસર હૂં, નજરોં કી બાત કરતાં હૂં.'

અંધ સૂરદાસજી ઘાટ ઉપર કંઈક ફંફોસી રહ્યા છે ! કોઈ પૂછે છે કે સૂરદાસજી, શું ખોજો છો ? શું ખોવાઈ ગયું છે ? ત્યારે સૂરદાસજી પરમ શ્રદ્ધાથી ગાઈ ઊઠે છે !

'ન જાનૂં સખિ, કિસ રૂપ મેં
નારાયણ મિલ જાયે......'

આમ પરમાત્માએ શ્રદ્ધાનો એવો અમૃત આસવ પિવડાવી દીધો છે કે જિંદગીભર એનો દિવ્ય નશો ચઢી જાય છે ! એની દિવ્ય સમાધિ લાગી જાય છે -

'જાને ક્યા પિલાયા તૂને,
મુઝે બડા મઝા આયા !'



## પ્રગટે

પરોઢિયે પ્રગટે તું આવી,
ભુવન ફરતું આભ.
મહિયારણની મટકી ફોડી
દોડી દોડી ભાગ
ચતુર છડેચોક વહેંચાયો
હેતથી ભરી માટ
માણેકથંભનો તું આધાર.
નીર ધારેલી રાહ દોરીને
કરે રથ સંચાર,
ચાંદની ચોકે પલકપલક
નયન તું પલકાર
નિરાકારનો તું આકાર.
ઓળખતાં મને વાર ન લાગી
ચિંતન તું કિરતાર,
હાથને ઝાલ્યો છોડીશ ના હું
ઉતાર સામે પાર !
તૈયારી છે તારી સાથ.
પરોઢિયે પ્રગટે....

**– જ્યોતિ જોશી** (શિકાગો)

## રાધાની આંખોથી...

રાધાની આંખોથી જોયા
કાન તમોને આજે,
મંદ મંદ મલકે મુખડું આ
અંતર મારું લાજે.
કદંબ કેરી છાંય તળે એ
ગૌધણ વચ્ચે ઊભા,
પીત પીતાંબર, માથે મુગટ
મોરપિચ્છ છે શોભા;
હોઠ પરે બંસી ધરતા કે
ગીત મધુરાં ગાજે.
સ્મિત ઘણું મધમીઠું કરતાં
ને આંખોથી હેત,
ભાન સરકતું જાય પળોમાં
મનડું કહેતું ચેત !
સૌથી મોટો એ જાદુગર
શ્વાસો એના કાજે,
રાધાની આંખો જોયા
કાન તમોને આજે..

**– હરીશ પંડ્યા**



– રવીન્દ્ર ઠાકોર

### એક સ્તોત્રગાનની જેમ – રમણીય નવલકથા

"છોકરી ! તને ખબર નથી કે હું કેટલી મજલ કાપીને અહીં પહોંચ્યો છું ? કેટલું બધું વેઠીને અહીં આવી શક્યો છું ? ક્રૂસ પરનાં કેટલાં બધાં મૃત્યુ ! મેં અનુભવેલાં અનિષ્ટોની વાત કરવા માટે ક્રૂસ પરનું મૃત્યુ જ સર્વદા યોગ્ય છે."

નવલકથા-નાયકના આ ઉદ્‌ગારો ખ્રિસ્ત સાથેનો તેમનો પ્રગાઢ સંબંધ પ્રગટ કરે છે. અને સાથે સાથે જીવનભરની વેદનાઓ, આપત્તિઓ તથા તે આપત્તિઓને કારણે સર્જાયેલા અન્યાયોનીય વાત કરે છે. પણ તે અનિષ્ટો વચ્ચે ખ્રિસ્ત શરણ શોધીને માનવીને પ્રેમ કરતા તથા માનવીને પ્રેરતા રહી આત્માનું જે ઉદ્‌ભવ્યું તે વિશ્વને – ઈશ્વરને અર્પી જતા માનવીની વાત આ નવલકથા કરે છે. એટલે જ તેનું શીર્ષક 'એક સ્તોત્રગાનની જેમ' સાર્થ ઠરે છે.

રશિયાના મહાન સર્જક દોસ્તોયેવ્સ્કીના એક જીવનપ્રસંગ પર અવલંબિત આ નવલકથા છે. દોસ્તોયેવ્સ્કીના જીવન વિશે ત્યારે લોકોની કેવી ગેરસમજ હતી ! જુગારી, ઉડાઉ, દેવાળિયો, આદિ અનેક વિશેષણો એમને લાગી ચૂક્યાં હતાં. અને જુગારની આદતને કારણે તેમજ જુગારમાં મળતા પરાજયોને કારણે તથા કેટલીક વ્યક્તિગત ટેવોને કારણે જે દુઃખો વેઠવાં પડ્યાં તે વેઠીને, સમદુઃખી ખ્રિસ્તને જ આરોપી એ જ જીવન જીવ્યા એક સ્તોત્રગાનની જેમ.

દોસ્તોયેવ્સ્કી સામે એક પડકાર છે. રીઢા, કપટી (અને દોસ્તોયેવ્સ્કીને સુપેરે પિછાણતા) પ્રકાશક સ્ટેલ્લાવસ્કીએ નિશ્ચિત મુદતમાં – ૧૮૬૬ના નવેમ્બરની પહેલી તારીખ પહેલાં ૧૬૦ પાનાંની નવલકથા લખી આપવાની દોસ્તોયેવ્સ્કી સાથે શરત કરી છે. કારણ કે ૩૦૦૦ રૂબલનું દેવું ચૂકવવા દોસ્તોયેવ્સ્કીએ તે રકમ એક પ્રકાશક પાસે લીધી હતી. જો આ શરત ન પાળવામાં આવે તો કરાર મુજબ તેમણે અત્યાર સુધી લખેલી અને આવનાર નવ વર્ષો સુધી લખે તે બધી કૃતિઓ ઉપર પ્રકાશનનો હક રહેશે, કોઈ પણ વળતર વિના !

દોસ્તોયેવ્સ્કીએ આ શરત પૂરી કરવાની છે. પણ એકલે હાથે એ લખી શકે તેમ નથી. તેથી સ્ટેનોની અનિવાર્યતા. સ્ટેનોગ્રાફી શીખતી, પિતાના મૃત્યુને કારણે કુટુંબનું દાયિત્વ નિભાવતી અન્નાને આની જાણ થાય છે. અન્ના દોસ્તોયેવ્સ્કીની સ્ટેનો બને છે. ત્યારથી તે અન્ના એમની પત્ની બને છે તે પ્રસંગ આ નવલકથામાં વર્ણવ્યો છે.

અન્નાનાં દોસ્તોયેવ્સ્કીનાં સ્મરણે સ્ફુરેલું આ પુસ્તક (મૂળ મલયાલમ લેખક શ્રી પેરુમ્પડવમ શ્રીધરન સામે પડકાર હતોને !) આ પ્રસંગો વચ્ચેની ઘટનાઓનું સફળ સંકલન કરે છે. સમગ્ર નવલકથાનું વસ્તુ, સંકલન – પ્લોટ, કન્સ્ટ્રક્શન – અશિથિલ છે. સહજપણે ઘટનાઓમાંથી ઘટનાઓ ઉદ્‌ભવે છે અને વહે છે. અન્નાની પ્રથમ મુલાકાત, દોસ્તોયેવ્સ્કીનો તત્ક્ષણ કોપ, ક્રમશઃ અન્નાનાં આદર તથા પ્રેમ, નવલકથા 'જુગારી'નું શ્રુતલેખન (સંપૂર્ણ નવલકથા અહીં અપાઈ ન હોવા છતાંય તેના અંશોએ આ નવલકથાને આપેલાં ઘટના-પાત્રના ગતિવેગ), દોસ્તોયેવ્સ્કીની અંતર્મુખતા, સ્ત્રીઓ પ્રત્યેનો, પ્રથમ પત્ની પ્રત્યેનો એમનો પ્રેમ, એમની યાતનાઓ અને તે વચ્ચેથી અન્ના પ્રત્યે ક્રમશઃ પ્રગટતો સ્નેહ, અન્નાના હાથો પર કરેલું ચુંબન અને અન્નાનો દોસ્તોયેવ્સ્કી પ્રતિનો રાગ, દોસ્તોયેવ્સ્કી પ્રત્યે વહેતી ફેદોસ્યાની મમતા, લગ્નનિર્ણય પછી અન્ના-દોસ્તોયેવ્સ્કીનાં પરસ્પર પ્રત્યેનાં વલણો, અંતે પેલા પ્રકાશકનું કપટ,

મૂંઝાયેલા દોસ્તોયેવ્સ્કી, અન્નાની સહાય, પોલીસ ઇન્સ્પેકટરને અપાયેલી હસ્તપ્રત અને ત્યારે દોસ્તોયેવ્સ્કીની પત્ની તરીકે અન્નાએ આપેલી સ્વઓળખ – આ સર્વ ઘટનાઓ સુરમ્ય – સહજપણે એવી તો ગૂંથાઈ છે કે નવલકથા એક જ વાચને પૂરી કરવાનું મન થાય છે. અને દોસ્તોયેવ્સ્કીનાં આંતરસંચલનો, આંતરસંઘર્ષો સ્વસ્થ માનવીયતાથી એવાં તે આલેખાયાં છે કે દોસ્તોયેવ્સ્કીનો સાચો પરિચય થાય છે અને ખ્રિસ્ત સાથેનું એમનું અનુસંધાન પણ ઝળકે છે.

ચરિત્રચિત્રણ, કામયાબ – સફળ. દોસ્તોયેવ્સ્કી કથાનાયક છે. એટલે એમનું જ ચરિત્ર નવલકથામાં વર્ચસ્વ ભોગવે તે સમજી શકાય. આમ તો, 'જુગારી'ના લેખક જુગારમાં ઓતપ્રોત છે. જિંદગીને જ જુગાર માને છે. પરિણામે દુઃખ અને અપમાન પણ વેઠે છે. પરંતુ એમના હૃદય પર ભગવાનના હસ્તાક્ષર પડ્યા છે. એ હૃદય માનવ-સંવેદનશીલ છે. અન્ના પર કોપ કર્યા પછી બીજે દિવસે અન્નાના આગમન વિશે શંકા જાગે છે ત્યારે આવેલી અન્નાને કહે છે, 'ગઈ કાલનું મારું વર્તન ખૂબ જ ખરાબ હતું. પણ જાણી જોઈને તો હું એવું વર્તન કરતો નથી. એક માણસ હંમેશાં એનો એ જ માણસ રહી ન શકે... હું નકામો છું, ખરાબ છું, મને માફી આપ. એમનું ખ્રિસ્ત સાથેનું અનુસંધાન કેવું ! મુશ્કેલી પડે ત્યારે એ બાઇબલ વાંચે છે. અન્નાને તો એમ જ લાગે છે કે એમના હૃદયની પવિત્રતા અને નિષ્કલંકતાને કોઈએ વાંચી નહિ. અન્ના પ્રત્યેનો પોતાનો પ્રેમ પણ સાતત્યતાપૂર્વક પ્રગટ કરે છે.'

અને અન્ના ! માયાળુ, મર્મસંવેદનશીલ, દ્વિધાઓ અનુભવતી અને બે યુવાન વ્યક્તિઓ તેના પ્રેમને ઝંખતા હોવા છતાં દોસ્તોયેવ્સ્કીને સાદર સ્નેહ કરતી અન્ના સતત આપણાં હૃદયોમાં રમતી રહે છે. કથાનાયક ભલે દોસ્તોયેવ્સ્કી હોય પણ નાયિકા લેખે રુઆબભેર તે આપણી સંગ નવલકથામાં વિહરે છે. દોસ્તોયેવ્સ્કીનો જ્યારે પ્રશ્ન સરે છે – 'તું મને પ્રેમ કરી શકે છે ?' ત્યારે તેનો ઉત્તર છે – 'હું પ્રેમ કરીશ. આખા જીવન દરમ્યાન પ્રેમ કરીશ.' અંતે તો પોતાને એમની પત્ની તરીકે ઓળખ આપે છે અને પત્ની બને છે. આ નવલકથામાં લેખકે દોસ્તોયેવ્સ્કીને પૂર્ણપણે આલેખ્યા છે અને અન્નાને પણ એટલી જ મુલાયમતાથી આલેખી છે. નવલકથા-વાચન પછી અન્ના જ આંખ સામે ઘૂમી રહે.

અન્યા પાત્રો સુરેખ. અન્નાની માતા તથા ફેદોસ્યા મજાનાં. તો પેલો ગ્રિગરી યાકોબ અને અલેનકી પણ ગમે તેવાં માનવીય પાત્રો.

ભાષાકર્મ સુરેખ. ચિંતન, સંવેદન, સંઘર્ષથી ભર્યુંભર્યું. "મારા પ્રત્યે કોઈએ કદી આટલો બધો પ્રેમ રાખ્યો નથી. આ પહેલાં કદી કોઈએ મને આટલી બધી ક્ષમા આપી નથી... મારા પર પ્રેમ રાખવા જેવી ભલાઈ મારામાં છે એ યાદ કરીને...." કે "પોતાના હૃદયમાં પણ એક દરિયો છે એમ તે દિવસે પહેલી વાર અન્નાને ખ્યાલ આવ્યો" કે "એ પ્રેમીને પણ આવવા દે. તેને હાથે તૂટવા માટે હજી એક બીજી અહીં ફૂલદાની બાકી છે ને ?" જેવાં માર્મિક-હૃદયસ્પર્શી વાક્યો અનેક જડી આવે. શૈલી પ્રવાહી, પરિપક્વ, રસમય.

જે નવલકથાનો આસ્વાદ આ છે તે તો મૂળ મલયાલમ નવલકથા છે. મૂળ લેખકની રમણીયતાને ગુજરાતીમાં મૂકી આપી છે. ફાદર વર્ગીસ પૉલે. ફાધર વર્ગીસ પૉલ મૂળ મલયાલી છે. એટલે બંને ભાષાના જ્ઞાતા. પણ ગુજરાતી પર સવિશેષ પ્રેમ. અને જીવનચિંતક પણ ખરા. સફળ લેખક પણ. એટલે ગુજરાતીમાં મૂળ નવલકથાનો એટલો જ સિદ્ધ અનુવાદ સુપેરે કર્યો છે. અનુવાદ એટલે અનુસર્જન અને અનુવાદકની સર્જકતા અહીં નીતરે છે. અનેક એવૉર્ડો પ્રાપ્ત કરેલી આ નવલકથાનો આનંદ ગુજરાતીમાં માણવાની તક આપવા માટે તે સ્વયં ધન્યવાદપાત્ર છે. આ નવલકથામાં આવતી નવલકથા 'ગૅમ્બલર'(જુગારી)ના અંશોનો અનુવાદ પણ ધ્યાનાર્હ (મૂળનો અનુવાદ 'જુગારી' ગુજરાતીમાં પ્રાપ્ય).



# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

એફ. આર. લીવિસ જેવા કહે છે કે વિવેચનસિદ્ધાન્ત પર નિર્ભર રહ્યા વગર રચનાનો આસ્વાદ થઈ શકે છે, તો સામે રેન વાલેક જેવા ઉચ્ચારે છે કે વિવેચનસિદ્ધાન્તના પ્રયોગ અને વિકાસ દ્વારા આસ્વાદને સ્પષ્ટ કેન્દ્રિત અને વિવર્ધિત કરી શકાય છે. સાહત્યિના ક્ષેત્રની મજા એ છે કે આવા સામસામા અભિપ્રાયોમાં વજૂદ હોય છે. સિદ્ધાન્તનું અતિમૂલ્યાંકન કે સિદ્ધાન્તનું હીનમૂલ્યાંકન સંદર્ભગત છે. સિદ્ધાન્તોની હોડ ચાલે અને પ્રત્યક્ષ સાહિત્યનો છેડો છૂટતો જાય કે પ્રત્યક્ષ સાહિત્યનો છેડો ફાટતો આવે ત્યારે સ્વાભાવિક છે કે સિદ્ધાતને ગળતો (*leaking*) કહેવામાં આવે કે સિદ્ધાન્તને ધૂંધળા પ્રદેશ (*grey area*) તરીકે જાહેર કરવામાં આવે તો સામે પક્ષે 'કોરી પાટી' (Tabula Rasa) કે સ્વતઃ સ્ફૂર્ત પદ્ધતિ (Heuristic method) પણ કેવળ આદર્શ છે. સહૃદયની મુકુરીભૂત સ્વચ્છ ચિત્તાવસ્થાનો એટલો જ અર્થ કે સંપ્રત્યયો કે સિદ્ધાન્તોનું ડહોળાણ એમાં ન જોઈએ. કોઈ ઠરેલા ચિત્તની એમાં અપેક્ષા છે. આવું ઠરેલું સહૃદયનું ચિત્ત જ અનેકવિધ ઉદાહરણોમાં સિદ્ધાન્તને પ્રયોજે છે, કારણ એને ખબર છે કે ઉદાહરણોનો મોટામાં મોટો ખડકલો સૂત્રમાં ન પરોવાય તો માત્ર આકારહીન રહી જાય છે. આ માટે પ્રવૃત્ત બુદ્ધિ, તર્કબદ્ધતા અને સંગતદષ્ટિ સાથે અમૂર્ત વિચારણાની અને સામાન્યીકરણની શિક્ષા અનિવાર્ય છે. આજે તેથી જ સાહિત્યક્ષેત્રે 'તત્ત્વવિચાર' જેવી સંજ્ઞાનું સ્થાન 'સિદ્ધાન્ત' જેવી સંજ્ઞા લઈ રહી છે.

આમ જોઈએ તો સાહિત્યને સિદ્ધાન્ત સાથે અને સિદ્ધાન્તને સાહિત્ય સાથે હંમેશાં સંકળાવાનું રહ્યું છે. સાહિત્યમાં ભાગ્યે જ કોઈ સિદ્ધાન્તમુક્ત જગા મળે છે. સિદ્ધાન્ત એ બહુવિધ ઘટના-પરિમાણવાળા સાહિત્યને માંટે એક પદ્ધતિ છે, એક વ્યવસ્થા છે. સિદ્ધાન્ત દ્વારા સાહિત્યવિવેચનમાં એક વિશિષ્ટ પરિયોજના સૂચવાય છે. સાહિત્યના અર્થઘટનને નિયંત્રિત કરનારો પ્રયત્ન છે. કદાચ સિદ્ધાન્ત પદ્ધતિ કે વ્યવસ્થાથી પણ કશુંક વિશેષ છે. એ વાંચવાની રીત છે. સિદ્ધાન્ત, વાંચવા અંગે અને અર્થઘટન અંગે એક વ્યૂહરચના આપે છે. વિશ્વદષ્ટિ(world view)ને વહે છે, અને સંસ્કૃતિ, મનુષ્યપ્રકૃતિ તેમજ માનવઅસ્તિત્વ અંગેના પ્રવર્તમાન અભિગમોને પડકારે છે. સિદ્ધાન્ત માર્ગદર્શક બળ (guiding force) છે, તો સાથે સાથે પરિવર્તનક્ષમતાની અનુનેયતા પણ ધરાવે છે. સાહિત્યને સિદ્ધાન્ત વગર ચાલતું નથી અને સિદ્ધાન્તને પરિવર્તિત કર્યા વગર સાહિત્ય પણ રહેતું નથી.

સિદ્ધાન્ત અતીતાશ્રિત છે એ સાચું. એમાં પૂર્વધારણાઓ અને માન્યતાતંત્રો પડેલાં હોય છે એ પણ સાચું, છતાં ગમે એવો સિદ્ધાન્ત ઉત્તમ રચના પાસે આવી એનું સ્વરૂપ યથાવથ જાળવી શકતો નથી, જાળવી શકે નહીં. સિદ્ધાન્ત એ રીતે કાયમી નહીં પણ એક કામચલાઉ વ્યવસ્થા હોય છે. પૃથ્વી પરથી ચન્દ્રલોકમાં પહોંચેલાને જેમ ભિન્ન ગુરુત્વાકર્ષણનો સામનો કરવો પડે છે, તેમ રોજિંદી ભાષા અને રોજિંદા અનુભવમાંથી સાહિત્યના અનુભવ અને સાહિત્યની ભાષામાં પહોંચેલાને ભિન્ન ઘનત્વનો સામનો કરવો પડે છે. આ સામનામાં સિદ્ધાન્ત અનુકૂલન માટેનું ઉપકરણ બની રહે છે. રચનાના વાતાવરણને અનુકૂળ થયા પછી વિવેચનને એની પોતાની ગતિ હોય છે.

સાહિત્યક્ષેત્રે 'પુનર્મૂલ્યાંકન' જેવો શબ્દ સૂચવે છે કે કોઈ 'શાશ્વત મૂલ્ય' હોતું નથી. સાહિત્યના ઇતિહાસો અને સાહિત્ય-વિવેચનના ઇતિહાસો બદલાતાં આવતાં સિદ્ધાન્તતંત્રો અને મૂલ્યતંત્રોના સાક્ષી છે. આજે સમજ વગરના જડસુ વાચકચિત્ત માટે સિદ્ધાન્ત હંમેશાં બરડ, નિર્જીવ અને વધારાનો બની રહે છે.



# ઉદ્દેશ

વર્ષ પંદરમું

ઑગસ્ટ ૨૦૦૪થી જુલાઈ ૨૦૦૫

# વાર્ષિક સૂચિ

તૈયાર કરનાર : ગિરીશ એસ. જેસલપુરા

(આ સૂચિમાં 'કવિઓની દિવાળી'નો સમાવેશ કરાયો નથી.)

## કાવ્યો



## સાભાર સ્વીકાર

**ગુજરાતી નવલકથા : ફેર વિચારણા** : લે. જશવંત શેખડીવાળા, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન, નિશાપોળ, ઝવેરીવાડ, રીલીફ રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧, કિં. રૂ. ૧૨૦/-; **હથેળીમાં ચાંદની** : લે. નિરંજન દેસાઈ 'અભિયાન', પ્ર. અજય કોઠારી, 'ફિલીંગ', ૩, તિરુપતિનગર, રૈયા રોડ, રાજકોટ - ૩૬૦૦૦૭, કિં. રૂ. ૨૫/-; **સાચું સ્વર્ગ અહીં જ છે.. આજે જ છે.. આ જ છે..** : લે., પ્ર. કિશોર હરિભાઈ દડિયા, 'મનીષ', એ/૧૦૨, ગોકુળ હોટેલ સામે, સરદાર વી. પી. રોડ, બોરીવલી મુંબઈ - ૪૦૦૦૯૨, કિં. નથી; **A Step By Step Course Towards Mastering Gujarati** : ...ymond R. Parmar, Published by : Gujarat Sahitya Prakash, P. B. 70, ... Price Rs. 200/-.



# કવિ અને જગત

''અરેરે કવિ ! સાંજ ઢળતી જાય છે.
તારા વાળ પાકતા જાય છે !
એકાંત ધ્યાનમાં તું ભાવિ સંદેશ સાંભળે છે કે ?''
કવિએ કહ્યું :
''હા, આ સંધ્યાકાળ છે અને હું એકકાન છું.
કેમકે ઘણું મોડું થવા છતાં ગામમાંથી
કોઈ સાદ પાડેય ખરું !
હું જોઉં છું કે કદાચ
બે યુવાન ભટકતાં હૈયાં ભેળાં થાય.
ચાર આતુર નેત્રો કશુંક બોલી નાખવા,
એમના અબોલાનો ભંગ કરવા
સંગીતની યાચના કરે
હું જ જો મૃત્યુ અને પરલોકનું ચિંતવન કરવા
જિંદગીને બીજે છેડે જઈ બેસીશ તો
એમનાં ઊર્મિછલકતાં ગીત કોણ ગૂંથશે ?
શુક્રતારક અદશ્ય થઈ રહ્યો છે.
શાંત વહેતી નદીની પાસે
સ્મશાનની ચિતાનો અગ્નિ
ધીમે ધીમે શમી રહ્યો છે.
ફિક્કા ચંદ્રના પ્રકાશમાં,
વેરાન પટના પ્રાંગણમાં
શિયાળવાં સમૂહગાન કરી રહ્યાં છે.
જો મારાં દ્વાર બીડીને
ક્ષણજીવી બંધનોમાંથી
હું મારી જાતને મુક્ત કરવા મથતો રહીશ તો
ઘર છોડીને ભટકી રહેલા
કેટલાક માનવીઓ
રાત્રિને નિહાળવા
નતમસ્તકે અંધકારના મર્મરધ્વનિને સાંભળવા
અહીં આવશે ત્યારે
તેમની શ્રુતિમાં જીવનરહસ્યોનું સિંચન કોણ કરશે ?
મારા વાળ પાકી રહ્યા છે એ તો એક
તુચ્છ ઘટના છે.
આ ગામના જુવાનમાં જુવાન માણસ જેટલો જ
હું યુવાન છું
અને વૃદ્ધમાં વૃદ્ધ જેટલો વયોવૃદ્ધ.
એમાંના થોડા મધુર ને સરળ સ્મિત વરસાવે છે
ને થોડાની આંખોમાં દેખાય છે ચકોર ચમક.
કેટલાક પાસે સૂર્યપ્રકાશમાં ઊભરાવા માંડતાં
આંસુઓ છે
અને અન્યોનાં આંસુ ધુમ્મસ પાછળ છુપાયેલાં છે.
એ સૌને મારી જરૂર છે.
મને પરલોક વિશે વિચારવાનો સહેજ પણ
સમય નથી.
મારા વાળ પાકે તેથી શું ?
હું તો સૌનો સમવયસ્ક છું.''

('The Gardener'માંથી, કૃતિ-૨)

– **રવીન્દ્રનાથ ટાગોર**

**અનુ. દક્ષા વ્યાસ**



Uddesh (A literary cultural monthly) July - 2005 ISSN 0971-6599 R No GUJ 156






કેડિલા : પાંચ દાયકાથી પણ વધુ કાળજીની એક આગવી પરંપરાનો અનોખો ઇતિહાસ - નવસર્જન થી રચાયું ઝાયડસ-કેડિલા. સ્વાસ્થ્ય સેવાઓના ક્ષેત્રમાં આ પરંપરાનું પ્રતિક એટલે ઝાયડસ-કેડિલા. પરંપરાગત કોઠા સૂઝ, પ્રયોગશીલ સર્જનાત્મકતા અને તરોતાજા તરવરાટનો ત્રિવેણી સંગમ એટલે ઝાયડસ-કેડિલા. ઝાયડસ-કેડિલા આરોગ્ય સેવાઓના ક્ષેત્રે સતત કાર્યશીલ રહેવા પ્રતિબધ્ધ છે.

ઉત્તમ ગુણવત્તાસભર ઔષધોથી સુશ્રુષા ક્ષેત્રે તબીબી સેવાઓને સંપૂર્ણ અને વધુ સુદૃઢ બનાવવા પ્રયત્નશીલ ઝાયડસ-કેડિલા. દેશ વિદેશ ખૂણેખૂણેથી ટેકનોલોજી અને પ્રતિભા, સંશોધન અને સાધનોના સમુચિત વિનિયોગ દ્વારા આરોગ્ય સેવાઓના ક્ષેત્રે અનેરુ પદાર્પણ કરવા કટિબધ્ધ.

Zydus
dedicated to life

Cadila
Healthcare Limited

'ઝાયડસ ટાવર', સરખેજ-ગાંધીનગર હાઈ-વે, સેટેલાઈટ ક્રોસ રોડ, અમદાવાદ ૩૮૦૦૧૫
ફોન (૦૭૯) ૨૬૮ ૬૮ ૧૦૦ (૨૦ લાઈન) ફેક્સ (૦૭૯) ૨૬૮૬ ૨૩ ૬૫ / ૬૬ www.zyduscadila.com

એક કણ ચૂમે છે આંખોની કિનાર પર પોપચાંની કતારમાં લટકતા રેતીના કણેકણ ચૂભે છે, ખટકે છે. અંદર મનની સૂકી જમીનના એક એક ચોસલામાંથી રણની રાતોમાં સંભળાતા સુસવાટા જેવા બહાર ઊભરાય છે. જાણે અંદરની બધી જ વેદના રેતીના એક એક કણમાં પેસી જઈને ચૂભ્યા કરે છે." ડૉ. ખત્રીથી માંડીને માવજી મહેશ્વરી સુધીના વાર્તાકારોની વાર્તાઓમાં પ્રણયની અભિવ્યક્તિ, પ્રણયભંગ, જીવનની આશાઓ-નિરાશાઓ-સઘળા મનોભાવો પ્રદેશની સાખે આલેખાયા છે. 'બે બળદ' વાર્તામાં શ્રી જશુભાઈ પનિયા દુષ્કાળનું વેધક ચિત્રણ કરે છે. નારાણ દામજી ખારવાએ પણ દરિયાકિનારાની વાર્તા લખી છે.

વાર્તા કરતાંય કચ્છપ્રદેશનો ગુજરાતી સર્જક કવિતામાં પ્રદેશનું સૂક્ષ્મતર આલેખન કરવામાં સફળ રહ્યો છે. 'પવનના વેશમાં' સંગ્રહના કવિ શ્રી ધીરેન્દ્ર મહેતાની ખારવણ નાયિકા દરિયાને ને પોતાના દરિયાખેડુ માલમને ચાહતાં ચાહતાં દરિયામય તો બની છે પણ દરિયાની ખેડથી અજાર એવા સહૃદય માટે એનું સમર્પણ કરુણનો વિભાવ બને છે. માલમ સાથે જોડાતી ખારવણનું આરંભનું સ્વપ્ન તો મનોરમ છે :

દરિયે બરિયે જઈશું માલમ
કોડિયે બોડિયે રમશું;
શંખમાં છીપલાં વીણશું માલમ,
રેતમાં મોર ચીતરશું;
નાવિક કેરા ગીત-તરાપે લય બનીને તરશું !"
(ખારવણનું ગીત-૧)

દરિયામાં પ્રીતમ સાથે ડગ માંડતી ખારવણ પછી તો બને છે દરિયો :

"દરિયો હસવામા સંભળાય,
દરિયો રડવામાં ભીંજાય.
દરિયો રાતે બા'ર પછાડે,
નળિયાંમાંથી આવી જગાડે,
ભીડે મુંને માલમના ભુજબંધ,
રે દરિયાની એમાં ગંધ !

દરિયો જ બન્યો એનો વર-દાતા ને વેરી :

દરિયો સાથી જનમ જનમનો,
દરિયો વેરી ઓલા ભવનો !"

શ્રી રમણીક સોમેશ્વરની નાયિકા ખારવણની છાતીમાં છલકાતી વેદના દરિયાનો ડૂમો બનીને થીજે છે :

"ખારવણ હીબકાં ભરે છે ને
દરિયાની છાતી મૂંઝાય છે.
દરિયામાં ઓગળેલ દરિયાને ફંફોસે
ખંખોળી સાતે પાતાળ.

ખારવણનો ખારવો તો હવે હાથમાં આવે તેમ નથી; કેમ કે -

દરિયામાં ખારવો, ને ખારવામાં દરિયો
લે ઉછાળા ભૂલીને ભાન."

ખારવા વિના સૂની પડેલી ખારવણ હવે તો -

"ખારવણ આદળિયે દરિયાને બાંધે.'

*

"કરગઠિયાં બાળીને દરિયાની દોણીમાં
વીતેલા દિવસોને રાંધે.

*

"આદળિયું ખારવો ને આદળિયું રામ."

દરિયાને ખારવાની જેમ ભરપેટે પીતા કવિ સોમેશ્વરને રણનીય પરખ છે :

કેમ કરીને આપું ઓળખ
અમે રેતના દૂવા
વણઝારાની પોઠ માગતી
રણની વચ્ચે કૂવા.

કવિની ખેતી તો કોરા કાગળ પર છે. પોતાની વ્યર્થતાને ચીંધતાં કવિ કણસી ઊઠે છે :

"કયાં છે એવું સમરથ ટીપું
લઈ હલેસું
દરિયા ખેડું
ખેતર ખેડું
કાચી-પાકી ક્ષણો ડાળથી વેડું
ટીપેટીપું ચસચસ પીતી રેતી
કોરા કાગળ ઉપર પીતી."

જીવન અને કવિતાની અભિન્નતામાં પ્રદેશની

અનુભૂતિના સોળ કવિતામાં વાર્તા કરતાંય તારસ્વરે ઊઠ્યા અનુભવાય છે. શ્રી વંચિત કુકમાવાળા, વ્રજ-ગજકંધ જેવા કવિઓની કલમમાં પણ પ્રદેશ આ રીતે ડોકાયો છે.

કવિતાની લગોલગ બેસતા લલિત નિબંધમાંય કચ્છનો સર્જક પ્રદેશની ગંધનો અનુભવ કરાવે છે. 'રણની કાંધ માથે ચંદ્ર'માં પોતીકા મુલક ને પોતીકા માણસું વિશે વીનેશ અંતાણી સગર્વ ઉદ્‌ઘોષણા કરે છે :

''રણની સુક્કી, ખારી, સપાટ જમીન પર જીવન વિસ્તર્યું છે. એ રણનું આકાશ જુદું જ આકાશ છે. વિધવાના ખાલી કપાળ જેવું, વાદળો વિનાનું ખાલીખમ આકાશ છે. પેશાબની ધાર હજી પૂરી થાય તે પહેલાં તો જમીન પર પડેલા પેશાબના રેલાનું બાષ્પીભવન થઈ જાય, આંખોમાં રેતીના કણા ખૂંચ્યા હોય, છાતીના વાળમાં ધૂળ ભરાઈ ગઈ હોય, છતાં એ લોકો ગીતો ગાય છે. હલકભેર ગવાતી કાફીઓથી રણનું આકાશ છલોછલ ભરાઈ જાય છે. મીણ ગોઠવીને જોડિયા પાવાના સૂરો ગોઠવાય છે. બાવળ નીચે ખાટલો નાખીને, અજરખનો ગોટો વાળી ઓશીકું બનાવ્યું છે અને લહેરથી સૂતો છે મારો એ જણ...'' ('પોતપોતાનો વરસાદ')

જીવનની ચિંતાઓને પચાવી બેઠેલા આ જણને જોઈને સર્જકની વેદના દ્વિગુણિત બને છે. પ્રદેશથી દૂર જઈને સીમા પાર બેઠેલા સર્જકની હૃદયગુહામાં પ્રદેશ સળવળે છે ને એકાંતની ક્ષણોમાં દેખાય છે પોતાનું રણ, રણમાં વરસતો વરસાદ : ''કોઈ નહીં હોય. રણમાં વરસતા વરસાદને કોઈ જોતું નહીં હોય. સીમા પારથી ચઢી આવેલો દાણચોર જેવો વરસાદ કચ્છના રણમાં એકલો એકલો વરસતો હશે... ધખધખતા ઉનાળામાં સળગતી રહેવા માટે ટેવાયેલી રણની ધરતી પણ અણધાર્યા વરસાદને લીધે અવાચક બની ગઈ હશે.''

રણની આ અનુભૂતિ માત્ર રણની જ બની રહેવાને બદલે રણ બનેલા સર્જકનીય બની છે :

''વરસાદ રણને ઠારતો નથી. એને વધારે સળગાવે છે. એક નાનકડા ઝાપટાનું સુખ જાણે આખી જિંદગીની પીડા બની જાય છે.'' ('ધુમાડાની જેમ', પૃ. ૭૫-૭૬)

જિંદગીની આ પીડાને પોતાની પચાસમી વર્ષગાંઠે અનુભવતો આ સર્જક પાછું વળીને જુએ છે તો : ''ઊંટની ગંધ મને ઘેરી વળે છે...પ્રવાસના આરંભ વખતે લાગી હતી તેવી જ તરસ અત્યારે પણ મને લાગી છે. હું કાન દઈને સાંભળું છું. મણિયારાના લયમાં થપ થપ અવાજ સંભળાવા લાગે છે. ઊંટ દોડી રહ્યું છે. મારી આસપાસ ઓગણપચાસ વર્ષોનું રણ વિસ્તર્યું છે. રણની ક્ષિતિજ પર રાતોચોળ સૂર્ય દેખાય છે. ક્ષિતિજની કેડી પર વણજારાની પોઠ ચાલી જતી દેખાય છે.'' ('ધુમાડાની જેમ', પૃ. ૧૨૬)

'રણ-સમંદરની કાંધે' બેઠેલા કવિ રમણીક સોમેશ્વર વિધાયક બનીને પ્રદેશની વિષમતા પચાવે છે :

''ખરા બપોરે રણની ગરમ હવામાં શેકાઈને લાલઘૂમ બનેલું જીવન રાત્રે ચંદ્રમાની સમસ્ત શીતળતાને આંખમાં આંજી આકાશને ભેટી પડે'' એવા ''રણ-સમંદરની કાંધે કોઈ કિનારો નહીં, આરો કે ઓવારો નહીં...તમારી હયાતીમાં પણ ક્યાંક રણ હશે, ક્યાંક સાગર હશે. જોડિયા પાવા પર સાગરના ગીતની ધૂન વાગતી હશે અને વિજયી આકાશ તાંબાવરણો ચહેરો લઈ હસતું હશે – મંદમંદ.'' ('પરબ', ૧૯૮૭, ૧૧, પૃ. ૩૮).

વાર્તા, કવિતા કે નિબંધના રૂપક કરતાં વિસ્તૃત એવા નવલકથાના પટ પર પ્રદેશનું આલેખન કરવાનુંય કચ્છના સર્જકે પસંદ કર્યું છે. 'ખોવાઈ ગયેલી વસ્તુ' નવલકથામાં શ્રી ધીરેન્દ્ર મહેતા કચ્છની કણબી કોમની કથા માંડે છે. આ કોમનું મુખ્ય કામ મૂલે જવાનું. કચ્છપ્રદેશની જ એ વિશેષતા. પછીથી ભૌતિક જગતમાં પડી ગયેલી આ કોમે એની આ લાક્ષણિકતા ગુમાવી દીધી એની વાત લેખકને અહીં કરવી છે. કૃતિની પ્રસ્તાવનામાં પોતાના મનમાં રહેલી આ વસ્તુને સ્પષ્ટ કરતાં શ્રી ધીરેન્દ્ર મહેતા નોંધે છે :

''વાત કંઈ રત્નાની ને એના કુટુમ્બમાં જોવા મળતા સંબંધોની નથી. જીવનમૂલ્ય ('મૂલ')નું રૂપ

લેતા, જીવન વિશે શ્રદ્ધા જગવતા, જીવન માટે નિષ્ઠા પ્રેરતા અને જીવનમાં બળ પ્રેરતા પરિશ્રમની છે. અમારે ત્યા એ પરિશ્રમ તેમ એના મહેનતાણા માટે 'મૂલ' શબ્દ પ્રચારમાં છે, ખાસ કરીને બાંધકામ અને ખેતીને લગતા શ્રમને માટે. અને એમાં જોતરાયેલી સ્ત્રીઓ મૂલૈયાણી તરીકે ઓળખાય છે. આ એમના વ્યક્તિત્વનો અંશ છે અને એનો મહિમા પણ છે.

"આ કોમમાં પરિવર્તન આવતું ગયું, ખાસ કરીને વધુ કમાવાની લાલચે એ પરદેશ ભણી વળી ત્યારથી. આ પણ અમારા પ્રદેશની સામાજિક ઘટના છે. એનુ નિરીક્ષણ કરવું હતું. એ દસ્તાવેજ બની ન જાય એ રીતે." તે કથા આ તંતુને પકડીને ચાલે છે બદલાતાં મૂલ્યનો બોધ કૃતિનો મુખ્ય સૂર બને છે.

શ્રી ધીનેશ અતાણીકૃત 'કાફલો' નવલકથામાંય દુષ્કાળનો પરિવેશ મહત્ત્વનો ભાગ ભજવે છે તે તાજેતરમાં જ પ્રગટ થયેલી તેમની 'ધાડ' નવલકથા ડૉ. ખત્રીની નવલિકા 'ધાડ' પરથી થયેલું સ્વતંત્ર સર્જન છે જેમા પ્રદેશનો પરિવેશ પાત્ર તરીકે ભાગ ભજવે છે. કૃતિનો આરંભ જ નાન્દી સ્વરૂપે પરિવેશ કરે છે .

"ક્યાંક મોરચંગ વાગે છે. એનો અવાજ નજીક નથી આવતો અને દૂર પણ જતો નથી, જાણે સ્થિર થઈ ગયો છે – આકાશ અને ધરતીની વચ્ચે, ખુલ્લા અને વેરાન પટની સમાંતરે, ચામડી બાળી નાખે તેવા તડકાની આરપાર, અણુએ અણુમાં ભોંકાતો તીક્ષ્ણ રણકાર.

"ધીરે ધીરે આખી ક્ષિતિજ, ઊંચકાઈ હોય તેમ, ભૂખરા રંગની અફાટ ધરતી પર ઊપસી આવી. ખાલી અને નિર્જન. કોઈ વૃક્ષ, ઠીંગરાયેલો કોઈ છોડ, એકાદ ઝાડી – કશું જ નહીં. જાણે મારમાર ફૂંકાતો પવન બધું જ ઉસેટી ગયો છે. અહીં તો પવન જ બધુ કરે છે. એ જ દોરે છે, એ જ ભૂંસે છે."

કચ્છના વતની એવા ગુજરાતી ભાષાના સમર્થ લેખકની કલમમાં આકાર લેતો કચ્છપ્રદેશ માત્ર વર્ણન કે દશ્ય બનીને જ ઊભરતો નથી; અનુભૂતિ બનીને સાહિત્યમાં રૂપાંતરિત પણ થાય છે એની પ્રતીતિ એની વાર્તાઓ, કાવ્યો, નિબંધો ને નવલકથાઓમાં થાય છે. 'આવળ-બાવળ' વાર્તાસંગ્રહની પ્રસ્તાવનામાં પોતાના સર્જનમાં પ્રદેશાલેખનને અનિવાર્ય આવશ્યકતા તરીકે દર્શાવતાં વનુભાઈ પાંધી નોંધે છે :

"માનવીની સાથે સમાંતર ચાલતી ધરતી પણ પોતાના અંતરમાં કથાવસ્તુ ધરબી બેઠી છે... અબોટ ધરતી-મ્હેરામણ અને મરુભૂમિ, વન-વગડાનાં ફૂલો - બાવળ અને બાવળનાં જંગલોમાં રહેતા માનવીની વાત પણ કોઈકે તો કહેવી જ પડશે. ત્યાં માનવી વધુ એકાકી છે, એનો વિષાદ વધુ ઘેરો છે, પેટની ભૂખ વધુ વસમી છે. જ્યાં માનવી પોતાનો જ અવાજ ખોઈ બેઠો છે તેની બેજબાનીને કાન આપવા પડશે."

વિષમ પરિસ્થિતિની વચાળે જીવવા છતાં કચ્છના સર્જકની ખુમારી એને નોખો પાડે છે. આ ખુમારી પણ એને પ્રદેશે જ આપેલી દેન છે. ડૉ. ખત્રીની 'ધાડ' વાર્તાના નાયક ઘેલા પાસેથી કચ્છના સર્જકને મળેલું નોખાપણાના વરદાનનું રહસ્ય સ્ફુટ થાય છે. સૂકી ધરતી પર જીવતી પ્રજાની કાબેલિયતને વર્ણવતાં ઘેલો જણાવે છે : "આ એરિયાનું ઝાડ નર્યા કાદવ પર ખારાં પાણી વચ્ચે કેમ પોષણ પામ્યું, એ કેમ મોટું થયું હશે એનો વિચાર આવ્યો છે તને કોઈ દહાડો ? આ છોડના મૂળિયાં પહેલા કાદવમાં ઊંડે જાય છે, તેથી એ છોડ પોતાના થડ પર મજબૂત બને છે, પણ કાદવમાં પોષણ ન મળતાં એ મૂળિયાં પાછાં બહાર નીકળી થડની આસપાસ પથરાઈ જઈ, પોતાના કાંટા મારફત દવામાંથી પોષણ મેળવે છે, સમજ્યો ?" જીવતરના જંગ સામે ઝઝૂમવાની શક્તિ કચ્છની પ્રજાના લોહીમાં છે. સતત ખેલાતા રહેતા આ જંગની વચાળે પોતાના સર્જકત્વની શગને સંકોરતા રહેલા સર્જકને, એના સર્જકત્વને આદરાંજલિ અર્પતાં ડૉ ખત્રી એક પત્રમાં યથાર્થ રીતે નોંધતાં જણાવે છે :

"રણની આસપાસના વિસ્તારમાં હજીય કોઈ વાર રેતી પર પ્રવાસ કરતું એક ઊંટ જોવા મળે છે કે જેની ઉપર ઘરવખરીનો બધો જ સામાન લાદેલો હોય. એટલી હદ સુધી કે એની પીઠ પર ઊંધા બાંધેલા ખાટલા ઉપર એક સુવાવડી સ્ત્રી સૂતી હોય.

બન્ને પાયા વચ્ચે બાંધેલા પારણામાં તાજું જ જન્મેલું બાળક હીંચકા ખાતું હોય અને વૈશાખનો બપોર ધોમ ધખતો હોય. ધૂળની ડમરીઓ લઈ ઉન્હા પવનના વાયરા બેફામ નાસભાગ કરતા હોય. આવું જોવા મળે ત્યારે એમ થાય કે માનવીનાં ધૈર્ય અને સહનશક્તિને કોઈ સીમા નથી. છતાં એ જ માનવી સાયંકાળે ઘરના ઉંબરામાં ગીત લલકારતું સંભળાય કે કોઈ છોડવાની ઓથ નીચેથી વાંસળીના દિલ બહેલાવતા સ્વર સંભળાય ત્યારે એક વિશ્વાસ બેસે છે કે વિષમ પરિસ્થિતિની એરણ પર ટીપાઈને કસોટીની, જીવનની સાચી સમજ એને મળે છે. એ માનવી સર્જક બને ત્યારે નવું વિશ્વ રચવાની શક્તિની ખુમારીથી જીવતો હોય છે. એવા માનવીને પ્રોત્સાહનના નહિ, સમજદારીના સલામ હજો.'' ('રણની આંખમાં દરિયો', પાછલું પૃષ્ઠ)

ગુજરાતીમાં લખતા કચ્છના સર્જકના સર્જનમાં પ્રતિબિંબાતા પ્રદેશના અનુભવતો સહૃદય, ડૉ. ખત્રી સાથે - ખત્રી સહિતના સર્જકોને અભિવાદવા પ્રેરાય એવો આ સર્જકોને પ્રદેશનો મહિમા કર્યો છે એટલું તો ચોક્કસ.

(આકાશવાણી ભુજ માટે તૈયાર કરેલ વકતવ્ય સંવર્ધિત સ્વરૂપમાં.)

**સંદર્ભ સાહિત્ય :**


૧. 'ફીણોટા', ડૉ. મનુ પાંધી
૨. 'આવળ-બાવળ', વનુ પાંધી
૩. 'છીપલાં', વનુ પાંધી
૪. 'દરિયા કિનારા', નારાણ દામજી ખારવા
૫. 'ખારાં પાણી, મીઠી કૂંપળ', સંપા. મૂળરાજ રૂપારેલ
૬. 'રણની આંખમાં દરિયો', ડૉ. ધીરેન્દ્ર મહેતા
૭. 'ડૉ. જયંત ખત્રી - સમગ્ર વાર્તાઓ', સંપા. ડૉ. સુરેશ દલાલ
૮. 'પવનના વેશમાં', ડૉ. ધીરેન્દ્ર મહેતા
૯. 'તમે ઊઠેલો ભેદ', રમણીક સોમેશ્વર
૧૦. 'કાફલો', વીનેશ અંતાણી
૧૧. 'પોતપોતાનો વરસાદ', વીનેશ અંતાણી
૧૨. 'ધુમાડાની જેમ', વીનેશ અંતાણી
૧૩. 'વાવડો', રાજેશ અંતાણી
૧૪. 'ખોવાઈ ગયેલી વસ્તુ', ડૉ. ધીરેન્દ્ર મહેતા
૧૫. 'ઘાડ', વીનેશ અંતાણી
૧૬. 'ડૉ. જયંત ખત્રી', ડૉ. ધીરેન્દ્ર મહેતા




## જિંદગી રણની મળી

જિંદગી છોને રણની મળી છે,
ભીતરે ભીનાશ ભરપૂર;
સમય છે, સાથ છે, શ્રદ્ધા અખૂટ છે,
જાવું છે મારે જરૂર;
મંઝિલ મારી દૂર દૂર.
ડરવું-ડગવું નહિ, આગળ ધપવું બસ,
હૈયે મારે મગરૂર;
ઝંઝા સામે બાથ ભીડવા કાજ,
ઝંખે આતુર ઉર;
જોમ અપાર, બુલંદ સૂર.

**દેવજી ત્રિ. થાનકી**

સંકલન અને અનુવાદ : મહેશ દવે

૩૬

ટેલિગ્રામ . ઓકામ્પો તરફથી ટાગોરને

અત્યારે જ બર્લિનથી આવી અહીં તમારો તાર રાહ જોઈને પડ્યો હતો. તમને મળવાનું તો ખૂબ ગમે જ. ક્યાં સુધી ત્યાં રહેવાના છો તે લખજો. મારાં સ્નેહવંદન.

**વિજયા**

૩૭

ટેલિગ્રામ . ટાગોર તરફથી ઓકામ્પોને

અહીં લગભગ અઠવાડિયું રહીશ. બને એટલી વહેલી આવે.

૩૮

વિલા ડુનુરે
કેપ-મારટિન
એપ્રિલ ૯, ૧૯૩૦

પ્રિય વિજયા,

તને મળવા આતુર હતો. તને ખબર પહોંચાડવા વારંવાર પ્રયત્ન કર્યા. નિરાશ થઈ પ્રયત્નો છોડી દેવામાં હતો, ત્યાં જ દૈવયોગે તારું સરનામું આવી પડ્યું. તારો પ્રતિભાવ જાણી બહુ રાજી થયો. માર્ગમાં અમને અનેક અકસ્માત નડ્યા. અમારા જહાજનું એક સ્ક્રૂ ખડી પડ્યું અને તેથી સફર પૂરી કરવામાં જહાજે બમણો સમય લીધો. પાછળથી જાણ થઈ કે છિદ્ર વાટે જહાજમાં પાણી પેસતું હતું. ભારે શક્તિશાળી પમ્પથી ઝડપભેર પાણી ખેંચી કાઢવાનું ચાલુ રાખ્યું ત્યારે જહાજને ડૂબતા બચાવી શકાયું. પછી પાસપોર્ટ રાખ્યા હતા તે નાનકડી બેગ ચોરાઈ ગઈ. બ્રિટિશ કોનસલ નવા પાસપોર્ટ ન કાઢી આપે ત્યાં સુધી અહીં જ ગોંધાઈ રહેવું પડશે. જોકે આ સરસ જગા છે. જે માટે વચન આપ્યું છે તે ઓકસફર્ડનાં વ્યાખ્યાનો લખવાની શાંતિ અને સમય અહીં મળી રહેશે મારો પુત્ર અને પુત્રવધૂ સાથે છે. મારી શુશ્રૂષા માટે મને સ્વિત્ઝર્લેન્ડ લઈ જવાની વ્યવસ્થા તેઓ કરી રહ્યા છે. અમે આ સુંદર સ્થળે આલફ્રેડ કહાનના અતિથિ તરીકે રહ્યા છીએ, પણ બાજુમાં જ એક સારી હોટેલ છે. ત્યાં રહેવા માટે રૂમ્સની સગવડ તને મળી રહેશે. મોડું ન કરીશ કારણ કે હવે મારી પાસે સમય ઓછો છે. આતુરતાથી તારી રાહ જોઈ રહ્યો છું. મારા તરફથી ભાલોબાસા

**રવીન્દ્રનાથ ટાગોર**

૩૯

કેપ-મારટિન,
એપ્રિલ, ૧૯૩૦

વહાલા ગુરુદેવ,

યુ.એસ.એ.ની સફરનું પ્રયોજન કે હેતુનો ખુલાસો મારે તમને કરવો જોઈએ.

(દક્ષિણ અમેરિકા તરફ મૈત્રીભાવ રાખનારા થોડાક બુદ્ધિજીવીઓમાં વાલ્ડો ફ્રેન્કની ગણના થાય છે.) એ બિયોનેસ એરિસ આવ્યા હતા. તેમણે બિયોનેસ એરિસમાં વ્યાખ્યાન આપ્યાં. સપને પણ નહોતો ધાર્યો એવા અમેરિકાનો નવો જ પરિચય તેમણે કરાવ્યો. તેમણે પણ મારામાં જુદા અમેરિકાને જોયું. અમારા સંજોગો જુદા હતા, પણ એક જ પ્રકારના અન્યાયો અમે સહન કર્યા હતા, એક જ પ્રકારની એકલતા અને એષણાઓમાંથી અમે પસાર થયાં હતાં. અમે નિરાધાર હોવાની લાગણી અનુભવતા હતા એનું કારણ યુરોપ હતું. અમે યુરોપના અનાથ બાળકો હતાં. યુરોપના ખ્યાલ માત્રથી અમે એકીસાથે આકર્ષણ અને વિમુખતા અનુભવવામાં સરખાં હતાં. યુરોપને લઈને અમને અમારાં મૂળિયાં ખૂચતાં હતાં અને યુરોપ માટે અમારાં હૃદય આતુર થતાં ફ્રેન્ક અને હું એકબીજાને પામી ગયાં. અમારા પોતાના જ અમેરિકામાં જાણે ભૂલા પડેલાં બાળકો હોઈએ એમ એકબીજાનો હાથ સાહી અમે રવડતાં હતાં.

લાગણીઓ અને વિચારોથી અમારી મૈત્રી પર છે. ઉત્તરમાં એમણે જે અનુભવ્યું હતું એવું જ દક્ષિણમાં હું સહન કરતી આવી હતી. ક્યારેક નિરાધાર હોવાની લાગણી દૂર કરી શકાશે એવું અમે માનતાં થયાં હતાં, કારણ કે અમારી એ લાગણીનાં ઘણાં સહભાગીઓ હતાં.

આ સમજણ બાલિશ લાગશે, પણ મારી સમજને આનાથી વધારે સારી રીતે હું સ્પષ્ટ કરી શકતી નથી.

અમે યુરોપમાં નથી એનો અમને વસવસો છે અને છતાં યુરોપમાં હોઈએ છીએ ત્યારે લાગે છે કે યુરોપ અમારે માટે નથી. યુરોપનું વાતાવરણ અમારે માટે પોષક નથી. અમેરિકા ભલે 'અણઘડ, અસંસ્કારી અને અંધાધૂંધ' હોય, પણ અમે અમેરિકાના છીએ. અમારી ઇચ્છા હોય કે ન હોય અમારે અમેરિકાને સહેવાનું છે.

(સ્પેનિશ અને અંગ્રેજી ભાષામાં) અમેરિકાના પ્રશ્નોની છણાવટ કરે એવું દ્વિભાષી સામયિક શરૂ કરવાનું અમે વિચારીએ છીએ. અમેરિકાના બેય વિભાગોમાંથી ઉત્તમ સાહિત્ય તેમાં છાપવું...આ વિચારને કેટલાક મૂર્ખામી ગણે છે તો વળી કેટલાકને આ અખતરો ફળદાયી નીવડે એવું લાગે છે.

દક્ષિણ અમેરિકા અંગે પુસ્તક લખવાના વિચારથી વાલ્ડો હમણાં દક્ષિણ અમેરિકાના ઇતિહાસનો અભ્યાસ કરી રહ્યા છે. હું તેમાં મદદરૂપ થઈશ એવું લાગવાથી તેઓ મારી સાથે ચર્ચા કરવા માગે છે. તમને મળવા ન્યૂયોર્ક આવીશ એવું વચન મેં તેમને આપ્યું છે. હું ભારે મૂંઝવણમાં છું - કારણ કે બીજી બાજુ તમારી સાથે યુરોપ રહેવાનું મન પણ છે.

અમારું સામયિક શરૂ કરવાનું હોય તો મને લાગે છે કે વાલ્ડો અને તેના મિત્રો સાથે મારી વાતચીત કરવી જોઈએ. દક્ષિણ અમેરિકા અંગેનું વાલ્ડોનું પુસ્તક મહત્ત્વનું બની રહેશે એમ મને લાગે છે. અમારું સામયિક પણ ફાળો આપી શકે.

ચારેક દિવસમાં ન્યૂયોર્ક પહોંચી, અઠવાડિયું ત્યાં રહી પાછી આવી જવાનો આયોજનનો પ્રયત્ન કરું છું. બીજો કોઈ રસ્તો નથી.

આજ બપોરે આપણે ચર્ચા કરી લઈશું. તમે નિરાશ ન થશો. તમારે માટે પૅરિસમાં બધું સરળ થઈ રહે તે માટે મારાથી બનતા બધા પ્રયત્ન કરીશ.

સસ્નેહ,

**વિજયા**

**૪૦**

કેપ-મારટિન,
એપ્રિલ, ૧૯૩૦

વહાલા ગુરુદેવ,

મિ. એન્ડ્રુઝે બધી વ્યવસ્થા તેમના હાથમાં લઈ લીધી હોય એમ લાગે છે, પણ આશા રાખું છું કે વહેલામાં વહેલી તકે તમે પૅરિસ આવી પહોંચશો. રવિવારે શા માટે ન આવી શકો ? અત્યારથી ટિકિટ મગાવી લો તો કોઈ મુશ્કેલી નહીં પડે.

પૅરિસમાં તમારી સાથે કમ સે કમ બે કે ત્રણ દિવસ ગાળવાનું મન છે. પૅરિસમાં મારા બહુ સારા અને વિશ્વાસુ મિત્રો છે. (તમારાં ચિત્રો માટે અને બીજું જે કાંઈ તમને જોઈતું હોય તે માટે) તેઓ ઘણી બધી રીતે મદદરૂપ થઈ શકશે.

તમે – તમે બધાં જ અહીં રાતે આવો અને આઠેક વાગે ડિનર લો તો કેમ ? એટલું વહેલું અહીં બીજું કોઈ નહીં હોય તેથી આપણે શાંતિથી સામે જમી શકીશું. અલબત્ત તમે ઇચ્છતા હો કે હું જ ત્યાં આવું તો હું આવીશ.

ગમે તે નક્કી કરો પણ આજે બપોરે તો તમને મળવાની છું જ.

સસ્નેહ,

**વિજયા**

આવતીકાલે મારાવાળી જ ટ્રેન શા માટે નથી પકડતા ?

**૪૧**

કેપ-મારટિન,
એપ્રિલ, ૧૯૩૦

વહાલા ગુરુદેવ,

મોન્ટપેલિયર આવવા માટે મેન્ટોનથી બે ને

પાંચે ઊપડતી અને સાતને ચોવીસ મિનિટે માર્સેલ્સ પહોંચતી ટ્રેન જ સારામાં સારી છે. પછી માર્સેલ્સથી સાત ને પિસ્તાલીસે ઊપડતી અને બપોરે અગિયાર વાગે મોન્ટપેલિયર પહોંચતી બીજી ટ્રેન તમારે પકડવી જોઈશે. રાતની ટ્રેનનો વિચાર કરવા જેવો નથી. કારણ કે હજી હાલના તબક્કે એ વધારે થકવી નાખે તેવી છે.

માર્સેલ્સથી પેરિસ આવવા માટે ઘણી સારી ટ્રેનો મળશે.

એક ટ્રેન સવારે છ વાગે ઊપડી સાંજે સાત વાગે આવે છે અને બીજી એક ટ્રેન સવારે નવ પંચાવને ઊપડે છે અને રાતે દસ વાગે પહોંચે છે.

છેલ્લી ટ્રેન રાત્રે બાર અને છ મિનિટે ઊપડે છે અને બપોરે અગિયાર ને દસે પહોંચે છે. આમાંથી ગમે તે ટ્રેન પસંદ કરી શકો છો.

મોન્ટપેલિયરનો રસ્તો જરા જુદો છે એટલે વ્યવસ્થા કરવાનું મુશ્કેલ પડે છે. મને બધાએ કહ્યું છે તે પ્રમાણે અહીંથી ત્યાંનું અંતર ચારસો કિલોમીટર છે.

ગુડનાઇટ. સારી રીતે ઊંઘ લેજો. તમારા પર આવેલા પત્રોના જવાબ લખી રહી છું.

સસ્નેહ

*વિજયા*

મને લાગે છે કે વ્યક્તિ તરીકે એન્ડ્રુઝ મને બહુ ગમશે...એ ઘણો જ તમને સમર્પિત હોય એવું દેખાય છે...એ વાત મને બહુ ગમે છે. આજના ડિનર પછી તેમની હોટેલ પર પાછા જવા એમને મારી ગાડીની જરૂર હોય તો કાર ક્યારે જોઈએ એટલું જ મારા ડ્રાઇવરને જણાવવાની જરૂર છે.

**૪૨**

C/o. અમેરિકન એક્સપ્રેસ કું.
૬, હે માર્કેટ, લંડન
મે ૧૪, ૧૯૩૦

પ્રિય વિજયા,

આ દેશમાં આવ્યો ત્યારથી મારી પોતાની ગણી શકાય એવી એક પણ પળ મને મળી નથી, મારું મન વ્યગ્ર[1] છે.

તેં કરેલી સહાય માટે મારે શું કહેવું તે મને સૂઝતું નથી. ચિત્રકાર તરીકે કીર્તિ[2] મળ્યાની વાત ગંભીર રીતે લેખવા માટે હજી ઘણું વહેલું ગણાય, પણ મારાં ચિત્રો અને પ્રદર્શન અંગે તારી નિસબતની મારા હૃદયમાં ઘણી ઊંડી છાપ પડી છે. મારી લાગણી તને જણાવી શક્યો હોત તો સારું થાત, પણ મેં તો મજાક અને મશ્કરીમાં સમય વેડફ્યો. એનું કારણ કદાચ એ હશે કે હું પૂરતા પ્રમાણમાં ગંભીર ન થયો. એકબીજા સાથે મુખોન્મુખ વાત કરવાનું માધ્યમ વિનમ્ર લજ્જાને કારણે જરા નબળું પડે છે. પશ્ચિમના વિશ્વમાં રોજિંદો સામાજિક વ્યવહાર એવો છે કે સરળ અને સ્વાભાવિક રીતે પોતાની ઊંડી સાચુકલી જાતને ઉઘાડવાનું અશક્ય છે – ભારે ઘનતા ધરાવતા 'ડેડ સી'ના પાણીમાં ગમે તેટલા વધારે વજનવાળી વસ્તુ પણ સપાટી પર તરતી રહે છે તેમ. અત્યારે તું ક્યાં છે તેની જાણ નથી...પણ મને આશા છે કે આપણે ભારતમાં મળીશું ભાલોબાસા

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

**૪૩**

ટેલિગ્રામ : ઓકામ્પો તરફથી ટાગોરને

સરનામું : શેરી નેધરલેન્ડ સસ્નેહ

**વિક્ટોરિયા**

**૪૪**

C/o અમેરિકન એક્સપ્રેસ કું.
૬, હે માર્કેટ, લંડન
મે ૧૪, ૧૯૩૦

પ્રિય વિજયા,

આ દેશમાં આવ્યો ત્યારથી મને પળવાર પણ આરામ મળ્યો નથી. સતત દોડધામથી ઘર યાદ આવે છે અને તેના વગર ઝૂરું છું. પણ મારી પાસે કોઈ રસ્તો નથી.

---

૧. ભારતમાં ચાલતી લડત, નેતાઓની ધરપકડ અને બ્રિટિશ-રાજના જુલમના સમાચાર રવીન્દ્રનાથને પહોંચ્યા હતા.

૨. પેરિસમાં યોજેલા ચિત્ર-પ્રદર્શનની સફળતાની વાત અહીં રવીન્દ્રનાથ કરી રહ્યા છે.

બર્મિંગહામ આર્ટ ગૅલેરીમાં મારાં ચિત્રોનું પ્રદર્શન થવાનું છે. એ બધાં બહુ વખાણ કરે છે, પણ મારાં ચિત્રોના ઊંડાણ વિશે મને ખાતરી થતી નથી. મારા બાહ્ય કર્મમાં એકાએક ફેરફાર થવાના, કવિમાંથી ચિત્રકાર બનવાના, કુદરતના ચમત્કારને કારણે તો તેઓ આશ્ચર્યમુગ્ધ નહીં હોય ?

છેલ્લા થોડા સમયમાં હું ઇન્ફ્લુએન્ઝાનો ભોગ બની ગયો. મારા શયનખંડમાં થોડાક દિવસ એકાંત-આશ્રય લીધો, પછી આકાશના મારા નામેરીની જેમ હમણાં જ બહાર આવ્યો છું. વ્યાધિ તો ગયો, પણ મારા શરીરમાં છવાઈ ગયેલી નબળાઈ પર એનું સામ્રાજ્ય હજી પ્રવર્તે છે. તેથી કામમાંથી ઉત્સાહ જતો રહ્યો છે અને મારા હરવા-ફરવા પર તેનો ભાર રહે છે.

તને જાણીને આનંદ થશે કે ઑક્સફર્ડનાં મારાં વ્યાખ્યાનોને મારી અપેક્ષા કરતાં પણ વધારે ઉષ્માભર્યો આવકાર મળ્યો.

હું જાણું છું કે મારા અત્યાગ્રહને કારણે યુનાઇટેડ સ્ટેટ્સમાં તે ઉપાડેલા ઉમદા કાર્યમાં મોડું થયું છે. આશા રાખું છું કે ગુમાવેલા સમયની ખોટને તું પહોંચી વળી હોઈશ. મને માફી આપજે. મારા પોતાના હેતુઓ માટે તારી શક્તિઓ પર દબાણ લાવવાનું મારે માટે અત્યંત સ્વાર્થી ગણાય. મને ભય છે કે આવી બેહદ અહંતા અમારી (પુરુષ) જાતિની ખાસિયત છે.

સસ્નેહ

**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

**૪૫**

પેસિફિક ઓસન
સાન્તા ક્લારા
જૂન ૧૪, ૧૯૩૦

અતિ વહાલા ગુરુદેવ,

એરિઅમે મને લખ્યું હતું. ઑક્સફર્ડનાં તમારાં વ્યાખ્યાનો બહુ સારાં ગયાં. જાણીને મને ખૂબ આનંદ થયો. 'ભારતની સ્થિતિ' પરનો તમારો અભિપ્રાય[1] મેં વાંચ્યો. મને એ બહુ ગમ્યો.

ન્યુયોર્કમાં લોકોને મળવામાં અને બીજી પરચૂરણ બાબતોમાં હું ઘણી વ્યસ્ત રહી. અલબત્ત, હવે બહુ થાકી ગઈ છું અને આ નાનકડા શીઇઇઇપ[1] પર આખો દિવસ લાંબી ઊંઘ ખેંચ્યે રાખું છું.

ન્યુયોર્કમાં હું પંદર જ દિવસ રહી. અમેરિકાની ઘણી બાબતો મને ગમી, ઘણી ન પણ ગમી. બધા જ દેશો વિશે એવું જ રહેવાનું... પૂર્ણ થવું માનવીને લમણે લખાયું નથી.

ઇંગ્લૅન્ડમાં તમારાં ચિત્રોના વિષયમાં શું થયું ? મને એ અંગે બે શબ્દો નહીં લખો ? જાણવા માટે હું ખૂબ આતુર છું.

હવે તમે ક્યાં જવાના છો અને શું કરવા ધારો છો ?

મિ. કહાનને મળ્યા ? એમની શક્તિઓનું માપ પરખાયું ?

તમારાં વ્યાખ્યાનો પ્રગટ થયાં છે કે કેમ ? એ વ્યાખ્યાનો હું કેવી રીતે મેળવી શકું ?

વહાલા ગુરુદેવ, તમારા વિના સાવ સૂનું લાગે છે ? આશા રાખું છું કે તમને પણ થોડું સૂનું લાગતું હશે.

આપણે હવે ક્યારે મળીશું ? ક્યારે શાંતિનિકેતન પાછા વળવાનું વિચારો છો ?

મિ. એન્ડ્રુઝ કેમ છે ? તેમણે મહાત્મા ગાંધી પર એક પુસ્તક કર્યું છે એ જાણવા મળ્યું. બ્યુનોસ એરિસ પહોંચીને તરત જ હું એ પુસ્તક ખરીદીશ.

'સાંભળો, સાંભળો, પ્રિય કવિ'[2]ને ફરી મળ્યા કે ?

મારા તરફથી સ્નેહ અને સ્નેહ

**વિક્ટોરિયા**

---

૧. ભારતમાં ચાલતી લડતને દબાવી દેવા બ્રિટને જે સિતમ ગુજાર્યો હતો તે વિશે રવીન્દ્રનાથે માન્ચેસ્ટર ગાર્ડિયનમાં લખ્યું હતું. તેનો અહીં ઉલ્લેખ છે.

૧. રવીન્દ્રનાથે ઓકામ્પોના 'શીપ'ના ઉચ્ચાર વિશે મજાક કરેલી. એ મજાકને અહીં આડકતરી રીતે ઉલ્લેખી ઓકામ્પોએ સામી મજાક કરી છે.

૨. આના દ નોઓલીસ નામની કવયિત્રીનો ઉલ્લેખ. તે કવયિત્રી આવું વાક્ય બોલી હતી.

**૪૫**

ટેલિગ્રામ : ઓકામ્પો તરફથી ટાગોરને

બિયોનેસ એરિસને મારા રસ્તે જતાં લખી રહી છું. સ્નેહ

**વિક્ટોરિયા**

**૪૭**

વહાલા ગુરુદેવ...

હું ફરી પાછી ફ્રાન્સમાં છું; કમ સે કમ આ મહિનાની ૨૧મી તારીખ સુધીમાં હું ત્યાં પહોંચવા ધારું છું. મારી ધારણા એવી પણ છે કે હું ઇંગ્લેન્ડ પણ જઈશ અને લિઓનાર્ડને મળીશ. તમે કેમ છો ? તમારી આસપાસનું બધું કેમ છે ? હંમેશ તમારા વિચાર કરતી રહું છું. જોકે લખી શકતી નથી.

વહાલા ગુરુદેવ, થોડા શબ્દો પણ લખી શકો તો લખવાની કૃપા કરો : એવન્યૂ મલાકોફ, ૨૭, પેરિસ. પત્રને એવો તો આવકાર આપીશ !

મારા સ્નેહ

**વિજયા**

એટલેન્ટિક ઓસન

જૂન, ૧૯૩૪

ફેની[1] તેના સ્નેહ પાઠવે છે.

૧. ફેની તેમની જૂની પરિચારિકા હતી.



## હરિની શોધ

હરિવર તારી સન્મુખ છે ને તું શોધે પછવાડે જી
નાહક તું ફંફોળે થોથાં, હરિવર તારી નાડે જી.

સતનું ચાંદરણું મેલીને
ભટકે શીદ અંધારે જી ?
મળશે નહીં લખચોરાસીમાં
અવસર વારે વારે જી.

આંખ છતાંયે દેખાતો ના, ડુંગર તરણા આડે જી !
હરિવાર તારી સન્મુખ છે ને તું શોધે પછવાડે જી.

મેલ બધા તું કાવાદાવા,
જગની મેલ જંજાળો જી;
હરિય તુજને મળવા આતુર
તોડ અહમ્‌ની પાળો જી.

માંડ કરીને હાથ આવેલી બાજી શીદ વણસાડે જી ?
હરિવર તારી સન્મુખ છે ને તું શોધે પછવાડે જી.

**લાલજી કાનપરિયા**

# કેનોપનિષદ

અરુણ જોશી

વેદોરૂપી પુષ્પોનું મધ એટલે ઉપનિષદ સાહિત્ય. ઉપ એટલે પાસે, નિ એટલે નીચે અને સદ્ એટલે બેસવું - અર્થાત્ ગુરુના પગ પાસે બેસી પ્રશ્નોત્તર દ્વારા જ્ઞાનપ્રાપ્તિ જેમાં થતી હોય તેને ઉપનિષદ કહેવામાં આવતું. આ પ્રશ્નોત્તરીમાં ગહન તત્ત્વચિંતન થતું. તેથી આ ઉપનિષદ-સાહિત્ય ઉત્તમ કક્ષાનું ગણાય છે. ઉપનિષદ શબ્દ સ્ત્રીલિંગ તેમજ નપુંસક લિંગનો છે પરંતુ મોટે ભાગે ઉપનિષદ નપુંસક લિંગવાચી ગણાય છે. ઉપનિષદોની સંખ્યા નક્કી નથી. મુક્તિકોપનિષદ મુજબ ઉપનિષદોની સંખ્યા એકસો આઠની છે. તેમાંના ઈશ, કેન, પ્રશ્ન, મુંડક, માંડૂકય, છાંદોગ્ય, કઠ, બૃહદારણ્યક, ઐતરેય, તૈત્તિરીય, શ્વેતાશ્વતર, કૌષિતકી અને મૈત્રેયી મહત્ત્વનાં ગણાય છે. આ તેરમાંનાં છેલ્લાં ત્રણ સિવાયનાં ઉપનિષદો વિશે શંકરાચાર્યે ભાષ્ય રચેલ છે. ભગવદ્ગીતા, બ્રહ્મસૂત્ર અને ઉપનિષદો ઉપર ભાષ્ય રચનારને આચાર્ય ગણવામાં આવે છે. આ ત્રણેને પ્રસ્થાનત્રયી કહેવામાં આવે છે. ઉપનિષદોને વેદરૂપી પુષ્પોનું મધ કહેવાનું કારણ એ છે કે તેના વેદોમાં ચર્ચાયેલ આત્મવિદ્યાનો સાર સમુચ્ચય સચવાયો છે. અહીં પહેલાં જણાવેલ તેર ઉપનિષદોમાં કેન શબ્દથી શરૂ થતા ઉપનિષદને કેનોપનિષદ નામ આપવામાં આવેલ છે. સામવેદની તલવકાર શાખાનું આ ઉપનિષદ તલવકાર ઉપનિષદ એવા બીજા નામે પણ ઓળખાય છે. યજુર્વેદના મંત્ર (૨૦:૧૦) અનુસાર તલવ એટલે તાળી વગાડનાર અર્થાત્ આ ઉપનિષદના ગાન વખતે તાળીઓનો તાલ આપવામાં આવતો હશે એમ માની શકાય. જૈમિનીય અને બ્રાહ્મણ એવાં બીજાં બે નામ પણ આ ઉપનિષદને આપવામાં આવેલ છે. આ ઉપનિષદમાં બ્રહ્મતત્ત્વ વિશેની ગહન ચર્ચા કરવામાં આવી છે. આ ઉપનિષદ વિશેની બીજી એક નોંધપાત્ર બાબત એ છે કે આદિ શંકરાચાર્યે આ ઉપનિષદોનાં પદો ઉપર ભાષ્ય રચ્યું પણ તે અપૂરતું લાગતાં તેમણે બીજું વાક્યભાષ્ય પણ રચ્યું. આ ઉપનિષદના ચાર ખંડો છે તેમાં પ્રથમ અને દ્વિતીયમાં બ્રહ્મની ચર્ચા છે જ્યારે બાકીના બેમાં યક્ષનું ઉપાખ્યાન અને બ્રહ્મની મહાનતા ચર્ચવામાં આવી છે.

જર્મન પંડિત શોપેનહોર મુજબ જીવનમાં અને મૃત્યુમાં આશ્વાસન આપનાર આ ઉપનિષદ ગ્રંથોમાં સર્વપ્રથમ શાંતિપાઠ આપવામાં આવેલ હોય છે. પ્રસ્તુત કેનોપનિષદના શાંતિપાઠમાં ૐ आप्यायन्तु मम अंगानि... દ્વારા કહેવામાં આવ્યું છે કે બ્રહ્મવિદ્યા કે અલ્પવિદ્યાનો સાધક તબિયતની દૃષ્ટિથી સ્વસ્થ અને સજ્જ હોવો ઘટે. શમ દમ વગેરે ધર્મો શિષ્યમાં સદા સુરક્ષિત રહે એવી સાત્ત્વિક ઇચ્છા પર ભાર મૂકવામાં આવ્યો છે. બે વાર ભાર મૂકીને કરવામાં આવેલી આ પ્રાર્થના વિદ્યાસંસ્થાના વાતાવરણને નિર્વિઘ્ન અને નિરામય બનાવવાની મંગળભાવના વ્યક્ત કરે છે અને બ્રહ્મ સાથેનો સંબંધ અતૂટ રહે એવી કામના વ્યક્ત કરે છે.

'કેન'થી શરૂ થતા આ ગદ્યપદ્યમય ઉપનિષદનો સર્વપ્રથમ મંત્ર શિષ્યની જિજ્ઞાસા વ્યક્ત કરે છે :

> केनेषितं पतति प्रेषितं मनः
> केन प्राणः प्रथमः प्रैति युक्तः ।
> केनेषितां वाचमिमां वदन्ति चक्षुः
> श्रोत्रं क उ देवा युनक्ति ॥

અર્થાત્ આ મન કોની સત્તા અને પ્રેરણાથી પોતાના વિષયોમાં પ્રવૃત્ત થાય છે ? કોની નિયુક્તિથી સર્વશ્રેષ્ઠ પ્રાણ ચાલે છે ? કોનાથી કાર્યાન્વિત થયેલી આ વાણી બોલે છે ? કયો દેવ આંખ અને કાનને માટે ચાલક તત્ત્વ પૂરું પાડે છે ? આ ચાર પ્રશ્નો પૂછનાર શિષ્યને ખ્યાલ છે કે શબમાં પણ આંખ, કાન વગેરે હોય છે પણ તે કશું કરી શકે તેમ

નથી. આ બધી ઇન્દ્રિયો વગેરેને પ્રેરનાર પરમાત્મા સિવાય બીજું કોઈ નથી એમ ઉત્તર આપતાં ગુરુ કહે છે :

> श्रोत्रस्य श्रोत्र मनसो मनो यद् वाचो
> ह वाच स उ प्राणस्थ प्राणः ।
> चक्षुषश्चक्षुरतिमुच्य धीराः
> प्रेत्यास्माल्लोकादमृता भयन्ति ॥

અર્થાત્ એ કાનનો પણ કાન, મનનુંય મન છે ખરેખર એ વાણીની વાણી, પ્રાણનોય પ્રાણ અને આંખનીય આંખ છે. ધીર પુરુષો મૃત્યુ પછી આ સંસારમાંથી મુકત થઈને અમર બની જાય છે. પછીના છ મત્રોમાં પરમાત્મા કે પરબ્રહ્મનો પાર પામી શકાય તેમ નથી એમ વ્યકત કરતાં કહેવામાં આવ્યું છે કે સર્વના પ્રેરણાદાતા એવા એ પરમાત્માને આંખ જોઈ શકતી નથી. વાણી વર્ણવી શકતી નથી. મન પણ તેનું સ્વરૂપ વ્યકત કરી શકતું નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે આ ત્રણે જ્ઞાનનાં સાધનો તેને પામવામાં ટૂંકાં પડે છે. તેથી ગુરુ કહે છે કે અમે પણ જ્યારે તે પરમાત્માને પામી શકતા નથી ત્યારે અમે બીજાને તેના વિશે કઈ રીતે સમજાવી શકીએ ? પછીના મંત્રોમાં કહેવામાં આવ્યું છે તે જોકે પરમબ્રહ્મ અથવા આત્માનું સ્વરૂપવર્ણન કરવું અશકય છે છતાં મનન-ચિંતન દ્વારા જ આત્માને ઓળખી શકાય. આ બાબત સ્પષ્ટ કરતાં કહેવામાં આવ્યું છે કે જેને વાણી વર્ણવી શકતી નથી પણ જેનાથી વાણી બોલતી રહે છે તે જ બ્રહ્મ છે. જેનું ચિંતન મન કરી શકતું નથી પણ જેને લીધે મન ચિંતન-મનન કરે છે તે બ્રહ્મ છે. આંખ વડે જે જોતું નથી પણ જેના વડે આંખ જોઈ શકે છે તે જ બ્રહ્મ છે. કાનથી જે સાંભળતું નથી પણ જેના વડે કાન સાંભળે છે તે બ્રહ્મ છે. અને જે પ્રાણથી જીવતું નથી પણ જેને લીધે પ્રાણ સક્રિય રહે છે તે બ્રહ્મ છે. આ પ્રકારની રજૂઆતનો સાર એ છે કે ઇન્દ્રિયો અને મન પોતાના ચાલકબળ એવા આત્માનો સંકેત જરૂર આપે છે. યથાર્થ રૂપે ભલે રજૂ ન કરી શકે. આત્મચૈતન્યના યોગ વગર ઇન્દ્રિયો કે મન કઈ કરી શકે તેમ નથી. શ્રવ્યતા, દશ્યતા, સ્પૃશ્યતા, આસ્વાદ્યતા કે મનનીયતા અર્પનાર એ બધામાં હોવા છતાં બધાથી જે પર છે તેને બ્રહ્મ અથવા આત્મા કહી શકાય આમ આત્મા સર્વથા અજ્ઞેય કે અજ્ઞાત નથી. આંધળાઓને થયેલા હાથીના તાન જેવું આત્મા વિશેનું આંશિક જ્ઞાન થઈ શકે છે પણ આ પ્રકારના આંશિક જ્ઞાનને પૂર્ણ સત્ય ન માની શકાય. જે કોઈ એમ માનતો હોય કે તે આત્મા વિશે પૂર્ણ જ્ઞાન ધરાવે છે તો તેની માન્યતા ભ્રાન્ત છે એમ બીજા ખંડમાં દર્શાવતાં કહેવામાં આવ્યું છે કે

> यदि मन्यसे सुवेदेति दभ्रमेवापि
> नूनं त्व वेत्थ ब्रह्मणो रूपम् ।
> यदस्य त्वं यदस्य देवेष्वथ नु
> मीमांस्यमेव ते मन्ये विदितम् ॥

અર્થાત્ શિષ્યને ગુરુ કહે છે કે જો તું એમ માનતો હોય કે તું એ બ્રહ્મને સારી રીતે જાણી ગયો છે તો ખરેખર તેં એ બ્રહ્મ બાબત થોડુંક જ જાણ્યું છે. જો તું આ બ્રહ્મનું સાક્ષાત્ અર્થાત્ દેવોનાં મૂર્તિચિત્રરૂપે જ્ઞાન હોવાનો દાવો કરતો હોય તો તારું જ્ઞાન ખરેખર ચિન્તનીય છે એટલે કે તારું બ્રહ્મજ્ઞાન યથાર્થ છે કે નહિ તે બાબત વિચારણીય બની જાય છે. આ બીજા ખંડમાં બ્રહ્મજ્ઞાનની અનિર્વચનીયતા ચર્ચવામાં આવી છે. જે પદાર્થો ઇન્દ્રિયગ્રાહ્ય હોય તો જ્ઞાત બને અને અગ્રાહ્ય હોય તો અજ્ઞાત બને. આ સામાન્ય અનુભવ છે. હરકોઈને આવો અનુભવ થાય છે પણ આત્મા અથવા બ્રહ્મને વિશે આમ કહી શકાય તેમ નથી. આત્મા ઇન્દ્રિયગ્રાહ્ય નથી તેથી અજ્ઞાત છે પણ તે બધી ઇન્દ્રિયોનો પ્રકાશક છે એટલે કે તેનું અસ્તિત્વ અનુભવાતું હોવાથી તે સર્વથા અજ્ઞાત પણ નથી. આવા જ્ઞાત અને અજ્ઞાત આત્માને જાણવાનો દાવો કરનાર વ્યક્તિ વિષ્ણુ, મહેશ વગેરે રૂપધારી દેવને આત્મા માની બેસે છે પરંતુ આ બધા રૂપધારી દેવો પરમાત્માનાં ખરેખરાં રૂપો નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે આત્મા અથવા બ્રહ્મ વિષયમાત્રથી અને બધી જ ઇન્દ્રિયોથી પર છે. મન અને બુદ્ધિનું આવરણ ખસી જતાં જે સ્વ-

સ્વરૂપે અનુભવાય છે તે જ બ્રહ્મ છે. આવું આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે તાલાવેલી આવશ્યક છે. આત્માની ખોજ અથવા બ્રહ્મની ખોજ સિવાય મને બીજું કંઈ ન ખપે એવો દૃઢ નિર્ધાર થાય ત્યારે જ સફળતા મળે છે. આત્મજ્ઞાન થતાં ભૂતમાત્રમાં આત્માનું અસ્તિત્વ છે એવી ખાતરી થાય છે. સ્વચ્છ અને નિશ્ચલ બુદ્ધિ જ આત્મખોજ કરવામાં મદદરૂપ થાય છે. મતલબ એ છે કે બુદ્ધિને બહિર્મુખ ન રાખતાં અંતર્મુખ કરીને જ ધાર્યું નિશાની તાકી શકાય છે. મરણશીલ સંસારમાંથી મોક્ષપદ પ્રાપ્ત કરવામાં આવી બુદ્ધિ જ મદદરૂપ થાય છે. આમ બીજા ખંડમાં આત્માની અનિર્વચનીયતા સ્પષ્ટ કરવામાં આવી છે. આવા આત્મતત્ત્વનો મહિમા ન સમજનાર માનવીઓએ પોતાની શારીરિક કે તપજન્ય શક્તિથી અહંભાવ સેવ્યો છે. રાવણ જેવા રાક્ષસોએ આ કારણે જ પોતાનાથી ભિન્ન પરમ શક્તિને અવગણી છે. અહંકારને કારણે જ આમ બની શકે. આવા અહંકારનું નિરસન ત્રીજા ખંડમાં બહુ જ રોચક રીતે આપવામાં આવ્યું છે એક આખ્યાયિકા દ્વારા. એ આખ્યાયિકાનો પ્રસંગ દેવાસુર સંગ્રામ થઈ ગયા પછીનો છે. શરૂઆતમાં કહેવામાં આવ્યું છે કે ब्रह्म ह देवेभ्यो विजिग्ये । तस्य ह ब्रह्मणः विजये देवा अमहीयन्त । त एक्षन्तास्माकमेवायं विजयः । अस्माकं एव अयं महिमा इति । એટલે કે બ્રહ્મની શક્તિથી દેવો જીત્યા. બ્રહ્મના એ વિજયને પોતાનો માની દેવો ફુલાવા માંડ્યા. તેઓ માનવા લાગ્યા કે આપણી શક્તિથી આપણને જીત મળી છે. આ આપણો જ મહિમા છે. દેવોના ગર્વનું ખંડન કરવા બ્રહ્મે તેજસ્વી યક્ષ રૂપે પોતાનું રૂપ પ્રકટ કર્યું. દેવોને ખબર ન પડી કે આ કયું તત્ત્વ છે. દેવોએ અગ્નિને જણાવ્યું કે તું સર્વજ્ઞ છે. તું જ જઈને જાણી લાવ કે આ શું છે. અગ્નિ યક્ષ તરફ દોડ્યો. યક્ષે પૂછ્યું કે તું કોણ છે ? જવાબમાં ગર્વથી છકેલા અગ્નિએ જણાવ્યું કે પોતે બધું જાણનાર અગ્નિ છે. યક્ષે અગ્નિને પોતાની શક્તિ જણાવવા કહ્યું. અગ્નિએ જવાબ આપ્યો કે પોતે બધું જ ભસ્મીભૂત કરી શકે છે. ત્યારે યક્ષે તેની સામે એક ઘાસનું તણખલું ધર્યું અને તેને બાળવા ઇજન આપ્યું. અગ્નિએ ખૂબ પ્રયત્ન કર્યો પણ તણખલાને બાળી ન શક્યો. ખસિયાણો પડીને તે પાછો ફર્યો. ત્યારપછી દેવોએ વાયુને મોકલ્યો. વાયુએ યક્ષ આગળ બડાઈ મારી કે તે બધું જ ઉડાડી મૂકી શકે છે. પણ યક્ષે આપેલ તણખલું તે હલાવી શક્યો નહિ અને પાછો ફર્યો. છેવટે દેવોએ તે તેજસ્વી તત્ત્વની ઓળખાણ કરવા ઇન્દ્રને મોકલ્યો. જેવો ઇન્દ્ર તે તત્ત્વ તરફ ધસ્યો કે તરત જ તે તત્ત્વ અલોપ થઈ ગયું. તે સ્થાને ઇન્દ્રે હૈમવતી ઉમાને જોઈ. તેને ઇન્દ્રે પૂછ્યું કે પેલું તેજસ્વી તત્ત્વ કોણ હતું ? सा ब्रह्मेति हो वाच । ઉમાએ જણાવ્યું કે તે બ્રહ્મ હતું.

અહીં પ્રશ્ન થાય કે આ હૈમવતી ઉમા કોણ છે ? મહાદેવ સાથેનો યુગયુગનો સંબંધ ધરાવનાર એ ત્રિપુરસુંદરી મહાદેવી જ છે. અને તે મહાદેવી એટલે જ બ્રહ્મનું સ્વરૂપ. દેવીભાગવત પુરાણમાં આવા શબ્દો જોવા મળે છે : काऽसि त्वं महादेवि । साऽब्रवीत् अहं ब्रह्मस्वरूपिणी । આમ ઉમા એ બ્રહ્મનું જ સ્વરૂપ છે. હૈમવતી શબ્દનું વિશેષણ દર્શાવે છે કે તે હિમાલયપુત્રી ઉમા છે. ઇન્દ્રને માટે ઉમા પૂછવા ઠેકાણું બની છે તે સ્વાભાવિક છે. તેની તપસ્યાથી પ્રભાવિત થઈને મોટા મોટા મુનિઓ પણ તેને માન આપવા તેની પાસે આવતા. આ ઉમા નામનું તત્ત્વ કોઈક વિચારકની દૃષ્ટિએ ઇન્દ્રની જ પરિણત પ્રજ્ઞા છે તો વિનોબાજીની દૃષ્ટિએ ઉમા એટલે બ્રહ્મવિદ્યા. તેમના મતે ૐ અક્ષરના બંધારણને લક્ષમાં લઈ અ ઉ અને મ્‌ને જુદા ક્રમમાં લઈ સ્ત્રીલિંગી શબ્દ બનાવીએ તો 'ઉમા' શબ્દ મળી જાય છે.

ચતુર્થ ખંડમાં બ્રહ્મવિષયક વાત આગળ ચાલે છે. ત્રીજા ખંડમાં આવેલ કથાનકના તાત્પર્ય રૂપે કહેવાયું છે કે દેવોનો વિજય એ બ્રહ્મને આભારી હતો. આમ દેવોના ગર્વને દૂર કરવામાં આવ્યો પણ આ કથાનકની ફલશ્રુતિ એ કે બ્રહ્મનાં દર્શન ઇન્દ્ર, અગ્નિ અને વાયુને થતાં તેથી તેઓ બધા દેવો કરતાં અતિશયતાવાળા ગણાયા. અગ્નિ અને

કરતાં પણ બ્રહ્મનો ખ્યાલ ઇન્દ્રને સર્વપ્રથમ પ્રાપ્ત થયો તેથી તે દેવાધિદેવ બન્યો.

આ બ્રહ્મ જ સર્વશક્તિમાન છે તેથી તે જ વંદનીય છે. તેની જ ઉપાસના કરવા જેવી છે. તદ્ગન શબ્દનો આ જ અર્થ છે. અહીં બ્રહ્મનું સાક્ષાત્ નિરૂપણ ગુરુએ કર્યું નથી. છતાં ગુરુ કહે છે કે પોતે બ્રહ્મનું નિરૂપણ કરી દીધું છે. આમ કહેવાનો આશય એ છે કે બ્રહ્મ વર્ણવી શકાય તેવી વસ્તુ નથી. તે અનુભવી શકાય એવી વસ્તુ છે. તપ, દમ અને નિઃસ્વાર્થ કર્મ કરવાથી બ્રહ્મ સ્વયં અનુભવ રૂપે પ્રકટ થાય છે. આ અનુભવ કરવા માટે આંખ, કાન કે મનની જરૂર રહેતી નથી.

એકંદરે જોતાં બ્રહ્મની અનિર્વચનીયતા પ્રકટ કરતું આ ઉપનિષદ તેમાં આપવામાં આવેલ આખ્યાનથી બહુ જ રોચક બન્યું છે. અથર્વવેદમાં કેન શબ્દથી શરૂ થતું એક સૂક્ત જોવા મળે છે. આ ઉપનિષદની જેમ તે 'કેનસૂક્ત' તરીકે ઓળખાય છે. તેમાં આંગળીઓ, પગનાં તળિયાં વગેરે કોણે બનાવ્યાં ? ગુરુ કેવી રીતે મળે ? પ્રજા પરાક્રમી કેમ બને ? ચંદ્ર વગેરે કોણે બનાવ્યાં ? જેવા પ્રશ્નો પૂછવામાં આવ્યા છે પણ બ્રહ્મની અનિર્વચનીયતા દર્શાવતા કેનોપનિષદમાંથી મળતો ઉત્તર કે બધું બ્રહ્મે જ બનાવ્યું છે એમ જાણવાથી બીજા પેટાપ્રશ્નોનો જવાબ આપોઆપ મળી જાય છે.



## શમણાં રમે છે

શેઢાળુ ઘાસમાં શમણાં રમે છે
લીલાછમ શ્વાસમાં શમણાં રમે છે.

ચકલીઓ ડૂંડામાં દાણા ચણે છે
જીવતરના તાણાવાણા વણે છે.

મોલભર્યા ચાસમાં શમણાં રમે છે
શેઢાળુ ઘાસમાં શમણાં રમે છે.

પતંગિયાનું આમતેમ ઊડવું ગમે છે
રંગોના દરિયામાં બૂડવું ગમે છે.

ભીની સુવાસમાં શમણાં રમે છે
શેઢાળુ ઘાસમાં શમણાં રમે છે.

ઉગમણે રંગોળી સૂરજ પૂરે છે
પંખીને ગીતની લીટી સ્ફુરે છે.

ઝાંખા અજવાસમાં શમણાં રમે છે
શેઢાળુ ઘાસમાં શમણાં રમે છે.

**લાલજી કાનપરિયા**

# સમાજ અને સાહિત્ય

જયા દાસાણી

સમાજશાસ્ત્રીની દૃષ્ટિએ સાહિત્યનો અભ્યાસ કરવાનું ખાસ પ્રયોજન એ છે કે સાહિત્ય સમાજનું પ્રતિબિંબ છે. દરેક સમાજમાં અમુત રીતરસમોનું અસ્તિત્વ જોવા મળે છે. એમાં સમયે સમયે પરિવર્તનો આવતાં રહેતાં હોય છે. સાહિત્યકારો ઘણી વાર ભવિષ્યમાં આવનારાં પરિવર્તનોની આગાહી કરીને દિશાસૂચન પણ કરતાં હોય છે.

આપણા સમાજની વાત કરીએ તો જ્ઞાતિપ્રથા, ધર્મોની વિવિધતા, ભાષા, ભિન્નભિન્ન બોલીઓ, લોકાચાર, મૂલ્યો, રીતરિવાજો લિખિત અને વણલિખિત રીતિ-નિયમો તેમજ ધોરણોનું બાહુલ્ય જણાય છે. કેટલાક વિદ્વાનોનું એવું માનવું છે કે સમાજશાસ્ત્ર ધોરણાત્મક વિજ્ઞાન છે. સમૂહનો અભ્યાસ એનો મૂળ વિષય છે અને સમાજની વ્યક્તિ ઉપર પડતી અસર એ એનો ગૌણ વિષય છે.

અમુક સમાજોમાં આર્થિક માપદંડ પર નિર્ધારિત વર્ગોનું અસ્તિત્વ છે. વિદેશી સાહિત્યમાં એ વર્ગોના માપદંડો મુજબના વર્તનની સમીક્ષા આપણને જોવા મળે છે. દા.ત. શેકસપિયરના 'હેમ્લેટ'માં વિદેશી સમાજ અને એનાં ધારાધોરણો ઝિલાયાં છે. તો હેરિયટ બીચર સ્ટેના 'અંકલ ટોમ્સ કેબિન'માં એ જમાનાના અમેરિકન સમાજ એટલે કે ગુલામી અને રંગભેદવાળા સમાજમાં હબસીઓની સ્થિતિનું યથાર્થ ચિત્ર ઝિલાયું છે. ટોલસ્ટૉયના 'વૉર એન્ડ પીસ'માં રશિયાના રાજ્યકર્તાઓનું વર્તન પ્રતિબિંબિત થયું છે.

આમ સાહિત્ય અને સમાજનો સંબંધ અતૂટ છે. માનવી સમાજનો સભ્ય છે અને સમાજનું સર્જન પણ. તે સમાજમાં જ જીવન ગુજારે છે. વ્યક્તિ અને સમાજ પરસ્પર સંકળાયેલાં છે. આજે પરિસ્થિતિ અનુસાર જીવનશૈલી બદલાઈ છે. સામાજિક પરિવર્તનોને કારણે જીવનમૂલ્યો બદલાયાં છે. આ મૂલ્યોમાં આ નવાં, આ પુરાણાં એવી કોઈ વિભાજન-રેખા આપણે દોરી શકતા નથી પણ રીતરિવાજ, આચાર-વિચાર વગેરેમાં સ્પષ્ટપણે એક યુગ બીજા યુગથી જુદો તરી આવે છે. સાહિત્યના અધ્યયનથી એ સમાજનો પરિચય પ્રાપ્ત થઈ શકે છે. દા.ત. ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'માં સ્ત્રીવિષયક મૂલ્યો જોઈએ તો : ગોવર્ધનરામના યુગમાં સ્ત્રી પદવીધર થઈ શકે એવી કલ્પના નહોતી થઈ શકતી, ત્યાં ઉપાર્જન અંગે નોકરી કરે કે પૈસા કમાઈ શકે તેવી કલ્પના જ ક્યાંથી થાય ? સ્ત્રીએ પોતાનું વ્યક્તિત્વ સ્વમાની ગૌરવભર્યું બનાવીને એકાકી રહેવું પડે તો તે રહી શકે તે અશક્ય વાત હતી. એટલે કુસુમ અવિવાહિત જીવન ગાળવાનો નિશ્ચય કરે છે ત્યારે એવો પ્રશ્ન પુછાય છે : તું જીવનનિર્વાહ કઈ રીતે કરીશ ? આ વખતે ગોવર્ધનરામને પણ એ સમસ્યા મૂંઝવતી હતી. તેનું નિરાકરણ કલ્પવું અસંભવિત લાગ્યું. એટલે મંદિરમાં ભગવાનની પૂજા કરનાર બાવી થઈશ એવો જવાબ કુસુમે આપેલો. આજના યુગમાં તે યુગના આ પ્રશ્નની કલ્પના કોઈને કરવી મુશ્કેલ છે. સ્ત્રીને ઘરની બહાર કામ કરતી કલ્પી શકાતી નહોતી."

(સમાજવેત્તા અને દ્રષ્ટા-ગોવર્ધનરામ, લેખક : યાજ્ઞિક અમૃતલાલ, 'ગોવર્ધન પ્રતિભા'માંથી પાનું ૧૧૬)

સાહિત્યનો હેતુ કે ધ્યેય માનવ-માનવના પારસ્પરિક સંબંધોમાં સુધારો થાય, જેનાથી દેશમાં તેમજ દેશની બહાર પણ સમજણભરી પરિસ્થિતિનું નિર્માણ થાય, જેથી વિશ્વશાંતિની સ્થાપનાને પણ બળ મળે. સંસાર પરિવર્તનશીલ છે અને સાહિત્ય પરિવર્તનશીલ સમાજનું પ્રતિબિંબ છે. કોઈ પણ દેશની સંસ્કૃતિનું દર્શન યા ઝલક તત્કાલીન સમાજમાં જોઈ શકાય છે. સાહિત્ય માનવસંસ્કૃતિનું એક

## ઓરતાનું આંગણું

મખમલી આકાશમાં
ઊગ્યો સ્નેહ-સૂર્ય ને
દીવાની શગ જેમ
થરક્યું મન-મત્ત !

ઝૂકેલી ડાળીઓમાં
લ્હેરાતું સ્મિત ને
ખુશ્બૂની લ્હેરખી
નર્તતી મદ-મસ્ત !

નયનોમાં નીતરતી
શ્રાવણ-ઝરમર ને
ખીલતી કળીઓમાં
નવલું સંગીત !

લીલેરી પાંદડીમાં
પાંગરે વસંત ને
ઓરતાનું આંગણું
વિસ્તર્યું અનંત !

**દિવ્યાક્ષી શુકલ**

## રંજ

કાનુડાની બંસરી મને જડતી નથી,
રાધાની રમઝટ હવે જડતી નથી !

મીરાંની મહેક ખોવાઈ છે ક્યાંક,
નરસિંહની કરતાલ હવે જડતી નથી !

સ્ફૂર્તિ સવારની ગાયબ છે ક્યાંક,
રાત્રિની રોનક હવે જડતી નથી !

ખુશ્બૂ ફૂલોની સંતાઈ છે ક્યાંક,
પવનની મસ્તી હવે જડતી નથી !

લ્હેરખી લાગણીની ગુમ છે ક્યાંક,
સંબંધની સહજતા હવે જડતી નથી !

દોસ્તી સમયની પલાયન છે ક્યાંક,
હૈયાની હૂંફ હવે જડતી નથી !

**દિવ્યાક્ષી શુકલ**

## ગઝલ

આંખમાં લાલાશ ને ગાલે ગુલાબી હોય છે,
આંસુઓની પણ અજબ જાહોજલાલી હોય છે.

આળ આવે, ત્રાસ આપે, બદલી નાખે ચહેરો પણ,
સાચું બોલ્યાની વસૂલી બહુ જ ભારી હોય છે.

એ ખરું છે લોક એને ધન કદી કહેતા નથી,
બાકી દુ:ખ સાથે અનુભવની કમાણી હોય છે.

અણગમો આ સૌનો કંઈ કારણ વિના તો હોય ના,
ભીતરે ઝાંકી જુઓ, નિજમાં યે ખામી હોય છે.

શાંતિની ઇચ્છા અગર કોઈ કરે તો ક્યાં કરે,
હોય જળ કે થલ, બધે આંધી જ આંધી હોય છે.

ભક્તિ, શ્રદ્ધા, લાગણી વહેવારનો છે અર્થ એ જ,
માનવીને માત્ર મતલબથી સગાઈ હોય છે.

એ જ છે અફસોસ કે 'નાશાદ' સમજ્યું ના કોઈ,
માત્ર અંતરમાં જ સૌ મક્કા ને કાશી હોય છે.

**ગુલામ અબ્બાસ 'નાશાદ'**

## કોક ભેદી

કોક ભેદી ભીંતને ભેદી ગયું, એવી ખબર,
કાળમીંઢી ભીંતને ઠેકી ગયું, એવી ખબર.

પાદચિહ્નો એહનાં ના કો પગી તાગી શકે,
નાકલીટી તાણવા તેડી ગયું, એવી ખબર.

છે બધું અકબંધ એવું ઓરડે તાળું ભલે,
તિમિરનાં ગાડાં ભરી હેરી ગયું, એવી ખબર.

આટલામાં ક્યાંક એની હાજરી વરતાય છે,
શોધવાની ચાહને છેડી ગયું, એવી ખબર.

કોઈ ના એની ગતિ આંબી શક્યું કે આંબશે,
ચાલ એ રેવાલ શી રેલી ગયું, એવી ખબર.

એક જાસો ફૂલ નામે ડાળને સોંપી અને
મ્હેંક મીઠી રાહમાં વેરી ગયું, એવી ખબર.

**જગદીશ ધનેશ્વર ભટ્ટ**


કેડિલા : કાળજીની એક આગવી પરંપરા

# નિરીક્ષક

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ પંદરમું : અંક ચોથો

નવેમ્બર : ૨૦૦૪

તંત્રી

રમણલાલ જોશી

## ૧૭૨



# ઉદ્દેશ

વર્ષ પંદરમુ અંક ચોથો સળંગ અંક ૧૭૨

## અનુક્રમ . નવેમ્બર ૨૦૦૪




પ્રકાશક રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન ૨૭૪૮૭૬૧૮

મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬૭૬૦૩


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂા ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવુ જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂા ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન ૨૭૯૧૧૬૭૭; ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઓર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે .

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૭૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં,
મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨.
ફોન ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૬૧૮

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧
ફોન : ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.
'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

નવેમ્બર ૨૦૦૪

सर्वभाषा सरस्वती



# ગુજરાતી આધ્યાત્મિક કવિતા : દશા અને દિશા

'અધ્યાત્મ'ની અનેક ભૂમિકાઓ હોય, એમ આધ્યાત્મિક કવિતાની પણ અનેક ભૂમિકાઓ હોઈ શકે. અર્વાચીન ગુજરાતીમાં આધ્યાત્મિક કવિતાની એક વિશિષ્ટ પટરૂપે ઝાઝી ચર્ચા જોવા મળતી નથી. અર્વાચીન ગુજરાતી કવિતામાં નર્મદ-દલપતથી આરંભી નિરંજન-રાજેન્દ્ર સુધીના કવિઓમાં પરમતત્ત્વ પ્રત્યેની અભીપ્સાના ઉદ્‌ગારો આપણને મળે છે. ભોળાનાથ, નરસિંહરાવ, રમણભાઈ, કાન્ત-કલાપી, ન્હાનાલાલ-બળવંતરાય, ખબરદાર કે સુન્દરમ્-પૂજાલાલ આદિ કવિઓની કવિતામાં આ પ્રકારની રચનાઓનું સારું એવું પ્રમાણ પણ મળે છે અને તેમ છતાં એને આધ્યાત્મિક કવિતાનો વિશિષ્ટ પ્રવાહ આપણે કહી શકીશું ? કશાક અપાર્થિવ તત્ત્વની અભિમુખતા, ઉદાત્ત તત્ત્વ પ્રત્યેનું અભિસરણ, કોઈ મંગલમય ભાવના કે પરમ તત્ત્વની ઝંખના કે અણસાર જેમાં નિરૂપાયો હોય એવી રચનાઓને આધ્યાત્મિક કવિતા, ધાર્મિક કવિતા, અતીન્દ્રિય અનુભવની કવિતા, ભક્તિકવિતા એમ જુદાં જુદાં અભિધાનોથી ઓળખવામાં આવે છે.

કવિતાપ્રવૃત્તિ એ આધ્યાત્મિક પ્રવૃત્તિ છે પણ અધ્યાત્મની કવિતા એ તો કવિતાનો એક નોખો પ્રકાર છે. આનંદશંકર કહે છે, ''બુદ્ધિ, હૃદય અને કૃતિ ઉપરાંત એક અપેક્ષા ધાર્મિકતાની છે. આ ધાર્મિકતા ઉઘાડી પ્રતીત થવી જોઈએ એમ તાત્પર્ય નથી; જ્યાં ધાર્મિકતા પ્રગટ રૂપે હોય ત્યાં ભક્તિ અને જ્ઞાનરસની કવિતા થાય છે પણ એ તો કવિતાનો એક પ્રકાર છે, કવિતાનું સામાન્ય સ્વરૂપ નથી. કવિતાના સામાન્ય સ્વરૂપમાં જે ધાર્મિકતાની અપેક્ષા છે તે વિશ્વની પાર રહેલા તત્ત્વનું સૂચન, માત્ર કલા, અને કવિતા દ્વારા ચાતુરીથી દર્શન કરાવવામાં રહેલી છે... જે જે કાવ્યો અને નાટકોમાં આ તત્ત્વનું સૂચન અને દર્શન કરાવવામાં આવે છે એ સર્વમાં આ ધાર્મિકતા આવી જાય છે એમ કહેવામાં બાધ નથી. શેક્સપિયરનાં નાટકોમાં એક પણ પાદરી દાખલ કર્યો નથી - છતાં એમાં ધાર્મિકતાની સામાન્ય જરૂરિયાત પૂરી પાડે છે.'' તેમના અભિપ્રાય પ્રમાણે કવિતામાત્રમાં ધાર્મિકતાની સામાન્ય જરૂરિયાત રહે જ છે, ફેર એટલો જ કે જ્યાં ધાર્મિકતા પ્રગટ રૂપે હોય ત્યાં ભક્તિ અને જ્ઞાનરસની કવિતા થાય. એનાં લક્ષણો શાં ? ધાર્મિકતા પ્રગટ રૂપે હોય એટલે શું ? ખુદ ધાર્મિકતા એટલે શું ? એ પ્રશ્નો સામે આવીને ઊભા રહે છે.

ધાર્મિક કવિતા અને આધ્યાત્મિક કવિતા સામાન્યતઃ સમાનાર્થ રૂપે પ્રયોજાય છે. એલિયટે સત્તરમી સદીના કેટલાક કવિઓને 'Metaphysical Poets' રૂપે તારવીને તેમની ચર્ચા કરી છે પણ 'Metaphysical Poets' કે 'Metaphysical Poetry'ની વ્યાખ્યા કરવી અત્યંત મુશ્કેલ હોવાનું જણાવ્યું છે. જ્યૉર્જ સાન્તાયન 'Philosophical Poets' શબ્દ વાપરે છે. લ્યુક્રિશિયસ, ડેન્ટે અને ગટે વિશે લખતાં તે કહે છે કે અમુક બિંદુએ ફિલસૂફ કવિ બને છે અને કવિ ફિલસૂફ.

ગુજરાતી આધ્યાત્મિક કવિતાનું ઉચ્ચોચ્ચ શૃંગ તો નરસિંહ મહેતા જ છે. એમનું એક જ પદ 'નીરખને' આધ્યાત્મિક અનુભૂતિની જે ગહરાઈ બતાવે છે તે આપણી કવિતામાં વિરલ છે :

નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો ?
'તે જ હું', 'તે જ હું', શબ્દ બોલે.

* * *

ઝળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં
હેમની કોર જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે,
સોનાના પારણા માંહી ઝૂલે.

નરસિંહનું આ અને 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ' જેવાં કાવ્યોનો ઉલ્લેખ કરી ગોવર્ધનરામ કહે છે કે તેનાં કાવ્યો એવા બિંદુએ પહોંચે છે જ્યાં રાસલીલાનું - મનુષ્યહૃદયના શ્રીહરિ સાથેના રાસનું - રૂપક એક રૂપક તરીકે ન રહેતાં પ્રેમકથારસમાં અને વિભૂતિવંદનામાં એકરસ થઈ જાય છે. નરસિંહ 'સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે' એમ કહ્યા પછી 'સોનાના પારણા માંહી ઝૂલે' એમ કહે છે ત્યારે તો કવિની વાણી અસંપ્રજ્ઞાતપણે ઉપનિષદોની ભવ્યતા સુધી પહોંચે છે. ઉમાશંકર પણ એવો જ પ્રતિભાવ આપે છે કે "ગુજરાતી ભાષાનું જ નહીં પણ વિશ્વસાહિત્યનું એક ભવ્ય ઉદાત્ત ચિત્ર પ્રત્યક્ષ થાય છે, બ્રહ્માંડના સોનાના પારણામાં ઝૂલતા આનંદક્રીડા કરતા સચ્ચિદાનંદ બાલકૃષ્ણનું વિરાટ સુંદર દર્શન આપણને મળે છે." આગળ તે ઉમેરે છે કે "આ લઘુ કૃતિ એ વિરાટ અનુભૂતિ વિરાટ (સબ્લાઇમ) શબ્દરચના રૂપે મૂર્ત થયાનો એક ઉત્કૃષ્ટ નમૂનો છે. ગુજરાતી ભાષાની આધ્યાત્મિક કવિતાના એક શિખરરૂપ તો એ છે જ. જગતકવિતામાં આ કક્ષાની કૃતિઓ વિરલ હોવા સંભવ છે."

'અખેગીતા'નું છેલ્લું પદ એ પરમાત્મા-સાક્ષાત્કારના અભિનવ આનંદનું ઉલ્લાસગાન છે :

અભિનવો આનંદ આજ,
અગોચર ગોચર હવું એ;
જે પરપંચ પાર મહારાજ,
તે પૂરણ બ્રહ્મ હું સ્તવું એ.

*

ત્યા હવું મન લેનીન,
જે ચેતન સભરા ભર્યું એ
નહીં કો દાતા દીન
તન્મય સહેજે સહેજ કર્યું એ
પ્રગટમાં કોટિ કલ્યાણ
આપાપર વિના સ્વેં રહ્યું એ
સદા સદોદિત ભાણ
ઉદે-અસ્ત કારણ ગયું એ.

અગોચર હતું તે હવે ગોચર બન્યું એનો આનંદ અખો ગાય છે. જેની આગળ મન અને વાણી થંભી જાય એવા પારમાર્થિક અનુભવને અખાએ ગંભીર લય-હિલ્લોલમાં ઉતાર્યો છે. અનાયાસ શબ્દપસંદગી-ઉચિત સ્વરવ્યંજનસંકલના દ્વારા એ અનુભૂતિને વર્ણવી છે.

દોઢસો-એક વર્ષ પહેલાં થઈ ગયેલાં ગંગાસતીનાં કેટલાંક ભજનોમાં અનુભૂતિનો રણકાર સંભળાય છે.

અર્વાચીન કાળમાં 'પ્રેમભક્તિ' જેનું તખલ્લુસ તે કવિ નાનાલાલની રચનાઓમાં ભક્તિરસના ફુવારા ઊડે તે સ્વાભાવિક છે. એમના 'મારાં નયણાંની આળસ રે, ન નીરખ્યા હરિને જરી' એ ભક્તિગીતમાં કવિએ વિરાટનું અદ્‌ભુત વર્ણન કર્યું છે. ઉમાશંકર યોગ્ય કહે છે કે "...વિરાટના વર્ણનમાં કવિવાણી ભવ્યતા સુધી પહોંચે છે. નરસિંહ પછી ભવ્યતા તો નાનાલાલમાં જ."

મકરન્દ દવેની કાવ્યવાણીમાં એક જુદી જ રંગત જોવા મળે છે. 'સઘળું સોંપ્યું' કાવ્યમાં તે કહે છે :

હેતના મળે ફૂલ-ફુવારા,<br>
હરખ આઠો જામ રે,<br>
હૈયે રૂડું રૂપ રમે ને,<br>
હોઠે મીઠું નામ રે.

આત્માની અનુભૂતિ પંખીના પ્રતીક દ્વારા કાવ્યમય અભિવ્યક્તિ પામી છે :

પાંખ વિનાનું પંખી બેઠું તિમિર ઘટા મોઝાર,<br>
કોણે કુહુક કર્યું કે એ તો, ટહુકે અપરંપાર !<br>
એને ફૂટે સોનલ પાંખો રે,<br>
ટહુકે નવલું વ્હાણું કરે.

'બંસીના બોલ સુણી' કવિ મકરન્દ દવે અનુભવે છે :

ડૂબ્યા-તર્યાનો મારો ક્યાંયે ન તોલ,<br>
મને જીવ્યા-મર્યાનું નહીં ભાન,<br>
બંસીના બોલ મારે રોમ રોમ રેલે<br>
ને આંખોમાં એકલો કાન;<br>
આ રે કાંઠે હું મારા પ્રીતમની પાસ,<br>
મને ઓ કાંઠે આવ્યું'તું ઝોલું-

મકરન્દની કવિતામાં અતીન્દ્રિય અનુભવને સરસ સૌરાષ્ટ્રીય વેધક બાનીમાં અભિવ્યક્તિ સાંપડી છે.

સુન્દરમ્‌ના 'વસુધા' સંગ્રહમાં કેટલીક અભાન પણ સાચી ઝંખનાઓ કલામય રૂપ ધારણ કરે છે. એનાં શરૂઆતનાં કાવ્યોમાં કવિના અધ્યાત્મકાવ્યોનો નાનો શો આલેખ આપણને મળે છે. 'યાત્રા'માં શ્રીઅરવિંદ અને શ્રીમાતાજીના તત્ત્વજ્ઞાનને કેન્દ્રમાં રાખી કવિએ પોતાની અભીપ્સા, સમર્પણ, ભક્તિભાવ વગેરે વ્યક્ત કર્યાં છે. ખાસ કરીને એમનાં ગીતોમાં અધ્યાત્મ-અનુભૂતિ, ચારુ રૂપ ધારણ કરે છે. 'કાવ્યમંગલા'ના ધ્રુવપદ ક્યહીં ? એમ પ્રશ્ન પૂછનાર કવિને પોતાનું ધ્રુવપદ સાંપડે છે.

ચરાચર સૃષ્ટિ સાથેનો સૌહાર્દભાવ ચેતોવિસ્તારની પ્રક્રિયાનો પરિચાયક છે.

સાંપ્રત સમયમાં ગુજરાતીમાં આધ્યાત્મિક કવિતાનાં વળતાં પાણી દેખાય છે. પ્રાચીન સમયમાં ધર્મ આપણું ધારક બળ હતો, આજે ધર્મની આખી વિભાવના પલટાઈ ગઈ છે. એની સઘળી પ્રવૃત્તિઓનું પ્રેરકબળ અને ટકાવી રાખનારું શ્રદ્ધાબળ વ્યાપક ધર્મભાવનામાં હતું, આજે એ રહ્યું નથી. મનુષ્ય મનુષ્ય વચ્ચેનો વિચ્છેદ, મનુષ્ય અને સમાજ વચ્ચેનો વિચ્છેદ ટાળવો અને મનુષ્યને કોઈ સર્વોપરી સત્તાની સાથે અનુસંધિત કરવો એવું કોઈ અવેજી સાધન ઊભું થયું નથી. એટલે હવે પછીની આધ્યાત્મિક કવિતાનું સ્વરૂપ કેવું હશે તે જોવું રહ્યું.

**રમણલાલ જોશી**



તંત્રી

### હાસ્ય સાહિત્ય વિશેનો પરિસંવાદ

ગાંધીનગર ચેરિટેબલ ટ્રસ્ટ સંચાલિત આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજમાં તા ૯ ઓક્ટોબર ૨૦૦૪ના રોજ ડૉ. બાબાસાહેબ આંબેડકર ભવન, સેક્ટર-૧૨ ખાતે 'ગુજરાતી સાહિત્યમાં નિરૂપિત હાસ્ય' એ વિશે પરિસંવાદ યોજાયો હતો વિવિધ વક્તાઓએ આ વિષય ઉપર મનનીય પ્રવચનો આપ્યા હતા

### 'અક્ષર પગલે'નું લોકાર્પણ

સ્વ. કવિ જયંત પાઠકની જન્મજયંતી નિમિત્તે પ્રકાશન-સંસ્થા 'સાહિત્ય સંગમ'ના ઉપક્રમે કવિ જયંત પાઠકનાં અગ્રંથસ્થ કાવ્યોનું શ્રી રવીન્દ્ર પારેખે સંપાદિત કરેલ કાવ્યસંગ્રહ 'અક્ષર પગલે'નું લોકાર્પણ જાણીતા સાહિત્યકાર શ્રી ભગવતીકુમાર શર્માએ કર્યું હતું

### 'બાળસાહિત્ય : વિચાર અને વિમર્શ' પુસ્તકનું થયેલું વિમોચન

અગ્રણી સર્જક અને ચિંતક શ્રી દિનકર જોશીએ શારદાપીઠ-દ્વારકા મુકામે બાળસાહિત્યના સ્વરૂપ અંગેના પુસ્તકનું તાજેતરમાં વિમોચન કર્યું હતું.

### દુર્ગાદેવી સરાફ કાવ્ય-સ્પર્ધા નારી-કવિતા વિશે

'કિરણદેવી સરાફ ટ્રસ્ટ' અને 'આનંદોત્સવ'ના ઉપક્રમે જાન્યુઆરી ૨૦૦૫માં યોજનારા એક કાર્યક્રમ અંતર્ગત 'નારી-કવિતા' વિષય ઉપર એક કાવ્ય-સ્પર્ધાનું આયોજન કરવામાં આવ્યું છે આ સ્પર્ધામાં પ્રથમ, દ્વિતીય અને તૃતીય એમ ત્રણ પારિતોષિકો અનુક્રમે રૂ. ૧,૫૦૧, રૂ. ૧,૦૦૧ અને રૂ ૫૦૧ શ્રી મહાવીરપ્રસાદ ધ. સરાફ દ્વારા આપવામાં આવશે. નારીજીવનની અનુભૂતિ પ્રગટ કરતી અપ્રગટ કવિતા ડિસેમ્બર-૨૦૦૪ના અંત સુધીમાં સ્પર્ધક બહેનોએ મોકલવી. છાંદસ કે અછાંદસ, એમ કોઈ પણ સ્વરૂપમાં મૌલિક રચના મોકલવી એને જણાવાયું છે.

: સંપર્કસૂત્ર :

પ્રા. જ્યોત્સ્નાબહેન ત્રિવેદી, ૩૦૧, લિબર્ટી એપાર્ટમેન્ટ્સ, સરોજિની રોડ, વિલે પાર્લે (વેસ્ટ), મુંબઈ - ૪૦૦ ૦૫૬
ફોન ૨૬૧૨૩૪૪૩

### ઘનશ્યામદાસ સરાફ કાવ્યસ્પર્ધા–જિંદગી વિશે

'કિરણદેવી સરાફ ટ્રસ્ટ' અને 'આનંદોત્સવ'ના ઉપક્રમે ફેબ્રુઆરી ૨૦૦૫માં યોજનારા એક કાર્યક્રમ અંતર્ગત 'જિંદગી' વિશે એક કાવ્યસ્પર્ધાનું આયોજન કરવામાં આવેલ છે. આ સ્પર્ધામાં પ્રથમ (રૂ. ૧,૫૦૧), દ્વિતીય (રૂ. ૧,૦૦૧) અને તૃતીય (રૂ. ૫૦૧) એમ ત્રણ પારિતોષિકો શ્રી મહાવીરપ્રસાદ ધ. સરાફ દ્વારા આપવામાં આવશે સ્પર્ધકોએ માત્ર એક કવિતાની બે નકલ નીચેના સરનામે જાન્યુઆરી ૨૦૦૫ના અંત સુધીમાં મોકલવાની રહેશે છાંદસ કે અછાંદસ, એમ કોઈ પણ સ્વરૂપમાં કૃતિ મોકલવી.

: સંપર્કસૂત્ર :

ડૉ. યશવંતભાઈ ત્રિવેદી, ૩૦૧, લિબર્ટી એપાર્ટમેન્ટ્સ, સરોજિની રોડ, વિલે પાર્લે (વેસ્ટ), મુંબઈ - ૪૦૦ ૦૫૬
ફોન ૨૬૧૨૩૪૪૩

### વર્ષ ૨૦૦૪નો નરસિંહ મહેતા એવોર્ડ કવિ શ્રી રમેશ પારેખને

વર્ષ ૨૦૦૪નો નરસિંહ મહેતા એવોર્ડ તા. ૨૮ ઓક્ટોબર ૨૦૦૪, શરદપૂર્ણિમાના દિવસે સુપ્રસિદ્ધ કવિશ્રી રમેશ પારેખને અમરેલી મુકામે અર્પણ થયો હતો. આ પ્રસંગે સમસ્ત અમરેલી નગર તરફથી કવિ શ્રી રમેશ પારેખની શોભાયાત્રા સંપન્ન થઈ હતી. કવિ રમેશ પારેખને હાર્દિક અભિનંદન.

### નરસિંહ મહેતા સાહિત્યનિધિ દ્વારા ઊજવાયેલું મનોજ પર્વ

આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિ (જૂનાગઢ)ના પ્રથમ અધ્યક્ષ અને મૂર્ધન્ય કવિશ્રી મનોજ ખંડેરિયાની સ્મૃતિમાં તાજેતરમાં જૂનાગઢ ખાતે મનોજપર્વ ઊજવવામાં આવ્યું આ કાર્યક્રમમાં મનોજ ખંડેરિયાની કવિતા વિશે વ્યાખ્યાનો આપવામાં આવ્યાં, તેમની કવિતાનું પઠન અને ગાન કરવામાં આવ્યું તેમજ મનોજ ખંડેરિયાનાં કાવ્યોનાં નીતિન વડગામાએ કરેલા સંપાદન 'એમ પણ બને'નું મોરારીબાપુના વરદહસ્તે વિમોચન થયું હતું.

### 'દિલીપ રાણપુરા : સાહિત્યવૈભવ'નું પ્રકાશન

સુપ્રસિદ્ધ સાહિત્યકાર સ્વ. 'દિલીપ રાણપુરા'ના તમામ પુસ્તકોમાંથી ૩૫૦ થી ૪૦૦ ડિમાઈકદનાં પૃષ્ઠોનું સંપાદન શ્રી યશવંત મહેતાએ કર્યું છે તે દિલીપ રાણપુરાના જન્મદિવસ ૧૪ નવેમ્બર ૨૦૦૪ની આસપાસ પ્રગટ થશે. તા. ૧૪/૧૧/૨૦૦૪ સુધીમાં આ પુસ્તક ઓછી કિંમતે ઉપલબ્ધ થશે

: સંપર્કસૂત્ર :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
રતનપોળ નાકા સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.

દુષ્યન્ત પંડ્યા

(૨૫)

યોસ્ટનના મોન્તેસોરી વર્ગો ઝેવિયર્સ કોલેજમાં ચાલતા. નવું શૈક્ષણિક વર્ષ આરંભાયું ત્યારે, બપોરના બારથી તે ત્રણ સુધીનો સમય મને મળતો તેમાં, હું લોકલ પકડી ખાર જતો અને ત્યાં બે તાસ લઈ પાછો મરીન લાઇન્સ પહોંચી સાતઆઠ મિનિટમાં ઝેવિયર્સ કોલેજે પહોંચી જતો. અલબત્ત, આ મોન્તેસોરી વર્ગમાં જોડાવા માટેની મારી રજા વગર-પગારની જ હતી. એ દોડધામ થોડી શ્રમદાયક હતી જ પણ, ખારની શાળાનાં બાળકો પ્રત્યેનો પ્રેમ, એમનો અભ્યાસક્રમ ન બગડે તેની ઇચ્છા, પ્રોક્સીમાં જનાર શિક્ષકની ગાળથી બચવાનું મન વગેરે કારણો પણ હતાં જ. રેલવેનો પાસ હતો. ટિકિટના પૈસા ખરચવા પડતા ન હતા.

પહેલી જુલાઈથી શાળામાં પાછો આવ્યો ત્યારે મને લાગ્યું કે મારામાં કશુંક પરિવર્તન આવી ગયું છે ! એ શું તે હું સમજી શક્યો નહીં પણ, મારા આચાર્યના મારી પ્રત્યેના વર્તનમાં મને પરિવર્તનનો અનુભવ થવા લાગ્યો. એ પરિવર્તનનું કારણ હું સમજી શક્યો નહીં પણ અગાઉની ઉષ્માની ઊણપનો અનુભવ મને ડગલે ને પગલે થવા લાગ્યો.

પણ એ પલ્લુ ઊંચું ગયું હતું તેની મને ચિન્તા ન હતી. વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને મારા કાર્યથી સંતોષ હતો અને તાસમાં એ સૌનાં મુખ પર પ્રસન્નતા જોવા મળતી. પરિણામે હું પણ પ્રસન્ન જ રહેતો.

અહીં વર્ગશિક્ષણ સંબંધી, વિદ્યાર્થીગણ સાથેના સંબંધ વિશે, આચાર્ય અને એમનાથી ઊંચેરા સંચાલકો સાથેના સંબંધ વિશે પ્રશ્નો ઊઠે છે. જામનગર શહેરની તે સમયની એકમાત્ર નવાનગર હાઈસ્કૂલમાંના એક સીનિયર શિક્ષકની માન્યતા હતી : Consider every *boy to be your spy* - દરેક વિદ્યાર્થીને જાસૂસ ગણવો. ઉપનિષદોમાં મહાવાકયો જેવું એમનું મહાકાવ્ય શિક્ષક થતાં પહેલી વાર સાંભળી હું ખૂબ મૂંઝાઈ ગયેલો. અભ્યાસક્રમમાંના વિવિધ વિષયોમાંનો કોઈ પણ શીખવતી વેળા શિક્ષકે ગુપ્ત જ રાખવું જોઈએ એવું શું કાર્ય એ કરે છે કે એણે ડરવાનું રહે ? અને વિદ્યાર્થીઓ બધાં શિક્ષકો અંગેની રજેરજ માહિતી કોને પહોંચાડતાં હશે ? ક્યારે ? શા માટે ? આ પ્રશ્નોના ઉત્તરો આર્થર કોમન ડોઇલ જ આપી શકે. ગુજરાતી, અંગ્રેજી, ભૂગોળ વિષયો ભણાવતી વેળા, આચાર્ય વિશે, બીજાં શિક્ષકો વિશે કે સંચાલકો વિશે કશો ઉલ્લેખ કરવાનો પ્રસંગ આવે ? હા, કવિતા કે અન્ય સાહિત્યવૃત્તિ વર્ગમાં શિખવાડાતી હોય ત્યારે, એ કવિ વિશે ઉલ્લેખ કરવો પડે. કરસનદાસ માણેકનું કાવ્ય 'હરિનાં લોચનિયાં' વર્ગમાં લેતી વખતે એક વિદ્વાન પ્રોફેસરે, 'ભગવાનનો ગગો કે દી કુંવારો રહી ગયો હતો તે આમ કવિ સામે રોતો બેઠો ?' આવી ટીકા કર્યાનું સાંભળ્યું છે. એ પ્રોફેસરને માણેકને ઘેર ચા પીવા ન મળી હોય. પણ આચાર્ય કે સંચાલકો વિરુદ્ધનો આક્રોશ વર્ગમાં જવલ્લે જ ઠલવાતો હશે.

આમ મારે કશું કરવાનું ન હતું. યોસ્ટન પાસેથી આવ્યા પછી મારી પાસે શ્રેણી ૧૧મીના વર્ગશિક્ષકની જવાબદારી હતી અને વાઇસ પ્રિન્સિપલ અંગેની વહીવટી જવાબદારી પણ હતી. યોસ્ટન સાથેના કાર્યમાં વ્યસ્ત હોવાથી શાળાનાં સમયપત્રકો તૈયાર કરવાના કામમાં આચાર્યને સહાયરૂપ બની શકયો ન હતો. એ કારણ એટલું ગંભીર હતું ખરું ? ઉપાચાર્ય જેટલો જ પગાર મેળવતાં અને કશી જ જવાબદારી નહીં સંભાળતાં એમનાં પત્નીએ એમને કેટલી સહાય કરી તે હું જાણતો ન હતો. પ્રસન્ન પ્રકૃતિનાં અને પ્રેમાળ એવાં એ સન્નારીને બે બાબતો ઠેસ મારતી : એમની માતૃભાષા ગુજરાતી ન હતી એટલે, એમનું કોઈ ઉચ્ચારણ કે એમનો કોઈ શબ્દપ્રયોગ વર્ગનાં વિદ્યાર્થીઓમાં હાસ્યની છોળ પ્રેરતો. એ કયો વિષય

લઈને બી.એસસી. થયાં હતાં તે ખબર નથી પણ ગણિતના તાસ લેતી વેળાનાં એમનાં ગોથાં ગણી તો શકાતાં જ. અને એ પ્રસંગે કોઈ વિદ્યાર્થી કે વિદ્યાર્થિની બ્લૅક બોર્ડ પરના એમના માંડેલા દાખલાના કોઈ ગુણાકારભાગાકારમાં, છેદનવ્યાપારમાં કે બીજી કોઈ ચૂક રહી ગઈ હોય તે ચીંધીને કહે . 'સિસ્ટર, આ ચોથું સ્ટેપ આમ જોઈએ' કે 'આ છેદમાં ભૂલ છે', તો સિસ્ટરની માખી છીંકી જતી. મારા એ વર્ગની એક હોશિયાર વિદ્યાર્થિની કુકુલ મજમુદાર એમના રોષનો એવો તો ભોગ બની હતી કે એને સિસ્ટરે કાયમ માટે પોતાના વર્ગમાં બેસવાની મનાઈ ફરમાવી સિસ્ટરની આ 'ભૂલ' બતાવવાની બાબત સિવાય એનું બીજું કશું દુર્વર્તન હતું નહીં. અગાઉના એક પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે એને પુન. વર્ગપ્રવેશ અપાવતા મને સારી એવી જહેમત પડી હતી પતિપત્ની કે એ કુટુંબીજનો એક સંસ્થામાં સાથે નોકરી કરતાં હોય ત્યારે, એકના મતથી બીજું પ્રભાવિત થાય તેનો સભવ પૂરેપૂરો છે.

શાળાના નવા બંધાયેલા મકાન અંગે જે દાન મળેલાં તે દાનની રકમના કરતાં મકાનનો ખર્ચ વધી ગયો હશે, થોડું નવું ફર્નિચર પણ કરાવ્યુ હશે એટલે શાળા ઉપર થોડું દેવું હતુ. તે દૂર કરવા માટેનો એક સરળ રસ્તો કશો કાર્યક્રમ કરી પૈસા ભેગા કરવાનો હતો. શાળાએ તે રસ્તો અજમાવ્યો

શાળામાં સંગીતશિક્ષક હતાં શ્રીમતી વસુમતીબહેન વ્યાસ, શ્રી અવિનાશ વ્યાસનાં પત્ની અને શ્રી ગૌરાંગ વ્યાસનાં માતા. ગઈ સદીના ત્રીસીના દાયકામાં ઉદયશંકરે પ્રાચીન ભારતીય નૃત્યોને લોકો સમક્ષ પુન રજૂ કર્યાં. પછી ભારતની કથકલી, કથક, મણિપુરી અને ભરતનાટ્યમ્ શૈલીનાં નૃત્યો એમનાં વિશુદ્ધ સ્વરૂપે રજૂ કરનાર કલાકારોની પરંપરા ઊભી થઈ મલબારના મહાકવિ વલ્લાથોલે કથકલીને, મદ્રાસનાં રુકિમણીદેવીએ ભરતનાટ્યમ્‌ને તો રવીન્દ્રનાથે મણિપુરી શૈલીનાં નૃત્યોને રજૂ કરવામાં આગળ પડતો ભાગ લીધો. પછી મુંબઈમાં અને અન્યત્ર-નૃત્ય નાટિકાઓનો જમાનો આવ્યો. તેમાં કોઈ એક જ નૃત્યશૈલીને પ્રાધાન્ય અપાતું ન હતું. બધી શૈલીઓનો સમન્વય કરવાનો યત્ન તેમાં રહેતો. જે લોકોએ ઉદયશંકરને, મેનકાને, રુકિમણીદેવીને, શાંતિવર્ધનને, ગોપીનાથને, ગુરુ મહાપાત્રાને, બિરજુ મહારાજને, રાગિણીદેવીને નૃત્ય કરતાં જોયા હશે તેમને આજની ફિલ્મોમા ટાંટિયાઉછાળ અને હાથપ્રસારની કસરત જોઈ ઊબકા આવતા હશે. કુંભાર ગધેડાં લઈને જતો હોય ત્યારે, તોફાને ચડેલું એકાદ ગધેડું લાતંલાતી કરે. આપણી ફિલ્મોમાં 'નાલ્પે સુખમસ્તિ'-અલ્પમાં સુખ નથી-છે એટલે, ચાળીસપચાસસાઠ વિશાખ-નંદનનંદનીઓનો સમૂહ હાથપગ ઊંચાનીચા અને વાંકાચૂકા કરવાનો, સેક્સીઇંગિતો તરી આવે એ રીતે પોતાનાં અંગોને આગળ કરવા કે મરડવાનો વ્યાયામ કરતો જોવા મળે છે.

ઉદયશંકરનું તાંડવનૃત્ય અનન્ય અનુભૂતિ હતી એમની દેહાકૃતિ સુડોળ, અવયવો સપ્રમાણ, ઊંચાઈ માપસરની. તાંડવનો આરભ થવાનો હોય ત્યારે, મંચ પર થોડી વાર ઘેરો અંધકાર રહે, થોડી વાર વીજની જેમ પ્રકાશના લબકારા થાય. પછી જાણે કે ધરતીના પેટાળમાંથી આવતો હોય તેવો શરણાઈનો તીવ્ર સૂર બજે. એના આરોહઅવરોહ અને એનાં પરિવર્તનો ભયની કંપારી પ્રગટાવે એવાં. અચાનક મંચની એક બાજુએ પ્રકાશ કેન્દ્રિત થાય. ત્યાં નજરે પડે શિવવેશધારી ઉદયશંકર. સાંભળ્યું છે કે તિબેટમાંથી એમણે ખોપરીનું ડમરું મેળવેલું. એ ડમરું એક હાથમાં, બીજો મુક્ત-વ્યાઘ્રાંબરધારી. ભાલે ત્રિપુડ અને વચ્ચે ત્રીજું નેત્ર ચીતરેલું. એમની પર પ્રકાશ પડે ત્યારે એમના હાથ થરથરતા હોય અને, એમની પર જેવો પ્રકાશ પડે કે તરત જ, મૃદંગની જોરદાર થાળી સાથે ઉદયશંકર પગ પછાડે ને દોડતા, કૂદતા, નર્તન માંડે, મૃદંગની થાળી સાથે એક તરફ કે બીજી તરફ કલાત્મક રીતે ઠેકતા, સમગ્ર મંચને પાદાક્રાંત કરતા, આખરે એ મંચની બરાબર મધ્યમાં આવે અને રવિશંકરની સિતાર અને બીજાં વાજિંત્રો બજવા લાગે, મૃદંગો તાલ આપવા લાગે અને ઉદયશંકરનું તાંડવ આરંભાય. એ અહીં ઘૂમે, તહીં ઘૂમે, કુદરડીઓ

ફરે, ઊંચે કૂદે, દિશાએ-દિશાએ કૂદે. મુખ પર કરાળ ભાવ. આંખોમાંથી જાણે અગ્નિ ઝરે. આપણને થાય કે હમણાં સર્વનાશ થશે, હમણાં બધાં યમલોક ભેગાં. વીસેક મિનિટનો એ અનુભવ જેને થયો હોય તે જ એનું ગૌરવ સમજી શકે. આમ નૃત્યોને લોકભોગ્ય કરવામાં ઉદયશંકરનું પ્રદાન અનન્ય હતું.

પ્યુપિલ્સ ઓન સ્કૂલ વિલેપારલે હતી ત્યાં સુધી, ગુરુદેવ રવીન્દ્રનાથની અસર જળવાઈ રહી હતી. કાકાએ અને આંટીએ ત્યાં થોડાં વર્ષો શિક્ષણકાર્ય કર્યું હતું. ઉપરાંત, બચુભાઈ શુક્લ, પિનાકિન ત્રિવેદી બંને શાંતિનિકેતનમાં ભણેલા હતા. એકાદ બંગાળી શિક્ષક પણ હતા. આમ શાળામાં નૃત્યગીતની પરંપરા હતી. વસુમતીબહેનના કંઠમાં કોયલનો વાસ હતો. શાળાએ બે કાર્યક્રમો કર્યા તેમાં એક વાર સ્વ. યોગીન્દ્ર દેસાઈએ અને બીજી વાર અર્જુન દેસાઈએ વિદ્યાર્થિનીઓને નૃત્યની તાલીમ આપી હતી. બેઉ વખત સ્વ. અવિનાશ વ્યાસની નૃત્યનાટિકાઓ રંગમંચ પર રજૂ કરવામાં આવી હતી. બંને વેળાએ ભારતીય વિદ્યાભવનના થિયેટરનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. બંને વેળાએ 'હાઉસફૂલ' હતું.

જિતુભાઈ મહેતાની પુત્રી રજનીએ-હવે એ વહોરા બની છે તેણે-મને અગાઉથી બાંધી રાખ્યો હતો : 'તમે ધોતિયું પહેરો છો તે રીતે જ તમે મને પીતાંબર પહેરાવી દેજો' અને, બીજી વારના કાર્યક્રમ વખતે કનક દીવેચા-હવે રેલે-એ પણ એવો જ આગ્રહ રાખેલો. એ નૃત્યનાટિકાઓમાં મારું આ 'પ્રદાન' હતું. સૌ. રજની હવે 'લેખની'ના સંપાદનની જવાબદારી સંભાળે છે. એ રીતે એણે જિતુભાઈનો વારસો જાળવી રાખ્યો છે અને સૌ. કનકને થવું હતું ડૉક્ટર પણ કંઈ અર્ધો ટકો ગુણ ઓછા પડતાં એને મેડિકલ કૉલેજમાં પ્રવેશ ન મળ્યો. પણ ડૉક્ટર થઈને એ જેટલાં દરદીઓને સાજાં કરત એનાથી ક્યાંય મોટી સંખ્યામાં પોતાના નર્તન દ્વારા એણે લોકોના રોગને આવતાં જ અટકાવ્યા છે. ભારતની તમામ નર્તનશૈલીઓમાં એ પારંગત બની છે. જુહુ સ્કીમમાં આવેલી વિખ્યાત નાલંદ નર્તન કૉલેજની આચાર્યા તરીકે અનેકને એણે પોતાની કળાનું પ્રદાન કરેલું છે. બાળલકવાથી પીડાતાં અને બરાબર હલનચલન નહીં કરી શકતાં, અરે, સરખાં ઊભાં પણ નહીં થઈ શકતાં કેટલાંય બાળકોને એણે નાચતાં કર્યાં છે અને, એમાંનાં કોઈ કોઈ બાળકોની રોગગ્રસ્ત હાલતમાં થોડોઘણો સુધારો પણ થયો છે.

આ કાર્યક્રમોમાં ભાગ તો ત્રીસચાળીસ જેટલી નાનીમોટી વિદ્યાર્થિનીઓને લીધો હશે. કનકની ખાસ બહેનપણી રાબિયા, રજની (અટક યાદ નથી), રોહિણી, હર્ષા, હંસા, ડોલી, અંજની, મીનાક્ષી...આ ચહેરાઓ આજે પણ યાદ છે.

યોગીન્દ્ર દેસાઈ અને અર્જુન દેસાઈનું નર્તન-કૌશલ અને વસુમતીબહેનનું કંઠમાધુર્ય ભળે પછી કાર્યક્રમો સફળ જાય તેની નવાઈ નથી. શ્રી યોગીન્દ્રભાઈ સાથેનો સંબંધ તો લાંબો સમય ટકી રહ્યો હતો. ઉદયશંકરની નાની આવૃત્તિ જેવું એમનું એકવડિયું શરીર, શાંત સ્વભાવ અને નર્તનશિક્ષણકૌશલ ઉચ્ચ કોટિનાં હતાં. એમનાં બહેન સરોજ શાળામાં અમારાં સાથી હતાં, સદાય પ્રસન્નમુખી અને સૌજન્યનીતરતાં. લગ્ન કરીને શાળામાંથી એ છૂટાં થઈ ગયાં હતાં.

કુકુલ અને કનક જેવી જયશ્રી ને ઉષા જેવી તેજસ્વી વિદ્યાર્થિનીઓ હતી તો ચંદ્રકાંત ટોપીવાળા, મનમોહન, ચંદ્રવદન, વિજય, જયંત, દેવરાજ, રસિક અજમેરા, કિશોર, મધુકર જેવા તેજસ્વી વિદ્યાર્થીઓ પણ હતા. કિશોર અને એની પત્ની ઉષા, હર્ષદ અને જાહ્નવિકા, આસુતોષ ઓઝા અને પ્રદીપ મહેતા, તુષાર વોરા, કુકુલ, પુષ્પા એવાં કેટલાંય વિદ્યાર્થીમિત્રો અમેરિકાવાસી બન્યાં છે. બીજાંઓએ પણ પોતપોતાના ક્ષેત્રમાં નામ કાઢ્યું છે.

અમેરિકા ગયો છું ત્યારે ભાઈ અસિત-આસુતોષ્-નો અતિથિ બન્યો છું અને બીજાં કેટલાંકો સાથે ટેલિફોનથી વાતચીત કરી છે. પુષ્પા રાવળનું એ જ પ્રસન્ન હાસ્ય ફોન પર સાંભળી આનંદ થયો છે.



સંકલન અને અનુવાદ : મહેશ દવે

૪૮

(૯? જુલાઈ ૧૯૩૪)

પ્રિય વિજયા,

છેલ્લા કેટલાય સમયથી તારું સરનામું મેળવવા પ્રયત્નો કરતો રહ્યો છું, પણ નિષ્ફળતા જ મળી. તને ફરી એક વાર મળવાની ઇચ્છા સેવ્યા કરું છું, પણ ભય સતાવ્યા કરે છે કે મળવાની તક દૂર ને દૂર ઠેલાતી જશે. આર્જેન્ટીનામાં તારો આશરો હતો. ત્યાંના મનોહર બગીચામાં ગાળેલી ક્રિસમસની સવાર વિશે આજે જ સવારે એમ્હર્સ્ટને મારા પત્રમાં લખ્યું. એ તો હવે પાછા ન આવનારા ભૂતકાળના દિવસો બની ગયા એનું ભાન મારા ચિત્ત પર વિષાદના વાદળની જેમ ઝળૂંબે છે. તારી માયાળુ સારસંભાળની સ્મૃતિનો અતીતરાગી પત્ર એમ્હર્સ્ટને મોકલ્યો ને તરત પછી તારું કાર્ડ મળ્યું એ કેવો વિચિત્ર જોગાનુજોગ છે.

ગયે મહિને સિલોનમાં એક સાહસ કર્યું. અમારા થોડા ગાયક અને સંસ્થાની કેટલીક વિદ્યાર્થીઓને સાથે લીધાં હતાં. ઊર્મિઓને સ્પર્શે એવા કાર્યક્રમો અમે રજૂ કર્યા. ધાર્યા કરતાં અમને ઘણી વધારે સફળતા મળી. અમને પરવડે નહીં એવો ખર્ચ ન થતો હોત તો પૂરા વિશ્વાસ સાથે એ કાર્યક્રમો હું પૅરિસ લાવત. મારું માનવું છે કે ફ્રેન્ચ પ્રેક્ષકગણ આવું કશુંક અસલ પૌર્વાત્ય અને નવા જ પ્રકારનું નિહાળી ખુશખુશાલ થઈ ઊઠત.

તારી સફરોના કાર્યક્રમો વિસ્તર્ણ છે. તેમાં ભારતનો પણ સમાવેશ કર. શાંતિનિકેતનના મારા પોતાના આવાસમાં તું મળવા આવે એવું હૃદયપૂર્વક ઇચ્છું છું. આમ કરવાનું તને શા માટે અશક્ય લાગવું જોઈએ ? નવેમ્બરના અધવચથી વર્ષના અંત સુધી અહીંની આબોહવા તારે માટે ખુશનુમા રહેશે. તું જાણે જ છે કે તારું રહેવાનું પૂરેપૂરું સગવડદાયક બને તે માટે મારાથી બનતું બધું હું કરી છૂટીશ.

સિલોનમાં પાડેલો મારો છેલ્લામાં છેલ્લો ફોટો તને મોકલું છું. મને આશા છે કે એ તારા હાથમાં પહોંચશે.

મારા તરફથી ભાલોબાસા સાથે

**રવીન્દ્રનાથ ટાગોર**

૪૯

બિયોનેસ ઍરિસ

વહાલા ગુરુદેવ...

તમારા વિશે કેટલું બધું વિચાર્યા જ કરું છું અને ઇચ્છું છું કે તમને મળી શકું.

કાલિદાસ નાગ અને શ્રીમતી સોફિયા વાડિયા પી.ઈ.એન. કૉંગ્રેસ માટે અહીં આવ્યાં હતાં. તમારા વિચારો આવ્યા વગર ભારત વિશેની વાત સાંભળી શકતી નથી કે તમારા વિચારો આવ્યા વગર કોઈ ભારતીય પ્રજાજનને મળી શકાતું નથી કારણ કે મારે માટે તમે જ હંમેશા ભારત છો અને રહેશો.

સ્નેહસહ

**વિક્ટોરિયા**

૫૦

(શાંતિનિકેતન)

૧૯-૧૦-૩૬

પ્રિય વિજયા,

મને તું યાદ કરે છે એ તારી ભલી લાગણી છે. આર્જેન્ટીના જવા નીકળવાના હતા, ત્યારે ડૉ. કાલિદાસ નાગ મને મળવા આવ્યા હતા. આવવા માટે મને આમંત્રણ ન આપવા બદલ તમારી પ્રજા સામે મને ખરેખર રીસ ચડે છે. મને આમંત્રણ આપ્યું હોત તો ખાતરી આપું છું કે મેં તરત જ વિધાયક પ્રતિભાવ આપ્યો હોત.

જીવનના દિવસો પૂરા થાય તે પહેલાં સાગર પાર કરીને તને ફરી એક વાર મળવાની તક સાંપડે એવી આશા સેવ્યા કરું છું.

વ્હાલ સાથે

**રવીન્દ્રનાથ**

## ૫૧

(બ્યિોનેસ એરિસ)
ડિસે. ૨-૩૬

વહાલા ગુરુદેવ,

હમણાં જ તમારો પત્ર મળ્યો. સપ્ટેમ્બરમાં મળનારી પી.ઈ.એન. કૉંગ્રેસમાં તમે આવવા તૈયાર થશો એ અમને સૂઝ્યું જ નહિ તે માટે બહુ દિલગીર છું.

ત્યાંના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા મિસ્ટર વાઇસેન્ટ ફેટોન ભારત આવી રહ્યા છે. તમને અને તમારા મિત્રોને તેઓ ત્યાં મળી શકે તો મને આનંદ થશે. એ માટે આ પત્ર તેમને આપું છું. વહાલા ગુરુદેવ, મિ. ફેટોન ત્યાં તમને અને તમારી આસપાસના સૌને મળી શકશે તેની મને મીઠી ઈર્ષ્યા થાય છે.

અહીં, યુરોપમાં કે ભારતમાં આપણે ફરી મળી શકીશું એવી આશા મને પણ છે.

સ્નેહ સાથે
**વિજયા**

## ૫૨

પૅરિસ
ડિસેમ્બર ૨૦-૩૮

વહાલા ગુરુદેવ,

હું પૅરિસ આવી ચૂકી છું તેની જાણ લિયોનાર્ડે તમને આપી જ હશે.

કોમ્ટે દ સિયૅસ અને તેમનાં પત્ની (જે હમણાં આર્જેન્ટીનામાં છે) તે બંને ભારત આવી રહ્યાં છે. બંનેની મને બહુ ભયંકર ઈર્ષ્યા થાય છે. તેઓ તમને નહીં મળી શકે અને શાંતિનિકેતન નહીં જોઈ શકે તો બંને માટે મને બહુ દિલગીરી થશે. તેથી તેમને તમારી ઉપરનો આ પત્ર આપું છું. અલબત્ત, તેમની સાથે તમારા અદ્ભુત દેશનો પ્રવાસ કરવાનું કામ બહુ ડહાપણભરેલું ગણાત. તમારો દેશ જોવાનું બહુ ગમ્યું હોત, પણ અતિ વહાલા ગુરુદેવ, એના કરતાંય વિશેષ તો તમને મળવાનું વધુ ગમ્યું હોત. આપણે છૂટા પડ્યા પછી (માનવામાં ન આવે એવા બનાવો સહિત) ઘણી બધી ઘટનાઓ બની રહી છે.

તમે કેમ છો એ જણાવતા બે શબ્દો જરૂર લખશો એવી વિનંતી.

તેમને ત્યાં જે બધું જોવા મળશે તે મારા મિત્રોને ગમશે એની મને ખાતરી છે. એની તેઓ તમને મળે એમ ઇચ્છું છું.

સ્નેહ સાથે
**વિજયા**

## ૫૩

ટેલિગ્રામ : ઑકામ્પો તરફથી ટાગોરને
નવું વર્ષ મુબારક સ્નેહ

**વિક્ટોરિયા**

## ૫૪

૨૬-૧-૩૯

પ્રિય વિજયા,

તમારા દેશની એક મહિલાને થોડા દિવસ અગાઉ મળવાનું થયું. ત્યારથી તારા પત્રની રાહ જોઈ રહ્યો હતો. અંતે તારો પત્ર મળ્યો ને રાજીનો રેડ થઈ ગયો. હવે એક બીજી અપેક્ષા-ઇચ્છા છે, તને અહીં મારી આસપાસના વાતાવરણમાં મળવાની. એ ઇચ્છાને પંપાળ્યા કરીશ. તારી માયાળુ દેખભાળને કારણે આનંદમય બનેલા આર્જેન્ટીનાના દિવસો સ્વપ્નની જેમ મનમાં વારંવાર ઘોળાયા કરે છે. ત્યાંનું અપરિચિત વાતાવરણ, અનુભવેલા સુખદ આશ્ચર્યો-ઘરઝુરાપાના એ બધાં ધૂમ્રવલયો સ્મૃતિમાં ઘુમરાયાં કરે છે. આપણે જુદા જ વાતાવરણ વચ્ચે મળીએ એ ગોઠવવાનો વારો હવે તારો છે. એવી મુલાકાત તારા જીવનની વિરલ ઘટના બની રહેશે એની ખાતરી આપું છું.

હજીય મારું કામ કર્યે જાઉં છું. જોકે દિવસના પ્રકાશથી જીવન ભરપૂર છે ત્યારે જ કામ બંધ કરવું અને તારકગણના શાંત જળમાં હળવેકથી વહી જવામાં જ ડહાપણ છે એ હું જાણું છું.

સ્નેહ સાથે
**રવીન્દ્રનાથ ટાગોર**

## ૫૫

પૅરિસ
૨૩-૨-૩૯

વહાલા, વહાલા રવીન્દ્રનાથ,

ઘરઝુરાપાનાં ધૂમ્રવલયો હું પણ અનુભવું છું.

પંદર વર્ષ પહેલાં તમે સાન ઈસીડ્રો છોડયું ત્યારથી એ ધૂમ્રવલયો છે. (કેટલો લાંબો સમય વીતી ગયો એવી લાગણી થાય છે. ખોટેખોટો કેટલો લાંબો સમય !) મિરાલરિયોના એ દિવસોને મારા સુખીમાં સુંખી દિવસોમાંના ગણી શકું એ ઘરે કે બગીચામાં જાઉં છું ત્યારે હૃદયમાં સ્મૃતિઓના ખંજર ભોંકાયા વગર રહેતા નથી એ દિવસોની મીઠી યાદ ઉજાગર થાય ત્યારે 'આવું તો કયારેય અનુભવ્યું નહોતું' એવી લાગણી થયા વગર રહેતી નથી.

તમારું નજીક રહેવું; રોજ સવારે, રોજ બપોરે ને રોજ રાતે તમને નિહાળવા; તમને જોવા, તમને સાંભળવા - આહ ! કેવી સુખદ ઘટના ! હું તમને ચાહી હતી અને હજીય અતીવ ચાહું છું...ધારું છું કે તમે એ જાણો જ છો.

પહોંચી ગયા પછી તરત લિયોનાર્ડે મને પત્ર લખ્યો હતો તેમાં જણાવ્યું હતું કે તમારું સ્વાસ્થ્ય સારું છે. બનતા સુધી માર્ચ મહિનામાં હું લંડન જઈશ. તે પછી તમારા વિશે અને શાંતિનિકેતન વિશે આપણે વિસ્તારથી વાતો કરીશું

મારા સામયિક 'સુર' (જેનો અર્થ થાય છે 'દક્ષિણ')મા તમારો કોઈ લેખ પ્રગટ કરવાનું મને બહુ ગમશે. તમે કયા વિષય પર લખવાનું પસંદ કરશો ?

હમણાં ગાંધી શું કરી રહ્યા છે ? તેમને વિશે તમારી લાગણીઓ કે વિચારો શા છે એ જાણવાનું મને બહુ ગમશે.

એક મિત્રને ત્યાં (મ્યુસેઈ સરનુસચીના કોન્ઝરવેટર) રેને ગ્રાઉઝેટને મળી. પેરિસમાં આવતા જુલાઈમાં મળનારી ધર્મસભા વિશે એમણે મને વાત કરી. તમે આવી શકો કે આવવા તૈયાર થાવ કે કેમ, એ વિશે તેમણે મારો અભિપ્રાય પૂછયો. મેં એમને કહ્યું કે હું તમારા એ વિશેના વિચાર જાણતી નથી, પણ તેમને પૂછી શકું એટલે હવે તમને પૂછું છું.

મારા મિત્ર કાઉન્ટર સિયેશ શાંતિનિકેતન આવ્યા હતા કે ?

જરૂરથી મને બે શબ્દો લખજો. અત્યારે હું યુરોપ છું તેથી મને એવું લાગે છે કે જાણે ભારત બહુ દૂર નથી. યુરોપના યુદ્ધથી સમગ્ર વિશ્વ ખળભળી ઊઠયું નહીં હોય તો વર્ષના અંતે કદાચ હું ત્યાં આવી શકું.

સ્નેહ પાઠવતી તમારી
**વિજયા**

**પ૬**

(શાંતિનિકેતન)
૧૪-૩-૩૯

પ્રિય વિજયા,

એક સમયે કેવું અંતરાય વિનાનું અને નિકટ હતું તારું સાન્નિધ્ય ! પાર ન કરી શકાય એવા અંતરે હવે એ ચાલી ગયું છે કારુણ્યના ભાવ સાથે તેને નજીક અનુભવું છું. નિકટતાએ આપેલી એ વિરલ ભેટ મનને ચટકા ભરે છે. અકસ્માતે મળી ગયેલી અમૂલ્ય કેડીઓને હૃદય પાછી વાંછે છે. દુર્ભાગ્યે એ પાછી ફરી શકતી નથી, જાણું છું કે એને હવે કાયમ માટે ગુમાવી દીધી છે. ભવ્ય નદી પાસેના ઘરમાં તેં અમને આશ્રય આપ્યો હતો. અનુલ્લંઘનીય અવરોધની પેલી બાજુએથી એ મકાન આમંત્રણ આપતું હોય તેવું ચિત્ર મનોચક્ષુ સમક્ષ વારવાર ખડુ થાય છે. વિચિત્ર લાગતા કેકટસના પથારાથી એ મકાન વીંટળાયેલું હતુ તે કારણે વાતાવરણ જુદી જ તરાહનું લાગતું હતું મુખ્ય ઉપખંડ અને ત્યાંના જીવનથી અલિપ્ત અને ખજાનાથી ભરપૂર એવા ટાપુનો ક્યારેક અનુભવ થાય છે. તેનો ઝાંખો ઝાંખો નકશો દેખાય છે. આર્જેન્ટીનાની મારી કહાણી એ અનુભવ જેવી લાગે છે. સૂર્યનો ખુલ્લો તડકો અને તારી ઋજુ સારસંભાળ મારાં કેટલાંક કાવ્યો - ઉત્તમમાંનાં થોડાંક કાવ્યો-ની આસપાસ ગૂંથાયાં છે. હાથતાળી દઈને ભાગી જતાં તે કાવ્યો ઝડપાઈ ગયાં છે. મને ખાતરી છે કે પરદેશી ભાષાને કારણે તેં નહીં વાંચેલાં એ કાવ્યો કાયમ રહેશે.

અત્યંત વહાલ સાથે
**રવીન્દ્રનાથ ટાગોર**

**૫૭**

જૂન ૮મી (૧૯૪૦)
સાન ઇસીડ્રો

વહાલા, વહાલા ગુરુદેવ,

દુનિયા આખીનું બધુંય સેતાનના હાથમાં જઈ રહ્યું છે. અંગ્રેજો આવો વાક્યપ્રયોગ કરે છે કે નહીં તેની ખબર નથી, તેની દરકાર પણ નથી, પણ હું તો એવો પ્રયોગ કરું છું.

દુનિયા આખી સડી ગઈ હોય એવું લાગે છે. આર્જેન્ટીનામાં ભરપૂર નાઝીવાદી પ્રચાર ચાલે છે. અને એવા ઘણા મૂરખાઓ પણ છે જે તેમાં માને છે. (યુરોપમાં રહેવાનો તમને અવસર મળે તો સમજાય કે) તમારી આખીય બાકીની જિંદગીને નરકસમી બનાવી દે તેવું બધું યુરોપમાં બની રહ્યું છે.

વહાલા ગુરુદેવ, આખો વખત તમને અને સાન ઇસીડ્રોમાં ગાળેલા સુખી દિવસોને યાદ કર્યા કરું છું.

મને અર્પણ કરેલા તમારા કાવ્યસંગ્રહનું નામ શું છે ? મને તે જણાવજો.

સસ્નેહ
**વિજયા**

રુફિનો દ એલીઝ એલીઝાલ્ડે ૨૮૪૭
બિયોનેસ એરિસ

પૂરા હૃદયથી હું ફ્રાન્સની સાથે છું અને ઇંગ્લેન્ડની પણ સાથે છું. ભારતમાં શું ચાલી રહ્યું છે ? તેની નોંધ વિશે લખવા મારે એ જાણવું છે. ભારતના લોકો શું માને છે ?

**૫૮**

(શાંતિનિકેતન,
૧૦ જુલાઈ ૧૯૪૦)

પ્રિય વિજયા,

આટલા લાંબા સમયે પણ તું મને યાદ કરે છે એ મારા તરફની તારી મીઠી લાગણી છે. વિશ્વનું વાતાવરણ સાવ કાળું ધબ દેખાતું હોય ત્યારે સુખી દિવસોનું સ્મરણ થઈ આવે છે. સમય જેમ જેમ વીતતો જાય છે તેમ તેમ સ્મરણોનું મૂલ્ય વધતું જાય છે. જેમની સાથે તે સમયમાં નિકટતા બંધાઈ હોય તેવા મિત્રો માટે હૃદય તલસે છે. નદીની પડખે આવેલા એ ઘરનું ચિત્ર વારંવાર માનસપટ પર ઊપસી આવે છે. મારા ભુલકણા સ્વભાવની મૂરખાઈને કારણે મને મળેલી મૂલ્યવાન સોગાત મેળવવાનું હું ચૂક્યો તેનો મને અફસોસ છે. નિયતિએ કૃપા વરસાવીને આપેલો એ સમય હવે હાથથી નીકળી ગયો છે અને હવે કદી પાછો નહીં આવે.

મેં તને અર્પણ કરેલા પુસ્તકના નામ વિશે તેં પૂછ્યું છે. તેનું નામ છે 'પૂરબી' (એટલે કે પૂર્વ દિશાની નારી જાતિ).

સ્નેહ
**રવીન્દ્રનાથ**

**૫૯**

ટેલિગ્રામ : ઓકામ્પો તરફથી ટાગોરને

તમારી તબિયતના ખબર જાણવા ચાહું છું. તમને પ્રેમપૂર્વક યાદ કરું છું જવાબ લખજો. વિલા મોન્ટે

**વિક્ટોરિયા ઓકામ્પો**

**૬૦**

ટેલિગ્રામ : ઓકામ્પો તરફથી ટાગોરને

શુભેચ્છાઓ. આશા રાખું છું સ્વાસ્થ્ય સુધર્યું હશે.

સ્નેહ
**વિક્ટોરિયા ઓકામ્પો**



## સાભાર સ્વીકાર

સાપફેરા : લે. બાબુ સુથાર, પ્રકા. હેતુ પ્રકાશન, ૨૨૨/૨૨૪, શક્તિનગર, સમા રોડ, વડોદરા - ૩૯૦ ૦૧૮, કિં. રૂ. ૭૫/-; નિરુપમ સ્નેહ ગંગોત્રી : લે. પ્રકા. ડૉ. સનત ત્રિવેદી, 'તૃપ્તિ', ૧૧, નૂતનનગર, કાલાવડ રોડ, રાજકોટ - ૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૧૨૦/-; બૌદ્ધ ધર્મ : સિદ્ધાંત અને સાધના : લે. પ્રકા. ચંદ્રહાસ ત્રિવેદી, 'સુહાસ', ૬૪, જૈનનગર, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૭૫/-.

# ગુજરાતી ભાષાનો આરંભ અને નાથવાણી : વિશેષ વિમર્શ

હસુ યાજ્ઞિક

ગુજરાતી ભાષાનો જન્મ તો દશમી સદીમાં થઈ જ ચૂક્યો હતો એ તો આંતરપ્રમાણથી જ, વર્ષો પૂર્વે સિદ્ધ થઈ ચૂક્યું છે. સં. ૮૩૫માં રચાયેલા 'કુવલયમાલા'માં સૌરાષ્ટ્ર અને લાટ દેશના લોકો અને તેમની ભાષા વિષે 'સંધિ વિગ્ગહે નિઉણે' સંધિવિગ્રહમાં નિપુણ અને 'નઉ રે ભલ્લઉં ભણિ રે' (વાતવાતમાં) ના રે ભલા, એવું બોલનારા એવો ઉલ્લેખ છે અને લોકોને માથામાં સેંથો પાડનારા, સ્નાન કરીને લેપન-વિલેપન કરનારા, સુશોભિત શરીરવાળા 'અમ્હં કાઉં તુમ્હં' અમે તમને કૈ છી (કહીએ છીએ) એવું બોલનારા કહ્યા છે (જૈન ગૂર્જર કવિઓ, ભાગ-૧૦, ૧૯૯૭, પૃ. ૨૧૧).

પરંતુ એ બોલચાલની ભાષા છે. એને સાહિત્યના માધ્યમ તરીકે સ્વીકારાતાં બીજી બે-અઢી સદી નીકળી જાય. સોલંકીકાળે, સિદ્ધરાજ જયસિંહ અને હેમચંદ્રાચાર્ય પણ, વાતચીતમાં, એ કાળે અપભ્રંશ નહીં, નવી જન્મેલી ને સિદ્ધ થયેલી પ્રાચીન ગુજરાતીનો જ પ્રયોગ કરતા હોવાનો સંભવ પણ નકારી ન શકાય. પરંતુ ત્યારે ગ્રન્થભાષા-સાહિત્યભાષા તો સંસ્કૃત અને પ્રાકૃત હતી અપભ્રંશ એ ગાળામાં બોલચાલ-વપરાશમાં ઘસાતી અને લુપ્ત થતી હોવાનું પરોક્ષ પ્રમાણ હેમચંદ્રાચાર્યે લખેલું અપભ્રંશ વ્યાકરણ છે. વ્યાકરણ રચાય તેમાં બે પ્રકારની જ પરિસ્થિતિ હોય છે : એક તો કોઈ નવી બોલીને ભાષાનું સ્થાન અપાતું થાય અને તે ભાષા તરીકે પૂર્ણ ને પુખ્ત થાય ત્યારે; બીજું આવી સિદ્ધ માધ્યમની ભાષા પોતે બદલાતી જાય, એનું મૂળ શુદ્ધ સ્વરૂપ જાળવવાની જરૂર છે એવું લાગે ત્યારે એને બાંધી લેવા વ્યાકરણ રચાય. બીજી સદીથી આઠમી અપભ્રંશનો મધ્યાહ્‌ન છે, પછી સાંજ ઢળે છે ને બાર-તેર ને સત્તર સુધી એના લેખનનો પાતળો પણ પ્રવાહ ચાલતો રહ્યો છે.

નવમી સદીથી ગુજરાતીનું પારણું ઝૂલતું થયું છે અને વ્યવહારમાં એનો પ્રયોગ, સંભવત: એનો જ પ્રયોગ થાય છે. પરંતુ એ હજુ લોકબોલી જ હોવાથી નવમીથી બારમી-તેરમી સદી સુધી લેખનમાં અપભ્રંશ, પ્રાકૃત, સંસ્કૃત મુખ્ય છે. પરંતુ જનભાષા હોવાથી, એમાં જનલક્ષી અનેક રચનાઓ પણ પ્રાચીન ગુજરાતીમાં હશે જ. એનો કંઠપ્રવાહ ચાલ્યો હશે. કોઈ રચના લિખિત રૂપ પામી હોવા છતાં કાળના પ્રવાહમાં લુપ્ત થઈ હશે. હસ્તપ્રતો મુખ્યત્વે ઉચ્ચવર્ગ અને શિક્ષણ માટે જ થતી અને પ્રચાર પામતી. ગુજરાતીને એ દરજ્જો આરંભમાં ન હોય એ સ્વાભાવિક છે. શિક્ષણ ને વિદ્યાવ્યાસંગમાં તો ત્યારે, ને છેક ભાલણ સુધી, સંસ્કૃત-પ્રાકૃતાદિ જ કેન્દ્રમાં હતી. પરંતુ જૈન પ્રવાહમાં, સર્વસામાન્ય એવી સાહિત્યધારાને મુકાબલે, જનભાષા ગુજરાતીનો પ્રયોગ વ્યવહારમાં અને સાહિત્ય-માધ્યમ લેખે ઘણો વહેલો થયો હતો એ તો જૈન હસ્તપ્રતોની સંખ્યાથી સ્પષ્ટ થાય છે. જોકે એમાં જૈનની વિદ્યાને સાચવવાની વ્યવસ્થા પણ કારણભૂત છે. બિનજૈન ધારાની રચનાઓ કાળક્રમે લુપ્ત થઈ એની સાચવણીની દષ્ટિ અને વ્યવસ્થાને અભાવે. એની સંખ્યા પણ ઓછી તો ન જ હોય. પરંતુ કોઈ પણ નવી ભાષા, જે જનભાષા કે બોલી છે, સાહિત્યના માધ્યમ તરીકે જેનો સ્વીકાર નથી થયો. એને બૌદ્ધ અને જૈન ધર્મની પરંપરાએ જ મહત્ત્વ આપ્યું છે. વૈદિક ધર્મોએ સંસ્કૃતને જ મુખ્ય માન્યું, ધર્મસિદ્ધાંત, સાહિત્ય વગેરેમાં. લોકો પાસે અને સાથે જતાં લોકભાષાનો ઉપયોગ થયો પરંતુ બૌદ્ધ અને જૈન જેવો-જેટલો નહીં, લિખિત માધ્યમમાં તો નહીં જ. આથી ગુજરાત, રાજસ્થાન, મારવાડ, માળવા સમેતનો કેટલોક પ્રદેશ, જેના પર પુરાણના સ્વીકાર પ્રમાણે પણ જૈન ધર્મનો પ્રભાવ વિશેષ રહ્યો છે, એ બધા

જ પ્રદેશોની નવી આર્ય ભાષાઓના ઘડતરમાં, જૈન ધર્મના જ સૂરિઓનું પ્રદાન છે. જનપ્રવાહમાં, વિધિઓનાં ગીતોમાં તો ગુજરાતી આવી જ ગયું હતું, એનું પરોક્ષ પ્રમાણ પણ હેમચંદ્રાચાર્યકૃત 'ષષ્ઠિસલાકાપુરુષ'માં ઋષભદેવનાં લગ્નનાં વર્ણનમાં મળે છે. એ કાળે પણ પીઠી, વરઘોડો, હસ્તમેળાપ, ચોરી, વિદાય સમયે ગીતો ગવાતાં. ફટાણાં ગવાતાં. વિનોદગીતોને નામે તેમાં અણવર પરનાં ફટાણાંની વિગત છે, જે આજે પણ ગવાય છે.

આમ ગુજરાતીનો જન્મ આઠમી સદી પછી, પરંતુ એનું સાહિત્યના માધ્યમ તરીકેનું કાઠું દોઢ-બે સદી પછી બંધાયું ને એનો પ્રારંભ જૈન સાહિત્યથી થયો, એ ગ્રાહ્ય ને વાસ્તવિક પરિસ્થિતિ છે. પ્રથમ, સમયની દષ્ટિએ હસ્તપ્રતરૂપે મળતી કૃતિ 'ભરતેશ્વર બાહુબલિ' પરના 'ધોળ'ની છે, જેને આજે ધોળ-મંગળગીત કહીએ છીએ. રાજા કે વીર વિજય પ્રાપ્ત કરીને નગરમાં પ્રવેશે, સાધુસંત ચતુર્માસ માટે નગરમાં પ્રવેશે તથા લગ્નાદિ માંગલિક પ્રસંગ હોય ત્યારે ધોળ ગવાય છે. ધોળ-ધોરનો સંબંધ ધોરી એટલે કે પોઠિયા સાથે છે. આવા નિમિત્તે સામૈયું થાય ત્યારે ધોળા ધોરીને, પોઠિયાને શણગારીને લઈ જવાતો અને વાજતે-ગાજતે સામૈયું થતું. આ સમયે જે ગીત ગવાય તે ધોળ-ધોર-ધવલગીત. આવો ધોરી જ કોઈ માંગલિક પ્રસંગ કે વ્યક્તિને વધાવવાનું પ્રતીક. લગ્નાદિ માંગલિક પ્રસંગે આસોપાલવનાં તોરણ, સાથિયા વગેરે થતાં તેમ ધોરીને બેસાડવામાં આવતો. આ ધવલગીતોની, જૈન અને વૈષ્ણવ ધર્મમાં ગુજરાત-રાજસ્થાનમાં જ વિશેષ રચનાઓ થઈ, એનાં નિશ્ચિત ગાનના ઢાળ આવ્યા : એની વિગતો શ્રી અગરચંદ નાહટાએ 'બિહાર થિયેટર અંક'માં આપી છે. ભરત અને બાહુબલિ વચ્ચેનું યુદ્ધ જૈન સાહિત્યમાં અનેક રચનાઓમાં અનેક રીતે છે. ભરત જીત મેળવીને આવ્યા એમના સત્કારની ગીતરચના ધોર છે. આ યુદ્ધ અને ભરતનો વિજય પણ હિંસા પર અહિંસાના કે ભોગ-રાગ પરના ત્યાગના વિજયનું પણ પ્રતીક છે.

છેલ્લે નાથવાણીથી આરંભ ગણવાની શક્યતા-સંભાવના વિચારવાનો મુદ્દો. શું ગોરખની રચનાઓ ગુજરાતમાં જન્મેલી ભાષામાં થયેલી ? એમના ગુજરાતનિવાસ અને સંબંધ નિઃશંક છે, પરંતુ એમનું પોતાનું, મૂળ સર્જનનું ભાષાસ્વરૂપ કઈ ભાષાનું ? પ્રાકૃત પછીના ગાળામાં અપભ્રંશ તો પશ્ચિમ અને ઉત્તરના ભાગો સુધીમાં, સિંધ-પંજાબથી આગળ તિબેટ ને નેપાળમાં પણ બોલાતું હતું. તિબેટના ચર્યાપદો અપભ્રંશમાં છે. પરંતુ એ અપભ્રંશ અને ગુજરાતી જેમાંથી જન્મ્યું એ શૌરસેની અને આભીરી ભૌગોલિક સીમાનું ભાષાસ્વરૂપ ભિન્ન છે. મીરાંને ગુજરાતના કે માધવાનલ-કામકંદલા કથાના કાયસ્થ કવિ ભરુચના ગણપતિને રાજસ્થાન-મારવાડના કહી શકાય - ભાષાસંદર્ભે. આ પ્રકારે શું મહારાષ્ટ્ર કે અન્ય નાથવાણીને એમની પ્રદેશભાષાના આદિ મૂળની ગણે એ ધોરણે ગુજરાત ને ગુજરાતીને નાથવાણી સાથે જોડવાનું શક્ય કે ઉચિત પણ નથી. ભક્ત, સંત અને સિદ્ધની વાણીમાં ત્રણ પ્રવાહો છે : એક, જેમાં મૂળ રચનારની મૂળ ભાષા અને એનું સ્વરૂપ જળવાયું છે. બે, જેમાં મૂળ રચનારની કૃતિનું માળખું જળવાયું છે પરંતુ એના શબ્દમાં, મૂળને જાળવીને પણ કેટલોક ભેદ સંબદ્ધ ભાષાક્ષેત્રોમાં થયો છે. ત્રણ, રચના જેમના નામે અને જીવન સાથે સંકળાયેલી છે, પરંતુ તે ખરેખર તે સંતાદિની નથી પરંતુ તે પરંપરાના કોઈ અનુગામીએ રચેલી છે. આવી રચનામાં તે સંતાદિના જીવનની ચમત્કારમૂલક ઘટના હોય, કે એમનો ઉપદેશ હોય. 'પગ ઘૂઘર બાંધી મીરાં નાચી રે', નરસિંહનાં હૂંડી, શ્રાદ્ધ, મામેરુંની રચનાઓ મામૈદેવની આગમની રચનાઓ, જેસલ-તોરલાદિની રચનાઓ, કેટલાંક કબીરનાં પદોની રચના આ પ્રકારની છે. નાથવાણી, ગુજરાતમાં પ્રચલિત ને સંકલિત છે તે આ વર્ગની છે, અનુપ્રાણિત, અન્યની, પણ નાથના જ ઉપદેશને અનુસરતી ને પારંપરિક. ન્યૂ ઇન્ડો આર્યન લૅંગ્વેજ ઍન્ડ લિટરેચરના વિદેશના યુનિવર્સિટીઓના વિભાગોમાં પશ્ચિમના વિવિધ અભ્યાસીઓએ નાથવાણી પર અભ્યાસ-સંશોધન કર્યાં છે. એમાં, મારી જાણકારી પ્રમાણે ગુજરાતમાં પ્રચલિત અને સંકલિત-સંપાદિત સમાવિષ્ટ નથી. છેલ્લું આના પરનું કામ વેનિસ યુનિવર્સિટીના મારીઓલા ઑફ્રેદીએ

કર્યું છે. એમના અભ્યાસમાં કેટલીક મહત્ત્વની મર્યાદાઓ છે જ, જેનો ડૉ. ભાયાણીએ નિર્દેશ કરેલો, પરંતુ એ અભ્યાસમાં પણ ગુજરાતમાં પ્રચલિત નાથવાણી નથી.

આમ, આ મુદ્દો રસપ્રદ, સંશોધન પ્રેરે એવો ખરો પણ એ દિશામાં ખાસ નવું પામવાની સંભાવના નથી લાગતી. હા, સૌરાષ્ટ્રના વૈશ્યસુતાર કવિ જાલણ (મૃત્યુ સં. ૧૦૧૮) સરજુગાનના પ્રણેતા છે. સોલંકીકાળના આ માતૃભક્ત ચર્યાપદકાર કવિની ... સરજુ ગવાય છે. એના શબ્દોમાં કાળક્રમે પરિવર્તન થયાં હશે ને પાછાં પગલે જતાં મૂળ ભાષાનું સ્વરૂપ મળે ! પરંતુ મુશ્કેલી એ છે કે સરજુગાન ગુપ્ત મનાય છે અને એનાં લેખન થતાં નથી અને જાણકાર હોય તે પાઠ બીજાને આપતા નથી. ક્યાંક કંઈ બચ્યુ હોય તો આ દિશા પણ છે. કુવલયમાળા પછીના બસો વર્ષના ગાળામાં જ જાલણની સરજુ રચાઈ છે.



## સંબંધ

ઋણાનુબંધ થકી કૈંક સંબંધ જોડયા,
થોડા સમાન-શીલ ને વ્યવસાય મોડયા.
કૈં સ્વાર્થ-સેતુ, વ્યવહાર-નિભાવ માત્ર !
અધિકાંશ અર્થ-હીન, બોજરૂપે અ-પાત્ર.

ના કો ભૂમિ, બીજ, સલિલ તથાપિ કોર્યા !
જે સુખદા, વિમલ, ઉર્ધ્વ સદૈવ મ્હોર્યા.
વંશાવલિ-રગત-બન્ધ, શિથિલ, ડોલ્યા,
કાલક્રમે મુખવટો દૂર, મ્હાણ-તોલ્યા.

સાચા; પડે પ્રલયવીજ, નગો પ્રમાણ,
સ્વાર્થી; જહાજ ડૂબતાં મૂષકો સમાન !
વ્યવહારદક્ષ વિરલો ! શું પલાયને-પટુ !
સરવૈયું સાફ; બહુધા મધુ જિન્દગી કટુ.

હાવાં ન હામ, દમ, નૂતન-બન્ધ કેવા ?
સાબુ સહી, સલિલવિહીન ઘાટ જેવાં !

**અનામી**

## વીસરાઈ ગઈ

બંધ મુઠ્ઠી સહેજમાં પરખાઈ ગઈ,
શ્વાસની મૂડી બધી ખરચાઈ ગઈ.

એ પછી એની મજા ક્યાંથી રહે ?
દર્દની જે દાસ્તાં ચર્ચાઈ ગઈ.

ડૂબવામાં શું ગયું એ સૂર્યનું !
આપણા સંગાથની પરછાંઈ ગઈ.

સૌ વચાળે જે મને શોધી રહી,
એ જ આંખો રૂબરૂ શરમાઈ ગઈ.

કેમ આવ્યા'તા 'અઝીઝ' દુનિયા મહીં,
વાત જે ખાસ જ હતી વીસરાઈ ગઈ.

**અઝીઝ ટંકારવી**



## સાભાર સ્વીકાર

શબ્દશ્રી મારી બંગભૂમિની : લે. નલિન પટેલ, પ્રકા. સરોજિની નલિન પટેલ, ૧૭/૨/૪-બી, ચકબેરિયા રોડ (સાઉથ), કોલકતા - ૭૦૦ ૦૨૫, કિં. રૂ. ૨૫૦/-; હે સખી ! સોગંદ છે મારા તને (મુક્તકો) : લે. પ્રકા. દિલીપ મોદી, ૧૦, નવનિર્માણ સોસાયટી, ટિમલિયાવાડ, નાનપરા, સૂરત - ૩૯૫ ૦૦૧, કિં. રૂ. ૧૦૦/-; તાજી હવાનો આનંદ : લે. પ્રકા. ડૉ. બી ટી. ત્રિવેદી, ૧, રાજુલ એપાર્ટમેન્ટ, ભગવાનનગરનો ટેકરો, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. નથી.

# 'લલિતકલા સંજ્ઞાકોશ'ના કાર્ય નિમિત્તે મારી આંતરયાત્રા

**અભિજિત વ્યાસ**

આપણા સમાજમાં લલિતકલાનું અનેરું સ્થાન છે. ગીત-સંગીત-નૃત્ય અને ચિત્રકલા આપણા સમાજ-જીવનનો એક હિસ્સો છે. આપણા પ્રયેક પ્રસંગો અને પર્વો આ કલાઓથી જ શરૂ થાય છે. તેમાં પણ આપણી બહેનો તો આ પરંપરાના વારસદારો છે. ઘરના આંગણામાં રંગોળી પૂરવી, ઋતુએ ઋતુએ અને પ્રસંગે પ્રસંગે ગીતો ગાવાં. નવરાત્રી જેવો ઉત્સવ નૃત્ય દ્વારા ઊજવવો. આ બધી આપણી પરંપરા છે. ભરતમુનિએ તેમના નાટચશાસ્ત્રમાં એમ કહ્યું છે કે પ્રત્યેક માનવીએ નૃત્ય શીખવું રહ્યું. આપણી સંસ્કૃતિના અઠંગ અભ્યાસી આનંદ કુમારસ્વામીએ તો કહ્યું છે, "Every man and woman is an artist." કલા એ આપણા જનજીવનનું એક અવિભાજ્ય અંગ છે.

ગુજરાતી ભાષામાં લલિતકલા વિષે કંઈક થોડું લખાય છે. લખનારા પણ ઓછા છે. સાવ એવું પણ નથી કે નથી લખાતું. પણ જેટલું, જે રીતે લખાવું જોઈએ તેટલું તો નથી જ લખાતું. આપણી લગભગ બધી જ યુનિવર્સિટીઓમાં હવે તો લલિત-કલાઓના અભ્યાસક્રમં ચાલે જ છે. આ લલિત-કલાઓ એટલે ચિત્રકલા, શિલ્પ, સંગીત, નૃત્ય, નાટકના અભ્યાસક્રમો બહુ જ વ્યવસ્થિત રીતે વર્ષોથી ચાલે છે. અનેક ઊભરતા કલાકારો આ ક્ષેત્રમાં કાર્યરત છે. તેમાં આપણી યુનિવર્સિટીનું પણ અનેરું પ્રદાન છે જ. તે છતાં તે અંગેનાં પ્રકાશનોની સંખ્યા નહીંવત્ મળે છે. આવી પરિસ્થિતિમાં આ 'લલિતકલા સંજ્ઞા-કોશ'ને વાચકો સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે.

ગૂજરાત વિદ્યાપીઠ અને ગુજરાત યુનિવર્સિટીએ કેટલાક વિષયોના પરિભાષાકોશ તૈયાર કર્યા છે. પણ જિજ્ઞાસુઓને માટે એ પર્યાપ્ત નથી. આ કાર્ય તો નિરંતર ચાલતું રહેવું જોઈએ. પણ એવું બન્યું નથી. આ સંસ્થાઓના પરિભાષાકોશમાં લલિતકલાનો સમાવેશ નથી થયો. ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા 'આધુનિક સાહિત્ય સંજ્ઞાકોશ' ઉપરાંત 'વિશિષ્ટ સાહિત્ય સંજ્ઞાકોશ'નું સુંદર પ્રકાશન થયેલું છે. પણ એ સાહિત્ય પૂરતો મર્યાદિત હોય. આ કોશ પણ જિજ્ઞાસુઓને વિસ્તરતી ક્ષિતિજોના સંદર્ભમાં અપૂરતો લાગે છે. લલિતકલામાં સમાવાયેલ કલાના તો કોઈ કોશ ગુજરાતીમાં ઉપલબ્ધ નથી. આ બધી પરિસ્થિતિ મારા મનમાં ઘણા સમયથી ઘોળાયા કરતી હતી. આપણે ત્યાં કવચિત્ પ્રગટ થતાં લલિતકલાનાં જે તે વિષયનાં પુસ્તકોમાં જરૂરી કેટલીક સંજ્ઞાઓને સમજાવવામાં આવી છે ખરી. પણ તે તે જ વિષયમાં પણ સર્વાંગી તો નથી જ. એટલે જે જિજ્ઞાસુને કંઈ જોવું-સમજવું હોય તેને જે તે વિષયનાં અંગ્રેજી પુસ્તકોમાં પ્રગટ થયેલી ગ્લોસરી ઉપર આધાર રાખવો પડે છે. આ બધા સંજોગોને કારણે માતૃભાષા ગુજરાતીમાં આવો કોઈ કોશ હોવો જોઈએ તેવી ભાવના પ્રબળ રીતે મનમાં થતી રહેતી.

આ ભાવના પ્રબળ થવાનું એક કારણ એ પણ હતું કે મને પોતાને અંગત રીતે લલિતકલાઓમાં અત્યંત ગહન રસ હતો. નાનપણથી જ ચિત્રકલા, સંગીતનો રસ હતો. એ રસ ચિત્રો દોરવા કે સંગીત સાંભળવા પૂરતો મર્યાદિત ન રહેતાં તેના વ્યવસ્થિત અભ્યાસ સુધી વિસ્તર્યો હતો. ચિત્રો જોતા-સમજતા શીખવું તે દોરતા શીખવાથી પણ વધુ મહત્ત્વનું હતું. તે જ રીતે ગીત સાંભળતા શીખવાનું, એ અંગેની સમજ કેળવવાનું મને વધુ મહત્ત્વનું લાગ્યું છે. કોઈ વાદ્ય વગાડતા કે ગાતા આવડે તેથી પણ વધુ સંગીત સમજતા આવડે તે અંગત રીતે મને વધુ મહત્ત્વનું લાગ્યું છે. ચિત્રો દોરવાં કે વાદ્ય વગાડવું એ તો કુદરતી બક્ષિસ છે. પણ તે અંગેની અભ્યાસપૂર્ણ સમજ કેળવવા માટે તો વ્યક્તિગત રીતે મથવું પડે છે. એ મથામણનું પરિણામ મને

આ કોશ તરફ દોરી ગયું. મેં એવું જોયું છે કે કેટલાય ઉત્તમ ચિત્રકારો અને સંગીતકારો કે અન્ય ક્ષેત્રના કલાકારો એમની કુદરતી બક્ષિસથી આગળ વધેલા હોય છે પણ તે અંગેની સમજ ઘણી વખત એમનામાં બહુ ઓછી જોવા મળી છે. આજે તો યુનિવર્સિટીઓમાં આ બધી લલિતકલાઓ વ્યવસ્થિત રીતે ભણાવાય પણ છે. તે છતાં તેમાંથી બહાર આવેલા સ્નાતકોમાં પણ કસબ જેટલો હોય છે તેટલી વિસ્તૃત સમજ નથી હોતી તેવું મારા જોવામાં આવ્યું છે. કલાના ક્ષેત્રમાં પણ જે ગ્લેમર છે તેનાથી હવે આપણા લોકો વધુ અંજાવા લાગ્યા છે. પરિણામે વિદ્યાર્થીઓ પણ આ ગ્લેમરથી આકર્ષાઈને આ ક્ષેત્રોમાં કાર્યરત વધુ થાય છે. સંગીતના સ્નાતક થયા પછી કલાકાર થવાય તો ભલે, સંગીતશિક્ષક તો જરૂર થવાય છે. ચિત્રકલાના સ્નાતક થયા પછી ચિત્રકાર થવાય તો ભલે ચિત્રશિક્ષક થવાય કે ફોટોગ્રાફર થઈ સ્ટુડિયો તો જરૂર ખોલી શકાય છે. નાટકના અભ્યાસ પછી ટીવી સિરિયલોમાં કામ મળી જાય તો ભલે, નહીંતર નાટક ઉપર તો જિવાતું જ નથી. નૃત્યના સ્નાતક થયા બાદ નૃત્યકાર કે નર્તિકા થવાય તો અતિ ઉત્તમ નહીંતર ઘેર બેઠાં નૃત્યના કલાસિસ તો જરૂર ચલાવાય છે. ચિત્રકલા, સંગીત અને નૃત્યમાં તો આ ભાવના એટલી પ્રબળ છે કે ઝટ થોડું શીખીને આપણા પોતાના કલાસિસ શરૂ કરવાની ઉતાવળ હોય છે. આજે આ બધા કલાસિસમાં જવું તેને એક મોભો ગણવામાં આવે છે. પણ આ બધામાંથી કલાકાર તો શું સમજદાર પણ કેટલા નીકળે છે તે એક પ્રશ્ન છે.

આ બધાનાં કારણો પાછળ આપણી રસરુચિ ઓછી અને દેખાડો વધુ તેવું મને હંમેશાં લાગ્યું છે. આમાં આર્થિક કારણો પણ ખરાં જ, જે મહદ્અંશે શીખવનારને મદદરૂપ હોય છે. એટલે શીખવનાર અને શીખનાર બન્નેની ક્ષિતિજો વિસ્તરતી નથી. કલાઓમાં પ્રયોજાતી સંજ્ઞાઓ કાર્યરત હોવાને કારણે આપણે બોલીએ છીએ ખરા, પણ એમાના અર્થને સમજતા નથી. નૃત્યકારો વિશેની મારી અંગત માન્યતા હંમેશ આ કારણે એવી જ રહી છે કે તેઓ શીખેલું કરે છે; તેમ શીખેલું શીખવે છે. એમાં અભ્યાસનું તત્ત્વ ઓછુ હોય છે. એટલે નૃત્યકારોની સંગીતની સમજ પણ અત્યંત મર્યાદિત હોય છે કથકમાં જેમ નૃત્યાંગનાઓ ફક્ત તાલ જ શીખે છે તેમ ભરતનાટચમમા તે ફક્ત રજૂઆત જ શીખે છે. ભરતનાટચમની નૃત્યાંગનાઓ પાસે કદાચ સૌથી ઓછી સંગીતની સમજ હોય છે. એટલે એમની કલામાં સર્જનાત્મકતા(Creativity)ના અંશો ઓછા હોય છે. છતાં આજે આ બધા કલાકારો પોતાની જાતને કોરિયોગ્રાફર તરીકે ઓળખાવતા હોય છે. પણ હકીકતે કોરિયોગ્રાફી શું છે તે તેઓ સમજતા નથી અહીં મને ડબલ્યુ. જી રએફે (W. G Raffe)નું એક અવતરણ નોંધવાની ઇચ્છા થાય છે. એમણે લખ્યું છે, "The superficial notion that *dance is merely entertainment* is obviously an error, but the perception that dance is a *many-sided* expression of the vital rhythms of the universe, given in terms of human art and social ritual, has mostly been lost *from* our schools and our profession"

આ બધામાં કોઈક એવું પણ નીકળી આવે છે જેને હકીકતે કંઈક નવું શીખવું છે, નવું જાણવું છે. પણ આ નવું ક્યાં શીખવા-જાણવા મળે તેની કોઈ પ્રકારની દિશા તેમના મનમાં હોતી નથી. કે નથી તેને કોઈ કહેનાર-સમજાવનાર. વાંચનની ટેવ પણ આપણે ત્યાં ઓછી છે. આ વિષયોમાં જે કંઈ સઘન વાંચન વિશેષ મળે છે તે બધું અંગ્રેજીમાં છે પુસ્તકો પણ આજે તો બહુ મોંઘાં થઈ ગયાં છે. ગુજરાતનાં મોટાં શહેરો બાદ કરતાં અંગ્રેજી પુસ્તકો પણ સુલભ નથી. પુસ્તકાલયો પણ કંગાળ છે. યુનિવર્સિટીમા પુસ્તકાલયો છે પણ ત્યાં વ્યવસ્થાઓનો અભાવ છે. જે લોકો યુનિવર્સિટીમાં નથી જોડાતા અને કલાસિસમાં ચિત્રકલા, સંગીત કે નૃત્ય શીખવા જાય છે તેને તો આ બધામાં કશુ જ પ્રાપ્ત થતું નથી. અને ખરેખરા જિજ્ઞાસુ અહીં રૂંધાઈ જાય છે. આ છે આપણા કલા-જનજીવનની આજની પરિસ્થિતિ.

અંગત રીતે હું કોઈ યુનિવર્સિટીમાં કોઈ લલિત-કલા નથી શીખ્યો. આ અંગેની અદમ્ય ઇચ્છા હોવા છતાં સંજોગો જ કંઈક એવા નિર્માણ પામ્યા કે નૅશનલ ઇન્સ્ટિટયૂટ ઑફ ડિઝાઇનમાં ભણવાની અત્યંત ઇચ્છા હોવા છતાં પ્રવેશ ન મળ્યો. આ પછી તો દિશાઓ જ ફંટાઈ ગઈ. શું કરવા ધાર્યું હતું અને શું બની ગયો. આનું નામ જ તો જીવન છે. પણ અંદરનો માંહ્યલો જીવંત હતો. ચિત્રકાર તો ન થઈ શક્યો પણ ચિત્રકલાની સમજણ ધરાવતો તો જરૂર થઈ શક્યો. મારા પિતાશ્રી એક અચ્છા ફોટોગ્રાફર છે. ગુજરાત ગૌરવ લઈ શકે તેવા સારા તેમ કહું તો પણ અતિશયોક્તિ નથી જ. પરિણામે ઘરમાં જ મારા માટે તો યુનિવર્સિટી હતી. ડિગ્રી ન મળી તો શું થયું. આપણે શીખવાને પાત્ર તો બન્યા જ. મારા માટે આ બહુ ગૌરવની વાત છે. જેમ મારા પિતાશ્રી શરદભાઈ એક કુશળ ફોટોગ્રાફર છે, તેમ ચિત્રકલાનું અને સંગીતનું પણ અગાધ જ્ઞાન ધરાવે છે. આ બધાનું એમણે મારામાં સંસ્કાર-સિંચન કર્યું. હું બહુ સદનસીબ હતો કે જે જ્ઞાન મેળવવા માટે લોકોને યુનિવર્સિટીઓમાં જવું પડે છે તે મને ઘેર બેઠા મળ્યું છે. સંગીત સાંભળતાં શીખવાનું અનેરું કાર્ય પણ મારા ઘરમાં જ બન્યું. મારા પિતાશ્રીના જ મિત્ર એવા ડૉ. સુરેશભાઈ જોશી સંગીતના અચ્છા જાણકાર. ઉસ્તાદ મહમદખાન ફરીદીના શિષ્ય. ખૂબ સારી સિતાર વગાડે. પછીથી ઉસ્તાદ અબ્દુલ હલીમ જાફરખાન પાસેથી પણ સિતારના શિષ્ય બન્યા. પણ સંગીતના એવા પ્રખર જ્ઞાની કે ગુરુજી પણ એમને પૂછતા રહે. બહુ થોડો સમય જ એમના સાંનિધ્યમાં સિતાર શીખવાનું બન્યું. આ બધા સંજોગોએ મારા રસરુચિને જે રીતે ઝંકૃત કર્યા છે તે અવર્ણનીય છે. એટલે ચિત્રકાર કે સંગીતકાર થવાનું ન બન્યું પણ આ કલાઓના સમજદાર બનવાનું થયું એને પણ હું મારા અહોભાગ્ય માનું છું.

પણ મારામાંનો જિજ્ઞાસુ મને નવી નવી ક્ષિતિજો તરફ દોરી જતો હતો. મારા દશ્ય કલાના અને ખાસ તો ફોટોગ્રાફીના રસને કારણે ફિલ્મ તરફ વળ્યો. આ ક્ષેત્રમાં જોવા-જાણવાની જિજ્ઞાસાને કારણે તેમાં વધુ ને વધુ રસ પડતો ગયો. આ ક્ષેત્રમાં જ ખૂબ વાંચવાનું બન્યું. એમાં જે કાંઈ સમજ પ્રાપ્ત થઈ તેના કારણે લખવાનું બન્યું. સિનેમા વિષે પરિણામે ખાસ્સું લખાયું. સિનેમા એક એવી કલા છે જે સર્વ કલાઓનો સંગમ છે. એટલે સાહિત્ય ઉપરાંતની બધી જ લલિતકલાઓ તેમાં સમાયેલી છે. એટલે સિનેમાનો અભ્યાસ કરતાં આ બધી લલિતકલાને પણ સમજવી આવશ્યક રહે છે. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બૉર્ડ માટે 'ફિલ્મસર્જન-પ્રક્રિયા' વિશે એ જ શીર્ષકથી એક પુસ્તક લખવાનું બન્યું. એ પુસ્તકના લેખન દરમ્યાન ફિલ્મ-નિર્માણની પરિભાષા વિષે વિસ્તૃત રીતે લખવાનું બન્યું. લલિતકલાઓની પરિભાષાને લગતો એક કોશ જોઈએ તેવું તો મનમાં ઘણા સમયથી હતું. આ વાતને આ ફિલ્મની પરિભાષા વિષે લખતાં વધુ વિચારવાનું બન્યું. જેના પરિણામે મને આ દિશામાં પ્રવૃત્ત કર્યો. હવે આ કોશ પ્રગટ થશે તે આ બધાનું જ એક પરિણામ છે.

પણ કોશ ઉપર કામ કરવું એ કંઈ સહેલું નથી જ. તેમાં પણ બધી જ લલિતકલાઓને એકસાથે સમાવવાનું કામ થોડું મુશ્કેલ પણ ખરું. સાહિત્ય અને લલિતકલાની અંદર કેટલીય સંજ્ઞાઓ એવી છે જે સમાન રીતે પ્રયોજાય છે. મારી જિજ્ઞાસાવૃત્તિને કારણે જેમ હું વાચક બન્યો તેમ તેના કારણે અનેક પ્રકારનાં પુસ્તકો લેવાનું બન્યું. અને તેમાં વિવિધ વિષયોના પરિભાષાકોશનો પણ સમાવેશ થતો હતો. આ બધા કોશ આ કાર્ય નિમિત્તે ખૂબ ઉપયોગી રહ્યા. ડિક્શનેરી જેમ સ્પેલિંગ જોવા માટે છે તેમ કોશ સંદર્ભ જોવા માટે છે. પણ મેં તો કોશનું પણ વાંચન કરવાનું પસંદ કર્યું છે. કોઈને કદાચ આ વાત ગાંડપણભરી લાગે. પણ મારે માટે તો આ વાંચન મને સમૃદ્ધ કરનારું રહ્યું છે.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બૉર્ડ તરફથી આ કોશકાર્ય માટે અનુમતી મળી તે પૂર્વેથી જ આ કામ મારા મનમાં અને કેટલેક અંશે કાગળ ઉપર પણ શરૂ થઈ જ ગયું હતું. મારી પાસે જે અંગ્રેજી ભાષામાં વિવિધ વિષયોના કોશ હતા તે વાંચવા શરૂ કર્યા. અને તેમાંથી કયા કયા શબ્દોને લેવાના

તે વિચારવા લાગ્યો. જે સંજ્ઞાને લેવી મારી દૃષ્ટિએ જરૂરી લાગતી તે સંજ્ઞાની બાજુમાં પેન્સિલથી નિશાની કરવા લાગ્યો. એક એક વિષયને એક વખતે સંપૂર્ણ જોઈ જવો તેવું પણ મનમાં હતું. અને એ બાદ તેનું લેખન સીધું કોમ્પ્યૂટર ઉપર કરવા લાગ્યો. પ્રારંભિક મુસદ્દો અંગ્રેજી મૂળાક્ષરો પ્રમાણે કર્યો. ચિત્રકલા, ફોટોગ્રાફી કે સિનેમેટોગ્રાફી જેવી કલામાં આમ જોઈએ તો ભારતીય સંજ્ઞાઓ છે તે બધી. અંગ્રેજી આધારિત છે. પરિણામે તેમાં તેના ભારતીય સંદર્ભો શોધવા આવશ્યક ન લાગ્યા. આપણે ત્યાં જે સંજ્ઞાઓ બોલાય છે તે પણ બધી અંગ્રેજી જ બોલાય છે અને તેના ભારતીય પર્યાયો ખાસ ચલણમાં પ્રયોજાતા હોય તેવું બને મોટેભાગે નથી લાગ્યું. એટલે 'એબ્સ્ટ્રેક્ટ'નું ગુજરાતી 'અમૂર્ત' કરવાનું ટાળ્યું છે. 'એબ્સ્ટ્રેક્ટ' કહેતાં જે અર્થ ભાવકના મનમાં ઊઠે છે તે કરતાં 'અમૂર્ત'માં નથી સ્પષ્ટ થતો. આમ બધા જ અંગ્રેજી શબ્દોને એમ જ અંગ્રેજીમાં જ રહેવા દઈને બાજુમાં તેના ઉચ્ચારને લખવાનું મુનાસિબ માન્યું અને પછી તેની ટૂંકમાં સમજ આપવાનો પ્રયત્ન કર્યો છે. અંગ્રેજીમાં ખાસ કરીને જે સર્જકના કારણે સંજ્ઞા પ્રયોજાઈ હોય તે સર્જકને પણ સંજ્ઞા કોશમાં સ્થાન આપવામાં આવે છે. આ ખાસ કરીને ચિત્રકલામાં ખાસ જોવામાં આવે છે. પણ મેં અહીં ફક્ત સંજ્ઞાઓને જ સામેલ કરી છે. અને સંજ્ઞાના સંદર્ભમાં એ સર્જકોનો ઉલ્લેખ કર્યો છે.

ચિત્રકલા, ફોટોગ્રાફી કે સિનેમેટોગ્રાફી જેવી કલામાં ભારતીય અને વિદેશી એવી બે વિભિન્ન શૈલીઓ હોવા છતાં તેમાંની પરિભાષા તો મહદ્અંશે એક જ છે. પણ સંગીતમાં તથા નૃત્યમાં એવું નથી જ. સંગીતમાં તો ભારતીય અને પાશ્ચાત્ય એવી સદંતર ભિન્ન શૈલીઓ છે તેમ તે બન્નેની પરિભાષા પણ સદંતર અલગ અલગ છે. એટલે કોઈ એક સંજ્ઞાને ઉલ્લેખતા બન્ને શૈલીના સંગીતની વાત સ્પષ્ટ થાય તેવું બનતું નથી. આપણે ત્યાં શાસ્ત્રીય સંગીતની પરિભાષા જ સામાન્યતઃ સંગીતના ક્ષેત્રે પ્રયોજાય છે. અને તે પણ ગાયન-વાદન ક્ષેત્રે સઘન રીતે પ્રવૃત્ત લોકોમાં જ. અને આ સંજ્ઞાઓમાંની બહુ થોડી જ ભાવક પક્ષે પ્રયોજાય છે. આ સંજ્ઞાઓ સામાન્યત' બધી ભારતીય ભાષામાં એક સમાન છે. એટલે તેને સમાવવી અને ભારતીય સંદર્ભમાં જ સમાવવી એવું મનમાં હતું. એટલે બે અલગ અલગ ભાષાની સંજ્ઞાઓનો સમૂહ થયો છે. ગુજરાતીમાં મુકાયેલી મોટાભાગની સંજ્ઞાઓ ભારતીય સંગીતની છે. અને તેને ગુજરાતીમાં ફક્ત સંગીતની પરિભાષાઓ અલગ પડતી હતી તેમ અંગ્રેજીમાં પાશ્ચાત્ય સંગીતની અને નૃત્યની કેટલીક સંજ્ઞાઓને તો સમાવી છે. એટલે ભારતીય સંગીત અને નૃત્યનો અલગ વિભાગ ન થાય અને એકસૂત્રતા જળવાય તે હેતુથી અહીં બધી જ સંજ્ઞાઓને ગુજરાતી મૂળાક્ષરો મુજબ ગોઠવીને સમાવી છે. એટલે અંગ્રેજી શબ્દોને પણ તેના ઉચ્ચાર આધારિત ગુજરાતી મૂળાક્ષરો મુજબ ગોઠવ્યા છે.

જેમ ભારતીય સંગીત અને પાશ્ચાત્ય સંગીતમાં મૂળભૂત તફાવત છે તેમ ભારતીય નૃત્યમાં અને પાશ્ચાત્ય નૃત્યમાં પણ મૂળભૂત તફાવત છે. ભારતીય નૃત્યમાં પણ કેટલી બધી અલગ અલગ શૈલીઓ પ્રચલિત છે. આ બધા જ નૃત્યની પરિભાષાઓ અલગ અલગ છે. કથકમાં ઉર્દૂ અને સંસ્કૃત શબ્દો પ્રયોજાય છે તેમ ખાસ કરીને દક્ષિણ ભારતની નૃત્યશૈલીઓમાં ત્યાંની ભાષાઓના શબ્દો પ્રચલિત છે. પણ દક્ષિણનાં આ નૃત્યો ખાસ કરીને ભરતનાટ્યમ, મોહિની અટ્ટમ, કથકલી અને કેટલેક અંશે ઓડિસીમાં પ્રયોજાતી સંજ્ઞાઓ સમાન છે. પણ આપણે ત્યાં ગુજરાતમાં કથક અને ભરતનાટ્યમનો જેટલો વ્યાપ છે તેટલો અન્ય શૈલીનો નથી. વળી આ બધી શૈલીઓમાં રજૂ થતી મુદ્રાઓ અનેક છે, અને તે બધીને અલગ અલગ રીતે ઓળખવામાં આવે છે. એ બધાનો સમાવેશ કરવો એ એક મોટું કાર્ય છે. પણ અંગત રીતે મને આ બધી સંજ્ઞાઓ સમાવવી જરૂરી ન લાગતાં નૃત્યની કેટલીક સામાન્ય સમજ ધરાવતી સંજ્ઞાઓને જ અહીં સમાવિષ્ટ કરી છે. આખરે કેટલુંક તો કોશ-સંપાદકના વિવેક ઉપર છોડવું જ રહ્યું. અને મેં એ જ રીતે આ સંજ્ઞાઓને પસંદ કરી છે.

કોઈ પણ વિષયનો સંજ્ઞાકોશ હાથમાં લઈને

બેસીએ એટલે અનેક બાબતોની જાણકારીઓ મળે. પણ ગુજરાતીમાં જ્યારે જે તે વિષયની સંજ્ઞાઓ પસંદ કરવા લાગ્યો ત્યારે જે તે વિષયના કોશના અનુવાદનું કાર્ય મારે નહોતું કરવું. પણ આપણી જે તે વિષયની કલાસમજને માટે જોવી-જાણવી જરૂરી સંજ્ઞાઓને જ પસંદ કરવાનો ઉપક્રમ મેં અહીં રાખ્યો છે. અહીં પણ પસંદગી મારી સમજ મુજબની છે. એટલે કોઈને તે અધૂરી લાગે પણ ખરી. પણ આ સંજ્ઞાઓ પસંદ કરતી વખતે એવું મનમાં રાખ્યું હતું કે કલાસમજ વિસ્તારવા આ સંજ્ઞાની જરૂરત કેટલી છે તેવું મનમાં વિચાર્યું છે. એ જ રીતે અલગ અલગ કોશમાં એક જ સંજ્ઞાઓના અર્થઘટનને વાંચી-વિચારીને પછી મારી સમજ મુજબ તેનું અધિકરણ લખવાનો પ્રયત્ન કર્યો છે.

ચિત્રકલા, ફોટોગ્રાફી વગેરેમાં જેટલી સરળતાથી સંજ્ઞાઓ કોશમાંથી મળી રહી છે તેટલી સંગીત અને નૃત્યમાં નથી મળતી. પરિણામે જે સંજ્ઞાઓ વ્યવહારમાં પ્રયોજાતી સાંભળી છે તેને પણ અહીં સમાવિષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે. સંગીત અને નૃત્યમાં પણ કેટલીક સંજ્ઞાઓ સમાન રીતે પ્રયોજાતી હોય છે. તે બધી એકસરખી હોવા છતાં તે બધાના અલગ અલગ અર્થ ક્યારેક થોડા ભિન્ન જણાયા છે. ત્યાં એક સમાન સંજ્ઞાની બાજુમાં સંગીત કે નૃત્યનો ઉલ્લેખ કર્યો છે. તે છતાં કેટલીક સંજ્ઞાઓ સમજાવવી અત્યંત મુશ્કેલ જણાઈ છે.

મારા આ કોશના સંપાદનના કાર્યમાં અનેક અંગ્રેજી-ગુજરાતી સંજ્ઞાકોશનો ઉપયોગ કર્યો છે. એ બધાનો આધાર લીધો હોવાથી એ બધા લેખકોનો આભારી છું. ખાસ તો મુ. શ્રી ચંદ્રકાન્ત ટોપીવાલાનો. એમના સંપાદિત બન્ને કોશનો વ્યાપક ઉપયોગ આ મારા કાર્યમાં કર્યો છે તેથી એમનો અત્યંત આભારી છું. આ ઉપરાંત શ્રી હસુભાઈ યાજ્ઞિક, શ્રી કિરીટ દુધાત, શ્રી કનુભાઈ જાની, શ્રી ચનુભાઈ પુરોહિત, શ્રી મહેશ ચંપકલાલ, શ્રી હંસુભાઈ કાપડિયા, શ્રી જયપ્રકાશ જોશી તથા ચિત્રકાર-નર્તિકા નેહા શુક્લ વગેરે સૌ સ્નેહીજનોનો, મને અલગ અલગ વિષયનાં પુસ્તકો આપીને મારા આ કાર્યમાં મદદરૂપ થવા બદલ અંતરથી આભારી છું.

લગભગ દોઢ વર્ષ ઉપરથી આ કોશકાર્ય વ્યવસ્થિત રીતે ચાલ્યું. હવે આ પ્રગટ થશે ત્યારે તે પૂર્ણ થાય છે તેમ કહી શકું તેમ નથી. આ પ્રકારનાં કાર્યો નિરંતર ચાલ્યા કરતાં હોય છે. એટલે હજી પણ આ કાર્યમાં આગળ ઉપર વધુ કાર્ય કરવું ગમશે જ.

મારા પ્રત્યેક પુસ્તકના પ્રકાશન સમયે મને બે સર્જકો ખૂબ યાદ આવે છે. આ સર્જકો તે એક પ્રસિદ્ધ ફ્રેન્ચ કવિ શાર્લ બૉદલેર, જેમણે એમ કહ્યું છે કે ''સર્જન હંમેશાં એના કલ્પ કરતાં ઊતરતી કક્ષાનું હોય છે.'' અને બીજા તે પ્રસિદ્ધ રશિયન ફિલ્મ દિગ્દર્શક આંદ્રેઇ તાર્કોવસ્કી. તેમણે કહ્યું છે કે, "I don't know a single masterpiece that does not have its weaknesses or is commpletely free of imperfections."

---

હવે પછી પ્રગટ થનાર પુસ્તક 'લલિતકલા સંજ્ઞાકોશ' નિમિત્તે લખાયેલી પ્રસ્તાવના.



## સાભાર સ્વીકાર

**રન્નાદે પ્રકાશન** (૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧)**નાં :**

**મેઘાણી અને શ્રીધરાણીની કવિતામાં રાષ્ટ્રભક્તિ** : લે. ડૉ. મનોજ જોશી, કિં. રૂ. ૫૫/-; **બેની લડાઈમાં ચોથો ફાવે** : લે. ફિલિપ કલાર્ક, કિં. રૂ. ૩૬/-; **તનમનિયાં** : લે. અને કિં. ઉપર મુજબ; **સૂરજદાદાની સાત વારતાઓ** : લે. સાંકળચંદ પટેલ, કિં. રૂ. ૪૦/-; **ટિટોડી અને અભિમાની સાગર** : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫/-; **કંકુ કુંભારનો ગધેડો** : લે. અને કિં. ઉપર મુજબ; **એક હતો રાજા હાથીકર્ણો** : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૦/-.

રાધેશ્યામ શર્મા

૯
વર દે વીણાવાદિની વર દે
એમ ગાય છે તે રમવા માટે ?
ભલે હાથ વગરની હોય કે સર્વથા હોય જ નહિ
છતાં તારાં સ્વપ્નમાં
વીણા વગાડી વગાડીને તને ગમાડે તારું હોવાપણું ?
ઝાકળમાં ભીની થયેલી નિષ્કપટતા
શબ્દોની પસંદગી અને પ્રયોગ
ડીઝલ પર ચાલતું એન્જિન, પાસો દ્યૂતનો, દિવાસ્વપ્ન
બધુ જ પ્યાલો બની છલકાય છે તારા અંતઃકરણમાં ?
શાંત
રસ પીતાં પીતાં તું ઢોળાઈ જાય છે-
વાદળની હાલકડોલક સંકુલ સમગ્રતામાં ?
સતત આમ ઢોળાઈ જવું છલોછલ છલકાઈને અને
ખાલી થતાં જ અનાગતમાં તારી ઉત્સુક પાત્રતાનું
ઊંચકાવું
તે
તને રમતો રાખે છે ?
('રમત' પૃ ૯) લાભશંકર ઠાકર

પિરાન્દેલોનું નાટક છે 'રુલ્સ ઑવ ધ ગેઇમ', રમતના નિયમો. અહીં લાભશંકરના કાવ્યસંચયનું નામ છે 'રમત ?'. પૂરો સંચય, જ્યાં રમત ડોકાઈ છે ત્યાં અને રચનાના મહત્ત્વના વિચાર-કલ્પનાના વળાંકો પાછળ અત્રતત્ર પ્રશ્નાર્થચિહ્નોની લીલા છે. કહો કે અહીં 'ધ ગેઇમ ઑવ રુલ્સ વિથ કવેશ્ચન્સ' સુલભ છે.

કવન-કથનની રીતિ એવી છે કે કર્તા સ્થાપિત નાયકને એની પ્રત્યેક મનઃસ્થિતિ-ગતિની લગોલગ રહી અવિરત પ્રશ્ન કરતા જ રહે છે.

વેસ્ટર્ન દર્શનમાં સંદેહ અને સવાલનો મહિમા છે એવો જ અભિગમ અહીં રમતસ્થિત કાવ્ય-વ્યાપારમાં જોવા મળે.

સરસ્વતી, વીણાવાદિની જ્ઞાન અને સર્જકતાની દેવી હોવાની પૌરાણિક કલ્પનાનો આધાર લઈ નાયક વર-દાન યાચતો હોય એને જ ઉદ્‌બોધી પ્રશ્ન કરે છે કે તું આ પ્રવૃત્તિ રમવા ખાતર કરે છે ?

વીણા, વાદિનીનું પ્રિય વાદ્ય છે, એ વગાડે છે હાથથી પણ એ પ્રચલિત પરિકલ્પનાનું ખંડન કરી કર્તા કહે છે એને ભલે હાથ વિનાની હોય અથવા એની સર્વથા હયાતી ના હોય તોય નાયકના સ્વપ્નમાં સ્વરો ઝંકૃત કરી એના હોવાપણાને ગમાડે છે.

જોવા જેવું છે કે 'ગમાડે છે' એમ ચોકસપણે કહેવાને બદલે 'ગમાડે છે?' એમ પ્રશ્નાર્થ મૂક્યો છે.

અહીંથી રચનાનો એક વળાંક ઝળક્યો છે તે આ પદથી . 'ઝાકળમાં ભીની થયેલી નિષ્કપટતા.'

જે વીણાવાદિનીને હાથ વગરની કે બિનહયાત વર્ણવી છે અને કાવ્યનાયકના સ્વપ્નમાં જ એના બિઇંગને સતૃપ્તતી કલ્પી એને સંદર્ભી એનું પોઝિટિવ ચારુ રૂપ ચાર જ શબ્દોમાં કર્તાએ કૌશલ્યપૂર્વક નિરૂપ્યું છે

'ઝાકળમાં ભીની થયેલી નિષ્કપટતા.'

ઉપરાંત,

શબ્દોની પસંદગી અને પ્રયોગ
ડીઝલ પર ચાલતું એન્જિન, પાસો દ્યૂતનો, દિવાસ્વપ્ન

વીણાવાદિની સરસ્વતીના ઝાકળસિક્ત નિશ્છલ રૂપ સાથે 'શબ્દોની પસંદગી અને પ્રયોગ' જેવું ગદ્યાળુ પદ કાવ્યસર્જકનો 'ક્રિએટિવ પ્રોસેસ' દર્શાવે છે.

ડિઝલ પર ચાલતું એન્જિન, પ્રક્રિયાગત ગતિ, દ્યૂતનો પાસો રમત-લીલાનું વાહન અને દિવાસ્વપ્ન કર્તાની કલ્પનાનો સંકેત સૂચવે છે.

આવા સકળ સર્જનવ્યાપારનું અજબ સંમિશ્રણ એક પ્યાલો બની નાયકના અંતઃકરણમાં છલકાય છે ? એવો પ્રશ્ન ઉપસ્થિત કરીને પણ પરિસ્થિતિ એવી જ છે એનો આડકતરો સ્વીકાર પણ છે.

સંસ્કૃત 'પોએટિક્સ'માં સકલ રસો શાન્તમાં અન્તે ઉપશમ પામે છે. શાન્તરસનું પાન કરતાં કરતાં નાયક ઢોળાઈ જવાનો સંયોગ કેમ કરી પેદા થાય છે તો પંક્તિ છે :

'વાદનની હાલકડોલક સંકુલ સમગ્રતામાં ?'

અહીં 'સંકુલ' શબ્દ કૃતિની સ્લીમ ફિગરમાં મેદ જેવો લાગતો નથી ? વાદનની સાથે 'હાલક-ડોલક'નો પ્રયોગ નાયક નૌકામાં આસીન છે ને હાલક-ડોલક થતો રસનિમગ્ન બની ઢોળાઈ જતો હોવાનો કાવ્ય-અનુભવ ભાવકને કરાવી શક્યો છે.

'સતત આમ ઢોળાઈ જવું' એમાં નરી તાર્કિકતા છે, પણ આગળ ઉપર-

અનાગતમાં તારી ઉત્સુક પાત્રતાનું ઉંચકાવું
તે
તને રમતો રાખે છે ?

એ ત્રિપંક્તિના પ્રશ્નમાં જે આવ્યું નથી તે અનાગતના સ્વાગત માટે નાયક એની ઉત્સુક પાત્રતાને પાત્રરૂપે ઊંચકવાનો હોય તો કવિ વચમાં ખડો કરી પૂછે છે, તને રમતો રાખે છે ?

આમ આખી રચના રમતના કર્તા અને રમતમાં પ્રયોજવાના પ્રયોજનને મૂર્ત કરવા સાથે પ્રશ્નની અણીથી ભાવકને પણ અવઢવમાં રાખી શક્યા છે.



## રણ

આ રણ<br>
કેવું સુંદર છે ને નમણું...<br>
મારગ ભૂલ્યા<br>
પડછાયાની તગતગતી બે આંખોનું છે શમણું...<br>
અડધો લીલો અડધો પીળો<br>
છેવાડાનો એક નાનકડો છોડ<br>
હિજરાતો હિજરાતો ઝંખે કોનું શરણું...?<br>
દિવસે સોનું<br>
રાતે ચાંદી<br>
વૈભવમાં છે મૃગજળ ઝરણું...<br>
રેત, પવન<br>
આકાશે શોધે<br>
ઊષર ભૂમિમાં ઊગે એવું હરિત તરણું...<br>
વાતવાતમાં<br>
રંગ બદલતું<br>
પ્રલય કાળથી સૂતેલો કાચીંડો બદલે પડખું ડાબું જમણું !<br>
એકલવાયુ<br>
કોરું કોરું વહે શ્વાસમાં<br>
ભીતર ખોળે સગપણ મનનું...<br>
આ રણ<br>
કેવું સુંદર છે ને નમણું...!

**મુકુન્દ પરીખ**

# ગુજરાતી લલિતનિબંધનાં બદલાતાં પ્રતિમાનો

ભરત મહેતા

'ગુજરાતી નિબંધનાં બદલાતાં પ્રતિમાનો' એવા મારા વ્યાપક વિષયને મેં ઘણો સંકુચિત કરી દીધો છે અને નિબંધ એટલે લલિતનિબંધ સુધી જ મર્યાદિત રહીશ. પ્રવાસ, હાસ્ય કે ચિંતનના નિમિત્તે લખાયેલા ગદ્યનો અહીં વિચાર કર્યો નથી. - નગીનદાસ સંઘવી, વાસુદેવ મહેતાના નિબંધોની સાથેસાથે કાકાસાહેબ, સુરેશ જોષી કે દિગીશ મહેતાના નિબંધની ચર્ચા થઈ શકે નહીં. જેને આપણે લલિતનિબંધ, અંગતનિબધ, સર્જકનિબંધ તરીકે ઓળખાવ્યો છે તે પ્રકારના નિબંધની ગુજરાતી સંદર્ભે શું સ્થિતિ છે તેનો અહીં થોડો ખ્યાલ આપવા ધાર્યો છે. બદલાતા પ્રતિમાનો મારું લક્ષ હોઈને ગુજરાતી લલિતનિબંધનો ઇતિહાસ આપવાનું અહીં ટાળ્યું છે. વક્તવ્યના આધાર માટે મેં

(૧) 'ગુજરાતી લલિતનિબંધ' : સં. પ્રવીણ દરજી (૧૯૯૬, NBT, દિલ્હી)

(૨) 'લલિતનિબંધ સંચય' : સં. ભોળાભાઈ પટેલ, રમેશ ર. દવે (૧૯૯૮, ગૂર્જર પ્રકાશન)

(૩) 'અદ્યતન નિબંધસંચય' : સં. ભોળાભાઈ પટેલ, હર્ષદ ત્રિવેદી (૧૯૯૮, ગૂર્જર પ્રકાશન)

(૪) 'ગુજરાતી લલિતનિબંધ સંચયન' સં. ભોળાભાઈ પટેલ (૨૦૦૧, સાહિત્ય અકાદમી, દિલ્હી) -સપાદનો સમક્ષ રાખ્યાં છે. જે સ્વરૂપમાં વિત્ત ઓછું અને વૈવિધ્ય વધારે હોય ત્યારે આવાં હાથવગાં સંપાદનોથી વાત કરવામાં જોખમ નથી. વળી આપણા મોટાભાગના નિબંધકારો તો એકબે નિબંધોમાં તો નિચોવાઈ જતા હોય છે તેથી આ ચાર સંપાદન તો ભયો ભયો. સાહિત્ય અકાદમીના સંપાદનમાં ભોળાભાઈ લખે છે કે - 'ગુજરાતી નિબંધની સિદ્ધિઓ ઉત્સાહ પ્રેરે એવી છે.' એવા તારણ સાથે હું આ ચાર સંપાદનોમાંથી પસાર થતાં સહમત થઈ શકતો નથી. એના બદલે ઘણા વખત પહેલાં 'શૈલી અને સ્વરૂપ'માં ઉમાશંકર જોષીએ કરેલી ફરિયાદ એમની એમ લાગુ પાડી શકાય તેમ છે.

"....પત્રકારત્વના લીધે સર્જક નિબંધનું પોત પાતળું પડી ગયું છે. એ પાંખો અને ખાલીખમ જેવો બની બેઠો છે...વારંવાર અને રાજકીય સામાજિક પ્રશ્નો અંગે સાકરિયા ઔષધગોળીનો ભાગ ભજવવો પડે છે. નિબંધ નિર્માયો તો હતો કવિતાના સમકક્ષ સાહિત્યપ્રકાર તરીકે વિકસવા. આજે કલ્પનાગૌરવ અને સૌષ્ઠવથી દૂર ખસીને સમય સમયના રંગોની આછી ઝલક ઝીલતી તર્કલહરીઓ રૂપે, નિશ્ચિત સમયમાં પ્રજારંજન અર્થે ઉડાવવા પડતાં રંગીન તરંગ-પરપોટારૂપે નિબંધ ઘણુંખરું દેખાય છે. તે માટે પત્રકારત્વ જવાબદાર છે. પત્રકારત્વ સર્જક નિબંધને જન્મ આપનાર નહિ, તો પણ ઉછેરનાર જરૂર છે. એ જ પત્રકારત્વ સર્જકનિબંધને દફનાવ્યે રહેશે એવી દહેશત જાગી છે. અતિલખાણના ઉકરડા નીચે સર્જક-નિબંધ જાણે દટાઈ જવાનો ન હોય..." (પૃ. ૭૧, ૭૨)

જરાક બીજી રીતે કહું તો સર્જકનિબંધમાં વતન આવે, ગામની નદી આવે. મારું ગામ સૌરાષ્ટ્રનું લીંબડી. ત્યાં પુંલિંગ નામ ધરાવતી નદી ભોગાવો. એ નદીમાં મેં આટલાં વર્ષોમાં માંડ પાંચેક વાર પાણી જોયું એટલે નદી છે એમ કહેવું પડે. વિશાળ રેતીનો શુષ્ક પટ ભોગાવો. મોટે ભાગે ઉપયોગ લોટે જવા થાય. માણસ લાકડાભેગો થાય ત્યારે ભોગાવે જાય. ગુજરાતી લલિતનિબંધની આવી જ દશા છે. વિશાળ પટ છે પણ સુક્કો. પાંચેક વાર પાણી આવ્યું છે તેથી વહે છે એમ કહેવું પડે તેવી ધારા આ સ્વરૂપની છે.

ભાંખોડિયા ભરતું ગુજરાતી ગદ્ય નર્મદમાં નક્કર રંગ-રૂપ ધારણ કરી લે. અંગ્રેજી-સંસ્કૃતની ભીંસ વચાળે મોટો થયેલો નર્મદ ગુજરાતી ગદ્યને નિજત્વ આપે છે. સંપ, સુખ જેવા અમૂર્ત-વિષયને 'સંપ બેઠી દડીનો પણ મજબૂત બાંધાનો' કે 'સુખના

ઢગલા નથી હોતા એના કણકણ વીણવા પડે' કહીને અલંકારમઢી રીતે રજૂ કરવા સુધીનો નર્મદમાં વિકાસ થાય છે. વળી 'હું' તો ત્યાં ટટ્ટાર અને પ્રચુર માત્રામાં હાજર છે. વાગ્મિતા હોઈને શ્રોતા સાથેનો વાર્તાલાપ પણ છે. પણ આ 'હું' ઉપદેશક છે, મૂઠી ઊંચેરો છે તેથી નર્મદનો નિબંધ આખરે તો લલિતેતર સ્વરૂપનો જ રહે છે. રમણભાઈ નીલકંઠ સુધી આવતા ગદ્યનિરૂપણની તંગ દશા ટાળીને 'હાસ્યમંદિર'ની હળવાશ પ્રવેશે છે. છવાયેલું રહેતું બુદ્ધિચાતુર્ય, હીનવૃત્તિઓને ઉઘાડો પાડવા મથતો સુધારક 'હાસ્યમંદિર'ના પાનેપાને હાજર હોઈને ત્યાં પણ લલિતનિબંધ મળતો નથી. છતાં 'ચિઠ્ઠી' જેવા નિબંધને 'લલિતનિબંધ સંચયન'માં સ્થાન મળ્યું છે.

લલિતનિબંધનો ઉદ્‌ભવ થાય છે કાકાસાહેબથી. પ્રકૃતિપ્રેમી, સાહિત્યરસિક સર્જકનું અલંકારમઢ્યું ગદ્ય નિબંધને ઘણી બધી જવાબદારીમાંથી મુક્તિ આપે છે. 'મધ્યાહ્નનું કાવ્ય' નિબંધ જુઓ. બપોરના ત્રાસથી ત્રાસેલો ઉંદર નાગની ફણામાં છાયા શોધતાં અચકાતો નથી એવા 'ઋતુસંહાર'ના ઉલ્લેખથી, પોતાની છાયા પોતાના પગ તળે દબાવીને ઊભેલી ભીંતોને બતાવે છે. ત્યાંથી માંડી ટાગોરને બીતાં બીતાં 'રવિને પોતાનો તડકો ન ગમે તો ક્યાં જાય !' જેવો મર્માળો વિનોદ નિબંધને આત્મલક્ષિતા આપે છે. ભાવક સાથે આવો નિબંધકાર સહજતાથી ગોઠડી બાંધી દે છે. પણ આપણે એ ખ્યાલ રાખવો જોઈએ કે 'સ્મરણયાત્રા'નો દત્તુ અને લલિતનિબંધોના સર્જક કાલેલકર જુદા છે. દત્તુનો શિશુલોક આપણા સર્જકોને એવો ભાવી ગયો કે કેવળ શૈશવકાલીન સ્મરણોને આપણે નિબંધ માનવા લાગ્યા. ગાંધીયુગના સર્જકોમાં તત્કાલીન 'સમય' બોલકી રીતે પ્રવેશતો હતો તે પણ કાકાસાહેબના નિબંધોમાં દેખાય છે. ગુજરાતી લલિતનિબંધનાં લક્ષણોની માફક આવાં અપલક્ષણો પણ કાકાસાહેબથી જ નજરે પડે છે. 'મોજાંઓનો તાંડવયોગ'માં અંતે જુઓ – ''જે ભારતમાનાં ચરણોનું અખંડ પ્રક્ષાલન તમે કરો છો તે ભારતમાતા હજી સ્વતંત્ર થઈ નથી. માણસ માણસ વચ્ચેનો વિગ્રહ શમ્યો નથી. ગરીબ અને દબાયેલી જનતા સાથે એકતા જ્યાં સુધી પૂરેપૂરી અનુભવી નથી ત્યાં સુધી તમારી સાથેની એકતા માણવાનો અધિકાર અમને ક્યાંથી આવે !'' જેમાં કલ્પનાનો ઘુઘવાટ આજેય સંભળાય છે એવા સુંદરમ્‌ના નિબંધ 'જોગના ધોધ'ના અંતે પણ આ જ પ્રકારની ચેષ્ટા છે.

'' 'રાજા' ધોધ પર કોઈ સ્ત્રી કપડાં ધૂએ છે ! અરે બિચારો રાજા ! આટલા પ્રતાપી ધોધના માથે કપડાં ધોવાના ? ધોધમાં માણસનું ખુન્નસ હોય તો એ નીચે જવાને બદલે ઉપર ઊછળત પણ તે પ્રકૃતિનો ઉદારચરિત પુત્ર હતો. ના, તેને કશોય રોષ નહોતો. સ્ત્રી શા માટે કપડાં ન ધૂએ ? ત્યાં રોજની રહેનારી સ્ત્રીને એ કઈ રીતે ઉપયોગી થાય ?'' પાઠકસાહેબના નિબંધ 'ધુંવાધાર અને ભેડાઘાટ'ના અંતે પણ આવું જ. પ્રવીણ દરજીના સંપાદનમાં સુંદરમ્‌નો 'મદ્રાસની જળચરી' નિબંધ લેવાયો છે. જ્યાં 'હું'નો પ્રવેશ જ નિષિધ હોય તેવો નિબંધ 'લલિતનિબંધ'માં શી રીતે સ્થાન પામે છે ? સંપાદકો નિબંધમર્મજ્ઞ, નિબંધસર્જક હોય ત્યારે વધારે પ્રશ્નો ઊભા થાય છે. ભોળાભાઈ અને રમેશ દવેવાળા સંપાદનમાં મુકાયેલો રઘુવીર ચૌધરીનો 'પાણીડાની મશે રે જીવણ જોવા...' નિબંધ તમારી પાસે થોડોક વેડફી શકાય એવો સમય હોય તો વાંચી જાવ. મનમાં ઊગી તેવી વેરાયેલી – લોકગીતની પંક્તિઓ ઠલવાઈ છે.

કાકાસાહેબ પછી સ્વામી આનંદમાં બળકટ ગદ્યનો અનુભવ થાય છે. 'માછીનાચ'માં એમણે સચોટ દશ્યાત્મકતા ઊભી કરે છે. ત્યાં રહેલો શિશુ પુખ્ત નથી. લલિતનિબંધોમાં ઘણા સર્જકોનો હું પુખ્ત નથી તેથી એ શિશુલોક ભાગેડુવૃત્તિનું પરિણામ લાગ્યા કરે છે. I is always capital એ લલિતનિબંધ માટે સાચું ઠરે. ત્યાં 'હું' અહંકારથી ભર્યોભાદર્યો નથી પણ પુખ્ત હોવો જોઈએ. કેવળ સ્મૃતિઓનું પાકેલું ખરજવું ઘણા નિબંધકારોમાં નજરે પડે છે. 'માછીનાચ' એ પ્રકારનો નિબંધ નથી. અહીં આદિમપ્રજાના જીવનનો જીવંત લય ઝિલાયો છે. પ્રસંગાલેખન ઉત્કટ છે. અહીં પણ નિબંધાંતે સંસ્કૃતિ-ચિંતક જ સર્જક પર ચઢી બેસે છે.

''દુર્ભાગ્યે ભર્યા ભર્યા જીવનવાળી આ પ્રાણવાન કોમો કહેવાતી સભ્ય સંસ્કૃતિના વમળમાં પડી અને એકાદ દાયકા બાદ તેમનામાં 'સ્વમાન'ની ચળવળ જાગી. પરિણામે એ માછીનાચ બધ પડ્યા, અને દરિયાખાડીઓનાં કમ્મરબૂડ પાણીમાં જળ માછલીમાં જિંદગી ગાળનારા અને લાજરક્ષા પૂરતો લાલ ચોકડીવાળો રૂમાલ કેડે લટકાવીને પૂંઠે ઉઘાડા રહેવા ટેવાયેલ આ માછીમાંગેલા કોમોના પુરુષવર્ગમાં જાંગિયા-પાયજામા શરૂ થયા. આવા ફેરફારોનો આગ્રહ તેમને સારુ સાવ અસ્વાભાવિક અને અર્થ વગરનો હતો જ. જગતના તાત ખેડૂતની હારોહાર ખાડી-દરિયાની ખેતી રાતદિવસ કરીને સંસારનો પાલનહારો માછી શહેરી કોમોની રહેણીકરણીને સભ્ય પ્રતિષ્ઠાના ખ્યાલો તરફ ભૂખલી નજરે તાકવા શીખ્યો.''

સ્વામી આનંદનો સંદર્ભ લઈને ગુજરાતી લલિતનિબંધ ક્ષેત્રે પ્રવર્તતી એક ગેરસમજની વાત કરવી પણ જરૂરી છે. ભોળાભાઈએ પોતાના સંપાદનમાં સ્વામીનો 'મોરુ' નિબંધ લીધો છે, જે ઘોડાનું રેખાચિત્ર છે. રેખાચિત્રમા 'હું'નો પ્રવેશ ન હોય તો એ નિબંધ, લલિતનિબંધ શી રીતે બને ? ઉમાશંકર જોશીએ 'ગોષ્ઠિ'માં નિબંધસ્વરૂપ વિષયક કરેલી ચર્ચા અહીં ઉપયોગી થાય તેમ છે.

''નિબંધ એ વિશ્રંભકથા છે. રસબિંદુ વિષય નહીં પણ લેખક પોતે હોય છે. નિબંધરચનામાં ઉદ્દીપન ગમે તે હોય, આલંબન હંમેશાં લેખક પોતે હોય છે...આવા નિબંધકારનું વ્યક્તિત્વ સભર હોવું જોઈએ, વિવિધ પાસાવાળું હોવું જોઈએ...નર્મ, મર્મ, કટાક્ષ, વિનોદ, ઉપહાસ, અટ્ટહાસ – એમ હાસ્યની અનેકવિધ રેખાઓ અચ્છા નિબંધકારને હાથે નિબંધમાં અવારનવાર ઊપસ્યા કરે...સર્જક નિબંધ એટલે લેખકની આંતરયાત્રા. એ ગમે ત્યાંથી શરૂ થાય, વળી વળીને અંતે લેખકના વ્યક્તિત્વના આસ્વાદમા એ પરિણમવો જોઈએ.''

આવી કોઈ સમજ વિના રેખાચિત્રનેય લલિતનિબંધમાં સર્જકો, વિવેચકો, સંપાદકો સમાવી લે છે. ભોળાભાઈના સંપાદનમાં 'મોરુ' (સ્વામી આનંદ), 'અમૃતા' (કિશનસિંહ ચાવડા), 'મોટી' (યશવંત શુક્લ), 'ભવાનીબાલુ' (નારાયણ દેસાઈ), 'ખોવાયેલો ભગવાન' (અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ), 'જયંતિ દલાલ' (રઘુવીર ચૌધરી) લેવાય છે. ભારતીય કક્ષાએ પ્રતિનિધિત્વ કરતા 'લલિતનિબંધ'માં આટઆટલા રેખાચિત્રો ભોળાભાઈએ કેમ સમાવ્યાં છે તે હું સમજી શક્યો નથી. ('વિનોદની નજરે'માંથી 'ઉમાશંકર જોશી' પણ ત્યાં લેવાયો છે.)

કાકાસાહેબથી સુરેશ જોષી સુધી પહોંચતામાં રેખાચિત્ર સંદર્ભે અવશ્ય મોટું કામ સ્વામી આનંદ પાસેથી મળ્યું પણ તે લલિતનિબંધો નથી. તેથી 'માછીનાચ'માં તેમને હાથે સાદ્યંત લલિતનિબંધ રચાઈ આવે છે.' એવા ડૉ. પ્રવીણ દરજીના વિધાન સાથે સહમત થઈ શકાતું નથી. કાકાસાહેબથી સુ.જો. લગી આપણે સરેરાશ લલિતનિબંધથી ચલાવી લેવું પડયું છે. વિજયરાય વૈદ્યની 'નાજુક સવારી'ના 'સુખવતી' જેવા નિબંધોમાં સ્વર્ગના સુખની આશાયેશમાં તરંગલીલાએ ચઢી જતો 'હું' પૃથ્વીનાં દુ:ખો વગર એ સુખ ફિક્કું લાગશે ત્યાં અટકે છે. આ તરંગલીલામાં પોતીકા દર્શનને સ્થાપવાની ચળ છે, ગદ્ય પાંગળું છે. આવા તાત્ત્વિક મૂંઝારાઓ પરવર્તી નિબંધકારોમાં ચંદ્રકાન્ત શેઠ, જ્યોતિષ જાની કે વિષ્ણુ પંડ્યામાં જોવા મળે છે. તરંગલીલાથી લલિતનિબંધ લખી શકાય પણ એવું કાઠું વિજયરાયનું નથી. સુરેશ જોષી 'મધુમાલતીનું દુઃસ્વપ્ન' જેવા નિબંધમાં તરંગને જ ખપમાં લે છે. આ ગાળામાં ર. વિ. પાઠક સ્વૈરવિહારી બનીને નિબંધને નવો વળાંક આપવા ઇચ્છે છે. 'ખરાબ કરવાની કળા' કે 'ફોટોગ્રાફ પાડવા વિશે' આ સંદર્ભે જોઈ શકાય. આવા નિબંધમાં બુદ્ધિનું, અવળવાણીના તર્કનું પ્રાચુર્ય સંવેદનની જમાવટ જ થવા દેતાં નથી. હાસ્યનિબંધ તરફ ફંટાઈ જતા નિબંધોને પણ આપણે લલિતનિબંધ ગણવા પડ્યા છે ! વળી, અહીં કટાક્ષ ટાગોર કે કાલેલકરના કુળના નથી. ગગનવિહારી મહેતાના નિબંધો પણ સહજતાથી સ્વૈરવિહારીના ગોત્રમાં જ મૂકી શકાય. વિનોદિની નીલકંઠના 'પરાકાષ્ઠા' જેવા લઘુનિબંધનો સ્પર્શ

તાજપવાળો છે. 'ચરણરજ'માં પ્રાકૃતિક પરિવેશનું ચિત્રણ જ આગળ ચાલે છે. ચબરાકિયા કટાક્ષો અહીં પણ ચાલ્યા કરે છે.

'...પેટ ભરાઈ જાય એવડી મોટી પૂરી એક આનામાં મળે, બે જાતના ચમચો શાક મફત ! કશું પણ મફત મળે તો આપણને અમદાવાદી લોકોને ખૂબ આનંદ થાય છે, નહિ ?'

આ રીતે નિબંધકાર સપાટી પર જ રમ્યા કરે. પ્રકૃતિ કે અતીતના બદલે ઉમાશંકર 'વાર્તાલાપ' જેવા અમૂર્ત વિષયને નિબંધવાનો પ્રયાસ કરે છે. ઉમાશંકરમાં નિબંધકારની ઉત્કટતા ગેરહાજર છે. વળી, એ પણ વારે વારે બોલકા ચિંતનમાં સરી પડે છે. જેમકે – "દરેક પ્રાણીની જેમ માણસના ગળામાંથી પણ અવાજ નીકળે છે. પણ એણે અવાજના ચોક્કસ આકારો નક્કી કરી તેમને ખાસ અર્થ આપી ભાષા નિપજાવી. ઘણા ઉપયોગની છે આ ભાષા. ભૂતકાળના આજ સુધીના વારસાની મુખ્ય ચાવી છે આ ભાષા. તેથી તો મનુષ્યનું બાળક એનો પહેલો પુરુષાર્થ-આ પૃથ્વી પર પગભર થવાની એની મહત્ત્વાકાંક્ષા બર આવવા માંડે ત્યાં તરત આ ભાષા હસ્તગત, બલે જિહ્વાગત કરી લેવાનો બીજો વસમો પુરુષાર્થ આરંભે છે. ચાલુ વ્યવહારમાં પણ બહુ ઉપયોગનું છે આ ભાષાનું સાધન. કોઈ આવે તો એને બેસાડવા માટે અભિનય કરવા પડત, અથવા તો ઊભા થઈ પાસે સરકી ખભાથી જોર કરીને નીચે જમીન તરફ દબાણ કરવું પડત. પણ આ તો જરીક સ્મિત સાથે હાથ સહેજ લંબાવી 'બેસો !' એટલો ઉદ્‌ગાર કર્યો એટલે પત્યું. સમજુ માણસ તરત આસન પર ગોઠવાઈ જતા હોય છે. આમ કેટલી ઊઠવેઠમાંથી ઉગારી લે છે આ ભાષા." ('આનંદનો વારસ', પૃ. ૪૫)

જોઈ શકાય છે કે અન્ય સાહિત્યકારસ્વરૂપના મુકાબલે અહીં સર્જકને મુક્તિ આપતું, નિરંકુશ બનાવતું આ સ્વરૂપ છે. તેથી એની જવાબદારી બેવડાઈ જાય છે. લલિતનિબંધના બધા સિદ્ધાંતો સારી પેઠે જાણતા હોવા છતાં ઉમાશંકર પાસેથી આપણને સરેરાશ લલિતનિબંધ જ પ્રાપ્ત થયો.

ઉત્તમ લલિતનિબંધ અને સરેરાશ લલિતનિબંધને જુદું પાડતું લક્ષણ ઉત્કટતા છે. વ્યક્તિત્વની પ્રબળ ઉત્કયતાને સંવેગાત્મક ગદ્યનું બળ મળવું જોઈએ. તો એ વ્યક્તિત્વની પ્રબળ ઉત્કટતાથી આપણે એવા ભીંજાઈ જઈએ કે નિબંધી શકાય એવાં તત્ત્વો પ્રકૃતિદશ્ય, સ્થળ, પ્રસંગ, વ્યક્તિઓ ખરરખર ખરી પડે છે. સ્પર્શી રહે છે કેવળ નિબંધકારની રસવતી ચેતના. જ્યાં શુષ્કતાને પ્રવેશવાની સખ્ત મનાઈ છે. આવા નિબંધો આપણી ભાષામાં અત્યંત ઓછાં છે. જે છે તેમાંના મોટાભાગના સુરેશ જોષીના નામે જમા થયા છે. સુરેશ જોષીના સર્જકસ્પર્શે કશુંય પણ લલિતનિબંધ બની શકે છે. પછી ભલેને રિલ્કેના પત્રો કેમ નથી ! 'જનાન્તિકે'ના પ્રથમ નિબંધમાં એમણે કેટલી મોટી વાત કરી છે.

'સ્મરણ એ કેવળ સંચય નથી. સ્મરણના દ્રાવણમાં રાસાયણિક પ્રક્રિયા પામીને આપણું તથ્ય નવાં નવાં વિસ્મયકર રૂપો ધારણ કરતું જાય છે. તથ્યનો વિકાસ જ સ્મરણમાં થાય છે. ત્યાં જ એને શાખા, પલ્લવ અને ફળફૂલ પ્રગટે છે.' કેવળ સ્મૃતિઓનું જંગલ અહીં નથી. અહીં ફળ, ફૂલ, શાખાઓ ધરાવતી સ્મૃતિઓ વેરાયેલી છે. આકાશ, ધરતી, પુષ્પો, પંખીઓ, વર્ષા, ગ્રીષ્મ, સવાર, રાત જેવાં પ્રકૃતિરૂપો, સમય-પવન-અવાજ જેવા અમૂર્ત વિષયો અહીં નિબંધરૂપે આવે છે. નવાસવા વાવેલા ગુલાબના છોડનું રિસાવું સર્જકને ક્યાંના ક્યાં લઈ જાય છે. સમરસેટ મોમ, કાફકા, કાલિદાસના સંદર્ભો આવતા રહે છે. આ સંદર્ભો-સુશોભનમાં મુકાયેલાં લટકણિયાં નથી કે નથી તો ભોજનમાં આવતી કાંકરીની જેમ ખૂંચતા સ્મરણના દ્રાવણમાં રસાઈ ગયાં છે. ચેતનાનું રસાયણ બધાને ઓગાળી નાખે છે. છતાં એવું નથી કે સુરેશ જોષીમાં એકવિધતાનો અનુભવ નથી થતો. પણ એ તે ક્યારે ? હજારેક નિબંધો આપનાર સર્જક ક્યાંક પુનરાવર્તન કરતો હોય તોય મંજૂર જ ગણાય. વરસાદની હેલીના કારણે સર્જાયેલો પ્રલયકારી ઓથાર કેવળ ગદ્યથી, કલ્પના-પ્રચુરતાથી આપણને 'જળ : સૃષ્ટિનું પૂર્ણવિરામ' જેવા નિબંધમાં ભીંજવી દે છે.

"લખતાંની સાથે જ અક્ષર પાણીના રેલામાં તણાઈ જાય છે. હવા પણ જાણે લપસણી થઈ ગઈ છે. શબ્દો ઉચ્ચારતાં જ સરકી જઈને પાણીના પરપોટામાં પુરાઈ જાય છે. ભીની રુવાંટીવાળું થથરતું શિયાળ મેદાનમાં ઘડીક સંદેહવશ થઈને ઊભું રહે છે. પછી દોડી જાય છે. એના દરમાં તો પાણી ભરાઈ ગયું છે. એ દોડીને ક્યાં જશે ? નિશાળના ઘંટ પોતે પોતાનામાં જ ઢબુરાઈને પોઢી ગયા છે. લીમડાની ડાળ પર એક કાગડો કાળા રંગના ડૂચા જેવો બેસી રહ્યો છે. કાગળની હોડીઓ પણ હવે તરી શકે એમ નથી જાણીને શિશુઓ ઘરમાં પુરાઈ ગયાં છે. રસ્તાનાં પાંસળાં નીકળી આવ્યાં છે.

વૃષ્ટિએ ઘરને કારાગારમાં ફેરવી નાખ્યું છે. એકાદ બારી ખુલ્લી રહી જાય છે તો આકરા દારોગાની જેમ પવન આવીને એ તરત બંધ કરી જાય છે. ઘરને ખૂણે અજાણી છાયાઓ દેખાય છે. મારી દખણાદી બારી પાસેની જૂઈ થોડી વારે ઝૂકીને એની પુષ્પલિપિથી મને બહારનો સંદેશો વંચાવી જાય છે.

કેટલાંક મહાવૃક્ષો ધરાશાયી થઈ ચૂક્યાં છે. ઘણાંને તો પોતાના પગ નીચેની ધરતી પાણી સાથે તરી જતી લાગી છે. હૂંફ અને રક્ષણ આપતી ઘરની દીવાલ પણ જાણે ઊભી રહીને થાકી હોય તેમ ડગવા તૈયાર થઈ ગઈ છે. જળ જે કાંઈ સ્થગિત છે તેને ગતિના આવર્તમાં ખેંચી લેવા તત્પર દેખાય છે.

સૂર્ય અરાજકતાવાદીની જેમ ભૂગર્ભમાં ચાલી ગયો છે એ કદીક દેખાઈ જાય છે એવી લોકોમાં અફવા ચાલે છે. ભેજ સર્વવ્યાપક બનતો જાય છે. એ બધી સમ્બન્ધની કડીને ઢીલી પાડી નાખે છે. કોઈક વાર તો છતમાં થઈને ટપકતું આકાશ બિન્દુએ બિન્દુએ ઘરમાં ઝમે છે. અહીંતહીં આકાશગંગાઓ વહેવા લાગે છે. ગોખલામાં બેઠેલા વિષ્ણુને ક્ષીરોદધિમાં સૂવાનું સ્વપ્ન સાકાર થતું લાગે છે.

બધે ઘેરાઈ ગયાની, રૂંધાઈ ગયાની લાગણી છે. આ પડછાયાઓ મીઢાં બનીને કશીક ગુફતેગો કરી રહ્યા હોય એવું લાગે છે. ક્યાંકથી કોઈને એકદમ આપણાને ચોંકાવી મૂકશે એવું લાગ્યા કરે છે. આમ તો બધાં જ ઘરમાં છે, પણ કોઈને કોઈ જોડે બોલવાનું મન થતું નથી. દર્પણની આંખ બધાં પર ચોકીપહેરો ભરતી લાગે છે. બધાં દબાયેલે પગલે ચાલે છે, દબાયેલે અવાજે બોલે છે. વૃક્ષો પક્ષ મૂગા સંત્રીની જેમ ઊભાં ઊભાં જાણે પહેરો ભરી રહ્યાં છે. મેદાનમાંનું ઘાસ હરિયાળું છે, પણ સૂર્યની ગેરહાજરીનો વિષાદ તો એના પર પણ દેખાય છે."

હવે આપણને સમજાય છે કે 'નિજાનંદ'ની જે ક્ષણો તરફ જવાનો સંકેત વિનોદિની નીલકંઠમાં વરતાતો હતો તેનું સાચું રૂપ કેવું હોય. સિદ્ધાંતમાં ઉમાશંકર જોશી ઝંખી રહ્યા હતા તે નિબંધપુરુષ સુધી આપણે સુરેશ જોષીમાં પહોંચીએ છીએ.

કાકાસાહેબ અને સુરેશ જોષીના શિશુલોકનો ભેદ પામ્યા વિના પુરોગામીઓએ પછી તો આંધળી દોટ મૂકી છે. 'નિસર્ગલીલા'ના જયેન્દ્ર ત્રિવેદી નમૂના-દાખલ લઈ શકાય. કૃતક સજીવારોપણ, પ્રાસરમતો, સમકાલીન ઉલ્લેખોમાંનો છાપાળવો કટાક્ષ અહીં છે. 'કીડીઓ'માંનું એક ઉદાહરણ જુઓ :

"આ ઉનાળામાં એવું બન્યું કે હું કાર્લ માર્ક્સ અને તેની પત્નીના દામ્પત્યજીવન પર લખતો હતો પુષ્કળ પુસ્તકો એકઠાં કર્યાં હતાં. ખૂણામાં પડી રહેલા એક પુસ્તક પર ઊધઈનું આક્રમણ થયું. નિસર્ગની નિયંતાદેવીએ તરત જ જંતુનાશક દવા છાંટી પુસ્તકને બચાવી લીધું. પણ કીડીઓની દુનિયામાં થનારી કેટલી મોટી ક્રાંતિ એનાથી અટકી ગઈ ! એ પુસ્તકના બેચાર અક્ષર પચાવી ગયેલી કીડીઓ પણ જીવતી રહી ગઈ હશે તો નિસર્ગના કીડી-સંસારમાં લેનિન-સ્તાલિન-ક્રુશ્ચેવ-બ્રેઝનોવ અને ગોર્બાચોફનાં વિકાસ-સોપાન જોવા મળવાનાં. માર્ક્સની કઈ પંક્તિઓ એ કીડીઓ ચાટી ગઈ છે એના પર બધો આધાર છે. કદાચ માઓ-નામ્બુદ્રિપાદ-જ્યોતિ બસુવાળો ફાંટો પણ ફેલાય ! સૌરાષ્ટ્રમાં ભાવનગર સિવાય ક્યાંયે માર્ક્સવાદી વિચારધારાને પોષણ મળ્યું નથી. એનું કારણ કદાચ એ હશે કે ભાવનગરમાં જ કીડીઓને માર્ક્સના લખેલાં પુસ્તકો કાતરવાનું કે કોતરવાનું સદ્‌ભાગ્ય સુલભ થતું હશે." ('કીડીઓ', પૃ. ૭૯)

આવા નબળા નિબંધકારને યોગ્ય રીતે પ્રવીણ દરજીએ પોતાના સંપાદનમાં સ્થાન આપ્યું નથી. વાડીલાલ ડગલીમાં પણ અંગતતાનો સ્પર્શ ન મળે અને નિબંધ વિચારકેન્દ્રી બનતો જાય છે. તેથી 'ચાલતા, ચાલતા', 'દરિયાકિનારે' કે 'શિયાળાની સવારનો તડકો'માં-આત્મકથાત્મક અંશો સંવેદનથી નહીં એટલા બુદ્ધિથી સ્પર્શે છે. ક્યાંક ગદ્યલસરકો નોંધપાત્ર આવી જાય તે ખરું.

''કેરળના ત્રિવેન્દ્રનો દરિયો એટલો ઘેરો વાદળી લાગે છે કે ખિસ્સામાંથી ફાઉન્ટેન પેન કાઢી તે ભરી લેવાનું મન થાય. બ્રાઝિલના રીઓ-દ-જાનેરોનો દરિયો એવો ભૂરો લાગ્યો કે એમ થાય છે કે આની કરોડો લખોટીઓ બનાવી દુનિયાભરનાં બાળકોને વહેંચી દઈએ. હમણાં મોરેશિયસ ગયો ત્યારે ત્યાંનો ત્રુ-ઓ-બિશનો દરિયો એટલો લીલો લાગ્યો કે બૂટ ઉતારી લોન પર ચાલવાનું મન થાય.''

સુરેશ જોષી પછી નિબંધની આવી અવદશાને દિગીશ મહેતાના નિબંધો ખાળે છે. 'નિબંધ' જેવા ભારેખમ શબ્દને 'હ્યુમર' સાથે નાતો છે તે વાત દિગીશ મહેતાના નિબંધોમાં જોઈ શકાય છે. કવિતાનો સંયમ છે. ગદ્યલયની ભરતી પણ જોવા મળે. છતાં આજે ફરી 'પાંચ સાંજ' કે 'પુલ', 'ઘર' જેવા નિબંધો વાંચતા, 'દૂરના એ સૂર' નિબંધ વાંચતા અંગ્રેજી સાહિત્યના સંદર્ભો લદાયેલા માલૂમ પડેલ છે. ઉમાશંકર જોશીના નિબંધો જેવી ટાઢાશ પણ અહીં છે. દિગીશ મહેતામાં આપણો લલિતનિબંધ સચવાય છે, ઉન્નત નથી થતો. પ્રતિમાન અવશ્ય બદલાય છે. લલિતનિબંધ હળવો નિબંધ છે તેની પ્રતીતિ થાય છે. 'શેરી'માંથી પસાર થતાં આ નિજી મુદ્રાનું સાતત્ય જળવાયેલું માલૂમ પડે છે.

ગુજરાતી લલિતનિબંધની સ્થગિતતાને તોડવાની મથામણ ભોળાભાઈ પટેલના નિબંધમાં પણ જોવા મળે છે. 'તેષાં દિક્ષુ' કરતાંય 'ગિરિમલ્લિકા' જેવો નિબંધ જુઓ. વ્યક્તિમત્તાની સભરસંપદા સ્પર્શી રહે છે. ઉત્કટ સૌંદર્યપ્રીતિ, સાહિત્યપ્રીતિ ધરાવતો સર્જક નિબંધ અહીં નજરે પડે છે. 'રાધે તારા ડુંગરિયા પર' સુધીમાં તો ભોળાભાઈમાં જ્યાં પ્રવાસ લલિતનિબંધનું સાધન હતો તે સાધ્ય બનવા માંડે છે. બહુ જ ઝડપભેર એમની સર્જકતા થાકી ગઈ હોય તેમ લાગે છે.

આ બધાની વચ્ચે લલિતનિબંધનું વેપારી પ્રતિમાન સુરેશ દલાલ, ગુણવંત શાહ કે અનિલ જોશીએ પૂરું પાડ્યું. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ ગુણવંત શાહના નિબંધોમાં બહુ વખત પહેલાં 'બોલકી વિદ્વત્તા' ભાળી હતી. આપણે ઉમેરી શકીએ બોલકી છે તે 'વિદ્વત્તા' પણ નથી ! ગુજરાતી સરેરાશ ભાવકનું માનસિક સ્તર જ્યાં લગી ઊંચું નહીં આવે ત્યાં લગી આ પ્રકારના નિબંધકારોની દુકાન ચાલ્યા કરશે. લલિતનિબંધની પાયાની લાક્ષણિકતા એવી તીવ્ર આત્મલક્ષિતાની અહીં તીવ્ર અછત છે. લલિત-નિબંધના નામે અહીં ખાટીમીઠી ગોળીઓ વહેંચાય છે. ચિંતન, ઉપદેશ, કટાક્ષોથી સર્જક દૂર નથી રહેતા. પરિણામે વારંવાર આવા નિબંધકારોમાં અનુભૂતિ સપાટી પર તર્યા કરે છે. નિબંધમાંથી પ્રગટતું તેજ સ્થિરદ્યુતિ નથ પણ તણખામંડળ જેવું ચબરાકિયું, ક્ષણ-તત્ક્ષણમાં શમી જનારું દેખાય છે. દા.ત. 'વૃક્ષલોક' (ગુણવંત શાહ) નિબંધ લો -

'ગામના ગોચરની સંભાળ જ્યારે એરપૉર્ટ જેટલી લેવાશે ત્યારે જરૂર આ દેશમાં ઘી-દૂધની નદીઓ વ્હેશે.'

'સૂકા ઘાસની એક પૂળી જોઈને ભાગ્યે જ એવો વિચાર આવે કે એ કાંઈ નહીં તો પા લીટર દૂધ કે પછી એકાદ લીટર છાશ કે દસ ગ્રામ માખણ કે પછી માવાના એક નાના પેંડા માટેનો કાચો માલ છે. એક ગાય એટલે આવા કાચા માલનું રૂપાંતર કરી આપનારી દિવ્ય યોજના.'

એક ખખડધજ મકાન તૂટી પડે તો આખા શહેરમાં ચકચાર થાય છે, જ્યારે એક વૃક્ષ ઢળી પડે અને તો બનાવનો દરજ્જો પણ માંડ પ્રાપ્ત થાય.'

- 'લાખો પુષ્પો પર બળાત્કાર થાય પછી અત્તર બનતું હોય છે.'

- 'ગુલાબના કાંટાના ડંખ ગુલાબી નથી હોતા, બાવળના કાંટાના ડંખ બાવળિયા નથી હોતા. કાંટો

કેવડાનો હોય કે થોરિયાનો. ડંખની પીડા, નામનું કોઈ વળગણ સ્વીકારતી નથી.'

- 'જીવન એટલે રાતનો ઉજાગરો ને દિવસનું ઝોકું. જીવન એટલે પીડાનું પાથરણું અને શમણાનું ઓશીકું. નર્સની ડ્યૂટી બદલાય છે પણ દરદીની પીડા તો ચોવીસ કલાક ફરજ પર હાજર.'

*Loaded* બહુશ્રુતતા, દર્શનની અસ્થિરતા અને ઉપલકિયાપણું અને મોં ભાગી નાખતી શબ્દાળુતાના કારણે આ લલિતનિબંધોએ લલિતનિબંધના વાઘા પહેર્યા હોય એવું લાગે છે. થોકબંધ નિબંધો લખનાર બીજા નિબંધકાર છે સુરેશ દલાલ. છાપળવાં તત્ત્વો સંવેદનને તરડી નાખે છે. 'ચલો કોઈ આતે મેં તો મેરે જાતે'માં પ્રવાસી 'હું'નું સંવેદન ઠીક ઠીક વ્યક્ત થઈ રહ્યું હતું. ત્યાં અચાનક વાગ્મિતાના ચક્કરમાં તેઓ ફસાઈ જાય છે. 'આપણે વૃક્ષ પર કૂદતા હતા ત્યારે વાનર હતા. આપણે મકાનમાં સ્થિર થયા કારણ કે આપણે નર છીએ. આપણે વાનરમાંથી નર ? આપણે હનુમાન નથી. આપણે તો માત્ર અનુમાન છીએ.' સ્તર વિનાની રમૂજે લલિતનિબંધમાં પ્રવેશી જાય ત્યારે માંડ માંડ ઊભું થયેલું વાતાવરણ પણ ડહોળાઈ જાય છે. 'મુંબઈ એટલે મુંબઈ' નિબંધમાં જુઓ...

'...શાસ્ત્રીય સંગીતને સમજ વિના સાંભળનાર એક વ્યક્તિ સવારના પહોરમાં દિલથી ડોલતી હતી. એમને એમ કે રેડિયો પર કોઈ ઉસ્તાદનું ગળું રેલાતું હશે. પાછળથી ખબર પડી કે પાડોશી કોગળો કરતા હતા.'

લખતા લખતા લહિયા થવાય, નિબંધકાર નહીં લહિયા થવાની ઉતાવળમાં આવા લેખકો નિમ્નકક્ષાનું પ્રતિમાન ઊભું કરતા રહ્યા. એની લોકપ્રિયતાએ ઘણી સારી કલમોને પણ વટલાવી. અનિલ જોશીના બેઉ લલિતનિબંધસંગ્રહોમાં સુરેશ દલાલનાં આ બધાં જ અપલક્ષણો ઠાંસી ઠાંસીને ભર્યાં પડ્યા છે. ક્યાંક 'કાબરી' જેવો નિબધ અપવાદ બને. ત્યાં પણ 'હું' શિશુ હોઈને 'પરિપકવ રસિકતા'નો અનુભવ થતો નથી. પરિણામે સાહિત્ય અકાદમીએ 'સ્ટેચ્યુ'ને મહોર મારી ત્યારે આપણને આશ્ચર્ય અને આઘાત લાગે. આવા નિબંધો નથી રહેતા સાદ્યંત ચિંતનાત્મક કે નથી રહેતા સાદ્યંત લલિત નથી રહેતા ઘરના કે ઘાટના – લેખકના બેઉ બગડે છે. 'સ્ટેચ્યુ' નિબંધમાં શૈશવમાં પહોંચી ગયેલો 'હું' બાળપણની રમતની વાત કરતાં કરતાં સ્ટેચ્યુમાં કદી ન પકડાતો ઝીણો ભરવાડ નામે મિત્ર વીજળીના થાંભલા પર અકસ્માતે સ્ટેચ્યુ થઈ ગયોનું વેદનાસભર રેખાચિત્ર ભેળવે છે. પણ એ વેદનાને, એવા મિત્રાન અભાવના સંવેદનને ઘૂંટવાના બદલે ઊભી થયેલી પાતળી સંવેદનાને વધુ પાણીપાતળી કરી નાખે છે.

'ઈશ્વર પણ ઝીણા ભરવાડ જેવો સ્ટેચ્યુ કહેવામાં ઉસ્તાદ છે. ઊડતા પંખીને સ્ટેચ્યુ કહે છે ત્યારે ક્રૌંચ વધ થાય છે. એ વહેતા પવનને સ્ટેચ્યુ કહે છે ત્યારે પવન પડી જાય છે. એ ખળખળ વહેતા પાણીને સ્ટેચ્યુ કહે છે ત્યારે બરફ થઈ જાય છે. એ ઘટાદાર વૃક્ષને સ્ટેચ્યુ કહે છે ત્યારે ટેબલ થઈ જાય છે (લાકડાનું ટેબલ એ વૃક્ષને કહેલું સ્ટેચ્યુ છે. એ ભાષાને સ્ટેચ્યુ કહે છે ત્યારે શબ્દકોશ થઈ જાય છે. એ સમયને સ્ટેચ્યુ કહે છે ત્યારે ભૂતકાળ બની જાય છે.'

- 'છતાં હું છું' (ભગવતીકુમાર શર્મા) કે 'હું આંખ મીંચું છું' (ચંદ્રકાન્ત શેઠ), 'હથેળીનું આકાશ' (વિષ્ણુ પંડ્યા), 'પાંગરવું – મૂળ વિના' (પન્ના અધ્વર્યુ), 'મારી ડાયરીમાં ઊગેલી એક સવાર', 'કવિનું કબૂલાતનામું' (જ્યોતિષ જાની) – આ નિબંધોમાં 'હું'ના તાત્ત્વિક મૂંઝારા નિબંધનો વિષય છે. સ્થળ, દશ્યને સૂંઘતો, સંવેદનનોંધ ટપકાવતો ('પરોઢ, નગર અને 'હું' – ચંદ્રકાન્ત શેઠ) 'હું' અહીં હાજર છે પણ નિબંધનો બંધ શિથિલ છે. જ્યોતિષ જાની કે પન્ના અધ્વર્યુમાં તરંગના વેરણછેરણ બુટ્ટાઓ છે. ભગવતીકુમારમાંનો પત્રકાર ખસ્યો ખસતો નથી. શબ્દોનાં મૂળ બતાવવા વચ્ચે વચ્ચે ચાલ્યો પણ જાય. 'નદી-વિચ્છેદ'માં નિબંધની ક્ષણ આ રીતે મોળી પડે છે. લાભશંકર પણ 'ક્ષણ-તત્ક્ષણ'માં આવા મૂંઝારાઓ લઈને હાજર થાય છે,

હાથવગું ગદ્ય પણ છે છતાં સઘનતા પ્રાપ્ત થતી નથી. 'સ્પર્શ' જેવો વિષય હોય અને લાભશંકર આવું નબળુ લખે ! જયંત પાઠક 'સ્વપ્નતરુ'માં ફેન્ટસીનો વિનિયોગ કરી પ્રયોગશીલ લલિતનિબંધ આપવાનું વલણ દાખવે છે પરંતુ ત્યાં ગદ્ય ફેન્ટસીને સાથ આપતું નથી. 'ભાઈરામ' જેવી પ્રયોગશીલતા ચંદ્રકાન્ત શેઠે પણ કરી છતાં એમાંથી પ્રાપ્ત થતો રસબોધ લલિતનિબંધનો નથી જ નથી.

– 'ળ કોઈ નો નહીં'માં પન્ના અધ્વર્યુ શક્યતાપૂર્ણ લલિતનિબંધ આદરે છે. પણ નિબંધાન્તે ત્યાં પણ શબ્દળુતામાં સરી પડવાનું વલણ અટક્તું નથી. જેમકે – ''અંતકડીમાં જ્યારે જ્યારે 'ળ'નો 'લ' બનાવવાનું કહેવાય ત્યારે મારું મન વિદ્રોહ કરી ઊઠે ! (એ બિચારો કોઈનો નહિ એટલે જ એની આટલી ઉપેક્ષા થાય છે એ ખ્યાલે મારું મન દ્રવી ઊઠે ! કાળા સુંવાળા રેશમી 'વાળ'ને કોઈ ગંધાતા 'વાલ' બનાવી દે ત્યારે તો એવી ચીડ ચડે ! ઊંચા ઊંચા, આભલાને અડતાં માળવાળાં મકાનને કોઈ 'માલવાળાં મકાન' બનાવે ત્યારે એને એ 'માલ' પરથી ધકેલી દેવાની જ ઇચ્છા થઈ આવે, ઊકળવાની ક્રિયા જ્યારે 'ઊકલી' જાય કે ગંદી 'ગાળ' જ્યારે ગુલાબી 'ગાલ' બની જાય ત્યારે મારું મન ત્રાહિમામ્ પોકારી ઊઠે !

– બકુલ ત્રિપાઠી, વીનેશ અંતાણી જેવા અન્ય સ્વરૂપમાં સિદ્ધહસ્ત ગણાતા સર્જકો પણ લલિતનિબંધમાં ફાવ્યા નથી. 'વૈકુંઠ નથી જાવું' કે 'પોતપોતાનો વરસાદ' તને – સાંભરે રે, મને કેમ વીસરે રેનું મોનોટોનસ અતીતરાગી ગાણું ગુજરાતીમાં લલિતનિબંધમાં ચાલે છે એમાં જ રે લોલ પુરાવતું રહે છે. 'અનુરાગની લિપિ' જેવા લલિતનિબંધમાં વીનેશ અંતાણી છોટાઉદેપુરના આદિવાસી 'દશેરો'ને વર્ણવે છે પણ સારા પત્રકારની કલમે લખાયેલો હોય તેવો નિબંધ છે. સર્જકતાનો સ્પર્શ વરતાતો નથી. 'હથેળીનું આકાશ' જેવા નિબંધમાં પત્રકાર વિષ્ણુ પંડચા લલિતનિબંધ લખવાની મથામણ કરે છે પણ ત્યાં નિર્હેતુક ઠલાવાતા જતાં અવતરણો, કાવ્યપંક્તિઓ પરાણે ઠાંસેલાં ઘરેણાં જેવાં લદાયેલાં લાગે છે.

– રમેશ દવે, મફત ઓઝા, કિશોરસિંહ સોલંકી અને જોસેફ મેકવાનમાં પરિવેશ બદલાય છે. તળપદના કિસ્સાઓ, આત્મકથાના અંશો ઠલવાયે જાય છે. 'અમારી ઉતરાણ' કે 'સુઘરી' જેવા જોસેફના નિબંધોમાં સ્મૃતિઓનો વલવલાટ જ છે. 'ચાલો મારા વૃક્ષ મોસાળે' કે 'હાલો, મારા ગાનને મારગ' અહેવાલની ભાષામાં રહી જાય છે. અતીત છીનવાઈ ગયાનો વલવલાટ ઘણી વાર કૃતક, મેલોડ્રામેટિક વિષાદ લાગ્યા કરે છે. જુઓને 'ઘર' વેચાઈ જતું, છોડવું પડેલું કેટકેટલા નિબંધકારોએ આલેખ્યું છે. દિગીશ મહેતા, ભોળાભાઈ પટેલ, નવનિધ શુક્લ, મીના દવે, હર્ષદ કાપડિયા....પોતે લલિતનિબંધ લખી રહ્યા છે એની વધુ પડતી સભાનતાય લલિતનિબંધને નંદવી નાખે છે. કિશોરસિંહ સોલંકીનો 'શેઈડો' નિબંધ જુઓ – 'તમે નંઈ માનો', 'ભૈ', 'તમારા જેવું નંઈ', 'તેમને નહીં સમજાય ભૈ' આવી ઉભડક રીતે ભાવક સાથે નાતો બાંધવાનો પ્રયાસ વરવો લાગે છે. મફત ઓઝાનાં ઋતુવર્ણનોમાં ઠરી જતાં નવોન્મેષ વિનાના નિબંધો જ આપે છે. પ્રીતિ સેનગુપ્તામાં ઉત્તર ભોળાભાઈની માફક પ્રવાસ જ સાધ્ય બની જાય છે.

– નવી પેઢીના ત્રણ નિબંધકારો અલગ ઉલ્લેખ માંગી લે છે : પ્રવીણ દરજી, મણિલાલ પટેલ અને યજ્ઞેશ દવે. મણિલાલમાં સુરેશ જોષીનું અનુકરણ ઘણી જ જગ્યાએ મળી આવે છે. પ્રવીણ દરજી અને યજ્ઞેશ દવે મહત્ત્વાકાંક્ષી બન્યા વિના સંયત રીતે કામ કરે છે. પ્રવીણ દરજીના નિબંધોમાં ઉત્કટતાનો અભાવ છે. 'હું, એક સાંજ અને પંખીઓ' જેવા નિબંધમાં તેઓ શબ્દાળુતાથી–કવિતાવેડાથી બચતા રહીને ચાલ્યા છે. પ્રવીણભાઈના નિબંધોમાં ભાવવિશ્વ બહુ જલદીથી પુનરાવર્તન પામતું જણાય છે. 'નરગિસ, ચકલી અને મંદિર' જેવા નિબંધમાં વર્તમાનની કોઈક ઉદાસી સાંજની રસપ્રદ અભિવ્યક્તિ છે. 'કોડીના રસ્તે' જેવા નિબંધમાં યજ્ઞેશ દવેની સર્જકતા સ્પર્શે છે. 'પાનખર, પર્ણમંદિર'વાળા નિબંધમાં પણ ભાવસઘનતા જળવાઈ રહે છે. 'કોડીના રસ્તે'માં ફરી પાછો એકાએક વતનમાં પહોંચી ગયેલો 'હું'

નિબંધનો વિષય છે. સવેદનાની માસૂમિયત કોઈ પણ પ્રકારની કવિતાઈ કર્યા વિના જળવાઈ રહી છે. છતાં રહી રહીને એમ થાય કે આવી સંવેદનાને જે ભાષામા 'આયુષ્યના અવશેષે' જેવી સઘનતા પ્રાપ્ત થઈ હોય ત્યા આ પ્રકારની રચના નવોન્મેષવાળી ન ગણાય. 'વીરેશ્વર-સારણેશ્વર' જેવા નિબંધમા મણિલાલ પ્રાકૃતિક સ્થળવિશેષને આલેખે છે પણ શિક્ષક, ઉપદેશક, સુધારક એમના લલિત-નિબધમાં છાનો રહેતો નથી. જુઓ આ નિબંધમા

"..આપણો આજનો કવિ તો નગરમાં બેસીને પ્રકૃતિની કવિતા કરવા પ્રવૃત્ત થાય છે. પછી એમાં સાહજિકતા કેટલી હોવાની ?...કવિતા જો જીવનની નોળવેલ છે તો પ્રકૃતિ કવિતાની નોળવેલ છે, જડીબુટ્ટી છે એ ભૂલવું ન જોઈએ."

'સોનાનાં વૃક્ષો' જેવો મહુડાવાળો નિબંધ પણ તપાસો. સુરેશ જોષી પણ મહુડાને ભૂલી ગયા છે એવો ટોણો મારવાનું ચૂકતા નથી. મહુડામાં 'હું' એટલો તલ્લીન છે તો પછી 'આ નથી સાંભરતા' એમ કહીને કેમ સંભારે છે ? કટાક્ષ કરે છે.

"...મને નથી કાલિદાસ સાંભરતા કે નથી યાદ આવતા રિલ્કે-બોદલેર. મારું મન આ ઋતુરૂપને અને વનસૌંદર્યને પોતાની ભોંય પર રહીને ભોગવે છે." પોતાની ગજાસંપત પ્રમાણે બધાને બધું યાદ આવે. મણિલાલે સ્વાભાવિક કાન્ત ભણાવ્યા છે તો લલિતનિબંધમાં કાન્ત નથી ટપક્યા !

ક્યાંક મુઠીઊંચેરો થઈ જતો લલિતનિબંધકાર કહે છે :

"યંત્રયુગમાં વૃક્ષો સાથેની પ્રીતિ મારે મન કુદરતનો આશીર્વાદ છે. માણસોએ એ વરદાન ઝીલી લેવું જોઈએ... જેનામા વૃક્ષપ્રીતિ નથી એનામાં જાણે કે જીવનપ્રીતિ જ નથી. વૃક્ષનો ઇન્કાર જીવનચેતનાનો ઇન્કાર છે."

'ઘરમાં વૃક્ષો ઉછેરી શકાય એવી કળા સિદ્ધ કરી ચૂકેલાં જપાનવાસીઓને પૂછો પ્રકૃતિ અને સંસ્કૃતિ શું છે ?'

અનુકરણથી દૂર રહી, આવાં બણગાંથી દૂર રહીને વિકાસ સાધશે તો આ ત્રણેય નિબંધકારો પાસેથી આપણે વધુ આશા રાખી શકીએ.

ચાર સંપાદનોના આધારે જ વાત કરી હોઈને ભરત નાયક કે ગુલામ મોહમ્મદ શેખના નિબંધોની વાત કરવી રહી ગઈ છે. દશ્યાત્મકતા, ઇન્દ્રિયસંતર્પકતા બેઉના નિબંધમાં છે. સુરેશ જોષીની પરંપરાને બેઉ કેટલા આગળ લઈ જશે તે તેમના ગ્રંથસ્થ થયા પછી તપાસી શકાય. હાલ પૂરતું તો એટલું જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે ગુજરાતીમાં એવા ઘણા લેખકો છે કે જેમની પાસેથી સારો લલિતનિબંધ મળી શકે પરન્તુ સુરેશ જોષીથી ઉન્નત પ્રતિમાન આપે એવી સર્જકતા નજરે પડતી નથી.

(૧૫, ૧૬ ડિસેમ્બર, ૨૦૦૧ના રોજ મુંબઈ વિદ્યાપીઠના 'નિબધસત્ર'મા રજૂ કરાયેલ વ્યાખ્યાન)



## સાભાર સ્વીકાર

નાના હતા ત્યારે : લે. પ્રકા. રમણલાલ વ્યાસ, પ્લોટ નં. ૩૧૫, સેક્ટર-૨૨, ગાંધીનગર - ૩૮૨ ૦૨૨, કિં. રૂ. ૩૦/-; ઊર્મિદીપ (ગુજરાતી ગરબા) : લે. ડૉ. શ્રીમતી મંજુલાબેન રમેશચંદ્ર ભટ્ટ 'યાચના', પ્રકા. અન્નપૂર્ણા પ્રકાશન, નખત્રાણા-કચ્છ, કિં. રૂ. ૩૫/-; સર્જક જયંતી દલાલ : લે. પ્રકા. ડૉ. ચન્દ્રકાન્ત જોશી, 'પારિજાત', ૧૧, મહાવીર પાર્ક સોસાયટી, બગીચા પાછળ, જોરાવરનગર - ૩૬૩ ૦૨૦, કિં. રૂ. ૨૧૦/-; ભારેલા અગ્નિના તણખા : લે. પ્રકા. પ્રો. જે. પી. મહેતા, બી/૪, રાધિકા એપાર્ટમેન્ટ, ગાંધીબાગ રોડ, મહુવા - ૩૬૪ ૨૯૦, કિં. રૂ. ૧૦/-; એક સ્તોત્રગાનની જેમ... : લે. પેરુમ્પડમ્ શ્રીધરન, અનુ. ફાધર વર્ગીસ પોલ, પ્રકા. રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદા સાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૯૦/-.

ડૉ. અરુણ કક્કડ

વનવાસી-આદિવાસી સાહિત્યની પરંપરામાં જંગી કામ કરનારા ડૉ. ભગવાનદાસ પટેલે શક્ય તેટલી વૈજ્ઞાનિકતાથી ક્ષેત્રકાર્ય કરીને ગુજરાત રાજ્યનાં બનાસકાંઠા જિલ્લાના દાંતા તાલુકામાં અને સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા તાલુકામાં વસતા ડુંગરીભીલ આદિવાસીઓના કંઠસ્થ સાહિત્યને લિખિત અને દશ્ય-શ્રાવ્યરૂપે સંગ્રહિત કરી લેવાનો સમર્થ પુરુષાર્થ કર્યો છે. તેમના આ પ્રકારના સમગ્ર કાર્યનું મૂલ્યાંકન કરતો ગ્રંથ 'વનસ્વર' તાજેતરમાં ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત થયો છે. પુસ્તકોની સમીક્ષાઓ, મૂલ્યાંકનો, મુલાકાત, પ્રતિભાવો, પરિચયો, વિધિ-વિધાનવિષયક લેખો એમ અનેક રીતે, આ વનવાસીઓના સાહિત્યનું મૂલ્યાંકન કરતા અને ડૉ. ભગવાનદાસના કાર્યને પ્રમાણતા લેખો અહીં છે. અભ્યાસ-સામગ્રીનું સંપાદક શ્રી ડૉ. બળવંતભાઈ જાની દ્વારા સુંદર સંકલન થયું છે. અહીં જૂની-નવી પેઢીના અનેક સક્ષમ અભ્યાસીઓ દ્વારા સામગ્રી ઉપલબ્ધ બની છે. આ સામગ્રીને એ રીતે સૂઝપૂર્વક સંપાદિત કરવામાં આવી છે કે આ ગ્રંથ ગુજરાતી આદિવાસી સાહિત્યનો એક મહત્ત્વનો મૂલ્યાંકનગ્રંથ બની રહે છે. તેનું મુદ્રણ, સજાવટ, સામગ્રીની ઉચિત ગોઠવણી, તેની ઉપયોગિતા વગેરે ઊંડી સંપાદકસૂઝનાં પરિચાયક છે. અને તેથી જ શ્રી વરદરાજ પંડિત કહે છે તેમ આ ગ્રંથ, પ્રકાશકસંસ્થા ગુજરાત સાહિત્ય અકાદમીનું આભરણ પણ બની રહે તેવો છે.

ડૉ. ભગવાનદાસ પટેલના સમગ્ર કાર્યનું મૂલ્યાંકન કરતા આ ગ્રંથની સામગ્રીને સંપાદકશ્રીએ પાંચ વિભાગમાં વહેંચી છે. સર્વોદય આશ્રમ સણાલી ખાતે યોજાયેલ પરિસંવાદમાં રજૂ થયેલા શોધપત્રો, ભગવાનદાસ સંપાદિત-સંશોધિત કૃતિઓ પરના અભ્યાસલેખો જે ઉપલબ્ધ હતા તે એકત્ર કરી, કેટલીક કૃતિઓ વિશે અભ્યાસીઓને કામ સોંપી અને તે બધું પ્રાપ્ત કરી સંપાદકશ્રીએ ડૉ. ભગવાનદાસ પટેલના ત્રણેક દાયકાના તપના ફલસ્વરૂપ કાર્યને અને એ નિમિત્તે વનવાસી સાહિત્યના અભ્યાસને 'વનસ્વર'રૂપે ઉપલબ્ધ કરાવી આપેલ છે. આરંભે મુકાયેલ સંપાદકીય લેખમાં સંપાદકશ્રીએ આ બધી વાતો ઉપરાંત ભગવાનદાસના રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સ્તરના સંશોધનકાર્યને જે રીતે જૂની-નવી પેઢીના અભ્યાસીઓએ પ્રતિસાદ આપ્યો તેની વાત કરી છે.

આ સંપાદનકાર્ય પાછળની પોતાની દષ્ટિ અને પૂર્વઅનુસંધાન અને એ માટેના પ્રયત્નો વગેરે વિશે પણ સંપાદકશ્રીએ કેફિયત આપી છે. શ્રી જયમલ્લભાઈ પરમારના સમગ્રકાર્ય વિશેનો આ પ્રકારના સંપાદનનો પૂર્વાનુભવ અને અંગત રસરુચિ તેમજ અભ્યાસ અહીં કામ લાગ્યાં છે. સૂઝ અને શક્તિ હોય તો પણ પૂરતો સમય અને યોગ્ય વ્યક્તિઓનો સાથ પણ આ પ્રકારના કાર્યમાં જરૂરી બને છે. એ માટે મિત્રો તથા વડીલમિત્રોનો સહકાર મળી રહેતાં સમયસર કામ પૂરું થયું, જેનો સંપાદકશ્રી જેટલો જ આનંદ આપણને પણ છે. સામગ્રીના ચયન બાદ આગવા દષ્ટિબિંદુથી સંપાદક તેને પાંચ વિભાગમાં વહેંચે છે અને તે અંગેની ચર્ચા તેઓએ અહીં સંપાદકીયમાં કરી છે. આ રીતની ગ્રંથયોજના દ્વારા ગુજરાતના વનવાસી સાહિત્ય અને ભગવાનદાસ પટેલના પ્રદાનનું એક પૂરું ચિત્ર દોરી શકાયું છે. ભગવાનદાસના જીવનકાર્ય અને વનવાસી પ્રજાના સાહિત્યની તસવીર પ્રગટાવી આપી છે.

## (૧)

''ગુજરાતની વનવાસી પ્રજા, સાહિત્ય અને ભગવાનદાસ'' નામના પ્રથમ લેખમાં ભગવાનદાસ સાથેની સંપાદકશ્રીની રૂબરૂ મુલાકાતના પ્રશ્નોત્તર છે. જેમાંથી આ વનવાસી પ્રજાની સંસ્કૃતિનો પરિચય થાય છે, અને ભગવાનદાસની અભ્યાસદષ્ટિ તેમજ

તે દ્વારા પ્રાપ્ત થયેલ વનવાસી સાહિત્યનો પરિચય થાય છે. સંપાદકશ્રીએ આરંભે, ગુજરાતમાં વસતી ૨૯ જેટલી વનવાસી પ્રજાનાં જૂથોનો પરિચય આપ્યો છે. ગુજરાતનાં જુદાં જુદાં સ્થળોએ વસતી વનવાસી પ્રજાની જુદી જુદી જાતિઓ, તેની ઉપજાતિઓ, તે બધાનાં રીત-રિવાજો, માન્યતાઓ, દેવદેવીઓ, મુખ્ય તહેવારો, આર્થિક સ્થિતિ, મરણપરણની માન્યતાઓ અને રિવાજો, નૃત્યપ્રકારો, વશપરંપરાગત વ્યવસાયો, ભોગ ચઢાવવાની રીતો, દંતકથાઓ, મૂળ વતન, બોલી વગેરે બાબતો દ્વારા ગુજરાની તમામ વનવાસી જાતિઓનો સંપૂર્ણ પરિચય આપણને સાંપડે છે. આ પ્રજાઓની સંસ્કૃતિનું દસ્તાવેજી બયાન તેમની કંઠસ્થ પરંપરાની સાહિત્યકૃતિઓમાંથી પ્રાપ્ત થાય છે. આ ક્ષેત્રે અન્ય સંશોધકો-અભ્યાસીઓએ કરેલાં કાર્યોની નોંધ લઈ, ભગવાનદાસના કાર્યની વાત સંપાદક માંડે છે. ત્યારબાદ સંપાદક દ્વારા પૂછવામાં આવેલા ૨૦ પ્રશ્નો અને ભગવાનદાસે આપેલા તેમના પ્રત્યુત્તર, ભગવાનદાસના કાર્યની કેફિયત બની રહે છે. જેમાંથી આપણને વનવાસીલોકના અંતઃસત્ત્વથી છલકાતા વૈભવનાં દર્શન થાય છે. ભીલવાઙ્મયનાં પ્રથમ-શ્રવણનો પ્રસંગ, આવતાર પૂરે નદીમાં ઊતરવાનો પ્રસંગ, જીવનનું કાર્યક્ષેત્ર લાધી ગયાની પ્રતીતિ, બોલીને આત્મસાત્ કરવી, માહિતીદાતા અને વાહકો સાથેનો આત્મીય ઘરોબો બંધાવો, ગાયકોના પંડના પટારાઓ ખૂલવા, વનવાસી સમાજના એક સભ્ય બની જવું, હૃદયમાં જોગ લાગવાથી 'લોક'નું મન મૂકીને સંશોધક સામે વરસવું, ૧૫૦૦ ઓડિયો કેસેટ્સ અને ૩૫ ગ્રંથો જેટલું વાઙ્મય પ્રાપ્ત કરવું, આરંભના સમયની કેટલીક મુશ્કેલીઓ વગેરે અનેક બાબતો ભગવનાદાસે આપેલા ઉત્તરોમાંથી પ્રગટ થાય છે. સંપાદકે પ્રશ્નોનું આયોજન એ રીતે કરેલું છે કે તેમાંથી આપણને સંશોધકનાં અનુભવો, કેફિયત, મુશ્કેલીઓ, પરિસ્થિતિ-પ્રશ્નો વગેરેનો ખ્યાલ મળી રહે.

(૨)

બીજા લેખ "મારા સંશોધનની દિશા : લોક"માં ભગવાનદાસે, પોતાના લાંબા સમયના ખેડબ્રહ્મા અને દાંતા તાલુકાના ભીલલોક સાથેના સહવાસથી પ્રાપ્ત થયેલ લોકદર્શનની અને એ દર્શનને કારણે પ્રાપ્ત થયેલી સંશોધનની દિશાની વાત આત્મલક્ષી ઘટનાઓ કે પ્રસંગો દ્વારા કરી છે. 'હૂકે દૂઠે ગૂગળ' ફૂટયું અને તેને કારણે સંશોધનની દિશા મળી અને દેશ તેમજ દુનિયાને બતાવી શકાય એવાં 'રાઠોર વારતા', 'ગુજરાંનો અરેલો', 'તોળીરોણીની વારતા', 'રોમસીતમાની વારતા', 'ભીલોનું ભારથ' જેવાં કથાગીતો, ભજન-વારતાઓ, લોકમહાકાવ્યો, લોકાખ્યાનો અને પ્રણયગીતો પ્રાપ્ત થયાં. જેને કારણે ગુજરાતી લોકસાહિત્ય સુવાસિત બન્યું. ત્રીજા લેખ "ઉત્તર ગુજરાતની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિ અને ભીલ સભ્યતા"માં ભગવાનદાસે પૂર્વે આનર્ત તરીકે ઓળખાતા અને અત્યારે ઉત્તર-પૂર્વ દિશા તરફ અરવલ્લી પહાડ સુધી વિસ્તરેલા ઉત્તર ગુજરાતમાંથી પ્રાપ્ત સામગ્રી અને વર્તમાન જીવનરીતિ તેમજ કંઠસ્થ સાહિત્યને આધારે ભીલસભ્યતા તરફ અંગુલિનિર્દેશ કર્યો છે. પાંચ હજાર વર્ષ પહેલાં ભારતીય ઉપખંડમાં વસતી 'નિષાદ' પ્રજા જ આજના ભીલ લોકો છે. વેદોમાં પણ 'નિષાદ' જાતિના ઉલ્લેખો મળે છે. ભારતના મૂળનિવાસી હોવાને કારણે—આદિકાળથી ભારતમાં રહેતા હોવાને કારણે ભીલો આદિવાસી કહેવાયા. નવપાષાણયુગની સભ્યતાના વિકાસમાં આ આદિનિષાદો કે ભીલોનું યોગદાન, તેમની કોલ કે મુંડા ભાષામાંથી ભારતીય આર્યભાષામાં આવેલા શબ્દો, સિંધુખીણની સંસ્કૃતિના ઘડતરમાં દ્રવિડોનાં યોગદાન ઉપરાંત કિરાતો અને નિષાદોનું પણ યોગદાન, નાગરવેલ સિંદુર હળદરનો ઉપયોગ વગેરે બાબતો આર્યેતર પ્રજા અને આર્યોના સમન્વયની પીઠિકારૂપ છે. આ રીતે અહીં આ લેખમાં ભારતીય સંસ્કૃતિના આદિમૂળરૂપ ભીલ સંસ્કૃતિને તેના મૂળ સંદર્ભ સાથે જોવા-સમજવાનો પ્રયત્ન થયો છે. "પન્નાલાલમાં વનસ્વર" નામના ચોથા લેખમાં ભગવાનદાસ પટેલ, ભીલ સમાજના લોકની કંઠસ્થ સાહિત્યપરંપરાનો પન્નાલાલ પર પડેલો પ્રભાવ દર્શાવી આપે છે. જાનપદી નવલકથાક્ષેત્રે મહત્ત્વનું પ્રદાન કરનાર

પન્નાલાલ પટેલની નવલકથાઓમાં આ લોકસંપદા કેવી સાહજિકતાથી પ્રવેશી છે તે 'મળેલા જીવ' નવલકથામાં આવતા કાનજી-જીવીના પ્રણય અને ભીલ યુવક-યુવતીના પ્રણયની તુલનાથી દર્શાવ્યું છે. 'લીલા મોરિયા'માં સંપાદિત પ્રણયગીતો અને 'મળેલા જીવ'નું પ્રણયનિરૂપણ, ભીલસમાજના વેળ-ભોજાનાં 'હુડા' અને 'મળેલા જીવ'ની વેળુ-ભોજાની ઉપકથા વગેરે ચર્ચાઓ 'મળેલા જીવ'ને સમજવાની નવી દષ્ટિ આપે છે.

(૩)

પાંચમો લેખ હરિવલ્લભ ભાયાણીસાહેબનો છે. ભગવાનદાસ પટેલ દ્વારા સંપાદિત 'ભીલોનું ભારથ'નાં ભાષાસ્વરૂપ અને કથાસ્વરૂપ વિશે કેટલીક નોંધ આપી છે. ગદ્ય-પદ્ય એમ મિશ્ર પાઠ અને આ પાઠનું વિસ્તરણ, ચાલુ બોલચાલની માન્ય ગુજરાતીનો પ્રભાવ વગેરે બાબતો દ્વારા 'ભીલોનું ભારથ'ના ભાષાસ્વરૂપની ચર્ચા કરી છે. કેટલાક શબ્દના વર્ણસ્વરૂપમાં જે વિસંગતિ છે તે દર્શાવી આપી છે. કેટલીક વ્યાકરણીય વિગતો, રૂઢપ્રયોગો, પરંપરાગત વર્ણન, વિશિષ્ટ ઉપમા, કહેવતો, નોંધપાત્ર શબ્દો વગેરેની સદષ્ટાંત ચર્ચા કરી છે. ડૉ. હસુ યાજ્ઞિકના છઠ્ઠા લેખ ''ભીલોનું ભારથ : મહાભારતની આદિવાસી પરંપરા''માં રાજ્ય માટેની સ્પર્ધા અને સંઘર્ષની આ કથા વનવાસી પ્રજામાં કઈ રીતે હોય ? આ પ્રશ્નની વિગતે ચર્ચા કરી છે. અને જણાવ્યું છે કે ગિરિજનો કે વનવાસીઓ સર્વાંશે નગરજીવન કે ગ્રામજીવન સાથે છેડો ફાડીને જીવતી પ્રજા નથી. તેનો ગ્રામ-નગર સાથે સંબંધ-સમ્પર્ક રહ્યો છે. મહાભારતના મુખ્ય સ્રોતની શાંતનુ-ગંગાની કથાનું માળખું અહીં કઈ રીતે બદલાયું છે તે દર્શાવી આપ્યું છે. વાસુકિના પાત્ર દ્વારા આદિવાસી પરંપરાની નાગકથા અહીં ઉમેરાઈ છે. ડૉ. હસુ યાજ્ઞિકના મતે મહાભારતના યુદ્ધે થયેલા કુળવિનાશના મૂળમાં આદિવાસી દષ્ટિબિંદુ સ્ત્રીને કારણરૂપ માને છે. કોઈ પણ મહાઅનિષ્ટ પાછળ સ્ત્રી-શક્તિ, એનું મેલું ડાકણરૂપ કારણરૂપ હોય છે. એ કારણે આ કથા મૂળસ્રોતથી જુદી પડે છે. આ પુસ્તકમાં મહાભારતકથા સાથે અંતમાં કૃષ્ણ-કથા, પ્રહ્લાદ-કથા, હરિશ્ચન્દ્ર-કથા પણ આપવામાં આવી છે. આ કથાઓ પૌરાણિક કથાને અનુસરવા ઉપરાંત કઈ રીતે આદિવાસી સ્રોતની આગવી મુદ્રા પણ પ્રગટાવે છે તે ઉદાહરણથી સમજાવ્યું છે. સાતમા લેખમાં શિરીષ પંચાલે 'ભીલોનું ભારથ'નો આલોચનાત્મક પરિચય આપ્યો છે. વિલક્ષણ એવી શાંતનુ અને ગંગાની કથા, ગાંધારી અને કુંતાના જન્મની કથા, વાસુકિ નાગની કથા વગેરે અહીં વિલક્ષણ અને આદિવાસી પરંપરાના બની જાય છે. આઠમા લેખમાં શાન્તિભાઈ આચાર્ય 'ભીલોનું ભારથ'ને ભગવાનદાસની કળાનો એક ઝળુકો ગણાવે છે. ગંગાના તીર્થથી આરંભાયેલી કથા ગંગાનાં મૂળ હિમાલયમાં જ પૂર્ણ થાય છે. જે માટે અહીં કુલ છવીસ પાંખડીઓ છે. વિવિધ કથાનકો વિશે અહીં શાન્તિભાઈએ વિગતે ચર્ચા કરી છે. અને આ સંપાદનનાં હરખભેર વધામણાં કર્યાં છે. 'ભીલોનું ભારથ'ની કેટલીક પાંખડીઓનું કથાનું મહાપંથ સાથે અનુસંધાન છે. તેથી નવમા લેખમાં આ બાબતની ચર્ચા કરતો ડૉ. નાથાલાલ ગોહિલનો ''ભીલોનું ભારથ અને મહાપંથ'' લેખ છે. સૌપ્રથમ સૌરાષ્ટ્રની લોકજાતિઓમાં પ્રચલિત મહાપંથની ચર્ચા કરવામાં આવી છે. 'ભીલોનું ભારથ'માં પાંડવો ભક્તિનો માર્ગ સ્વીકારવા ઇચ્છે છે તે મહાપંથનો માર્ગ છે. પાતાળલોકમાંથી ભક્તિ લાવવાની વાત મહાપંથ સાથે અનુસંધિત છે. મહાપંથમાં સતી સ્ત્રીની સેવા કરવી પડે છે. અહીં 'ભીલોનું ભારથ'માં પણ યુધિષ્ઠિર દ્રૌપદીરાણીનાં ચરણોમાં પડી નમન કરે છે. દશમો લેખ ડૉ. અશ્વિન દેસાઈનો છે. જેમાં તેમણે 'ભીલોનું ભારથ'ની પરંપરાગત મહાભારતકથાથી જુદી પડતી કથાની વાત કરીને પછી કહ્યું છે કે ''ભારથ એટલે મહાયુદ્ધનું કારણ અહીં રાજગાદીના ઝઘડાને બદલે કુંતા અને દ્રૌપદીની ડાકણદેવીઓ તરીકેની શક્તિઓમાંની આદિવાસી આસ્થાઓ છે. પાટપૂજાનો પ્રભાવ પણ કામ કરી ગયો છે.''

(૪)

અગિયારમો લેખ શિરીષ પંચાલનો છે. આદિવાસીઓની રામકથા 'રોમસીતમાની વારતા'

પરંપરાગત રામકથાથી કઈ રીતે જુદી પડે છે તેની ચર્ચા કરી છે. આ કથામાં આદિવાસી સમાજ-સંસ્કૃતિ કઈ રીતે ડોકાય છે તેની ચર્ચા પણ કરી છે. બારમો લેખ પણ આ જ કૃતિ વિશેનો છે. ડૉ. જયાનંદ જોશીએ 'રોમસીતમાની વારતા'નાં કેટલાંક પાત્રોને કેન્દ્રમાં રાખી તેની કથાનું વિહંગાવલોકન કરાવ્યું છે. કથાનક અને પાત્રાંકનની રીતે જે કેટલીક વિશિષ્ટતાઓ છે તે દર્શાવી છે. તેરમો લેખ પણ 'રોમસીતમાની વારતા'ની સમીક્ષા કરે છે. ડૉ. દીપક રાવલે આ કથાના કથનની આદિવાસી પરંપરા વર્ણવી અને પ્રકરણ પ્રમાણે ક્રમશ: કથાપ્રસંગો વર્ણવ્યા છે તેમજ પ્રચલિત રામકથાથી આ કથાનક કઈ રીતે જુદું છે તે દર્શાવ્યું છે. અહીં રામ-લક્ષ્મણના પાત્રમા દેવત્વનું આરોપણ નથી તેમાં દિવ્યતાના અંશો નથી પણ સાધારણ આદિવાસી સમાજના તેઓ હોય તેમ વર્ણવાયા છે. તે તરફ પણ ડૉ. દીપક રાવલે અંગુલિનિર્દેશ કર્યો છે.

(૫)

પંદરમો લેખ રાજસ્થાની પાબૂજી પવાડાના રૂપાંતરરૂપ આદિવાસી કથા 'રાઠોર વારતા' વિશેનો છે. શિરીષ પંચાલ કહે છે કે "આ વારતાના કેન્દ્રમાં તો કદી ન બુઝાતી વેરની આગ છે." આ ભજન-વારતાનો કથાપટ દીર્ઘ હોવાથી તેના સંપાદકે તેને મહાકાવ્ય કહેલ છે. ગુજરિયા અને જાયેરિયાનાં રાજ્યો વચ્ચે બંધાયેલા પેઢી દર પેઢીના વેરની આ કથા છે. અદ્‌ભુત અને ભયાનક રસની કથા છે. સોળમા લેખમાં કનુભાઈ આચાર્ય રાજસ્થાની 'વીર પાબૂ ભાલારો' અને આદિવાસી લોકમહાકાવ્ય 'રાઠોર વારતા' વિશે તુલનાત્મક અભ્યાસ રજૂ કરે છે. રાજસ્થાની પરંપરા અનુસાર પાબૂજીનું પરંપરાગત ચરિત્ર ઉજાગર કરી આપીને પછી આ ચરિત્ર 'વીર પાબૂ ભાલારો' અને 'રાઠોર વારતા'માં કઈ રીતે ઉજાગર થાય છે તેની ચર્ચા કરી છે. ત્યારબાદ ઉદ્દેશની દૃષ્ટિએ પણ આ બન્ને ગ્રંથોની તુલના કરી છે. સત્તરમો લેખ પણ આ જ વિષયનો છે. હરિવલ્લભ ભાયાણીસાહેબે 'પાબૂજી'ના ભીલી રૂપાંતરરૂપ 'રાઠોર ભજનવારતા'ને ભીલવીરગાથા કહી છે. ભારતીય કંઠસ્થ મહાકાવ્યોના અભ્યાસ અંગેની વિગતો આપી આ કૃતિનો પણ એ રીતે અભ્યાસ થવો જોઈએ તેમ કહ્યું છે. વીસમા લેખમાં ડૉ. ભગવાનદાસ પટેલ 'રાઠોર વારતા' દ્વારા આદિવાસી લોકના સામૂહિક માનસનાં કયા ખ્યાલો, વિશ્વાસો, પરપરાની કથાઓ, પુરાકથાઓરૂપે જન્મી અને મહાકાવ્યરૂપે વિકસી તે દર્શાવે છે.

(૬)

પંદરમા લેખના ઉત્તરાર્ધમાં શિરીષ પંચાલે "ડુંગરીભીલોનો . ગુજરાંનો અરેલો" વિશે ચર્ચા કરી છે. કંઠસ્થ લોકગીતરૂપ આ અરેલાની કથા ટૂંકમાં કહીને પુરાણકથા અને આદિવાસી માન્યતાઓનો અહીં કઈ રીતે સમન્વય થયો છે તે દર્શાવ્યું છે. અઢારમા લેખમાં પણ આદિવાસી મહાકાવ્ય 'ગુજરાંનો અરેલો' વિશે હસુ યાજ્ઞિકે ચર્ચા કરી છે. 'અરેલા' એટલે હડી કાઢીને, ગાઈને પ્રસ્તુત થતી કથારજૂઆતનો પ્રકાર – એમ કહી આ કૃતિનું સ્વરૂપ સમજાવી આપ્યું છે. વિધિવિધાન સાથે આ પુરાકથાને સંબંધ હોવાથી તેની કથા સંઘેડાઉતાર મૂળભૂતરૂપમાં સચવાઈ શકી છે તેમ કહે છે. રાજા હરિઓમ, વાઘજી, ભોજો-મેહો અને દેવનારાયણ એમ ચાર પેઢીની આ વંશકથા છે. ડૉ. હસુ યાજ્ઞિકનો આ લેખ વાંચતાં આપણે અનેક રીતે સમૃદ્ધ બનીએ છીએ. પ્રા. જશવંત શેખડીવાલા 'ગુજરાંનો અરેલો'નાં લોકપ્રિય કથાઘટકો અને આડકથાઓનું જે રીતે કૌશલયુક્ત સંયોજન થયું છે તે તરફ ધ્યાન દોરે છે. વીસમા લેખમાં ડૉ. ભગવાનદાસ પટેલ 'ગુજરાંનો અરેલો' દ્વારા આદિમાનવ, આદિવાસી લોકના સામૂહિક માનસના ખ્યાલો, વિશ્વાસોમાંથી જન્મેલી પુરાકથા કઈ રીતે મહાકાવ્ય તરીકે વિકસે છે તેની ચર્ચા કરે છે. એકવીસમા લેખમાં ડૉ. જિજ્ઞાસા પટેલે 'બગડાવત દેવનારાયણ' નામના રાજસ્થાની લોકમહાકાવ્ય અને ભગવાનદાસ સંપાદિત ભીલ મહાકાવ્ય 'ગુજરાંનો અરેલો' વિશે તુલનાત્મક અભ્યાસ રજૂ કર્યો છે. કથન, વર્ણનક્રમ, ઘટનાઓ-પ્રસંગો, રસ, પાત્રો, મોટિફ વગેરે દૃષ્ટિએ બન્ને કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ થયો છે.

(૭)

બાવીસમા લેખમાં મકરંદ દવે ભગવાનદાસ સંપાદિત 'તોળી રોણીની વારતા' વિશે ચર્ચા કરે છે અને કચ્છની 'જેસલ-તોરલ' કથા સાથે તુલના પણ કરે છે. ત્રેવીસમો લેખ પણ આ કૃતિ વિશે જ છે. ડૉ. બળવંત જાની કંઠસ્થ પરંપરાનાં લૌકિક કથામૂલક કાવ્યોની સ્વરૂપવિચારણા, કથાનકપરિચય અને કથનપદ્ધતિ વગેરે ચર્ચા કરીને 'તોળી રોણીની વારતા' સાથે કચ્છ અને સૌરાષ્ટ્રની જેસલ-તોરલની કથાની તુલના કરે છે. ચોવીસમા લેખમાં શિરીષ પંચાલ 'તોળી રોણીની વારતા'નો પરિચય આપતાં જણાવે છે કે આ કથામાં જે સામગ્રી મળે છે તે સંસ્કૃતિના ઇતિહાસ લખનારાઓને ખૂબ કામની છે.

પચીસમા પ્રકરણમાં હસુ યાજ્ઞિક ભગવાનદાસ સંપાદિત 'રૂપા રોણીની વારતા'ને બે જાતિ અને સંસ્કૃતિના સંઘર્ષ-સમન્વયની કથા કહે છે. આ કથાનો સંબંધ પાટપૂજા સાથે છે. કથાના કેટલાક મહત્ત્વનાં ઘટકોનો વિગતે વિચાર અહીં કર્યો છે. છવ્વીસમા લેખમાં ડૉ. બળવંત જાની આ કથાનાં વિવિધ રૂપાંતરોની ચર્ચા માંડે છે. ગુજરાત અને રાજસ્થાનમાં પ્રચલિત આ કથાનાં રૂપાંતરણોનાં કથાનકનો પરિચય કરાવીને એમાં આવેલા પલટાઓ દર્શાવી આપેલ છે. આ લેખની ખાસ મહત્ત્વની વિશેષતા એ છે કે આ ચર્ચા નિમિત્તે ડૉ. બળવંતભાઈ જાની પાસેથી આપણને રૂપાવેલની નિશ્ચિત વાચના પ્રાપ્ત થાય છે.

(૮)

અઠ્ઠાવીસમો લેખ ભગવાનદાસ સંપાદિત 'ઢોલા-મારુણી' વિશે છે. ડૉ. અંબાદાન રોહડિયાએ ગુજરાત, રાજસ્થાન, માળવા, છત્તીસગઢ અને ઉત્તરપ્રદેશમાં પ્રચલિત ઢોલા-મારુની કથાની ચર્ચા કરી પ્રસ્તુત કૃતિમાં ભીલસમાજમાં આ કથા સાથે સંકળાયેલ વિધિવિધાનો, સામાજિક અને સાંસ્કૃતિક સંદર્ભોની તપાસ કરી છે. ભીલ ગીતકથા 'ખૂંતાનો રાઝવી અને દેવોલ ગુઝરણ' વિશેનો ઓગણત્રીસમો લેખ હસુ યાજ્ઞિકનો છે. પ્રથમ કથા આપીને પછી તેના કથાઘટકોની ચર્ચા કરી છે. બન્ને કથાઓનો આ રીતે પરિચય કરાવ્યો છે. ભીલ આદિવાસીઓની આસો અને કારતક માસમાં કહેવાતી વહીઓ અને વાતો પરનું ભગવાનદાસ સંપાદિત પુસ્તક 'અરવલ્લીલોકની વહીવાતો' વિશેનો ત્રીસમો લેખ છે. શિરીષ પંચાલે આ પુસ્તકમાં સમાવવામાં આવેલી ચાર વહીઓ અને પાંચ વાર્તાઓનો પરિચય કરાવ્યો છે.

(૯)

બત્રીસમા લેખમાં ડૉ. હસુ યાજ્ઞિકે ભગવાનદાસ સંપાદિત મરણોત્તર વિધિસંલગ્ન આઠેક કથાઓનો પરિચય આપ્યો છે. 'હપિયાદે હૉખલી', 'હોનોલ હોટી', હાલદે હોળંગી અને નાગઝી દલઝી', 'લાલુ અરિદા', 'રામદે', 'ઝગદે પરમાર', 'ગોપીચંદ-ભરથરીની વારતા', 'હંસદેવની વારતા' વગેરે કૃતિઓના કેન્દ્રમાં એક ચરિત્ર છે. મરણોત્તર વિધિમાં 'હૂરો' માંડતી વખતે આ કથાઓ ગવાય છે. સૌપ્રથમ કથા આપીને પછી તેના કથાઘટકોની ક્રમશઃ ચર્ચા આ લેખમાં કરવામાં આવી છે. ભીલ કથાગીત 'હપિયાદે હૉખલી' વિશેના એકત્રીસમા લેખમાં ડૉ. દીપક પ્ર. પટેલે તેને ભજનવારતા કહી છે. 'હુરો' માંડતી વખતે કહેવાતી આ કથામાં 'રાજ્ય અને સ્ત્રી માટે બલિદાન આપતા રાજાઓની કથા' નિરૂપાઈ છે. કથાનક, તેમાં ઝિલાતું ભીલ સમાજનું પ્રતિબિંબ, યુદ્ધકથા, મુખ્ય ચરિત્રો, વર્ણનો, સંવાદો, નીતિબોધ વગેરે મુદ્દાઓ જુદા તારવી વર્ણવ્યા છે. તેત્રીસમા લેખમાં ડૉ. દીપક પ્ર. પટેલે 'લાલુ અરિદા' અને 'સરિયાળો શેઠ : સગાવટી વૉણ્ણ' એ બે ભજનવારતા પ્રકારની કૃતિઓની ચર્ચા કરી છે. હરિદાસ અને તેના નાનાભાઈ લાલુની વાર્તાના કેટલાક અંશોની ચર્ચા કરી તેમાં પડઘાતા વનવાસી સમાજને દર્શાવી આપેલ છે. બીજી ભજનવારતામાં પૌરાણિક કથા સગાળશા શેઠ અને ચંગાવતી શેઠાણીનાં કથાનક પર આધારિત છે. સંતાનનું બલિદાન આપીને પણ ઈશ્વરને પ્રસન્ન કરવાની ભાવના અહીં પ્રગટે છે. પાંત્રીસમા લેખમાં ડૉ. બિપિન આશર 'હોનોલ હોટી' (સોનલ સોઢી), 'હાલદે હોળંગી' (હાલદે સોલંકી) અને 'નાગઝી દલઝી' (નાગજી દલજી) એ ત્રણ કૃતિઓ વિશે ચર્ચા કરે છે. 'સોનલ સોઢી' લગ્ન સમયે બેઠોરગીત તરીકે અને બાકીની બે કૃતિઓ મરણોત્તર ક્રિયા સમયે

ગવાય છે. 'હોનોલ હોરી'માં યૌવનની સમસ્યા, 'હાલદે હોળંગી'માં પ્રેમકથા અને 'નાગઝી દલઝી'માં પ્રેમકથા અને યુદ્ધકથા છે. આ બાબતો વિશે અહીં વિસ્તારપૂર્વક ચર્ચા થઈ છે.

(૧૦)

છત્રીસમા લેખમા ડૉ. દીપક રાવલે ભગવાનદાસ સંપાદિત વનવાસીનાં પ્રણયગીતોના સંદર્ભે ચર્ચા કરી છે. આદિવાસીઓની 'ગોઠિયા-ગોઠણ'ની પ્રથા અને તેનાં પ્રણયગીતોની ઉદાહરણસહિત રસાત્મક ચર્ચા કરવામાં આવી છે. આ પ્રકારનાં લોકગીતોમાં પ્રણય-વિરહનો ભાવ કેન્દ્રમાં છે. સાડત્રીસમા લેખમાં ડાયલ ઠાકોરે 'લીલા મોરિયા' નામના પ્રણયગીતના સંપાદનને કેન્દ્રમાં રાખીને આદિવાસી પ્રણયગીતોની ચર્ચા કરી છે. આ સંગ્રહનાં પ્રણયવિરહનાં ગીતોને ડાયલ ઠાકોર ''આદિવાસીનાં 'નાગાંપૂગાં' છોકરાં જેવાં'' ગણાવે છે. ઓગણચાલીસમા લેખમાં લાભશંકર ઠાકર જેવા આધુનિક કવિ પણ 'લીલા મોરિયા'નાં પ્રણયગીતોથી કેવા આકર્ષિત થયા છે તેનો ખ્યાલ આવે છે. આ લેખમાં તેઓએ આદિવાસીઓના જીવનમાં ફૂટતા તારુણ્યની કેટલીક રસપ્રેરક અને ધ્યાન ખેંચે તેવી વાત રજૂ કરી છે.

ચાલીસમા લેખમાં શ્રી વીરચંદ પંચાલે ભગવાનદાસ સંપાદિત લગ્નગીતોના સંગ્રહ 'ફૂલરાંની લાડી'ની ચર્ચા કરી છે. આ ગીતોમાં જમણનાં, ગણેશનાં, પીઠીનાં, ગોત્રજનાં ગીત, ફટાણાં - એમ વિષય-પ્રસંગ પ્રમાણેનાં ગીતો છે. લગ્નપ્રણાલી વિશે વિગતપૂર્ણ માહિતી સાથે પ્રસ્તુત થયેલ આ લગ્નગીતોનો ભાવપક્ષ પણ સબળ છે તેમ વીરચંદ પંચાલ જણાવે છે.

આદિવાસીનો સૌથી મોટો ઉત્સવ હોળી છે. એ સમયે ગવાતાં ગીતો વિશેનો, એકતાલીસમા લેખમાં અશ્વિન દેસાઈએ પરિચય કરાવ્યો છે. અને આ 'ભીલોનાં હોળીગીતો'ને સમગ્ર લોકવાઙ્‌મયનું મહત્ત્વનું પ્રકાશન ગણાવે છે.

(૧૧)

ભીલ લોકવિદ્યાનાં ચાર પુસ્તકો 'ભીલ લોકોત્સવ ગોર', 'ભીલોનાં હગ અને વતામણાં', 'ભીલોનાં હોળીગીતો', 'ભીલ લોકાખ્યાન : સતિયો ખાતુ અને હાલો-હુરો' વિશેનો ચોત્રીસમો લેખ છે. પ્રા. જશવંત શેખડીવાળા આ પુસ્તકોને ડુંગરીભીલોની પ્રાચીન-અર્વાચીન સંસ્કૃતિ અને સભ્યતાનું તેમજ તેમના લોકજીવનનું સમગ્રદર્શી સમુચિત અને સાચું દર્શન કરાવવામાં ઉપયોગી ગણે છે. ભીલોના ઉત્સવો અને સામાજિક-ધાર્મિક પ્રસંગગીતો વિશેના આડત્રીસમા લેખમાં જયાનંદ જોશી મહા માસથી પોષ માસ પ્રમાણે ઋતુચક્રના ક્રમે આવતા ઉત્સવો અને પ્રસંગગીતોની ચર્ચા કરે છે.

સત્તાવીસમા લેખમાં ડૉ. નાથાલાલ ગોહિલ ભીલો અને હરિજનોની ગુપ્ત પાટઉપાસનાની તુલના કરે છે. ભીલ સમાજમાં પ્રચલિત ધૂળના પાટના ઠાકોરની પાટઉપાસના સાથે હરિજન સમાજમાં ચાલતી બીજમારગી ગુપ્ત પાટઉપાસનાની તુલના કરવામાં આવી છે, જે આપણા જેવા ભાવકોને અનેક અજાણ્યા પ્રદેશોમાં વિહરાવે છે. ચૌદમા લેખમાં ડૉ. મનોજ રાવલ ભીલોની લોકકથાઓનો સંબંધ પુરા-કથાઓ સાથે કયા પ્રકારે છે તેની તપાસ આદરે છે.

(૧૨)

સણાલીના સર્વોદય આશ્રમમાં અકાદમી દ્વારા લોકાખ્યાન શિબિરનું આયોજન થયું. ભગવાનદાસ સાથે કીડી-મંકોડીનદીના સંગમસ્થાને આવેલા આ આશ્રમમાં ભીલ આદિવાસીના કંઠસ્થ વાઙ્‌મયનો ઊંડો પરિચય-શ્રવણ-પ્રત્યક્ષ દર્શન થયાં તેને બેંતાલીસમા લેખમાં ડૉ. ભોળાભાઈ પટેલે ભાવપૂર્ણ રીતે વર્ણવ્યાં છે. તેંતાલીસમા લેખમાં ડૉ. નિરંજન રાજ્યગુરુએ અરવલ્લીની લોકસંસ્કૃતિના ભોમિયા ડૉ. ભગવાનદાસ પટેલના કાર્યનો વિગતે પરિચય આપ્યો છે અને કેટલીક તેમની સંપાદિત કૃતિઓનો પરિચય પણ કરાવ્યો છે. ચુમ્માલીસમા લેખમાં લાભશંકર ઠાકરે ડૉ. ભગવાનદાસ પટેલનાં સંશોધન-સંપાદનકાર્યની પ્રશંસા કરતાં તેના પુરુષાર્થને વર્ણવ્યો છે અને સાતેક સંપાદનોને આધારે આ અતિસમૃદ્ધ લોકવાઙ્‌મયનો પરિચય કરાવ્યો છે. આદિવાસી લોકસાહિત્યનાં સંશોધન અને જતન માટે પોતાની જિંદગી સમર્પિત કરી દેનાર ભગવાનદાસ પટેલ વિશેના પિસ્તાલીસમા

લેખમાં રમેશ તન્નાએ તેમની કેટલી જીવનવિગતો આપી છે અને કંઠસ્થ સાહિત્યને કેસેટમાં સંઘરવાના તેમના યજ્ઞકાર્યની માહિતી આપી છે. 'અમારા વેરિયર ઍલ્વિન' એ નામના છેંતાલીસમા લેખમાં હરેન્દ્ર પ્ર. ભટ્ટે નોંધ્યું છે કે આદિવાસી લોકજીવન, લોકસંસ્કૃતિ અને લોકસાહિત્ય અંગે ભગવાનદાસ વર્ષે બેથી વધુ પુસ્તકો આપે તો પણ દશ વર્ષ ચાલે એટલો મસાલો એમની પાસે છે. સુડતાલીસમા લેખમાં નરેન્દ્ર દવે ક્ષેત્રીય સંશોધનના વિકટ અને કપરા કામની વાત કરી ભગવાનદાસે કરેલાં રઝળપાટ અને પરિશ્રમની વાત કરે છે. અડતાલીસમા લેખમાં ડૉ. જિજ્ઞાસ પટેલે ભગવાનદાસના વ્યક્તિજીવન અને સમગ્ર વાઙ્મયનો પરિચય વિસ્તારથી સાલવારી પ્રમાણે આપ્યો છે.

ડૉ. ભગવાનદાસ પટેલે ગુજરાત-રાજસ્થાનની સીમા પર વસેલ ડુંગરી ભીલોમાં પ્રચલિત ઘણું પરંપરિત કંઠસ્થ લોકસાહિત્ય એકત્રિત કર્યું છે. તેનાં અનેક પુસ્તકો પ્રકાશિત કર્યાં છે. તેમનાં આ સમગ્ર સંશોધનકાર્યનો પરિચય થાય એ રીતે તેમના દ્વારા સંશોધિત-સંપાદિત સમગ્ર સાહિત્યનું વિદ્વાનો પાસે મૂલ્યાંકન કરાવી તેને ગ્રંથરૂપે 'ગુજરાત સાહિત્ય અકાદમી'એ આ રીતે પ્રકાશિત કરી આપ્યો છે. ડૉ. હસુ યાજ્ઞિક કહે છે તેમ સાબરકાંઠાનો કૃષક પટેલ ભગવાનદાસ આદિવાસી જોડે આદિવાસી બની ગયો. ત્યારે જ તો આ પરિણામ આવ્યું. તો વળી મકરંદભાઈએ કહ્યું છે તેમ ભગવાનદાસમાં આપણને સાધુ અને સંશોધક બન્ને સમાનપણે મળી ગયા છે. આ ઉપરાંત મધ્યકાલીન અને લોકસાહિત્ય-ચારણી સાહિત્યના ઊંડા અભ્યાસી અને આ ગ્રંથના સંપાદકશ્રી બળવંતભાઈ જાનીએ અનેક લેખકો-વિદ્વાનો પાસેથી સામગ્રી મેળવી સમયસર સંકલિત કરી આપી છે. તેથી જ શ્રી ભોળાભાઈ પટેલ કહે છે તેમ આ ''દૃષ્ટિપૂત સંપાદન'' બની રહ્યું છે. આદિવાસી સાહિત્યનાં સંશોધન-સંપાદન પરના અભ્યાસ-નિબંધોનો સમૃદ્ધ ગ્રંથ બની રહ્યો છે.

'વનસ્વર' : સંપા. ડૉ. બળવંત જાની, પ્રથમ આવૃત્તિ, ૨૦૦૪, પ્રકા. મહામાત્ર, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, મૂલ્ય રૂ. ૧૨૫/-, પૃષ્ઠસંખ્યા ૬૦૮.



## સાભાર સ્વીકાર

**રન્નાદે પ્રકાશન** (૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧)**નાં :**

આકાશગંગા : લે. ડૉ. રતિલાલ પટેલ, કિં. રૂ. ૧૦૦/-; કીડી-મકોડીબહેન ગોળ ખાંડવાળાં ! : લે. રમેશ ત્રિવેદી, કિં. રૂ. ૨૫/-; એક મજાનો વાઘ : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૬/-; સિંહનું પગલું : લે. ભગવત સુથાર, કિં. રૂ. ૫૦/-; મનહર-લય...મનહર-મય : લે. નિર્મિશ ઠાકર, કિં. રૂ. ૩૦/-; જીવતા અક્ષર : લે. હરેશ વડાવિયા, કિં. રૂ. ૬૦/-; પડછાયાના માણસ : લે. ચિનુ મોદી, કિં. રૂ. ૭૦/-; સદાનંદ સત્સંગ : લે. સદાનંદ, કિં. રૂ. ૧૦૫/-; હેપ્પી ક્રિસમસ એલી : લે. મનીષ મેકવાન, કિં. રૂ. ૯૦/-; બારૂદ : લે. ડૉ. પ્રદીપ પંડ્યા, કિં. રૂ. ૧૬૦/-; રેત પર લખાયેલ અક્ષરો : લે. રેખા સરવૈયા, કિં. રૂ. ૭૦/-; નિષ્કર્ષ (ગદ્યવિષયક લેખો) : લે. ભગીરથ બ્રહ્મભટ્ટ, કિં. રૂ. ૯૦/-; પરોક્ષે પ્રત્યક્ષે : લે. રમણ સોની, કિં. રૂ. ૧૧૦/-; ઔષધરત્નાકર : લે. લાભશંકર ઠાકર, કિં. રૂ. ૧૨૦/-; આમ અમસ્તા બેસવું : લે. રોહિત પંડ્યા, કિં. રૂ. ૬૫/-; રસ ભોજન અને ભોક્તા : લે. વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી, કિં. રૂ. ૨૧૦/-; ચમત્કારિક વીંટી : લે. દિલીપ રૉય, કિં. રૂ. ૪૫/-; **Inner life :** લે. દિનેશ કોઠારી, લાભશંકર ઠાકર, કિં. રૂ. ૩૦/-; રાષ્ટ્રીય અસ્મિતાના પ્રહરી : ઉમાશંકર જોષી-'સુંદરમ્' : લે. ડૉ. મનોજ જોશી, કિં. રૂ. ૬૫/-.

# વિસ્તરતી સીમાઓ
## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સાહિત્યની સમજે જે દિશામાં ગતિ કરી છે એ જોતાં 'સમસંવેદન', 'સમાનધર્માં' કે 'સહૃદય' જેવી સંજ્ઞાઓની હવે ફેરતપાસ કરવી પડે તેમ છે. લેખકે કશુંક સંવેદ્યું અને એને સાહિત્યમાં મૂક્યું, બરાબર એવું જ સાહિત્ય દ્વારા પહોંચે અને વાચકને સમસંવેદન થાય કે પછી સાહિત્યમાં જે સ્તરે રહીને લેખકે લખ્યું કે જે સમજ સાથે કે સંવેદન સાથે લખ્યું એનો કોઈ સમાનધર્મા વાચક મળી રહે, એ એક સાહિત્યક્ષેત્રે મિથ બની ગયું છે. સાહિત્યની અર્થનિષ્પત્તિ અંગે અર્થઘટનશાસ્ત્રે જે રીતે વિચાર્યું છે અને વાચનના તેમજ વાચકના મનોવિજ્ઞાનને જે રીતે પ્રતિભાસમીમાંસાને લક્ષમાં રાખીને વિચાર્યું છે એને જોતાં સાહિત્ય અને પ્રત્યાયનની ક્રિયા હવે માનીએ છીએ એટલી સરળ મનાતી નથી. સાહિત્યની આ પ્રત્યાયનક્રિયામાં સહૃદય એ સમાનધર્મી નથી, પણ સહવર્તી છે.

સાહિત્યવિવેચન સમસંવેદનથી હટીને હવે વિષમસંવેદનને સમજવા ચાહે છે. લેખક અને વાચક વચ્ચેના વિષમસંવેદનનું કારણ સાહિત્યરચના અને વાચક વચ્ચેનું અસંતુલન (Asymmetry) સ્વીકારાયું છે. બંનેમાં સર્વસામાન્ય પરિસ્થિતિનો અને સર્વમાન્ય વિમર્શબિંદુઓનો અભાવ છે. આથી આ બંને વચ્ચેની આંતરક્રિયા અને બંને વચ્ચેની સહભાગિતાની માત્રા પ્રધાનપણે ધ્યાન પર લેવાય છે. આ બંને વચ્ચેનું અસંતુલન વ્યાખ્યેય ન હોવાથી આ બે વચ્ચેની અનિર્ણીતતા અનેકવિધ પ્રત્યાયનોની શક્યતાને ઊભી કરે છે.

સાહિત્યમાં પ્રયાયન દરમ્યાન બે સ્તર જોવાય છે . એક કથ્યનું અને બીજું અ-કથ્યનું. એટલે કે સાહિત્યમાં કશુંક વ્યક્ત થાય છે અને કશુંક અવ્યક્ત રહે છે. એમાં જે અવ્યક્ત હોય છે તે વાચકને ગતિમાં પ્રેરે છે અને જે વ્યક્ત હોય છે તે વાચકની વાચનક્રિયાને નિયંત્રિત કરે છે. આનો અર્થ એ થયો કે સાહિત્ય હંમેશાં 'અવકાશ' (Gap) ઊભો કરે છે અને વાચક એ અવકાશને પોતાની રીતે જોડે છે. આમ કરવામાં નાયકે સાહિત્યરચનામાં સહભાગી થવું પડે છે; અને આ સહભાગિતાની માત્રા જ વાચનની ક્રિયા દરમ્યાન મહત્ત્વની બને છે.

આમાંથી એ ફલિત થાય છે કે કોઈ નિશ્ચિત કે નિયત સાહિત્યરચના હોતી નથી પણ વાચક પોતાની અર્થઘટનને લગતી વ્યૂહરચનાઓ દ્વારા અર્થનિષ્પત્તિ કરે છે આથી જ એક વિવેચકે કહ્યું છે કે સાહિત્ય એ તો માત્ર માળખું છે અને વાચક એ માળખામાં પૂર્તિ કરે છે તેમજ એનું વિવર્ધન કરે છે.

આ વાત સ્પષ્ટ કરે છે કે સાહિત્યનું પ્રત્યાયન એ સાધારણ પ્રત્યાયન નથી, તો એ અસાધારણ (abnormal) પ્રત્યાયન પણ નથી. સાહિત્ય એ સાધારણનિરપેક્ષ (*a-normal*) પ્રત્યાયન છે. સાહિત્ય પાસેથી સામાન્ય રોજિંદા વ્યવહારમાં જે પ્રકારના સાધારણ પ્રત્યાયનની અપેક્ષા રખાય છે તેવી અપેક્ષા રાખી શકાય નહીં. સાહિત્યક્ષેત્રે રૂઢ કે પ્રણાલીગત પ્રત્યાયનમાં જે મૂળભૂત અપેક્ષાઓ રખાતી હોય છે એ અપેક્ષાઓને તોડી પાડવામાં આવેલી હોય છે.

ઉપરાંત, વાચકનું સંવેદન અને સાહિત્યરચનાનો પ્રભાવ બંને જુદા જુદા સમયે અને જુદા જુદા સામાજિક વર્ગ કે જૂથમાં પરિવર્તિત થતાં રહે છે. એટલે કે વાચકે અને સાહિત્યરચનાએ પરસ્પરનો ઉચિત રીતે હંમેશાં તાલમેલ (*tunning*) કરવાનો રહે છે. આનો અર્થ એ થયો કે સમસંવેદનથી વિષમસંવેદન પર પહોંચતાં પ્રત્યાયન સ્થિર, નિશ્ચિત અને એકરૂપ હોવાને બદલે ગતિશીલ, અનિશ્ચિત અને અનેકરૂપ હોવાની વિભાવના પર પહોંચ્યું છે.



## હરિ–ગીત

હરિ, તમારું ખેતર હઈએ તોય કરો ના ખેતી ?
આવી હોય ફજેતી ?

હરિ, હોત માણસ તો ખુદની નાદાની આ જોતે,
દુઃખ પોતે દે ને ઉપરથી થાય દુઃખી પણ પોતે,
હરિ, તમારાં આંસુ તેથી આંખ અમારી વ્હેતી...

હરિ, મગરનાં આંસુ સારે તેથી મૃગજળ બનિયાં,
હરિ, તમે દરિયાદિલ સાચ્ચે પણ સાચ્ચે ના દરિયા,
તમે કિનારો કરી કરીને અમને કરતાં રેતી...

હરિ, ભલેને ખેતર વચ્ચે તમે ચાડિયો તાણો,
પણ, પહેલાં પથ્થરમાંથી એકાદ તો પકવો દાણો,
ચકલું ફરકે તો કહેશોને જાવ ખેતરે ચેતી !



હરિ, ખબર છે હવે પછીની પળમાં કૈંક થવાનું,
તમે ખસો કે હું જઉં તો પણ મારે છે રડવાનું...

હરિ, મને એક વાત નથી સમજાતી તે છે આ–
તમે રહો મારે હૈયે ને મને કહો કે જા–
મકાનમાલિક ભાડે રે' એવું ક્યાંથી બનવાનું ?...

હરિ, આપણે સાથે રહીએ એવું શક્ય નથી શું ?
તો ધમકાવો કેમકે યા તો તું રહેશે યા હું,
તમે તગેડો તો બાકી શું રે' કૂવો પૂરવાનું...

એક મ્યાનમાં બે તલવાર રહે ના તે જાણું છું,
પણ આકાશમાં ઢગલો તારા સાથે રે' તેનું શું ?
મને તમે હૈયે રાખો તો હૈયું દઉં વસવાનું...

**રવીન્દ્ર પારેખ**

## ગઝલ

એક ક્ષણમાં એ અનુભવ થાય છે
ખૂબ મોટો જાણે વિપ્લવ થાય છે

આ અધર પર એ ફફડતાં રહી જશે
શબ્દના પંખીને અવઢવ થાય છે

લાગણી સળગ્યા કરે ભડભડ સતત
આ હૃદયમાં એવોય દવ થાય છે

જ્યાં છુપાઈને પડી છે જિંદગી
તે પદાર્થોથી જ આસવ થાય છે

જિંદગીના સપ્ત રંગો માણવા
દેવ પણ આવીને માનવ થાય છે.

**સંધ્યા ભટ્ટ**



## ડોકિયું

આષાઢી પ્રભાતે
પૂર્વાકાશની તોતિંગ,
કાળી ડિબાંગ દીવાલમાં
ફટાક્ ખૂલી નાનીશી એક ડોકાબારી !
રમતિયાળ શિશુસમ બાળસૂરજ
ઊંચો થઈ થઈને
કરે પૃથ્વી પર ડોકિયું
વિસ્મિત નેત્રે !
ત્યાં તો,
બારી સટાક્ બંધ !
દીવાલ કાળી ધબ્બ !

**હરી**

Uddesh (A literary cultural monthly) November - 2004 ISSN 0971-6599 R No GUJ 156

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ પંદરમું : અંક પાંચમો

ડિસેમ્બર : ૨૦૦૪

તંત્રી
રમણલાલ જોશી

**૧૭૩**



# ઉદ્દેશ

વર્ષ પંદરમું  અંક પાંચમો  સળંગ અંક ૧૭૩

અનુક્રમ · ડિસેમ્બર ૨૦૦૪



પ્રકાશક  રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક  રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ  પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨ ફોન ૨૭૪૮૭૬૧૮

મુદ્રણસ્થાન  ભગવતી ઑફસેટ, બાનુડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) **રૂ. ૨૦૦,** વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ. ૧,૫૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પૉસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન  ૨૭૯૧૧૬૭૭; ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવા. બહારગામના ચેક સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે.

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન  ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૭૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમાં,
મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨
ફોન  ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૯૧૮

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧
ફોન  ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.
'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

ડિસેમ્બર ૨૦૦૪

*सर्वभाषा सरस्वती*



# જીવનસાધનામાં ભક્તિનું મહત્ત્વ

શ્રીમદ્ ભાગવત એ પુરાણમાત્ર નથી, બલ્કે એક મહાન કાવ્યગ્રંથ છે. ભાગવત એટલે ભક્તિનું મહાકાવ્ય. ભાગવતમાં નવધા ભક્તિનું નિરૂપણ થયું છે : (૧) શ્રવણ, (૨) કીર્તન, (૩) સ્મરણ, (૪) ચરણસેવન, (૫) પૂજન, (૬) વંદન, (૭) દાસત્વ, (૮) મૈત્રી, (૯) આત્મસમર્પણ. ભક્તકવિ દયારામે કહ્યું છે :

''છે શ્રવણ પહેલી ભકિત,
કીર્તન, સ્મરણ, પછી પાદસેવન, અર્ચન, વંદનભક્તિ;
દાસત્વ ભકિત, સખ્યતા, આત્મનિવેદન નામ
તે ઉપર દશમી પ્રેમભક્તિ અતિપ્રિય ઘનશ્યામ.''

ભક્તિની ઉચ્ચોચ્ચ અવસ્થાએ પહોંચતા ભકતને કોઈ પણ જાતની ઇચ્છા રહેતી નથી. તત્ત્વજ્ઞાનનું આ ઊંચામાં ઊંચું શિખર છે. ઇચ્છામાત્ર અહીં વિગલિત થઈ જાય છે. ભગવાનની ઇચ્છા એ જ ભકતની ઇચ્છા થઈ રહે છે. શ્રી અરવિંદ પણ સમર્પણને બદલે (પહેલું અભીપ્સા; બીજું સંકલ્પશક્તિ અને ત્રીજું સમર્પણ) મૂકે છે.

અહીં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની જેમ ભક્ત, ભક્તિ અને ભગવાન એકરૂપ-સમરસ થઈ જાય છે.

ખરેખર આ યુગમાં ભક્તિ જ સર્વશ્રેષ્ઠ સાધન છે. कलौ भक्तिः कलौ भक्तिर्भक्त्या कृष्णः पुरः स्थितः ।

**રમણલાલ જોશી**

બની જાય અંતર અસલ ભેખધારી,
લણે તો પરમની ફસલ ભેખધારી;
સતત ઘૂંટતા જે શબદ - ભાંગ બુટ્ટી
ન ખાલી કદી હો ખરલ ભેખધારી.

**મનસુખવન ગોસ્વામી**



વેદ ઉપનિષદ ગીતાનો સાર તું છે;
મારી ભીતર હો કે મારી બ્હાર તું છે.
હોય મત્લા શે'ર કે મક્તા ગઝલનો;
હું લખું તે શબ્દનો સંસાર તુ છે.
ભૈરવી મલ્હાર કહો કે સોહની કહો;
સૂર હો કે રાગનો દરબાર તું છે.
સૂર્યરૂપે તું પ્રકાશે છે ગગનમાં;
ને નિશામાં વ્યાપી તે અંધાર તું છે.
તારું હોવું વાંસળીના ધૂનમાં ને;
મસ્ત મીરાની વીણાનો તાર તું છે.
વ્યાપ સૃષ્ટિના કણેકણમાં છે તારો;
જીવવાનો એક બસ આધાર તું છે.
આખરે 'નાદાન' શુ કહેશુ વધારે,
માનવીના વેશમાં અવતાર તું છે.

**દિનેશ ડોંગરે 'નાદાન'**



'વ્યંગ'માં એ હોય કે 'ગંભીર'માં
શબ્દને સ્થાપી શકું હું તીરમાં.

**નિર્મિશ ઠાકર**



કોઈ હજુ ક્યાં અક્ષર એક ઉકેલી શકતા !
કોરે કાગળ શબદ પડયા ને ફળી જાતરા...

**ઉષા ઉપાધ્યાય**



શરૂ થયું જે નૂતન વરસ,
સૌને સારું હજો સરસ;
બંધાય સૌ સંબંધ એવા
ક્યાંય હજો ના કોઈ શરત.
સમસ્યા ભલે ને ગમે તે હો
ઉકેલ તમને મળો તરત;
જિંદગીનાં જળ પીઓ ઘટક
એવી મળો તમને તરસ.
વીસરાઈ જાય વીતેલાં વર્ષ
એવું ફળો આ નૂતન વરસ.

**રામુ પટેલ ડરણકર**



આયુષ્યની પળો સરે છે પળે પળ.....
મિનિટ, કલાક, દિવસ, રાત
માસ, વર્ષ, શતાબ્દી વહે છે.....
સંબંધો છે ચિરંતન;
સમય છે સનાતન, સ્વજન !
નૂતન વર્ષાભિનંદન !
હાર્દિક શુભકામનાઓ !

**વરદરાજ પંડિત**



પળ, વિપળ, ઘડીઓ, પ્રહર વીત્યે જતાં,
આમ દિવસો, માસ, વર્ષો પણ વીત્યાં,
આજના દિવસે જરા જોઈ લીએ,
શું જીવનનાં ધ્યેયને પામ્યાં છીએ ?

**જયંત જી ગાંધી 'કુસુમાયુધ'**



દીપોત્સવીના દીપને સમજશું હવે,
રોશની હર દ્વારને ધરશું હવે,
તિમિરને મન દ્વારથી અળગું કરી,
પ્રેમમય માધુર્યને ભરશું હવે.

**હર્ષદ મ. પાઠક**



દુષ્યન્ત પંડ્યા

(૨૬)

શાળાના જે મારા જેવડાં સાથીઓ હતાં તે એક પછી એક ચાલી ગયાં હતાં. એક મિ. શેઠ હતા. એ એમ.એ., એલ.એલ.બી. હતા. નોકરીમાં મારા કરતાં સીનિયર હતા, પણ સોળ વિદ્યાર્થીઓના વર્ગને વશમાં રાખતાં એમને અગવડ પડતી. વળી એ બી.ટી. (બી.એડ.નું પૂર્વરૂપ) પણ થયા ન હતા. મહિલા વિદ્યાપીઠની માફક મુંબઈ યુનિવર્સિટીએ પણ બી.ટી.નો અભ્યાસક્રમ સાયંકાલીન રાખવો જોઈએ એવો ઠરાવ શિક્ષકસંઘ કરે એવું એ સતત દબાણ કરતા. સ્ટાફરૂમમાં એક વેળા એમણે આ વાત ઉપાડી ત્યારે અમારામાંથી કોઈએ કહ્યું : 'મુંબઈ યુનિવર્સિટી એ ફેરફાર કરે તેવું લાગતું નથી. પણ તમે જો થોડો ફેરફાર કરો તો તમે બી.ટી. થઈ શકો.'

'શો ફેરફાર કરવો પડે ?' ઉત્સાહિત થઈ શેઠસરે પૂછ્યું.

'વાળ લાંબા વધારો અને સાડી પહેરી એસએનડીટી યુનિવર્સિટીના બી.ટી. વર્ગમાં દાખલ થઈ જાઓ !' આ 'ગંભીર' સૂચનથી ત્યાં બેઠેલ સૌ હસી પડ્યા. પછી શેઠ બી ટી. થયા અને અમદાવાદની એ. જી. ટીચર્સ કૉલેજમાં પ્રાધ્યાપક બનીને શાળામાંથી ચાલી ગયા. શાળામાં હતા ત્યાં સુધી વિદ્યાર્થીઓ એમને બહુ બનાવતા. શરીરે સાવ એકવડા બાંધાના હતા પણ શ્રેણી અગિયારમીના વિદ્યાર્થીઓની વિદાયને પ્રસંગે અપાતા ભોજન-સમારંભમાં એમનો સ્કોર ગાવસ્કરના સ્કોર જેવો રહેતો. કે.ઈ.એમ. હૉસ્પિટલનું મ્યુઝિયમ જોવા એક વર્ગના વિદ્યાર્થીઓ ગયેલા. ત્યાં એક ખૂબ મોટી હોજરી હતી અને નીચે લખાણ હતું : 'ખૂબ ખાનારની હોજરી !' કોઈ ટીખળી વિદ્યાર્થી બોલી ઊઠ્યો હતો : 'શેઠસરની'.

અચાનક એક દહાડો આચાર્ય અને એમનાં પત્ની તથા હું ત્રણે શાળામાં હાજર રહી શક્યાં ન હતાં. શેઠસરે તે દહાડે પાંચેક નોટિસ ફેરવી. દરેક નીચે પોતાની સહી અને એ સહી નીચે 'ઇન-ચાર્જ પ્રિન્સિપલ' હોદ્દો બાંધેલો. તે દિવસથી વિદ્યાર્થીઓએ એમને 'એક દિન કા સુલતાન'નો ઇલ્કાબ આપી દીધેલો. એમના ચાલી જવા પછીથી અમારા એ છાપરા વગરના સ્ટાફરૂમનું અધઝાઝેરું હાસ્ય ચાલી ગયું.

શંકરભાઈ દેસાઈ પીઢ અને કુશળ શિક્ષક હતા. અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત એ ત્રણેય ભાષાઓ ઉપર એમનું પ્રભુત્વ સારું હતું. એ મર્યાદામાં માનનારા હતા. શાળાની સાવ નિકટ રહેતાં એક સ્થૂળદેહી શિક્ષિકા ત્યારે નવીસવી નીકળેલી. નાઇલોનની પારદર્શક જેવી સાડી અને એવું જ પોલકું પહેરી શાળાએ આવ્યાં તો તરત જ શંકરભાઈએ એમને કહ્યું : 'શાળાએ આવતાં પહેલાં તૈયાર થઈને અરીસામાં જોયું હતું, બહેન ? શોર્ટ રિસેસમાં જ જાઓ, અરીસામાં જુઓ કે કેવાં દેખાઓ છો અને વિચારી જોજો કે વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ સામે આ પોશાક કેવો શોભાસ્પદ છે. ઠીક લાગે તો જુદી વાત છે. નહીં તો સરખાં કપડાં પહેરીને આવજો.' આજની ફિલ્મો અને જાહેરાતોમાં થતું નગ્નતાનું પ્રદર્શન જોવામાંથી બચાવી લેવા માટે ભગવાને એમને ત્રણેક દાયકા પૂર્વે જ ઉપાડી લીધા છે.

જ્યોતીન્દ્ર ઝાએ ૧૯૪૨ના આંદોલનમાં ભાગ લીધો હતો અને ગુજરાત કૉલેજમાંના વિનોદ કિનારીવાળા પરના તથા અડાસ સ્ટેશન પરના ગોળીબારની વાત એ જુસ્સાથી કહેતા. એમની જ વયના મધુસૂદન ત્રિવેદી પણ કુશળ શિક્ષક હતા. ગોંડળના એક પટેલ સંસ્કૃત શીખવતા. છ-સાડા છ વર્ષની નોકરી પછી એ ધંધામાં પડ્યા. એમના પ્રોવિડન્ટ ફંડનો હિસ્સો રોકવામાં આવતાં શાળામાં કટુતાએ પ્રવેશ કર્યો. પટેલે કોર્ટમાં દાવો માંડ્યો. જુબાની માટે મારે કોર્ટમાં જવાનું થયું. પટેલની

નોકરી પાંચ વર્ષ કરતાં વધારે સમયની હતી, એમણે જરૂરી સમયમર્યાદાની નોટિસ પણ શાળાને આપી હતી અને શાળામાં એમનું વર્તન શિસ્તબદ્ધ હતું તથા શિક્ષક તરીકે કુશળ પુરવાર થયા હતા : આ હકીકત મેં કહી. મારી આ જુબાનીએ મને અપ્રિય બનાવ્યો. શ્રી પટેલને એમનો હક્કહિસ્સો આપવો પડચો. પટેલના - કે કોઈ શિક્ષકના - વાજબી હક્કહિસ્સા આપવામાં આનાકાની કરવી કે જરા પણ ઢીલ કરવી તે મને યોગ્ય લાગ્યું નથી.

ભરૂચ પાસેના કોઈ ગામના શ્રી વોરા શાળામાં કલાશિક્ષક તરીકે જોડાયેલા. તેમની સાથે પણ આત્મીયતાનો સંબંધ બંધાયો હતો. કરાંચીના પિર્વા ધોળકિયા, ગોસલિયા અને છોટાલાલ જોશી તો હતા જ. પછીથી જોડાયેલાં બહેનો પન્નાબહેન ઠાકોર અને પ્રભાબહેન દેસાઈ સાથે પણ સારા સંબંધો બંધાયા હતા. શાળાના પ્રાથમિક વિભાગમાંનાં ભામિનીબહેન અને ઇન્દુબહેન સાથે પણ નિકટના સંબંધો બંધાયા હતા. પન્નાબહેન સાથેનો સંબંધ આજ સુધી ટકી રહેવા પામ્યો છે. અને એમની દ્વારા ઉષાબહેન મલજી અને ભાસ મલજી સાથે પણ મીઠો સંબંધ બંધાયો હતો.

સાથીઓ અને વિદ્યાર્થીઓ સાથે આવા પ્રેમભર્યા સંબંધો હતા પણ મારું મન શાળામાંથી ઊઠી ગયું હતું. આચાર્યનાં પત્નીના અને મારા પગારની સમાનતા હોવા છતાં, બંને વચ્ચેની જવાબદારીની અસમાનતા મને ખટકતી હતી પણ એથી વધારે ખટકતી બાબત હતી આચાર્યના મારી તરફના બદલાયેલા વલણની. ઉપરાંત, કાંદીવલી રહેવું, ખાર આવવું-જવું અને ટ્યૂશનો માટે કાંદીવલી, મલાડ, પારલા, ખાર આથડવું મને આકરું લાગતું હતું. મારા પુત્રને સૂતો મૂકીને સવારની ૬-૫૦ની લોકલ પકડવા માટે ૬-૪૦ વાગ્યે ઘર છોડચું હોય અને રાત્રે ૮-૪૦ વાગ્યે ઊતરી ૯-૦૦ વાગ્યે ઘેર પાછો આવું ત્યાં એ સૂઈ ગયો હોય. એની માતાના અસાધ્ય દરદને લઈને મારે ડોક્ટરોનો પનારો પાડવો પડતો અને મોંઘી દવાઓ ખરીદવી પડતી. એક ડોક્ટર મિત્રને હું મજાકમાં કહેતો : 'મારા હાથમાં લેણિયાત ડોક્ટરની રેખા છે !' આચાર્ય તરીકે કશેક જઉં તો પગાર વધારે મળે અને આ ટ્યૂશનની દોડધામમાંથી મુક્તિ હું મેળવી શકું. બચતનો તો સવાલ જ ન હતો. હું એટલો બધો કંટાળી ગયો હતો કે આંધળુકિયાં કરવા તૈયાર હતો. આ બારચૌદ કલાકની દોડધામ અને ખાવાની અનિયમિતતાને લઈને આંતરડાંના સોજાએ અને પેટમાં ચાંદાઓએ મારા શરીરમાં ઘર કર્યું. પચાસ વરસોથી અલ્સરેટિવ કોલાઇટિસ સાથેનું સહજીવન માણી રહ્યો છું.

એ રોગ વિશેની આડવાત પણ કહી દઉં. પારલાની નાણાવટી હૉસ્પિટલના વડા ડૉ. શેઠની દીકરી દર્શના - એ પણ કુશળ ડોક્ટર થઈ ગઈ છે - શાળામાં ભણતી હતી. મેં એ ડોક્ટર શેઠને તબિયત બતાવવાનું નક્કી કર્યું. એમણે અને એમના સાથી સર્જને મને તપાસ્યો. બેરિયમ પાઈ, આંતરડાનો એક્સરે ફોટો લીધો. પછી મને કહે : 'તમારા પેટમાં છ અલ્સર છે. ઑપરેશનથી કાઢી શકાય પણ એ ફરી પાછાં થાય ખરાં. અમારી સલાહ શસ્ત્રક્રિયાની નથી. તમે ખાનપાનમાં કાળજી રાખો તો એ તમને ત્રાસ ન આપે.'

'મારે શી કાળજી રાખવી ?' મેં પૂછ્યું.

'મરચાં, તળેલી વસ્તુઓ અને કઠોળથી સંભાળવું. એમને સાવ જ બંધ નહી કરી દેવાં પણ એ બને એટલાં ઓછાં ખાવાં. અટેક આવે તો પણ માઇલ્ડ જ આવે ને એની સારવાર લેવી પડે.'

'એથી વિશેષ કંઈ સૂચના ?' મેં જાણવા પ્રશ્ન કર્યો.

'ના, આટલું જ', મને એ બે નિષ્ણાતોએ કહ્યું.

'તો મારે પૂછવું છે' કહી, મેં સવાલ કર્યો : 'મિષ્ટાન્ન ખાઈ શકાય ? ચા પી શકાય, સોપારી ખાઈ શકાય ?' મારે રોજ ભોજનમાં મિષ્ટાન્નની આદત હતી - આજે પણ છે-, રોજ દસબાર વાર ચા પીતો અને સોપારી પણ ખૂબ ખાતો - આજે પણ એ ટેવ ગઈ નથી.

'ગળપણ ખાઈ શકાય, માઇલ્ડ ચા પી શકાય

અને સોપારી પણ ખાઈ શકાય', એ બંને ડૉક્ટરોએ કહ્યું.

શ્રી રામભાઈ બક્ષી આ અલ્સરેટિવ કોલાઇટિસ સાથે નવ દાયકા ઉપર થોડાં વર્ષ જીવી ગયા હતા. એમના જેવા વિદ્વાનની કંપનીમાં હું છું તેના ગૌરવ સાથે હું પણ જીવન માણી રહ્યો છું.

આ દરદની ઉત્પત્તિનું કારણ જે અનિયમિતતા હતી તેમાથી બચવા માટે તથા શાળાના કઠતા વાતાવરણમાંથી મુક્ત થવા માટે હું આચાર્ય બનવા ચાહતો હતો. એવી તક મને મળી પણ ગઈ. એક નાની વિકસતી શાળામાં આચાર્ય તરીકે હું જોડાયો.

એ શાળાનાં સાથીઓ અને વિદ્યાર્થીઓનો અનુભવ જેટલો સુખદ હતો તેટલો સંચાલકોનો અનુભવ સુખદ નહીં રહ્યો. હું સુખની જ વાત કરીશ.

એક વાર એક ત્રણ-સાડા ત્રણ વર્ષની બાલિકા મારી પાસે આવી ચડી. મને કહે : 'દુષ્યન્તભાઈ, તમે મને તમારી દીકરી કરશો ?'

'તું મારી દીકરી છો જ. તને દીકરી કરવાનો પ્રશ્ન જ નથી', કહી મેં તેને નજીક બોલાવી અને એને માથે તથા એના વાંસા પર હાથ ફેરવ્યો. એણે એનું અંતર ઉઘાડ્યું.

'મારી મમ્મી છે ને, હૉસ્પિટલમાં ગઈ છે. ત્યાં એને મારો ભાઈ મળ્યો છે. મમ્મી એ ભાઈને જ પાસે રાખીને સૂતી રહે છે. મને તો એની પાસે પણ જવા નથી દેતી !'

'બેટા, ભાઈ આવ્યો એ તો સારી વાત છે. તું એને રાખડી બાંધશે, એ તને પસલી આપશે, ભાઈ મોટો થશે, તારી સાથે રમશે, તારે એને બધું શીખવવું પડશે...'

'એમ, દુષ્યન્તભાઈ, એ બધું તો મને ગમશે !' એ છોકરી, રેખા, બોલી.

એ રેખા સાથેનો સંબંધ આજ સુધી પિતાપુત્રીનો જ રહ્યો છે. એ રેખાનાં માતાપિતા સાથે પણ પ્રેમભર્યો સંબંધ બંધાયો હતો. ઉષા, ઉપમા, દીપ્તિ-એને હું 'દીપડી' કહેતો ને એ ખડખડ હસી પડતી - મીનળ, કંચન, જૈમિની, રશ્મિ, વિજય, વિક્રમ, મનોજ, દર્શના, યશસ્વી, અંકુર...આ સૌની પ્રેમાળ મૂર્તિઓ આજે આંખો સામે તરી આવે છે

એ શાળાનું સંચાલન એક ટ્રસ્ટ કરતું હતું પણ, એક જ કુટુંબનાં માણસોનું બનેલું એ ટ્રસ્ટ હતું. અંગત અહં સંતોવા માટે એ શાળા સ્થાપવામાં આવી હતી એમ વાતો ચાલતી. એ ટ્રસ્ટીઓની ગાયોનું દૂધ અને એમના બાગમાંનાં કેળાં અને ચીકુ બાલમંદિરનાં બાળકોને નાસ્તામાં અપાય છે તે જાણી મને આનંદ થયો હતો પણ તે માટે, બજારભાવે, પૈસા રોકડા ચૂકવવામાં આવે છે તે જાણી મને આઘાત લાગ્યો હતો આમ છતાંય, દૂધ અર્ધો લિટર ઓછું હોય અને બેચાર એલચીકેળાં ગરભાઈ ગયેલાં હોય, ફેંકી દેવાં પડે. ટ્રસ્ટીઓ પોતાની શાળાની સાથે આવો 'વેપાર' કરે એ અનુભવ અનોખો હતો.

આખરે એમાંથી પણ મારા સંજોગોએ મને મુક્તિ અપાવી અને, જામનગરમાં નવી જ સ્થપાતી ડી.સી.સી.વિ. હાઈસ્કૂલના આચાર્ય તરીકે, ૧૯૫૬માં હું જામનગર આવ્યો.

આ નાની શાળામાં હું હતો ત્યાં સુધીમાં એની પ્રગતિ થઈ હતી અને શ્રેણી ૫-૬-૭ના વર્ગો ક્રમશઃ અસ્તિત્વમાં આવ્યા હતા.



## સાભાર સ્વીકાર

થાય છે...તત્ત્વબોધ વાદે વાદે જાય છે...તત્ત્વબોધ : લે.પ્રકા. પ્રો. જે. પી. મહેતા, બી/૪, રાધિકા એપાર્ટમેન્ટ, ગાંધીબાગ રોડ, મહુવા - ૩૬૪ ૨૯૦, કિં. રૂ. ૨૦/-; જાહ્નવી સ્મૃતિ (નવમું પુષ્પ) : સંકલન : જ્યોતિબહેન થાનકી, પ્રા. તખ્તસિંહ પરમાર, પ્રકા. શિશુવિહાર શૈક્ષણિક વિભાગ, શિશુવિહાર, કૃષ્ણનગર, ભાવનગર - ૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૧૫/-.

દિનકર જોષી

મારું નામ કૈકેયી.

કેકય દેશના રાજા અશ્વપતિની હું પુત્રી.

અયોધ્યાપતિ મહારાજ દશરથની હું ધર્મપત્ની.

રાજકુમાર ભરતની જનેતા હું કૈકેયી.

ખરું કહું તો મારી તમને આટલી લાંબી ઓળખાણ આપવાની કોઈ જરૂર નથી. તમારા માટે તો મારું નામ એ જ પૂરતી ઓળખાણ છે. કૈકેયી નામની બીજી કોઈ સ્ત્રીને તમે ઓળખતા જ નથી. તમારાં સગાં, સંબંધી, સ્નેહી, સ્વજનોમાં કોઈકનું નામ કદાચ કૌશલ્યા હશે, કદાચ સુમિત્રા હશે પણ તમારી આટલી ઉંમરમાં તમે કોઈ પરિવારમાં કોઈ કન્યાનું નામ કૈકેયી હોય એવું સાંભળ્યું નહિ હોય.

એનું કારણ છે, કૈકેયી નામ સાથે જ તમારા ચિત્તમાં એક એવી ડાકણનું ચિત્ર પેદા થાય છે કે જેણે પોતાના ઘરને ખેદાનમેદાન કરી નાખ્યું હતું. તમને એટલું જ યાદ આવે છે કે કૈકેયીને કારણે જ મહારાજ દશરથનું મૃત્યુ થયું હતું. રાજા બનવાને બદલે રામને અરણ્યવાસી બનવું પડયું હતું. રામના અરણ્યવાસને કારણે જ સીતાનું અપહરણ થયું હતું. સીતાને છોડાવવા માટે રામને યુદ્ધ કરવું પડયું અને આ યુદ્ધમાં લાખો જીવોનો સંહાર થયો. એટલું જ નહિ, અરણ્યવાસ સમાપ્ત થયા પછી પણ એની કાળી છાયા હેઠળ ફરી એક વાર રામે સીતાનો ત્યાગ કર્યો અને સીતા અંતે ધરતીમાં સમાઈ ગઈ. આ બધી કરુણાંતિકા માટે કૈકેયી અને માત્ર કૈકેયી જ જવાબદાર છે એવું તમે માનો છો.

તમે આવું માનો છો એમાં તમારો વાંક નથી. તમને આજે સદીઓથી અપરંપાર ગ્રંથકારોએ અને કથાકારોએ આ જ વાત કહી છે. મહર્ષિ વાલ્મીકિએ પોતાના ગ્રંથમાં તો મારા વિશે સાચી અને સાવ સાચી વાત કહી દીધી હતી પણ એ સચ્ચાઈને ઢાંકી રાખીને તુલસીદાસે તમને બીજી વાત કહી. મારે તુલસીદાસ સામે પણ કોઈ ફરિયાદ નથી કરવી. એવા તો સેંકડો કવિઓ અને કથાકારો થઈ ગયા છે કે જેમણે મહર્ષિ વાલ્મીકિની મૂળ કથાને પોતાની ભક્તિ કે પોતાના ભાવ અનુસાર અનેક ફેરફારો કરીને આગળ વધારી છે. પણ મારે આજે તમને જે વાત કહેવી છે એ તો મૂલ કથાનક એટલે કે મહર્ષિ વાલ્મીકિએ જે કહ્યું છે એની જ વાત કરવી છે. જે રીતે મને તમારી સામે કોઈ ફરિયાદ નથી એ જ રીતે મારા સર્જક એવા મહર્ષિ વાલ્મીકિ સામે પણ મને કોઈ ફરિયાદ નથી. હું તો એમની ઋણી છું કે જેમણે મને આજે હજારો વરસ પછી કરોડો માણસોની સ્મૃતિમાં એક અનૂઠા પાત્ર તરીકે જીવંત રાખી છે.

રામને ચૌદ વરસ વનવાસ અને મારા પુત્ર ભરતને રાજા બનાવવાનું વચન મેં રાજા દશરથ પાસેથી માંગ્યું હતું એનો હું ઇન્કાર નથી કરતી. પણ તમે એ જાણો છો કે મારે આવું વચન કેમ માંગવું પડયું હતું ? તમે તો કહી દેશો કે મંથરાએ કાનભંભેરણી કરી એટલે મેં આવું અવળું પગલું ભર્યું. તમે એ કેમ ભૂલી જાઓ છો કે મંથરા તો એક ક્ષુદ્ર દાસી માત્ર હતી અને હું એક ક્ષત્રિય કન્યા – કેકયનરેશ રાજા અશ્વપતિની પુત્રી અને અયોધ્યાધિપતિ રાજા દશરથની પત્ની હતી. રામ મને પણ રાજા દશરથ અને કૌશલ્યાની જેમ એટલા જ પ્રિય હતા. રામના રાજ્યાભિષેકની વાત જ્યારે મારા કાને પડી ત્યારે હું કેટલી બધી પ્રસન્ન થઈ ગઈ હતી એ શું તમે નથી જાણતા ? આવા શુભ સમાચાર આપનાર મંથરાને મેં મારા ગળાનો બહુમૂલ્ય હાર કાઢીને ભેટ આપી દીધો હતો એ વાત તો મહર્ષિ વાલ્મીકિએ પણ તમને કહી છે.

રાજા દશરથ વૃદ્ધજન હતા અને હું યુવાન હતી એ તો તમે સહુ જાણો છો પણ એ વૃદ્ધ

હતા માટે મને પ્રિય નહોતા એવું માની લેવામાં ઉતાવળ કરતા નહિ. તમે જાણો જ છો કે પૂર્વે દેવાસુર સંગ્રામમાં મેં મહારાજ દશરથના રથના સારથિ તરીકે કામગીરી કરીને એમના જીવનની રક્ષા કરી હતી. મને કહો ખરાં કે સમરાંગણમાં પતિની સાથે જઈને જીવને જોખમમાં મૂકનારી કેટલી સતી સ્ત્રીઓની કથાઓ તમારા ધર્મગ્રંથોમાં છે ? હું કૈકેયી રણાંગણમાં પણ પતિની રક્ષા કરનારી કદાચ એકમાત્ર આર્યનારી છું. મને જો પતિ પ્રત્યે પ્રેમ ન હોત તો મેં આવું કાર્ય કર્યું હોત ખરું ? અને મારા આ કૃત્યના પુરસ્કારરૂપે જ રાજાએ મને બે વરદાન આપ્યાં હતાં. પણ એ વરદાનની વાત હું તમને પછી કરીશ.

મેં મારા પુત્ર ભરત માટે રાજ્ય પ્રાપ્ત કરવા આ વરદાનનો ઉપયોગ કર્યો હતો એ તો તમે જાણો જ છો પણ મહર્ષિ વાલ્મીકિએ કહ્યું હોવા છતાં જે તમે નથી જાણતા એ વાત તમે કાન ખોલીને સાંભળી લો. મારા પિતા અશ્વપતિ પાસે જ્યારે રાજા દશરથે મારા હાથની માગણી કરી ત્યારે એમના અંતઃપુરમાં મોટીબહેન કૌશલ્યા અને સુમિત્રા આ બે રાણીઓ તો હતી જ. તમારામાંથી ભાગ્યે જ થોડાક જણ જાણતા હશે કે આ બે ઉપરાંત બીજી સાડા ત્રણસો સ્ત્રીઓને મહારાજ દશરથ પરણ્યા હતા. આટલી બધી પત્નીઓ એમના અંતઃપુરમાં અગાઉથી જ વસી ચૂકી હતી. પિતા અશ્વપતિની હું લાડકી પુત્રી હતી. અયોધ્યાના અંતઃપુરમાં જો આટલી બધી પત્નીઓ ઉપર મારે જવાનું હોય તો મારું તો ઠીક પણ મારા પુત્રનું શું થાય એ ચિંતા કોઈ પણ પિતાને થાય એ તો સમજી શકાય એવી વાત છે. અને એટલે જ્યારે રાજા દશરથે લગ્નનો પ્રસ્તાવ મૂક્યો ત્યારે શું બન્યું હતું એ બરાબર ધ્યાન દઈને, કાન ખોલીને સાંભળી લ્યો.

(અંધકાર)

(નેપથ્યે)

દશરથ : 'મહારાજ અશ્વપતિ, આપની પુત્રી કૈકેયી સાથે લગ્ન કરવા માટે હું, અયોધ્યાનો રાજા દશરથ, પ્રસ્તાવ કરું છું.'

અશ્વપતિ : 'આપનો પ્રસ્તાવ મને મંજૂર છે મહારાજ, પણ મારી એક શરત છે.'

દશરથ : 'શરત ? આપની કોઈ પણ શરત મને મંજૂર છે.'

અશ્વપતિ : 'તો પછી મારી પુત્રી કૈકેયીને પેટે જે પુત્ર જન્મે એ જ અયોધ્યાનો ભાવિ યુવરાજ બનશે એવું તમે મને વચન આપો.'

દશરથ : 'અવશ્ય ! આપ નચિંત રહો મહારાજ ! કૈકેયીનો પુત્ર જ અયોધ્યાનો ભાવિ નરેશ બનશે એવું હું વચન આપું છું.'

(પ્રકાશ)

તમે સાંભળ્યું ? મારા પેટે જન્મેલો મારો પુત્ર જ અયોધ્યાનો રાજા બનશે એવું વચન તો રાજા દશરથ મારા પિતાને લગ્ન પૂર્વે જ આપી ચૂક્યા હતા. ભરતનો રાજ્યસિંહાસન ઉપરનો અધિકાર તો એના જન્મ પૂર્વે જ પ્રસ્થાપિત થઈ ચૂક્યો હતો.

અને છતાં કૌશલ્યાના પુત્ર રામ પણ મને તો ભરત જેટલા જ પ્રિય હતા. રાજા દશરથે રામનો રાજ્યાભિષેક કરવા માટે, મારા પિતાને અપાયેલા વચનમાંથી મારી પાસે ખુલ્લા દિલે અને વિશ્વાસપૂર્વક મુક્તિ માગી હોત તો મેં આપી પણ હોત. પણ તમે જાણો છો કે એમણે એમ ન કર્યું. ભરત જ્યારે મોસાળ ગયો હતો ત્યારે એની અનુપસ્થિતિમાં અને એ પણ મારી જાણ વગર જ એમણે રામના રાજ્યાભિષેકનું આયોજન કરી નાખ્યું. આ શુભ પ્રસંગે નગરીમાં જ્યારે ઉત્સવ ઊજવાઈ રહ્યો હતો ત્યારે મંથરાએ આ વાત જાણી અને એણે જ સહુ પ્રથમ મને આ ખબર આપ્યા.

હવે તમે જ કહો આ વાતને ઉચિત કહેવાય ? રાજા દશરથ મારા પતિ હતા, પ્રિય પતિ હતા, ધર્મપુરુષ હતા અને આમ છતાં જે રીતે રામના રાજ્યાભિષેકનું આયોજન થયું એમાં પૂર્વે અપાયેલા વચનનું ઉલ્લંઘન નહોતું ? હતું જ. એટલું જ નહિ, આખી વાત મારા કાને આવે જ નહિ એવી પણ ગણતરી નહોતી એવું તમે કહી શકશો ? મારા પિતા અશ્વપતિ મૃત્યુ પામ્યા હતા એટલે એનો અર્થ

એવો નહોતો થતો કે એને અપાયેલું વચન મૃત્યુ પામ્યું. મંથરાએ કહેલી વાતથી મારા સ્વમાનને ઠેસ વાગી એ તો ખરું જ, મારા મનમાં ઉદ્વેગ થયો અને રોષ વ્યાપ્યો એ પણ ખરું પણ એમાં ક્યાંય રામ પ્રત્યે મને કોઈ દ્વેષ નહોતો. માત્ર પતિ પ્રત્યે, એમના વચનભંગને કારણે, એમણે મારી જે અવગણના કરી હતી એને કારણે રોષ જરૂર વ્યાપ્યો હતો. આ રોષ કરતાંય વિશેષ પુત્ર ભરતના ભવિષ્યની ચિંતા મને સતાવી રહી હતી. રાજાના પેટમાં જો પાપ ન હોત તો એમણે ભરતની અનુપસ્થિતિમાં અને મને જાણ પણ કર્યા વિના રામના રાજ્યાભિષેકનું આવું આયોજન કેમ કર્યું ? મારા સદ્‌ગત પિતાને લગ્ન પૂર્વે જ આપેલું વચન કેમ વીસરાઈ ગયું ? એક માતા તરીકે મને પુત્રની ચિંતા થાય જ એ તમે સમજી શકો છો. એક સ્ત્રી તરીકે મારો ઘમંડ છંછેડાય તો એનેય તમે મહાપાપ તો નહિ જ કહો.

હવે મારી પાસે એક જ વિકલ્પ બચ્યો હતો. મારા પુત્રને રાજા બનાવવાનું વચન તો જેમને અપાયું હતું એ મારા પિતા તો સદ્‌ગત થઈ ચૂક્યા હતા. મહારાજ દશરથ તો હવે એ વચન વીસરી જવા માગતા હતા પણ મને યાદ આવ્યું કે આ સંજોગોમાં હું, મને અપાયેલા વરદાનનો ઉપયોગ કેમ ન કરું ? પિતાને અપાયેલું વચન, પિતાનું મૃત્યુ થતા હવે અર્થહીન છે એવું કદાચ કોઈક ધર્મગુરુ ક્યાંકથી શોધી કાઢે એ કરતાં હું ખુદ રાજાએ મને આપેલાં અને આજ સુધી વપરાયા વિના રહેલાં બે વરદાનોનો ઉપયોગ કાં ન કરું ? રામ પ્રત્યે કશાય દ્વેષભાવ વિના અને દશરથ પ્રત્યે રોષ હોવા છતાં પૂરા ધર્મભાવ સાથે મેં મારાં પેલાં બે વરદાનોનો ઉપયોગ કર્યો - ભરતને ગાદી અને રામને વનવાસ.

ભરતને ગાદી એ મારી વાત તમે સમજી શકશો પણ રામને વનવાસ શા માટે એવો પ્રશ્ન કદાચ તમારા મનમાં થશે એની મને ખાતરી છે. રામના રાજ્યાભિષેકનું આયોજન ઉલટાવીને ભરતને રાજા બનાવ્યા પછી જે કંઈ સંભવિત ખટરાગ, અવિશ્વાસ અને ઉચક મન થાય એ સંજોગો હું ટાળવા માગતી હતી. તમે કદાચ નહિ જાણતા હો પણ મારા પિતા અશ્વપતિએ મને વેદ-ઉપનિષદોનું શિક્ષણ પણ આપ્યું હતું. સાત વરસને અંતે માણસના શરીરમાં વહેતું લોહી સદંતર બદલાઈ જાય છે અને એના અવયવોમાં પૂર્ણતઃ પરિવર્તન થઈ જાય છે એવું શ્રુતિવાક્ય હું જાણતી હતી. જો રામ અયોધ્યાથી દૂર વસે, આંખથી અદીઠ હોય તો ભરત વધુ સુરક્ષિત રહે એવા તર્કથી મેં રામનો વનવાસ માગ્યો હતો. એમાં બનવાજોગ છે કે એ વખતે માનસિક ઉશ્કેરાટને કારણે ક્યાંક કશીક મર્યાદાની રેખા ચૂકાઈ પણ ગઈ હોય. સાત વરસમાં બધું જ ખરેખર બદલાઈ જાય એ જાણવા છતાં સુરક્ષાને બેવડી અંકિત કરવા માટે મેં ચૌદ વરસ કહ્યાં. આમાં બીજું ગમે તે હોય પણ પુત્ર ભરતના કલ્યાણની ભાવના જ સર્વોચ્ચ અગ્રસ્થાને હતી એ નિઃશંક છે. અને આમ છતાં કુલગુરુ વસિષ્ઠે, મહારાજ દશરથે, મોટી બહેન કૌશલ્યાએ અને સ્વયં પુત્ર ભરતે મારા માટે જે શબ્દો વાપર્યા એ પણ એક અટકીને ધ્યાનપૂર્વક સાંભળી. લ્યો.

(અંધકાર)

(નેપથ્યે)

વસિષ્ઠ : 'હે કલંકિની દુર્બુદ્ધિ કૈકેયી ! હે દુષ્ટા, તને ધિક્કાર છે ! હે દુરાચારિણી ઇક્ષ્વાકુ વંશના કુલગુરુ તરીકે મેં તારા જેવી અધમ રાજરાણીને કદી જોઈ નથી.'

રાજા દશરથ : 'હે દુષ્ટાચારિણી, હે પાપિણી, હે હત્યારી, મારા મૃત્યુ પછી મારા દેહનો કોઈ પણ સંસ્કાર તું કરીશ નહિ.'

કૌશલ્યા : 'હે ત્યક્તલજ્જા ! હે નિષ્ઠુર, હે ભ્રષ્ટા ! ધિક્કાર છે, ધિક્કાર છે !'

ભરત : 'હે પતિઘાતિની ! હે કુલનાશિની ! તને માતા કહેતાં મને લજ્જા આવે છે. તું મારી નજર સામેથી દૂર જતી રહે. ચાહે તો અગ્નિપ્રવેશ કરીને ભસ્મ થઈ જા અથવા અન્ય કોઈ રીતે આત્મહત્યા કરી લે. તારા જેવી ક્રૂરકર્મા સ્ત્રીનું હું મોઢું જોવા માગતો નથી.'

(પ્રકાશ)

સાંભળ્યું ? તમે બરાબર સાંભળ્યું ને ? મેં જે કંઈ કર્યું'તું એ બધાની પૂર્વભૂમિકા કોઈએ મુદ્દલ લક્ષમાં લીધી નથી. બીજા બધા તો ઠીક પણ પુત્ર ભરતે સુધ્ધાં અત્યંત તિરસ્કારથી મોં ફેરવી લીધું. હવે તમે જ કહો, રોષ અને ચિંતાને કારણે મેં જો કોઈ અનુચિત પગલું ભર્યું હોય તો એમાં પણ મને ન્યાય મળવો જોઈએ એમ તમને નથી લાગતું ? રોષના ભાવ હેઠળ કદાચ ભૂલ પણ કરી હોય તોય મારી સાથે પતિ, પુત્ર, કુલગુરુ, અયોધ્યાની પ્રજા અને પાંચ હજાર વરસ પછી આજે પણ તમે સહુ જે ભાવ ધરી રહ્યા છો એમ ન્યાય છે ખરો ? રાજા દશરથ પ્રત્યે અત્યંત આદરભાવ સાથે પણ એ વાત મારાથી શી રીતે ભુલાય કે લગ્ન પૂર્વે જ વચન આપ્યું હોવા છતાં એમણે દ્રોહ કર્યો હતો. આ દ્રોહની વાત રાજાએ તો વિસારે પાડી પણ મહર્ષિ વાલ્મીકિએ કહી હોવા છતાં અનુવર્તી કવિઓએ અને તમે સહુએ પણ શા માટે વિસારે પાડી એ જ મને તો સમજાતું નથી.

મારું આટલું દુર્ભાગ્ય ઓછું હોય એમ, રામને ચિત્રકૂટથી પાછા અયોધ્યા બોલાવી લાવવા માટે જ્યારે અમે સહુ ગયા ત્યારે માર્ગમાં ભારદ્વાજ ઋષિના આશ્રમે અમે સહુએ એક રાત્રિ નિવાસ કર્યો હતો. એ તો તમે જાણતા જ હશો. એ વખતે ભારદ્વાજની જ્યારે મેં ચરણવંદના કરી ત્યારે પણ પુત્ર ભરતનો રોષ ઓછો નહોતો થયો. એણે ઋષિને મારો પરિચય આપતાં કહ્યું હતું કે –

(અંધકાર)

(નેપથ્યે)

ભરત : 'જે અત્યંત ક્રોધી સ્વભાવની છે, જે અશિક્ષિત અને બુદ્ધિ વિનાની છે, જે અત્યંત ગર્વિષ્ઠ અને રાજ્યલોભી છે, જે ચહેરે–મહોરે તો આર્ય સ્ત્રી જેવી લાગે છે પણ વાસ્તવમાં રાક્ષસી છે એ આ સ્ત્રી કૈકેયી મારી માતા છે.'

(પ્રકાશ)

સાંભળ્યું ? દુનિયાના બીજા કોઈ પુત્રે પોતાની માતાનો – પોતાની સગી જનેતાનો આવો અનાદર કર્યો હોય એનો જોટો તમને ક્યાંય જડે છે ? કદાચ હું દોષિત હતી એ સ્વીકારીએ તો પણ એ વખતે તો હું ભરતની સાથે જ રામને વનવાસથી પાછા અયોધ્યા બોલાવી લાવવાના ઉદ્દેશથી જ જઈ રહી હતી. મારું આ રીતે નતમસ્તકે જવું એ જ શું પૂરતું પ્રાયશ્ચિત્ત નહોતું ? મને શું પ્રાયશ્ચિત્ત કરવાનો પણ અધિકાર નહિ ?

આટલું અધૂરું હોય એમ, વાલ્મીકિ પછીના કેટલાય અનુવર્તી કવિઓએ, રાજ્યાભિષેક પછી, રામે સગર્ભા પત્નીના કરેલા ત્યાગ માટે જાતજાતની અને ભાતભાતની મનઘડંત કથાઓ રચી કાઢીને મારી અપકીર્તિ કરી છે. મેં જ સીતાના આવાસમાં રાવણનું ચિત્ર મુકાવીને રામના મનમાં પત્ની પ્રત્યે આશંકા પેદા કરી હતી એવી હાસ્યાસ્પદ કથાઓને અને લોકગીતોને આજે સૈકાઓથી તમે સહુ સત્ય માની રહ્યા છો. જે અસત્ય છે, સરાસર અસત્ય છે એને સત્ય સમજીને તમે સહુ મને ક્યાં સુધી અન્યાય કર્યા કરશો ? મેં કદાચ ભૂલ કરી પણ હોય તો એ સમગ્ર ઘટનાક્રમમાં કઈ રીતે સાહજિક હતી એનો પણ થોડોક વિચાર કરવો એમાં ધર્મ છે એમ તમને નથી લાગતું ? હું તમારી પાસેથી દયાની માગણી નથી કરતી. મારાં આ નિવેદનોમાં ક્યાંય સચ્ચાઈનો અંશ છે એમ તમને જો લાગતું હોય તો હું તમારી પાસેથી ન્યાય માંગું છું.

અને જો આવો ન્યાય તમે આપી શકો એમ ન જ હોય તો પણ તમારા પ્રત્યે મને કોઈ રોષ નથી. પાંચ હજાર વરસથી સહેતી આવી છું. આજે નહિ તો કાલે, કાલે નહિ તો પરમ દિવસે, તમારા જ કોઈક કવિએ કહ્યું છે ને તેમ –

कालोह्ययं निरवधि विपुला च पृथ्वी !

કાળ અનંત છે અને પૃથ્વી અત્યંત વિપુલ છે.

❑

# શ્રેષ્ઠ અનુવાદની કલા

ફાધર વર્ગીસ પૉલ

છેલ્લાં ત્રણેક વર્ષની અંદર મેં બે પુસ્તકોનો અનુવાદ કર્યો છે. એક નવલકથાનો એની મૂળ મલયાલમ ભાષામાંથી મેં ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. મારો બીજો અનુવાદ એક માનસશાસ્ત્રના પુસ્તકને એના મૂળ અંગ્રેજીમાંથી મેં ગુજરાતીમાં ભાષાંતર કર્યું છે. મારાં લખાણોમાં કોઈક વાર ઉતારારૂપે મેં અગાઉ ઇતર ભાષાઓમાંથી ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. વળી, મારા અમુક અંગ્રેજી લેખોને મેં ગુજરાતીમાં તથા મારા કેટલાક મૂળ ગુજરાતી લેખોને મેં અંગ્રેજીમાં અનુવાદ કરી દેશ-વિદેશનાં સામયિકોમાં પ્રગટ કર્યા છે.

પણ પુસ્તકોના અનુવાદનું કામ માથે લીધું ત્યારે મારી સામે બે પ્રશ્નો ઊભા થયા : એક, મૂળ કૃતિનો કોણ શ્રેષ્ઠ અનુવાદ આપી શકે છે ? બે, કેવા પ્રકારના લખાણને શ્રેષ્ઠ અનુવાદ ગણી શકાય ?

આ બંને પ્રશ્નો અંગે અભ્યાસ કરતાં મને લાગ્યું કે, ભાષાંતર કરનારે અનુવાદની મૂળ કૃતિની ભાષા અને સંસ્કૃતિ તથા અનુવાદની ભાષા અને સંસ્કૃતિથી બરાબર વાકેફ હોવાની જરૂર છે. કારણ, અનુવાદકનું કામ ભાષાંતર દ્વારા સીધી કે આડકતરી રીતે અનુવાદની ભાષા અને અનુવાદિત ભાષા વચ્ચે સાંસ્કૃતિક સેતુ રચવાનું પણ છે. અને વળી, અનુવાદક તરજુમા કરવાની ભાષામાં લેખક પણ હોય તો અનુવાદના કામમાં સોનામાં સુગંધ ભેળવવા જેવું થાય છે. આ દૃષ્ટિએ હું મને એક સારો અનુવાદક ગણી શકું છું.

હવે હું માનું છું કે, કોઈ પણ અનુવાદને શ્રેષ્ઠ ગણવા માટે અનુવાદમાં કેટલીક ગુણવત્તાની જરૂર છે. કોઈ પણ અનુવાદ મૂળ કૃતિનો અર્થ અને એની સંસ્કૃતિને અનુરૂપ હોવો જોઈએ. તો જ અનુવાદનો વાચક એની પોતાની ભાષા અને સંસ્કૃતિમાં અનુવાદિત કૃતિ બરાબર સમજી શકે છે. ગુજરાતી ભાષાના જાણીતા અનુવાદક શ્રી નગીનદાસ પારેખે સાચું જ કહ્યું છે કે ''અનુવાદકે મૂળ કૃતિમાં સમરસ થઈ એની સ્પષ્ટ છાપ પોતાના ચિત્તમાં ઝીલ્યા પછી જ અનુવાદનો પ્રારંભ કરવો જોઈએ.''

આ દૃષ્ટિએ શ્રેષ્ઠ અનુવાદનાં સાત મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે ગણી શકાય.

(૧) સરળ સમજણ : મૂળ કૃતિના વાચક સમજે એ રીતે અનુવાદના વાચક પણ અનુવાદિત કૃતિ સરળતાથી એની પોતાની ભાષા અને સંસ્કૃતિમાં સમજવા જોઈએ. અનુવાદને સરળ બનાવવા માટે મૂળ કૃતિના રૂઢિપ્રયોગો અને વિશિષ્ટ ભાષાપ્રયોગોને અનુવાદમાં યોગ્ય ભાષા અને રૂઢિપ્રયોગોમાં ભાષાંતર કરવાની જરૂર છે. એમાં કોઈક વાર મૂળ ભાષાના વિશિષ્ટ ભાષાપ્રયોગો અને ઉલ્લેખો અને સંદર્ભના ખુલાસા કરવાની પણ જરૂર પડે. અનુવાદકને મૂળ કૃતિ જોડે સમરસ થઈ જવાની જરૂર છે. એટલે સૌપ્રથમ તો અનુવાદકે મૂળ કૃતિ બરાબર સમજવી જોઈએ.

(૨) સહજ અને સચોટ ભાષા : શ્રેષ્ઠ અનુવાદ કરવા માટે અનુવાદકને મૂળ કૃતિ તેમજ અનુવાદની ભાષા પરનું પ્રભુત્વ જરૂરી છે. અનુવાદની ભાષા સહજ અને સચોટ છે એની ખાતરી કરવા માટે અનુવાદને બીજા પાસેથી મોટેથી વંચાવે. જ્યાં વાચન સહજ અને સચોટ ન લાગે ત્યાં ભાષા અને વ્યાકરણ સુધારી ફરીથી લખવાં જોઈએ.

અમુક ભાષાંતરકારો અનુવાદ કરવામાં મૂળ કૃતિનાં ફકરાઓ, વાક્યરચના, શબ્દોની સંખ્યા વગેરેનું આંધળું અનુકરણ કરે છે અને પરિણામે અનુવાદની ભાષા કઢંગી બને છે. પરંતુ અનુવાદની ભાષાને સરળ અને સચોટ બનાવવા માટે ફકરાઓ અને વાક્યરચના વગેરે ફેરવવાની જરૂર પડે છે. મૂળ કૃતિના શબ્દોને ઠેકાણે ગુજરાતી શબ્દો મૂકવાથી ભાષાંતર થતું નથી પણ કેવળ શબ્દાંતર જ થાય છે.

(૩) રૂઢિપ્રયોગો અને વિશિષ્ટ શબ્દપ્રયોગોનો ઉપયોગ . મૂળ ભાષાના રૂઢિપ્રયોગોના અનુવાદમાં કોઈક વાર ખુલાસો કરવાની જરૂર પડે છે તો મૂળ ભાષાના ભાવને યોગ્ય રીતે પ્રગટ કરવા માટે અનુવાદની ભાષામાં રૂઢિપ્રયોગો મળી આવે તો તેનો ઉપયોગ કરવો જોઈએ. દાખલા તરીકે મલયાલમ ભાષામાં એક રૂઢિપ્રયોગ છે કે જેનો અર્થ થાય છે "નાક વિનાના દેશમાં અર્ધા નાકવાળો રાજા છે." પણ એ રૂઢિપ્રયોગનો શબ્દાર્થ કરીએ તો અર્થનો અનર્થ થાય છે. પરતુ એના અનુવાદમાં ગુજરાતી ભાષાના સમાન રૂઢિપ્રયોગ છે. "વેરાન ભૂમિમાં એરંડો રાજા." બંને રૂઢિપ્રયોગોનો શબ્દાર્થ ખૂબ ભિન્ન છે. પરંતુ ભાવાર્થ સરખો છે.

(૪) સાહિત્યિક શૈલી . એક સારો અનુવાદક મૂળ ભાષાની સાહિત્યિક શૈલી અનુવાદમાં પણ દર્શાવી શકે છે. અહીં અનુવાદકને બંને કૃતિની મૂળ ભાષા અને અનુવાદની ભાષા પરનું પ્રભુત્વ કામ લાગે. સારો અનુવાદ મૂળ ભાષાની ભાષાકીય વિશિષ્ટતાઓ પ્રગટ કરી શકે છે. વળી, મૂળ ભાષાનાં રૂપકો, દૃષ્ટાંતો અને ઉપમાઓ વગેરેને અનુવાદમાં ન્યાય આપવા માટે બંને ભાષાઓનું પ્રભુત્વ અનિવાર્ય છે.

(૫) સંદર્ભનો ખુલાસો : મૂળ કૃતિના સંદર્ભ સમજાવવા માટે અનુવાદિત ભાષામાં એનો ખુલાસો કરવા કે એનું વર્ણન કરવાની ઘણી વાર જરૂર પડે છે. અહીં પણ અનુવાદકને બંને ભાષાઓનું પ્રભુત્વ કામમાં આવે છે. અનુવાદમા મૂળ કૃતિનો સંદર્ભ બરાબર સમજવામાં ન આવે તો ગેરસમજ થવાની કે અર્થ અસ્પષ્ટ રહેવાની શક્યતા છે. મૂળ કૃતિને વફાદાર રહેવા સાથે અનુવાદિત કૃતિ પણ એની ભાષા અને સંસ્કૃતિને એટલે, આપણી બાબતમાં રૂઢ ગુજરાતી ભાષાને વફાદાર બનવી જોઈએ.

(૬) ઐતિહાસિક અને સાંસ્કૃતિક બાબતોનો ખુલાસો : ઘણી વાર મૂળ કૃતિની ઐતિહાસિક અને સાંસ્કૃતિક બાબતો અનુવાદિત કૃતિના વાચકો જાણતા ન હોય. એટલે એવી બાબતોના અનુવાદમાં ખુલાસો કરવાની જરૂર પડે છે. આ જ રીતે મૂળ ભાષામાં આપેલા અભિવ્યક્તિનાં જાણીતાં ટૂંકાં રૂપો, આડકતરા ઉલ્લેખોનું પણ સ્પષ્ટીકરણ કે વર્ણન કરવાની જરૂર છે. કારણ, અનુવાદમાં શબ્દાર્થની જેમ ભાવાર્થ પણ ખૂબ અગત્યની બાબત છે.

(૭) સંપૂર્ણ ભાવાર્થ : સારા અનુવાદ મૂળ કૃતિનો સંપૂર્ણ ભાવાર્થ આપે છે. અનુવાદ વાંચનારને મૂળ કૃતિ વાંચવાથી થતો લાભ અનુવાદના વાચનથી થવો જોઈએ. અનુવાદકની ભાષાશૈલીનો દેખાવ કરવાના પ્રયાસ કરવાને બદલે અનુવાદમાં મૂળ કૃતિને વફાદાર રહેવાનો ધ્યેય અનુવાદકે રાખવો જોઈએ. મૂળ કૃતિમાં ન હોય એવો ભાવાર્થ અનુવાદમાં આવે તો એ અનુવાદની ખામી છે. તો અનુવાદમાં મૂળ કૃતિનાં અર્થછટા અને ભાવાર્થ આપવાં જોઈએ.

ગુજરાતના મૂર્ધન્ય અનુવાદક શ્રી નગીનદાસ પારેખના શબ્દોમાં કહીએ તો, "મૂળ કૃતિ વાંચીને જે ભાવ અનુભવાય તે અનુવાદ વાંચીને અનુભવાવો જોઈએ."

કોઈ પણ સારા અનુવાદમાં મૂળ કૃતિને વફાદાર રહેવાનો પ્રયત્ન થવો જોઈએ. પરંતુ અનુવાદમાં સો ટકા 'એક્યુરસિ' મતલબ કે ચોકસાઈ શક્ય નથી. કારણ, દરેક ભાષાની આગવી શૈલી અને સંસ્કૃતિ છે.

ગ્રીક અને લેટિન ભાષાના મારા અભ્યાસ દરમિયાન એ ભાષાના બાઇબલને હું મારી પાસેના ગુજરાતી અને અંગ્રેજી બાઇબલના ભાગો સાથે સરખાવીને વાંચતો. દાખલા તરીકે નગીનદાસ પારેખ અને ઈસુદાસ કવેલીએ કરેલા બાઇબલના ગુજરાતી અનુવાદમાં પુનરુત્થાન પામેલા ઈસુ પોતાના શિષ્યોને કહે છે, "કુશળ રહો !" પણ એની મૂળ ગ્રીક કૃતિમાં શબ્દાર્થ "શાંતિ હો" છે. છતાં અનુવાદની અર્થછટા અને ભાવછટા જોતાં ગુજરાતી ભાષામાં "કુશળ રહો" શબ્દપ્રયોગ યોગ્ય લાગે છે.

શ્રેષ્ઠ અનુવાદમાં અનુવાદક મૂળ કૃતિના બંને શબ્દાર્થ અને ભાવાર્થ વાચકને પહોંચાડવાના પ્રયત્ન સાથે અનુવાદિત ભાષાની શૈલી અને સંસ્કૃતિને પણ ધ્યાનમાં લેવામાં આવે છે. આ રીતે મૂળ કૃતિને

વફાદાર રહેવા સાથે અનુવાદિત કૃતિને અનુવાદિત ભાષા અને સંસ્કૃતિની જ મૂળ કૃતિ તરીકે રજૂ કરવામાં શ્રેષ્ઠ અનુવાદ થાય છે.

શ્રેષ્ઠ કોટીનો અનુવાદ મૌલિક કૃતિ સર્જવા જેટલી કે વધારે મહેનત અને નિષ્ઠા માગી લે છે. સારા અનુવાદમાં મૂળ કૃતિની સ્વાભાવિકતા અને પ્રસાદિકતા અનુવાદની ભાષા અને શૈલીમાં ઊતરી આવે છે.



## ફાવી ગયું...!

સ્વપ્નમાં સર્જન સદા સોહામણું
સ્વપ્નમાં પણ વિસર્જન અળખામણું
મર્મભેદી કર્મની સર્વે ક્રિયા
ક્યાં કદી સમજાય - એવી પ્રતિક્રિયા ?

હોય પળ એ આખરી કે પહેલા પહેલા શ્વાસની
હોય ના નિશ્વાસની - હો પળે પળ ઉલ્લાસની...!

સ્વપ્ન એવું એક પળનું આવતાં આવી ગયું,
તે પછી આ જિંદગીને જીવતાં ફાવી ગયું...!
એક યા બીજી રીતે જો, વાત એની એ જ છે
એક યા બીજી રીતે કુટેવને ફાવી ગયું...!

ના કદી નજરે પડ્યું, ક્યાં અભિલાષાનું નગર,
નિવાસી ના થઈ શક્યાં, જો બહાર પણ ફાવી ગયું...!
સાધવાને સમન્વય, પુરુષાર્થ હર પળ આદર્યો
ના ગમ્યું એ ભાગ્યને, ત્યાં ભાગ્ય પણ ફાવી ગયું...!

સ્વપ્ન જેવા ક્યાં વિચારો આવતા ક્યારે કદી ?
'આવવું ના' - એ બધાંનું જીવનને ફાવી ગયું...!
સ્વપ્નમાં પણ એકલા જીવી જવાની હામ ક્યાં ?
તે છતાં યે જિંદગીને એકલું ફાવી ગયું...!

મનભરી મીઠપ મળે, આસ્વાદ એ પ્રિયકર સદા
કોણ જાણે ક્યાંથી એ કડવાશને ભાવી ગયું ?
જબરજસ્તી કોઈની કયાં કેટલી ફાવી શકે ?
મારી સાથે તેને પણ જો કેટલું ફાવી ગયું...!

હોય ના જો ભાગ્યમાં તો મોત પણ મળતું નથી
મારી સાથે જિંદગીને એટલે ફાવી ગયું...!

**સનત ત્રિવેદી**

# સૌરાષ્ટ્રના સંત, પંતપ્રધાન ઢેબરભાઈ

મનુ રાવળ

ઈસવીસન ૧૯૪૫માં બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો ત્યારે અનેક દેશોની આર્થિક સ્થિતિ બેહાલ થઈ ગઈ હતી. ઇંગ્લન્ડ જેવા મહારાજ્યનો સૂર્ય પણ ઝાંખો પડી ગયો હતો. ત્યારે આર્થિક ઉપરાંત અન્ય આંતરિક અને બાહ્ય પરિબળો ભારતને સ્વતંત્ર કરવા બ્રિટિશ સામ્રાજ્ય પર દબાણ કરી રહ્યાં હતાં.

જેમ હિન્દુ-મુસલમાન બે ધર્મની પ્રજાની ન્યાયીઅન્યાયી માગણીઓ અને પ્રશ્નોની પતાવટ એ વિકટ પ્રશ્ન હતો તેવો જ બીજો ગંભીર પ્રશ્ન ભારતનાં ૬૦૨ નાનાંમોટાં દેશી રજવાડાંનો હતો. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ રાજકીય સત્તા ધારણ કરી તે પછી દેશી રાજ્યોને, પડોશી રાજ્યોની હકાલપટ્ટી સામે રક્ષણ આપવાના બહાના હેઠળ, ક્રમશઃ તેમના ઉપર બ્રિટિશ સલ્તનતે સાર્વભૌમત્વ પ્રાપ્ત કર્યું હતું. સ્વતંત્ર ભારતને આંગ્લ રાજ્યકાળના લોકશાહી પ્રાંતો અને ખંડિયા સામંતોનું મિશ્રણ અસ્વીકાર્ય હતું.

અખંડ હિન્દના સર્જક સરદાર વલ્લભભાઈ પટેલે વિચક્ષણતા અને ખંતથી બધાં રાજ્યોનો, ઉભયપક્ષી સંમતિથી અંત આણ્યો. એમાં વળી કાઠિયાવાડ જેવા નાના પ્રદેશમાં (૨૫,૦૦૦ ચોરસમાઈલ) ૨૨૨ રજવાડાંનું સ્વાયત્ત એકમ રચવા ઉછરંગરાય નવલશંકર ઢેબર જેવા સુનંદા અને સન્નિષ્ઠ સાથીદાર સરદારના નિર્દેશનથી વર્ષોથી કામ કરતા જ હતા; ત્યાં આ કામ વધારે સરળ બને તે સ્વાભાવિક હતું. કાઠિયાવાડના રાજવીઓને મનાવી ૧૯૪૮ના ફેબ્રુઆરીની ૧૫મીએ જામનગર મુકામે સરદારસાહેબે સૌરાષ્ટ્રના સંયુક્ત રાજ્યની ઘોષણા કરી ત્યારે ''ઢેબરભાઈ''એ મુખ્યમંત્રી તરીકે તે પ્રદેશની ધુરા ધારણ કરી.

૨૩ વર્ષની યુવાવસ્થાએ કાનૂની અભ્યાસ અને મુંબઈના વરિષ્ઠ ન્યાયાલયમાં તેજસ્વી વકીલો અને મેધાવી ન્યાયાધીશોના કાર્યપટનું પ્રત્યક્ષ નિદર્શન નિહાળી, ઢેબર પોતાનું આગવું કાનૂની કામ કરવા, ખીસામાં ૫૭ રૂપિયાની ગંજાવર (!) થાપણ લઈ રાજકોટના રેલવે સ્ટેશને ઊતર્યા ત્યારે કાઠિયાવાડની જુગજૂની સામંતશાહીનો વિદારક અને સૌરાષ્ટ્રની ભાવિ લોકશાહીનો સિતારો ચમક્યો એવો ઐતિહાસિક અણસાર કોઈનેય ન હતો.

આઠ વર્ષની અત્યંત સફળ વકીલાત અને ખેડૂતો અને કામદારોનાં દુ:ખદર્દોનો તલસ્પર્શી અભ્યાસ કરી ૧૯૩૬ના ઑક્ટોબરની ૨જીએ ગાંધીજી સાથેની ત્રણ મિનિટની મુલાકાતને અંતે, તેમની સલાહ પ્રમાણે, રાજકોટને જ પોતાનું કાર્યક્ષેત્ર બનાવી સમાજ, અર્થ અને રાજકારણમાં ઢેબરે પ્રવેશ કર્યો હતો. તેમણે તેમનાથી વર્ષો પહેલાં સ્વાતંત્ર્યજંગમાં ઝૂઝેલા બળવંતરાય મહેતા, રસિકલાલ પરીખ, નાનાભાઈ ભટ્ટ, જગજીવનદાસ પરીખ અને નવોદિત મેધાવી યુવાન મનુભાઈ (મનહરલાલ) શાહનું પ્રથમ મંત્રીમંડળ રચ્યું અને ૧૯૪૮ના ફેબ્રુઆરીની ૧૫મીથી આરંભી ૧૯૫૪ના ડિસેમ્બરની ૨૦મીએ મુખ્યમંત્રીપદમાંથી વિદાય લીધી ત્યાં સુધીમાં સૌરાષ્ટ્રનું નાનકડું રાજ્ય (મુંબઈ રાજ્યના ટીકાકારોના શબ્દોમાં 'દેશી પેઢી' જેવું), ઢેબરભાઈના રાતદિવસના પરિશ્રમથી અને તેમના પ્રધાનમંડળના સાથીદારો, સન્નિષ્ઠ લોકસેવકો, સમભાવી અધિકારીઓ અને સહકારી, સમજુ અને ગરવી જનતાએ સૌરાષ્ટ્રનું એક અનોખુ સોનેરી સ્વપ્ન સર્જ્યું

સૈકડો વર્ષોની દમનકારી સામંતશાહીમાંથી છેક ગ્રામસ્તરની સ્વાયત્ત પંચાયત સુધીની જીવતીજાગતી લોકશાહી, બબ્બે દુષ્કાળના પંજામાંથી માનવો અને પ્રાણીઓનું સફળ અને સંપૂર્ણ રક્ષણ અને પાલન, ખેડૂતોનાં હાડચામ ચૂસનારાં રાજાશાહી, ગરાસદારી અને અન્ય જમીનદારી તત્ત્વોનો નિ:શેષ અંત અને ખેતીના સર્વદેશીય વિકાસ માટે નવી યોજનાઓ, પદ્ધતિઓ અને સાધનોનું નિર્માણ, રસ્તાઓ,

વાહનવ્યવહાર, વીજળી, મહાશાળાઓ, નગરપાલિકાઓ, લઘુઉદ્યોગનાં પટાંગણો, જનતાના સર્વાંગીય વિકાસના અભિગમો અને એક લોકાભિમુખ સક્ષમ રાજતંત્રની, ઢેબરે, તેમના ૬ વર્ષ ૧૦ માસ અને ૫ દિવસના રાજ્યવહીવટ દરમ્યાન ભારતના નવનિર્મિત લોકશાસિત પ્રદેશોમાં ઉત્તમ સ્થાન અપાવ્યું. રાષ્ટ્રના લાડીલા પંતપ્રધાન જવાહરલાલ નહેરુએ લોકસભામાં અને અન્ય પ્રસંગોમાં ઢેબરના અનન્ય પ્રદાનની મુક્તકંઠે પ્રશંસા કરી.

૧૯૫૫ના જાન્યુઆરીની ૧૯મીની બપોરે પંડિત જવાહરલાલે પોતાના મસ્તક પરનો અખિલ ભારતીય કૉંગ્રેસનો મુગટ ઢેબરને માથે મૂક્યો ત્યારે ઢેબર એક જુગ જૂના સામંતશાહી પ્રદેશના રાજકારણી મટી સમગ્ર રાષ્ટ્રના નવનિર્માણના સાક્ષી બન્યા. કૉંગ્રેસ સંસ્થાના ઇતિહાસમાં લાંબામાં લાંબા સમય માટે પ્રમુખપદનો ભાર વહેવામાં, સંસ્થાનું કાર્યક્ષેત્ર, કાર્ય અને સ્વરૂપને જીવંત અને કાર્યક્ષમ બનાવવામાં અને રાષ્ટ્રકક્ષાથી માંડી ગામડાના નાનામાં નાના કાર્યકરના ચિત્ત અને કાર્યમાં કૉંગ્રેસની વિચારસરણી અને નીતિને અમલી બનાવવા ઢેબરે રાતદિવસ જહેમત ઉઠાવી.

૧૯૫૯ના જાન્યુઆરીની ૯મીએ કૉંગ્રેસ સંસ્થાનું તંત્ર ઢેબરે ઇન્દિરા ગાંધીને સોંપ્યું ત્યારે ઢેબર સત્તા અને લક્ષ્મીના કેફમાં મદાંધ બનેલા રાજકારણીઓથી કલુષિત બનેલી સંસ્થામાં સ્વસ્થતા, સજાગતા અને જીવનસંચાર આણી શક્યા હતા છતાં સત્તાના કસુંબલ અમલમાં સંસ્થા નબળી પડી હતી. પ્રમુખપદ છોડ્યા પછી પણ લગભગ દસ વર્ષ સુધી ઢેબર સંસ્થાના કાર્યમાં સક્રિય અને સજાગ રહ્યા પરંતુ ૧૯૬૯-૭૦ના પુરાણી કૉંગ્રેસના ભાગલા પછી સક્રિય રાજકારણમાંથી સંન્યાસ લેવાનો મનોમન નિર્ણય કર્યો. તે પહેલાં તેમણે અખિલ ભારતીય ગોસેવા સંઘ, આદીમ જાતિ અને પ્રદેશોના પંચના અધ્યક્ષ અને અખિલ ભારતીય ખાદી અને ગ્રામોદ્યોગ આયોગનું અધ્યક્ષપદ સફળ કામગીરીથી દીપાવ્યું હતું. પ્રત્યેક ક્ષેત્રમાં સતત લાંબા અને દૂરદૂરના દુર્ગમ પ્રવાસોથી, તંત્રની શુદ્ધિ અને ક્ષમતા માટે અને નવા નિયમો અને ઉપકરણો, નવા વિચારો અને નૂતન પ્રયોગોનો અભિગમ અને ચુસ્ત નિયંત્રણથી રાજ્યો, કાર્યકરો અને જનતાનો સહકાર મેળવવાના વિનયયુક્ત મક્કમ નિર્ધારથી દરેક સંસ્થામાં ઢેબરે નવી ચેતનાનો સંચાર કર્યો હતો. આ ઉપરાંત ભૂકંપ, દુષ્કાળ અને અન્ય કુદરતી આફતોમાં સરકાર, સમાજ અને મહાજનના સમાગમથી દીનદુઃખિયાને રાહત પહોંચાડવામાં ઢેબરે અમૂલ્ય ફાળો આપ્યો.

૧૯૭૫ પછી ઢેબરનું શારીરિક સ્વાસ્થ્ય કથળતું ગયું અને દાક્તરો, દવાઓ અને નૂતન પ્રયોગોની સતત આરાધના છતાં અસ્વસ્થતા વધતી ચાલી. સારવાર અને સંભાળની રોજિંદી જરૂરિયાત ઊભી થવાથી રાજકોટ છોડી પુત્રને ઘેર મુંબઈના વિલેપાર્લેમાં નિવાસ કર્યો. જેમ માંદગી વધારે કનડગત કરતી ગઈ અને નબળા પડતા શરીરને નિવાર્ય અગવડોમાંથી બચાવવા શરૂમાં ઢેબર તેમના પુરાણા સાથી અને એક સમયના મંત્રીમંડળના સભ્ય ગિરધરલાલ કોટકને ઘેર મલબાર હિલમાં રહેવા ગયા. ૧૯૭૬ના ડિસેમ્બરમાં દવાખાનાં અને દાક્તરોની વધારે નજીક થવા, રાજ્યકાળના તેમના રહસ્યમંત્રી મનુભાઈ રાવળના કફપરેડના ઘરમાં આવ્યા અને રાવળદંપતીની વાત્સલ્યપૂર્ણ સેવા અને સારવાર નીચે જીવનના છેલ્લા દિવસો વિતાવી ૧૯૭૭ના માર્ચની ૯મીએ સવારે વિમાનમાર્ગે સ્વકીય કાર્યક્ષેત્ર રાજકોટ પહોંચ્યા. ૧૧મીની રાત્રે આઠેક વાગ્યાના સુમારે ક્ષણભંગુર દેહ છોડ્યો.

૧૯૭૭ થી ૨૦૦૪નો ૨૭ વર્ષનો સમયનો ટુકડો ઐતિહાસિક દૃષ્ટિએ અનંતકાળની એક નજીવી ક્ષણ છે છતાં દેશ અને દુનિયામાં માનવમન કેટલું બદલાયેલું જણાય છે ! ગાંધીયુગમાં નટખટ નાયકો, અપ્રામાણિક ઉદ્યોગપતિઓ, ભ્રષ્ટ અધિકારીઓ અને સમાજનાં ખંડિત કલેવરો અસ્તિત્વમાં હતાં જ, છતાં આજે જે પ્રકારનો સત્તા અને ધનનો અસીમ અભરખો પૂર્વ અને પશ્ચિમ બધા દેશોનો ભરડો લઈ રહ્યો છે એવો નિતાંત કલુષિત સમાજ તો ન હતો. ગાંધીયુગમાં યુગપુરુષ ગાંધી ઉપરાંત વિનોબા અને ઢેબર જેવા

એકમાર્ગી, સર્વોદયી, રચનાત્મક કાર્યક્રમના ભેખધારીઓ જીવતા હતા અને નિષ્ઠા, સદાચાર અને સેવાભાવ સાથે દરિદ્રનારાયણનો ઉપચાર કરતા હતા.

૧૯૦૫ના સપ્ટેમ્બરની ૨૧મીએ જામનગરથી ૧૧ માઈલ દૂર ગંગાજળા ગામના પરંપરાગત નાગર માતામહ ગરાસદાર હાકેમરામ ઓઝાને આંગણે અવતરેલા ઉછરંગરાય નવલશંકર ઢેબરની, ૨૦૦૫ના સપ્ટેમ્બરની ૨૧મીએ સો વર્ષની સવાર ઊગશે. એ શતાબ્દીની ઉજવણી માટે ભારતમાં અને અમેરિકામાં શતાબ્દી સમારોહ સમિતિઓ કાર્યરત બની છે. તેમાં સરકારો અને સમાજ સ્નેહયુક્ત સહકાર આપી એક વિરલ વ્યક્તિને સ્મરણાંજલિ આપશે એવી આશા અને અપેક્ષા સેવીએ છીએ.

❑

## મરવાની ઉતાવળ નથી

મરવાની કોઈ પણ ઉતાવળ નથી
અને જીવવાને 'પૂરેપૂરાં' કારણ પણ છે.

વૈશાખ પણ છે અને શ્રાવણ પણ છે
અને રણઝણતો રણઝણતો ફાગણ પણ છે.

હજી કેટલાંયે ઝાડ મારે જોવાનાં છે
મારે જોવી છે કેટલી નદી,

કેટલાયે નગરોને જોવાનાં છે;
માણસને મળવાનું મને ગયું છે સદી.

જોવું છે, જાણવું છે, માણવું છે મનભરી;
મારી પાસે પોતાનું પાગલપન છે.

મરવાની કોઈ પણ ઉતાવળ નથી
અને જીવવાને 'પૂરેપૂરાં' કારણ પણ છે.

ખાવું છે, પીવું છે, કેટલુંયે કરવું છે
હરવું છે, ફરવું છે, હસીખુશીથી મારે જીવનને ભરવું છે,

છે છે છે-ના સુખના સરોવરમાં
મારે માનસરના હંસ જેમ હળવેથી તરવું છે.

સૃષ્ટિનાં પ્રતિબિંબને સાચવી રાખું
એવાં મારી પાસે દૃષ્ટિનાં દર્પણ પણ છે.

મરવાની કોઈ પણ ઉતાવળ નથી
અને જીવવાને 'પૂરેપૂરાં' કારણ પણ છે.

**સુરેશ દલાલ**

# ઝીણા સૂરનો કાવ્યવારસો

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

૧૯૭૨ની સાલ હતી. સ્મૉલકોઝ કોર્ટમાં ન્યાયાધીશ તરીકે અમદાવાદમાં આવ્યે હજી અઠવાડિયું જ થયું હતું. એક રાતે મુશાયરો હતો. મુશાયરામાં પોતે સામેલ નહોતા પણ મિત્રોને પ્રેમથી ઊભા થઈ એમણે ગઝલ વાંચી. ગઝલ પૂરી કરી પોતાની બેઠક લીધી અને ત્યાં જ બ્રેઇન-હેમરેજને કારણે એમનું ચાલુ મુશાયરામાં અવસાન થયું. આ મૃત્યુ જેટલું અસહજ છે એટલો જ આ કવિ સહજ છે. આ કવિ તે મનુભાઈ ત્રિવેદી. ગીત, ભજનક્ષેત્રે 'સરોદ'થી અને ગઝલક્ષેત્રે 'ગાફિલ'થી તેઓ ઓળખાય છે.

આ કવિ સહજ એટલા માટે છે કે 'જેવાં ઊતર્યાં તેવાં ફૂલો'ને એમણે રજૂ કર્યાં છે અને 'જેવું સૂઝે તેવું' ગાયું છે. કાવ્યપ્રક્રિયાની સભાનતાથી કે પરિમાર્જનની વૃત્તિથી થોડાક દૂર રહી જે સ્વાભાવિક પરિણામ આવે એમાં એમની રુચિ રહી છે. પોતાની ઓળખ આપતાં તેઓ કહે છે : "સૌરાષ્ટ્રના એક નાનકડા ગામને પાદર આવેલ નાના-શા મંદિરના ઓટલા પર બેસી ખોળામાં રામસાગર લઈ ઝીણા સૂરે સૂઝે એવાં ભજનો ગાતાં હોઈ અલહડ બાવાનો હું સીધો વારસદાર છું." બુલંદ નહિ પણ ઝીણો સૂર અને સભાન નહિ પણ સૂઝે એવું ગાન 'સરોદ'ની રચનાઓની મુદ્રા છે. એમણે પોતાની રચનાઓનાં સંદેશ, માધ્યમ અને લક્ષ્યને એકસાથે અભિવ્યક્ત કર્યાં છે. કહે છે : 'અણઘડ વાણીમાં જેવાં આવડે તેવાં ભજનો ગાઈ મારો રામ રીઝવવા મથું છું.' વાણીનું પોતાનું માધ્યમ કેવું છે, એ માધ્યમમાં યે કયું સ્વરૂપ પોતાને ફાવે છે અને આ બધું પણ પોતે કોને માટે કરે છે એ વિશે અહીં કવિની કેફિયત છે.

એમ જોઈએ તો સૌરાષ્ટ્રના દેવજી રા. મોઢા, સુધાંશુ જેવા કવિઓની જેમ આ કવિમાં ભાષા અને સ્વરૂપની દૃષ્ટિએ મધ્યકાલીન અને અર્વાચીનની મિશ્રભૂમિકા પડેલી છે. ગાંધીયુગનો કેટલોક પાસ પણ એમાં કળાય છે. પણ કેટલાક જેમ ઓછી કેલરીના ખોરાક પર નભતા હોય છે તેમ એમણે ઓછી સર્જકતાના કાવ્યશાસ્ત્ર (Low-creative poetic) સાથે પાનું પાડ્યું છે. જાણીતા લયઢાળો, રૂઢ રૂપકો, પ્રચલિત પ્રતીકો, તૈયાર વિચારમાળખાંઓ, હાથવગાં ભાષા-ઝૂમખાંઓને આધારે એ પોતે વ્યક્તિ નહીં પણ માધ્યમ તરીકે જાણે કે વાદ્ય બન્યા છે અને એ વાદ્ય પણ પાછું હરિરત છે. કહે છે : 'આ સરોદ કેરી ગત છે/એ નથી વ્યક્તિ, છે વાદ્ય એય હરિરત છે' - આથી જ આ કવિ એમની રચનાઓના અભિધાવ્યાપાર(Literal process)ને, રૂપકવ્યાપાર-(Allegorical process)ને અને નૈતિકવ્યાપાર-(Tropological process)ને મુખ્યત્વે આધ્યાત્મિક અર્થઘટન (Anagogical structure)માં ઢાળે છે અને એક આદર્શોન્મુખ ચેતના સાથે કામ પાડે છે.

ડૉ. જૉન્સને એક વાર આત્યંતિક અભિપ્રાય ઉચ્ચારેલો કે 'ધર્મ કવિની કલ્પનાની પાંખને કાપી નાખે છે.' પણ વર્ડ્ઝવર્થે કહેલી એક વાત સાચી છે કે અન્ય વિષયો કરતાં ધર્મકેન્દ્રી ભક્તિ વિષયની વધુ ખરાબ કવિતાઓ સ્વીકાર પામી જતી હોય છે; કારણ કે નૈતિક અને ધાર્મિક વૃત્તિવાળા વાચકોને પોતાને ગમતાં 'સત્યો'નો એટલો બધો મહિમા હોય છે કે જે કવિઓ કે લેખકો એવાં 'સત્યો'ને રજૂ કરે એના પર તેઓ ઓવારી જતા હોય છે. ખરેખર તો રચનાઓમાં અન્ય લાગણીઓ કે ભાવો જેમ રચાતાં જતાં હોય છે તેવું જ ધર્મ કે ભક્તિભાવનું છે. એલિયટ કહે છે કે આવી રચનાઓનો સહભોગ થઈ શકે. ત્યાં બૌદ્ધિક સંમતિ હોય કે ન હોય પણ સહૃદયસમભાવ હાજર રહેલો હોય છે. કવિ આપણને આપણે કંઈ પર પામીએ એ માટે પ્રયત્નશીલ નથી હોતો. આ ધર્મકેન્દ્રી કે ભક્તિકવિતા કે અધ્યાત્મ-

રચનાઓ અધ્યાત્મમાં માનવું એનો અનુભવ શો છે, એ અનુભવની સમક્ષ આપણને મૂકે છે. ક્યારેક ક્યારેક ભક્તિરચનાઓમાં કવિ પોતે જે અનુભવે છે એના કરતાં પોતે જે અનુભવવા માગે છે એની સીમાઓને તાગવા મથતો હોય છે. 'એલિયટ એને પવિત્ર બેઈમાની' (pious insincerity) જેવું નામ આપે છે. સરોદ જેવા કવિની આધ્યાત્મિક અર્થઘટનમાં રહેતી અને પહોંચતી રચનાઓની પાસે જઈએ ત્યારે આ ભૂમિકા લક્ષમાં રાખવાની રહે છે.

૧૯૧૪માં રાજકોટમાં જન્મેલા, માણાવદરના વતની આ કવિ મુખ્યત્વે ન્યાયજગત સાથે સંકળાયેલા રહેલા. એમનાં ત્રણ પ્રકાશનો છે : ભક્તિરસના ૧૦૮ મણકાની માળા જેવાં ભજનોનો સંગ્રહ 'રામરસ' (પહેલી આવૃત્તિ ૧૫ માર્ચ, ૧૯૫૬; પુનર્મુદ્રણ ૧૫ ડિસેમ્બર, ૧૯૯૬), એકસો છવીસ ભજનોનો બીજો સંચય 'સુરતા' (પ્રથમ આવૃત્તિ ૧૯૭૦) અને ભક્તિભાવસગર ગઝલસંગ્રહ 'બંદગી' (પ્રથમ આવૃત્તિ ૧૯૭૩, દ્વિતીય આવૃત્તિ ૨૦૦૦). આ ત્રણ સંગ્રહો ઉપરાંત લગભગ આઠ જેટલી હસ્તપ્રતોમાં એમની રચનાઓ સંગ્રહાયેલી પડેલી હતી. એ હસ્તપ્રતોમાંથી ૧૦૯ જેટલી રચનાઓને જુદી તારવી આ સંપાદન તૈયાર કર્યું છે.

અહીં એમની છંદોબદ્ધ રચનાઓ અને એમનાં બાળકાવ્યો પહેલી વાર ગ્રંથસ્થ થાય છે. અલબત્ત, બહુ ઓછી રચનાઓનો રચનાકાળ હાથ ચડ્યો છે, તેથી અહીં કાલાનુક્રમિક વિકાસને બદલે આ કવિની સ્વરૂપગત ગતિઓને લક્ષ્ય કરી છે. વળી, ત્રણ સંગ્રહોમાંની કોઈ રચનાનું પુનરાવર્તન ન થાય એનો પણ ખ્યાલ રાખ્યો છે. એટલે કે ત્રણ સંગ્રહોની બહાર બચેલી રચનાઓમાંથી પ્રતિનિધિરૂપ એવી કવિછબીને એકંદરે અહીં ઉપસાવી છે. પરપરિત અને પ્રવાહપ્રાપ્ત તૈયાર સામગ્રીને થયેલા કવિના રચનાત્મક સ્પર્શનો ચમકાર જ્યાં દેખાયો છે એવી રચનાઓ પર ખાસ નજર રાખી છે. પૃષ્ઠમર્યાદામાં રહી કરેલી આ પસંદગીમાં સંપાદકની રુચિએ પણ જાણે-અજાણ્યે કામ કર્યું હશે એનો સ્વીકાર કરવો રહે. સાથે સાથે એ પણ કબૂલ કરવું રહે કે ક્યાંક શીર્ષક ન હોય ત્યાં શીર્ષક આપવાની, છંદનું નામ દાખલ કરવાની, ક્યાંક નાના-ફેરફારથી બાનીમાં રહેલી વિસંવાદિતા દૂર કરવાની, ક્યાંક શબ્દક્રમ બદલી લયને શુદ્ધ કરવાની, ક્યાંક એકાદ પંક્તિ સુધારી લઈ વ્યંજકતાનો લાભ આપવાની, ક્યાંક દબાઈ ગયેલા પાનને કારણે પંક્તિના પડી ગયેલા શરૂના શબ્દને અટકળથી કલ્પવાની છૂટછાટ સંપાદનમાં લેવી પડી છે.

આ સંગ્રહમાં ચાર વિભાગ છે : છંદોબદ્ધ રચનાઓ, ગીતભજનો, ગઝલો અને બાળકાવ્યો. અત્યાર સુધી કવિનું જે વિશેષ પ્રગટ થયું છે તે ગીતભજન અને ગઝલના સ્વરૂપમાં પ્રગટ થયું છે. પરંતુ અહીં છંદોબદ્ધ રચનાઓ બીજી રીતે ધ્યાન ખેંચે છે. ગીત, ભજન અને ગઝલમાં મુખ્યત્વે આધ્યાત્મિક આદર્શવાદનું નિરૂપણ કરતા આ કવિ છંદોબદ્ધ રચનાઓમાં વાસ્તવલક્ષી ભૌતિકવાદની સામગ્રીને ઉપયોગમાં લે છે. ક્યાંક ક્યાંક તો એમના વ્યવસાયને કારણે ઊભા થયેલા અભિગમને પણ પ્રવેશ મળ્યો છે. વળી, ભજન અને ગઝલ કરતાં જુદી ગાંધીયુગીન છાંદસબાજીનો એમાં વિનિયોગ છે. તો, એમની વિનોદવૃત્તિએ પણ સફળ રીતે ક્યારેક દેખા દીધી છે. દલપતરામથી એ આછી સેર અહીં સપ્રમાણ છે.

પહેલી લઘુરચના 'સંમિલન' કવિની કરકસરનો ઉત્તમ નમૂનો છે :

નાનકા માહરા ગેહે નાનકા ગોખલે પડ્યાં
અરીસો, દાંતિયો, શીશે તેલનો કૈંક વર્ષથી
ઓચિંતા એક દી આવ્યા કાંસકી, કંકુની શીશી
વાટકી તેલની નાની બેસી તે ગોખલે ગયાં !
અને તે બેસતાંવેંત ઓતપ્રોત થઈ ગયાં
નાનકા ગોખલે જાણે પહેલેથી નિવસ્યાં હતાં.

સંવાદી દાંપત્યને વ્યંજિત કરવા માટે પ્રસ્તુત થયેલી ગોખલાની વસ્તુઓમાં એક બાજુ વિયુક્તિકરણ (Abstraction) છે; તો બીજી બાજુ મૂર્તીકરણ (Concretization) છે. બ. ક. ઠાકોરના 'જૂના પિયરઘર'નો વસ્તુસાર અહીં તદ્દન જુદી પ્રતિભાથી સજીવ થઈને અવતર્યો છે. એ જ રીતે 'જિંદગી' જેવી લઘુરચના પણ શીર્ષકથી વ્યંજિત થઈને

પુનરાવૃત્ત હારની વિચારદ્યુતિ પર પાસાદાર બની છે. 'આલ્કલી વર્ક્સ', 'વકીલની ફી', 'પૈડાં જોયાં'માં સમાજોન્મુખ સંવેદનનું રૂપ છે અને એમાંય 'વકીલની ફી'માં તો રા. વિ. પાઠકના 'વૈશાખી બપોર'નો છંદઘોષ સાંભળી શકાય તેમ છે. 'પહેલી રાત'માં કરામતી પ્રિયતમા અંગેનું વિનોદી નાટક પ્રસ્તુતિની રીતે ધ્યાન ખેંચે છે. ચમત્કૃતિ જાળવવા માટે કવિએ, નાયક બારી ખોલી ચોગાનમાં ભૂસકો મારે છે એ પછી એનાં કારણ રજૂ કર્યાં છે. તો, 'જો સ્વર્ગ પૃથ્વી પર હશે તો'માં પ્રસિદ્ધ 'અહિનસ્તો'ની ઉક્તિને જે રીતે સ્થાનાન્તરિત કરી મૂષકો સાથે અને એમના ઉદ્‌ગારરૂપે પ્રયોજી છે, એની વિનોદ ચમત્કૃતિ પણ આસ્વાદ્ય છે. 'મકરંદ પચ્ચીસી' પચીસ દોહાનું અંગત ભાવોદ્‌ગારો સમાવતું મૈત્રીકાવ્ય છે. એમાં 'ગાડીમાંથી ઊતરું ધસતાં ન્યાળું નેણ/હસતા ચહેરે ન્યાળતા ધરમી, મીઠે વેણ'માંની મિલન-ઉત્કટતા તેમજ 'આંબા, ઝૂલે આંગણે ફૂલવણાં કંઈ છોડ/હરિયાળા હૈયામહીં એવા નેહમરોડ'માં અંદરબહારને એકાકાર કરતા ભાવકસબ આગળ થોડી વાર થોભવા જેવું છે.

'બે સૂર' આ વિભાગનું જ નહીં પણ સંગ્રહનું આધારભૂત કાવ્ય (key-poem) છે. કવિના વ્યક્તિત્વને અને એમના તત્ત્વજગતને સમજવાનું એ બારું છે. 'બે સૂર'માં રેડિયોનો અનુભવ કેન્દ્રમાં છે. 'કોઈ સ્ટેશન મેળવી લેતા બરાબર સ્વર મળે/ કિન્તુ બીજા કોઈ સ્ટેશનથી સૂરો આવ્યા કરે' આ અનુભવ કવિને એના આંતરિક અનુભવ તરફ ખેંચી જાય છે. કવિ ન તો જગતની મજા લઈ શકે છે, ન તો અગોચરનું માધુર્ય લઈ શકે છે. કવિને થાય છે : 'શું કરું/ફેરવી દઉં કળ ?' પછી કહે છે : 'એવું તે અળખામણું ના, ન્હૈં બને' છેલ્લી પંક્તિ સંદિગ્ધ છે. કળ ફેરવી દેવામાં મૃત્યુનો કે આપઘાતનો સંકેત છે પણ એવું અળખામણું કૃત્ય એ કરવા નથી માગતા કે પછી જે સ્ટેશન સાંભળે છે એ એવું તો અળખામણું નથી, તેથી કળ ફેરવવાની તરફેણમાં નથી. એક બાજુ અગોચરનું માધુર્ય ખેંચ્યા કરે છે અને બીજી બાજુ જગત અળખામણું નથી. આ દ્વિધા કવિના આધ્યાત્મિક જગતની આધારશિલા છે. કંઈક અંશે કોટિ (conceit) કક્ષાએ રહેતી હોવા છતાં આ રચના કવિના કાવ્યજગતને સમજવા માટે મહત્ત્વની છે.

અંગ્રેજ કવિ ગેરાર્ડ મેન્લી હોપકિન્સ માટે કહેવાયું છે કે 'એણે જે ચાહ્યું તે મનુષ્યજગત નહોતું પણ ઈશ્વરજગત હતું' (It was not man's world he loved, but 'god's). હોપકિન્સનું મનુષ્યજગત ઐહિક જગત-ભય અને શંકાથી ભરેલું હતું, જ્યારે સરોદનું મનુષ્યજગત-ઐહિક જગત-ભય અને શંકાને બદલે અચંબાઓથી ભરેલું છે. સરોદ અચંબાનો કવિ છે. ગીત-ભજન વિભાગની પહેલી રચના 'પવન-પગથિયાં' એના રૂપકની તાજગીથી તરવરી રહે છે.

'ગગને જોઈ પવન પગથિયાં,
અમને અજબ અચંબા થિયા'

એક બૃહદ પરિદૃશ્ય અને એનો તાત્કાલિક ઊંડો પ્રભાવ અહીં અ-પૂર્વ રીતે ઝિલાયાં છે. એવો જ વિશ્વનો બૃહદલય કવિએ સાગરના પ્રતિરૂપમાં ઝીલ્યો છે.

'શ્વાસ છૂટે ત્યાં ભરતી ચડતી/ઓટ શ્વાસમાં જ્યાં મેલે
હે વિરાટ કો તને ઉલ્લંઘી/જઈ શકે તટ પેલે ?'
(ખેલ ભલે તું ખેલે)

એવો જ બૃહદસ્પર્શ પણ આ કવિએ એંકે કર્યો છે :

નાખું છું કલ્પના ફંગોળા
કે હાથ કરું આકાશી-ગોળા (આકાશી ગોળા)

ક્યારેક 'સુરાવલિ તારલિયે અથડાય' કે 'તારલિયા દિયે તાલ'માં કવિ બૃહદઅંતરને કાપે છે. આ સંદર્ભો જોતાં આ કવિએ કહ્યું છે તે એમને માટે સાચું ઠરે છે : 'ભજન એક રીતે જોઈએ તો માલિક સાથેની કે માલિક સંબંધની દો દો બાતાં જ છે'. ભજન દ્વારા આ કવિ પ્રતીક્ષા કે ઝંખનાનું આત્યંતિક સ્વરૂપ લક્ષ્ય કરે છે :

'મીરાં ભજન થઈ અવતરી
હરિદર્શનની તાલાવેલી દર્શનથી નવ ઠરી' (મીરાં)

આ તાલાવેલીને કારણે જ ગિરનાર જેવા ગિરનારને પણ કવિ આહ્‌લાદક રીતે આંતર પદાર્થમાં રૂપાન્તરિત કરી શક્યા છે :

ઊભો હોય જાણે આડો
એવો ગિરિનોદ ખાડો
કિંતુ જ્યા પ્રવેશ્યા ભીતર, દૃષ્ટિ ખૂલે પાયમાં
આભ જેવો ઊંચો લાગે
ત્હોય સ્હેલ જાણે લાગે
મધુરપ ને મીઠપ એવી ચડવાની લ્હાયમાં
(ગિરનારી છાંયમાં) તો, દૂરની ઉપનિષદ્‌વાણીનું તળપદા સ્તરે રૂપાન્તર પણ આપી શક્યા છે

છે એટલું યે દે તું લૂંટાવી
નિરધનિયો થઈ જા તું ફાવી (મેલ રે મનસૂબા)
ભેદ ભરમ ભારે બ્રહ્માંડે
એ જ ભરમ છે તારા પંડે
પંડની હાંડી ફોડ (કોડ)

'દરશન'માં ભજનફલક પર ગીતાના વિરાટદર્શનનું પ્રતિબિંબ પૂરી સાદગીથી ઊતર્યું છે. 'પાણોતિયો ભગવાન' જેવી રચનામાં કવિએ ચમત્કારનો આશ્રય લીધો છે ખરો પણ રચનાંતર્ગત જ જીવઅનુકંપાને રોપી એ ચમત્કારને ચમત્કારિક રીતે ઉગારી લીધો છે. કથાવસ્તુ આવું છે · ભગવાન જેનો પાણી પાનાર હોય એની વાડી વેરાન બને. પણ ઉનાળામાં પાસેના વૉકળાનાં વહેતાં નીર થંભી ગયાં, મોલ સુકાવા માંડ્યો. થંભી ગયેલા નીરનું ઘૂંટીભર સેલ રચાયું હતું. થયું કે નીરને વાળી શકાય. ત્યાં નીરમાં માછલિયું નજરે ચડી. હવે ? મોલ મુકાબલે છે માછલી મોંઘી, એનો કેમ હરી લઉં પ્રાણ ?' છેવટે વૈશાખી વ્યોમમાં વહાલભરી વાદળી આવી પહોંચે છે. પણ ચમત્કારને સ્થાને કવિમાં તો જીવઅનુકંપા જ રહી જાય છે.

એક ગીતમાં આવો જ એક જીવ, ખિસકોલી – કવિના ધ્યાન પર આવ્યો છે. કવિ ખિસકોલી ચિત્ત માટે વટાવવા તો ગયા છે પણ સ્વભાવોક્તિમાં ખિસકોલી જ જીવંત રીતે ઝલાઈ ગઈ છે ·

'હાથ વડે તે લઈ હાથમાં કૂતહલ-થી રહે ફોલી
હોય ભલે તે વાત મામૂલી હોય ભલે વણમોલી
વણમૂળા વરમંડવૃક્ષ પર કરતી દોડાદોડી
વિસ્મિત થઈ પળભર ટગડાળે મગન રહે છે ડોલી.'
(ચિત્ત)

'પતંગિયુ' ગીતમાં આનાથી ઊલટું પુસ્તકનાં પાન વચ્ચે નિષ્પ્રાણ પતંગિયું નિરૂપાયું છે. જડ પુસ્તકિયું જ્ઞાન જીવ-ને કેટલો નિષ્પ્રાણ બનાવે છે, એવા મધ્યવર્તી વિચારનો એ રસપ્રદ વિસ્તાર છે. પણ સૌથી રસપ્રદ વિગત તો 'તું અને હું' જેવી રચનામાં છે ·

'છે સત્ત્વ ઉભયમાં એક જ
તુ ભલે ભોમ ને હું રજ
હું તને માપવાનો ગજ
હું છું તો તને પ્રમાણું' (તું અને હું)

અહીં રિલ્કેની પ્રખ્યાત ઉક્તિ 'હું મરી તો હે પ્રભુ તું શું કરીશ ?'ની જાણે કે કોઈ સમાન્તરતા 'હું છું તો તને પ્રમાણું'માં સંભળાય છે. આ કવિની આસ્થાનું એક આસ્વાદ્ય રૂપ 'હું તને માપવાનો ગજ'મા મળે છે

ત્રીજો 'ગઝલો'નો વિભાગ શયદાકાળની બાનીને અનુસરે છે. એકદરે એ ગીત-ભજનના ભાવવિશ્વનું જ સ્વરૂપાન્તર છે. ગીત-ભજનમાં રહેલી દ્વિધા અહીં ચાલુ છે. જગત પાર માટેનો કવિનો તલસાટ જગતની ઉપેક્ષા કરવાને બદલે જગતને કોઈ જુદી જ રીતે સ્વીકારે છે. શેર જુઓ,

કેમ દુનિયાને છેક તરછોડું ?
આપની ભવ્ય એ નિશાની છે ! (મહેરબાની છે)

એક શ્વાસમાં પ્રણય અને ભક્તિને એકાકાર કરતાં, ફેલાવાની ક્રિયાચમત્કૃતિ પર ટકેલો શેર પણ જગતના સ્વીકારનો છે .

હાથ ફેલાવી નથી શકતો હું
ખૂબ ફેલાઈ ગયાં લાગો છો !
(દિખાઈ ગયાં લાગો છો)

આ ભાવવિશ્વના રૂપાન્તરને બાદ કરતાં ગઝલના મિજાજને પ્રગટ કરતી કટાક્ષપૂર્ણ કરકસર અને નકશી. ક્યાંક જોઈ શકાય છે :

કબ્ર જોઈ કે પૂછયું : કોની આ ?
કોઈ બોલ્યું કે ખેરખાંની છે. (મહેરબાની છે)

ક્યાંક ગઝલમિજાજી કવિની ઓળખ પણ ગમે એવી છે :

અસલની વાત ગઝલમાં લઈને આવ્યા છે
તમારો એથી ઓ ગાફિલ રુઆબ જુદો છે.
(ત્યાં હિસાબ જુદો છે)

શેરમાં ઊતરેલો અંગત વાતચીતનો લહેકો પણ માણવા જેવો છે :

ગાફિલ 'તું આમ કર ને ન કર આમ' બહુ કહ્યું
કકળાટ મૂક તારો હવે ભાઈ જાઉં છું.
(ગાઈ જાઉં છું)

પરંપરાની સામગ્રીને સરોદે આપેલો ચળકાટ આંખે વળગે તેવો છે :

'અજબ એના ચહેરાની શોભા બની છે
સિતારે સિતારે નવી રોશની છે
કૃપા એની ક્યારેક ઝુ'લ્ફો હટાવે
અને ખલ્ક માને ખીલી ચાંદની છે.'
(શોભા બની છે)

પારમાર્થિક સંકેતો સાથે જ મુખ્યત્વે સંગત શોધતા આ કવિનો સાંપ્રત સાથેનો વૈશ્વિક અનુબંધ ખૂબ સાદગીથી વ્યક્ત થયો છે :

જીવન આમ જાય છે વીતી સતત અણુયુદ્ધની ધાકે
કહો કોઈ કહે છે જેને દોઝખ જીવતું આ કે ?
(હાહાકારને હાંકે)

યુદ્ધના વર્તમાનની સામે આ કવિ શાન્તિનું શાશ્વત સ્વરૂપ દર્શાવે છે. વિરોધના બળ ઉપર ઊભેલો આ શેર જુઓ :

શાંતિ શાંતિ શું કરો છો શાંતિ છે મનની દશા
સાચી શાંતિ જોઈ છે મેં ઝૂમતી તોફાન પર
(કેટલા ખતરા હશે ?)

ચોથો 'બાળકાવ્યો'નો વિભાગ પહેલા વિભાગની જેમ જ ધ્યાન ખેંચનારો છે. બાલગીતોમાં જે ભાર વગરનું રમતિયાળપણું હોવું જોઈએ, બાળકોશના સાદા અને સહેલા શબ્દોના આધારે જે નાદનું ગમતીલાપણું હોવું જોઈએ, બાળક એની આસપાસની વસ્તુઓને જે રીતે જુએ છે અને એમાં એમનું જે મોજીલાપણું હોવું જોઈએ – એ બધું સરોદે બાળગીતોમાં કેટલેક અંશે આવવા દીધું છે. 'ફોરાં'માં ફોરાના પ્રાસ સાથે શરૂ થતું છોરાં, ઓરા, મોરાં, ગોરાં–નું રમતિયાળપણું અને ફોરાંમાં બાળકની સંક્રાન્ત થયેલી ચેતના એકસાથે કામ કરે છે. નાદના પુનરાવર્તન સાથે બાળકલ્પનાની સ્વાભાવિક ગતિ અહીં મોજૂદ છે. આવી જ નાદની ગતિ અને બાળકલ્પનાનું સાયુજ્ય 'કૂચકદમ' કે 'નળ'માં પણ જોવાશે :

મને ગમે બહુ નળ
એની અદ્‌ભુત કળ
આમ ફેરવો ટીપું ન પાણી
તેમ ફેરવો ત્યાં જળ જળ ! (નળ)

'તારાનગર'માંનું રૂપક, તો 'વાદળી'માં વાદળીનાં બદલાતાં રૂપો બાળકલ્પના માટે આકર્ષક છે. 'ગધેડો' અને 'કૂતરો' બાળરચનાઓ 'પશુઓનું ફરિયાદનામું' જેવા કવિના કાવ્યજૂથમાંથી લીધેલી છે; જેમાં પશુઓની લાગણીને કટાક્ષના દોર સાથે બાળકો માટે પ્રગટ થવા દીધી છે. 'શ્રમનો મહિમા' પણ બાળસ્તરે રહી કલ્પનાનું સંચલન કરે છે.

પારંપરિક રૂપો પરનો અતિશય મદાર, નવી શક્યતાઓ માટેની ઓછી ખેવના, વાણીનાં અને વિચારનાં ચોક્કસ પૂર્વાનુમાન કરી શકાય એવાં નિશ્ચિત ચોકઠાંઓ, કોઈ પણ પ્રયત્નને આધિભૌતિક ક્ષેત્રમાં ખેંચી લાવવાનું શૈલી વલણ – આ બધાંને કારણે આ કવિના વિપુલ રચનારાશિમાંથી કંઈક અંશે સજીવ રચનાઓને જુદી તારવવાનું કામ થોડુંક કપરું હતું. આમ છતાં, ભક્તિરસના કવિ તરીકે અને ભક્તિભાવસભર ગઝલકાર તરીકે જાણીતા આ કવિના અન્ય વિસરાયેલાં પાસાંઓના ઉમેરણસહિત આ સંપાદન કવિને એના ઉચિત પરિપ્રેક્ષ્યમાં મૂકવા મથ્યું છે. કોઈ પણ જાતનું ધ્યાન ખેંચવાની પેરવી કર્યા વગર પોતાના ઝીણા સૂરે કાવ્યવારસાને આગળ વધારનારા આવા કવિઓનું યોગદાન સહેલાઈથી વિસરાવું ન જોઈએ. ગુજરાત સાહિત્ય અકાદમીએ પહેલાં પરામર્શન અને પછી સંપાદન નિમિત્તે સરોદ જેવા કવિના સાંનિધ્યમાં રહેવાનો અવસર પૂરો પાડ્યો છે એ માટે હું મારી આભારની લાગણી વ્યક્ત કરું છું.

(ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત થનાર સરોદનાં કાવ્યોનું સંપાદન 'પવનપગથિયાં'નો આમુખ)



# ભર્તૃહરિનું નીતિશતક

મધુસૂદન એમ. વ્યાસ

રાજા હોય અને કવિ હોય એવા ઘણાં શાસકો ભારતમાં પ્રાચીનથી લઈને અર્વાચીન કાળ સુધીમા થઈ ગયા. સંસ્કૃતમાં હર્ષવર્ધન, રાજા ભોજ અને રાજર્ષિપ્રવર ભર્તૃહરિ આવા શાસકકવિરૂપે સુખ્યાત છે ઉપરાંત ભર્તૃહરિ તો પોતાની જીવનશૈલીને લીધે પણ વિખ્યાત છે. એમણે જીવનમાં શ્રૃંગાર અને વૈરાગ્યને સમાનભાવે સ્થાન આપેલ તેમજ બંનેની મધ્યમાં નીતિને પણ અનિવાર્ય આવશ્યકતારૂપે દર્શાવેલ. પરિણામે નીતિશતક, શ્રૃંગારશતક અને વૈરાગ્યશતક નામે શતકત્રયની રચના કરેલ. જોકે એમને નામે વિજ્ઞાનશતક કૃતિ પણ મળી આવે છે. ઉપરાંત પ્રાસ્તાવિકશ્લોકસંગ્રહ વિભાગનો પણ "શતકચતુષ્ટયસંગ્રહ" નામે ગ્રંથમાં સમાવેશ કરવામાં આવેલ છે. જે તૈલંગ આવૃત્તિરૂપે મળી આવે છે. જાણીને આશ્ચર્ય થશે કે પ્રસ્તુત ગ્રંથની મૂળ સામગ્રી ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ તરફથી ઈ.સ. ૧૮૯૨માં પ્રગટ કરવામાં આવી હતી અને તેનું છેલ્લું મુદ્રણ તે સમયે ઈ.સ. ૧૯૨૩માં થયું હતું. આમ આશરે ૮૦ વર્ષ પૂર્વે પણ નીતિશતકનો ગુજરાતી અનુવાદ મુદ્રિત સ્વરૂપે મળતો હતો. અમદાવાદના સરસ્વતી પ્રકાશને તેનું પુન મુદ્રણ ઈ.સ. ૧૯૯૮માં કરાવેલ.

આપણી પ્રજામાં ભર્તૃહરિનુ નીતિશતક અન્ય શતકોની અપેક્ષાએ વધુ પ્રચલિત છે. જેમાં વર્ણ્યવિષયોરૂપે જ્ઞાનીની પ્રશંસા, દુર્જનનિંદા, રાજનીતિ, દ્રવ્ય વિશે, સજ્જનપ્રશંસા, પરોપકાર, ધૈર્યપ્રશંસા, દૈવવાદ કર્મની પ્રબળતા વગેરે મળી આવે છે. શબ્દાંતરે નોંધી શકાય કે ભર્તૃહરિએ પોતાના જીવનની અનુભૂતિઓને કાવ્યાંકિત કરી છે. એથી જ નીતિશતકના આરંભે જે શ્લોક મળે છે તે મંગલાચરણના શ્લોક પછી તુરત જ પ્રાપ્ત થાય છે. તેમાં ભર્તૃહરિએ વિશિષ્ટ રીતે સ્વાનુભૂતિથી જન્મેલ કામનિંદા કરી છે. જે સાહિત્યરસિકોમાં અત્યંત લોકપ્રિય શ્લોકનો છે. જુઓ -

(વસન્તતિલકા)

यां चिन्तयामि सतत मयि सा विरक्ता
साप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या
धिक् तां च तं च मदनं च इमां च मां च ॥

આ શ્લોકનો અનુવાદ આ પ્રકારનો છે. "હું જે સ્ત્રીનુ હૃદયમાં નિરતર ચિંતન કરું છું કે મારી સ્ત્રી મારાથી વિરક્ત છે. એટલું જ નહીં પરંતુ પરપુરુષ ઉપર આસક્ત છે તે પુરુષ બીજી સ્ત્રી ઉપર આસક્ત છે. તે સ્ત્રી મારા ઉપર પ્રસન્ન રહે છે. એટલે કે મારા ઉપર આસકત છે. માટે જે સ્ત્રી મારા ઉપર આસકત છે તેની ઉપર જે પુરુષ આસક્ત છે તેને, તે પુરુષ ઉપર જે મારી સ્ત્રી આસકત છે. તેને મને અને આ સઘળી આસક્તિ જેનાથી પેદા થયેલી છે તે કામદેવની ધિક્કાર છે."

અહીં કાવ્યાત્મક વર્ણન દ્વારા કવિએ જાણે કે તત્કાલીન સમાજનું ચિત્ર દોર્યું છે. તેમજ શ્લોકના છેલ્લા ચરણમાં શબ્દાનુપ્રાસ દ્વારા નાદમાધુર્ય નિપજાવ્યું છે. નોંધપાત્ર બાબત એ છે કે કામદેવને પણ ધિક્કારવાનું કવિ ચૂકયા નથી.

એક વિવેચક કહે છે કે સંસ્કૃતમાં ભકતકવિ જયદેવને અને પંડિતરાજ જગન્નાથની ગંગાલહરી વગેરેની રચના કરતાં ભર્તૃહરિનું નીતિશતક સહેજ ઊતરતી કક્ષાનું ભાષાશૈલીની દૃષ્ટિએ કહીએ તો ચાલે. આમ છતાં રચના ઘણી જ ચાતુરીવાળી, પૂર્ણ મનોહારી તથા ઘણા જ વ્યહારિક શબ્દોથી ભરપૂર છે. તેની રચના કૃત્રિમ કે આયાસપૂર્ણ બનાવેલી નથી પણ સહજ સરળ છે. વળી, એમાં વર્ણન પણ એવી સારી ભાષામાં તથા એવા આકારમાં

કરેલું છે કે જેને સંસ્કૃત ઓછું આવડતું હોય તેવા લોકો પણ આનો અર્થ અથવા ભાવાર્થ સમજી શકે છે. વ્યવહારની નિત્યનીતિનાં ઉદાહરણો અને ચાતુરીનાં વર્ણનો ઘણાં સ્વાભાવિક જણાય છે. વળી, સામાન્ય તત્ત્વો તથા પ્રત્યક્ષ પ્રમાણો એવા રૂપમાં ચીતરેલાં છે તથા જિંદગીના રોજિંદા અનુભવવાળાં દૃષ્ટાંતો આપીને એવી રીતે સાબિત કર્યાં છે કે કોઈ પણ વાંચન કરનારની મનોવૃત્તિને તરત જ અસર થાય. આ શ્લોકમાં એવું કુદરતી વર્ણન છે કે હંમેશાં સાધારણ દૃષ્ટાંતમાં તથા વાર્તાઓમાં પણ તે પ્રમાણ તરીકે વપરાય છે. આ પરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે ભર્તૃહરિનું નીતિશતક ઘણા ઉચ્ચ વિચારોથી ભરપૂર છે. નીતિશતકના પ્રાણરૂપ એક સુપ્રસિદ્ધ શ્લોક જુઓ :

साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पृच्छविषाणहीनः ।
तृणं न खादन् अपि जीवमानः तद्भागधेयं परमं पशूनाम् ॥

જે શ્લોક આપણે સાંભળ્યો તે ઉપજાતિ છંદમાં હતો અને હવે જે શ્લોકનું શ્રવણ કરીશું એ ઈન્દ્રવજાવૃત્તમાં છે. છતાં બંનેની ગાનશૈલી સમાન છે. આ શ્લોકમાં પણ મનુષ્ય અને પશુઓ વચ્ચેનો વિવેક શબ્દાંતરે આબાદ રીતે દર્શાવ્યો છે :

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूताः मनुष्यरुपेण मृगाश्चरन्ति ॥

પ્રસ્તુત શ્લોકને સંભળાવતાં જ અર્થાવબોધ થઈ જાય છે. કેટલાક શ્લોકો વ્યવહારજીવનના ચલણી સિક્કા જેવા પ્રસિદ્ધ અને મહત્ત્વના હોય છે. ભર્તૃહરિના નીતિશતકમાં આવા સુપ્રસિદ્ધ શ્લોકોની સંખ્યા ઘણી મોટી છે.

વાણીરૂપી આભૂષણનો મહિમા ઘણો મોટો છે. આ વાતને દર્શાવવા આ મહાન રાજર્ષિ કવિએ વિવિધ શારીરિક અલંકારોની વાત કરીને છેલ્લે વાણીને શ્રેષ્ઠાભૂષણ કહી છે. સાંભળો –

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्ज्वला
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृताः मूर्धजाः ।
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

અહીં અર્થ પણ મનોહારી છે. બાજુબંધ ચંદ્ર જેવા ચળકતા હાર, સ્નાન, ચંદનનો લેપ, પુષ્પ કે સારી રીતે શોભાવેલા વાળ પુરુષને શોભાવતા નથી. પણ જે સંસ્કારવાળી વાણીને વિદ્વાનો ધારણ કરે છે તે વાણી જ કેવળ પુરુષને શોભાવે છે. બાજુબંધ વગેરે ઘરેણાંનો નાશ કરે છે. માટે વાણીરૂપી ઘરેણું તે જ અક્ષય ઘરેણું છે.

નીતિશતકનું પ્રયોજન શું હશે ? પ્રજાને નીતિનો બોધ કરાવવો કે સન્માર્ગે વાળવાનો હેતુ જ હશે કારણ કે એવા સંખ્યાબંધ શ્લોકો અહીં આલેખાયા છે. એક શ્લોકમાં એ વાત સુંદર રીતે સંક્ષિપ્તમાં મુકાઈ છે. दाक्षिण्यं स्वजने दयापरजने... શ્લોકાર્થ જોતાં સ્પષ્ટ થાય છે – જુઓ "સ્ત્રીપુરુષ અહીં પોતાના મનુષ્યમાં સરલપણું, બીજા મનુષ્યો ઉપર દયા, દુર્જનની પાસે હંમેશ શઠપણું, સજ્જન ઉપર પ્રીતિ, રાજા પાસે વિનય, વિદ્વાન પાસે સરલપણું, શત્રુ પરત્વે શૌર્ય, ગુરુજનો એટલે કે વડીલો પરત્વે ક્ષમા અને સ્ત્રી પાસે ધૂર્તપણું રાખવું એ પ્રમાણે જે માણસો કલામાં કુશળ હોય છે તેઓમાં જ ન્યાય માર્ગ રહે છે."

પ્રસ્તુત શતકકાવ્યમાં અનુષ્ટુપ છંદમાં ઓછા શ્લોકો જોવા મળે છે. પરંતુ એક શ્લોકમાં કવિઓની પ્રશસ્તિ કરાઈ છે. તેમાં શબ્દવિન્યાસ પણ કાવ્યસુષમાને પ્રગટ કરનારો છે.

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥

અહીં ભાવાર્થ એવો છે કે સુંદર કૃતિઓના કર્તા એવા રસસિદ્ધ કવીશ્વરોનો જય થાય છે કારણ કે તેમની યશરૂપી કાયા ઉપર વૃદ્ધાવસ્થા કે મરણનો ભય નથી. અહીં તાત્પર્ય એવું છે કે સિદ્ધ પુરુષોના રસૌષધિના સેવનથી મનુષ્યના દેહને ઘડપણ તથા મરણનો ભય દૂર થાય છે. અને તેનો નાશ થતો નથી. તેમ શ્રૃંગાર વગેરે રસથી પૂર્ણ કાવ્યોથી ઉત્પન્ન થયેલી કવિતાઓની કીર્તિ કોઈ દિવસે પણ નષ્ટ થતી નથી.

ઉપજાતિ છંદમાં એક શ્લોકમાં ભર્તૃહરિએ બધા ગુણો કરતાં ધનની સર્વોપરિતા કટાક્ષમાં દર્શાવી છે.

यस्यास्ति वित्तं स नरः कुलीनः
स पण्डितः स श्रुतवान् गुणज्ञः ।
स एव वक्ता स च दर्शनीयः
सर्वे गुणाः काचनमाश्रयन्ते ॥

એક શ્લોકનો ભાવાર્થ દર્શાવે છે કે ભર્તૃહરિ રાજાને પ્રજાવત્સલ બનાવવા સલાહ આપે છે . "હે રાજન્, જો પૃથ્વીરૂપી ગાયને દોહવાની ઇચ્છા હોય તો વાછરડાની જેમ આ લોકનું પોષણ કરો. હંમેશાં સારી રીતે તે લોકનું પોષણ થવાથી પૃથ્વી કલ્પલતાની જેમ નાના પ્રકારનાં ફળ આપે છે." તે ઉપરાંત અન્યત્ર કવિએ વારાંગનાની જેમ રાજનીતિ અનેક રૂપોવાળી હોય છે એવું કથન પણ કરેલું છે

સેવકનો ધર્મ કેટલો કઠોર હોય છે એનું એક શ્લોકમાં શબ્દચિત્ર આપીને છેલ્લા ચરણમાં કવિએ અહીં યોગીઓ કરતાં પણ સેવકનો ધર્મ કે ફરજ ગહન હોવાનું દર્શાવીને સેવકમહિમાનું ગાન કર્યું છે. આમ, અહીં ભર્તૃહરિની સર્વાશ્લેષી પ્રતિભાએ યોગી કરતાં પણ ઊંચાઈ પર સેવકને બેસાડ્યો છે.

સન્મિત્ર લક્ષણો કવિએ એક શ્લોકમાં દર્શાવીને જાણે કે સાચા મિત્રનું ચિત્ર દોર્યું હોય એવું જણાય છે

(વસન્તતિલકા)

पापान्निवारयति योजयते हिताय
गुह्यं च गूहति गुणान्प्रकटीकरोति ।
आपद्गतं च न जहाति ददाति काले
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥

ધૈર્યના ગુણની જીવનમાં ખૂબ આવશ્યકતા છે. ધીર પુરુષો મેળવવા ધારેલી વસ્તુને પ્રાપ્ત કરવા માટે યત્ન કરતાં વચમાં વિઘ્ન આવે તો પણ મનોવાંછિત વસ્તુની પ્રાપ્તિ વિના વિરામ પામતા નથી. એ સંબંધી સમુદ્રમંથન કરતાં દેવતાઓનું દૃષ્ટાંત આપી કવિ સ્વમતને સિદ્ધ કરે છે –

रत्नैर्महार्हैस्तुतुषुः न देवा न भेजिरे भीमविषेण भीतिम् ।
सुधां विना न प्रययुर्विरामं न निश्चितार्थाद्विरमन्ति धीराः ॥

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં જે શ્લોક મળી આવે છે એવો જ શ્લોક અત્રે ભર્તૃહરિની કૃતિમાં એક સ્થળે મળે છે. જેમાં ઉદ્યમની પ્રશંસા અને આલસ્યની નિંદા કરવામાં આવી છે –

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥

ભર્તૃહરિના માત્ર નીતિશતકમાંથી જ નહીં કિન્તુ શતકત્રયમાંથી પસાર થતાં સ્પષ્ટ ધ્યાનમાં આવે એવી હકીકત એ છે કે પ્રસ્તુત કવિને શાર્દૂલવિક્રીડિત છંદનો ખૂબ જ શોખ છે. તેઓ અલબત્ત વિભિન્ન છંદોનો પ્રયોગ કરે છે પરંતુ તેમની શાર્દૂલ પ્રત્યેની પ્રીતિ વખતોવખતની પ્રગટ થાય છે. નીતિશતકના અત્રે દર્શાવેલા પ્રસ્તુત શ્લોકમાં પ્રશ્ન અને ઉત્તર દ્વારા પુરુષને (અથવા મનુષ્યને) કરવા લાયક અને ન કરવા લાયક શું છે તે કવિ જણાવે છે.

પ્રશ્ન લાભ કયો ?

ઉત્તર : ગુણવાનનો સંગમ (સમાગમ) જ લાભ છે.

પ્રશ્ન . દુ:ખ કયું ?

ઉત્તર . મૂર્ખાઓનો સમાગમ એ જ દુ:ખ છે.

પ્રશ્ન · હાનિ કઈ ?

ઉત્તર : સમય ભૂલી જવો એ જ હાનિ છે. (એટલે માણસે વખતોવખત સાવધાનીથી રહેવું જોઈએ.)

પ્રશ્ન . ચતુરાઈ કઈ ?

ઉત્તર : ધર્મમાં પ્રીતિ રાખવી એ જ ચતુરાઈ છે.

પ્રશ્ન . શૂર કોણ ?

ઉત્તર · જે જિતેન્દ્રિય હોય તે શૂર કહેવાય છે.

પ્રશ્ન : અતિપ્રિય સ્ત્રી કઈ ?

ઉત્તર : જે પતિને અનુસરે તે અતિપ્રિય સ્ત્રી સમજવી.

પ્રશ્ન : ધન કયું ?

ઉત્તર . વિદ્યા જ ધન છે.

પ્રશ્ન · સુખ શું ?

ઉત્તર · પરદેશ (અથવા બહારગામ) ન જવું એ જ સુખ છે.

પ્રશ્ન : રાજ્ય કયું ?

ઉત્તર : જેમાં આજ્ઞાનો અમલ થાય તે રાજ્ય કહેવાય એટલે જે રાજ્યથી આજ્ઞાનું પરિણામ આવે તેવું રાજ્ય કરવું.

આમ સર્વાંગે પ્રસ્તુત શતકકાવ્યને જોતાં સ્પષ્ટ થાય છે કે ભર્તૃહરિએ જાણે ગાગરમાં સાગર ભર્યો છે. ભવ્ય રીતે સદ્ઉપદેશ દ્વારા સચ્ચાઈ, ન્યાય અને પ્રમાણિકતાનો પક્ષ લીધો છે. તેમજ નકારાત્મક તત્ત્વો અથવા મનુષ્યના અવગુણો તરફ અણગમો દર્શાવ્યો છે. નીતિશતકના કર્તાનો પ્રધાન ઉદ્દેશ જ મનુષ્યના જીવનને ગુણો દ્વારા ઉન્નત બનાવવાનો છે.

કવિએ શ્રૃંગારશતકની રચના બાદ નીતિશતકની અને પછીથી વાર્ધક્ય આવતાં વૈરાગ્યશતકની રચના કરી હશે એવું અનુમાન કરવું તાર્કિક જણાય છે. શ્રૃંગારશતક પછી જ નીતિશતકની રચનાનું કારણ કુદરતી જ છે કે, માણસ નાનપણમાં કુછંદી હોય છે. વચલી વયમાં દુનિયાદારીના વ્યવહારમાં પડવાથી તે બાબતની કુશળતા મેળવે છે અને નીતિ શું છે અને કેવી રીતની છે તે શીખે છે. મૂર્ખ માણસને ઠેકાણે લાવવામાં કેટલું દુ:ખ છે તે, લોભી માણસો ધનસંચય કરવાને કેવા કેવા ઉપાયો યોજે છે તે, આ દુનિયામાં મનુષ્યની વર્તણૂક કેવા પ્રકારની હોવી જોઈએ તે અર્થાત્ કોઈને વચન આપી તે પ્રમાણે કરવાથી માણસની ઉત્તમવિદ્યાની કિંમત, સ્વાત્માભિમાન, કીતિ, ધૈર્ય તથા મોટાપણું કેવું છે તે બાબત નીતિમાં વર્ણવી છે. બીજું નીતિમાં દરેક ધર્મને મળતા આવતા દુનિયાદારીના કયા કયા નિયમો છે તે વર્ણવ્યા છે જેમ કે ઉદ્યોગની અગત્ય, સન્મિત્રનું લક્ષણ, ઉદાર મનવાળાની તથા હલકા મનવાળાની વર્તણૂકની સરખામણી આ પ્રકારની તથા બીજા એવી જ રીતના શ્લોકો જે દુનિયાના માણસોને હંમેશાં લાગુ પડે તેનું વર્ણન છે. ટૂંકમાં સંસ્કૃત ભાષામાં નીતિશતક એક ઉત્તમોત્તમ જ્ઞાનગ્રંથ છે. તેમ જ ભર્તૃહરિની આ યશોદાયી કૃતિ છે. કવિને અન્ય કૃતિઓ દ્વારા જેટલી પ્રસિદ્ધિ મળી તેની સરખામણીએ નીતિશતક વધુ પ્રસિદ્ધિકારક છે.

કોઈ પણ સમયનું સાહિત્ય તત્કાલીન મૂલ્ય ધરાવતું હોવા ઉપરાંત સાર્વત્રિક અથવા સર્વકાલીન ઉપયોગિતા પણ ધરાવતું હોય છે. નીતિશતકના ઘણા વિચારોને વાસ્તવરૂપે આજે સમાજમાં આપણે જોઈ શકીએ છીએ. તો સદ્ગુણોનો મહિમા પણ એટલો જ છે, સમાજમાં એની આવશ્યકતા ઘણી વધુ છે. આમ, આ અર્થમાં સાહિત્ય સમાજનું દર્પણ છે એ વાત વધુ પ્રસ્તુત છે. નીતિશતકના કવિએ આપણને વધુ ડહાપણભર્યું જીવન જીવવા જાણે કે સદ્ગુણસેવનની સલાહ આપી છે.

ભર્તૃહરિ વિશે એક વિવેચક નોંધે છે કે તેઓ બહુ માનનીય અને લોકપ્રિય હતા. એ એક સરદાર નહીં પણ મોટા સમૃદ્ધિમાન રાજા હતા. ચાર હરિ જેવા એમનામાં ગુણો હતા. બહાદુરીમાં હરિ વિષ્ણુ જેવા, યતિમાં હરિ ઋષભપુત્ર જેવા, સંપત્તિમાં હરિ ઇન્દ્ર સમાન તથા સૌંદર્યમાં હરિ સૂર્ય સમાન હતા. આ ચારેય પ્રકારના ગુણો વડે તે એક સાધારણ મનુષ્ય નહીં પણ વિદ્યા તથા શક્તિથી એક માનનીય પુરુષ હતા.

(આકાશવાણી અમદાવાદ - રેડિયો સ્ટેશનના સૌજન્યથી)
(પુસ્તકનું પ્રાપ્તિસ્થાન · 'શતકચતુષ્ટયસંગ્રહ' (ભર્તૃહરિ વિરચિત), સરસ્વતી પુસ્તક ભંડાર, હાથીખાના, રતનપોળ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧; પ્રથમ આવૃત્તિ, જૂન ૧૯૯૮, કિં. રૂ. ૧૦૦/-)



## સાભાર સ્વીકાર

**મન ચીતરીએ** : લે. મુકુન્દ પરીખ, પ્રકા. રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં: રૂ. ૫૫/-; **નીરક્ષીર (આઠમું પુષ્પ)** : સંપા. પ્રા. તખ્તસિંહ પરમાર, પ્રા. ડૉ. વિનોદ જોશી, શ્રી અજય પાઠક, પ્રકા. શિશુવિહાર શૈક્ષણિક વિભાગ, શિશુવિહાર, કૃષ્ણનગર, ભાવનગર - ૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૩૫/-; **દૈનિક જીવનમાં સાધના** : લે. જ્યોતિ થાનકી, પ્રકા. શ્રી અરવિંદ મેમોરિયલ ટ્રસ્ટ, શ્રી અરવિન્દ નિવાસ, દાંડિયા બજાર, વડોદરા - ૩૯૦ ૦૦૧, કિં. નથી.

# કારાયલ કપૂરી

**રાજેશ અંતાણી**

**પાત્રો :** કારાયલ-કપૂરી-વીંઝાર-સાઆ સંધાર-ભેરુ

(મોરચંગના સૂર, મોટા અવાજમાં પછી ફેડઆઉટ. ધીમે ધીમે ઘૂઘરીનો અવાજ બંધ થઈ જાય છે.)

કારાયલ : ભેરુ...ભેરુ... આની કોર...આની કોર આવ...

ભેરુ : સરદાર, સંધારની વાંઢ દેખાણી, તઈંયે મારા વાવડ સાચા.

કારાયલ : (હસીને) ભેરુ, તને ઝાંઝવાની જેમ રેતીમાં પથરાયેલી વાંઢ દેખાતી લાગે છે. તરસ્યો થયો છો ? આ પચ્છમ પટ છે ભેરુ...ઈંયા ક્યાંક છેટેથી પણ વાંઢ દેખાણી તો નસીબદાર-આ ખારા પટમાં પાણી મળ્યું તો આપણા જેવું નસીબદાર કોઈ નહીં.

ભેરુ : સરદાર, આ ઢોળ ઊતરીને થોડો આગળ પંથ કાપશું પછી જરૂર વાંઢ દેખાશે-ઈ પણ માલધારી સંધારની વાંઢ.

કારાયલ : ઈ તને કેમ ખબર પડી ?

ભેરુ : માફ કરજો સરદાર, તમને વાવડ દીધા ઈ પેલાં છેક આંઈ સુધી ચક્કર લગાવી ગ્યો'તો. એયને ઊંચાં દેખાય છે ઈ બાવળ લગી ગ્યો'તો.

કારાયલ : તારી વાતમાં દમ નથી લાગતો ભેરુ, ઈંયા વેરાનમાં સાઓ સંધાર નામનો માલધારી પોતાની જંગી ઓથો સાથે રે'તો હોય-પશુઓ વચ્ચે રઈને જિંદગી ગુજારતો હોય-અને એની રૂપ-રૂપની અંબાર-દીકરી કપૂરી-ના મારો જીવ માનતો નથી ભેરુ-આવું કાંય આવા વેરાન બિયાંબાનની વચ્ચે જ્યાં ચારેકોર રેતી ને ટુંકણાં ઘાસ-ને ભેરુ, બીજું શું કે'તો'તો ?

ભેરુ : માફ કરજો સરદાર, આ તમને...

કારાયલ : સાઆ સંધારની દીકરી-કપૂરીને ?

ભેરુ : મેં એને છેટેથી દીઠી છે. સરદાર, તોય મારી આંખો અંજાઈ ગઈ'તી.

કારાયલ : આટલું બધું તેજ એના રૂપનું ? આ વાત કે'તાંય તારી આંખો ચકરવકર થવા લાગી ભેરુ.

ભેરુ : એવું છે ને સરદાર, સાઆ સંધારની એકની એક દીકરી, સોળ-સત્તર વરસની હશે પણ લાગે છે વીસ વરસની યૌવના-સરગવાના સોટા જેવું તેનું સીધું શરીર ને જાડી ઓઢણીમાંથી બહાર દેખાતા તેના ધોળા હાથની છટામાં ગજબનું ખેંચાણ હતું-તમે માનશો સરદાર, છેટેથી પણ હું આ ખમી ન શક્યો. એની કને જઈને જોઈ રીયો'તો.

કારાયલ (હસીને) : તો-તો તને ચોક્કસ મિરિયો આવી ગ્યો હોત ભેરુ.

ભેરુ : જેમ ઉજર રામાની હાલત થઈ એવી.

કારાયલ : કોણ ? ઉજર રામો ? લૂંટારો ? આપણા દુશ્મનનું ક્યાં નામ લીધું ભેરુ-ભોળી પ્રજાને લૂંટી લૂંટીને તાલેવંત બન્યો છે – ઈ નાપાક.

ભેરુ : એની કેવી વલે થઈ ઈ તો આ વાત છે.

કારાયલ : તું આવું બધું આડું-અવળું બોલવાનું ક્યાંથી સીખી આવ્યો ભેરુ ! સાઓ સંધારની છોરી-કપૂરીની તે વાત કરી – એટલે તો આંઈ તીખા તાપમાં પચ્છમનો રેતીલો મારગ કાઢતા આપણે છેક સંધારની વાંઢ લગી પોંચી આવ્યા. ત્યાં તે વળી ઉજર રામાની વાત ક્યાં કાઢી ?

ભેરુ : આ વાત સંધારની વાંઢથી થોડી છેટેથી વાંઢના માણસો પાસેથી જાણી, ઉજર રામાની નાલેશીની.

કારાયલ : વાહ ! ભેરુ, તું પણ રખડી રખડીને સારી એવી બાતમી ભેગી કરતો લાગશ, ઠીક છે કે...

ભેરુ : (વચ્ચે જ) સાઓ સંધારની દીકરી કપૂરી-ઓળાંને પાણી પિવડાવવાનું કામ પોતાને માથે લીધું. કૂવામાંથી પાણી ખેંચવાની છટા પણ તેની અજબ છે સરદાર ! પાણીથી ચિકાર ભરેલો મોટો ચડો પોતાના હાથથી બહાર ખેંચવો ઈ તો રમત વાત છે એને માટે. કપૂરી સંધારે તો ખુલ્લું એલાન કરી દીધું છે કે જે કોઈ આ ચડો કૂવામાંથી બહાર ખેંચી કાઢે તેને જ વરવું.

કારાયલ : શું વાત કરશ ભેરુ, તો તો કપૂરીના રૂપથી અંજાયેલા કેટલાય સંધાર જવાનો અને રાજપૂત વીરો પોતાનું નસીબ અજમાવવા આંઈ કને આવી ગ્યા હશે. ને ઢીલા ઢફ થઈને પાછા ફર્યા હશે. હવે મઝા આવી. પણ ભેરુ, તું તો ઉજર રામાની વાત કરતો'તો ને ?

ભેરુ : હા-લે ઈ વાત તો રઈ ગઈ. તે ઉજર રામો પોતાની ટોળી સાથે આંઈ આવ્યો ત્યારે એની નજર કૂવામાંથી પાણી ખેંચતી કપૂરી પર પડી. કપૂરીએ એને કૂવામાંથી પાણી સીંચીને પીવાનું કહ્યું.

કારાયલ : પછી ઉજર રામાએ પાણી કાઢવા રાંઢવાની રાસ પકડી ?

ભેરુ : હા, એમ જ. કૂવામાંથી પાણી બહાર ખેંચવા મંડચો. પણ કૂવાના તળિયે જઈ પોંચેલો ચડો બહાર ન નીકળ્યો તે ન જ નીકળ્યો. સરદાર, ઈ શૂરાતનથી કૂવાની પડથાળે ચડચો'તો એવો જ વીલે મોઢે નીચે ઊતરી આવ્યો.

કારાયલ : (હસીને) હા ભેરુ, તઈંયે ઉજર રામો આ બાજુ ફરકતો દેખાતો નથી. પટ છડી ગ્યો લાગે છે. આ હિસાબે ઉજર રામાની જેમ કેટલાય કોડભર્યા જુવાનિયાઓ આંઈ લગી ફરકયા હશે ને નિરાશ થઈને પાછા ફર્યા હશે.

ભેરુ : સરદાર, બસ હવે લાંબો પંથ નથી. હવે સંધારની વાંઢ આવવી જ જોઈએ. આ રેતીના થરની ધાર પૂરી થાશે ને વાંઢ દેખાશે

કારાયલ : (સ્વગત) મારું કિસ્મત-રેતીના ઢૂવા પરથી સરકતા સાંઢણીનાં પગલાંની સાથે-મને સંધારની વાંઢ લગી ખેંચી જાય છે.

(સંગીત)

કપૂરી : (ગીત ગણગણતી હોય એમ લયમાં) પાણી પાતારા સિંજે સે પીએ - (હસીને) ઈ તો એમ જ હોય ને - પાણી પાતાળમાં હોય સીંચીને- કૂવામાંથી કાઢીને પીવાં પડે ને- (ખડખડાટ હસે છે)

કારાયલ : (સ્વગત) શરીરના રોમે રોમ કંપી ઊઠે એવો આ કોઈ છોકરીનો હસવાનો અવાજ...જરૂર એ કપૂરી સંધાર હોવી જોઈએ - નહીંતર મારા દિલને આ હસવું અડે નહીં. રેતીની વચ્ચે કૂવો દેખાયો. તે કૂવાને પગથારે કપૂરી જ હોવી જોઈએ. હવે એ દેખાય છે. આહા ! શું રૂપ છે આ સંધાર યુવતીનું - સ્વર્ગમાંથી ઊતરી આવેલી કોઈ અપ્સરા જેવી આ કપૂરી સંધાર કૂવામાંથી પાણી પણ કમાલથી કાઢે છે. જાણે ખાલી ચડસ કૂવામાં ઉતારે છે - ખાલી અડસ બહાર કાઢે છે - વાહ ! શું રૂપ !!

કપૂરી : એય ! એય જુવાન, ફાટી આંખે શું જોસ ?

કારાયલ : (ચમકીને) હં-કાંઈ નઈ-કાંઈ નઈ. આ જરાક પરગામ જવા નીકળ્યા'તા - ને તરસ્યા થ્યા- આ કૂવો દીઠો ને આ બાજુ ફંટાયા - પાણી પીવા.

કપૂરી : ઓહો ! તઈંયે એમ વાત છે ! જુવાન, તું કૂવાને જોતો'તો કે પછી કૂવા પાસે ઊભી છે એને ? મોઢા ઉપરથી તો લાગતું નથી કે તું તરસ્યો હો.

કારાયલ : લે, એમ માન. તારી મરજી. કૂવા કને તને ઊભેલી જોઈને ગળામાં તરડાતી તરસ અલોપ થઈ ગઈ. હવે રણ ઉકરીને-થાકીને લોથ થઈને આંઈ સુધી આવ્યા છીએ તો અમને પાણી તો પિવરાવ.

(ખાલી વાસણમાં ઠલવાતું હોય એવો અવાજ)

કપૂરી : જુવાન, રણમાં રખડે છે ને રણમાં તરસ્યો રઈ નથી શકતો ? પાણી પાતારા, સિંજે સે પીએ.

(ખડખડાટ હસે છે)

કારાયલ : તને મશ્કરી સૂઝે છે ? અમારી નઈ પણ આ લુખ્ખમાં તરસતી અમારી સાંઢણીઓની તને દયા નથી આવતી ?

કપૂરી : (હસીને) શું કરું જુવાન, દયા તો મને તારી પણ આવે છે. સાંઢણી માટે તો આ ભર્યો અવાડો. તારી સાંઢણીઓ પીવે ને તમેય ભલે પી'લ્યો. કૂવાનું પાણી ખપતું હોય તો-તેને કૂવામાંથી સીંચીને કાઢનારો જ પી શકે. સમજાય છે મારી વાત ?

કારાયલ : ઠીક છે છોકરી ! જોઈ લે હવે આ મરદની કમાલ. હટ પડખે હટ. મને જાલવા દે રાંઢવાની રાસ.

કપૂરી : અરે વાહ ! લે, આ હટી. હવે કાઢ પાણી ને છિપાવ તારી તરસ.

(ગરગડીનો અવાજ)

કારાયલ : (સ્વગત) ચિત્રનાથ દાદાની જય હો ! તારી દયા-તારો રહેમ મારા ઉપર ઊતરો

(ગરગડી સાથે પાણી છલકાવાનો અવાજ)

કપૂરી : (સ્વગત) વાહ ! જુવાનની ચપળતા - શું ચાલાકી ! મારી અંદર કેટલાંય વરસોથી દુકાળ પડયો છે ને અંદર સૂકી બરડ જમીન પર આજે જાણે અમી-છાંટણાં થાય છે. સૂકી ભાંઠ નદીમાં પૂર આવે છે. સૂકા ઘાસની અણી ઉપર લીલી ટસરો ફૂટવા માંડી છે. આ જુવાન-ઈ જ મારો વીરનર-જેને ગોતતાં-ગોતતાં મારી આંખો તરસી બની હતી-તો આ...જ જુવાન-

ભેરુ : વાહ સરદાર ! લગાવો-જોર લગાવો-ઈ જંગી ચડો પાણીથી ભરાણો છે. ઉપર ચડે છે, જોર કરો.

કપૂરી : (સ્વગત) ચડો ઉપર આવે છે-પાણી છલકાય છે. હૈયું હિલોળે ચડ્યું છે. મન મારું આનંદથી છલકાય છે. વાહ ! જુવાન, તેં રંગ રાખ્યો !

ભેરુ : સરદાર વાહ ! જુઓ, જંગી ચડો બહાર આવતો દેખાણો ને પડથાળ ઉપર ઠલવાણો હવે તો ભાઈ પાણીની રેલમછેમ. આહા ! અરે ! સરદાર, ત્યાં સામે જુઓ.

કારાયલ : અરે, આ હું શું જોઉં છું ! આટલો વખત ખુલ્લે માથે ઊભેલી છોકરીએ માથે ઓઢણી ઓઢી લીધી. મારે શું સમજવું ? લાવ, એને જ પૂછું - અરે ! ઓ ! તું દોડતી જાય છે ક્યાં ? ઊભી રહે, ઊભી રહે.

કપૂરી : બા.. પુ..., બા...પુ...!!

સાઓ : શું થયું દીકરી ? તું ઘોડ કાઢતી હાંફતી હાંફતી આવી ?

કપૂરી : (હાંફતાં હાંફતાં) બાપુ, બાપુ, મારી નેમ ભાંગી. તમારી કપૂરી માટે વિધાતાએ આજનો દિ સોનાનો ઉગાડયો છે બાપુ, તમે કાંઈ સમજ્યા ?

સાઓ : નેમ ? સોનવરણો દિ ? આ તું શું બોલે છે ? મારી દીકરી, મને તો કાંઈ ગમ નથી પડતી.

કપૂરી . અધીરા ન થાવ બાપુ. તમારી ચિંતા આજે ટળી છે. મારી નેમ પ્રમાણે ચડસ કાઢનારો આજને દિ ઓચિંતો કૂવાની પગથારે આવીને ઊભો. ધડાધડ રાસ ખેંચીને ચડસને પાણીથી ભરેલી બહાર કાઢી. ને હૈય, ઠંડા પાણીની છાલક ચારેકોર ઊડી. જુઓ, બાપુ મારા પગ હજી પણ ભીના છે.

સાઓ : શું વાત કરે છે દીકરી ! કોણ છે ઈ જુવાનિયો ?

કપૂરી : જુઓ, એ આવે છે આ ભણી. સાથે એનો ભેરુ પણ છે.

કારાયલ : રામ ! રામ ! સાઓ સંધારને.

સાઓ : હા ! રામ ! રામ ! કોણ છો યુવાન ? આંઈ વેરાન રણમાં અમારે ઉબરે આવીને ઊભો ?

કારાયલ : (હસીને) તમે મને ન ઓળખ્યો-સાઓજી ? હું કારાયલ-કારાયલ સમો. જામ લખિયાર ભડના વંશજ નારાયણ સમાનો દીકરો.

સાઓ : અરે ! નારાયણ સમાનો દીકરો કારાયલ ? આટલે છેટેથી આંઈ લગી-ક્યાંથી ?

કારાયલ : સાઓજી ! હું પિતાની અને દેશની આબરૂ સાચવવા-દેશાટન કરવા નીકળી પડયો છું આ મલકમાં. ફરતો ફરતો પચ્છમ પ્રદેશમાં આવી ચડયો. પચ્છમાઈ ડુંગર ઉપર મેલાણ કર્યું આ ડુંગરે મારું ચિત્ત રોકી લીધું. ખીણ-ચોખ્ખાં વહેતાં ઝરણાં-ઊંચા ઊંચા ઝાડના ઝુંડ. માણસ ખોવાઈ જાય એવી ઊંડી ઊંડી ગુફાઓ.

સાઓ : આજ તો ધન ઘડી ને ધન ભાગ અમારાં. સમા વીરોની વીરગાથા ખૂબ સાંભળી છે દીકરા, પણ આજે તો એનો પરચો જોવા મળ્યો. રાજી રાજી થઈ ગ્યો છું.

કપૂરી : બાપુ, તમે આમ ઠાલી-અમથી વાતું જ કર્યા કરશો કે પછી આ આપણે ઉંબરે આવેલા મેમાણની કાંક ખાતરબરદાસ્ત પણ કરશો ?

સાઓ : (હસીને) હા, હા, દીકરી, હું તો કારાયલને જોઈને જ એવો ઢકળાઈ ગ્યો'તો કે વે'વાર પણ ભૂલી ગ્યો. સમા વીર કારાયલ, આજનો દિ ને આજની રાત તમે લોકો આ માલધારી સંધારના મેમાણ–બનો.

કારાયલ : સાઓજી, તમારી લાગણી સાચી પણ અમારે ઉગમણે કામસર જરૂરથી ઝટ પહોંચવું પડે તેમ છે.

કપૂરી : લે, જરૂરી છે ઈ કામ ? સપરમો દિ છે આજનો - ને તમે ભાગવાની વાત કરો છો ?

સાઓ : (હસીને) દીકરી સાચું કે' છે - સમાવીર કારાયલ. માલધારીના મનને ઠેસ ન પહોંચાડો. રોકાઈ જાવ.

કારાયલ : ઠીક છે - કામ ઠેલીને અમે આજની રાતના તમારા મેમાણ, બસ ?

(સંગીત)

(ઢોલ ઉપર હીંચનો ઠેકો - લયની સાથે ઝાંઝરનો અવાજ)

ભેરુ : વાહ ! સરદાર વાહ, મજો પડી ગ્યો. માલધારીઓની વાંઢમાં આવો જોરદાર જલસો ? વાહ ! બાઈયુંના રાસડા-બાઈયું કેવી મન મૂકીને કૂદતી'તી - ને ઢોલીનો તાલ - મજો પડી ગ્યો. તમે માનસો સરદાર, આપણી સાંઢણિયું પણ ભેરી નાચતી'તી.

(ભેરુની સાથે કારાયલ પણ હસે છે.)

કારાયલ : ભેરુ, આ રાસૂડાના નશામાં કાલે ઉગામાં ભાગવાનું છે ઈ ન ભૂલતો. સૂરજ ઊગે ઈ પેલાં સાંઢણીઓ પટ છડી જાવી જોઈએ.

ભેરુ : હા સરદાર, તમે ચિંતા મેલી દ્યો. એયને ! ઉગામાં જ નીકળી પડશું. નક્કર આ ભેંકાર રણ - ને ખારા પટમાં પાણી હવે કોઈ નઈ પાય. હવે આવી કૂવાવાળી વાંઢ મળવી મુશ્કેલ.

(કારાયલ અને ભેરુ હસે છે.)

સાઓ : સમા વીર કારાયલ, કેવો ર્'યો જલ્સો ? મજો પડી ગ્યો ને ?

કારાયલ : સાઓજી, તમારી મેમાણગતિ, ખાતરબરદાસ્ત આ સમોવીર કદી નઈ ભૂલે.

સાઓ : સમાવીર, આ જીવન છે અમારા માલધારીનું. મેમાણને દેખી-મેમાણની હાજરીમાં જ ભૂરાંટા થઈએ-અમે ઓળગોળ થઈ જઈએ. રણની રાત ઠરે. વાવડાના સુસવાટા સમ્યા હોય. આખોય દિ તપેલી ધરા, ટાઢક વળતાં સિસોટી જેવો સૂર કાઢે. આકાશમાં તારા ચમકવા લાગે, ચંદર સોહામણો થઈને ધોળું તેજ ખારાપટ પર પાથરે. ઢોલીના તાલની સાથે અમારો આખા દિ'નો થાક ઊતરી જાય.

કારાયલ : રણને ધબકતું તમે માલધારીઓ જ રાખો છોને - સાઓજી - વેરાનમાં જીવનને ધબકતું રાખવું કેટલું અઘરું છે.

સાઓ : વાહ ! કેવી મજાની વાત કરી તમે. પણ મારે તમને એક ખાસ વાત કરવી છે. સમાવીર કારાયલ, તમને મારી દીકરી કપૂરીની વાત કરવી છે.

કારાયલ : કરો, જરૂર કરો. મન મૂકીને વાત કરો. સાઓજી, આપણાં તો મન મળી ગયાં છે. સંકોચ ન રાખશો.

સાઓ : કપૂરીની મા એને જનમ દઈને સધાવી. મારી દીકરી દૂધપાનથી ઊછરી છે કુદરતને ખોળે. ને પાછી, છે પણ કુદરત જેવી છૂટ. એણે બાધા લીધી છે કૂવાનું પાણી ચડસથી બહાર ખેંચી કાઢે તેને જ વરવું. કંઈક જવાંમર્દો કપૂરી પાસે મસ્તક ઝુકાવીને ગ્યા, પણ તમે આજે ઈ બાધા તોડી.

કારાયલ : મેં તમારી દીકરીની નેમની વાત સાંભળી હતી સાઓજી !

સાઓ : તો પછી સમાવીર કારાયલ, તમે મારી દીકરીનો હાથ સ્વીકારો.

કારાયલ : પણ તમારી દીકરી -

સાઓ  (હસીને) એને શું પૂછવું ? એની મરજી તો તમને જોઈને જ પાકી થઈ ગઈ છે. જોયું નઈ રાસડામાં કેવી ઊછળતી'તી તે. તમારી ઇચ્છા.

કારાયલ . સાઓજી, મારી ઇચ્છા તો છે જ.

સાઓ : તો પછી કોની વાટ જોવાની રઈ ? ચોઘડિયું જોઈને, લગન કરીને, મારી દીકરીને વિદાય કરું.

કારાયલ : ના, સાઓજી, તકડ ન કરો, મારા મા-બાપને નિયાંપો પોંચાડવો પડશે. તેમના આશીર્વાદ પછી જ લગન-પચ્છમાઈ ડુંગર ઉપર. ઈ પણ થોડા દિ પછી.

સાઓ : ભલે, ભલે, જેવી તમારી મરજી સમાવીર. બાકી હવે તમે આજની ઘડીથી, આજના દિથી તમે મારા જમાઈ નક્કી. આજના સપરમા દિએ હું મારી દીકરી, રણમા ઊગેલા ગુલાબ જેવી દીકરીને, તમારા હાથમા સોંપું છુ.

કારાયલ ' સાઓજી ! મારા પ્રણામ સ્વીકારો

(સંગીત)

કપૂરી : વીર...વીર !

કારાયલ : હં...અરે...!!

કપૂરી : ક્યાં ભટકે છે તમારું આ મન ?

કારાયલ : કંઈ નઈ કપૂરી. ક્યારેક આ મન એવું ડોળાઈ જાય છે કે ન પૂછો વાત.

કપૂરી : મારે તમને એક ખાસ વાત પૂછવી છે.

કારાયલ : તે પૂછને.

કપૂરી : મને તમારા જીવનની કાંય ગતાગમ પડતી નથી. તમે રાત-વીરાત નીકળી પડો છો. દિવસો સુધી પણ તમે દેખાતા નથી. રાત-દિની સંધિ ટાણે લૂંટેલી મત્તા લઈને ઘેર પાછા ફરો છો. લૂંટેલી મત્તામાંથી ગરીબોને વેંચી નાખો છો.

કારાયલ : (હસીને) તને એ નહીં સમજાય.

કપૂરી : કેમ ?

કારાયલ : બહુ લાંબી વાત છે કપૂરી. અમારા જામલાખિયાર વંશમાં કોઈએ આ કામ કર્યું નથી. મારા પિતાને સંતાન ન હતું. એમણે કેટલીય બાધા-આખડી લીધી. ફરતાં ફરતાં મારા પિતાનો મેળાપ ચિત્રનાથ યોગી સાથે થયો. યોગીએ મારા પિતાને થોડે દૂર આવેલા આંબાના ઝાડ પરથી એક ફળ તોડી લાવવાનું કહ્યું મારા પિતાએ લાલચમાં આવીને બે ફળ તોડી લીધાં. એક ફળ યોગીને આપ્યું અને બીજું ભેટમાં મૂકી દીધું.

કપૂરી : (હસીને) પછી ?

કારાયલ ' સિદ્ધ યોગી મારા પિતાની ચાલાકી સમજી ગયા વરદાન આપતાં કહ્યું : એક ફળ તારી રાણીને ખવરાવજે, તારે ત્યાં પુત્રજન્મ થશે. તેં ચૌર્યવૃત્તિ રાખી છે તેથી તારો કુંવર ચોરીવિદ્યામાં પારંગત થશે.

કપૂરી : (હસીને) ઓહ ! તો એમ વાત છે !! એટલે જ તમે વીર, ચોરી-લૂંટફાટ...

કારાયલ : હા કપૂરી, તારે તારા આ ધણીને જે કહેવું હોય તે કહેજે એમા મારે માતા-પિતાનો સહવાસ ગુમાવવો પડ્યો. બાભણાસરના બાદશાહનો ખજાનો લૂંટીને મેં પિતાને ધર્મસંકટમાં મૂક્યા. ને હું પિતાની અને દેશની આબરૂ સાચવવા બધું જ છોડીની નીકળી પડ્યો. મેં લૂંટફાટ કરી છે કપૂરી, સિંધ પ્રાંતના અમીરોને લૂંટીને એની મિલકત ગરીબોમાં વહેંચી દીધી. તારો આ ધણી – કારાયલ, દાનવીર પણ કહેવાય છે.

કપૂરી : તમે આટલા ગંભીર કેમ બની ગયા વીર ? તમને મારી મજાક ન ગમી ?

કારાયલ : ના કપૂરી, એવું નથી. હવે પચ્છમીયા ડુંગર પરથી મારો જીવ ઊખડી ગયો છે. ભેરુને મેં નવી જગા ગોતવા મોકલ્યો છે. આજે એ આવતો જ હશે.

ભેરુ : સરદાર ! સરદાર !

કારાયલ  આવી ગ્યો ભેરુ ? જગા જોઈ આવ્યો ?

ભેરુ : હા સરદાર, તમે બતાવી'તી ઈ જગા. પોલડીઆ. સલામત જગા છે સરદાર.

કારાયલ : વાહ ! ભેરુ, ઉઠાવો આપણા ડેરા-તંબૂ ને આપણે આજે જ નીકળી પડીએ છીએ, હાલો !

કપૂરી : આટલી ઉતાવળ વીર ! આજે જ ! પચ્છમીયો છોડતાં જીવ નથી દુભાતો ?

કારાયલ : કેવી વાત કરે છે કપૂરી ! આ પચ્છમીયો તો મારી રગરગમાં પથરાયો છે. એને હવે આપણી અલવિદા. હવે આપણું મેલાણ પોલડીએ.

(કોરસ)

પોલડીએ ટંકાર, મણધર મેડી અડઈ
જિત હિંડોરા ખાટ તે, ઝૂલેલાલ સંધાર

(સંગીત)

કપૂરી : વીંઝાર ! વીંઝાર ! આમ ક્યાં દોડ્યો જાય છે દીકરા, ઊભો રે, ઊભો રે...

કારાયલ : અરે ! વીંઝાર, દીકરા...

કપૂરી : શું વાત છે ? આમ, બાપદીકરો-શેની દોડાદોડી કરો છો ? અરે ! વીંઝાર, ઈંયા આવ...

વીંઝાર : મા, મા, હું બાપુથી રિસાયો છું.

કારાયલ : રિસાયો છો મારાથી ? તું તો મારી કસોટીમાં પાર ઊતર્યો છો દીકરા.

કપૂરી : કસોટી ? ઈ વળી શું ?

કારાયલ : (હસીને) કંઈ નહીં કપૂરી, આજે મને મારા દીકરાની કસોટી કરવાનું મન થયું. મારી જેમ ઈ પણ ચૌર્યકલામાં પાવરધો બની ગયો છે.

કપૂરી : તો તમે કઈ રીતે કસોટી કરી ?

કારાયલ : આપણા આંગણામાં લીમડાનું ઝાડ છે. તેમાં કાગડીએ માળો બાંધ્યો છે. મેં વીંઝારની કસોટી કરવા કાગડીના માળામાંથી ઈંડાં સેરવી લેવાનું કહ્યું. ઈ કાનાકાની કરવા લાગ્યો. એટલે મેં લીમડા પર ચડીને સિફતથી ઈંડાં ઉઠાવી લીધાં - પછી વીંઝારે શું કર્યું તે પૂછ એને.

વીંઝાર : મા, બાપુએ પોતાની ભેટમાં ઈંડાં મૂક્યાં. ઈ મેં એટલી જ કલાથી, બાપુને ખબર ન પડે તેમ સરકાવી લીધાં ને મારા ખિસ્સામાં મૂકી દીધાં. મેં બાપુને કીધું, કાગડીનાં ઈંડા કેવાં હોય, મને તો જોવા દ્યો ? બાપુ જ્યાં ઈંડાં બતાવવા ભેટમાં હાથ નાખે છે ત્યાં ઈંડાં ગુમ !! (હસે છે)

કપૂરી : વાહ ! આ તો બાપ કરતાં બેટો સવાયો નીકળ્યો !!

વીંઝાર : ને મા, બાપુએ ફરી ઈંડાં કાગડીના માળામાં મેલી દેવા કહ્યું. હું ઝટપટ લીમડા પર ચડી ગ્યો. ને ચારેય ઈંડાં જેમનાં તેમ માળામાં મૂકી આવ્યો.

કારાયલ : હા, વીંઝાર દીકરા, આજે તું મારી કસોટીમાંથી સાંગોપાંગ પાર ઊતર્યો, પણ-

કપૂરી : પણ શું ?

વીંઝાર : મા, બાપુજી આજે વાઘેલા રાજાના મહેલે જવાના છે ને મને ભેળો નથી લઈ જાતા. તું બાપુને સમજાવ મા, મને ભેળો લઈ જાય. મારી વાત ઈ માનતા નથી. હું તો આ હાલ્યો !

કપૂરી : જો, છોરો રિસાઈને ભાગી ગ્યો. શું વાંધો છે તમને ?

કારાયલ : તને નહીં સમજાય કપૂરી, કાળનું ચક્કર હવે ફર્યું છે. આપણી કચ્છની પાવન ધરા ઉપર કાળો દુકાળ ત્રાટકી પડ્યો છે. કુદરતનું વરવું રૂપ ચારેકોર ફરી વળ્યું છે. વ્રાંઢની વાંઢ ખાલી થવા લાગી છે. ગામે-ગામ હિજરત શરૂ થઈ ગઈ છે. ઘાસચારાને અભાવે તાવડામાં ધાણી ફૂટે તેમ પશુઓ ટપોટપ મરવા લાગ્યાં છે. ભૂખે મરતા દુકાળિયા લોકો પેટ ભરવા ફાંફાં મારતાં અહીંતહીં રઝળવા લાગ્યાં છે.

કપૂરી : તેમાં આ વાઘેલો રાજા-

કારાયલ : રાજા ? રાજા શેનો ? ઈ નિર્દયી, સ્વાર્થી. એક બાજુ લોકો ભૂખે મરતાં હોય ને બીજી બાજુ વાઘેલો વીશળદેવ પોતાનો ખજાનો ભરતો હોય સોનામહોરોથી, કોરીઓથી - ઈ મારાથી કેમ સહન થાય કપૂરી... લોકોને ચૂસી-છેતરીને પોતાનો ખજાનો ભરતા લોભી રાજાની મિલકત લૂંટી મેં પ્રજાને પરત કરવાનો મનસૂબો ધાર્યો છે.

કપૂરી : ના...નાથ...વીર...ના...

કારાયલ : શેની ના કપૂરી ? તને એકાએક શું થઈ ગયું ?

કપૂરી : મારું મન માનતું નથી વીર... વીશળદેવને કુદરત સજા ફટકારશે, તમે ન જાવ.

કારાયલ : મને ન રોક કપૂરી, લોકોની ભલાઈનું કામ છે ને મારો મનસૂબો મક્કમ છે. મેં યે

ઘડી લીધી છે. આજે હું અને વીંઝાર, વીશળદેવનો ખજાનો સાફ કરીને જ આવશું. તારા રિસાયેલા દીકરાને કે'જે કે રાતે તૈયાર થઈ જાય.

(સંગીત)

(કપૂરીનો અવાજ પડઘાતા સ્વરોમાં)

કપૂરી, આજે તારો કારાયલ રખે પાછો ન ફરે
કપૂરી, આજે તારો કારાયલ રખે પાછો ન ફરે

કપૂરી : (ચીસ પાડીને) નઈઈઈ.... આવું અમંગળ કોણ બોલે છે ? આજની રાત કાળરાત્રિ જેવી કેમ ભાસે છે ? આકાશમાં ભેંકાર લાગતા તારા-ચિબરીનો ચિંકાર ઘુવડના બિહામણાં મોઢાં - વાહ ! કેવો વલોપાત થાય છે મને કારાયલ, ના પાડી'તી તમને ! ન જાવ - નથી ખપતો ખજાનો આપણે - દુકાળમાં ટળવળતી પ્રજા ખાતર. ના, કારાયલ, ના...

(વિરામ)

વીંઝાર : મા ! મા !

કપૂરી : કોણ ! કોણ વીંઝાર ?!

વીંઝાર : હા, મા ! હું વીંઝાર...

કપૂરી : દીકરા, કેમ તું આમ એકલો ? ક્યાં તારા બાપુ ? ને તારા આ હાથમાં શું છે ? સોનાનો થાળ-માથે લાલ લૂગડું ? આ બધું શું છે વીંઝાર !!

વીંઝાર : (ભીના અવાજમાં) લૂગડું હટાવ મા !

કપૂરી : (ચીસ પાડીને) ઓ, કારાયલ...!!

(ઝડપથી શ્વાસ લઈને રડી પડે છે)

વીંઝાર : તું બેભાન થઈ ગઈ મા ! ભાનમાં આવ. મનને કાબૂમાં લે મા.

(વિરામ)

કપૂરી : સોનાના થાળમાં-તારા પિતાનું મસ્તક !! ઓહ ! આ ગોઝારું કામ કર્યું છે કોણે ? મને એનું નામ આપ-વીંઝાર-ઝટ બોલ, ઈ બેરહેમીનું નામ.

વીંઝાર : માડી !! આ કાળું કૃત્ય કરનાર બીજું કોઈ નઈ પણ તારો કુલાંગાર તારી સામે ઊભો છે...

કપૂરી : વીંઝાર...!!

વીંઝાર : હા, મા, ઈ હું પોતે...

કપૂરી : (રડીને) કાંઈ ગતાગમ નથી પડતી શું કામ થયું આ બધું. બોલ દીકરા બોલ...

વીંઝાર : મારી જીભ નથી ઊપડતી મા, બાપુજીની કાબેલિયત જોઈને હું છક્ક થઈ ગયો. વીસળ વાઘેલાના મંત્રીએ કિલ્લાની ચારે બાજુ ઊંડી ખાઈ ખોદાવીને તેમાં કીલ ભરાવી દીધું હતું. આ હકીકત બાપુજીના ધ્યાનમાં ન હતી. બાપુ તો ચિત્તાની જેમ છલાંગ ભરીને ખાઈઓ કૂદીને કિલ્લે ચડી ગયા.

કપૂરી : પછી...પછી ?

વીંઝાર : એની પાછળ હું પણ વીજળીના સબાકાની જેમ કિલ્લો ચડી ગયો. અમે છાનામાના રાજના ખજાનામાં દાખલ થયા. બાપુએ તો હાથમાં આવે તેટલું ધન સમેટીને પોટલામાં બાંધી લીધું. કિલ્લો ઊતરી ગયા. હવે કીલ ભરેલી ખાઈઓ કૂદવાની હતી.

કપૂરી : શું થયું દીકરા, પછી...

વીંઝાર : ખાઈ કૂદવા બાપુએ કૂદકો લગાવ્યો પણ કમનસીબે કૂદકો ઓછો ઊતર્યો. ઈ કૂદકાએ દગો દીધો. આખું શરીર લસકીને કિલ્લા નીચે પથરાયેલા કળણમાં ખૂંપી ગયું. બાપુ જેમ જેમ બહાર આવવા મથે તેમ તેમ અંદર ખૂંપતા જાય. મેં એમને બહાર કાઢવામાં કોઈ મણા ન રાખી. મા, કીલના રાક્ષસી પંજામાંથી બાપુને છૂટા કરવાની બધી કોશિશ નકામી ગઈ. હું હિંમત હારી ગ્યો ને રડવા લાગ્યો. ત્યાં બાપુએ મને બુલંદ અવાજમાં કહ્યું -

કારાયલ : વીંઝાર ! મારા વીર પુત્ર ! આ વખત રડવાનો કે વિચાર કરવાનો નથી. જે વખત જાય છે ઈ જોખમી છે. માટે તારી તેજીલી તલવાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢ. આંખો મીંચીને પરમાત્માનું નામ યાદ કરીને તારા પિતાનું મસ્તક સમારી લે !! હું મરતો નથી, વીંઝાર. તારા હાથે અમર બની જાઉં છું. આજનો પ્રસંગ તો ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાશે. ચાલ, તૈયાર થઈ જા. મારું મસ્તક કપૂરીને સોંપી તેને દિલાસો દેજે. વીંઝાર ! મારું મસ્તક વાઢીને તું સંભાળથી કપૂરી સંધારને સોંપજે. કારાયલના મસ્તકને તે ભલે પારણામાં ઝુલાવતી રહે...

સારે ડી જ સંધાર કે સર વઢે વીંઝાર,
કારાયલ કે કોડ સેં લોડે લાલ સંધાર.

કપૂરી : (ચીસ પાડીને) ના, કારાયલ, વીર, ના...

વીંઝાર : માડી, શાંત થાવ. આ રડવાનું ટાણું નથી, મા !! ટેક અને વટ ખાતર મસ્તકનું બલિદાન દીધું છે તેના પર પાણી ફરી વળશે.

કારાયલ : (ઊંડો શ્વાસ લઈને) હા, દીકરા, સાચી વાત. તારા પિતાનું વચન સાચું. લાવો, લાવો, પારણું લાવો, કોઈ છે ? પારણું હાજર કરો. હવે, આ કપૂરી સંધાર કારાયલના મસ્તકને પારણામાં પધારવી હાલરડાં ગાશે.

(વિરહ વેદનાના સ્વરમાં કોરસ)

હાલો કરીઆં હીલો કરીઆં ટપોરીયાં તીં રોય
સિર હી સમે જામજો પાઠ ન કરાય કોય.

(કચ્છની લોકકથા 'કારાયલ કપૂરી' પર આધારિત રેડિયો નાટક - આકાશવાણી ભુજના સૌજન્યથી)



## તુલસીવિવાહાર્ચના

નભપદ વિરાટી ? ના, એ છે ન પંત્ર-પદો સમું,
શિવ શિર, કિંવા કૃષ્ણી શિરે, ન હો તુલસી દલે.
ચડત ? નિશલિંગે શૈવી કે શું કૃષ્ણ અમાસ, જે
ખરત ઉડૂ-, વ્યોમી પત્રેથી, શું મંજરિયું હશે !

જગત જીવ આત્મા સૌજે શિરે શિવના ચડી-,
નભ-, મન, થઈ પત્રે, રાજે, પવિત્ર થઈ, પછી-
ઘનદલ સમા, શાલીગ્રામે, પ્રભાવ પ્રભો તણો-
જઈ જગતના થાળે, ગંગા-નિહારિકા થૈ ઝમે !

પદ લજવઈ, જાતો જાણે, વિરાટ તણો ન હો ?
રગતવરણો, તેથી થાતો હશે બલિરાય કે ?
કળણ મહિ જાણે, પાતાળે જઈ, વિરમંત કે
તદઉપરિ, તારા જીવો, જે પરાગિત મંજરી !

સમપૂજત, તેનેય ઊર્ધ્વાંકિતા કરે પ્રભુ પાયથી;
મૂંક કવન ગાનાર્ચિતાથૈ શું રશ્મિ રવીંદ્રનાં ?

પરિણતી; —

પૂરવ દિશ ઊગે ને અસ્તે, શું પશ્ચિમ, આથમે-
વરતુળ શું ના લૈ જે બે હાથો, રવીંદ્રિત ચંદ્રનાં-
મનજીવ, શું આત્મા થૈ, હાથો લિયે નમનો જ્યહીં
પરિણત શું, ભાવોદ્ગામી, થૈ, શું માનસ તે અતિ ?

**તનસુખ ઓઝા**

નરોત્તમ પલાણ

## ઝાકળના ઝબકારા

અર્વાચીન કવિતાનાં વહેણો વિશે કવિ સુન્દરમે આપણું ધ્યાન દોરેલું તે મુજબ નર્મદ દલપતથી બે પ્રવાહો સતત રહ્યા છે નવી ધારા અને જૂની ધારા. 'નવી' એટલે જીવત ને 'જૂની' એટલે મૃત પ્રાય એવો આનો અર્થ નથી, પરંતુ જેમાં વસ્તુ અને સ્વરૂપ પરત્વે નવા નવા પ્રયોગો છે તે નવી ધારા અને પરંપરિત ઢાળમાં જે ચાલી આવે છે તે જૂની ધારા આવી એક સામાન્ય સમજ અહીં છે. જૂની ધારામાં પ્રાયઃ ગીત સ્વરૂપનું પ્રાધાન્ય છે, જેણે સુન્દરમ્‌ના અભ્યાસ પછીના સમયમાં (વીસમી સદીના અંતમાં) પોતાનું 'સર્વોત્તમ' સિદ્ધ કરી દર્શાવ્યું છે. આમ જુઓ તો 'ગીત' નવી-જૂની બન્ને ધારાનું જીવાતુભૂત સત્ત્વ છે.

ગીતધારા અને એમાં પણ વ્રજભાષાની છાંટવાળાં ગીતો, આપણી અર્વાચીન કવિતાની એક વિશિષ્ટતા છે. જરા ઇતિહાસ જોવા જઈએ તો પંદરમી સદી પછીના સમગ્ર ભારતીય સાહિત્યની જીવાદોરી, રામ અને કૃષ્ણ નામના બે અદ્‌ભુત એકમોની આજુબાજુ ધબકે છે તુલસીદાસ જેવા કવિઓના હાથે રામ સતત પ્રબંધકાવ્યોમાં ગૂંથાતા ચાલ્યા, જ્યારે સૂરદાસ જેવા કવિઓના હાથે કૃષ્ણ સતત ગીતધારામાં વહ્યા ! ગુજરાતી ભાષાની જ નહિ, સમગ્ર ભારતીય ભાષાની પ્રાદેશિકતા કૃષ્ણને ગીત સંદર્ભે ગાય છે ! આપણે ત્યાં નરસિંહ-મીરાં-દયારામ દ્વારા આ ગીતની કીર્તિ આસમાને પહોંચેલી છે, જેને નાનામોટા અસંખ્ય સર્જકો દ્વારા ટચલી આંગળીનો ટેકો મળતો રહ્યો છે.

આ ટેકામાં ભાઈ ચંદ્રકાન્ત દેસાઈનો 'ગીતોન્મેષ' પણ એક છે. એમણે આ પહેલાં પણ સારી એવી સંખ્યાનાં ગીતો આપ્યાં છે. અહીં કુલ ૮૨ ગીતો છે, જેમાં ત્રિપુટી, અષ્ટક અને જુદી જુદી માળા-માલિકાઓ મળે છે. ઉપર નોંધ્યું તેમ ગીતની ગંગોત્રી સૂરદાસ છે એટલે વ્રજભાષાની છાંટ છેક ચંદ્રકાન્ત સુધી પહોંચી છે ! સુન્દરમ્‌ની 'કાહે કો રતિયા બનાઈ'ની પરંપરામાં અહીં 'લિખ લિખ તોહે થક ગઈ મતિયા' જેવી રચના છે. ચંદ્રકાન્ત, સુન્દરમ્‌ને અનુસરે એમ નહિ, સુન્દરમ્, ચંદ્રકાન્ત વગેરે બધા જ સૂરદાસને અનુસરે છે એ આ જાતની રચનાઓનું મૂળ સત્ય છે.

સૂરદાસ અને વ્રજભાષા એટલે શ્રીકૃષ્ણ તો આવવાના જ ! ચંદ્રકાન્તમા આ વર્ગનાં જે થોડાં ગીતો છે, તેની મૌલિકતા નોંધવા જેવી છે. અહીં મુકાયેલી 'શ્યામ ગીતમાલિકા'માં એક નવો સૂર સંભળાય છે . શ્રીકૃષ્ણ તો એવા છે કે એની ઝંખના કરી કરીને થાકીએ તોય તે આવે નહિ અને ક્યારેક તો હજુ ઝંખના જાગી જ ન હોય, 'પિયુ' નામથી ચિત્ત, સાવ અનજાન હોય અને શ્રીકૃષ્ટ ટપકી પડે ! હજી તો કૈશોર ચાલતું હોય ત્યાં બંધ બારણાં ઠેલી જાય અને ચૂંદડી સાથે ખેલી જાય ! 'ચુનરીએ સાંવરિયો ખેલી ગયો' - એમાં શ્રીકૃષ્ણે કંઈ બાકી રાખ્યું નથી - તેની વ્યંજના તો છે, કવિ અહીં જે શબ્દપ્રયોગ કરે છે તે સર્વથા કાવ્યપદાર્થને અનુરૂપ છે. આવી રીતે શ્રીકૃષ્ણનું આવવું 'કવેળ'નું નહિ પણ 'અવેળ'નું છે - એમ કહેવામાં ચંદ્રકાન્તની અંદર રહેલો કવિ ઝાકળના ઝબકારા જેવો ચમકી ગયો છે !

આજે આપણા સુપ્રસિદ્ધ કવિ સરોદની પુણ્યતિથિ છે. એમણે કવિની રચનાશક્તિ અને આંતરિક સત્ત્વ વિશે એક હળવોફૂલ નિર્દેશ કર્યો છે :

> "જેડી કરણીની હોય કમાઈ
> મેરે ભાઈ,
> હેડો, શબદ નીસરે ધાઈ !"

કવિ અમથું નથી થવાતું ! એને જન્મો લાગે

છે ! અને શબ્દ ફૂટ્યા પછી પણ કવિની લાયકાત મુજબ કલાપક્ષ તથા ભાવપક્ષ સિદ્ધ થતા હોય છે ! સરોદ અનુભવે છે કે કરણીની જેવડી કમાઈ હોય છે, એવડો શબ્દ પ્રગટે છે ! દૂર અમેરિકામાં રહ્યા રહ્યા ચંદ્રકાન્ત, ગીત લખવા પ્રેરાય અને તેમાં પણ શ્રીકૃષ્ણ પ્રગટે ત્યારે 'જેવી કરણીની કમાઈ એવો શબ્દ નીસરે ધાઈ' યાદ આવી જાય છે !

ચંદ્રકાન્તે બીજું કંઈ ન લખ્યું હોત અને માત્ર શ્રીકૃષ્ણ-વિષયક રચનાઓ જ આપી હોત તોય તેણે શબ્દસૂરતાની પર્યાપ્ત સુગંધ માણ્યાની પ્રતીતિ આપણને મળી રહેત ! જે કવિ 'બસૂર સંહારવા'ની અને અનંત ઊંચા તાડનો નીરો પીવાની ઝંખના સેવતો હોય, એના પ્રતિ ઊંચી આશા રાખવાનું આપણને કારણ છે ! પોતાની રચનાઓમાં કવચિત્ આમતેમ થતા ચંદ્રકાન્ત એમની ઝંખનાને સતત લક્ષ્યે રાખશે તો આવતી કાલના એના ઉડ્ડયન વધારે ઊંચા હશે. કહો કે ઝાકળનો ઝબકાર, સૂર્ય તેજથી સવાયો થઈને ચિતિને ઉજમાળશે ! ચંદ્રકાન્તમાં આવી જે ક્ષમતા છે, તે સુપેરે પ્રગટો એવી શુભેચ્છા સાથે.

---

ચંદ્રકાન્ત દેસાઈના તાજેતરમાં પ્રગટ થયેલા ગીતસંગ્રહ 'ગીતોન્મેષ'ની પ્રસ્તાવના (આ સંગ્રહનું લેકાર્પણ પ્રા. નિરંજન ભગતના હસ્તે અમેરિકામાં તા. ૧૨મી સપ્ટેમ્બર, ૨૦૦૪ના દિને થયેલું.)



## અવાચક બન્યો હું...

અમે પાંચ ભાઈઓ
માતપિતા સાથે
પ્રવેશ્યા 'ઘરડાઘર'માં.
દ્રવિત હૈયું માતપિતાનું
તો પણ આશિર્વચન
સરી રહ્યા મુખથી
'સુખી રહો સહુ'.
પ્રમુખશ્રીએ અગોતરા
સગવડ કરેલી તેમની
તે ખંડમાં શોધી રહ્યાં
નયનો માત-પિતાનાં
ઘરની દીવાલોમાં
જડાઈ ગયેલ સ્મૃતિઓને.
કેટકેટલી યાતનાઓને
સાત-સાત દાયકાથી
હસતે મુખે સહી
તે પળમાં વિસરાઈ.
સહુ ભાઈઓ મસ્ત બન્યા
સ્વ પરિવારની ઉન્નતિમાં.
ના, સૂઝ્યું માત-પિતાની
ખબર-અંતર લેવાનું.
દાયકો વીતતાં એક 'દિ
ઘરડાઘરથી મળ્યા સમાચાર
માત-પિતાનાં મૃત્યુના.
સમય નહોતો કોઈને
તેમના દેહને
અગ્નિદાહ દેવાનો.
આજ લઈ ચાલ્યા
મુજ બાળને
શાળામાં નોંધાવા નામ.
પુલકિત ગૃહિણી
દિવાસ્વપ્નો મહીં સરી.
ત્યાં અચાનક મારી નજરે
ચડ્યો પનોતો પુત્ર
માતને મૂકવા જઈ રહ્યો
ઘરડાઘર મહીં
અવાચક બન્યો હું
પળ-વિપળ મહીં.

**સુધા વ્યાસ**

## પૃથ્વી મારું પાથરણું...

પૃથ્વી મારું પાથરણું છે ને આભ મારું ઓઢવાનું.
લીલાછમ આ ઘાસની ઉપર હાશભરી પોઢવાનું.
નથી કશોયે ખપ :
કેવળ હું ને મારો રામ,
ઝાકળની આ ઝીણી ઝૂંપડી:
એમાં છે આરામ.
ખંખેરી નાખીને સઘળું મારે પડખું ફરવાનું.
પૃથ્વી મારું પાથરણું છે ને આભ મારું ઓઢવાનું.
દીવાલ જેવા દરવાજા નહીં
નહીં ચાવી કે તાળું,
નહીં લપેડા, નહીં પોપડા,
નહીં કરોળિયાનું જાળું.
હવાના સરવરમાં મારે થીર થઈને તરવાનું.
પૃથ્વી મારું પાથરણું છે ને આભ મારું ઓઢવાનું.

**સુરેશ દલાલ**

## ...જો જાવ કદીકે મળી

હરિ ! તમે જો જાવ કદીકે મળી
-તો સકલ આપદા જાયે મારી ટળી !

નરસિંહ-મીરાંનાં પદોમાં શ્રદ્ધાભાવે પલળું,
દયારામની ગરબીમાંથી સોંસરવો હું નીકળું.

ઘડીએ ઘડીએ તોયે મારું મંન જાય છે ચળી !
હરિ ! તમે જો જાવ કદીકે મળી.

અમથાં અમથાં રૂસણાં લૈને શીદ રહો છો દૂર ?
જનમજનમથી દરશન કાજે નયણાં છે આતુર.

કોણ જાણે કિયા જનમમાં શમણાં જાશે ફળી !
હરિ ! તમે જો જાવ કદીકે મળી.

**લાલજી કાનપરિયા**



## ગીતાષ્ટકમ્*

અર્જુનને નિમિત માત્ર બનાવતાં જે,
ગીતા સમો પરમ એ કુરુક્ષેત્રમાં એ,
આપ્યો સુબોધ સ્વમુખે પરબ્રહ્મ કૃષ્ણે,
અધ્યાત્મનું વિરલ છે શુચિજ્ઞાન વિશ્વે. (૧)
માર્ગો કહ્યા ત્રિવિધ જ્યાં જન સર્વ કાજે,
એ કર્મ જ્ઞાન સહ ભક્તિ તણાં સુપેરે,
સંસારમાં સહુ રહો સ્થિતપ્રજ્ઞ ભાવે,
જોડી સદા મન પ્રભુ-પરબ્રહ્મ સાથે. (૨)
નિષ્કામ ભાવ સહુ કર્મ બધાં કરે જો,
ત્યાં કર્મ-બંધન કદી નહિ એમને તો,
કૃષ્ણાર્પણે નિજ બધાં જ સુકૃત્ય જેનાં,
તેઓ જળે કમળ શાં જ અલિપ્ત સૌ હ્યાં. (૩)
ભંડાર છે ભરપૂરે નિજ ભારતે આ,
વેદો, પુરાણ, શ્રુતિઓ, સ્મૃતિઓ સમા હ્યાં,
પ્રાચીન સર્વ જગમાં, શુચિગ્રંથ છે જ્યાં,
ગીતા મહાન શુચિસાર સમગ્રનો ત્યાં. (૪)
આ જિંદગી મનુજની સહુ અલ્પ જેવી,
અભ્યાસ ત્યાં સકલ-શાસ્ત્ર ન થાય તેવી,
ગીતા સમું સહજ જ્ઞાન હૃદે ધરાવી,
પામે મુમુક્ષુ જન તો સહુ ધન્ય મુક્તિ. (૫)
રાસે મહાન કુસુમાયુધ દર્પહારી,
જે ઇન્દ્ર દર્પ હરતા ગિરિરાજધારી,
જેણે હણેલ અસૂરો અતિ આતતાયી,
શ્રીકૃષ્ણની સુખદ આ શુચિદિવ્ય વાણી. (૬)
અધ્યાય જ્યાં અનુપમા જ અઢાર જેના,
અધ્યાત્મનું અટલ જ્ઞાન અજોડ દેતા,
જેના સદા પઠનથી નિજ મોહ જાયે,
અધ્યાત્મજ્ઞાન અજરામર અંતરે છે. (૭)
આવો અગાધ શુચિજ્ઞાન તણો મહિમા,
સંક્ષિપ્તમાં સરળ શબ્દ થકી કહ્યો આ,
જે કો ગ્રહે હરિ તણો ઉપદેશ ભાવે,
એને કદી ત્રિવિધ તાપ નહીં સતાવે. (૮)

**જયંત જી. ગાંધી 'કુસુમ'**

* ૨૨-૧૨-૨૦૦૪ : શ્રી ગીતા જયંતીને અનુલક્ષીને.

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ પંદરમું · અંક છઠ્ઠો

જાન્યુઆરી · ૨૦૦૫

તંત્રી

**રમણલાલ જોશી**

૧૭૪



# ઉદ્દેશ

વર્ષ પંદરમું    અંક છઠ્ઠો    સળંગ અંક ૧૭૪


## અનુક્રમ    જાન્યુઆરી ૨૦૦૫



Page number 2 of 2 in the table: the entry "અમૂલ્ય વારસો" is an uncertain reading.


પ્રકાશક : રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨ ફોન : ૨૭૪૮૭૬૧૮

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪ ફોન : ૨૨૧૬૭૬૦૩


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ. ૧,૫૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોંટેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂ. ૨૫, પારટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન : ૨૭૯૧૧૬૭૭, ૨૭૯૧૦૨૨૭
- લવાજમ મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમ નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) વિજય મેગેઝીન વર્લ્ડ
૧૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૭૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમાં,
મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨
ફોન : ૨૭૪૫૧૪૦૦, ૩૧૭૦૦૯૧૮

(૩) મેગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧
ફોન : ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

જાન્યુઆરી ૨૦૦૫

सर्वभाषा सरस्वती



# जानामि धर्मं न च मे प्रवृत्तिः ।

મનુષ્યજીવનની કરુણતા 'મહાભારત'કારે દુર્યોધનના મુખે વ્યક્ત કરતાં કહ્યું છે .

जानामि धर्मं न च मे प्रवृत्तिः ।
जानामि अधर्मं न च मे निवृत्तिः ॥

''ધર્મ શું એ જાણું છું; પણ ત્યાં મારી પ્રવૃત્તિ નથી; અધર્મ શું એ જાણું છું; પણ ત્યાં મારી નિવૃત્તિ નથી.'' ધર્મ-અધર્મ શું એનો પ્રકાશ તો અંતરાત્મામાં થાય છે. પણ તદનુસાર આચરણ થઈ શકતું નથી. જીવનમાં હર ક્ષણે સત્ય-અસત્ય, સ્વાર્થ-નિસ્વાર્થ, જરૂરી-બિનજરૂરીનો વિવેક કરવાના પ્રસંગો આવે છે. આપણે ત્યાં નિત્યાનિત્ય વસ્તુવિવેકનું મહત્ત્વ સઘળી સાધનપ્રણાલીઓમાં થતું આવ્યું છે. આ વસ્તુને ઉપનિષદો શ્રેય-પ્રેયના ગજગ્રાહરૂપે વર્ણવે છે. સાચું શું અને ખોટું શું એ તો આપણે સમજી શકીએ છીએ પણ સ્વીકાર-પરિહારની બાબત આવે છે ત્યાં આપણે અટકીને ઊભા રહીએ છીએ એટલે 'વિવેક'ના ઉદય પછી એ પ્રમાણે આચરણ થઈ શકતું નથી. કવિ સુન્દરમ્‌નું 'રાઘવહૃદય' કાવ્ય શરૂ થાય છે. આ પંક્તિઓથી :

મને આપો આપો, હૃદય પ્રભુ તે રાઘવતણું,
તજી જેણે સીતા વિપળ મહીં ધર્માર્થ સ્ફુરતાં.

અને અંતે આ પંક્તિઓમાંથી કાવ્ય પૂરું થાય છે :

મને કોઈ આપો, હૃદય પ્રભુ તે રાઘવતણું,
તજી જેણે સીતા વિપળ મહીં દિવ્યાર્થ સ્ફુરતાં.

લોકારાધનના 'ધર્માર્થ'માંથી આત્માને અર્થે પૃથ્વીનો પણ ત્યાગ કરવા પ્રવૃત્ત થનાર અધ્યાત્મ-વીર રૂપે રામના ચરિતને ઉપસાવી પૌરાણિક કથાનકને નવો વળાંક અપાવ્યો છે. હવે 'સીતા' રામાયણનું એક પાત્ર રહેતી નથી. મનુષ્યહૃદયમાં અહર્નિશ ચાલતા શ્રેય-પ્રેયના ગજગ્રાહને જઈને આંબે છે. એટલે રચના રામાયણકારની ભવભૂતિની કે રાઘવપ્રશસ્તિની ન રહેતાં મનુષ્યજીવનની યુગો જૂની વ્યથાને વ્યક્ત કરવા તાકે છે.

આપણા દૈનંદિન જીવનમાં આવી ઘટનાઓ બનતી જ હોય છે. રાષ્ટ્રજીવનમાં પણ આવા પ્રસંગો આવે છે. આવા વખતે આપણી સાંસ્કૃતિક પરંપરા, રાષ્ટ્રનું ગૌરવ અને પ્રજાકીય શીલને અનુરૂપ આચરણ કરવાની શક્તિ પ્રભુ અર્પે એ જ પ્રાર્થના કરવાની હોય. માણસ જ્યાં ઊભો છે ત્યાં એણે વ્યક્તિગત અહમહમિકા કે નિજી સ્વાર્થોને વિસર્જીને પોતે જે માને છે – પ્રતીતિકારક રૂપે માને છે – એને દૃઢ સંકલ્પશક્તિથી અને અતન્દ્ર જાગૃતિથી વળગી રહેવું એમાં જ આત્મહિત અને દેશહિત રહેલું છે. એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. આપણને આવા સાચા દેશહિતચિંતકોની ક્યારેય ખોટ ન પડે !

**રમણલાલ જોશી**

તંત્રી

## કલાપી-તીર્થ મ્યુઝિયમ માટે અપીલ

કવિ કલાપી-તીર્થ ટ્રસ્ટ વતી શ્રી હર્ષદ ચંદારાણા લખી જણાવે છે કે :

કલાપીનગર-લાઠીમાં કવિ શ્રી કલાપીની સ્મૃતિમાં 'કલાપી-તીર્થ' ભવનનું નિર્માણ પૂર્ણ થયું છે. આ ભવનમાં કલાપીનું તથા કલાપી વિષેનું સમગ્ર સાહિત્ય તો ઉપલબ્ધ હશે જ. સાથોસાથ આ ભવનમાં વાંચનાલય પણ હશે. ઉપરાંત આ 'કલાપી-તીર્થ' ભવનમાં કલાપીના જીવનની ઝાંખી કરાવતાં પેઇન્ટિંગ્ઝ, ફોટોગ્રાફ્સ, કલાપી વાપરતાં તે ચીજ-વસ્તુઓ, કલાપીનાં પુસ્તકોની પ્રથમ આવૃત્તિઓ, પત્રો, હસ્તપ્રતો, કલાપીનાં કાવ્યોની ઓડિયો કેસેટ્સ, સીડી તેમજ કલાપીનાં પ્રાપ્ત થઈ શકે તે તમામ સ્મૃતિ-ચિહ્નો મેળવીને એક નાનકડું મ્યુઝિયમ પણ બનાવવામાં આવશે. આ 'કલાપી-તીર્થ' ભવનનું નિર્માણ લાઠી (જિલ્લો-અમરેલી) મુકામે કલાપી-તીર્થ ટ્રસ્ટ દ્વારા, મુખ્ય ચોકમાં કરવામાં આવ્યું છે. આ ભવનનું નિર્માણ વડોદરાના ખ્યાતનામ આર્કિટેક્ટ શ્રી રાહુલ પટેલની રાહબરી નીચે થયું છે. અમરેલી જિલ્લા કલેક્ટર શ્રી પ્રવીણ ગઢવીના માર્ગદર્શન નીચે આ ટ્રસ્ટે આ કામગીરી સંપન્ન કરી છે.

કલાપી-તીર્થના મ્યુઝિયમ વિભાગ માટે કલાપીના જીવનની ઝાંખી કરાવતાં પેઇન્ટિંગ્ઝ, ફોટોગ્રાફ્સ, કલાપી વાપરતા તે ચીજ-વસ્તુઓ, કલાપીનાં પુસ્તકોની પ્રથમ આવૃત્તિઓ, પત્રો, હસ્તપ્રતો, કલાપીનાં કાવ્યોની ઓડિયો કેસેટ્સ, સીડી તેમજ કલાપીનાં પ્રાપ્ત થઈ શકે તે તમામ સ્મૃતિ-ચિહ્નોની આવશ્યકતા છે. કોઈ પણ વ્યક્તિ પાસે આવી કોઈ પણ વસ્તુ હોય તો તે 'કલાપી-તીર્થ'ને મોકલે કે પહોંચાડે અથવા તો જણાવે તેવી નમ્ર અપીલ છે. 'કલાપી-તીર્થ'નું સરનામું છે : ધીરુભાઈ રીઝિયા, મહામંત્રી, કવિ કલાપી તીર્થ ટ્રસ્ટ, C/o. પટેલ ઑફસેટ, લાઠી-૩૬૫૪૩૦, જિ. અમરેલી.

## મુંબઈમાં ગુજરાતી લેખક મંડળ આયોજિત વાર્તાલેખન કાર્યશાળા

ગત નવેમ્બર માસ દરમ્યાન ૨ દિવસની ટૂંકી વાર્તાલેખન કાર્યશાળાનું મુંબઈ ખાતે આયોજન થયું હતું. જેમાં મુંબઈના ૨૨ શિબિરાર્થીઓએ ભાગ લીધો હતો. સવારે ૯થી સાંજના ૬ સુધીની બે દિવસની આ સઘન કાર્યશાળામાં અનેક રમતો તથા કવાયતો અને ઓડિયો વિઝ્યૂઅલ નિદર્શન દ્વારા શિબિરાર્થીઓને ક્લાસરૂમ ફોર્મેટ તોડી રમતા - વાતો કરતાં, વાર્તા લખતાં કરી દેવાનો રસપ્રદ અભિગમ અપનાવાયો. ગુજરાતી લેખક મંડળ તથા કલાગુર્જરી (વિલે પાર્લે), મુંબઈના સંયુક્ત ઉપક્રમે યોજાયેલી આ શિબિરનું સંચાલન મંડળના સભ્યો મનીષી જાની, લલિત લાડ તથા અમીત દવેએ કર્યું. કાર્યશાળાનું ઉદ્‌ઘાટન કલાગુર્જરીના પ્રમુખ શ્રી જગદીશ લોડરિયાએ કર્યું તથા મંત્રીઓ શ્રી જયંતિ દલાલ અને શ્રી બકુલ રાવલ તથા મુંબઈના જાણીતા શિક્ષણવિદ અને લેખક શ્રી મનસુખલાલ ઉપાધ્યાયે સક્રિય ફાળો આપ્યો હતો. કાર્યશિબિરના સમાપન સમારંભમાં શ્રી ધીરુબહેન પટેલે પ્રેરણાદાયી પ્રવચન કર્યું હતું.

## ગુજરાતી લેખક મંડળનું મુંબઈમાં સ્નેહ-મિલન

તા. ૨૬ નવેમ્બરના રોજ મુંબઈ ખાતે ગુજરાતી લેખકમંડળનું સ્નેહ-મિલન યોજાયું હતું. અનેક લેખકોએ એક સાંજ પૂરતી પોતાને નડતી સમસ્યાઓની ચર્ચા કરી હતી. ડિસેમ્બરના અંત સુધીમાં ગુજરાતી લેખક મંડળનું મુંબઈ પ્રવૃત્તિ-કેન્દ્ર શરૂ કરી દેવાનું નક્કી થયું હતું.

**કિરણદેવી શરાફ ટ્રસ્ટ તરફથી જાહેર થયેલાં કાવ્ય-સ્પર્ધાનાં પરિણામો**

કિરણદેવી શરાફ કાવ્ય-સ્પર્ધાનાં પરિણામો પ્રસિદ્ધ થયાં છે. મોટી સંખ્યામાં કવિઓ અને કવયિત્રીઓએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. નિર્ણાયકો તરીકે પ્રા. રમેશ ભોજક, પ્રા. રાજર્ષિ દેસાઈ તથા ડૉ. યશવંત ત્રિવેદીએ સેવાઓ આપી હતી. આ સ્પર્ધાનાં કાવ્યોનો સંગ્રહ 'ઋતુઓ, પુષ્પો અને પંખીઓ' સૌ કવિઓને ભેટ મોકલાશે.

**ઇંગ્લેન્ડમાં ગુજરાતી સાહિત્ય અકાદમીનું અધિવેશન**

શ્રી વિપુલ કલ્યાણી લખી જણાવે છે કે આગામી એપ્રિલ માસમાં ગુજરાત સાહિત્ય અકાદમીની સાતમી ભાષા સાહિત્ય પરિષદ શનિવાર, તા. ૩૦ એપ્રિલ અને રવિવાર, તા. ૧ મે, ૨૦૦૫ના દિવસોએ યોજાશે. જ્યારે 'ઓપિનિયન'ની દસમી વર્ષગાંઠ નિમિત્તેનો કાર્યક્રમ રવિવાર, તા. ૨૪ એપ્રિલ, ૨૦૦૫ના રોજ યોજાયો છે.

**શ્રી રતન માર્શલને નર્મદચંદ્રક**

સને ૧૯૯૯-૨૦૦૩ના પાંચ વર્ષ માટેના આત્મકથા-જીવનચરિત્ર માટેની શ્રેષ્ઠ કૃતિ 'કથારતન' માટે શ્રી રતન માર્શલને નર્મદચંદ્રક અર્પણ કરવાનું જાહેર થયું છે.

**સુધારો**

'ઉદ્દેશ'ના ડિસેમ્બર, ૨૦૦૪ના અંકમાં તંત્રીલેખ 'જીવનસાધનામાં ભક્તિનું મહત્ત્વ' આપેલો છે. આ લેખના અંતભાગમાં ''શ્રી અરવિંદ પણ સમર્પણને બદલે મૂકે છે'' એમ છપાયું છે, એ મુદ્રણ-દોષ છે. 'બદલે'ની જગ્યાએ 'છેલ્લે' જોઈએ. આ ક્ષતિ માટે ક્ષમાયાચના.



## સાભાર-સ્વીકાર

**આસ્તિકવાદ** : લે. પંડિત ગંગાપ્રસાદ ઉપાધ્યાય, પ્રકા. દર્શન યોગ મહાવિદ્યાલય, આર્યવત, રોજડ, પો. સાગપુર, જિ. સાબરકાંઠા - ૩૮૩ ૩૦૭, કિં. રૂ. ૬/-, **હેય ! મારા ખોબામાં ફૂલડાં...** : લે.પ્રકા. મધુકાન્ત જોષી, ગંગોત્રી પાર્ક, બ્લૉક નં. ૫૯, 'પ્રેમ', યુનિવર્સિટી મેઇન રોડ, રાજકોટ - ૫, કિં. રૂ. ૧૫/-; **મોર પગલાં પાડે છે...** : લે.પ્રકા. અને કિં. ઉપર મુજબ; **અમે રમકડાં** : લે.પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫/-; **વિવેચક નવલરામ** : લે.પ્રકા. ડૉ. પૂર્ણિમા ભટ્ટ, ૮, 'શ્રીહરિ', પંચશીલ સોસાયટી, ઉસ્માનપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૧૩, કિં. રૂ. ૧૦૦/-; **સ્મરણોત્સવ** : લે. કિરણ ચૌહાણ, પ્રકા. સંકેત પ્રકાશન, ૧૦૦, શાંતિકુંજ સોસાયટી, પાલનપુર જકાતનાકા, સુરત - ૩૯૫ ૦૦૯, કિં. રૂ. ૬૫/-; **પીડા પર્યંત** : લે. સ્નેહી પરમાર, પ્રકા. શ્રી મોહનભાઈ ડાહ્યાભાઈ લોકકલ્યાણ ટ્રસ્ટ, રફાળા [ફોન નં. ૦૨૬૧-૨૫૫૪૫૪૫/૨૫૫૧૭૧૭], કિં. રૂ. ૧૦૦/-; **મહાભારત** : લે. રતિલાલ ગો. પંચાલ 'મધુર', પ્રકા. શ્રી પુસ્તક મંદિર, ઘીકાંટા ચાર રસ્તા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૨૭૦/-; **જીવન-વ્યવહારની સાહજિકતા, અનેકાન્ત દષ્ટિ અને ન્યાયતંત્ર** : લે. ત્ર્યંબકલાલ યુ. મહેતા, પ્રકા. ઉમેદચંદભાઈ ઍન્ડ કસુંબાબહેન ચેરિટેબલ ટ્રસ્ટ, 'સિદ્ધાર્થ', ૩, દાદા રોકડનાથ સોસાયટી, નારાયણનગર, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૩૦/-; **પ્રિય શાયરી ઉઠ્ઠયન** : સંકલન : પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૪૦/-; **શ્રી દિનકર જોષીની અક્ષરયાત્રા સુવર્ણજયંતી ૧૯૫૪-૨૦૦૪** : સંકલન-સંપાદન : હસમુખ રાવલ, પ્રકા. પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુનિ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ, કિં. નથી.

દિનકર જોષી

કેમ, ઓળખાણ ન પડી ને ?

ક્યાંથી પડે ? મારું નામ સાંભળતાવેંત તમે એક એવી સ્ત્રીનું ચિત્ર જોવા માટે તત્પર રહો છો કે જે વિરાટ કદની હોય, અત્યંત પુષ્ટ હોય, આગળ ધસી આવેલા પેટવાળી, મોટી મોટી આંખોવાળી, અત્યંત કર્કશ અવાજવાળી અને બહાર નીકળી આવેલા દાંતવાળી હોય. તમે જુઓ છો ને હું એવી નથી. હા, જોકે હું ધારું તો તમે કલ્પો છો એવું રૂપ આંખના પલકારામાં ધારણ કરી શકું ખરી. એનું કારણ સ્વેચ્છાએ રૂપ પરિવર્તિત કરી શકવાની મારી વિદ્યા છે. આ વરદાન મને મારા પિતા મુનિ વિશ્રવા તરફથી મળ્યું હતું.

તો મને ઓળખી લ્યો. મારું નામ શૂર્પણખા. વિપ્ર, તપસ્વી, મુનિવર વિશ્રવા અને રાક્ષસરાજ સુમાલિની પુત્રી. કૈકસીના લગ્નજીવનથી પેદા થયેલી હું એમની પુત્રી મારા ત્રણ ભાઈઓ એટલે લંકાધિપતિ રાવણ, કુંભકર્ણ અને વિભીષણ. સ્વર્ગાપુરીનો દેવરાજ ઇન્દ્રનો કોશ જેના હસ્તક મુકાયો છે એ કુબેર પણ મારો સાવકો ભાઈ

હવે તો તમે ઓળખી ગયા ને ? તમારામાંથી ઘણાખરાએ નાસિકની યાત્રા તો કરી જ હશે. નાસિકમાં તપોવન તરીકે ઓળખાતા વિસ્તારમાં એક મહાકાય અને અત્યંત વિરૂપ સ્ત્રીનાં નાક અને કાન કાપી રહેલા લક્ષ્મણની પ્રતિમા તમે જોઈ જ હશે. આને કારણે તમે માની લીધું છે કે હું એક અત્યંત દુષ્ટ રાક્ષસી છું અને લક્ષ્મણે મને જે સજા કરી એ યોગ્ય જ છે.

તમારો આ નિર્ણય પેઢીઓથી તમારા મન ઉપર કથાકારોએ ઠસાવ્યો છે એ હું જાણું છું. આજે મારી તમને સહુને એક જ વિનંતી છે કે આ દૃઢ થયેલા નિર્ણયને થોડોક દૂર હડસેલીને નિર્મળ ચિત્તે મારી આ વાત સાંભળજો.

માતૃપક્ષે મારું કુળ રાક્ષસી હતું એ વાત સાચી પણ પિતૃપક્ષે હું એક તપસ્વી બ્રાહ્મણ અને ઋષિની પુત્રી હતી એ વાત તમારામાંથી ભાગ્યે જ કોઈ યાદ રાખે છે. તમારા પુરાતત્ત્વ અને પ્રાચીન ઇતિહાસનો જેમણે તટસ્થભાવે અભ્યાસ કર્યો છે એમને પૂછી જોજો, રાક્ષસ એ કોઈ મહા ભયાનક અને ક્રૂરકર્મા જાતિ નહોતી. એ તો આર્યવંશીઓનો જ એક વિસ્તાર હતી. રાણી મંદોદરી પણ એના પતિ રાવણને આર્યપુત્ર કહેતી હતી એ શું તમે નથી જાણતા ? વિભીષણે જ્યારે ઇન્દ્રજિતની દેવી પૂજામાં વિઘ્ન પેદા કર્યું ત્યારે ઇન્દ્રજિતે એને 'અનાર્ય' કહીને તરછોડ્યો હતો એ લક્ષમાં રાખજો. રાક્ષસો, દાનવો, દેવો, યક્ષો આ બધા જ એક યા બીજા પ્રકારે આર્યકુળની જ જુદી જુદી શાખા-પ્રશાખાઓ હતી એનો અભ્યાસ થોડોક કરી લેવા જેવો છે.

મારાં લગ્ન મારા ભાઈ લંકાધિપતિ રાવણે દાનવરાજ કાલકાના પુત્ર વિદ્યુજ્જીવ સાથે કર્યાં હતાં. સામર્થ્યના મદમાં રાવણે જ્યારે વિજયયાત્રા આરંભી ત્યારે દાનવરાજ કાલકા સાથે પણ એને સંઘર્ષમાં ઊતરવું પડ્યું અને આ સંઘર્ષ સમયે એક યુદ્ધમાં એણે મારા પતિ વિદ્યુજ્જીવ એટલે કે એના પોતાના સગા બનેવીની હત્યા કરી નાખી. આ હત્યા સાવ અજાણતા થઈ હતી. રણભૂમિમાં વિજયના મદમાં ગાંડોતૂર થઈને સંહાર કરી રહેલા રાવણને, પોતે કોનો વધ કરી રહ્યો છે અને કોની સાથે લડી રહ્યો છે એનુંય સ્મરણ રહ્યું નહોતું. આવી ભ્રમિત અને વિસ્મૃત દશામાં એણે અજાણતાં જ મને વિધવા બનાવી નાખી. જ્યારે પોતે આચરેલા દુષ્કર્મનું એને ભાન થયું ત્યારે એ પસ્તાયો, મારી અવદશા અને મારા રુદનથી એના અંતરમાં પણ પીડા પેદા થઈ. મારા પતિને તો એ પુનર્જીવિત કરી શકે એમ નહોતો એટલે એણે પોતાના સામ્રાજ્યના દંડકારણ્ય નામના

ભૂમિખંડને મારા યથેચ્છ ભોગવટા માટે ભેટ આપ્યો. એટલું જ નહિ, આ દંડકારણ્યમાં કોઈ કશો ઉપદ્રવ કરે નહિ અને મારો વિહાર યથેચ્છ રહે એ માટે મારા માસિયાઈ ભાઈ ખરને ચૌદ હજાર સૈનિકો સાથે આ પ્રદેશમાં સેનાપતિ તરીકે નિયુક્ત કર્યો. આ ચૌદ હજાર રાક્ષસોના રક્ષણ હેઠળ હું આ પ્રદેશમાં યથેચ્છ વિહાર કરતી હતી.

આવા યથેચ્છ વિહારના એક સમયે ફરતા ફરતા મેં રામને જોયા. રામ યુવાન હતા, સુંદર હતા અને એમના ઉઘાડા બદનના એક એક સ્નાયુઓએ મને અચાનક યાદ અપાવ્યું કે હું પણ હજુ એક યુવાન અને સુંદર સ્ત્રી હતી. દંડકારણ્યનાં વૈધવ્ય અવસ્થામાં ગાળેલાં આ વરસોમાં યૌવન વિસ્મૃત થઈ ગયું હતું. મારા રોમેરોમમાં તત્ક્ષણ કામ પ્રગટ્યો હતો એનો સ્વીકાર કરતાં મને લેશ પણ સંકોચ થતો નથી. કામ કોઈ અપ્રાકૃતિક લક્ષણ નથી એની મર્યાદા પણ રાક્ષસી હોવા છતાં સમજું છું. મારી એ સમયની કામવશ લાગણીને તૃપ્ત કરવા માટે મેં રામ પાસેથી કોઈ અઘટિત માગણી કરી નહોતી. મેં એમને લગ્નનો પ્રસ્તાવ આપ્યો હતો. ધર્મપુર.સર હું રામની પત્ની બનવા ઇચ્છતી હતી. રામ પરિણીત હતા અને એમની પત્ની સીતા પણ ત્યાં ઉપસ્થિત હતાં એ ખરું પણ પરિણીત પુરુષ સાથે અન્ય કોઈ સ્ત્રી લગ્ન ન જ કરી શકે એવું કોઈ બંધન તો અમારા યુગમાં હતું જ નહિ. હું રાક્ષસકુળની હતી અને રામ અયોધ્યાના રાજકુળના માનવવંશી પુરુષ હતા એથી કંઈ અમારાં લગ્ન ન થઈ શકે એવું મુદ્દલ નહોતું. રાક્ષસોના આચાર્ય ભગવાન શુક્રની પુત્રી દેવયાની પણ માનવવંશી રાજા યયાતિ જોડે ગુપ્તરૂપે લગ્ન-સંબંધથી સંકળાયેલી હતી એ કથા શું તમારાથી અજાણ છે ? શુક્રાચાર્ય તો રાક્ષસોના ગુરુ હતા પણ સ્વર્ગલોકની દેવકન્યા ગંગાએ હસ્તિનાપુરના રાજા પ્રતીપ પાસેથી પોતાની કામતૃપ્તિ માટે લગ્નની માગણી કરી હતી એ કથા એ સમયે કદાચ મારાથી અજાણી હોઈ શકે ખરી પણ આજે તમારાથી શી રીતે અજાણી હોઈ શકે ? મહાભારતની એ કથા ભલે મોડેથી લખાઈ હોય પણ આજે તમે એ અયોધ્યાનાં પૃષ્ઠો જરા ઉથલાવી જોજો. જેને તમે અતિ પવિત્ર સ્વર્ગલોકની દેવકન્યા કહો છો એ ગંગાએ પણ રાજા પ્રતીપને કહ્યું હતું કે હે રાજા, કામવશ સ્ત્રીનો અસ્વીકાર કરવો એ અધર્મ્ય છે. આ હું નથી કહેતી, મહામનીષી પરમ જ્ઞાની મહર્ષિ વ્યાસ આવું લખે છે.

પણ રામે મારો સ્વીકાર ન કર્યો. રામના અસ્વીકાર સામે મારે કશું નથી કહેવું. જે રીતે કોઈ સ્ત્રી ઉપર એની ઇચ્છા વિરુદ્ધ બળાત્કાર થઈ શકે નહિ એ જ રીતે કોઈ પણ પુરુષને પણ એની ઇચ્છા વિરુદ્ધ આવી ફરજ પાડી શકાય નહિ એ હું જાણું છું. રામે માત્ર અસ્વીકાર ન કર્યો, એણે મારી એ સમયની દૈહિક અવસ્થા જોઈને સમજણપૂર્વક મારી અવહેલના કરવા માટે મને લક્ષ્મણ પાસે મોકલી. આ માટે એણે એવું કારણ આપ્યું કે પોતે અહીં પત્ની સાથે રહે છે અને લક્ષ્મણ પત્નીવિહોણો છે. રામની આ અવહેલના હું સમજી શકી નહિ આ મારું દુર્ભાગ્ય ! મારા અણુએ અણુમાં જે તલસાટ વ્યાપ્યો હતો એણે મારા વિવેકને હણી નાખ્યો હતો. મેં લક્ષ્મણ પાસેથી પણ લગ્નની જ માગણી કરી હતી અને નહિ કે તત્પૂરતી કામતૃપ્તિ માટેની. આમ છતાં લક્ષ્મણે પણ મારો અસ્વીકાર કર્યો. એટલું જ નહિ, મને પુનઃ રામ પાસે જવા સૂચના કરી. સીતાની ઉપસ્થિતિમાં આ બંને રાજકુમારો જે નિષ્ઠુરતાથી મારી અવહેલના કરી રહ્યા હતા એ હવે હું સહન કરી શકી નહિ. કામતૃપ્તિ તો દૂર રહી પણ સીતા મારી આ અવદશા ઉપર મરક મરક હસી રહ્યાં હતાં એ મારાથી જિરવાયું નથી. અપમાનની આગથી હું સળગી ઊઠી. મારી રાક્ષસી પ્રકૃતિ પ્રગટ થઈ ગઈ. કામતૃપ્તિની નિષ્ફળતાનો રોષ સીતા તરફ વળી ગયો. મેં સીતા ઉપર પ્રહાર કરવા હાથ ઉગામ્યો એ મારે સ્વીકારવું જોઈએ.

પણ એનો અર્થ એવો શી રીતે થાય કે લક્ષ્મણ મારાં અંગોનું છેદન કરીને મને વિરૂપ કરી નાખે. સીતાનું રક્ષણ કરવું એક વાત છે અને એક સ્ત્રી ઉપર આવું ઘાતકી આક્રમણ કરવું એ બીજી વાત છે. મારાં નાક અને કાન છેદાયાં. હું અત્યંત પીડિત થઈ ગઈ. મારો દેહ વિરૂપ થઈ ગયો.

હવે તમે જ કહો, આવા સંજોગોમાં વેરતૃપ્તિ માટે હું મારાથી જે કંઈ થઈ શકે એ બધું જ કરું તો એમા અનુચિત શું હતું ? દંડકારણ્યનો ભૂમિ-ખંડ મારા ભાઈ રાવણે પોતાના બાહુબળથી પ્રાપ્ત કરેલો પ્રદેશ હતો. એ પ્રદેશ એણે મને મારા સ્વામીત્વ હેઠળ યથેચ્છ વિહાર કરવા માટે પ્રદાન કર્યો હતો. દંડકારણ્યની એક તસુભાર ભૂમિ ઉપર પણ અયોધ્યાના ઇક્ષ્વાકુવંશી રાજાઓનુ કોઈ આધિપત્ય નહોતું. આમ છતાં સાવ અકારણ દંડકારણ્યવાસી રાક્ષસોનો વધ કરવાના ઉદ્દેશથી રામ અને લક્ષ્મણ આ પ્રદેશમાં પ્રવેશ્યા હતા અને યુદ્ધનું કોઈક નિમિત્ત શોધવા માટે જ વસવાટ કરી રહ્યા હતા. રાવણે કે અમે રાક્ષસોએ રામ સાથે કે એના ઇક્ષ્વાકુવંશ સાથે કોઈ વેર ક્યારેય સેવ્યું નહોતું.

મારી વિરૂપ અને પીડિત અવદશા દેખીને મારા ભાઈ સેનાપતિ ખરે રામ જોડે યુદ્ધ તો કર્યું પણ રામ વધુ શક્તિશાળી હતા અને ખર સુધ્ધાં ચૌદ હજાર રાક્ષસોનો એમણે નાશ કરી નાખ્યો. મારો વૈરાગ્નિ વધુ પ્રજ્વલિત થઈ ઊઠ્યો. હવે લંકાધિપતિ રાજા રાવણ પાસે જઈને એને રામ વિરુદ્ધ ઉશ્કેર્યા વિના મારી પાસે બીજો કોઈ વિકલ્પ બચ્યો નહોતો. રાવણની નિર્બળતા હું જાણતી હતી. રાવણ અહંકારી હતો પણ એથીય વિશેષ સ્ત્રીલોલુપ હતો. કોઈ પણ સ્ત્રીના યૌવન કે સૌંદર્યની વાત સાંભળતાવેંત એ લુબ્ધ થઈ જતો હતો. એની આ મર્યાદા પણ હું જાણતી હતી રાવણને જો મારી વેરતૃપ્તિના શસ્ત્ર તરીકે મારે જો રામ વિરુદ્ધ ઉશ્કેરવો હોય તો બે જ માર્ગો હતા : કાં તો એના અહંકારને ચોટ મારવી અથવા એની સ્ત્રીલોલુપ પ્રકૃતિને ઉશ્કેરવી. સીતાને મેં નજરોનજર જોઈ હતી. સીતા યુવાન અને સુંદર હતી. મેં રાવણને રામ વિરુદ્ધ ઉશ્કેરવા માટે સીતાનું ઓઠું લેવાનું નક્કી કર્યું. લંકા પહોંચીને મેં રાવણને કહ્યું.

(અંધકાર)

(નેપથ્યે)

શૂર્પણખા - "હે જ્યેષ્ઠભ્રાતા, તમારા જ સામ્રાજ્યના એક ભાગ જેવા દંડકારણ્યમાં અયોધ્યાના બે રાજકુમારો તમારા આધિપત્યનો અસ્વીકાર કરીને પોતાની સુંદર સ્ત્રી સાથે વિહાર કરે છે. આ સ્ત્રી એટલી બધી સુંદર છે કે જે પુરુષ એને આલિંગન કરે એનું જીવન ધન્ય થઈ જાય."

રાવણ - "ઓહો ! એટલું બધું !"

શૂર્પણખા - "હે ભાઈ, આ સ્ત્રી તમારા અંત પુરમા જ શોભે એવી છે. એવા વિચારે મેં એને તમારી પાસે લાવવાનો પ્રયાસ કર્યો ત્યારે લક્ષ્મણે મારાં અંગોનું વિચ્છેદન કરીને મને વિરૂપ કરી નાખી."

રાવણ - "શું વાત કરે છે બહેન ? આટલી બધી સુંદર સ્ત્રી દંડકારણ્યમાં આવા તુચ્છ રાજકુમારો સાથે રહેતી હોય એમાંથી એને મુક્ત કરવી જ જોઈએ એને અવશ્ય હું મારા અંત પુરમાં લઈ આવીશ અને તારી આવી અવદશા કરનાર એ બંનેને યોગ્ય શિક્ષા કરીશ."

(પ્રકાશ)

અને આમ મારી વેરતૃપ્તિના આ આયોજનને મેં વ્યવસ્થિત આકાર આપ્યો. ઉશ્કેરાયેલા રાવણે એ પછી જે કંઈ કર્યું એની કથા તમારાથી અજાણ નથી. એ બધી વાતોનું પુનરાવર્તન કરવા હું માગતી નથી. તમે બધું જાણો જ છો. વેરતૃપ્તિની મારી આગમાં આખું રાક્ષસકુળ હોમાઈ ગયું એ અમારું દુર્ભાગ્ય ! પણ આ સમગ્ર ઘટનામાં આજે સૈકાઓથી તમે મને જે રીતે મૂલવો છો એ મુલવણીમાં ક્યાંક, કશીક ભૂલને અવકાશ છે એવું તમને મારી આ વાત સાંભળ્યા પછી નથી લાગતું ? મેં જે કંઈ કર્યું એ બધું યોગ્ય જ કર્યું હતું એવો મારો દાવો નથી. આમ છતાં મારી ઉપર જે કંઈ વીત્યું હતું એ બધું પણ યોગ્ય અને ન્યાયી જ હતું એવું તમે કહી શકશો ખરા ?

બસ, જો એક આટલો અમથો પુનર્વિચાર કરવાની તમારી તૈયારી હોય તો મેં કહેલી આ વાત સાર્થક છે. અન્યથા ભલે એને ભૂલી જજો. મને તમારા ચિત્તમાં યથાવત્ ક્રૂરકર્મા અને ભયાનક રાક્ષસી તરીકે જ સંઘરી રાખશો તોય હવે મને કોઈ ફરિયાદ નથી.



# બે ગીત

## ૧

મને સપનું આવ્યું
કે હું જંગલમાં રઝળપાટ કરું છું.
સમયની પારના કોઈક સમયમાં
હું ફરી રહ્યો છું:
અડીખમ વૃક્ષ:
લીલાંછમ પાંદડાં, સોનેરી ફૂલ.
આંખને પાગલ કરીને ઘાયલ કરી મૂકે એવું
કોઈ શાશ્વત સૌંદર્ય.
કોઈક પશુ મારી નિકટ આવે છે:
હું ભયથી થથરું છું:
એ મને નિર્ભય થઈ જવાની વાત કરે છે.
હું ભયને છુપાવીને
નિર્ભય થયો હોઉં એવો દેખાવ કરું છું.

વિકરાળ પશુ અત્યંત નજાકતથી
મારી આંખ સામે જુએ છે.
હું એની આંખમાં આંખ પરોવું છું
અને મને પ્રતીતિ થાય છે
કે મરણથી છૂટવાનો કોઈ આરો નથી.

હું થઈ જાઉં છું
બટકણું વૃક્ષ : પાંદડાં અને ફૂલો
ખરી પડયાં છે
મારા સ્વપ્નની જેમ.
જાગીને જોઉં છું તો
મારી પથારીમાં જીવન કણસે છે
અને સૌંદર્ય આક્રંદે છે.
હું પડખું ફરીને
ફરી પાછો સૂઈ જવાનો પ્રયત્ન કરું છું :
કાનમાં આવેલાં આંસુને
પાંપણથી લૂછી નાખું છું.

**સુરેશ દલાલ**

## ૨

આ ફ્લાવરવાઝનાં ફૂલો,
મૂળ, વૃક્ષ, ડાળ, પંખીના ટહુકાઓ
— બધું છોડીને અહીં ઠરીઠામ થયાં છે
સીલિંગ-ફૅનની ગોળ ગોળ હવા તળે
ને થોડું થોડું હલે.

ટોળામાં પણ પ્રત્યેક ફૂલ
શોભે છે તો ખરું
આ ગુલાબ, આ ગુલછડી —
ને એવાં કેટલાંયે ફૂલ...
જાણે ગ્રૂપ ફોટો પડાવવા
સ્મિત સજીને
બેઠાં હોય એવાં.

કોઈ ને કોઈ નડતું હોય
એવું લાગતું તો નથી —
આમ પણ
જીવી જીવીને જીવવાનું કેટલું ?
માવજતથી બે-ત્રણ દિવસ તો
કાઢી નાખશે.
એમને વૅન્ટિલેટર પર
ઓછાં મુકાય છે ?
ફૂલ નાશવંત છે
એની પણ વાત
શું કામ કરવી ?

એક દિવસ
આ ફ્લાવરવાઝ પણ ફૂટશે.

હવે તો બજારમાં
ફ્લાવરવાઝ પણ મળે છે
અને ફૂલો પણ.

**સુરેશ દલાલ**

**દુષ્યન્ત પંડ્યા**

(૨૭)

જે અંગત સંજોગોને અધીન બનીને મારે મુંબઈ છોડવું પડે તેમ હતું તેનો ઉલ્લેખ કરું., મારાં પત્નીને વાઈનું દર્દ હતુ અને એ અસાધ્ય હતું. પંડિત શિવશર્મા જેવા ખ્યાતનામ વૈદ્યની સલાહ લીધી હતી. એમણે મને સ્પષ્ટ કહ્યું હતું કે, 'એ દર્દ અસાધ્ય છે ને તું દુર્ભાગી છો.' કરાંચીના સુપ્રસિદ્ધ વૈદ્ય સુખરામ-દાસજીની દવા પણ કામિયાબ નીવડી ન હતી અને એમણે પણ અભિપ્રાય આપ્યો હતો કે 'આ રોગનું કોઈ ઔષધ હજી સુધી શોધાયું નથી. તારી પત્નીની તબિયત ઉત્તરોત્તર ઘસાતી જશે.'

આમ છતાં, બી.ટી.ના અભ્યાસ માટે મારે કોલ્હાપુર જવાનું થયું ત્યારે, મિરજની મિશન હૉસ્પિટલમાં મારાં પત્નીની તબિયત બતાડવાના આશયથી હું એને તથા અમારા આઠ વર્ષના પુત્રને કોલ્હાપુર લઈ ગયો હતો. અને એ બંનેનું ધ્યાન રાખવા મારાં વૃદ્ધ નાનીબાને પણ લઈ ગયો હતો. એ મિશન હૉસ્પિટલના નિષ્ણાતોનો પણ એ જ અભિપ્રાય હતો : દરદ અસાધ્ય છે. ડિલેંટાઇન સોડિયમ કે એવું બીજું કોઈ ઔષધ રોજ જ એણે લેવું પડતું હતું. એ દવાની અસરથી વાઈના બે હુમલા વચ્ચેનો ગાળો જરા લંબાતો પણ દર્દ દૂર થતું નહીં અને એ બધાં ઔષધોની આડઅસર હેઠળ એની તબિયત નરમ પડતી જતી અને એની માનસિક શક્તિઓ પણ ક્ષીણ થતી જતી. ૧૯૫૫માં મારાં માતુશ્રી જામનગરથી ત્રણેક માસ માટે મુંબઈ આવી ગયાં હતાં પણ અમારાં નાનીમા - એમની પોતાની મા વૃદ્ધ હતાં અને એમની પાસે અમારાં માએ રહેવું જરૂરી હતું. મારાં માના જામનગર ગયા પછી થોડાં અઠવાડિયાં પછી પત્નીની તબિયત ઉત્તરોત્તર ઘસાતી ચાલી અને અમારી ત્રણ જણની રસોઈની જવાબદારી મારે સંભાળવાની આવી. મને રસોઈની ફાવટ હતી પણ, આ રીતે રોજ સવારસાંજ રસોઈ કરવી અને વચ્ચેને સમયે શાળાએ જવું એ મારો રોજિંદો કાર્યક્રમ. ત્રણચાર અઠવાડિયે એક શનિવારે સાંજે, શારદા વૃંદમાં સાંતાક્રૂઝ જવું તે સિવાય બીજે ક્યાંય જવાનું બંધ કરી દીધું. કોઈ અનિવાર્ય કામ માટે ક્યાંય જવાનું થાય તો તે કામ પતાવી પાંસરું ઘેર જ જવાનું.

આચાર્યપદે હોઈને, મારી નોકરી અગિયારથી પાંચની જ ન હતી. ગામની વચ્ચે જ શાળા આવેલી હતી એટલે કોઈ કોઈ વાર વાલીઓ પોતાનાં બાળકોને લગતા કોઈ ને કોઈ પ્રશ્નના માર્ગદર્શન માટે મારી પાસે આવતા. વળી, પ્યુપિલ્સ ઓન સ્કૂલમાં એક સુંદર પ્રથા હતી - શિક્ષકો અવારનવાર વિદ્યાર્થીઓને ઘેર જઈ, વિદ્યાર્થીઓનાં માબાપને મળે. એ પ્રથાથી વર્ગમાં શિસ્ત જાળવવાની રાહત રહેતી અને, વિદ્યાર્થી સામાન્ય રીતે શિક્ષક પ્રત્યે પરાયાપણાના ભાવથી જે જુએ છે તે ભાવને સ્થાને, શિક્ષક તેને આત્મીય લાગતો. ભય કે અજાણ્યાપણાના ભાવનું સ્થાન પ્રીતિની ભાવના લેતી એટલે, કોઈ કોઈ વાર, કોઈ ને કોઈ વિદ્યાર્થીના ઘરની મુલાકાત હું ગોઠવતો. બાળકના પિતા પણ મળી શકે તે રીતે આવી મુલાકાતો ગોઠવવી પડતી. આ બધી બાબતોની અસર મારી રસોઈની પ્રવૃત્તિ પર પડતી અને, બીમાર પત્નીને તથા તેર-ચૌદ વર્ષના પુત્રને રોજ આચરકૂચર ખવરાવી શકાય નહીં.

શાળાનું સંચાલન માલિકી ધોરણે થતું અને એ પણ મારા મનને પીડા આપનારી બાબત હતી. એ શાળા શરૂ થયા પછી બે વ્યક્તિઓ એક એક વરસ આચાર્યપદે રહી જતી રહી હતી. બંને શિક્ષણક્ષેત્રમાં જાણીતી વ્યક્તિઓ હતી. હું આટલું ટકી રહ્યો તેનું કેટલાય લોકોને અચરજ હતું.

આ જ અરસામાં જામનગરમાં એક નવી હાઈસ્કૂલનો પ્રારંભ થવાનો હતો. સૌરાષ્ટ્ર રાજ્યની

સ્થાપના પછી સમગ્ર સૌરાષ્ટ્રમાં અને ખાસ કરીને જુનવાણીના ગઢ જેવા જામનગરમાં લોકો અનેક ક્ષેત્રોમાં હરણફાળ ભરવા માંડયાં હતાં. ૧૯૪૭માં દેશ આઝાદ થયો ત્યારે આખા જામનગર રાજ્યમાં ત્રણ હાઈસ્કૂલો હતી. આઝાદી પછી તેમાં વધારો થવા લાગ્યો હતો. ચુંટાયેલી મ્યુનિસિપાલિટી પણ ન હતી. આઝાદી પછી મ્યુનિસિપાલિટીની અને ગ્રામ પંચાયતોની તથા જિલ્લા બોર્ડની સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ ઊભી થવા પામી હતી. જામનગરમાં શિપિંગ અને ફોરવર્ડિંગની પેઢીના શ્રી કાંતિભાઈ શાહ અને કેટલાક મિત્રોને મ્યુનિસિપાલિટીમાં જઈ સેવા આપવાનું તથા શિક્ષણ-સંચાલન કરવાનું મન થયું. શ્રી કાંતિભાઈએ હાઈસ્કૂલ માટે સરસ ખુલ્લી જમીન સંપાદન કરી અને દિગ્વિજય સિમેન્ટ કંપનીના સ્થાપક શ્રી ગજાધર સોમાણી પાસેથી દાન સંપાદન કરી તેમણે હાઈસ્કૂલનું મકાન બંધાવ્યું. આજની ગ્રાંટ વિરોધી નીતિને અનુસરતી ગુજરાતની સરકાર જેવી સૌરાષ્ટ્રની સરકાર નહીં હોઈ, એ સરકારે અનુદાન આપ્યું અને, કેન્દ્ર સરકાર પણ મુદલિયાર પંચની ભલામણો અનુસાર માધ્યમિક શિક્ષણમાં ફેરફાર કરવા પગલાં ભરતી હતી. તેના તરફથી પણ પ્રયોગશાળાનાં સાધનો માટે, ટાઇપરાઇટરો માટે એમ સારી ગ્રાંટ પ્રાપ્ત થઈ.

શ્રી કાંતિભાઈ સાથે મારા મોટાભાઈને સારો પરિચય હતો અને, વેકેશનોમાં હું જામનગર ગયો હોઉં ત્યારે એક-બે વાર કાંતિભાઈને નિરાંતથી મળવાનું પણ બનેલું તેમજ, એમના નિમંત્રણથી એમની સાથે સાંજે ફરવા જવામાં પણ જોડાવાનું બનેલું. કાંતિભાઈ મૂળ લીંબડીના. ભાવનગરમાં સામળદાસ કૉલેજમાં એક વરસ અર્થશાસ્ત્રી સ્વ. જશવન્તરાય અંજારિયા ભણતા હતા ત્યારે કાંતિભાઈ પણ એ કૉલેજમાં અભ્યાસ કરતા હતા. પછી મુંબઈ ગયા ત્યારે એ સુંદરજી બેટાઈના પડોશી હતા અને એ બંનેનો સંબંધ એવો હતો કે, બેટાઈ દ્વારકા જતા કાંતિભાઈને ત્યાં એકાદ રાતવાસો કર્યા પછી આગળ પ્રવાસ કરે. એ કાંતિભાઈએ મારા મોટાભાઈને કહી મને જામનગર બોલાવ્યો અને એ ઊભી કરતા હતા તે નવી શાળા-ડી.સી.સી. વિવિધલક્ષી હાઈસ્કૂલ-માં આચાર્ય તરીકે જોડાવા મને કહ્યું. મારા અંગત સંજોગોને એ અનુકૂળ હતું તેમજ પેલી માલિકીભાવના હેઠળની શાળામાંથી મને મુક્તિ મળતી હતી એટલે મારે જામનગર આવવાનું થયું.

શ્રી ડોલરભાઈ માંકડે અલિયાબાડામાં ૧૯૫૩થી થાણું નાખ્યું હતું. એ ડોલરભાઈનો પરિચય કાંતિભાઈને મેં કરાવેલો. બંને વચ્ચે એવો મેળ જામી ગયો કે, અલિયાબાડાના ડોલરભાઈના વિદ્યામંડળમાં કાંતિભાઈ પ્રમુખ અને ડોલરભાઈ મંત્રી હતા અને જામનગરના આ વિદ્યોત્તેજક મંડળમાં ડોલરભાઈ પ્રમુખ અને કાંતિભાઈ મંત્રી હતા. બીજા સાથીઓ હતા જ પરંતુ, સંચાલનનો દોર આ બે મહાનુભાવો સંભાળતા. કાંતિભાઈ જામનગર મ્યુનિસિપાલિટીના અધ્યક્ષ પણ ચૂંટાયા હતા.

આ ડી.સી.સી.વિ. હાઈસ્કૂલનું ઉદ્‌ઘાટન ૧૯૫૬ના જૂનમાં, તે કાળના મુંબઈ રાજ્યના મુખ્યમંત્રી મોરારજી દેસાઈએ કર્યું હતું. એ સમારંભમાં નામદાર જામસાહેબ દિગ્વિજયસિંહજી, સૌરાષ્ટ્ર રાજ્યના રાજપ્રમુખની હેસિયતથી પ્રમુખપદે હતા. શ્રી સોમાણી પણ હતા. શાળામાં પહેલે જ વરસે ૨૫૦ વિદ્યાર્થીઓની સંખ્યા થઈ ગઈ. જામનગર રાજ્યસ્થાપિત નવાનગર હાઈસ્કૂલમાં ત્યારે કશી ફી લેવામાં આવતી ન હતી. નૅશનલ હાઈસ્કૂલ નામની એક ખાનગી શાળા કેટલાંક વર્ષોથી ચાલુ કરવામાં આવી હતી. આર્યસમાજના કન્યાવિદ્યાલયમાં ત્રણચાર વર્ષોથી એસ.એસ.સી. સુધીના વર્ગો આરંભાયા હતા. રાજ્યસંચાલિત સજુબા ગર્લ્સ સ્કૂલમાં પણ બેત્રણ વર્ષોથી એસ.એસ.સી. સુધીના વર્ગો શરૂ કરાયા હતા. ઝેવિયર્સ સ્કૂલ પણ કામ કરતી થઈ ગઈ હતી અને લઘુમતી શાળા હોવાને કારણે, બીજી શાળાઓ પરનાં સરકારી બંધનોથી તે પર હતી.

ડી.સી.સી.વિ. હાઈસ્કૂલમાં અમે વિદ્યાર્થિનીઓને પણ પ્રવેશ આપવાનું ચાલુ કર્યું હતું અને, ચાર શ્રેણીઓની મળીને પચ્ચીસેક છોકરીઓ શાળામાં ઉત્સાહથી જોડાઈ હતી.

ત્રણેક તાજા સ્નાતકોને બાદ કરતાં શિક્ષકો જુદી જુદી શાળાઓમાંથી આવ્યા હતા. વિદ્યાર્થિનીઓ હોઈ બે શિક્ષિકાઓ પણ સ્ટાફમાં હતી. બધાંમાં ઉત્સાહ હતો.

મને કરાંચીના શારદામંદિરનો અને મુંબઈની પ્યુપિલ્સ ઓન સ્કૂલ અને શારદામંદિરનો અનુભવ હતો. જે ત્રણેય શાળાઓમાં મેં કામ કર્યું હતું તે દરેકની કંઈ ને કંઈ વિશેષતા હતી. નવાનગર હાઈસ્કૂલમાં હું અભ્યાસ કરતો હતો ત્યારે શિક્ષણનું, નિયમિતતાનું, વ્યાયામ અને ક્રિકેટનું, પરીક્ષાઓનાં પરિણામોનું, શિસ્તનું જે ઉચ્ચ ધોરણ હતું તે રહેવા પામ્યું ન હતું. રાજાશાહીનો જે કડક અંકુશ હતો તે નવી લોકશાહીમાં સાવ શિથિલ થઈ ગયો હતો. ચારેકોર અધિકારની બૂમ ઊઠતી, ફરજ નેવે મુકાઈ ગઈ હતી.

૧૯૫૬ના મેમાં, શાળા શરૂ થાય તેની પહેલા, પ્રવેશ લેવા માટે એક પંદરેક વરસનો કિશોર આવ્યો. એના ખમીસનાં બધાં બટન ખુલ્લાં હતાં. કશું જ પૂછ્યા-ગાછ્યા વગર એ મારી બાજુમાં રાખેલા બાંકડા પર બેસી ગયો. પોતાની ડોક ઊંચી કરી ડરામણા સ્વરે એણે સવાલ કર્યો : 'શાળામાં દાખલ થવાની શરત શું છે ?'

'દાખલ થનાર દરેક વિદ્યાર્થીએ નિયમિત હાજરી આપવી, ભણવા પર જ લક્ષ આપવું અને બોલવા-ચાલવામાં વિનય જાળવવો !' આટલું કહી એના ખમીસનાં બટન બંધ કરતાં હું બોલ્યો : 'ખમીસને, કોટને બટન હોય તો તે બરાબર બંધ કરવાં અને તૂટી ગયાં હોય તો તરત ટાંકી કે ટંકાવી લેવાં પણ બટન બંધ જ જોઈએ.'

મારા આ કૃત્યથી અને અવાજની કશી ચડઊતર વિના બોલાયેલા મારા શબ્દોથી એ ડઘાઈ ગયો. પછી એણે ફી વગેરેની વિગતો પૂછી. તે મેં તેને કહી. પછી એણે પ્રવેશપત્ર માગ્યું. મેં કહ્યું : 'આ પ્રવેશપત્રની કિંમત લેવામાં આવતી નથી એટલે, તમારે પ્રવેશ લેવો જ હોય તો જ તમને તે મળશે, બહાર જઈ ફાડીને ફેંકી દેવા માટે નહીં.' એની પાસે એનો કશો ઉત્તર ન હતો. એણે પ્રવેશપત્ર માગતાં એને તે આપ્યું અને તેણે પ્રવેશ તો લીધો પણ એની નેતાગીરીની હોંશ પૂરી ન થઈ અને, એને મન ફાવે ત્યારે શાળામાંથી ચાલ્યા જવાની છૂટ ન મળતાં એણે વર્ષાન્તે શાળા મૂકી દીધી. એ એસ.એસ.સી. પાસ કરી શક્યો નહીં પણ મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે એ ચૂંટાયો હતો અને એ રીતે એની નેતાગીરીની ભૂખ સંતોષાઈ હતી. મ્યુનિસિપાલિટીમાં પણ એની ભૂમિકા રચનાત્મક ન હતી. કોઈ પણ દરખાસ્ત સાથે તેનો વિરોધ જ કરવો એ એની નીતિ હતી. એસ.એસ.સી. પણ પાસ નહીં થઈ શકનારની સમજની મર્યાદા સમજી શકાય છે. એ સામ્યવાદી બન્યો હતો અને, મને મળેલી માહિતી અનુસાર શરાબ ઢીંચતો થઈ અકાળે અવસાન પામ્યો હતો.

મારી પૂર્વશાળાઓનું શિક્ષકવિદ્યાર્થી વચ્ચેનું જે નિકટતાનું વાતાવરણ હતું તે વાતાવરણ અહીં પણ ઊભું કરવાના પ્રયાસમાં સફળતા સાંપડી હતી 'સર' કે 'સાહેબ' શબ્દને દેશવટો આપ્યો હતો. શિક્ષકોને કે વિદ્યાર્થીઓને અટકથી નહીં પણ નામથી બોલાવવાનો અને શિક્ષકના નામ પાછળ ભાઈ અને શિક્ષિકાના નામ પાછળ બહેન લગાડવાનો રિવાજ અપનાવ્યો હતો. સંસ્કૃતના શિક્ષક હતા તે 'દવેસાહેબ' નહીં પણ 'હરિપ્રસાદભાઈ' તરીકે ઓળખાતા અને 'બક્ષીમેડમ' 'ઊર્મિલાબહેન' તરીકે ઓળખાતાં.

સહશિક્ષણનો નવો પ્રયોગ હતો તે અને પૂરો સમય અને વ્યવસ્થિત રીતે ચાલતી શાળા, તે બહારનાં કેટલાંક તત્ત્વોને ખૂંચતું હતું. કોઈક માનતા હતા કે અમને સમયપત્રક બનાવતાં પણ નહીં આવડે અને પોતાની જાતને ખેરખાં માનતા બીજી શાળાના કેટલાક જૂના શિક્ષકો પોતાની પાસે ખાનગી ટ્યૂશન માટે જતા અમારી શાળાના વિદ્યાર્થીઓ પાસે અમને ઉતારી પાડતા અને પોતાની સરસાઈ પુરવાર કરવાની કોશિશ કરતા. અગિયારમા ધોરણમાં ભણતો એક વિદ્યાર્થી અંગ્રેજી વ્યાકરણના ટ્રાન્સફર્મેશનને લગતું એક વાક્ય એની નોટબુકમાં લખી મારી પાસે આવ્યો.

ને મને એનું પરિવર્તન કેમ થાય તે પૂછ્યું. અભ્યાસક્રમમાં પુછાતાં વાક્યો કરતાં એ જરા અઘરું હતું. મેં એ વિદ્યાર્થીને જ તે પરિવર્તન કરવાનું કહ્યું. એ સામાન્ય બુદ્ધિનો હોઈ સાચો ઉત્તર આપી શક્યો નહીં. મેં એને સાચો ઉત્તર આપ્યો તે એણે પોતાની નોટબુકમાં લખી લીધો. ત્રણ-ચાર દિવસ પછી એ બીજી વાર એવો જ કોઈ બીજો કોયડો લઈને આવ્યો. અગાઉની પદ્ધતિ અનુસરી, ઉત્તર આપવામાં એ નિષ્ફળ જતાં મેં સાચો ઉકેલ કહ્યો તો તે પણ, અગાઉની માફક તેણે પોતાની વહીમાં લખી લીધો. થોડા દહાડા પછી એ અગાઉના કરતાંયે અઘરું કોઈ વાક્ય પોતાની વહીમાં લખી લાવ્યો હતો. મને શંકા ગઈ. 'આ વાક્ય તમને ક્યાંથી મળ્યું છે ?' એમ તેને પૂછતાં એ ગેંગેંફેંફેં થઈ ગયો. 'કયા ગ્રામરમાંથી આ વાક્ય મળ્યું છે ?' એ પ્રશ્નનો ઉત્તર એની પાસે ન હતો. મારા મનમાં ઝબકારો થયો અને એના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે મેં એને કહ્યું, 'જેમણે તમને આ વાક્ય મને પૂછવાનું કહ્યું હોય તેને જ તેનો ઉત્તર આપવાનું કહેજો.' એ વિદ્યાર્થીનું મોઢું ઝાંખું ભટ થઈ ગયું. પછી કોઈ 'મુશ્કેલી'નો ઉકેલ માગવાનું એણે બંધ કર્યું.

પ્રખ્યાત ક્રિકેટર સલીમ દુરાની અમારા વિદ્યાર્થીઓને ક્રિકેટ શીખવવા આવતા. જામનગર ક્રિકેટનું કાશી ગણાય. આ સલીમભાઈ પછી પ્રથમ કક્ષાનો ક્રિકેટર જામનગરમાં જન્મ્યો નથી. એ. જી. ગાર્ડિનરે જેમને 'રનગેટસિંહ' કહ્યા હતા તે જામરણજિતસિંહના સમયથી જામનગરમાં ક્રિકેટનો વિકાસ થયેલો. દુલિપસિંહજી સરસ રમતા. એમના ફટકા જોવા માટે હું નવાનગર હાઈસ્કૂલમાં ભણતો હતો ત્યારે અમને ખાસ જોવા લઈ ગયેલા. ઓઘડશંકર માસ્ટર, એમના મોટા દીકરા મણિભાઈ, અમરસિંહ, વિનુ માંકડ.... આ સૌને બૅટિંગ કે બૉલિંગ કરતા જોવાનો લહાવો અનેક વાર લીધો છે. એ જમાનાના ભારતના ખ્યાતનામ ક્રિકેટરો અને એમ.સી.સી.ની તથા ઑસ્ટ્રેલિયાની ટીમોને પણ રમતાં જોઈ છે. આજની જેમ ક્રિકેટની રમત સરકસ બની ન હતી અને ક્રિકેટરો બુકીઓને જોરે જીતતા-હારતા ન હતા. સાચી રમત હતી એ.

સલીમભાઈએ જેનો પાયો નાંખેલો તે શાળાની ટીમ પછીથી બેએક વાર હેરિસ-શીલ્ડ જીતી લાવી હતી.



## સાભાર સ્વીકાર

**નવભારત જોડણીકોશ** : લે. ડૉ. મફતલાલ અં. ભાવસાર, પ્રકા. નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨ અને દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦/-; **સમજણના સથવારે વિવેકની પગથારે** : લે. આચાર્ય વિજય રત્નસુંદરસૂરિ, પ્રકા. રત્નત્રયી ટ્રસ્ટ, ૨૫૮, ગાંધી ગલી, સ્વદેશી માર્કેટ, કાલબાદેવી રોડ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૩૦/-; **ઇતિહાસની આરસીમાં કચ્છ** : સંપા. નેણશીભાઈ આર. મીઠીઆ, પ્રકા. કચ્છ ઇતિહાસ પરિષદ, ૨, યોગીનગર, ટીન સીટી, મુન્દ્રા રોડ, ભૂજ-કચ્છ - ૩૭૦ ૦૦૧, કિં. રૂ. ૫૦/-; **દીવાદાંડીના તેજલિસોટા** : લે. ઈશ્વર પરમાર, પ્રકા. ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ, 'વિદ્યાયન', સેક્ટર ૧૦-એ, ગાંધીનગર - ૩૮૨ ૦૧૦, કિં. રૂ. ૧૦/-; **ગુજરાતી હાસ્ય-કટાક્ષપ્રધાન નવલકથા** : લે.પ્રકા. સંકેત પારેખ, ૧૦, ઓમ ડુપ્લેક્ષ, છીંડીયા દરવાજા બહાર, પાટણ - ૩૮૪ ૨૬૫; કિં. રૂ. ૧૧૧/-; **વિશ્વવંદ્ય વિભૂતિ** : લે. મુનિ વાત્સલ્યદીપ, પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. નથી.

દિનકર જોષી

હું કુંભકર્ણ.

લંકાધિપતિ રાજા રાવણનો નાનો ભાઈ.

તમે તો મને ઓળખો જ છો. મારા નામથી તમે અજાણ નથી. મારા નામનો ઉપયોગ તમે કોઈ પણ આળસુ, એદી, ઊંઘણશી, નિર્દયી કે નિષ્ઠુર ક્રૂરકર્મા માણસના વિશેષણ તરીકે સતત કરતા રહ્યા છો. હું ક્રૂરકર્મા ખરો, નિર્દયી પણ ખરો. દયા, કરુણા, આ બધા ભાવોનું મૂલ્ય મારે મન નથી એવું નથી. પણ વિશ્વનિયંતાએ જે પ્રકૃતિગત મારું નિર્માણ કર્યું એ નિર્માણથી ઉપરવટ જઈ શકાય ખરું ? મને ક્રૂરકર્મા કે નિર્દયી કોણે બનાવ્યો ? એમાં મારો કંઈ દોષ છે ખરો ? એ જ રીતે, મને ઊંઘણશી કે આળસુ પણ કોણે બનાવ્યો ? તમે ન જાણતા હો તો જાણી લ્યો, આ બેમાં મારો ક્યાંય દોષ નથી. મારા મૂળ કથાનકને જાણ્યા કે સમજ્યા વિના જ તમે સહુ, તમારા કથાકારોએ જેટલું તમને કહ્યું એટલું સાચું માનીને મને અન્યાય કરી રહ્યા છો.

એક વાત કહી દઉં. મને તમારી સહાનુભૂતિ કે દયાની મુદ્દલ જરૂર નથી. આ તો આજે અવસર પ્રાપ્ત થયો છે એટલે મારા વિશેનું તમારું અજ્ઞાન દૂર કરવા થોડીક વાત તમારી વિચારણાર્થે પેટછૂટી કરી લઉં છું.

પિતા મુનિ વિશ્રવા તપસ્વી બ્રાહ્મણ હતા. અગ્નિહોત્રી અને વેદજ્ઞ હતા. પુલસ્ત્ય ઋષિના કુળમાં જન્મેલા આ વિશ્રવા મુનિ બ્રહ્મવાદી અને ધર્માનુચારી હતા. મારી માતા કેકસી સુમાલિ નામના રાક્ષસની પુત્રી હતી એ ખરું અને કેકસી માટે યોગ્ય પતિની શોધમાં જ્યારે એના પિતા સુમાલિ પૃથ્વીલોક ઉપર ફરી રહ્યા હતા ત્યારે એમણે વિશ્રવાને જોયા. જો વિશ્રવા પોતાની પુત્રી કેકસીને પત્ની તરીકે સ્વીકારે તો એનાં સંતાનો કુબેર જેવા સમર્થ અને દેદીપ્યમાન થાય એવું એમણે માન્યું હતું. વિશ્રવાનો એક પુત્ર કુબેર સ્વર્ગલોકના અધિપતિ દેવરાજ ઇન્દ્રનો જમણો હાથ હતો.

પણ કેકસી પિતાની ઇચ્છા અને આજ્ઞા બંનેને સાચા અર્થમાં સમજી નહિ. કેકસીએ વિશ્રવા પાસે જઈને લગ્નની માગણી કરવાને બદલે તત્કાલ પુત્રની જ માગણી કરી. એ સમયે ઋષિ વિશ્રવા સાયંકાળનો અગ્નિ પ્રગટાવીને યજ્ઞમાં આહુતિ દઈ રહ્યા હતા.

(અંધકાર)

(નેપથ્યે)

વિશ્રવા – "ભદ્રે ! તું કોની કન્યા છો અને અહીં કયા ઉદ્દેશથી આવી છો ?"

કેકસી – "મુનિવર, આપ ત્રિકાળજ્ઞાની છો. અત્યારે આપ અગ્નિહોત્રી તરીકે યજ્ઞકર્મ કરી રહ્યા છો. આપ મારો મનોભાવ સમજીને મારી સેવાનો સ્વીકાર કરો."

(સંગીતનો ધ્વનિ)

વિશ્રવા – "સમજ્યો ! હે સુશ્રોણિ, તું મારાથી પુત્ર પ્રાપ્ત કરવા માગે છે. અગ્નિહોત્રી તરીકે મારો ધર્મ આ સમયે તારી આકાંક્ષા તૃપ્ત કરવાનો છે પણ પુત્રજન્મ માટે આ ઉચિત સમય નથી. આ ક્ષણે જો તું ગર્ભધારણ કરીશ તો તારા પુત્રો ક્રૂરકર્મા, નિર્દયી અને મહાકાય હશે. પણ પરમાત્માનો કદાચ એ જ ઉદ્દેશ હશે. તથાસ્તુ !"

(પ્રકાશ)

જન્મ ધારણ કરવા માટે પ્રત્યેક જીવને ચોક્કસ સંસ્કારોમાંથી પસાર થવું પડે છે એ તો તમે જાણો જ છો ને ? આ સંસ્કારોનો જે વિશેષ ધર્મ છે એનું ઉલ્લંઘન અધર્મ છે અને આ અધર્મના અનુસરણથી જે જીવ દેહ ધારણ કરે છે એ દેહમાં ધર્મના સંસ્કારોની અપેક્ષા તમે શી રીતે રાખી શકો ? મારો તથા મારા ભાઈ રાવણનો જન્મ જે સંજોગોમાં થયો એ સંજોગો માટે મને કે રાવણને તમે ઉત્તરદાયી ઠરાવો એને તો તમારી અનહદ

અણસમજ જ કહેવાય. મારી પ્રકૃતિમાં આ બધાં લક્ષણો જન્મથી જ આવિષ્કાર પામ્યાં હતાં. એનું રહસ્ય હવે તમે સમજી શકશો.

એક બીજી વાત પણ મારે તમને કહેવી છે. રાક્ષસો, દાનવો, મનુષ્યો, ગંધર્વો, યક્ષો અને દેવો આ બધી કોટિ વચ્ચે પરસ્પર લગ્ન-વહેવાર અમારા યુગનું સામાન્ય લક્ષણ હતું. એક-પતિવ્રત કે એક-પત્નીવ્રત ત્યારે તમારા આજના યુગની જેમ હજુ સંસ્કારિતાનું લક્ષણ ગણાયું નહોતું. એટલું જ નહિ, પુત્રપ્રાપ્તિ માટે લગ્ન જ એકમાત્ર માર્ગ છે એવી વૈચારિક ભૂમિકા પણ ત્યારે ઉદ્ભવી નહોતી. આમ છતાં લગ્નેતર સંબંધોથી પ્રાપ્ત થતાં સંતાનોને પિતાના કુળથી જ ઓળખવામાં આવતાં હતાં. દાનવરાજ પુલોમની પુત્રી શચિનાં લગ્ન દેવરાજ ઇન્દ્ર જોડે થયાં હતાં. ઇન્દ્ર અને શચિના સાહચર્યથી જે સંતાનો પેદા થયાં એ બધાંને પિતા ઇન્દ્રનું દેવત્વ જ પ્રાપ્ત થયું છે. અમારા કિસ્સામાં અમને પિતાનું બ્રહ્મત્વ આપવાને બદલે તમે સહુએ અમારી માતાના કુંવારી અવસ્થાના કુળનું રાક્ષસતત્ત્વ જ આપી દીધું છે. અમે રાક્ષસ તરીકે ઓળખાયા. મારે જો ફરિયાદ કરવી હોય તો એટલી જ કરવી છે કે જો ઇન્દ્રનાં સંતાનોને દેવત્વ પ્રાપ્ત થતું હોય તો અમને પિતા વિશ્રવાનું બ્રહ્મત્વ શા માટે પ્રાપ્ત ન થાય ? આવો અન્યાય મહર્ષિ વાલ્મીકિએ અમને શા માટે કર્યો હશે એ હું સમજી શકતો નથી.

હું ઊંઘણશી અને આળસુ હતો. વરસમાં નવ મહિના હું સતત ગાઢ નિદ્રામાં પડયો રહેતો અને પછી એક દિવસ માટે હું જાગ્રતાવસ્થામાં આવતો એટલી જ વાત તમે જાણો છો. નવ મહિનાના નિદ્રાવસ્થાના આ ગાળા દરમિયાન મને જગાડવા માટે હજારો રાક્ષસસૈનિકો મારા દેહ ઉપર ગદાઓથી પ્રહારો કરતા, સેંકડો દુંદુભિઓને વગાડવામાં આવતા અને શંખનાદો કરવામાં આવતા. આ બધી વાતો તમે જાણો જ છો પણ મારી આવી અવસ્થા કોણે કરી અને શા માટે કરી એ વાતનું મૂળ રહસ્ય તમે કેમ ભૂલી જાઓ છો ? મેં પિતામહ બ્રહ્માની યથોચિત ધર્માનુસાર તપસ્યા કરી હતી અને આ તપસ્યાને અંતે સ્વયં પિતામહે પ્રસન્ન થઈને મને વરદાન આપવા મારી સમક્ષ ઉપસ્થિત થવું પડયું હતું એ વૃત્તાંત મહર્ષિ વાલ્મીકિએ તમને સહુને કહ્યો જ છે. રાક્ષસી માતા અને ગર્ભાધાનનો પ્રતિકૂળ સમય આને કારણે મારી પ્રકૃતિમાં રાજસી લક્ષણો તથા તામસી લક્ષણો વિશેષ હોય એ તો તમે સમજી જ શકો એમ છો. પિતામહ પાસેથી હું અખૂટ શક્તિનું વરદાન લેવા માગતો હતો. આ બધી શક્તિનો ઉપયોગ મારે ઇન્દ્રાસનની પ્રાપ્તિ માટે કરવો હતો. સાવકો ભાઈ કુબેર તો ઇન્દ્રાસનને આધીન હતો એટલે આ ઇન્દ્રાસન જ મને પ્રાપ્ત થાય એ મારું લક્ષ્ય હતું. પણ તમારો ઇન્દ્ર અને એના દેવગણો મારી આ મહેચ્છા ઓળખી ગયા હતા એટલે એમણે પિતામહ બ્રહ્મા પાસે જઈને એક ષડ્યંત્ર રચ્યું.

(અંધકાર)

(નેપથ્યે)

ઇન્દ્ર - ''હે પિતામહ બ્રહ્મા ! આપ જો કુંભકર્ણને એનું ઇચ્છિત વરદાન આપશો તો સ્વર્ગલોકમાં દેવોનું સ્વામીત્વ નષ્ટ થઈ જશે. કુંભકર્ણ ઇન્દ્રાસનમાં અધિપતિ થવાની મહેચ્છા ધરાવે છે.''

બ્રહ્મા - ''દેવરાજ ઇન્દ્ર, જો ખરેખર એવું જ હોય તો પણ મારે તપસ્યાના ફળસ્વરૂપે કુંભકર્ણને એ જે માગે તે વરદાન આપવું જ પડે. મારો એ ધર્મ છે.''

ઇન્દ્ર - ''તો તો ભારે ઉલ્કાપાત સર્જાઈ જાય દેવાધિદેવ ! આનો કોઈ વૈકલ્પિક માર્ગ સૂચવો !''

બ્રહ્મા - ''વાણીની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી છે અને સરસ્વતી દેવલોકમાં પ્રતિષ્ઠિત થયેલી છે. હે ઇન્દ્ર, દેવી સરસ્વતીને કહો કે કુંભકર્ણની જીભના ટેરવે એ વસી જાય અને કુંભકર્ણ જ્યારે મારી પાસે વરદાન માગે ત્યારે એની વાણી અન્યથા પ્રગટ થાય. વાણીના એ ઉચ્ચારને હું તથાસ્તુ કહીને એની તપસ્યાની ફળપ્રાપ્તિ કરાવીશ.''

(પ્રકાશ)

તમે સાંભળ્યું ? આ ષડ્યંત્ર સ્વયં પિતામહ બ્રહ્મા અને દેવરાજ ઇન્દ્ર વચ્ચે રચાયું હતું. હું ઇન્દ્રાસનના આધિપત્યને બદલે નિદ્રાસનનું આધિપત્ય માગું એવી રચના મને વરદાન આપતા પૂર્વે જ સ્વયં બ્રહ્માએ કરી રાખી હતી. દેવી સરસ્વતી, વાણીની અધિષ્ઠાત્રી મારી જીભના ટેરવે વસી ગઈ

દિનકર જોષી

હું કુંભકર્ણ.

લંકાધિપતિ રાજા રાવણનો નાનો ભાઈ.

તમે તો મને ઓળખો જ છો. મારા નામથી તમે અજાણ નથી. મારા નામનો ઉપયોગ તમે કોઈ પણ આળસુ, એદી, ઊંઘણશી, નિર્દયી કે નિષ્ઠુર ક્રૂરકર્મા માણસના વિશેષણ તરીકે સતત કરતા રહ્યા છો. હું ક્રૂરકર્મા ખરો, નિર્દયી પણ ખરો. દયા, કરુણા, આ બધા ભાવોનું મૂલ્ય મારે મન નથી એવું નથી. પણ વિશ્વનિયંતાએ જે પ્રકૃતિગત મારું નિર્માણ કર્યું એ નિર્માણથી ઉપરવટ જઈ શકાય ખરું ? મને ક્રૂરકર્મા કે નિર્દયી કોણે બનાવ્યો ? એમાં મારો કંઈ દોષ છે ખરો ? એ જ રીતે, મને ઊંઘણશી કે આળસુ પણ કોણે બનાવ્યો ? તમે ન જાણતા હો તો જાણી લ્યો, આ બેમાં મારો ક્યાંય દોષ નથી. મારા મૂળ કથાનકને જાણ્યા કે સમજ્યા વિના જ તમે સહુ, તમારા કથાકારોએ જેટલું તમને કહ્યું એટલું સાચું માનીને મને અન્યાય કરી રહ્યા છો.

એક વાત કહી દઉં. મને તમારી સહાનુભૂતિ કે દયાની મુદ્દલ જરૂર નથી. આ તો આજે અવસર પ્રાપ્ત થયો છે એટલે મારા વિશેનું તમારું અજ્ઞાન દૂર કરવા થોડીક વાત તમારી વિચારણાર્થે પેટછૂટી કરી લઉં છું.

પિતા મુનિ વિશ્રવા તપસ્વી બ્રાહ્મણ હતા. અગ્નિહોત્રી અને વેદજ્ઞ હતા પુલત્સ્ય ઋષિના કુળમાં જન્મેલા આ વિશ્રવા મુનિ બ્રહ્મવાદી અને ધર્માનુચારી હતા. મારી માતા કેકસી સુમાલિ નામના રાક્ષસની પુત્રી હતી એ ખરું અને કેકસી માટે યોગ્ય પતિની શોધમાં જ્યારે એના પિતા સુમાલિ પૃથ્વીલોક ઉપર ફરી રહ્યા હતા ત્યારે એમણે વિશ્રવાને જોયા. જો વિશ્રવા પોતાની પુત્રી કેકસીને પત્ની તરીકે સ્વીકારે તો એનાં સંતાનો કુબેર જેવા સમર્થ અને દેદીપ્યમાન થાય એવું એમણે માન્યું હતું. વિશ્રવાનો એક પુત્ર કુબેર સ્વર્ગલોકના અધિપતિ દેવરાજ ઇન્દ્રનો જમણો હાથ હતો.

પણ કેકસી પિતાની ઇચ્છા અને આજ્ઞા બંનેને સાચા અર્થમાં સમજી નહિ. કેકસીએ વિશ્રવા પાસે જઈને લગ્નની માગણી કરવાને બદલે તત્કાલ પુત્રની જ માગણી કરી. એ સમયે ઋષિ વિશ્રવા સાયંકાળનો અગ્નિ પ્રગટાવીને યજ્ઞમાં આહુતિ દઈ રહ્યા હતા.

(અંધકાર)

(નેપથ્યે)

વિશ્રવા - "ભદ્રે ! તું કોની કન્યા છો અને અહીં કયા ઉદ્દેશથી આવી છો ?"

કેક્સી - "મુનિવર, આપ ત્રિકાળજ્ઞાની છો. અત્યારે આપ અગ્નિહોત્રી તરીકે યજ્ઞકર્મ કરી રહ્યા છો. આપ મારો મનોભાવ સમજીને મારી સેવાનો સ્વીકાર કરો."

(સંગીતનો ધ્વનિ)

વિશ્રવા - "સમજ્યો ! હે સુશ્રોણિ, તું મારાથી પુત્ર પ્રાપ્ત કરવા માગે છે. અગ્નિહોત્રી તરીકે મારો ધર્મ આ સમયે તારી આકાંક્ષા તૃપ્ત કરવાનો છે પણ પુત્રજન્મ માટે આ ઉચિત સમય નથી. આ ક્ષણે જો તું ગર્ભધારણ કરીશ તો તારા પુત્રો ક્રૂરકર્મા, નિર્દયી અને મહાકાય હશે. પણ પરમાત્માનો કદાચ એ જ ઉદ્દેશ હશે. તથાસ્તુ !"

(પ્રકાશ)

જન્મ ધારણ કરવા માટે પ્રત્યેક જીવને ચોક્કસ સંસ્કારોમાંથી પસાર થવું પડે છે એ તો તમે જાણો જ છો ને ? આ સંસ્કારોનો જે વિશેષ ધર્મ છે, એનું ઉલ્લંઘન અધર્મ છે, અને આ અધર્મના અનુસરણથી જે જીવ દેહ ધારણ કરે છે એ દેહમાં ધર્મના સંસ્કારોની અપેક્ષા તમે શી રીતે રાખી શકો ? મારો તથા મારા ભાઈ રાવણનો જન્મ જે સંજોગોમાં થયો એ સંજોગો માટે મને કે રાવણને તમે ઉત્તરદાયી ઠરાવો એને તો તમારી અનહદ

અણસમજ જ કહેવાય. મારી પ્રકૃતિમાં આ બધાં લક્ષણો જન્મથી જ આવિષ્કાર પામ્યાં હતાં. એનું રહસ્ય હવે તમે સમજી શકશો.

એક બીજી વાત પણ મારે તમને કહેવી છે. રાક્ષસો, દાનવો, મનુષ્યો, ગંધર્વો, યક્ષો અને દેવો આ બધી કોટિ વચ્ચે પરસ્પર લગ્ન-વહેવાર અમારા યુગનું સામાન્ય લક્ષણ હતું. એક-પતિવ્રત કે એક-પત્નીવ્રત ત્યારે તમારા આજના યુગની જેમ હજુ સંસ્કારિતાનું લક્ષણ ગણાયું નહોતું. એટલું જ નહિ, પુત્રપ્રાપ્તિ માટે લગ્ન જ એકમાત્ર માર્ગ છે એવી વૈચારિક ભૂમિકા પણ ત્યારે ઉદ્‌ભવી નહોતી. આમ છતાં લગ્નેતર સંબંધોથી પ્રાપ્ત થતાં સંતાનોને પિતાના કુળથી જ ઓળખવામાં આવતાં હતાં. દાનવરાજ પુલોમની પુત્રી શચિનાં લગ્ન દેવરાજ ઇન્દ્ર જોડે થયાં હતાં. ઇન્દ્ર અને શચિના સાહચર્યથી જે સંતાનો પેદા થયાં એ બધાંને પિતા ઇન્દ્રનું દેવત્વ જ પ્રાપ્ત થયું છે. અમારા કિસ્સામાં અમને પિતાનું બ્રહ્મત્વ આપવાને બદલે તમે સહુએ અમારી માતાના કુંવારી અવસ્થાના કુળનું રાક્ષસતત્ત્વ જ આપી દીધું છે. અમે રાક્ષસ તરીકે ઓળખાયા. મારે જો ફરિયાદ કરવી હોય તો એટલી જ કરવી છે કે જો ઇન્દ્રનાં સંતાનોને દેવત્વ પ્રાપ્ત થતું હોય તો અમને પિતા વિશ્રવાનું બ્રહ્મત્વ શા માટે પ્રાપ્ત ન થાય ? આવો અન્યાય મહર્ષિ વાલ્મીકિએ અમને શા માટે કર્યો હશે એ હું સમજી શકતો નથી.

હું ઊંઘણશી અને આળસુ હતો. વરસમાં નવ મહિના હું સતત ગાઢ નિદ્રામાં પડયો રહેતો અને પછી એક દિવસ માટે હું જાગ્રતાવસ્થામાં આવતો એટલી જ વાત તમે જાણો છો. નવ મહિનાના નિદ્રાવસ્થાના આ ગાળા દરમિયાન મને જગાડવા માટે હજારો રાક્ષસસૈનિકો મારા દેહ ઉપર ગદાઓથી પ્રહારો કરતા, સેંકડો દુંદુભિઓને વગાડવામાં આવતા અને શંખનાદો કરવામાં આવતા. આ બધી વાતો તમે જાણો જ છો પણ મારી આવી અવસ્થા કોણે કરી અને શા માટે કરી એ વાતનું મૂળ રહસ્ય તમે કેમ ભૂલી જાઓ છો ? મેં પિતામહ બ્રહ્માની યથોચિત ધર્માનુસાર તપસ્યા કરી હતી અને આ તપસ્યાને અંતે સ્વયં પિતામહે પ્રસન્ન થઈને મને વરદાન આપવા મારી સમક્ષ ઉપસ્થિત થવું પડયું હતું એ વૃત્તાંત મહર્ષિ વાલ્મીકિએ તમને સહુને કહ્યો જ છે. રાક્ષસી માતા અને ગર્ભાધાનનો પ્રતિકૂળ સમય આને કારણે મારી પ્રકૃતિમાં રાજસી લક્ષણો તથા તામસી લક્ષણો વિશેષ હોય એ તો તમે સમજી જ શકો એમ છો. પિતામહ પાસેથી હું અખૂટ શક્તિનું વરદાન લેવા માગતો હતો. આ બધી શક્તિનો ઉપયોગ મારે ઇન્દ્રાસનની પ્રાપ્તિ માટે કરવો હતો. સાવકો ભાઈ કુબેર તો ઇન્દ્રાસનને આધીન હતો એટલે આ ઇન્દ્રાસન જ મને પ્રાપ્ત થાય એ મારું લક્ષ્ય હતું. પણ તમારો ઇન્દ્ર અને એના દેવગણો મારી આ મહેચ્છા ઓળખી ગયા હતા એટલે એમણે પિતામહ બ્રહ્મા પાસે જઈને એક ષડ્‌યંત્ર રચ્યું.

(અંધકાર)

(નેપથ્યે)

ઇન્દ્ર – "હે પિતામહ બ્રહ્મા ! આપ જો કુંભકર્ણને એનું ઇચ્છિત વરદાન આપશો તો સ્વર્ગલોકમાં દેવોનું સ્વામીત્વ નષ્ટ થઈ જશે. કુંભકર્ણ ઇન્દ્રાસનમાં અધિપતિ થવાની મહેચ્છા ધરાવે છે."

બ્રહ્મા – "દેવરાજ ઇન્દ્ર, જો ખરેખર એવું જ હોય તો પણ મારે તપસ્યાના ફળસ્વરૂપે કુંભકર્ણને એ જે માગે તે વરદાન આપવું જ પડે. મારો એ ધર્મ છે."

ઇન્દ્ર – "તો તો ભારે ઉલ્કાપાત સર્જાઈ જાય દેવાધિદેવ ! આનો કોઈ વૈકલ્પિક માર્ગ સૂચવો !"

બ્રહ્મા – "વાણીની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી છે અને સરસ્વતી દેવલોકમાં પ્રતિષ્ઠિત થયેલી છે. હે ઇન્દ્ર, દેવી સરસ્વતીને કહો કે કુંભકર્ણની જીભના ટેરવે એ વસી જાય અને કુંભકર્ણ જ્યારે મારી પાસે વરદાન માગે ત્યારે એની વાણી અન્યથા પ્રગટ થાય. વાણીના એ ઉચ્ચારને હું તથાસ્તુ કહીને એની તપસ્યાની ફળપ્રાપ્તિ કરાવીશ."

(પ્રકાશ)

તમે સાંભળ્યું ? આ ષડ્‌યંત્ર સ્વયં પિતામહ બ્રહ્મા અને દેવરાજ ઇન્દ્ર વચ્ચે રચાયું હતું. હું ઇન્દ્રાસનના આધિપત્યને બદલે નિદ્રાસનનું આધિપત્ય માગું એવી રચના મને વરદાન આપતા પૂર્વે જ સ્વયં બ્રહ્માએ કરી રાખી હતી. દેવી સરસ્વતી, વાણીની અધિષ્ઠાત્રી મારી જીભના ટેરવે વસી ગઈ

અને જ્યારે બ્રહ્માએ કહ્યું - માગ, માગ, વત્સ, માગે તે આપુ.' ત્યારે અતિ પ્રસન્ન ચિત્તે મેં માગ્યું - ''પિતામહ, મને નિદ્રાસન આપો.'' અને બ્રહ્માને તો એ જ જોઈતું હતું. એ તો પૂર્વનિર્ધારિત હતું, એમણે કહી દીધું - ''एवमस्तु''.

અને આમ હું ઊંઘણશી બન્યો, આળસુ બન્યો, મારી પ્રચંડ તપસ્યાને અંતે ઇન્દ્રાસનનો અધિકારી હોવા છતાં મને નિદ્રાસનમાં પ્રતારણા કરીને ધકેલી દેવામાં આવ્યો. હું તો રાક્ષસ હતો પણ ઇન્દ્ર તો દેવાધિદેવ હતો અને બ્રહ્મા તો સ્વયં પરમ પિતા હતા એટલું જ નહિ, દેવી સરસ્વતી વિદ્યા અને વાણીની અધિષ્ઠાત્રી એણે પણ આ અપવિત્ર યુક્તિમાં સહયોગ આપ્યો એને તમે સહુ શું કહેશો ? ન્યાય ? નીતિ ? ધર્મ ? આ બધા શબ્દોના કેવાં બેવડા ધોરણો વહેવારમાં પ્રસ્થાપિત થતાં રહ્યાં છે એનું આ ઉત્તમ ઉદાહરણ છે.

અને કહેવા બેઠો જ છું ત્યારે એક બીજી વાત તરફ પણ તમારું ધ્યાન દોરું. મારે માત્ર તમારું ધ્યાન જ દોરવાનું છે. આ વાત કંઈ નવી નથી. મહર્ષિ વાલ્મીકિએ મારા મુખમાં આ બધી વાત મૂકી જ છે. તમારા કથાકારોએ એ વાંચી જ છે પણ એમણે તમારા સુધી આ વાત પહોંચાડી નથી અને તમે સહુ મૂળ કથાનકોને સ્પર્શ્યા વિના જે જે કંઈ વાતો લોકરંજન માટે પ્રચલિત કરવામાં આવે છે એને સાચી માની લો છો.

મારા ભાઈ રાવણે સીતાનું અપહરણ કર્યું અને ફળસ્વરૂપે જ્યારે યુદ્ધ અનિવાર્ય બન્યું ત્યારે હું નિદ્રાવશ હતો. જ્યારે જાગ્રત થયો અને જ્યારે મેં લંકા ઉપર આવેલી આપત્તિના આ સમાચાર જાણ્યા ત્યારે રાજા રાવણને પણ સાચી સલાહ આપી હતી.

(અંધકાર)

(નેપથ્યે)

કુંભકર્ણ - ''હે લંકાધિપતિ, પરસ્ત્રીનું આ રીતે છદ્મવેશે કપટપૂર્વક અપહરણ કરવું એ અત્યંત અનુચિત છે. આવું પાપકર્મ તમને શોભતું નથી. ભવિષ્યનો વિચાર કર્યા વિના તમે દુષ્કર્મ કર્યું છે.''

રાવણ - ''જો એવું હોય તો પણ હવે આપણું રાષ્ટ્ર અને આપણી પ્રજા તથા આપણા પરિવાર સહુ ઉપર આપત્તિ આવી છે. હે ભાઈ, હવે તું આ આપત્તિમાંથી સહુને ઉગારી લે, એ તારો ધર્મ છે.''

કુંભકર્ણ - ''મહારાજ દશાનન, રાષ્ટ્ર, કુળ અને પરિવાર એનું રક્ષણ કરવો એ મારો ધર્મ છે. સીતાનું છળપૂર્વક હરણ કરીને તમે ધર્મચ્યુત થયા છો પણ હું મારા ધર્મનું અનુસરણ અવશ્ય કરીશ. યુદ્ધભૂમિમાં હું રામ તથા લક્ષ્મણ બંનેનો વધ કરીશ.''

(પ્રકાશ)

રાવણના પક્ષે અધર્મ હતો એ જાણવા છતાં એ અધર્મના પક્ષે રહીને મેં મારા ધર્મનું રક્ષણ કર્યું હતું. નાનાભાઈ વિભીષણની જેમ દેશ અને કુળ-પરિવારનો દ્રોહ કરીને શત્રુ પક્ષે ભળી જવામાં મને ક્યાંય નીતિ કે ધર્મ લાગતાં નથી. જો રામના પક્ષમાંથી લક્ષ્મણે કે અયોધ્યાવાસી ભરતે રાવણ સાથે સહયોગ કર્યો હોત તો તમને કેવું લાગત ? જે રીતે લંકામાં હજુ તો રાવણ સિંહાસનારૂઢ સમ્રાટ હતો ત્યાં જ રામે વિભીષણને પોતાના પક્ષમાં લઈને એનો સમાંતર રાજા તરીકે અભિષેક કરાવી નાખ્યો હતો. એ જ રીતે અયોધ્યાના રાજા તરીકે લક્ષ્મણ કે ભરતનો અભિષેક જો રાવણે કરાવ્યો હોત તો તમે એને ધર્મ કહેત ખરા ?

મને આત્મસંતોષ છે. ભલે હું ક્રૂરકર્મા અને નિર્દયી હોઉં, ભલે હું ઊંઘણશી અને આળસુ હોઉં, ભલે મેં રાવણનાં અનીતિમય પગલાંનું રક્ષણ કરવા માટે પ્રાણાર્પણ કર્યું હોય પણ યાદ રાખજો કે મેં રાષ્ટ્રદ્રોહ નથી કર્યો, કુળદ્રોહ નથી કર્યો, પરિવારનો ઘાત નથી કર્યો, લંકાની પ્રજાનો નાશ કરવામાં હું નિમિત્ત નથી બન્યો.

માણસના જીવનમાં ધર્મસંકટ આવે જ છે. બે ધર્મો વચ્ચે જ્યારે સંઘર્ષ ઉત્પન્ન થાય છે ત્યારે બે પૈકી જે વધુ મૂલ્યવાન હોય એ ધર્મનું રક્ષણ કરીને ઓછા મૂલ્યવાન ધર્મનો ભોગ આપવો જ પડે છે. અને એટલે જ મને સંતોષ છે કે મેં જીવનની કપરી કસોટીની ક્ષણે મારા વધુ મૂલ્યવાન અને શાશ્વત ધર્મનું રક્ષણ કર્યું છે. મને મારા પરાજયનો અને મારા મૃત્યુનો પણ સંતોષ છે.



# સાહિત્ય અને દુર્બોધતા – સામાન્ય વાચકના સંદર્ભે ભૂમિકા

રસિક શાહ

ગમતું કે હાથમાં આવી ચડેલું કે નવું સાહિત્ય વાંચતા કોઈક વખત એ નથી સમજાતું એવી લાગણી થાય છે. ખાસ કરીને ટૂંકી વાર્તા અને કવિતા માટે આવું બનવા સંભવ છે. નવલકથા, નાટક, વિવેચન કે વિચારપ્રેરક સાહિત્ય વાંચતાં પણ આવું બનતું હોય છે. એવી મુશ્કેલીને આપણે દુર્બોધતા કહીને ઓળખાવીએ છીએ. દુર્બોધતા સરળતાનો વિરોધી શબ્દ નથી. કદાચ સુબોધતાનો વિરોધી કહી શકાય. જે હોય તે, 'દુર્બોધતા' વિભાવના છે. એના સ્વરૂપને ઓળખીને એનાં શક્ય કારણો વિચારીને એને દૂર કરી શકાય કે નહિ, એને અતિક્રમી જવાય કે નહિ એ પ્રશ્ન ખૂબ સ્થાને છે.

સાહિત્યના ભાવનમાં ત્રણ પરિસ્થિતિઓ સંકળાયેલી છે : (૧) કૃતિરૂપે આવેલું લેખકનું સર્જન, (૨) ભાવકનું વાંચન અને (૩) દુર્બોધતા કે વિઘ્નો સહિત અથવા દુર્બોધતા હોવા છતાં ભાવકને થતું સંક્રમણ. દુર્બોધતા સર્જક પક્ષેથી આવી હોય; કેટલીક દુર્બોધતા નિવારી શકાય એવી હોય; કેટલીક ઉપેક્ષા કરવા જેવી હોય. ઉચ્ચ સ્તરના સાહિત્યમાં દેખાતી દુર્બોધતા વાચકની તૈયારીની કે યોગ્યતાની કચાશના કારણે લાગતી હોય એવું પણ બને. સભાનતાથી લખતા આધુનિક સર્જકના પક્ષે કહેવાતી દુર્બોધતા અનિવાર્ય પણ હોય એની વાત અત્યારે નહિ કરીએ.

સ્પષ્ટ રીતે વ્યક્ત ન થયું હોય, સમજવું અઘરું લાગતું હોય, શબ્દનો અર્થ અસ્પષ્ટ હોય, શબ્દ દ્વિઅર્થી હોય અથવા એક કરતાં વધારે અર્થઘટન થઈ શકે એ રીતે શબ્દ કે શબ્દો કે વાક્યો વપરાયાં હોય ત્યારે વાચકને જે અનુભવ થાય છે એ દુર્બોધતાનો છે. એ દુર્બોધના વાચનપ્રવૃત્તિની ગતિમાં, એની પ્રવાહિતામાં સ્પીડબ્રેકરનું કામ કરે છે. વાર્તાપ્રવાહમાં કે કાવ્યના રસમાં એકંદરે પાયાનો વિક્ષેપ ન થતો હોય તો વાચક એવી દુર્બોધતાની અવગણના પણ કરતો હોય છે. કેટલાંક લખાણોમાં રચનારીતિની અનિવાર્યતાના ભાગરૂપે આવતી દુર્બોધતાનો વિચાર ઊંડા અભ્યાસનો અને વિશાળ સાહિત્યના પરિશીલનનો પ્રશ્ન હોઈ, એની વાત અહીં કરવી શક્ય નથી પણ વહેલોમોડો એનો વિચાર ગંભીરતાથી કરવો રહ્યો.

વાઙ્મય સાહિત્ય ભાષાના માધ્યમ વડે રચાતું હોઈ એક ભ્રમ ઊભો કરે છે : 'આપણે ભાષા બોલીએ છીએ, એટલે સાહિત્ય પણ આપણે જરૂર માણી શકીએ.' વાચક દુર્બોધતાની સન્મુખ આવે ત્યારે કાં તો એ પોતાની ભ્રાન્તિ વિશે સભાન થાય અથવા દુર્બોધતા લાવનાર સર્જક વિશે એના મનમાં નકારાત્મક અભિપ્રાય બંધાય. પણ ભાવકે યાદ રાખવું જોઈએ કે સાહિત્ય એ એક્ષપર્ટ રસોઇયા વડે તૈયાર થયેલી ખાદ્ય, પેય કે ચોષ્ય એવી ભાષાકીય સામગ્રી નથી જેને મોંમાં મૂકતાં એનો સ્વાદ જાણી શકીએ અને માણી શકીએ અને એ વિશે આપણા ગમા-અણગમા પર અને આપણી રુચિ અને સજ્જતા પર આધારિત અભિપ્રાય આપી દઈએ. સાહિત્યનો રસાસ્વાદ સાહિત્યની ચર્વણા પછી જ થતો હોય છે. ચર્વણાનો પુરુષાર્થ ભાવકના પક્ષે કેટલીક પૂર્વતૈયારી માંગી લે છે. શૂન્યથી નવ સુધીના આંકડામાં અથવા એક્સ, વાય, ઝેડ અક્ષરોમાં લખાયેલું શાળા-કોલેજનું મૅથેમેટિક્સ (ગણિત) નથી સમજાતું એમ આપણને જન્મથી પરિચિત માતૃભાષામાં સર્જાયેલું અને 'સાહિત્ય' સંજ્ઞાનું ગૌરવ પામેલું લખાણ ન સમજાય તો એ શરમનો વિષય નથી. એવા સાહિત્યને આપણી રુચિ સામે આવતો પડકાર ગણીએ તો સાહિત્ય માણવાની એક જુદી જ મજા આવે, સાહિત્ય વિશે નવી દૃષ્ટિ મળે, આપણી રુચિ ઘડાય.

ભાષાનો ઉપયોગ કશીક લાગણી, ભાવ કે વિચાર સામા સુધી સફળતાંપૂર્વક પહોંચાડવા માટે

સામાન્યતયા કરતા હોઈએ છીએ. વ્યવહારની સરળતા માટે માનવ-બાળમાં પોતાની ભાષા સમજવાની, એને આત્મસાત્ કરવાની, ન શીખેલા શબ્દો પણ અમુક કાળે વાપરવાની જન્મજાત શક્તિ હોય છે. ભાષા બોલીને વિશ્વને પ્રગટ કરવું અને પોતાની જાતને વ્યક્ત કરવી એ માનવીને મળેલી મહાન બક્ષિસ છે એને કેમ વાપરવી, એને કેવી રીતે સમૃદ્ધ કરવી અને એની મારફત જીવનનાં ગૂઢ રહસ્યોને ઉકેલવાં અને પ્રગટ કરવાં એ માનવીના હાથની વાત છે શબ્દ અર્થ લઈને નથી જન્મતો. આપણે માનવ એમાં અર્થનું આરોપણ કરીએ છીએ અને અનેક વ્યક્તિઓની સંમતિથી શબ્દમાં અર્થની પ્રતિષ્ઠા કરીએ છીએ. એ મહાન ઘટના સર્જકની સર્જકતા વડે સાહિત્યમાં પરિણમે છે. ત્યારે માત્ર ભાવ, વિચાર કે અર્થસંક્રમણ કરવાના મર્યાદિત હેતુને વળોટીને ભાષા આગળ નીકળી ગઈ હોય છે. એવી ભાષા અર્થસંક્રમણનું અને જીવનશોધનનું શક્તિશાળી સાધન તો બને જ છે પણ આપણી આંતરિક અભિવ્યક્તિનું સમૃદ્ધ માધ્યમ પણ બની રહે છે કલા માત્રમાં આમ થતું હોય છે. વિશ્વનું અમર સાહિત્ય આનો પુરાવો છે.

ભાવક માત્ર સર્જક છે અને ભાવક માત્ર વિવેચક પણ છે. અમુક મર્યાદિત માત્રામાં એટલે તો એ સાહિત્ય વાંચવા અને માણવા પ્રેરાય છે અને એમ કરીને એ ભાષાની સમૃદ્ધિથી ધન્ય થાય છે. ભાષાની સમૃદ્ધિની અનંત શક્તિનો અણસાર પણ એને સાહિત્ય દ્વારા જ મળે છે. ભાષાની અભિવ્યક્તિની શક્તિને સાહિત્ય દ્વારા પામવી, ઓળખવી અને માણવી એ સર્જક માટે અને ભાવક માટે એક સાહસયાત્રા છે. સમૃદ્ધ સાહિત્ય એ સાહસયાત્રામાં જોડાવાનું ઇજન છે, આમંત્રણ છે.

આપણને લાગતી દુર્બોધતા એ સાહસયાત્રામાં આવતા અટપટા અને કઠિન માર્ગો છે, અંધારી અને સાંકડી ગલીઓ છે, કદીક કપરાં ચઢાણ છે. એને ખતથી, અભ્યાસના પુરુષાર્થથી દૂર કરવાં રહ્યાં. આપણને દુર્બોધ લાગતી સાહિત્યકૃતિ વિશે અસંતોષ પ્રગટ કરી એનાથી વિમુખ થઈ, સર્જક દુર્બોધ છે એવું કહેવા સુધી પહોંચવું એ સાહસયાત્રાને નિંદવા જેવું છે, ભાંડવા જેવું છે. જે યાત્રામાં આપણી રુચિને લઈને આપણે જોડાયા હતા એને છોડી દેવી કે એમાં ખંતપૂર્વક મંડી રહેવું એ આપણી પસંદગીની સ્વતંત્રતાનો સવાલ છે.

કહેવાતી અને આરોપિત દુર્બોધતાને સમજી લઈને, દૂર કરીને અથવા તત્કાળ પૂરતી બાજુ પર રહેવા દઈને સમૃદ્ધ સાહિત્યની આંગળી પકડી સાહસ-યાત્રામાં જોડાવાનું ઇજન આપવું એ જ આવી ગોષ્ઠીનું કર્તવ્ય અને એની ફલશ્રુતિ.

(મુંબઈમાં તા. ૨૭-૧૧-૦૪ના રોજ યોજાયેલ 'દુર્બોધ સાહિત્ય - એક પ્રશ્નોત્તરી' કાર્યક્રમમાં રજૂ થયેલ સ્વાધ્યાય)

❑

## સાભાર સ્વીકાર

ઈંધણાનાં ઓઠીંગણ : લે.પ્રકા. ડૉ. બ્રિજેન અનંતરાય જોષી, 'જીવમણિ', ૧, વૈશાલીનગર, મુ રાજકોટ, કિં. રૂ. ૨૫/-; ગીતોન્મેષ : લે. ચંદ્રકાન્ત દેસાઈ, પ્રકા સુમન બુક સેન્ટર, ૮૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, આનંદ ભવન બિલ્ડિંગ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૭૫/-; મથામણું : લે.પ્રકા. સાહિલ પરમાર, ૧૪૧૧/૧, સેક્ટર ૨-બી, ગાંધીનગર, કિ. રૂ. ૧૦૦/-; સંચાર-માધ્યમ સંશોધન (પદ્ધતિ અને સમીક્ષા) : લે. ડૉ. ચંદ્રકાન્ત મહેતા, પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૭૫/-; શમણાં લ્યો કોઈ શમણાં : લે. નટુભાઈ ઠક્કર, પ્રકા. શબ્દલોક પ્રકાશન, ૧૭૬૦/૧, ગાંધી માર્ગ, બાલાહનુમાન પાસે, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૩૫/-.

# અમૂલ્ય વારસો

કૈલાસબહેન ડી. જાની

મારા પિતાશ્રી શ્રી કૃપાશંકર જાની તા. ૧૯ માર્ચ, ૨૦૦૪ના રોજ દેવલોક પામ્યા. ક્ષર દેહે નાશ પામ્યા પણ અક્ષર દેહે જીવંત છે. પિતાના મૃત્યુનો આઘાત કોઈ પણ વયે અસહ્ય જ હોય છે. આઘાતમાંથી કળ વળતાં સ્વસ્થ થતાં ગયાં. કુટુંબીજનો પોતાનું કર્તવ્ય સમજી આવ્યાં. ત્યારબાદ દિવસો વીતતાં સૌ પોતપોતાની રીતે વીખરાતાં ગયાં. થોડા સમય પછી ફરી પાછી હું માતુશ્રીને મળવા મુંબઈથી અમદાવાદ આવી. પિતાશ્રીના મૃત્યુ બાદ જે કંઈ કાર્યો કરવાનાં હતાં તેમાંનું સૌથી મહત્ત્વનું કાર્ય તેમની અંગત લાયબ્રેરીને સમારવાની, સાચવવાની જવાબદારી મને સોંપવામાં આવી. માતુશ્રીએ જણાવ્યું કે, 'તારા પપ્પા જે રીતે લાયબ્રેરી ગોઠવતા હતા તે રીતે તું બધાં પુસ્તકો વ્યવસ્થિત ગોઠવી દે.' તો બીજી બાજુ ભાઈનું સૂચન હતું કે, 'આપણે આ બધાં જ પુસ્તકો રાખવાનાં છે, જાળવવાનાં છે. કામ બધું વ્યવસ્થિત થવું જોઈએ. આવાં અમૂલ્ય પુસ્તકો ફરી આપણે વસાવી શકીએ કે કેમ ?' તો નાની ભત્રીજી બોલી, 'બા, આ પુસ્તકો કોઈને આપવાનાં નથી, હું મોટી થઈને વાંચીશ.'

અમારા ઘરના બહારના ભાગના રૂમમાં પપ્પાએ પોતાની અંગત લાયબ્રેરી બનાવી હતી. જેમાં આજની તારીખે કહું તો લગભગ ૫૦૦૦ કરતાં વધુ પુસ્તકોનો ખજાનો છે. જેમાં કાવ્યસંગ્રહો, નવલકથાઓ, નવલિકાઓ, વિવેચનનાં પુસ્તકો, બાળજગતનાં પુસ્તકો, આધ્યાત્મિક વિષયનાં પુસ્તકો – આમ વિવિધ વિષયોનો સમાવેશ થાય છે. પપ્પા પહેલેથી પુસ્તકપ્રેમી. પુસ્તક ખરીદવું, પુસ્તક વાંચવું એક માત્ર જીવનભરનો શોખ. મને પણ 'બે હજાર રૂપિયાનાં પુસ્તકો ભેટ આપ્યાં હશે. પણ તેટલી જ કિંમતની સાડી ખરીદવાની તેઓ પસંદ કરતા નહોતા. પુસ્તકપ્રેમ એટલો ગાંડો કે રોજ કોઈ ને કોઈ પુસ્તક ખરીદીને લાવે. લાવ્યા બાદ પોતાના ટેબલ પર બેસી પોતાનું નામ લખે, તારીખ લખે અને પુસ્તકનો ક્રમ લખે. અને પુસ્તક જે વિભાગને લગતું હોય ત્યાં મૂકે. પિતાશ્રીને નિયમિત વાચનનો શોખ. રોજ નક્કી કરેલા કલાકો લેખન-વાચન પાછળ ગાળે. આ ક્રમ મૃત્યુના આગલા દિવસ સુધી રહ્યો હતો. બીજી ખાસ સામાજિક પ્રવૃત્તિઓમાં રસ નહીં. કેટલીક વાર ઘરના સભ્યોને તેમનો વાચનપ્રેમ કંટાળાજનક લાગે. પરસ્પર વાદવિવાદ ચાલે. તેઓ પોતાને ગમતું જ કરે. ઘરનાંએ નમતું જોખવું પડે. ઘરમાં પણ બધાંને વાંચવા માટે પ્રોત્સાહિત કરે : 'વાંચો, આ લેખ સરસ છે', 'આ વાર્તા રસપ્રદ છે.' દરેકેદરેક સભ્યને પ્રત્યક્ષ-અપ્રત્યક્ષ રીતે વાચનનું સૂચન કરે જ. આજના આ ઝડપી યુગમાં, ટી.વી.ના જમાનામાં, કોમ્પ્યૂટર યુગમાં બહુ ઓછા પાસે પુસ્તક વાંચવાનો સમય રહે છે. તેમાંય જ્યારે ગુજરાતી સાહિત્ય ભુલાઈ રહ્યું છે ત્યાં વાંચનશોખની વાત જ શી કરવી ? વાંચનનો શોખ આજે લુપ્ત થતો ગયો છે. ગોવર્ધનરામ ત્રિપાઠી, ક. મા. મુનશી, ઈશ્વર પેટલીકર, પન્નાલાલ પટેલ, ઉમાશંકર જોશી, સુંદરમ્ – આ બધા ગુજરાતી સાહિત્યના તારલાઓથી આજે કેટલા પરિચિત છે ? તેમાં અંગ્રેજી માધ્યમમાં ભણનારના કુટુંબોમાં તો ગુજરાતી સાહિત્યની વાત કરવી જ અશક્ય છે. તેવા સંજોગોમાં મને એક વાતનો સંતોષ છે કે પિતાશ્રીના આ પુસ્તકપ્રેમે અને વાંચનશોખે અમારા કુટુંબને અમૂલ્ય વારસો આપ્યો છે, જે વારસાનું મૂલ્ય આંકી શકાય તેમ નથી. અમારા કુટુંબની ત્રીજી પેઢી ગુજરાતી સાહિત્યથી પરિચિત છે. મારી બાર વર્ષની ભત્રીજી કલગી તો વાર્તા અને કાવ્યો લખે છે. તે પિતાશ્રીના સાહિત્ય-સંસ્કારને કારણે જ શકય બન્યું છે. કુટુંબમાં મૃત્યુ પછી પિતા કેટલી સંપત્તિ મૂકી ગયા છે તેનાં લેખાંજોખાં

થાય છે. અમારા સદ્‌ભાગ્યે અમારે એવાં લેખાંજોખાંમાંથી મુક્તિ છે. પિતાશ્રી આજીવન સાદું જીવન જીવ્યા છે. ઉચ્ચ અને ઉમદા વિચારો ધરાવ્યા છે. દરેક ભાઈબહેનને પોતાની રીતે સ્વતંત્ર અને સ્વાવલંબી બનાવ્યાં છે તેવા સંજોગોમાં તેમનો પુસ્તકરૂપી વારસો અમારા સાહિત્યસંસ્કારોમાં નવસિંચન કરશે અને અમારા માટે મૂલ્યનિષ્ઠ જીવનની દીવાદાંડી બની રહેશે. તેમનાં પુસ્તકો અન્ય વ્યક્તિઓ, સમાજને માટે ઉપયોગી બને તે જ અમારા માટે સાચું પિતૃતર્પણ છે.



# બે છાંદસ્ કવિતા

## ૧
## છતાં

મારે હજી કોયલને
છુપાઈને સાંભળવી
મયૂરના ટહુકાને
ફાંટ ભરી લઈ જવા ઘેર;
મેડીયુંની ભીંત કેરી
ઓકળીની આંખ મહીં
ચોંટાડવું ભ્રમરનું ગુનગુન
થુવેરની વાડ મહીં
લહલહ થતી
ઓલી જૂઈની સુગંધ
છાતી પર ત્રોફી દઈ
અને
છુંદણાને મઘમઘ કરવું છે.
કોની સામે મીટ માંડી
જોયા કરું ?
પડછાયો નિજ કેરો ક્યાર લગી
ખોયા કરું ?
ખબર છે કદી હવે
સમયના પોપચામાં
પળ એકે ઊગશે ના,
છતાં મારે
પથરને રોપવો છે
ચાસ મહીં...!!

## ૨
## ઊંઘ

રહી સહી જુવાનીને ખણતા પળીને પેઠે
વારે વારે ડોકાઈને હસ્યા કરે ઊંઘ.

ને જવાના પડછાયે રોક્યું રે રોકાયું નહીં,
અંધારી વેળાની જેમ ખસ્યા કરે ઊંઘ.

સમણાંની વણથંભી વણઝાર પોરો ખાય;
હવા થઈ પડખાંઓ ઘસ્યા કરે ઊંઘ.

ઊંઘમાંયે પાંપણને પોપચો બિછાવી ગગન,
સિતારાની જેમ ટમટમ્યા કરે ઊંઘ.

રાત અને દિવસનો સથવાર રૂડો તોયે,
દીવાના બુઝાતા તેજે ડસ્યા કરે ઊંઘ.

વીખરાતા ડાયરાના હિલ્લોળાતા મૃગજળી-
ઘેનમાં ઘૂંટાઈ આંખે તર્યા કરે ઊંઘ.

ભીની ભીની આંખ હતી ઝાંખુંઝાંખું રૂપ,
આંખ અને રૂપ વચ્ચે ફર્યા કરે ઊંઘ.

**ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'**

# લાલસાનો ધરતીકંપ

ચિન્મય જાની

એક કલાકથી સતત જમીન ખોદતો કેશવ થાકીને અટક્યો. પહેરેલા ધોતિયાથી મોઢા પરનો પરસેવો લૂછતાં એણે હાથના ઇશારાથી પાણી માગ્યું. મિરાતે ઊઠીને તરત માટલામાંથી કળશિયો ભરી પાણી આપ્યું. ફાનસના આછા અજવાળામાં ત્રણે જણને ખાડાનું પોલાણ ભેંકાર લાગતું હતું. ઘંટીનું થાળું મોટું હતું અને દિવસે અનાજ દળતી વખતે એમાંથી કાયમ ગંભીર રવ નીકળતો. એ ઘંટી આખી ઉખાડી નાખી બાજુમાં મૂકી દીધી હતી; અને એકાદ કલાકમાં જયંતિ અને કેશવે વારાફરતી ખોદીને એકાદ હાથ જેટલું ઊંડું ખોદાણ કર્યું હતું, પણ કશું હાથમાં આવતું ન હતું. મિરાત ખોદેલી માટી એક બાજુ ખસેડતી હતી. ત્રણે જણના ચહેરા પર ઘોર નિરાશા છવાયેલી હતી.

વળી વીજળીના દસના નાના બલ્બના અજવાળાથી નિરાશા વધારે ઘેરી બનતી હતી, અને ફાનસ ભભૂકી ઊઠીને ભીંત પર ચિત્રવિચિત્ર લાંબા આકારો પેદા કરતું હતું – જાણે એમના જ પડછાયા યમદૂતની માફક ભીંત પર કંપી રહ્યા હતા.

યમદૂત સિવાય બીજા કોઈનો વિચાર આવે એમ નહોતો. કારણ બે દા'ડા પહેલાં ડોસાના તેરમાને ઊજવીને જ ન્યાતીલા અને નેહાળનાં છોકરાંને જમાડીને બધાં પરવાર્યાં હતાં, અને શુકલજીએ ગરુડપુરાણમાંથી વાંચેલા યમદૂતોનો સીતમ ભુલાય એવો નહોતો. પોતાની વહેવારિક જવાબદારી પૂરી થઈ એમ માનતો મોટો ભાઈ રતિલાલ સૌની વિદાય લઈ પોતાની પત્ની મણિ અને બે છોકરાંને સાથે લઈ પોતાનો ધંધો સંભાળવા મુંબઈ જવા રવાના થઈ ગયો હતો. બધો મરણોત્તર ખર્ચ એણે કર્યો હતો, પણ ભાઈઓમાં હિસાબ કરવાનો બાકી હતો. જયંતિ અને કેશવ પાસેથી ભાગ મળવાની મુદ્દલ આશા નહોતી, તેથી રતિલાલે અને મણિએ નાહકનો કલેશ કર્યા વિના માત્ર ગંભીર ચહેરો રાખી પંદર દિવસ કાઢ્યા હતા. ઘર છોડીને જતાં જાણે છેલ્લી વિદાય હોય એમ પાછળ નજર નાખતાં એમની નજરોમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં. એમને લઈને ગાડું સ્ટેશન તરફ રવાના થયું એટલે બાકીનાં ત્રણે ભાઈ-બહેન ઘરમાં પાછાં આવ્યાં; જાળી બંધ કરી અને આરામ કરવા ઓસરીમા ખાટલીઓ નાખીને લંબાવ્યું.

એ સકારણ હતું. હજુ છ કલાક કાઢવાની વાર હતી. અંધારપટ ફેલાઈ જાય, અને ફળિયામાં પ્રજા જંપી જાય, એ પછી લાંબા સમય સુધી – કદાચ આખી રાત સુધી – જાગવાની વેળા આવી હતી. સમય કેમે કરીને જતો નહોતો. કૂતરાં ભસતાં-લડતાં-ચિચિયારીઓ પાડતાં દોડ્યે જતાં ત્યારે થોડી ખલેલ પડતી. હજી પંદર દિવસ પહેલાં ડોસાને સ્મશાન લઈ ગયા ત્યારે થોડી આશા બંધાઈ હતી, પણ એક-બે સગાં ઘરમાં જ હાજર રહ્યાં હતાં, અને વહેવારિક સલાહ અને દિલાસો આપવા મથતાં હતાં એટલે કશું થઈ શકે એમ ન હતું. મોટેરાંએ તો તરત જ શબને સ્મશાન લઈ જવાની વાત ઉપાડેલી. કારણ કે મોટા રતિલાલને મુંબઈથી આવતાં ચોવીસ કલાક તો ઓછામાં ઓછા થાય એમ હતા. છેલ્લી પળે ડોસાને પણ ગળે ઊતરતું ન હતું અને કંઈક બોલવા હોઠ ફફડતા હતા, તે વખતે કેશવે બે વખત તેમના કાન પાસે જઈને પૂછેલું – "ઘંટી નેચે ? કે રહોડામાં ?" ડોહાની આંખો ચકળવકળ થઈ પણ ગળેથી અવાજ નીકળતો નહોતો. જયંતિએ આશ્વાસન આપવા કહેલું – "રતિભાઈને તારથી ખબર આપી છે; તરત ગાડીએ બેસશે." અને ફરી બે ચમચી પાણી હોઠ પર રેડ્યું. અડધું મોઢામાં ગયું, અડધું બહાર સરી પડ્યું. પછી તો રતિલાલ આવી પહોંચે ત્યાં સુધી ડોસાએ રાહ ન જોઈ અને મોટા

ગામતરે ઊપડી ગયા. વાત ફેલાતાં જ પડોશીઓ અને ન્યાતીલાઓ ભેગા થઈ ગયા અને રતિલાલ આવે ત્યાં સુધી આ નિર્જીવ શરીર રાખી ન શકાય, ભારે વજન પકડશે, એવી આગાહી કરી. કેટલાક લાકડાંની વ્યવસ્થા કરવા ગયા અને બેત્રણ કલાકમાં તો સૌ સ્મશાનભેગા થઈ ગયા.

રતિલાલ આવ્યો ત્યારે તો સૌ અગ્નિદાહ દઈને સ્નાન કરીને પોતપોતાના ઘરે પહોંચી ગયા હતા. રતિલાલ આવ્યો એટલે ભાઈબહેને કોગળો કરાવ્યો અને છાતી કૂટી. આ જોઈ બિનઅનુભવી એવા રતિલાલનાં છોકરાં કકળાટ કરવા માડયાં, તે જોઈ પડોશીએ ખીચડી અને છાસ મોકલી આપી. એક હાયકારો કરી રતિલાલ ધ્રુસકે ધ્રુસકે રડી પડયો. ન્યાતીલાઓ ફરી હાય-હાય કરવા માડયાં અને કેટલાંક બૈરાં મરશિયા ગાવા માંડયાં. થોડાંક શાંત થયાં એટલે એક કુટુંબ તરફથી ચા આવી. એક વડીલે તો કહ્યું પણ ખરું "ડોહા ઘણા કષ્ટાયા. રતિલાલ માટે જીવ રોકી રાખેલો, પણ રતિલાલ મોડો પડયો અને મેળાપ ન થયો." સૌ જાણતાં હતાં કે રતિલાલે જ બે મહિના માટે મુંબઈ લઈ જઈને દવા કરાવી હતી અને તાજા કરી દીધા હતા. મુંબઈથી આવ્યા પછી બાપે રતિલાલની જ વાત બધાની આગળ કરી હતી, અને સર્વત્ર એની ફોરમ વહેતી થઈ હતી. ફોરમ તો ઊડી ગઈ પણ ઝેર અહીં રહી ગયું.

એ રતિલાલ આજે મુંબઈ ગયો એટલે મન પરનો ઓથાર ખસી ગયો. ભાઈ અને ભાભીની મર્યાદા ગઈ. ભાઈબહેનને એવી ખબર હતી કે મણિ સુખી ઘરની દીકરી હોવાથી એનાં લગ્ન વખતે એનાં માબાપે સોનાના ભારે દાગીના તો કરેલા પણ ઉપરાંત અસાધારણ એવી ચાંદીની પૂરત પણ કરી હતી, અને એ વાતની ચર્ચા આખી ન્યાતમાં થઈ હતી. મણિનાં માબાપ રતિલાલ પર વરસી ગયાં હતાં અને મુંબઈમાં ધધો પણ માંડી આપ્યો હતો. ગામમાં થતી ચોરીઓ બાબતમાં રતિલાલની માતાને ખૂબ ચિંતા થતી, અને ખાસ તો સોનાના દાગીના અને આવનારી ચાંદીની પૂરત બાબતમાં કોઈક વ્યવસ્થા કરવાનું માબાપે લગ્ન પહેલાં જ વિચારી રાખેલું કહે છે કે ઘરની પરસાળમાં એક હાથ ખોદીને એના ઉપર મોટી ભારે ઘંટી ગોઠવી દીધી હતી, અને રતિલાલની માતા તેમજ મિરાત સામસામાં બેસી પરભાતિયાં ગાતાં ઘંટી પર ઘઉં દળતી અને થાળામાંથી લોટ કાઢતી. પડોશીઓ એ જોતાં પણ ખરાં. ઘંટીની જગા સલામત કરી ગયા પછી રતિલાલનું લગ્ન લેવાયું અને જાન પાછી આવી એ રાત્રે બધાં સૂઈ ગયા પછી ઘંટી ખસેડીને રતિલાલનાં માતાપિતાએ ચાંદીની પૂરત અને સોનાના દાગીનાનો ડબો ઘંટી નીચેના ખાડામાં મૂકી દીધો અને ખાડામાં માટી પૂરી ઉપર લીંપણ કરી પાછી ઘંટી ગોઠવી દીધી. એ વખતે માત્ર રતિલાલને અને મિરાતને હાજર રાખેલા. પણ બીજાં ભાઈબહેનને અણસાર આવી ગયેલો કે મુંબઈમાં લગ્ન વખતે દહેજપૂરતના પ્રસંગે વેવાઈએ ચાંદીની થાળીઓ, પ્યાલા, લોટા, વાડકીઓ, પવાલીઓ, ચમચીઓ અને તરભાણું મોદમાં મૂકેલ તે બધું ગામમા પાછા આવ્યા પછી પરસાળની ધરતીના પેટાળમાં સમાઈ ગયું હતું.

પછી તો રતિલાલની માતા થોડીક માંદગી પછી મરણ પામી પિતા હયાત હતા. સમાજમાં શોભે એવો વહેવાર અને જમણવાર એમણે કર્યો તે વખતે રતિલાલ, મણિ અને છોકરાં હાજર રહેલાં. મા તો સાસરેથી પાછી ફરેલી પોતાની દીકરીના દુ:ખે દુ:ખી થતી જતી રહેલી અને મિરાત છતા ધણીએ રંડાપો વેઠતી ત્યાં પડી રહી. એનો ધણી મિલો બંધ થતાં બેકારીમાં પિસાતો અને સમાજની અવગણના વેઠતો અને લોકોની ગાળો ખાતો પરગામ જતો રહેલો અને એનો પત્તો નહોતો. મિરાતે પિયરમાં રહી વૃદ્ધ પિતાની સેવા તો કરી, પણ એના મનમાં મુંબઈથી આવતા રતિલાલ અને મણિ સામે એક અણગમાની અને ઈર્ષ્યાની દીવાલ ઊભી થઈ હતી. જયંતિ અને કેશવની વાતોમાં હા-એ હા કરતાં એણે ઘંટી સામે ખોદવાની વાત મૂકી.

ફળિયામાં સૌ જંપી ગયાં એ પછી ઘરના આગળા અંદરથી વાસીને એ ત્રણે જણ પરસાળમાં

ગોઠવાઈ ગયાં. ઉપરનો વીજળીનો ગોળો ખૂબ ઓછો પ્રકાશ ફેંકતો હતો તેથી નજીક જોવા ફાનસ સળગાવ્યું. અને બેય ભાઈએ કોશથી અને કોદાળીથી ખોદકામ કરવા માંડ્યું. બેય થાકીને લોથ થઈ ગયા એટલે મિરાતે રસોડામાં ચૂલો ચેતાવી ચા ઊકળવા મૂકી. ત્રણ પ્યાલામાં ચા કાઢી. સૌ રસોડામાં થાક અને સુસ્તી ઉડાડવા બેઠા. અવાજ કરવાનો નહોતો એટલે વાત થઈ શકતી નહોતી. અત્યાર સુધીમાં તો માત્ર નિરાશા જ સાંપડી હતી, અને હવે વધારે પુરુષાર્થ નકામો લાગતો હતો, કારણ અડધી રાત તો વીતી ગઈ હતી.

સવારે ન્યાતીલાઓ અને દૂરનાં સગાં બહારગામથી આવવા માંડશે. તે પહેલાં ખોદી કાઢેલી માટી પાછી ખાડામાં ભરીને તે ઉપર સફાઈભેર લીંપણ કરવું પડશે, અને ઉપર ટેકા મૂકી ઘંટી ગોઠવવી પડશે. આજની મહેનત ફોગટ ગઈ હતી. ભડભાંખળું થાય એ પહેલાં ખાડો પૂરી લીંપણ કરવા ત્રણે મંડી પડ્યાં. સહેજ સાફસૂફી થઈ એટલે લીંપણની જગાએ ચાર ઈંટો મૂકી વજનદાર ઘંટી ત્યાં ગોઠવી ત્યાં સુધીમાં તો ત્રણે ભાઈબહેન જ્યાં બેઠેલાં ત્યાં જ લાંબાં થઈ નસકોરાં બોલાવવા માંડ્યાં.

બીજા દિવસે સૂરજદાદો ઘરમાં પ્રવેશી ચૂક્યો ત્યારે એક પછી એક આળસ મરડી એ જાગવા માંડ્યાં. પરસાળના વજનદાર તોતિંગ દરવાજા ખોલીને નજર નાખી તો ઓસરીની લોખંડની જાળીમાંથી સૂરજનું અજવાળું નજર અંજાવતું ફેલાઈ ગયું હતું. ફળિયામાં બે બૈરાં ભેંસોને લઈ જતાં નજરે પડ્યાં. આગળ ઊભી કરેલી આડશોમાં નહાવા-ધોવાનો હવે સમય નહિ હોવાથી અંદરની ઓરડાની ચોકડીમાં જઈ બધાં એક પછી એક મોઢું ધોઈ બદલવા જેવા કપડાં બદલી નાંખ્યાં. બહારગામથી આવનાર સગાં પોતાના ઘરે જમીને જ આવવાનાં હોવાથી બાર વાગ્યા પહેલાં આવવાની શક્યતા ન હતી. પણ દસેક વાગ્યે પડોશીઓ કામ પૂછવા આંટો મારી જવાની શક્યતા હતી. તેથી ઓસરીમાં એક બાજુ પાટ અને બીજી બાજુ શેતરંજી પાથરી. મિરાતે ચૂલો પેટાવી ખીચડી મૂકી દીધી અને રોટલાનો લોટ બાંધવા માંડી.

કેશવની જવાનજોધ વહુ પાલી અઠવાડિયા પહેલાં રતિલાલની વહુ મણિ જોડે ઝઘડીને ધાવણા છોકરા જોડે પિયર જતી રહેલી, એ પણ આજે આવવાની હતી. પિયર ચાર ગાઉ જ દૂર હતું અને એનો ભાઈ ગાડામાં મૂકી જાય એવી શક્યતા હતી. કારણ રતિલાલની વિદાયના સમાચાર તો પહોંચી જ ગયા હશે. પણ આ ઝઘડાની ચર્ચા ન્યાતીલાઓમાં ફેલાઈ ચૂકી હતી. રતિલાલની વહુ મણિ જનમથી શહેરમાં રહેતી હોવાથી એની ભાષા સંયમભરી અને વિવેકી હતી અને પાલીની માફક આડાઅવળા આક્ષેપો કરવાનું કે ભારેખમ ગામડિયા બોલમાં કટાક્ષો કે બચાવ કરતાં એને આવડતું નહિ. એનો પૂરો લાભ પાલીએ લીધેલો. મણિની આંસુભરી આંખો ઘણું કહી જતી હતી. પણ એ ગમ ખાઈને અપમાન ગળી જતી. એને થતું કે આ ડોસા મુંબઈથી પાછા ન આવ્યા હોત તો પોતે કદી આ ગામડે આવવાનું જોખમ લેત નહિ. દસ-બાર દા'ડા કોથળામાં પાંચશેરીનો માર ખાઈને એ ભોળી જેઠાણીનું ધૂંધવાતું મગજ નબળું પડી ગયું હતું. મરણોત્તર ક્રિયાવિધિઓ અને રિવાજો પતી ગયા પછી હિસાબ કરવા માટે રતિલાલને તો બે દિવસ રોકાવાની ઇચ્છા હતી, પણ પત્નીની આગળ કશું ચાલ્યું નહિ અને કલેશ ટાળવા આ તરત મુંબઈ પાછો ફર્યો.

સરાવવાની અંતિમ વિધિ કરાવવામાં અને બારમા-તેરમાની ન્યાત જમાડવામાં તાત્કાલિક તો એણે જ ખર્ચ કરેલો, કારણ એ મોટો દીકરો હતો અને બાપના ગયા પછી એ ઘરનો મોભ ગણાતો હતો. બધા તો ઝઘડા કરે, પણ એનાથી ચૂં કે ચાં બોલાય એમ નહોતું. આ પંદર દિવસનું નાટક પૂરું થાય એટલે એ પણ વહેલી તકે મુંબઈ પાછો ફરવા તડપી રહ્યો હતો. એમાં વળી તેરમાના દિવસે જમણવાર પતી ગયા પછી જયંતિ-કેશવે આંકડાથી ભરેલો હિસાબનો કાગળ એના હાથમાં મૂક્યો. એમાં એમણે કરેલા ખર્ચની વિગતો હતી – ચાર આનાની બીડીઓ, દૂધના રૂપિયા સો, ચાની ભૂકીના ચાલીસ, અને છેવટે વિધિ કરનાર શુક્લને દાનદક્ષિણા આપી

દીધા પછી એને ઘેર પાછા ફરવા માટે આપેલા ગાડાવાટના ચાર રૂપિયા - એવી ઘણી નાની નાની બાબતો હતી. પોતે આટલો મોટો ખર્ચ કરીને મૌન રાખીને પ્રસંગ સાચવી લીધો એની તો કોઈ ગણના કે કદર નહોતી પણ ચાર-આઠ આનાનો ખર્ચ બતાવવા એ ભાઈઓ તૈયાર થઈ ગયા હતા. પોતે તો ખર્ચનો કોઈ આંકડો એમને આપવા તૈયાર નહોતો કર્યો, પણ એને જ નાહિંમત કરવા પહેલેથી જ આક્રમક બની એ બે ભાઈઓએ પોતાનો આંકડો ધરી દીધો હતો. રતિલાલને ઊડતી નજર નાખી અને કંઈ પણ બોલ્યા વિના આંકડાના ટુકડા કરી ફેંકી દીધા. પત્ની ઉશ્કેરાઈ ન જાય એટલા માટે રતિલાલે એને કશી વાત નહિ કરેલી.

બપોરે બહારગામથી બે જણ આવીને મળી ગયા. રાત્રે મળેલી નિષ્ફળતાના કારણે જયંતિ અને કેશવ વાત કરવામાં ઉત્સાહ નહોતા દર્શાવતા. વળી રાતના ઉજાગરાના કારણે એમને ઝોકાં આવતાં હતા પણ મહેમાનની હાજરીને કારણે એ શેતરંજી પર ચૂપચાપ બેસી રહેતા હતા. સાંજે કેશવની પત્ની પાલી છોકરાને કેડમાં તેડીને આવી. ચા પીધા પછી સૌએ ચૂલા પર બધાંની રસોઈ મૂકી, અને નિર્બન્ધ રીતે નિંદારસ ચગાવવા માંડ્યો. બહારથી કોઈ ડોકિયું કરવા આવે ત્યારે એ ચૂપ થઈ જતાં. સૂરજનું અજવાળું ઓસરવા માંડ્યું એટલે સૌ પરસાળમાં જ બનાવેલા રસોડામાં થાળીઓ મૂકી જમવા બેસી ગયાં. ખીચડી અને છાસના સબડકા બોલાવતાં અનેક વાતો કરી. જયંતિ અને કેશવે ગઈ રાતની વ્યર્થ મહેનતની વાત કરી ત્યારે પાલીનો ચહેરો ગંભીર થઈ ગયો. એણે આંખો નચાવતાં મમરો મૂક્યો - આપણે બેઠા છીએ ત્યાં જ હવે ખોદવાની જરૂર છે. આ વિચારથી બધાંની નજર ચમકી. કારણ એક વખત ચારે જણ સાવ નાનાં હતાં ત્યારે બહારગામ જતાં પહેલાં માબાપે રસોડામાં ખોદીને વસ્તુઓ મૂકી હતી એ એમને યાદ આવ્યું. ઇતિહાસનું પુનરાવર્તન થયું હશે ? ત્રણ-ચાર કલાક વિતાવવાના હતા. તેથી જમ્યા પછી વાસણ ચોખ્ખા કરવા ધીમે ધીમે સમય પસાર કરવા માંડ્યાં.

પૂરો અંધારપટ થઈ ગયો, અને દૂરની ટેકરી પરથી વહી આવતો બાવાઓનાં ભજનનો સ્વર સંભળાતો બંધ થયો એટલે સૌ ઊઠ્યાં. ઓસરીના ઝાંપે તાળું માર્યું. પરસાળનો તોતિંગ દરવાજો વાસ્યો. અંદર રસોડામાં સૌ ભેગાં થયાં. પરસાળમા લીંપણ હતું, અને ઓસરીમાં તેમજ રસોડામાં સિમેન્ટના ચણતરનું પાતળું આચ્છાદન હતું, અને ઢળતા પાણીના વહેવા માટે સગવડ કરેલી હતી. એક પાણિયારું સિમેન્ટનું બનાવેલું હતું, એમાં આગળ પાણીનાં માટલાં અને લોટા-પવાલાં રહેતાં હતાં અને એની પાછળની ભીંતમાં કબાટ હતું. અંદરના ઓરડામાં મોટો મજૂદ (પટારો) હતો. એમાં એકાદ સારી રજાઈ, જૂની ચોપડીઓ, પૂજા કરવાનાં વાસણો, ભગવાનના અનેક ફોટા અને એવો બધો કાટમાળ ભરેલો હતો. પટારાની બાજુમાં અંબાજીની છબી હતી અને મોટી દીવી અને જૂના જમાનાની કાટ ખાધેલી તલવાર હતી. ઓરડાના જાળિયામાંથી દિવસે પ્રકાશ આવી શકતો, પણ અત્યારે તો જાળિયાં વાસી દીધેલ હતાં ઓરડાના એક ખૂણે આવેલ ચોકડી અવારનવાર પાણી ઢોળવાના કામમાં આવતી.

કેશવ, જયંતિ અને મિરાત આ જ ઘરમાં નાનાંમોટાં થયાં હતાં. મિરાતનાં લગ્ન આ જ ઘરનાં આંગણે થયેલા, પણ એનો પતિ રખડુ પાક્યો અને કોઈ નોકરીએ વળગી ન રહેતાં મિરાત કંટાળીને પિયર પાછી આવી ગઈ હતી. એનાં સાસરિયાં એનું પેટ ભરવા તૈયાર નહોતાં અને મજૂરીની આવકમાંથી જે રોટલા ઘડાતા તેમાંથી જ ઘણા ભાગ પડતા. પિયરમાં આવી મિરાતે જયંતિને અને કેશવને ઉછેરવામાં સેવા આપી. પણ એની માને તો એ હૈયાસગડી જેવી હતી.

ઉંમરલાયક થયેલા રતિલાલને ગામનો સુથાર નોકરી માટે મુંબઈ લઈ ગયેલો; ત્યાં એનું નસીબ ચમક્યું. એ કમાતો થયો અને મુંબઈની કન્યા મણિ એને વરી ત્યારે સૌ નાની જાન જોડી મુંબઈ ગયેલાં. આર્થિક રીતે સુખી વેવાઈએ સૌની આગતાસ્વાગતા સારી કરેલી અને સારા વહેવારો કરેલા. જાન પાછી

આવી ત્યારે મણિને આપેલા દાગીનામાંથી ભારે વજનવાળા દાગીના અને ચાંદીનાં વાસણોની પૂરતને રતિલાલ અને મણિની હાજરીમાં જ ધરતીના પડમાં પૂરી દેવામાં આવી. રોજના પહેરવાના દાગીના લઈ મણિ પાછી મુંબઈ ગઈ ત્યારે રતિલાલ કેશવને પણ મુંબઈ લઈ ગયેલો, પણ પરિણામ ધાર્યા કરતાં વિરુદ્ધ આવ્યું. રતિલાલ કામે જતો ત્યારે જુવાન થયેલો કેશવ આજુબાજુ રખડી અપલક્ષણ શીખી આવતો અને મણિની મશ્કરી કરતો અથવા છેડતી કરતો. શરૂઆતમાં મણિ ચૂપ રહેતી, પણ પછી કેશવ એક વખત એને વળગવા ગયો ત્યારે એણે નિશ્ચય કર્યો અને રાત્રે રતિલાલને વાત કરી. રતિલાલે બીજા જ દિવસે કેશવને પોતાની સાથે રેલવે સ્ટેશને લઈ જઈ ગામની ટિકિટ લઈ આપી અને વિદાય કર્યો. કેશવ અને જયંતિના ઓરતા ઓસરી ગયા અને મનમાં માત્ર દ્વેષના અને કલેશના સંસ્કાર રહ્યા. વખતોવખત ગામમાં સૌ ભેગાં થયાં ત્યારે એ સંસ્કાર ઊછળી આવતા.

બાકી હતું તે કેશવનું લગ્ન એક ગરીબ ઘરની કન્યા સાથે થયું ત્યારે પાલી પણ એ ઈર્ષા-દ્વેષમાં સામેલ થઈ. અને એ એના માટે સરળ હતું, કારણ ગામડાની જોશીલી બોલીમાં ઝેર ઠાલવવાનું એને ફાવી ગયું હતું. રતિલાલની માતા એ ઝેર પીતી પીતી વિદાય થઈ ગઈ, પણ માંદગીમાંથી સાજા થઈ પિતા મુંબઈથી પાછા આવ્યા ત્યારે પાલીની વાચાને ફરી વાટ મળી. એની લાયમાં જ હાય લઈ ડોસા ગયા. મિરાત તો એને છંછેડવાની હિંમત કરતી નહિ, કારણ મનમાં એને લાગ્યા કરતું કે મુંબઈ જઈને રતિલાલના માથે તો નહિ પડાય પણ નાનો કેશવ જરૂર એનું પોષણ કરશે. રતિલાલના ગયા પછી પરસાળમાં ખોદકામ થયું એની એ મૂક સાક્ષી બની રહી હતી, કારણ એમ કરવાથી જે લાભ થાય એમાં પોતાને પણ ભાગ મળે એમ હતો. પણ દૈવ તો ચાર ડગલાં આગળ જ હતું.

રાત્રે બાર વાગ્યે ઊઠીને ચારેએ રસોડું ખોદી કાઢ્યું. કેશવે કોશ લઈ જોશપૂર્વક ખોદવા માંડ્યું. ખોદતાં ખોદતાં ખડિંગ કરીને અવાજ આવ્યો અને સૌ ચોંકી ગયાં. કેશવે કોદાળી લીધી અને નડતી વસ્તુને બહાર ખેંચી કાઢી. જોઈને સૌને જબરો આઘાત લાગ્યો; કારણ ખાડામાંથી એક ખોપરી અને રુદ્રાક્ષની માળા નીકળી. ભયની કંપારી છૂટી. બાપદાદાના ઘરમાં કેટલાંય વરસ પહેલાં કોઈ તાંત્રિકના ચાળે ચડી પૂજા કરી ખોપરી સંતાડી હશે ? કોની હશે ? સૌ કંપારી અનુભવતાં અનુભવતાં ખોપરી એક બાજુ મૂકી ખાડો પૂરવા મંડી પડ્યાં. ખાડો મોટો હોવાથી ખાસી વાર લાગી. ખાડો પૂરતાં અને ઉપર પાણીનો હાથ ફેરવતાં કૂકડો બોલતો સંભળાયો. એકમેકની સામે જોઈ સૌ રસોડાની બહાર આવ્યા, અશુભનું શમન કરવા દીવો કર્યો અને ઓરડામાં જઈ સૂઈ ગયાં. ઉજાગરો થયેલો હોવા છતાં ઊંઘ ઊડી ગઈ હતી, અને મનમાં અનેક બિહામણા વિચારો આવતા હતા.

હા, રતિલાલ મુંબઈ ગયો, એ પહેલાં હિસાબનો આંકડો એના હાથમાં મૂકતી વખતે કેશવ યાદ દેવડાવવાનું ચૂક્યો નહિ કે આજકાલ ખેતરમાંથી પેદાશ ઓછી થાય છે અને સાથી-ભાગિયા કશું દેખાડતા નથી, અને આટલાં પંદર દાડા તો તમે અહીં આવીને રહી ગયા એમાં અમારે ખાસો ખર્ચ વધી ગયો. રતિલાલ કશું બોલ્યો નહિ; કારણ એ જાણતો હતો કે ઉત્પાદન કેટલું થાય છે અને ખર્ચ કેટલો થાય છે. વખતોવખત એને મુંબઈની ગલીઓમાં રખડતો અને બીડીઓ ફૂંકતો અને મણિને રંજાડતો કેશવ યાદ આવતો. જવાબ આપવા ઊછળી રહેલા શબ્દો હૈયામાં જ સમાવી દઈ એણે વિદાયની પળો કલેશજનક કરી નહિ.

બાકી હતું તે હવે ખોપરી આવી. કયા દુશ્મને ઘરના પાયામાં જ – રસોડાની ભૂમિમાં આ ખોપરી સંતાડી હશે ? એ દાટેલી ખોપરીના કારણે જ કદાચ આખું ઘર દુઃખના બોજા નીચે દટાયેલું રહેતું હશે. આ વિધવા બહેન મિરાત અને આ કજિયાળી પાલી ચાર ચાર દા'ડે મહોલ્લો માથે લેતી અને શાપ વરસાવતી. આ ખોપરી ઘરની બહાર લઈ જઈ ગામના પાદરે ફેંદી દઈએ તો ઓથાર દૂર થાય અને સુખના દા'ડા આવે ! એક લાલ કપડામાં ખોપરીને વીંટી

દઈ એક કાગળના થેલામાં મૂકી અને તક મળતાં બીજા દિવસે કોઈના ખેતરમાં જઈ આવવાનો સંકલ્પ કર્યો.

પાલીનું છોકરુ તો ઊંઘી ગયું હતું પણ બાકીનાં ચારે ધીમા સ્વરે વાતો કરતાં નજીકના ભૂતકાળની વાતો કરતાં એમાંથી મૂડી ઊભી કરવા એકમેકને પાનો ચડાવતાં હતાં. લડી શકે એવો તો કેશવ જ હતો – બાહોશ જ ગણાય ને ! હલકામાં હલકી ગદી ગાળ દઈ તોછડી ભાષામાં રતિલાલને ચૂપ કરી દે એવું એનામા શહૂર હતું. એની કનડગતથી ડરીને એને ઘરમાંથી કાઢવા અને શહેરમાં પોતાની આબરૂ સાચવવા રતિલાલ નમી પડશે એ નક્કી. મિરાતને પણ આ ગોઠવણ ગમી હતી. મહિના પછી કેશવ મુંબઈ જાય એવું નક્કી કર્યું.

પણ આ વાતચીત પૂરી થાય એ પહેલાં જયંતિ ચમક્યો. એમની પથારીને કોઈ હલાવતું હોય એવી ભ્રમણા થઈ. એણે બીજાને વાત કરી. એમને પણ એવો ભ્રમ થયો. ફરી પેલી ખોપરી નજરે ચઢી. એનો નિકાલ કરવા માટે તો હજી કેટલા બધા કલાક બાકી હતા ! જયંતિએ ઊઠીને બધે નજર નાખી અને પછી પાણિયારા પર પાણી પીવા ગયો. એ પહોંચે ત્યાં તો એ પ્યાલો પાણિયારા પરથી ઊછળીને એના પગ પર પડ્યો. વેદના થઈ અને એનાથી ચીસ પડાઈ ગઈ ચારે જણ ગભરાઈ ગયાં.

જયંતિ પથારીમાં જઈ સૂઈ ગયો. હજી પગનો નખ દુખતો હતો. વાતો બંધ થઈ ગઈ હતી. હવે તો ઊંઘ આવે તો જ થાક ઊતરે. ભડભાંખરું થવા આવ્યું. કેશવે એક બારણું ખોલી નાખ્યું અને બહારના ઠંડા પવનની એક લેરખી આવીને 'વીંટાઈ' વળી. એની માદક ઠંડક સૌને બળપૂર્વક નિદ્રામાં ખેંચી ગઈ. થોડીક વારમાં સૌનાં નસકોરાં બોલવા માંડ્યાં.

પહેલો જાગ્યો નાનકો. એનો દૂધ પીવાનો વખત થયો હતો એટલે એણે ભેંકડો તાણ્યો. બધાં જાગી ગયાં. સૂરજ સોનાનો થઈ ઘરમાં કૂદી પડ્યો હતો. ગાઢ ઊંઘમાંથી જાગતા જીવોને જાણે એ હીંચકે હિલોળવા માંડ્યો. બધાને કોઈ નવો અનુભવ થતો હતો. આંખો ખૂલવાની ના પાડતી હતી અને ચિત્ત સુષુપ્ત થઈ ગયું હતું. છતાં મિરાત પ્રયત્ન કરીને ઊઠી. નાનકા માટે દૂધ લઈ આવવા માટે લોટો લીધો, અને પાછળના તાકામાંથી પૈસા લેવા હાથ લાંબો કર્યો.

એટલામાં તો એ ચકરચકર થતી ધરતી પર ઝૂકી પડી. પાણિયારું તૂટીને જયંતિ પર પડ્યું હતુ. પાછળનું વજનદાર કબાટ ભીંતમાથી વેગળું પડી મિરાત, જયંતિ અને કેશવ પર પડ્યું. તૂટતા કબાટમાંથી એક નાનકડા રમકડા જેવી તિજોરી આવીને કેશવના માથા પર પડી, અને એમાંથી સોનાના ભારે દાગીના વિખરાઈ પડ્યા; એ તિજોરી પાછળના પોલાણમાંથી ચાંદીનાં વાસણો પણ ઊડીને મોટો અવાજ કરતાં પડવા માંડ્યાં. બધાંય મરણતોલ ઘાયલ થઈ ગયાં હતાં. બાકી હતું તે ધરતી ધ્રૂજી અને ઉપરની છત તૂટી પડી. પેલી મૂરત, પેલી ખોપરી, અને નાનકો – સૌ કાટમાળમાં દટાઈ ગયાં. એ સૌનાં ખળભળતાં ચિત્તની જોડે કંપતી ધરતી સમથળ થઈ ગઈ.



## સાભાર સ્વીકાર

માનવતાનો મહેરામણ : લે.પ્રકા. ઉપર મુજબ; કિં. રૂ. ૬૫/-; આધારશિલા : લે. ચંપૂ વ્યાસ, પ્રકા. ઉપર મુજબ, કિં. રૂા. ૯૦/-; કૃષ્ણલાલ શ્રીધરાણી (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૯૬) : લે. રમણ સોની, પ્રકા. પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ – ૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૬/-; હેલન કેલર (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૯૭) : લે. મનોજ્ઞા દેસાઈ, પ્રકા. અને કિં. ઉપર મુજબ; ખગોળનો મહાપ્રશ્ન : તારાનો વિલય (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૯૮) : લે. ડૉ. પંકજ દોશી, પ્રકા. અને કિં. ઉપર મુજબ.

# અમૃતા રૉય, અનુ. નિવ્યા પટેલ

દસ વર્ષની ગુડ્ડી બે વર્ષથી માનતા માંગી રહી હતી. દરેક પૂનમે ગંગાઘાટ પર દીવો પેટાવી ફૂલ ચઢાવે અને સાથે પતાસાંનો પડિયો. ક્યાંકથી સાંભળ્યું'તું કે પડિયો ગંગાની બરોબર વચ્ચેની લહેરોમાં જઈને ડૂબે તો સમજવું કે ગંગામાતાએ માનતા કબૂલ કરી લીધી. પણ ગુડ્ડીની એવી કિસ્મત કે પડિયો થોડેક દૂર જઈને બીજી તરફ વહેવા લાગતો હતો. એક વાર તો ઘાટના બીજા છેડા પર છોટુએ પડિયો ઉઠાવી પ્રસાદ ખાઈ લીધો. તે દિવસે ચપ્પલ ઉઠાવીને તે એની પાછળ દોડી'તી. પણ એનાથી વધારે ગુસ્સો એને એની દાદી પર આવતો હતો. થોડાક આગળ જઈને દાદી પડિયો વહેવડાવતી હોય તો શું છોટુનો હાથ ત્યાં સુધી જતો ? મને બરાબર તરતા નથી આવડતું પણ દાદીને તો આવડે છે ને ? મોટી ડંફાસ મારે છે કે ગંગામૈયા, ગંગામૈયા. ગંગામાં નાહી નાહીને ચામડી લટકી ગઈ છે પણ કોઈ કામની નહીં. તો એવી દાદી કયા કામની ?

આજે તો ગુડ્ડી ખિજાયેલી, પગ પછાડતી પાછી આવી ગઈ હતી. વિચારતી હતી કે હવે દાદી સાથે વાત જ નથી કરવી. પણ હવેની પૂનમને જ્યારે ચાર-પાંચ દિવસ બાકી રહી ગયા તો ફરી ઇચ્છા જાગી કે આ વખતે ગંગામાતા સાંભળી લે. જો આ વખતે માનતા પૂરી થઈ ગઈ તો તો મીનાને બતાવી દઈશ. હંમેશાં મારા અંગ્રેજીની મશ્કરી કરી રહી છે. ત્યારે સાંભળશે તો બળીને કોલસો થઈ જશે. આવું વિચારતી વિચારતી ક્યારે દાદીના ખોળામાં સૂઈ ગઈ ખબર જ ના રહી. રાત્રે દાદીનાં નસકોરાં પણ સંભળાયાં નહીં.

ગુડ્ડીનાં માતા-પિતા દિલ્હીમાં રહેતાં હતાં. જ્યારે એ બે વર્ષની હતી ત્યારે ગુડ્ડીના પિતાને નોકરી મળી ગઈ. ઘણાય પ્રયત્નો પછી અને જૂતાય ઘસાઈ ગયા હતા ત્યારે નોકરી રાકેશને મળી હતી. એને ગુમાવવાનો કોઈ સવાલ જ ઉદ્ભવતો ન હતો. ઘરસંસાર પણ નવોનવો હતો. બે વર્ષની ગુડ્ડી અને નવું શહેર ! દિલ્હી જેવા મહાનગરમાં આ બધું સંભાળવાનું મુશ્કેલ હતું. રાકેશની ઇચ્છા હતી કે પહેલા એ એકલો જાય પછી પત્ની તથા બાળકને બોલાવી લેશે. પણ ગુડ્ડીનાં મા સરોજે જીદ પકડી રાખી હતી કે હું પણ સાથે જ આવીશ. અત્યારથી પતિને એકલો છોડી દે તો ન જાણે ત્યાં જઈને શું રંગ બદલે. એ પોતે પણ ભણેલીગણેલી હતી એટલે વિચાર્યું કે હું પણ કંઈક ને કંઈક કરીશ. એ બધું તો ઠીક પણ રાકેશ અને સરોજને ગુડ્ડીની ચિંતા રહેતી કે રોજના કામધંધામાં બે વર્ષની બાળકી કચડાઈ જશે. સમસ્યાનો હલ તો હતો પણ કહેતા સંકોચ થતો હતો. સિત્તેર વર્ષની સાસુ ઘરમાં હતી પણ શું બાળકીને સંભાળી શકશે ? ઉપરથી ઘડપણને લીધે અનેક રોગ. ક્યારેક ઘૂંટણમાં દર્દ, ક્યારેક કમરદર્દ, ક્યારેક ખાંસીની તકલીફ વધી જતી તો ક્યારેક પેટ એટલું ગરમ થઈ જાય કે અશક્તિને કારણે ચાર દિવસ સુધી પથારી છૂટતી નહીં. આવી હાલતમાં ગુડ્ડીને કેવી રીતે સંભાળી શકશે. બન્ને આ વિચાર કરી કરીને પરેશાન હતાં. માજી એકલાં કેવી રીતે સંભાળી શકશે એ બન્નેમાંથી કોઈ વિચારી ન શક્યું.

પડોશના ગિરધારીલાલજી ચાહતા હતા કે જાય તો પૂરો પરિવાર અથવા એકલો રાકેશ. રાકેશની માને એ ભાભી માનતો હતો. એમની હાલત એનાથી અજાણી નહોતી. રાકેશને ખોળામાં બેસીને ખવડાવ્યું હતું, હવે ગુડ્ડીને ખવડાવે છે. લાકડી ઠેકતા આવ્યા અને કહ્યું પણ કે તમે બન્ને જતાં રહેશો તો ભાભીનું શું થશે ? એવું કરો હમણાં રાકેશ એકલો જાય અને બરાબર ગોઠવાય પછી પરિવારને પણ સાથે લઈ જાય. પણ સરોજને ગિરધારીલાલજીની વાત ગમી નહીં. પણ બધાં જઈશું-તો કમસેકમ બે રૂમનું

મકાન તો લેવું પડશે. દિલ્હીની મોંઘવારીમાં આટલો ખર્ચ કેવી રીતે ઉઠાવીશું. વળી, સાસુની દવા વગેરેનો ખર્ચ તો જુદો જ. હવે રહી રાકેશને એકલા જવાની વાત. તો એને જાણે એના પતિ પર ભરોસો જ નહોતો. એકલો જાણે ત્યાં શુંય ખેલ ખેલે. એકં વાર બંધન છૂટી જાય તો આઝાદીની લત લાગી જાય - એ બધું વિચાર કરીને એણે જુદી જુદી દલીલો કરવાની શરૂ કરી

'નવું શહેર, નવા લોકો, ગુડ્ડીના પપ્પાને ખાવાપીવાની મુશ્કેલી પડે. પહેલેથી જ પેટ બગડેલું રહે છે અને બહારનું ખા ખા કરી કદાચ આમતેમ બીમારી લાગી જશે તો જિંદગીભર ડૉક્ટરની ફી ભરવી પડશે.' – એવું પડોશની કમલાને સરોજ બતાવી રહી હતી. પછી કમલાએ એક રસ્તો બતાવ્યો, 'જો ગુડ્ડીને અહીં દાદીની પાસે મૂકી તમે બન્ને ચાલ્યાં જાઓ. અહીં દાદીનું પણ મન ખુશ રહેશે અને તમે બન્ને બેફિકર રહી શકશો. અહીં તો અમે છીએ જ બસ તમારો જીવ કઠણ કરી લો.' કમલાએ તો સરોજના મનની વાત કહી દીધી. આમ પણ બનારસમાં સરોજનો શ્વાસ રૂંધાવા લાગ્યો હતો. લગ્નની પહેલાં નોકરી કરતી હતી પણ અહીં આવીને બધું છૂટી ગયું. જ્યાં જુઓ ત્યાં પૂજાપાઠ, પૂજાપાઠ. ન કોઈ મોટી કંપની, નહીં એવી ઢંગવાળી ઑફિસ. મોટા ઘરડાંઓ માટે ઠીક છે કે જીવનના અંતિમ દિવસો ઘાટ પર સત્સંગમાં વિતાવી દે પણ યુવાનોએ તો બહુ કામ કરવાનું છે. દિલ્હી જવાનું નામ પડતાં સરોજનું દિલ ઊછળવા લાગ્યું હતું. ગુડ્ડીને એકાદ વર્ષ દાદી સંભાળી લે પછી જરા મોટી થતા જ સાથે લઈ જવાશે.

આ બાજુ રાકેશ માને એકલાં છોડીને જવા ઇચ્છતો નહોતો પણ પત્નીની જીદ જોર પકડી રહી હતી. રોજ રાત્રે મોડા સુધી મિયાંબીબીમાં કચકચ ચાલતી હતી. પણ અંતે તો જીત સરોજની થઈ.

રાકેશ ગભરાતો માની પાસે પહોંચ્યો. મા ખાટલા પર બેસી માળા જપી રહી હતી. તેને ખબર તો હતી તો પણ તેણે પૂછ્યું, 'તો શું નક્કી કર્યું તમે લોકોએ ?'

'વિચારું છું કે એકલો જ ચાલી જઉં. તકલીફ તો થોડી પડશે પણ અહીં તું એકલી પડી જઈશ.' રાકેશની ઇચ્છા હોવા છતાં સીધી વાત ન કરી શક્યો.

ત્યાં તો મા બોલી ઊઠી, 'વહુને પણ સાથે લઈ જા, એકલો કેવી રીતે રહીશ ? ખાવાપીવાનું ધ્યાન કોણ રાખશે ?'

'પણ ગુડ્ડીને લઈને.. ત્યાંની ભાગદોડ...સરોજે પણ કોઈ નોકરી કરવી પડશે, મારા એકલાના પગારથી ગુજારો...'

'ગુડ્ડીને હું સંભાળીશ, બેટા. આ ઘડાયેલા શરીરમા હજુ એટલો જીવ તો બાકી છે કે પૌત્રીને ખવડાવી શકુ. અને ગંગાધરજી તો છે ને, એની વહુ કમલા રોજ આવતી રહે છે. અહીં ગુડ્ડીને રાખી શકીશ. આટલાં નાનાં બાળકોને હવાપાણી બદલાય એ સારું નહીં.' રાકેશની તો મનની ઇચ્છા પૂરી થઈ ગઈ. બન્ને મિયાંબીબી દિલ્હી જવા રવાના થઈ ગયાં.

ત્યારથી આજ આઠ વર્ષ થવા આવ્યાં. ગુડ્ડી અને દાદી હજુ પણ બનારસમાં છે. વચ્ચે વચ્ચે કોઈ વાર રાકેશ બનારસ આવી જતો હતો. એટલે ગુડ્ડી અને દાદીને જવાનું રહેતું નહીં. આ સમયમાં ગુડ્ડીની એક બહેન પણ આવી અને એણે પણ સ્કૂલે જવાનું શરૂ કરી દીધું એક વાર રાકેશ ગુડ્ડી અને માને પોતાની સાથે લઈ ગયો હતો. પણ ત્યાંની ભાગદોડ જિંદગીમાં દાદી અને ગુડ્ડી બંને કંટાળી ગયાં. અંગ્રેજી બોલતી પોતાની નાની બહેન તથા કાપેલા વાળવાળી મમ્મી તેને અજાણી લાગવા માંડી. જ્યારે કોલોનીનાં બાળકો રમવા માટે ભેગાં થયાં ત્યારે એની નાની બહેન પિંકી બોલી, 'શી ઇઝ ગુડ્ડી ફ્રોમ બનારસ.' બસ, બહેન કહેતાં એને શરમ આવતી હતી. પછી બધા રમવામાં મશગૂલ થઈ ગયાં નવી નવી રમતો, નવા નવા લોકો. ગુડ્ડી આ બાજુ દોડે તો બધાં બીજી બાજુ. બધાં એકબીજાંની સાથે અંગ્રેજીમાં વાત કરતાં હતાં. તેણે એક બાજુ પોતાના જેવી એક છોકરી જોઈ. તેલ નાખેલા વાળવાળી, એના જેવું જ ફ્રૉક... અને આત્મીયતાથી હસતી હતી. ગુડ્ડીને તો જાણે ગોળનું ગાડું મળ્યું.

બન્નેએ વાતચીત કરી અને દોસ્તી કરી લીધી. પિંકીની નજર જેવી પડી કે તરત જ દોડતી આવીને ગુડ્ડીને ખેંચીને ઘસેડતી ઘર ભણી લઈ ગઈ. ઘરમાં ધમાલ મચાવી. એક કામવાળી સાથે વાત કરી રહી હતી ! ગુડ્ડીએ તો દાદીના ખોળામાં મોં છુપાવી દીધું.

સરોજને પણ અફસોસ થતો હતો. એની બન્ને છોકરીઓમાં બહુ જ ફરક આવી ગયો હતો. પિંકીને આણે મોટી કરી હતી. પોતાની રીતે દિલ્હી પ્રમાણે. ત્યાં ગુડ્ડી બનારસમાં રહીને આ બધાંમાં પાછળ પડી ગઈ હતી. મજબૂરીમાં ગુડ્ડીને છોડીને આવવું પડ્યું હતું. હવે ઇચ્છા છે કે દિલ્હીની કોઈ સ્કૂલમાં ભણવા મૂકી દેવી. પણ પ્રવેશ પરીક્ષામાં જ નાપાસ થઈ ગઈ. સૌથી વધારે તે નબળી અંગ્રેજીમાં હતી. દાદીના લાડપ્યારમાં રમતા-કૂદતા શીખી હતી. પાસ થવા પૂરતું ભણતી હતી. બાકીનો સમય મોજમસ્તી.

રાકેશની ઇચ્છા હતી કે બનારસનું ઘર, જમીન વગેરે વેચી દઈએ તો દિલ્હીમાં બધાં સાથે રહી શકે. પણ દાદી રાજી ન થઈ. કહેતી હતી કે મરીશ તો બનારસમાં જ. ખૂબ ચર્ચા ચાલી પણ દાદી આ બધું વેચવા રાજી ન થઈ અને ચર્ચાનો કોઈ ઉકેલ નીકળ્યા વગર ગુડ્ડી અને દાદી પાછાં આવી ગયાં. પણ ગુડ્ડી બેચેન બની ગઈ.

પાછાં આવીને ગુડ્ડીએ બે અઠવાડિયાં સુધી દાદી સાથે વાત ન કરી. દાદીના કારણે એ ગામડિયણ અને બુદ્ધુ રહી ગઈ એ વાત એને ખાઈ જતી હતી. નાની બહેન જે ચટરપટર અંગ્રેજી બોલે ને ખૂબ સ્માર્ટ છે. ગુડ્ડી પણ એના જેવી બનવા ઇચ્છતી હતી. મમ્મીએ આવતી વખતે કહ્યું હતું કે હવે મન લગાવીને ભણજે એટલે આવતી સાલ જરૂર પ્રવેશ મળી જાય. ગુડ્ડી આંખોમાં આંસુ સાથે ચોપડીઓ જોતી રહી. લાખ કોશિશ કરતી પણ અંગ્રેજીમાં એ નબળી જ રહેતી. એક શિક્ષક પણ ઘેર ભણાવવા આવતા. પણ એનાથી કોઈ ફરક ન પડ્યો. ફરી વખત પરીક્ષા આપી તો ફરી નાપાસ. એક વર્ષ ભણીભણીને થોડું જ્ઞાન વધાર્યું ત્યાં સ્કૂલવાળાએ પેપર એટલું અઘરું કરી દીધું.

મીના અને બધી સખીઓએ ખૂબ મજાક કરેલી, 'દિલ્હી જઈશ ! હું તો ગામડિયા સાથે નહીં રહું ! હવે બતાવ કેવી રીતે જઈશ.' ત્યારથી એને ગંગામૈયાનો સહારો છે. હવે તો માનતા પૂરી થઈ જાય, બસ આ વખત તો પૂજા કબૂલ થઈ જાય તો... એક વખત મંદિરના બાબાએ એક તાવીજ આપેલ જે તાવીજને તેણે દાદીથી છુપાવીને હાથે બાંધી દીધું હતું. એ બાબાએ કહ્યું હતું કે પૂનમે ગંગામૈયાને દીવો અને ફૂલ ચઢાવવાં, જો દીવો દૂર સુધી જાય અને વચ્ચેની લહેરોમાં જઈને ડૂબી જાય તો સમજવું કે માનતા પૂરી. ગુડ્ડીને આ યુક્તિ આસાન લાગી. પછી ખાસ્સાં પુસ્તકો વાંચીને, દિવસરાત એમાં માથું મારીને અને રમવા-કૂદવાનું છોડવાથી બહેતર-બસ એક દીવો અને ફૂલપ્રસાદ ! એને લાગ્યું, જેટલા મોટા લોકો હોય છે એ બધા આ જ યુક્તિ અપનાવતા હશે. બસ બાળકો જોડે મહેનત કરાવે છે. અને એના માસ્તરસાહેબે તો ખરેખર આ જ યુક્તિ અપનાવી હશે, નહીંતર આ ટકલા, જાડા માસ્તરને ભણવું એ એના તાકાતની વાત થોડી હતી !

ત્યારથી ન જાણે કેટલી પૂનમો આવી અને ગુડ્ડીએ એક પણ પ્રયત્ન ન છોડ્યો. પણ શું કરે. કિનારેથી દીવો પાણીમાં મૂકે ને તરત જ એક મિનિટમાં તો ઊલટો થઈ જતો. એક દિવસ ઉદાસ થઈને પાછી જઈ રહી હતી ત્યાં જઈને જોયું તો પપ્પા આવ્યા હતા. એમને વળગીને રડી પડી, 'હું દિલ્હી આવવાની, દિલ્હી આવવાની.'

મોડી રાત સુધી રાકેશ અને ગુડ્ડીની દાદી વચ્ચે ચર્ચા ચાલતી રહી. ગુડ્ડીએ દરવાજાની તિરાડમાંથી જોયું, દાદી દાદાનો ફોટો છાતીએ લગાવી રડી રહી છે.

બીજે દિવસે કેટલાક લોકો આવ્યા ને આવીને આખું ઘર ફરીફરીને જોયું. કેટલોક હિસાબકિતાબ પણ કરી રહ્યા હતા. દાદી સાડીનો છેડો મોઢામાં ખોસી રડતી રડતી લાકડીના ટેકે ઘાટ પર જઈને બેસી ગઈ.

ગુડ્ડીના પપ્પા જતા જતા કહેતા ગયા : હવે ખૂબ સારી રીતે ભણજે, એક મહિના પછી પરીક્ષા છે, ત્યાર પછી દિલ્હીમાં પ્રવેશ કરાવી દઈશું.

એણે મનોમન વિચાર્યું : કેવી રીતે પ્રવેશ કરાવશે, હું તો નાપાસ થઈશ. ભણવામાં હું ખૂબ નબળી છું, અને મને ભણાવવાવાળા પણ કોણ ? પેલા ખડૂસ માસ્તર અને દાદી હંમેશાં મોટાં ચશ્મા ચઢાવીને બસ ચોપડીઓ વાંચ્યા કરે છે. એ બધાથી શું થવાનું છે ? ભગવાનને અંગ્રેજી થોડું આવડે છે ? અને દાદી તો બસ દર વખત ચોપાઈઓ જ રટ્યા કરે છે, તો પણ એટલી બીમાર રહે છે. એટલી બધી ભક્ત બને છે તો ભગવાન હાડકાનું દર્દ કેમ દૂર નથી કરી દેતા વાંકા વળીને ગોળ થઈ ગયા છે. હંમેશાં ગંગામૈયા ગંગામૈયાની રટણ કર્યા કરે છે. એનું જ પાણી પીએ છે, એનાથી જ નહાય છે તો મારી એક નાનકડી લાગવગેય નથી ચલાવી શકતી ? એને રહેવું હોય તો રહે ગંગાના ખોળે. મારે તો દિલ્હી જવું છે. મારા માટે એ જરાય મદદ નથી કરી શકતી. માની લો કે હું નાની છું. રીતથી પૂજા નથી કરી શકતી પણ દાદી તો જૂની ભક્ત છે, એનાથી પણ દીવો પડી જાય છે

ગુડ્ડીની એક બહેનપણીએ પોતાની બુદ્ધિ દોડાવી કે શી ખબર તારી દાદી જ ઇચ્છતી ન હોય કે તું દિલ્હી જાય, અને એટલે જ બરાબર દીવો નહીં મૂકતી હોય.

ગુડ્ડીને લાગ્યું વાત સાચી છે. જરૂર દાદી જ જાણીબૂઝીને એની પૂજાનો દીવો વાંકોત્રાંસો કરી દેતી હશે જેથી મારી પૂજા અધૂરી રહી જાય. હુ દિલ્હી જઈશ તો એમણે પણ ત્યાં આવવું પડશે. પછી ત્યાં ક્યાંથી મળશે ગંગામૈયા, ત્યાં ક્યાં ન્હાશે-ધોશે ?

કહે છે કે મર્યા પછી બધાં ગંગામાં ભળી જાય છે. જૂઠું, એકદમ જૂઠું. ચુન્નીની દાદીને તો મર્યા પછી અગ્નિદાહ દીધો'તો.

ધીરે ધીરે ગુડ્ડીની ચીડ વધતી જઈ રહી હતી. અને દર વખતની પૂજામાં ખર્ચ પણ થતો હતો. કંઈ નહીં તો ત્રણચાર પતાસાં તો ચઢાવવાં જ પડતાં હતાં. અહીંતહીંથી મળેલી ચાર આની-આઠ આનીની સાથોસાથ પરચૂરણ પણ ક્યારની ખાલી થઈ ગઈ હતી. હવે તો બેત્રણ પતાસાંઓ માટે આ ઘરડાઓ પાસે હાથ ફેલાવવાના. બહુ ખરાબ લાગે છે. એ વિચારતી કે આ વખતે પાસ થઈ જાય પછી એ મામલો હલ કરવો પડશે. કારણ કંજૂસ દાદીની સાથે હવે ગુજારો નહીં થાય. પતાસાંય ગણીગણીને દાદી રાખતી હતી. એક વાર ચાર પતાસાં ઓછાં હતાં તેથી દાદીએ ખૂબ ઝઘડો કરેલો. ખુદ પોતે તો ભગવાનને ચઢાવે છે, ન જાણે કેટલા બધા તો છે, એકએક કરીને બધાને ચઢાવે તો પાંચ-છ તો ખુદ વપરાઈ જાય છે. ફાયદો શો ? રાતના ઉંદર ઉઠાવીને લઈ જાય છે એનાથી તો મારુ છે હું જ ઉઠાવીને લઈ જઉં, પણ નહીં. મારી પૂજા, પૂજા, મારી પૂજા બકવાસ કહે છે કે પૂજા સ્વાર્થ માટે નથી હોતી. પોતે તો ન જાણે કેટલા કલાક ભગવાનની સામે બેઠી રહે છે. ગુસપુસ ગુસપુસ, જાણે શું શું માગતી રહે છે. એક દિવસ સાંભળ્યું'તું, કહી રહી હતી, મને મુક્તિ આપો, મુક્તિ આપો.

ગુસ્સો તો એને દાદીની ગંગા પર પણ આવ્યો. ગંગાના ચમકતા જલબિંદુ ઉપર મોં ચઢાવવા લાગી. આટલું જલદી વહેવાની એને શું પડી હશે. કઈ ગાડી પકડવાની હશે. અરે આરામથી વહે પણ નહીં, મનચલી ગંગા. એટલે તો બધા એમાં કૂડોકચરો ફેંકે છે. કેટલી ગંદકી છે કિનારા પર. દાદી કહે છે, શિવજીએ માથા પર ચડાવી રાખી છે એટલે મનમાની કરે છે અને મને કહે છે – છોકરી છે, ધીરે ધીરે ચાલો.

ગુડ્ડીએ વિચારી લીધું હતું કે આ વખતે જો દાદી ગંગાની વચ્ચે નહીં જાય તો હું ખુદ જઈશ થોડું થોડું તરતા તો આવડે છે, વચ્ચોવચ ગંગામાં દીવો છોડીશ એટલે તો માનતા કબૂલ થઈ જશે

બે દિવસ પછી પૂનમ આવી. ગુડ્ડી સવારથી તૈયાર થઈને બેઠી હતી. એણે ખૂબ સારાં રંગબેરંગી ફૂલો ભેગાં કર્યાં હતાં. દાદી અડવા લાગી તો તેણે

થાળી ઝૂંટવી લીધી : આ વખત તો દાદીને નહીં અડવા દઉં, ક્યાંક કશુંક કરી દેશે તો.

એકલી એકલી ચાલવા લાગી ઘાટ તરફ. પાછું વળીને જોયું તો ઠકઠક કરતી દાદી પાછળ ચાલતી આવી રહી હતી. એ દોડવા લાગી. દાદી એને પાણીમાં ઊતરતા દેખી જશે તો બહુ વઢશે. દાદી પણ પાછળ પાછળ હાંફતી હાંફતી આવી રહી હતી. ગુડ્ડી પાણીમાં ઊતરવાની તૈયારીમાં હતી કે દાદીએ એની પાસેથી પડિયો લઈ લીધો. ગુડ્ડી બૂમો પાડવા લાગી, 'તું ગંદી છે, તારા કારણે હું બુદ્ધુ રહી ગઈ. મને અંગ્રેજી નથી આવડતું, મને પ્રવેશ નથી મળતો. ખુદ તો દેશી છે અને મને પણ દેશી બનાઈ રાખવા માંગે છે. હવે તો પૂજા પણ નથી કરવા દેવી. મને બસ ગંગામૈયા જ પાસ કરાવશે. તું વચ્ચે ના આવ...''

દાદી લાકડી કિનારા પર મૂકીને ગંગામાં ચાલવા લાગી. હાથમાં પૂજાનો દીવો અને પડિયામાં ફૂલ-ઈલાયચીનો પ્રસાદ. ચાલતાં ચાલતાં દાદી ઊંડા પાણીમાં પહોંચી ગઈ અને પડિયો છોડી દીધો. પડિયો ધીરે ધીરે હિલ્લોળા ખાતાં ખાતાં ગંગાની તેજ લહેરોમાં સમાઈ ગયો અને સાથે સાથે દાદી પણ.



## સ્મિતની બારી

સ્મિતની બારી ઉઘાડી કોઈએ,
આંસુના જર્જર મકાને રોઈએ.

દર્દની ચોમેર યાદો ભીડમાં,
જાતને એકાન્ત વચ્ચે ખોઈએ.

શબ્દકેડી પર ગઝલના છે ચિલ્લા,
કલ્પનાનું ગાડું હાંકી જોઈએ.

પોપચાંના વૃક્ષ નીચે થાકીને
ખ્વાબની ચાદર જ ઓઢી સોઈએ.

છે નગરમાં કાચ જેવી જિન્દગી,
તોય પથ્થરથી ઝઘડતા હોઈએ.

કલ્પનાની સોઈથી આકાશમાં,
મેઘલી રાતે સિતારા પ્રોઈએ.

કોઈ ઝમઝમ, કોઈ ગંગાઘાટ પર,
મેલું મન 'બેન્યાઝ' દિલથી ધોઈએ.

**બેન્યાઝ ધ્રોલવી**

## મધુર-ગીત

કોઈ ગાઈ રહ્યું ? કોણ ગાઈ રહ્યું ?
કેવું મીઠું મધુરું ગીત ! કહો કોણ ગાઈ રહ્યું ?

એના તાલે તાલે તન નાચી રહ્યું,
એની મર્મરથી મન રાચી રહ્યું,
દુ:ખી હૈયાને સોનેરી સપનું જડ્યું.
એવું મીઠું મધુરું ગીત ! કહો કોણ ગાઈ રહ્યું ?

એના ગીતના સૂર મીઠા મધુરા,
મને દૂર દૂર ક્યાંય ખેંચી ગયા,
ભૂલ્યા હૈયાને ધ્રુવ-નિશાન મળ્યું.
એવું મીઠું મધુરું ગીત ! કહો કોણ ગાઈ રહ્યું ?

ત્યાં તો દેવ દયાઘન નાથ દીઠા,
એનાં દર્શનથી ભવથાક ટળ્યા;
મારું હૈયું આનંદમાં રાચી રહ્યું.
એવું મીઠું મધુરું ગીત ! કહો કોણ ગાઈ રહ્યું ?

**રતિલાલ ગો. પંચાલ કવિ 'મધુર'**



# પોતાનું પ્રિય સ્થળ

કલ્પના જિતેન્દ્ર

આરામખુરશીમાં બેસી ક્યારનીય ખિસકોલીના બચ્ચાને રમતું જોઈ રહી છું. હંમેશાં વરંડાના પિલર પર ચડઊતર કરતું હોય છે. પિલર પર જ ! બીજે ક્યાંય નહિ. આ લક્કડખોદ લાંબી ચાંચથી ઘેઘૂર આસોપાલવના થડને કોર્યા કરે છે. આટલાં વૃક્ષોમાંથી માત્ર આસોપાલવ જ એને ગમે છે. વહેલી સવારે આંખ ખૂલે કે પ્રથમ નજર બારી બહાર જાય, પાડોશીની અગાશીમાં ટી.વી એન્ટેના પર હંમેશાં ચાર-પાંચ પોપટ બેઠેલાં હોય છે. ભાવનગરના ફ્લૅટમાં વહેલી સવારે બાજુના બંગલાના આંગણામાં મોર ને ઢેલને દાણા ચણતાં કે આઉટહાઉસનાં ઢળકતાં નળિયાવાળાં છાપરા પર રમતાં જોઉં છું. ક્યારેક સુભગ પળે પ્રિયાને રીઝવવા કળા કરતા મોરને નિહાળવાનો અવસર સાંપડે છે. બેડરૂમની બારી નજીકનાં ગુલમહોરમાં દેવચકલી એક જ ડાળે, એક જ જગ્યાએ બેસે છે એને જોવા માટે હું પણ એક નિશ્ચિત જગ્યાએ જ બેસું છું.

પક્ષી, પ્રાણી કે માનવ દરેકને પોતાનું એક નિશ્ચિત, કોઈ વિશિષ્ટ લગાવવાળું કે અતિ પ્રિય સ્થળ હોય છે. ઘરમાં કે બહાર ગમે ત્યાં એક ચોક્કસ સ્થાન હોય છે. ત્યા જ ફાવે, બીજે ક્યાંય નહિ.

ઘરમાં પણ માનીતી જગ્યા હોય, ટેબલ-ખુરશી, ડબલ બેડ, હિંડોળો, બારીનો ખૂણો. ટેબલ પર જમવા બેસીએ તોય નિશ્ચિત ખુરશી ! ડબલ બેડ પર પણ એક જગ્યાએ જ સૂવાનું, નહિતર નિદ્રાદેવી રીસામણે !

અંગત રીતે મને હિંડોળો અતિ પ્રિય ! કોઈ કાર્યક્રમનું આયોજન, લાયોનેસ ક્લબ કે મહિલા મંડળમાં ચર્ચવાના મુદ્દાઓ, દીકરીનો અભ્યાસ કે કૌટુંબિક પ્રશ્નો, પ્રવાસનું આયોજન કે કાંઈક નવું વાંચ્યું હોય એ વાગોળવાનું, લખવા માટેનાં નવાં કલ્પનો - બધું જ હીંચકતી હોઉં ત્યારે મનમાં ઘૂંટાતું હોય ! હીંચકાની મંદ ગતિ ને આછા કિચૂડાટ સાથે ઊડિ ઊડિ રમતી સંગીતની સુરાવલિ તાલ મેળવતી હોય !... હીંચકામાં પણ એક જ ખૂણે બેસવાનું ! તો જ ફાવે.

આપણામાંના લગભગ દરેકની આ સ્થિતિ હોય છે બેસવાની, સૂવાની, હરવા-ફરવાની એક નિશ્ચિત જગ્યા.

ઘરનુ ફર્નિચર, રસોડાની ચીજવસ્તુ, સાઇકલ, સ્કૂટર, ગાડી, પગલૂછણિયું, બૂટચંપલ, દરેકનું એક ચોક્કસ સ્થાન હોય છે એ વસ્તુ ત્યાં જ શોભે !

આ સ્થૂળ વસ્તુની ગોઠવણી તો આપણે કરીએ છીએ પ્રકૃતિ પણ નિશ્ચિત સમય અને સ્થાનની ચાહક છે. સૂર્યનો ઉદય અને અસ્ત એક ચોક્કસ દિશાએ ને ચોક્કસ સ્થળે ! પ્રેમીઓનો માનીતો ચંદ્ર, આમ ઓઢણીમાં હીરાજડિત તારલિયા, આકાશગંગા, વરસાદી મોસમમા જવલ્લે જ જોવા મળતું અવકાશી મેઘધનુષ. તેમાં પણ સપ્તરગ અને તે પણ નિશ્ચિત ક્રમમાં જ ! ભલે એકબીજામાં ઓતપ્રોત થઈ જાય, પણ ગોઠવાય તો નિશ્ચિત સ્થાને જ ! આ ચળકતો ધ્રુવ, લાલ ઓઠાવાળો મંગળ, આ જટાધારી સપ્તર્ષિ વરસોથી એક જ જગ્યાએ પલાંઠી લગાવીને બેઠાં છે ! તો ગ્રહ-ઉપગ્રહની નિશ્ચિત ભ્રમણકથા ! ઓહો ! સમગ્ર પ્રકૃતિનું સાયુજ્ય સંચલન એક નિશ્ચિત સમયે ને નિશ્ચિત સ્થાને જ !

આ શિશિર, હેમંત વર્ષાનું ઋતુચક્ર ! કોયલ આંબાડાળે ને ગ્રીષ્મમાં જ ટહુકે ! વર્ષાના આગમને મોરલાનું ગહેકવું ! કુંપળનું બીજમાંથી અંકુરિત થઈ વૃક્ષમાં પરિવર્તવું ! વૃક્ષવેલીનું પાનખરમાં નિ વસ્ત્ર થવુ ને વસંતમાં નવપલ્લવિત થવું ! સમગ્ર વૃક્ષસૃષ્ટિનું અંકુરિત થવું ને કરમાવું નિશ્ચિત સમયે જ ! અરે ! નિશ્ચિત સ્થાને જ. આકર્ષક લીલાં પાંદડાંવાળા ચાના છોડને સિમલા, કુલુમનાલી કે દાર્જીલિંગ જેવું હવામાન ને પહાડી ઢોળાવવાળી જગ્યાએ જ ફાલવું ગમે ! કાજુ ને ગોવા કે ખજૂરને અરબસ્તાન અતિપ્રિય ભલે, દેશ-પરદેશમાં પરિભ્રમણ કરે, પણ વતન તો પોતાનું જ !

સ્થૂળ તત્ત્વ; પ્રાણી જ પ્રકૃતિથી પણ વિશિષ્ટ એવા માનવહૃદયની વાત કરીએ તો,

બાળકને માતાપિતાના હૃદયમાં, સ્ત્રીને

સાસરિયામાં, કુટુંબમાં, પ્રિયતમ-પ્રિયતમા, પતિપત્ની, ભાઈબહેન, ભાઈભાઈ, મિત્રમિત્ર, ગુરુશિષ્ય દરેકને એકબીજાના હૃદયમાં એક ચોક્કસ ખૂણાની અપેક્ષા હોય છે. આમાં ક્યાંય આઘુંપાછું કે વધતુંઓછું ન ચાલે ! ક્યારેક આવું બને છે, ત્યારે એમાંથી ખટરાગ કે મોટા પ્રશ્નો ઊભા થાય છે. અરે ! મહાયુદ્ધ રચાઈ જાય કે દેશનો આખો નકશો બદલાઈ જાય !

પ્રિયજનના હૃદયહીંડોળે ઝૂલવાનું સદ્‌ભાગ્ય કોઈકને જ સાંપડે ! આ સદ્‌ભાગ્ય દરેકના નસીબમાં નથી હોતું ! રાધા શ્રીકૃષ્ણની અર્ધાંગિની નહોતી. માત્ર સખી, પ્રિયતમા જ હતી ને છતાંય શ્રીકૃષ્ણની સંગાથે શોભવાનું કે પૂજાવાનું સદ્‌ભાગ્ય એને જ સાંપડ્યું !

રુક્મિણી રાજાનાં માત્ર પટરાણી જ બની રહ્યાં ! રાજસિંહાસન પર જોડાજોડ બિરાજ્યાં, પણ શ્રીકૃષ્ણના હૃદયસિંહાસને તો બિરાજી વૃંદાવનની ગોવાલણો !

હનુમાન ભક્તિના બળે શ્રીરામના હૃદયમાં બિરાજ્યા, ધ્રુવને પિતાના ખોળામાં સ્થાન ન મળ્યું તો આકરી તપશ્ચર્યા કરી અવકાશમાં તો અવિચલ સ્થાન મેળવ્યું જ !

ક્યારેક આ સ્થાન નહિ મળવાને કારણે વિપરીતતા પણ જન્મે છે. રાવણ સીતા પર આકૃષ્ટ હતો. ગળે લગાવવા, આલિંગવા ઇચ્છતો હશે જે સીતાને સ્વીકાર્ય નહોતું ! પરિણામે રામરાવણયુદ્ધ ખેલાયું ! શૂર્પણખા રામની રાણી બનવા આતુર હતી, એ તો ન બન્યું ! ઊલટાનું નાક કપાવ્યું ! રૂપસમ્રાજ્ઞી ક્લિયોપેટ્રાને પોતાના હૃદયમાં સ્થાન આપવા ભયંકર યુદ્ધ ખેલાયું તો નેપાળના પાટવીકુંવર દીપેન્દ્રની પ્રિયતમા દેવયાની, રાણી ઐશ્વર્યાના હૃદયમાં પોતાનું સ્થાન ન મેળવી શકી ! ને રચાયો ભયાનક હત્યાકાંડ !

મહાત્મા ગાંધીજીના હૃદયમાં એક ચોક્કસ જગ્યા મેળવવામાં વલ્લભભાઈ પટેલ પંડિત જવાહરલાલ નહેરુ કરતાં જરાક જ ઊણા ઊતર્યા....અને ?....

મારી કલમને હું પણ અટકાવું નિશ્ચિત સ્થાને જ !



## દિવ્ય વૃષ્ટિ

ભીની ભીની ભરચક ભરી, ભીતરી ભાવનાથી,
ધીમી ધીમી ધડકન મહીં, પ્રેમબંસી સુણેલી.
ગાતાં ગાતાં ગુણ જ ગરવાં, ગીત ગોવિંદ-ગોપી,
મીઠી મીઠી મૃદુ મન મહીં, મોહિની તો મહેકી.

છૂટી છૂટી છલક છલના, છેહ લૌકિક દેતી,
જાગી જાગી જબર હૃદયે, ઝંખના જ્યોત કેરી.
પામી પામી પરમ પ્રભુનો, પ્રેમ આ પુષ્ટિ-પંથી,
સાચી સાચી સહજ સમજે, સૌમ્ય સૌભાગ્યશાળી.

ગુંજી ગુંજી ગુણિયલ ગીતો, ગૌરવી પંથ-પુષ્ટિ,
શબ્દે શબ્દે સરગમ સુણી, રમ્ય સાચી સૃજેલી.
જૂનાં જૂનાં જડ જગતના, મેલથી રિક્ત હૈયું,
બિંદુ બિંદુ ચરમ રસતાં, ઝીલતાં આ ભરાયું.

ભાગી ભાગી ભ્રમનિરસને, ભીતરી ભોગદષ્ટિ,
ઝીણી ઝીણી ઝલક ઝરપી, ચિત્તમાં દિવ્ય વૃષ્ટિ.

**જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'**

દુષ્યન્ત પંડ્યા

### રસધારનું પુનર્વાચન કરતાં

સિત્તેર-પોણોસો વર્ષો પહેલાં ઉમાશંકરનું 'વિશ્વશાંતિ'યે બહાર પડ્યું તેની પહેલાંના યુગમાં કલકત્તાની એલ્યુમિનિયમની મોટી ફૅક્ટરીમાંની સારા હોદ્દાની અને સારા પગારની નોકરી છોડી, રાણપુરથી પ્રગટ થતા અમૃતલાલ શેઠના લડાયક સાપ્તાહિક 'સૌરાષ્ટ્ર'માં શ્રી મેઘાણી જોડાય છે અને જાણે કે નવી જાતની 'લડાઈ' આરંભે છે. દર અઠવાડિયે એ 'ચડાઈ' કરવા નીકળી પડે છે, ક્યાંક ને ક્યાંક 'ખાબકે' છે અને, જાણીતા-અજાણ્યા, ભણેલા-અભણ, સંસ્કૃત-પ્રાકૃત અનેક સ્ત્રી-પુરુષો પાસેથી જે કથાવાર્તા-દુહાગીતો સાંભળે છે તે સઘળું ટપકાવી, તેને મારી-મઠારી ગુજરાતી સાહિત્યમાં નવીન પ્રકારના રસની ધારા વહેતી મૂકે છે. ગુજરાતના સાહિત્યરસિકો થોડા ડઘાઈ જાય છે, એ કથાવાર્તાઓમાંના સાહિત્યતત્ત્વથી પ્રભાવિત થાય છે અને, જે ગામડિયાંઓની ઉપેક્ષા કરી હતી, જેમને 'અસંસ્કારી' ગણ્યાં હતાં તેમનામાં વીરતા, પ્રેમ, શૌર્ય, ત્યાગ, ન્યોછાવરી ઇત્યાદિ ગુણોનાં દર્શન થતાં લોકોનો અભિગમ આખો પલટાઈ જાય છે. પરિણામે મેઘાણી ઉપાડ્યા ઊપડતા ન હતા.

'સૌરાષ્ટ્રની રસધાર'ના ભાગો આજે એમના મૂળ સ્વરૂપમાં જોવા દુર્લભ બની ગયા છે. પણ હમણાં અચાનક બે પુસ્તકો હાથમાં આવ્યાં (૧) ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના અમૃતપર્વ નિમિત્તે એ પ્રસિદ્ધ પ્રકાશનસંસ્થાએ જે પુસ્તકોની ભેટ ગુજરાતને ધરી તેમાંનું એક 'રસધારની વાર્તાઓ'. (૨) સ્વ મેઘાણીની જન્મશતાબ્દી પ્રસંગે એમના જ પુત્ર શ્રી મહેન્દ્ર મેઘાણીએ ચયન કરીને સંપાદિત કરેલું 'ઘોળી ઘોળી પ્યાલા બરિયા' તે બીજું.

આ બે પુસ્તકો વાંચતાં સૌપ્રથમ તો સ્વ. મેઘાણીનાં પુસ્તકોનો ફાલ ગઈ સદીના પૂર્વાર્ધમાં એક પછી એક ઊતરતો ગયો તે દિવસોની યાદ તાજી થઈ. રસધારના તથા બહારવટિયાના ભાગોમાં, લોકકથાઓમાં તથા વિવિધ પ્રકારનાં લોકગીતોમાં એક નવી સૃષ્ટિ રજૂ થતી હતી અને તે પણ પાછી નવીન શૈલીમાં એટલે, વાચકોના વિશાળ વર્ગને તેનું જબરું ઘેલુ લાગ્યું હતું. વળી, સૌરાષ્ટ્ર પૂરતી જ વાત કરું તો, કોઈ ને કોઈ બહારવટિયાની કથા, બીજી કોઈ વાર્તા અને કેટલાંય ગીતો-ભજનો લોકજીભેથી તદ્દન અદશ્ય થયાં ન હતાં એક સાદો જ દાખલો આપું તો, લગ્નનાં ગીતો વર અને કન્યાપક્ષોની સ્ત્રીઓ જ ગાતી અને માંડવાઓ ગુંજી રહેતા. ભાડૂતી લગ્નગીતગાયકો ત્યારે જન્મ્યાં પણ ન હતાં.

વળી ત્યારે આયરોના અને ચારણોના, કાઠીઓના અને મેરોના, બ્રાહ્મણોના અને વાણિયાઓના, કણબીઓના અને ગરાસિયાઓના વેશ જુદા, ભાતીગળ હતા. માણસનું નામ તેની ઓળખ આપી દેતું. લક્ષ્મીશંકર નામ બ્રાહ્મણનું, લખમીચંદ વાણિયાનું અને લખમીદાસ ભાટિયાલુહાણાનું. મેરુભા કે મેઘાણંદ ગઢવી લોકસાહિત્યની લહાણ કરતા ત્યારે, સભાજનોમા બેઠેલા આજના પુરુષવર્ગની જેમ અને આજના ઘણા ગઢવીઓની જેમ પાટલૂન-બુશકોટ ન પહેરતા. ૧૯૯૬માં જામનગરમાં સાહિત્ય પરિષદ મળી હતી ત્યારે, સોળ જુવાનો અચકન-ચુડીદાર પહેરી માથે જામનગરી સાફો ધારણ કરી, પ્રવેશદ્વારે પ્રમુખનું સ્વાગત કરે એ વિચાર હતો. ૭ છોકરા પણ મુશ્કેલીએ મેળવી શકાયા હતા. આને ભેદને સ્થાને એકતાની સ્થાપના ગણો, આર્થિક-સામાજિક પરિવર્તન ગણો, જે ગણવું હોય તે ગણો. પાંચ-પંદર વરસો પછી, અંતરિયાળ ગામડાંઓમાંથી પણ કાઠી-રબારી-આયર-મેર-ચારણના ભિન્ન ભિન્ન વેશ પણ નેસ્તનાબૂદ થઈ જાય ટેલિવિઝનિયા વેશ જ બધે જોવા મળે તો નવાઈ ન પામવી.

૨

'સૌરાષ્ટ્રની રસધાર'ના વિવિધ ભાગોમાંથી ત્રેવીસ કૃતિઓને ગૂર્જર અમૃતપર્વ નિમિત્તના પ્રકાશન 'રસધારની વાર્તાઓ'માં સ્થાન અપાયું છે અને 'ઘોળી ઘોળી પ્યાલા ભરિયા'માં ગીતો ઉપરાંતની વાર્તાઓ જેવી પંચાવનેક કૃતિઓ સ્થાન પામેલ છે. તેર કૃતિઓ બંને ગ્રંથોમાં સ્થાન પામે છે તે એ કૃતિઓની લોકપ્રિયતા દર્શાવી આપે છે.

આ 'લોકપ્રિયતા'ની પાછળ બે કારણો જોવા મળે છે. એ કૃતિમાંની કથાનું વસ્તુ અને મેઘાણીની કલમે થયેલી એની માવજત.

'રસધારની વાર્તાઓ'માંનો સ્વ. મેઘાણીનો 'પ્રવેશક' વાંચતાં આપણાં મનોનયન સમક્ષ અંજાઈ ગયેલા મેઘાણીની મૂર્તિ ખડી થાય છે. ઊંચી કાઠીમાં, થોડાં ઊજળાં કે થોડાં શામળાં પણ આકર્ષક મુખાકૃતિવાળાં અને છતભરી દેહયષ્ટિવાળાં, ખૂલતો ચોરણો, ઉપરથી કસકસતાં અને નીચેથી ઘેરદાર કેડિયાંવાળાં, ઘેરદાર ઘાઘરો, તસતસતી ચોળી અને ચુંદડીવાળાં, દેહની નજાકતને અને દેહના પૌરુષને કે માર્દવને ઉઠાવ આપતાં વસ્ત્રો ધારણ કરતાં એ સ્ત્રીપુરુપોના બાહ્ય દેખાવથી અંજાઈ ન જવાય તો જ નવાઈ. ઈસુની ૧લી સદીના ઉત્તરાર્ધના આરંભ આસપાસ આવેલા એક ગ્રીકના ખુદાએ 'પેરિપ્લસ ઑવ ધી ઇરિગ્રિયન સી' નામક ટૂંકી નોંધ લખી છે તેમાં સૌરાષ્ટ્રના લોકને 'ઊંચી કાઠીનું અને ભીના વાનનું' કહ્યું છે તે સાચું જ છે. સૌરાષ્ટ્રના આ પોશાકનું મહત્ત્વ જરાય લુપ્ત થયું નથી તે, આખા ગુજરાતભરમાં અને મુંબઈમાં નવરાત્રિના રાસગરબાના મંડપોમાં જોવા મળે છે. આ પોશાકથી-એના વૈવિધ્યથી-મેઘાણી જેવો સર્જક જીવ અંજાય એમાં નવાઈ નથી.

'રસધારની વાર્તાઓ'ના સ્વયં મેઘાણી લિખિત 'પ્રવેશક'માંની 'ભાતીગળ ફાલ' શીર્ષકવાળી પહેલી કંડિકામાં મેઘાણી જણાવે છે :

''આજે 'કાંટિયા વરણ' કહીને જેની આપણે અવગણના કરી છે, તે બધી જાતિઓના ચહેરા નીરખીને જુઓ : એનાં પહેરવેશ, રીતરિવાજ, દાઢી-મૂછના વળાંક, આંખોની અણીઓ અને ભમ્મરના ભાલા નિહાળો; એની રમણીઓના અંગલાવણ્ય, અવાજની મીઠાશ, ગાવાની હલક, ઓરડાની કલા-કારીગરી, સીવણ-ગૂંથણના શણગાર, એ બધું તપાસો; એ બધાંમાં અનેકવિધ સંસ્કારોની ભાત પડી છે...''

આ પછીની બીજી કંડિયા, 'સુવાસ અને સુરંગો'માં મેઘાણી લખે છે :

''અને એવી મિલાવટમાંથી જન્મેલી સુવાસ સોરઠી સાહિત્યરૂપે, શૌર્યકથાઓને અને પ્રેમકથાઓને રૂપે, સુખદુઃખના રાસડાઓ, વાજિંત્રો, કલાકારીગરીઓ અને ગાટગોરપટીને રૂપે મંદ મંદ મહેકી રહી હતી. સોરઠી જીવનને એણે સુવાસિત બનાવ્યું હતું. આજે એ સુવાસ બંધ પડી છે. એ રંગોની ઉપર રજ ચડી છે...''

આ લાગણીભર્યા પ્રવેશકના અંત તરફ જતાં મેઘાણી નોંધે છે : ''લજ્જાની કેટલીક જૂની લાગણીઓમાં આપણને અતિરેક જણાયો છે.''

૩

મેઘાણીને પોતાને દેખાયેલા આ 'અતિરેક'ની વાત કરીએ તે પહેલાં એ 'રસધાર'માં પ્રતિબિંબિત સંસ્કૃતિ વિશે કેટલાક પ્રશ્નો ઊઠે છે.

કોઈ ચીની પ્રવાસીએ વલ્લભીની વિદ્યાપીઠ વિશે આપણને માહિતી આપી છે – આપણા કોઈ ઇતિહાસકારે એ વિશે એક અક્ષર પણ પાડ્યો નથી એ વિદ્યાપીઠના પતન પછી વિદ્યાની ઉપાસનાનું એક પણ વિદ્યાધામ સૌરાષ્ટ્રની ધરણી પર કાર્યરત રહ્યું ન હતું. છોટી કાશી કહેવાતા જામનગરમાં પણ વેદાદિ સંસ્કૃત ગ્રંથોનું માત્ર પઠન જ થતું હતું અને એ ગ્રંથોના અર્થની મથામણમાં કોઈ પડતું ન હતું તેમ, ઈ.સ. ૧૮૯૨-૯૩માં આવેલા અને પૂરું એક વર્ષ જામનગરમાં રહી ગયેલા, સ્વામી વિવેકાનંદના ગુરુભાઈ સ્વામી અખંડાનંદે નોંધ્યું છે. એનાથી અગાઉના સમયમાં જઈએ તો, સોમનાથની પૂજા કરતા બ્રાહ્મણોની સંખ્યા મોટી હશે; એ બ્રાહ્મણોમાંથી કેટલા પાણિનીના જાણકાર હશે કે વેદમંત્રોના અર્થ કરી શકતા હશે તે કોઈ જાણતું નથી.

તળાજાની અને ઢાંકની બૌદ્ધ ગુફાઓ, થોડીઘણી પણ જળવાઈ રહેવા પામી તેને અકસ્માત જ કહેવો

પડે. કારણ, જૂનાગઢના ઉપરકોટમાંની બૌદ્ધ ગુફાઓને આપણે ખાપરાકોડિયાની ગુફાઓમાં પરિવર્તિત કરી અને, બરડા ડુંગરમાંના બૌદ્ધ ચૈત્યને 'પોલો પાણો' કહેતા થઈ ગયા. એવી જ એક અન્ય ગુફા એભલ-મંડપને નામે ઓળખાય છે. ગિરનારની તળેટીએ આવેલા અશોક અને રુદ્રદામનના શિલાલેખો જળવાઈ રહ્યા તેને અકસ્માત જ ગણવો જોઈએ. વળી એ શિલાલેખોની વાચના ઓગણીસમી સદીમાં કોઈ સોરઠી વિદ્વાને નહીં પણ વિદેશી વિદ્વાન જેમ્સ પ્રિન્સેપે કરી હતી.

'રસધાર'માં જે નાનામોટા રાજાઓના દર્શન આપણને થાય છે તે સૌની પ્રવૃત્તિમાં 'કસુંબો પીવા'ની જ પ્રવૃત્તિ જોવા મળે છે. ભાવનગર, જામનગર, જૂનાગઢ જેવાં મોટાં રાજ્યોમાં પણ નિશાળો બાંધવાની, હોસ્પિટલો ઊભી કરવાની, નળ જેવી સગવડ આપવાની લોકોપયોગી પ્રવૃત્તિઓનો ઉદય એ તે રાજ્યો અંગ્રેજી સામ્રાજ્યની એડી નીચે પૂરાં આવ્યાં તે પછી જ થયો હતો. પ્રજાને ન્યાય મળે તે માટે ન્યાયસંહિતાનું ક્યાંય અસ્તિત્વ ન ન હતું. 'રાજાની મરજી તે જ કાયદો' સર્વત્ર હતું. કચ્છ-સૌરાષ્ટ્રનો આટલો મોટો સાગરકાંઠો હતો પણ, દરિયાપાર જનારા કેટલા હતા ? સમુદ્રગમન પર પ્રતિબંધ મૂકી, અટકે અટકી જઈ, આપણા પૂર્વજોએ પતનનો માર્ગ પસંદ કર્યો હતો. સમુદ્રગમન કરનાર વાઘેરો લગભગ અસ્પૃશ્ય ગણાતા.

આ સંકુચિત મનોવૃત્તિનું દર્શન મુસલમાન કન્યાને બચાવવા માટે મરી ફીટનારાઓની જ કથામાં – 'એક અબળાને કારણે'માં–નિરૂપિત થયું છે. હાલોજી પરમારને અમદાવાદના સુલતાન મહમ્મદ બેગડાની પાસે બાનમાં જવું પડે છે. ત્યાં એની પર જરાય જુલમ કરવામાં આવતો નથી અને એ પોતાનો ધર્મ બરાબર જાળવી શકે છે. આમ ચુસ્તપણે ધર્મપાલન કર્યા પછી થોડે દહાડે પોતાને ગામ મૂળી પાછો જાય છે તો એનાં ભાઈભાભી એને પાણિયારે હાથ લગાડવા નથી દેતાં કારણ, 'તમે મુસલમાન ભેળા રહી આવ્યા છો. હવે તમે ચોખ્ખા ન ગણાઓ.' હાલોજી પાછો અમદાવાદ જઈ મુસલમાન બને છે.

હિંદુ સંસ્કૃતિની સંકુચિતતાનું આ લક્ષણ મહમ્મદ ગઝનીના એક કર્મચારી અલબેરુનીએ પણ નોંધ્યું છે. ઇસ્લામનો અનુયાયી હોઈ એ મૂર્તિપૂજાનો વિરોધી હતો પણ મૂર્તિભંજક ન હતો. એણે સંસ્કૃતનો ઊંડો અભ્યાસ કર્યો હતો અને સંસ્કૃત ઉપર એટલું પ્રભુત્વ એણે મેળવ્યું હતું કે, આર્યભટ્ટ જેવા જ્યોતિર્વિદોનાં લખાણોનો એણે અરબીમાં અનુવાદ કર્યો હતો. ગીતાના કેટલાક શ્લોકોનો પણ એણે અરબીમાં અનુવાદ કર્યો હતો. મુસલમાનોને હાથે પકડાયેલો કોઈ પણ હિંદુ પાછો જઈ પોતાના કુટુંબ સાથે કે પોતાના સમાજમાં રહી શકતો જ નથી એમ એણે નોંધ્યું છે. આ માન્યતામાં રાચતી સંસ્કૃતિને આંધળા પાડા સંસ્કૃતિ કહેવી કે મહાન કહેવી તે વિચારણીય છે.

૧૯૪૭માં દેશ આઝાદ થયો ત્યારે સૌરાષ્ટ્રમાં ૨૦૨ રજવાડાંઓ હતાં. જૂનાગઢ, ભાવનગર અને જામનગર એ ત્રણને બાદ કરીએ તો બીજાં નાનાં હતા અને કેટલાંક તો અતિશય નાનાં હતાં. એક જૂની 'જોક' કહેવાતી કે, આપણે બે પગ પહોળા કરીને ઊભા રહીએ તો એક પગ એક રાજ્યની સીમમા હોય, બીજો બીજાની સીમમાં અને બે પગ વચ્ચેની જગ્યા કોઈ ત્રીજા રાજ્યની હદ હોય. રાજાઓના કામકાજમાં કાવાકસુંબા જ હોય અને કોઈ બારોટ આવી એ રાજાને પૃથ્વીપતિ કહીને બિરદાવે એટલે રાજાના કેડિયાની કે અંગરખાની કસ તૂટવા માંડે. આ આલા ખાચરોને અમદાવાદમાં કે વડોદરે શું રંધાઈ રહ્યું છે એનું પણ ભાન ન હતું તો, મુંબઈ-કલકત્તાની અંગ્રેજ હકૂમતનાં કાર્યોનું અને વિદેશોમા બનતી ઘટનાઓનું શું ભાન હોય ? શહેનશાહ અકબર અને ઇંગ્લેન્ડની રાણી એલિઝાબેથ પહેલી બંને સમકાલીન હતાં. અકબર પછીની અર્ધીપોણી સદી સુધી દેશની આબાદી એ સમયના ઇંગ્લેન્ડની આબાદી કરતાં ક્યાંય ચડિયાતી હતી. ૧૭૦૭માં થયેલા ઔરંગઝેબના મૃત્યુ પછીનાં સો વરસોમાં દેશ અંગ્રેજોનો ગુલામ બની ગયો. આવાં કારણોની તપાસ મુરલીમનોહરિયા દષ્ટિથી નહીં પણ તટસ્થતાથી કરવાની જરૂર છે. એ અકબરનો એક

સેનાપતિ ગુજરાતના છેલ્લા સુલતાનને રક્ષણ આપવા માટે જામનગર ઉપર ચડી આવ્યો હતો ત્યારે, ધ્રોળ પાસેની ભૂચરમોરીની લડાઈના પહેલા દિવસને અંતે જામનગરની સેનાના વિજયમાંથી, કાઠી લોમા ખુમાણના અને જૂનાગઢની નવાબી સેનાના પક્ષપલટાથી બીજે દિવસે જામનગરની હારમાં ફેરવાઈ ગઈ. આ પક્ષપલટાના વારસાને આપણા રાજકારણીઓએ કેવો તો જાળવી રાખ્યો છે ! અને, ધ્રોળના બસ ડેપોની પશ્ચિમે, નદીકાંઠે થઈને જતી જામનગરના રસ્તાને મળતી સડકે એક પાળિયો છે. ભૂચરમોરીના યુદ્ધમાં જ શહીદ થનાર એ વીર કોણ હતો તેની કશી જ ખબર કોઈને નથી. આપણી ઇતિહાસદૃષ્ટિ આવી છે.

હાલોજીના ધર્મપરિવર્તનની કથા, એક દૃષ્ટિએ જોઈએ તો, એની ભાભીની ધર્મ વિશેની ગેરસમજમાંથી નીપજતી સંકુચિતતાની કરુણ કથની છે તેમ, 'ભીમા ગરણિયા'ની વાર્તા ભીમાની અપ્રતિમ શૂરવીરતાની પણ છે, સાતપડા ગામના લોકોની કાયરતા, પાલીતાણાના રાજાની હૂરબડાઈ અને ભાવનગરના મહારાજાની બેદરકારીની કથા પણ નિરૂપે છે. પાલીતાણાના પ્રતાપસંગજી પાસે જઈ, પોતાની વાતની રજૂઆત કરવાની હિંમત પણ સાતપડાના પ્રજાજનોમાં નથી. ગામને પાદરેથી પસાર થતો આયર ભીમો, વહેવારુ શાણપણનો જાણે કે પૂરો અભાવ દાખવી પ્રતાપસંગજી પાસે જાય છે અને 'વિકરાળ મુખાકૃતિ'વાળા એ પ્રતાપસંગજીને સમજાવવાના પ્રયાસમાં નિષ્ફળ જતાં પ્રતાપસંગજીને અને એના બધા સાથીઓને, માત્ર તલવાર ખેંચીને જ, પાલીતાણા રવાના કરી દે છે. પાલીતાણાના એ પ્રતાપસંગજીનો પ્રતાપ કેટલો પોકળ હતો તે દેખાઈ આવે છે.

પણ વાત ત્યાં જ નથી પૂરી થતી. આ ઘટના પછી ત્રણચાર દિવસે એ પ્રતાપસંગનો સાળો શામળો ભા એમને મળવાને આવે છે. ત્રણ 'પલોખાં મેલીને' બાંધેલી ફગથી પોતાની મોટપનો પ્રભાવ એ પાડતા. પ્રતાપસંગ પાછા પડ્યા હતા ત્યાં પોતાનું પાણી બતાવવાને એ સાતપડે જાય છે ને તે પણ પાછા દોઢસો અસવારોની સેના સાથે. પ્રતાપસંગની સાથે જે 'બહાદુરી' બતાવી હતી એ જ 'બહાદુરી' સાતપડાના વીર પ્રજાજનો બતાવે છે ત્યારે, ગામતરે ગયેલો ભીમો અચાનક પાછો આવી પડે છે અને, ઘરવાળી પાસેથી સાંગ માગી એ સીધો, બારોબાર શામળો ભા પાછળ જાય છે અને, એની વાણીએ ચડાવેલા થોડા પાણીએ, બીજા ગામલોકો પણ જાય છે.

ભીમાને અને ગામલોકોને આવતા જોઈને જ એ શામળો ભાનું મોઢું શામળું થઈ જાય છે. શામળો ભાના દોઢસો અસવારોની તલવારો પણ મ્યાનમાંથી બહાર નીકળતી નથી. એમના તરફથી કોઈ જ સાધના વગર ભીમો શામળો ભાની 'ત્રણ પલોખાંવાળી ફગ' ઉતારી લે છે. કેવા તો કાયરોની જમાત છે એ ?

આ બધું પત્યા પછી, 'ભાવનગરના દરબારગઢની મેડીએ કનૈયાલાલ વજેસંગ મહારાજ કિચડૂક...કિચડૂક...હીંડોળાખાટે હીંચકે છે ત્યાં રાજાઓનું એ જ એક કામ હતું તે – ત્યાં એને સાતપડાની ઘટનાના ખબર મળે છે અને ભીમાના બેઉ પરાક્રમોની વાત સાંભળી એમના અંગરખાની કસ તૂટી પડે છે ને ભીમાના પરાક્રમ પર વારી જઈ એને ગરાસ આપે છે.

આ સાતપડા ગામ ભાવનગરથી ત્રીસપાંત્રીસ કિલોમીટરને, વીસેક માઈલને કે દસેક ગાઉને જ અંતરે આવેલું હશે. પોતાની રાજધાનીથી આટલે નજીક આવેલા ગામડાના પણ કશા વાવડ પોતાને મળે એવી વ્યવસ્થા એ વજેસંગજીએ કે એમના કારભારી પરમાણંદદાસે કરી હોત તો, કસ તૂટી જવાથી અંગરખું બદલવાની તકલીફમાંથી વજેસંગજી બચી ગયા હોત. ભીમાને અપાયેલો ગરાસ અને ભીમાના પરાક્રમ પાછળની આખી કથા આ રાજવહીવટની તથા પાલીતાણાના પ્રતાપસંગના પ્રતાપની અને, શામળો ભાની 'શૂરવીરતા'ની પણ ચાડી ખાય છે.

'વાઘરા ડાડા'ની કથા 'રસધારની વાર્તાઓ'ના પ્રવેશકમાં ઉલ્લેખવામાં આવી છે. વેગડ નામની ગાયને બચાવવા જતાં વત્સરાજ સોલંકી ચોરીમાંથી અધૂરે ફેરે ઊઠી ખપી જાય છે. ગાય માટેનું એનું બલિદાન અલબત્ત પ્રશંસનીય જ પણ, એના પાળિયા મૂકી એને દેવ માની એ પાળિયાની પૂજા કરવી અને એની માનતા માનવી એમાં વિવેકબુદ્ધિનો અભ

વરતાય છે એમ કોઈને લાગવાનું. એટલું વળી સારું કે ભૂચરમોરીના પેલા પાળિયાની નજીક આ 'વાછરા ડાડા'ના પાળિયાની અવગણના થતી નથી.

'દીકરો', 'કાનિયો ઝાંપડો' વગેરે કથાઓમાં પરાક્રમ છે. પણ એ પરાક્રમો પાછળનાં કારણો ક્ષુલ્લક જ છે. નાની અમથી વાતમાં ચડસાચડસી અને વટને ખાતર ધીંગાણાં ખેલવા પાછળની મનોવૃત્તિ પરાક્રમની ખોટી સમજને બરાબર ઉઘાડી પાડી બતાવે છે. લાખાવાળો નથી એ જાણ્યા પછી દેવાત વાંક લાખા પાદર પર ચડાઈ કરે એ કેટલી તો હીન વૃત્તિ છે ? ને એ ચડાઈનું કારણ પણ કેવું તો ક્ષુલ્લક છે ? બીજા લોકો દેવાતની ભાટાઈ કરતા હતા તેમાં લાખાવાળો જોડાયો નહીં અને એણે એ બાબતની ટીકા કરી તે કારણે દેવાત ચડાઈ કરે એમાં બુદ્ધિનું દેવાળું જ છે. અલબત્ત, લાખાવાળાની દીકરીનું પરાક્રમ પ્રશસ્ય છે. વાર્તાના શીર્ષકને એ પૂરું સાર્થક કરે છે.

'દુશ્મન'માં ભાયા મેરની-અને વીરાવાળાની-ખાનદાની નજરે ચડે છે તેના કરતાં વધારે નહીં તો તેના જેટલી જ ગોંડળના ઠાકોર ભાકુંભાની નીચતા નજરે ચડે છે એ બે દુશ્મનોની ખાનદાનીની જેમ ભાકુંભાનું આ કૂડ પણ સૌરાષ્ટ્રની 'સંસ્કૃતિ' જ છે ને ?

'દુશ્મનોની ખાનદાની'માં દુશ્મનાવટ ઊભી થવાનું કોઈ ખાસ કારણ દેખાતું નથી. ચોટીલાના રામા ખાચર અને મુંજાસરના ભોકાભાઈ વચ્ચે દુશ્મનાવટ ઊભી થઈ ગઈ છે. વાર્તાના શીર્ષકને પૂરી સાર્થક કરતી દુશ્મનોની ખાનદાની એમાં જોવા મળે છે પણ તેથી ક્યાંય અધિક દર્શન થાય છે રામા ખાચરની દીકરીના શાણપણનાં. કોઈ નિમિત્ત ઊભું કરી લડવા ખાતર જ લડવા માગતા પિતા રામા ખાચરને અને એમના 'દુશ્મન' ભોકાવાળાને નિરર્થક ખાનાખરાબીમાંથી એ દીકરી રોકે છે હળવદના વાણિયા મોતીચંદનું પરાક્રમ એ સાચું પરાક્રમ છે.

'ચમારને બોલે' કથાને અંતે મેઘાણીએ આપેલી નોંધ મેઘાણીની સત્યપ્રિયતા દર્શાવે છે. વાંકાનેર રાજ્યના દફતરમાંથી એ વાર્તામાંની ઘટનાની નોંધ પણ સાંપડતી નથી. વાંકાનેરના દીવાનસાહેબે એને ''દંતકથા' જ કહી છે. એ વાર્તામાંની ઘટના ઐતિહાસિક હોય કે ન હોય, એમાંની વર્ણવાયેલી ઘટના, પોતાની પુત્રીનો દીકરો પરણે છે એ વાત જ રાજા સાવ, ભૂલી જાય છે. ભાણેજના લગ્નને જ સમૂળગું વીસરી જનાર મામો પછી શું મોસાળું કરે ? ગાંફનો ચમાર હિંમતપૂર્વક એક આખું ગામ મોસાળમાં આપી આવે છે. આવા ભૂલકણા રાજાઓની જમાત ગઈ ત્યારે કોઈએ આંસુ નથી સાર્યાં, તેની પાછળ ખોટી મોટપનું મહોરું છે, જવાબદારી પ્રત્યેની જાગૃતિનો સદંતર અભાવ છે, કાવાકસુંબાનો કેફ છે. બાપુ કેફમાં હોત તો ખસતા ગામ મોસાળમાં આપી આવનાર ચમારને ચામડામાં બાંધી કોઈ નદીતળાવે પણ નખાવત.

મેઘાણીના જ સમકાલીન અને સાહિત્યમર્મજ્ઞ સત્યનારાયણ પાઠકે જણાવ્યું છે કે, 'લોકસાહિત્ય તરફના પક્ષપાતને લીધે મેઘાણીનાં પ્રકાશનોમાં અત્યુક્તિઓ આવી જતી' ('ધોળી ધોળી પ્યાલા ભરિયા', પૃ. ૧૩૧) તે કથનમાં તથ્ય નથી એમ કહી શકાશે નહીં. આ બધી કથાઓને એમના મૂળ (Tape recorded) સ્વરૂપમાં જ રજૂ નથી કરી એટલે, લોકસાહિત્યના 'શાસ્ત્રીય' સંશોધકો આ સાહિત્યને સંશોધન તરીકે સ્વીકારશે કે કેમ એ શંકા છે એ ગમે તે હોય, એટલું ચોક્કસ છે કે, લોકસાહિત્યના આ ગોપિત ખજાના તરફ લોકોનું લક્ષ ખેંચવાનું કામ શ્રી મેઘાણીએ કર્યું હતું. 'શેત્રુંજીને કાંઠે'માં આલેખાયેલી પ્રેમકથા જગતભરની – શિરીં-ફરહાદની, લયલા-મજનૂની, સુહિણી-મહિવાલની, રોમિયો-જુલિયેટની પ્રેમકથાઓ કરતાં કેટલી તો ભિન્ન છે ? પોતાની પરણેતરને એના પ્રિયતમને પાછી સોંપવાનું પરાક્રમ અનન્ય જ છે. એવો જ અનન્ય દેવરો આણલદેનો સહજ સ્વીકાર કરે છે તે છે. રામની જેમ એ આણલદેની અગ્નિપરીક્ષા નથી કરતો. અને પોતાની બંને બહેનોને એ આણલદેને પાછી આપનાર ઢોલરા સાથે પરણાવે છે. વાર્તાનું આ છોગું ન હોત તો પણ, એ વાર્તા પ્રીતિનું એક અનન્ય પ્રકરણ રજૂ કરે છે.

સોરઠી સંસ્કૃતિની એ વિશેષતા છે.

□

# વિસ્તરતી સીમાઓ
## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

'અલંકાર'ના પર્યાય તરીકે 'રહેટરિક' (Rhetoric)ને ધરવામાં આવે છે, ત્યારે સમજવાની જરૂર છે કે આ બંને સંજ્ઞાઓની સમાન્તરતા ભિન્ન ભિન્ન ઇતિહાસમાંથી પસાર થઈને આવે છે. સંસ્કૃતમાં અલંકારનું મૂળ બીજ કાવ્યકલામાં પડેલું છે. अलं करोति इति अलङ्कारः । (પૂર્ણ કરે તે અલંકાર)થી માંડી सौन्दर्यमलङ्कारः (સૌન્દર્ય અલંકાર છે) સુધીનો એનો વિચારવ્યાપ છે. તો 'રહેટરિક'નું મૂળ ગ્રીક અને રોમન વક્તૃત્વકલામાં પડેલું છે અને વક્તૃત્વના પ્રભાવક્ષેત્રનું તત્ત્વ ખસીને સાહિત્યના પ્રભાવક્ષેત્રમાં પહોંચેલું છે. ઍરિસ્ટોટલે વક્તૃત્વ સંદર્ભે 'રહેટરિક'નો અલગ ગ્રંથ રચ્યો છે, પણ કાવ્યનાં કારણતત્ત્વોને તપાસતાં એના અંતિમકારણ (end cause)રૂપે કાવ્યના પ્રજા પર પડતા પ્રભાવને આગળ ધર્યો છે. રોમન સિદ્ધાન્તકાર ક્વિન્ટિલિયને (Quintilian) પણ 'વક્તૃત્વની શિક્ષા' નામક ગ્રંથમાં વક્તૃત્વને લક્ષમાં રાખી અલંકારચર્ચા કરી છે. અલબત્ત, એ માટે એણે ઉદાહરણો હોમર, હોરેસ, વર્જિલ જેવા કવિઓમાંથી લીધાં છે. આની અસર ઠેઠ યુરોપના મધ્યકાળ અને પુનરુત્થાનકાળ સુધી જોઈએ છીએ. આજે પણ રોમન યાકોબ્સન, ક્લિન્થ બ્રૂક્સ, દેરિદા, પૉલ-દ-માન વગેરેની આલંકારિક ભાષા (Rhetorical language) અંગેની ચર્ચાએ ક્લિન્ટિલિયનની અલંકારચર્ચા વગર સમજી શકાય તેમ નથી.

આનો અર્થ એ થયો કે આજે જ્યારે સંસ્કૃત અલંકારની ચર્ચા કરીએ ત્યારે સંસ્કૃતની સાથે પશ્ચિમની અલંકારચર્ચાને લક્ષમાં લીધા વગર ચાલશે નહીં. સંસ્કૃત વિવેચને બહુ સ્પષ્ટપણે વ્યવહારભાષાથી કાવ્યભાષાને વ્યાવર્તક લક્ષણોથી છૂટી પાડી છે અને કોઈ ચારુતર રૂપાન્તર(artistic alteration)ની અપેક્ષા રાખી છે, એમાં એણે અલંકરણ(figuration)ને આગળ ધર્યું છે. અલંકારની વ્યાખ્યાઓ આપી અલંકારને વિપુલ સંખ્યામાં એના ભેદવિભેદોમાં વિશ્લેષિત કર્યા છે. પરંતુ અલંકારો, ભાષા સાથે, વ્યાકરણ સાથે, પ્રાથમિક અને સ્થિર અર્થ સાથે તણાવ કે કટોકટી સર્જે છે એ પાસું પણ એનું મહત્ત્વનું છે.

સંકેતવિજ્ઞાન અને અલંકારની ચર્ચા કરતાં પૉલ-દ-માન જેવાએ વ્યાકરણના અલંકારકરણ-(Rhetorization of grammer)ને પ્રસ્તુત કર્યું છે; અને દેરિદાના વિરચનવિમર્શનો ઉપયોગ કરી બતાવ્યું છે કે અલંકરણ (figural language) નિશ્ચિત અર્થની જડને કાપે છે અને મૂળભૂત અસ્થિરતા ઊભી કરી છે. કહે છે કે અલંકરણ દ્વારા જન્મેલી અનિશ્ચિતતા અને અનિર્ણીતતા બધાં જ ભાષાકર્મમાં હોઈ શકે છે પણ સાહિત્યમાં એ અગ્રેસર બને છે.

સંસ્કૃત અલંકારવિચારમાં કે ક્વિન્ટિલિયનના અલંકારવિચારમાં અલંકરણને પ્રાથમિક ભાષાનિર્દેશો કે સ્થિર અર્થનિર્દેશો પરનું જોખમ ગણ્યું નથી; જ્યારે અનુસંરચનાવાદી અને ખાસ તો વિરચનવાદી સાહિત્યવિવેચને સંકેતકરણમાં ઊભી થતી સમસ્યાઓ સંદર્ભે ભાષાની ચલિતતા પર ધ્યાન દોર્યું છે. પૉલ-દ-માને પ્રૂસ્તનો પરિચ્છેદ લઈને કે ડબલ્યુ બી યેટ્સ જેવા કવિની પંક્તિ લઈને એનું નિદર્શન આપ્યું છે. યેટ્સના 'એમન્ગ સ્કૂલચિલડ્રન' કાવ્યની છેલ્લી પંક્તિ 'નૃત્યકારને નૃત્યથી આપણે કઈ રીતે જાણીએ ?' (How can we know the dancer from the dance ?)નો આલંકારિક પ્રશ્ન (Rhetoric question) વ્યાકરણની કટોકટી ઊભી કરે છે. નૃત્યકારને નૃત્યથી કેવી રીતે જાણી શકાય – એનો એક અર્થ નૃત્યકાર અને નૃત્યની અભિન્નતા સૂચવે છે, તો બીજો અર્થ નૃત્યકાર(વ્યક્તિ) અને નૃત્યને લેતા એનો વિરોધ કે એની ભિન્નતા સૂચવે છે; અને એમ આ આલંકારિક પ્રશ્ન ભાષાની, વ્યાકરણની અને અર્થની કટોકટીમાં લઈ જાય છે.

સંસ્કૃત અલંકારવિચારમાં ઉપમેય, ઉપમાન અને ધર્મ વચ્ચેના સંબંધોને સ્થિર કે સ્થગિત ન ગણતાં

## બે ગઝલ

### ૧
### તેય ખરું કે

તારું વુજૂદ તું જ તને, તેય ખરું કે ?
છું આયનો સમક્ષ કને, તેય ખરું કે ?

હોઠે ન કોઈ શબ્દ પણ સંલગ્ન આંખડી
એમેય ખાસ વાત બને, તેય ખરું કે ?

ના તુજ મિલન ચહું ન પ્રતીક્ષા કરું, છતા
સંબંધ પણ અતૂટ મને, તેય ખરુ કે ?!

નિર્વાણ ઝરમરે નવલ નિર્માણ થઈ ઠરે;
સક્ષમ સમુદ્ર મેહ બને, તેય ખરું કે ?!

ઝીંકે અગમ-દશાય અછત-ભીંસ ખાંપણે,
આકાશ છે અનંત પને, તેય ખરું કે !



### ૨
### બ્રહ્માંડ સાંભળે

તારા ઉપરવટેય તું મુજમાં સતત ભળે;
તુજમય શ્વસન રહ્યા જ કરું, તું ન શું મળે !

રૂડો વિયોગ ધન્ય મિલન થઈ સતત ફળે;
તું મુજ મહીં અખૂટ, છું ક્યાં તુજથી વેગળે ?!

મુજમાં નિહાળ, પણ ન મને...ભીંત ભૂલ મત;
મુજમાં મને જુએ નહીં તો ઈશ ખુદ મળે !

એને અકળ વિરાટ મળે ક્ષણ મહીં ઉરે-
એક જ ચરણ બહારથી જે ભીતરે વળે !

એ આત્મજ્ઞાન અંતરે ગઝલાય નિત 'અગમ',
જેને બધી દિશાએથી બ્રહ્માંડ સાંભળે !

**અગમ પાલનપુરી**

## બે ગઝલ

### ૧
### એનું એ જ છે

આંખ સાથે આંખનું જોડાણ એનું એ જ છે,
આજ મારા આંસુમાં ઊંડાણ એનું એ જ છે.

શબ્દનો પગરવ હવે ધીમે રહીને સાંભળું-
ફેફસાંમાં પાતળું પોલાણ એનું એ જ છે.

લાગણીમાં કૈં ફરક પડતો નથી ક્યારેય પણ,
પત્ર તારો વાંચતાં ખેંચાણ એનું એ જ છે.

આંસુ વાંચીને તણાતો લાગણીના પૂરમાં,
આટલા વરસે શબદમાં તાણ એનું એ જ છે.

કંટકોની બીક મેં રાખી નથી વરસો સુધી-
પાગરેલા ફૂલનું ખેંચાણ એનું એ જ છે.



### ૨
### મૂકી જોઉં છું

એક અંગત વાત મૂકી જોઉં છું,
પત્ર અંદર રાત મૂકી જોઉં છું.

પ્રેમમાં ખાનાખરાબી હોય છે,
હોડમાં હું જાત મૂકી જોઉં છું.

કોતરેલું કાળજું, શબ્દો મહીં;
ખૂબ ઝીણી ભાત મૂકી જોઉં છું.

તું નહીં આવે હવે ચોક્કસપણે-
મન ઉપર આઘાત મૂકી જોઉં છું.

એકલો પડતાં સહારો શોધતો,
આંસુમાં એકાંત મૂકી જોઉં છું.

**મનીષ પરમાર**

## શું થઈ શકે ?

જિંદગી જીવી લીધી તો શું થયું ?
જિંદગી તો જીવવા માટે મળી.
જિંદગી મૃત્યુ સુધી - તો શું થયું ?
જિંદગી 'એ' નિયમ વશ-વર્તી મળી...!

હોય જો અપવાદ નિયમમાં બધાં માની જશે,
હોય ના અપવાદ આ નિયમ વિષે - શું થઈ શકે ?

પાળવા પડતા નિયમ, સખ્તાઈથી મજબૂર થઈ,
શિસ્તભંગ ન થઈ શકે - એ નિયમ છે - શું થઈ શકે ?

આપણા માટે નિયમ સૌ, એનો તો સંસાર છે,
માનજો, સર્જન કર્યું - એની બધી જંજાળ છે...!

આવ તું - તકલીફ઼ દે, આમંત્રણો, આપ્યા પછી,
સાચવી લેવી પડે - શું થાય ? ને શું થઈ શકે ?

એને ક્યાં નિરાંત છે ? ક્યારેય ના ઊંઘી શકે,
વાવણી એની બધી છે, એને એ લણવી પડે...!

આ બધી જંજાળની, ક્યાં જરૂરત એને હતી ?
તે છતાં, સર્જી દીધી આફ઼ત, હવે શું થઈ શકે ?

ક્ષીર-સાગરમાં નિરાંતે, શેષ-શૈય્યા સુખ-સભર,
શું હતું દુખ ? શું ઉપાધિ ? શાને આ સર્જન સકળ ?

વેગળો તું રહી શકે ના, સાથમાં રહેવું પડે,
તું કહે - સર્જાઈ ગઈ છે સમષ્ટિ - શું થઈ શકે ?

મેં કરી કે તેં કરી - હો ભૂલ - ભોગવવી પડે.
તેં બનાવી ને બની ગઈ - તેને સાચવવી પડે...!

કોઈ તેમાં શું કરે ? તારું જ છે - તું સાચવે,
તું કરે - તારી ફ઼રજ એ-જો, હવે - શું થઈ શકે ?

સનત ત્રિવેદી

Uddesh (A literary cultural monthly) January - 2005 ISSN 0971-6599 R. No. GUJ 156

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ પંદરમું : અંક સાતમો

ફેબ્રુઆરી . ૨૦૦૫

તંત્રી

રમણલાલ જોશી

૧૭૫



# ઉદ્દેશ

વર્ષ પંદરમું અંક સાતમો સળંગ અંક ૧૭૫

અનુક્રમ · ફેબ્રુઆરી ૨૦૦૫



પ્રકાશક રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લેઆઉટ, ટાઇપસેટિંગ . પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ – ૩૮૦ ૦૫૨ ફોન ૨૭૪૮૭૩૧૮
મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ. ૨૦૦, વિદેશમા (ઍરમેલ) રૂ ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલુ જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯.
  ફોન ૨૭૯૧૧૬૭૭; ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે

(૧) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧.
ફોન ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૦૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમા,
મેમનગર, અમદાવાદ – ૩૮૦ ૦૫૨.
ફોન ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૯૧૮

(૩) મેગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ – ૩૮૮ ૦૦૧
ફોન ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ – ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે

## સ્વ. મકરન્દ દવેના સાંનિધ્યમાં –

હમણાં મહાન કવિ અને અધ્યાત્મયાત્રી મકરન્દ દવેનું ૮૩ વર્ષની વયે નંદિગ્રામ ખાતે અવસાન થયું. આપણા સાહિત્ય અને સંસ્કારના ક્ષેત્રે જાણે શૂન્યાવકાશ સર્જાયો. એમની સાથેનો પરિચય ઘણાં વર્ષોનો. રૂબરૂ મળવાનું પણ અનેક વાર થયું છે. તેમના સ્નેહ અને સૌહાર્દનો ઘણો અનુભવ મળ્યો છે; માર્ગદર્શન પણ. ૧૯૭૫-૭૬માં મુંબઈ ખાતે આનંદ સોસાયટીના તેમના નિવાસસ્થાને મળવાનું બનેલું. ગુલાબદાસ બ્રોકર પણ મારી સાથે હતા. મકરન્દભાઈનાં ઘણાં સ્મરણો મનમાં કંડારાયાં છે. ૧૯૯૭ના ઑગસ્ટમાં મેં સાહિત્ય અને જીવનવિચારનું માસિક 'ઉદ્દેશ' શરૂ કર્યું. ત્યારે તેમની શુભેચ્છાઓ મળેલી. તેમણે ચાર પંક્તિઓનું કાવ્ય મોકલી આપેલું :

'ઉદ્દેશને'

'ઉદ્દેશ'ને દેશવિદેશ ના નડે
ને લોચને કો ભય-લોભ ના ચડે
એને સદા મંગલ-પંથ પ્રેરતી
મોજાં વચાળે ધ્રુવ-તારિકા જડે.

'ઉદ્દેશ'માં તે કાવ્યો-લેખો વગેરે લખતા. કોઈ મધ્યકાલીન સાહિત્ય વિશેનો લેખ હોય તો તે એ લેખ ભાયાણીસાહેબને મોકલતા અને કોઈ વિગત ચેક કરી 'ઉદ્દેશ' માટે એ લેખ મને મોકલી આપવાનું જણાવતા. એક વાર ભાયાણીસાહેબને થયું કે મકરન્દભાઈના ઘણા લેખો 'ઉદ્દેશ'માં છપાય છે. તો આ એક લેખ પોતે 'ફાર્બસ'માં છાપે એવી ઇચ્છા પ્રગટ કરી. તેમણે આ બાબત પણ મકરન્દભાઈને લખી જણાવી. મકરન્દભાઈએ તરત પોસ્ટકાર્ડ લખી મને જણાવ્યું કે આ લેખ ભાયાણીસાહેબ પાસેથી પરત મેળવી 'ઉદ્દેશ'માં જ આપજો. આવી તેમની મમતા અને દૃષ્ટિ હતી.

તાજેતરમાં તેમણે 'સેતુબંધ' પુસ્તક પ્રગટ કર્યું છે. આ ગ્રંથમાં શ્રી વિજયશીલચન્દ્રસૂરિએ હરિવલ્લભ ભાયાણી અને મકરન્દ દવેના પત્રો સંપાદિત કરીને મૂક્યા છે. આ ગ્રંથ મને અર્પણ કરતાં તેમણે લખ્યું છે :

શ્રી રમણલાલ જોષીને

નરસૈના તાલે ગુંજે, ગુર્જરી કુંજ ત્યાં સદા
હરિના રમણે જાગો, મંગલો દેશની મુદા

તેમના સ્નેહ-ભાવનો સતત સઘન અનુભવ થયા કર્યો છે. અમારા સંબંધની વચ્ચે શ્રીકૃષ્ણ હતા. છેલ્લે તેમને નંદિગ્રામમાં મળેલો ત્યારે કોઈએ તેમને ભેટ આપેલી મોરપીંછવાળી ફૂલદાની તેમણે મને સહર્ષ ભેટ આપી. આવું હતું તેમનું સ્નેહાળ મમત્વ.

'ઉદ્દેશ'માં પત્ર-પ્રસાદીરૂપે મેં તેમના કેટલાક પત્રો આપેલા છે. તા. ૧૨ માર્ચ ૧૯૭૪ના પત્રમાં મારા પિતાના અવસાન અંગે તેમણે મને લખેલું :

''પૂજ્ય પિતાજીના અવસાનના ખબર વાંચી મન અંદર ઊતરી ગયું. પ્રાર્થના કરી. આ મૃત્યુલોક છે તે આપણે વહેલાં-મોડાં સ્વજનોની વિદાય લેવાની જ છે, એ જાણતા છતાં આઘાત અનુભવીએ

એ સ્વાભાવિક છે. આવી વિદાય હંમેશાં વસમી છે. અને છતાં એને સ્વીકારીને ચાલવું રહ્યું. પૂ. પિતાજીનો આત્મા તો શાંતિ અને મુક્તિના પ્રદેશમાં વિહરતો હશે જ. પ્રભુ તમને ધીરજ ને બળ આપે એ માટે વિશેષ ભાવે પ્રાર્થના કરું છું... ફરી પ્રાર્થના અને મૌન સાંનિધ્ય. સર્વ કુટુંબીજનોને સ્નેહ."

તો મારાં પૂજ્ય બાના અવસાન અંગે તેમણે લખેલું : "પત્ર મળ્યો. પૂ. બાના અવસાનના ખબર મળતાં મેં મનોમન પ્રાર્થના કરી હતી. મારાથી જવાબ મોડા લખાય છે તેથી મિત્રોના સમાચાર સાથે સમ મેળવતાં વાર લાગે છે. પણ એ તો શબ્દો પૂરતું. પ્રાણના સંગીતમાં તાલભંગ થતો નથી. પૂજ્ય બાના અવસાનનો પ્રસંગ પણ આપણને પ્રાણના સૂર સાથે જોડી આપો એવું ઇચ્છું છું. સ્વજનની વિદાય એટલે વિષાદયોગ અને પ્રસાદ-સંયોગનો સંગમ. વિષાદ એ જાણે યમની બહેન. યમુનાનો પ્રવાહ અને પ્રસાદ એ શિવમસ્તકેથી વહેતી અમૃતમયી ગંગાનો પ્રવાહ. એ બંનેના સંગમતટે આપણું સહુથી મોટું શ્રાદ્ધતીર્થ ગયા, પ્રયાગ. શ્રદ્ધાના પ્રકાશમાં આપણે પેલી ગુપ્ત સરસ્વતીને નિહાળી શકીએ. ગયાસુર એ પૃથ્વી તત્ત્વ સાથે જોડાયેલો હાથી સમો બળવાન પ્રાણ છે. તેને તો સુષુમણાપથે જ મોક્ષ પ્રાપ્ત થાય. ભાઈ, આવું બધું આપણી અંદર થવા માંડે ત્યારે ગંગા-જમુના-સરસ્વતી, ગયાસુર અને શ્રાદ્ધ પાછળ રહેલા મર્મની કાંઈક ઝાંખી થાય.

શું લખવું ? વિષાદયોગ તો આપણા સહુના લલાટે લખાયો જ છે. માતાની ચિર-વિદાય તો ફરી બાળપણમાં લઈ જાય. અને મનને હીબકાં ભરતું કરી દે. અને ત્યારે જેણે વિદાય લીધી એ તો સદાય આપણા શિરે ઝળૂંબી રહી છે. તેની અનુભૂતિ થાય તો ? મૃત્યુ પછીના અસ્તિત્વ વિશે વાદવિવાદ થવાના, કારણ કે એ મનબુદ્ધિના સીમાડાથી બહાર છે. અને બુદ્ધિને અખાડા પસંદ કરે છે. પણ ભાવની દુનિયા નિરાળી છે. અદશ્યને જોઈ શકાતું નથી. એ તેની સૂક્ષ્મતાને લીધે, અભાવને કારણે નહીં. 'सौक्ष्मात् न तु अभावात्' - એ શાસ્ત્ર વચન છે. સ્થૂળ દષ્ટિ નથી પહોંચી શકતી ત્યાં પેલાં દિવ્ય લોચનિયાં પરદા ઉપાડી નાખે છે. 'ध्यानेनात्मनि पश्यति' ધ્યાનયોગ દ્વારા અંતરાત્મા સામે મર્ત્યલોકના પરદા હટી જાય છે. ગીતાના આ શ્લોક પર જ્ઞાનેશ્વરે કીમિયાગીરીનું રૂપક આપી અજબ પ્રકાશ પાડ્યો છે. ધાતુશુદ્ધિ વિના અંધારું હટતું નથી. અને એ તો પોતાની જાતે જ, પોતાની જાત પર જ અજમાવવું રહ્યું.

આપણે સહુ કાળના પ્રવાહમાં તણાઈ રહ્યા છીએ. ક્યારે એમાં ગરક થઈ જઈશું તે કહેવાય નહિ. ત્યારે આપણું પ્રયાગતીર્થ આપણે જ રચવું જોઈએ. અને પ્ર-યાગ એટલે તો પ્રકૃષ્ટ યજ્ઞ જ ને ? નિષ્પ્રાણ યજ્ઞ કે શ્રાદ્ધક્રિયાથી શું વળે ? મને તો થાય કે માતૃવિયોગની વ્યથા આપણે માટે નવા જન્મની મંગળ ઘડી શા માટે ન બને ? આ પત્ર મળશે ત્યારે નવું વર્ષ આંગણે રમતું હશે. આપણે પણ નવો જન્મ ધરી આ અમૃતલોકમાં રમતાં થઈએ. તમને અત્યંત પ્રિય દેવકીનંદન કૃષ્ણને ઘોર આંગિરસે જે મંત્ર કહી વિષાદમુક્ત કર્યા હતા એ કહું 'अक्षितमसि, अच्युतमसि, प्राणसंशितमसि ।'

આવાં કેટલાંય સંસ્મરણો ચિત્તમાં ઊપસી આવે છે. સ્નેહ-સભર આશ્વાસન અને દિશાસૂચન માટે હવે ક્યાં જવું ?

**રમણલાલ જોશી**

તંત્રી

**એક વિજ્ઞપ્તિ**

નંદિગ્રામથી શ્રી કુન્દનિકાબહેન કાપડિયા લખી જણાવે છે કે "લેખક-કવિ મિત્રોને વિનંતી કે જેમનાં જેમનાં પુસ્તકોની શ્રી મકરન્દભાઈ દવેએ પ્રસ્તાવના લખી હોય તે મિત્રો પોતાનું પુસ્તક અથવા તો પુસ્તકની પ્રસ્તાવનાની નકલ અમને નીચેના સરનામે મોકલી આપે. તકલીફ માફ કરશો.

સરનામું - શ્રી કુન્દનિકા કાપડિયા
નંદિગ્રામ,
ધરમપુર રોડ,
પો. વાંકલ - ૩૯૬ ૦૦૭
જિ. વલસાડ (ગુજરાત)

**દુર્ગાદેવી સરાફ કાવ્ય-સ્પર્ધાનાં પરિણામ**

દુર્ગાદેવી સરાફ નારીકવિતા કાવ્ય-સ્પર્ધાનાં પરિણામ જાહેર થયાં છે. આ અંગે શ્રી યશવંત ત્રિવેદીનો સંપર્ક સાધવો :

૩૦૧, લિબર્ટી એપાર્ટમેન્ટ, ૮૦-એ, સરોજિની રોડ,
વિલે પાર્લે (વેસ્ટ), મુંબઈ - ૪૦૦ ૦૫૬

**ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટનો પ્રકાશન-સમારંભ**

ગુજરાતી વિશ્વકોશના ૧૯મા ખંડનું અને ખંડ-૩ (દ્વિતીય આવૃત્તિ)નું વિમોચન તાજેતરમાં ગાંધીવાદી વિચારક શ્રી ચૂનીભાઈ વૈદ્યના હસ્તે થયું હતું. તેમણે પ્રસંગોચિત મનનીય પ્રવચન આપ્યું હતું.

**પંજાબમાં શ્રી સાં. જે. પટેલનું સંન્માન**

તાજેતરમાં પંજાબી સાહિત્ય સભા દ્વારા શ્રી સાં. જે. પટેલને પંજાબી-ગુજરાતી ભાષાની વચ્ચે સેતુની ભૂમિકા નિભાવવા બદલ એવોર્ડ અર્પણ કરવામાં આવ્યો હતો.



## શ્યામ મળે તો...

શ્યામ મળે તો કહેજો રાધા યાદ કરે છે,
બોલ તમે ના પાળ્યા એમ ફરિયાદ કરે છે.

હમણાં આવું વાતને વાલમ વરસો કેટલાં વીત્યાં
ની બ્હાવરી ભટકું અહીં-ત્યાં નયન અમે ના મીંચ્યાં;

ગેડીદડે રમવા કાજે ભેરુ સાદ કરે છે...શ્યામ.
એમ લાગતું સાવ નિકટ પણ શોધું પ્હાડ ને જંગલ,
પળપળ કાનોમાં રહે ગુંજતા સૂર બંસીના મંગલ;

હમણાં અહીં મેં જોયા-સહિયર વાદ કરે છે,
શ્યામ મળે તો કહેજો, રાધા યાદ કરે છે.

**હરીશ પંડ્યા**

('શ્રી ભાગવતામૃતમ્' જાન્યુ. ૨૦૦૫માંથી સાભાર ઉદ્ધૃત)

# 'માનવવિકાસ' વિશે શ્રી અરવિંદ

સ્વ. હરસિદ્ધ જોષી

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં જર્મનીના વિચારક અને લેખક કાર્લ લેમ્પ્રેશ્ટે (૧૮૫૯-૧૯૧૯) જર્મનીના ઇતિહાસ અંગે છ ગ્રંથો લખ્યા. તેનો સંક્ષેપ આલેખ અને તેનું અવલોકન કરતાં શ્રી અરવિંદ નોંધે છે કે તેમણે આર્થિક, ભૌતિક અને સાંસ્કૃતિક ભૂમિકા તેમજ કારણોથી વિશેષ મનોવૈજ્ઞાનિક કારણો પણ આપ્યાં હતાં અને એ દૃષ્ટિએ બે દેશ અને સંસ્કૃતિનું અર્થઘટન કર્યું હતું. માનવવિકાસ તેના વિવિધ તબક્કાઓમાંથી પસાર થઈ તેના આદર્શરૂપ અને લક્ષ્ય તરીકે કોઈ ઉચ્ચ ખ્યાલ તરફ પહોંચે છે. પરંતુ તેના કયા કયા તબક્કાઓ છે તે વિચારવું આવશ્યક છે. શ્રી અરવિંદ સંસ્કૃતિના આરંભમાં પ્રતીકાત્મક સોપાન શરૂ થતું હોય એમ લેખી તેની પ્રાર્થના, ક્રિયા, ખ્યાલો અને અભીપ્સાને પ્રતિમા તરીકે રજૂ કરે છે. ભારત, ઇજિપ્ત, બેબિલોનિયા, ગ્રીસ, પર્શિયા, ચીન, મેસોપોટેમિયા અને અન્ય પ્રાચીન સંસ્કૃતિઓમાં તેના ઉદ્‌ગાતાઓએ સૂર્યમાળા, પ્રકૃતિ, પૃથ્વી, પક્ષી, પ્રાણી, પર્વતો, દેવદેવીઓ, મનુષ્યના વૈવિધ્યપૂર્ણ જીવનને નિશ્ચિત પ્રતીક દ્વારા નિરૂપિત કર્યું છે એમ જણાય છે. પ્રાતિક, પ્રકારલક્ષી, રૂઢિલક્ષી, તાર્કિક, આત્મલક્ષી અને વ્યક્તિપરક એવા વિવિધ તબક્કાઓમાંથી આ વિકાસ પસાર થાય છે અને મનુષ્ય પોતાની વ્યક્તિમત્તા તેમજ સમગ્ર જીવન પૂર્ણ વિકાસથી આધ્યાત્મિક સ્વરૂપે પ્રગતિશીલ બનાવવાનો ખ્યાલ રાખે છે. આધ્યાત્મિકતા એ તેનું સમગ્ર લક્ષ્ય છે.

આ તબક્કાઓ અને સોપાન પોતે સંપૂર્ણ બની શકતાં નથી પરંતુ તેના સમગ્ર ધ્યેયને તે પૂરો ઓપ આપે છે અને તેને ઘડવામાં તેનો જરૂરી ફાળો આપે છે. મનુષ્યનું ધ્યેય પોતાના આંતરિક આત્મતત્ત્વને પૂર્ણપણે પ્રગટ કરવાનું છે. તે અંતિમ લક્ષ્યને પરિપૂર્ણ કરવા આ તબક્કાઓ તેનો વિશેષ હિસ્સો આપે છે. સમગ્ર જીવનને આ પરમ આત્મસ્વરૂપ બનાવવું તે માનવજીવનનું પૂર્ણ ધ્યેય છે. મનુષ્ય સ્વયં મનોમય જીવ છે તેથી તે મનન, વિચાર, ખ્યાલ અને સ્વતત્ત્વના રૂપ તરફ આગળ ધપે છે. પરંતુ તેને મૂર્તિમંત કરવામાં એ આ સોપાનોનો વિશેષ અને સામાન્ય પ્રકારે લાભ લે છે. આ કેવળ માનવજાતિની કામના નથી તે હાર્દમાં પ્રકૃતિનું કાર્ય અને તેની ઇચ્છા જણાય છે. માનવજીવનનો વિકાસ પૃથક્ પૃથક્ થતો નથી પરંતુ તે સમગ્ર, અખિલ અને સમષ્ટિરૂપ થતો રહે છે.

આદર્શ તરીકે શ્રી અરવિંદ માનવજીવન અને સમાજના વિકાસને અંતિમ આકાર આપે તે ઈશ્વર, સ્વતંત્રતા અને એકતાને સર્વોચ્ચ પ્રાધાન્ય આપે છે. ઈશ્વર એ સર્વપ્રાથમિક ખ્યાલ છે અને તે વિના આધ્યાત્મિક સ્તરે અને તેના અર્થમાં સ્વતંત્રતા તેમજ એકતાને આધાર પ્રાપ્ત થતો નથી. આરંભથી અંત સુધી મનુષ્ય 'અન્ય' સમાજ, જૂથ, રાષ્ટ્ર અને જગત સાથેનું સહકારી જીવન જીવે છે. આજે પણ મનુષ્ય જટિલ સમાજમાં રહે છે અને પોતાની વિવિધ પ્રવૃત્તિઓ ક્રિયાન્વિત કરે છે. મનુષ્ય જગતને એકતત્ત્વ લેખી તેની વિવિધતાને કોઈ એકરૂપ ધ્યેય અને તત્ત્વમાં સામેલ કરવા યત્નશીલ છે. એક તબક્કે શ્રી અરવિંદ જગતનું કોઈ વરિષ્ઠ સંગઠન હોવું જોઈએ તેમ રજૂ કરે છે. ભલે તેમાં વિસંવાદ, ભિન્નતા, અનેકતા અને અભિગમની વિવિધતા રહેતાં હોય. જો મનુષ્ય માનસિક વિકૃતિ અને અંધશ્રદ્ધાથી દૂર રહે તો વિકાસના અમુક તબક્કે તેને આ મૂર્તિમંત કરી શકે તેમ છે. આત્મતત્ત્વ પ્રતિ આરોહણ કરવું તે ધીમી ક્રિયા છે. મન અને શરીરની એકતા આ આધ્યાત્મિક ધ્યેયને પ્રાપ્ત કરી શકે તેમ છે. તેમાં તર્ક અને વિકૃતિને દાખલ ન કરવા દેવાં જોઈએ. જો મનુષ્ય સહકારી જીવનને સાકાર કરવો માગતો

હોય તો હૃદય અને સ્વભાવની સરળતા જરૂરી છે. અલબત્ત અમુક માણસો લુચ્ચાઈ, અપ્રામાણિકતા, ઠગાઈ અને અમાનવીય શસ્ત્રોનો ઉપયોગ કરશે પરંતુ જો થોડા માણસો પણ સચ્ચાઈ, નિર્ભયતા, નિષ્ઠા અને સ્વસ્વરૂપમાં સાકાર કરશે તો આ ધ્યેય શક્ય બનશે તેમાં શંકા નથી. માનવજાતિનું રાજકીય ભાવિ અને મનુષ્યની યોગનિષ્ઠ વ્યવસ્થા સંયોજિત બનીને તેને મૂર્ત કરશે.

## પ્રતીકલક્ષી તબક્કો

માનવવિકાસના મુખ્ય ચાર તબક્કાઓ છે : પ્રાતિક, રૂઢિલક્ષી, તાર્કિક અને વ્યક્તિલક્ષી. એ ચાર તબક્કા દ્વારા જગતનો વિકાસ પરિપૂર્ણ થાય છે અને આખરે તે આધ્યાત્મિક જીવનને પરિપૂર્ણ કરે છે. ઓગણીસમી સદી દરમ્યાન મુખ્યત્વે વૈજ્ઞાનિકો સમાજ, મનુષ્ય અને જગતને ભૌતિક દૃષ્ટિબિંદુથી વિચારતા હતા અને વિચારકો જગતનું. ઇતિહાસ અને માનવવ્યક્તિત્વનું અર્થઘટન શારીરિક, અર્થપ્રધાન અને ભૌતિક દ્રવ્યની દૃષ્ટિથી કરતા હતા. તેમા મનોવૈજ્ઞાનિક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક દૃષ્ટિનો અભાવ જણાતો હતો. મન, વિચાર, બુદ્ધિ, તર્ક અને આત્મતત્ત્વને શારીરિક દ્રવ્યના આકસ્મિક સર્જન તરીકે લેખવામાં આવતાં હતાં. ચેતનતત્ત્વ એ શારીરિક દ્રવ્યનું આકસ્મિક સર્જન છે એમ માનવામાં આવતું હતું. શ્રી અરવિંદે આ અંગે સવિસ્તર કહ્યું કે ઐતિહાસિક બનાવો આધ્યાત્મિક, મનોવૈજ્ઞાનિક અને મનુષ્યના આત્મઘટક દ્વારા બને છે. એ કેવળ આર્થિક, ભૌતિક અને આકસ્મિક સ્વરૂપે બનતા નથી. અલબત્ત માનવવિકાસ અને ઐતિહાસિક આગેકૂચમાં પ્રતીક, પ્રકાર, પરંપરા, બુદ્ધિ, વ્યક્તિ અને વિજ્ઞાન પોતાનો હિસ્સો અચૂક રીતે ફાળવે છે. પ્રતીક એટલે કલ્પ, પ્રતિમા, સાદૃશ્ય અને વિચાર દ્વારા રજૂઆત છે. પ્રાચીન સાહિત્ય, ગ્રંથ, વર્તન અને પ્રાર્થનાઓમાં પ્રતીક મહત્ત્વનો ભાગ ભજવે છે. અગ્નિ, વરુણ, ઈલા, ઉષા, ભારતી, ભગ, આર્યમાન અને અદિતી જેવા કલ્પો માનવપ્રતીતિના ખ્યાલો હતા. પ્રત્યેક પ્રાચીન સંસ્કૃતિમાં આવા કલ્પોએ ફાળો આપ્યો છે. મહાકાવ્યો આવા કલ્પોથી ભરપૂર છે પરંતુ તેને વાસ્તવિક માની લઈને પછીથી લોકોએ સંકલ્પ અને ક્રિયા આરંભી. એથી વિકાસમાં 'પ્રકારો' (ટાઇપ્સ) સર્જાયા.

શ્રી અરવિંદ આ સંદર્ભમાં વર્ણવ્યવસ્થાનું દૃષ્ટાંત આપે છે. ચાર વર્ણ એ સામાજિક વિકાસના સર્જનનું પ્રતીક હતું. જેમ અગ્નિ પ્રતીક હતો અને હજુ પણ લગ્ન સમયે અગ્નિને સાક્ષી તરીકે લેવાય છે. પરંતુ તે પ્રતીકાત્મક છે. વર્ણ એ જન્મથી નિર્ધારિત નથી. એ સમાજના જરૂરી વિકાસ માટે છે. પછીથી ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તે માટે 'ગુણકર્મવિભાગશઃ' કહે છે. એ ચાર વર્ણ તેના ગુણ દ્વારા નિશ્ચિત થાય છે. પરંતુ વિકાસમાં જે સંસ્કૃતિમાં વર્ણ હતા ત્યાં પ્રકારો અને રૂઢિ દાખલ થયાં અને લોકોએ તેને ચુસ્તપણે સ્વરૂપ આપ્યું. લોકોએ ચાર વર્ણને જન્મથી નિર્ધારિત માની લીધા અને જ્ઞાતિને પરંપરામાં વણી લીધી. જે દિવ્યતત્ત્વને જ્ઞાન, શૌર્ય, વિનિમય, સેવાશુશ્રૂષા અને સહકાર તરીકે સમજવામાં આવ્યું તેને જન્મ અને વર્ગના અહમ્ તરીકે સમજી લેવામાં આવ્યું અને ત્યારબાદ ભેદભાવ, પૂર્વગ્રહ અને આભડછેટ તરીકે ઘટાડવામાં આવ્યું. તે પ્રકાર અને રૂઢિમાં તેનો વિકૃત વિકાસ થયો.

## રૂઢિલક્ષી તબક્કો

વિકાસની આવી વિકૃતિએ બૌદ્ધિક અને તાર્કિક યુગને જન્મ આપ્યો. ભારતમાં ઈ.સ. પૂર્વે છઠ્ઠી અને પાંચમી સદીમાં બૌદ્ધ અને જૈનધર્મે આવા રૂઢિગત વિકાસ સામે જબ્બર પ્રતિકાર કર્યો અને જાતિ અને વર્ણનો વિરોધ કર્યો. પાશ્ચાત્ય દેશોમાં પણ જે દેશોમાં ધર્મ અને પ્રકારના ભેદો દ્વારા મનુષ્ય, વર્ગ અને જાતિના આધારે પૂર્વગ્રહ, ભેદભાવ અને સામાજિક અંતર વધારવામાં આવતું હતું તેનો વિરોધ કરવામાં આવ્યો. યહૂદીઓ જે ધર્મ અને સંપ્રદાયના આધારે મનુષ્યો વચ્ચે ભેદ પાડતા હતા તેનો વિરોધ કરવામાં આવ્યો. આ ઉપરાંત ભારતમાં ધર્મને આશ્રયે જે વ્યક્તિના મોક્ષ પર ભાર મૂકવામાં આવતો હતો ત્યાં બૌદ્ધધર્મે સમાજ અને સમુદાયની મુક્તિ પર ભાર મૂકયો. અલબત્ત હિંદુ ધર્મમાં 'ધર્મરાજ્ય'ને

દર્શાવવામાં આવ્યો હતો પરંતુ તે મહદંશે નૈતિક આચરણને રજૂ કરતો હતો. તેમાં સાચી આધ્યાત્મિકતાનો અભાવ હતો. સમુચિત સામાજિક વિકાસમાં ચારે પ્રકારની વ્યક્તિઓ પોતાના સ્વભાવ અને સ્વધર્મ દ્વારા સામાજિક અભ્યુદયને વેગ આપે તે ઇચ્છનીય છે. તે તરફ સામાજિક વિકાસનું ધ્યેય દર્શાવવામાં આવ્યું.

અલબત્ત, એ સાચું છે કે વ્યક્તિનો સમુચિત વિકાસ એ સામાજિક ઉત્કર્ષનું કેન્દ્ર છે. સમાજ એ વ્યક્તિના વિકાસનું વ્યાપક ક્ષેત્ર છે. અમુક ખ્યાલમાં એમ સમજવામાં આવે છે કે જ્યારે વ્યક્તિ સામાજિક રીતે પુખ્ત થાય છે ત્યારે સમાજને છોડી દે છે અને આત્મ-વિકાસ તરફ આગળ ધપે છે પરંતુ સમાજવિમુખતા ન હોવી જોઈએ. સમાજમાં અનાસક્તિનો ખ્યાલ તેને સમાજની વિરુદ્ધ લઈ જાય તેમ ન બનવું જોઈએ. ચતુર્વર્ણ અને ચાર આશ્રમોની વ્યવસ્થા એ વ્યક્તિના વિવિધલક્ષી સ્વભાવ અને સ્વધર્મને પરિપૂર્ણ બનાવવા માટે છે. મુક્તિ અને મોક્ષનો ખ્યાલ એ વ્યક્તિની સામાજિક ઉત્કર્ષ અને વિકાસમાં પરિપૂર્ણતા સાકાર કરવા માટે છે. વ્યક્તિનો સર્વાંગી વિકાસ અને તેની પ્રગતિ એ સમાજ અને સમાજના અન્ય સભ્યોનો પણ સામૂહિક વિકાસ છે. એ તેનો નિષેધ નથી. આ દૃષ્ટિએ પ્રાચીન ભારતમાં સ્વાતંત્ર્ય અને સામૂહિક જીવનનો સંવાદ જળવાઈ રહ્યો હતો. ભારતમાં પ્રાચીન સમયથી લોકશાહી પાંગરેલી હતી. રાજાશાહીમાં પણ વ્યક્તિને જરૂરી સ્વતંત્રતા આપવામાં આવી હતી. ઐતિહાસિક રીતે સમાજમાં વ્યક્તિને પોતાની બૌદ્ધિક, સૌંદર્યાત્મક, નૈતિક, રાજકીય, સામાજિક અને ભૌતિક શક્તિઓની યોગ્ય ખીલવણી માટે સ્વતંત્રતા હતી અને હોવી જરૂરી છે. પ્રાચીન ગણરાજ્યોમાં તેમજ આધુનિક સમાજમાં વ્યક્તિના મૂળભૂત અધિકારોને સ્વીકારવામાં આવ્યા છે. આમાં નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ એ ખ્યાલમાં રાખવું જરૂરી છે કે વ્યક્તિ એ બહારની દૃષ્ટિએ શરીર, પ્રાણતત્ત્વ અને મનતત્ત્વનો બનેલો છે. આ ત્રિપુટી વારંવાર તેના અહમ્‌તત્ત્વને પ્રાધાન્ય આપે છે અને તેના આત્મતત્ત્વ એવા હાર્દને દાબી દે છે. વ્યક્તિના વિકાસમાં તેનાં શરીર, પ્રાણતત્ત્વ અને મનને મહત્ત્વ આપવામાં આવે છે. તેનો સંકેત એવો નથી કે આત્મતત્ત્વને ભૂલીને તેના અહમ્‌ને જ વિકસાવવામાં આવે. કેટલીક વખત ભૌતિક અને પ્રાણલક્ષી પાસાંઓને જ પ્રાધાન્ય અપાય એવું બને. સાચી સ્વતંત્રતા એ નૈતિક અને આધ્યાત્મિક સ્વતંત્રતા છે. એ વ્યક્તિની વ્યક્તિમત્તાના પરિચય અને મૂર્તિમંતપણા દ્વારા સંભવિત બને છે. સ્વતત્ત્વના ભારતીય ખ્યાલ અનુસાર અહમ્‌તત્ત્વ એ વ્યક્તિનો યથાર્થ આત્મા નથી. અમુક વખતે રાષ્ટ્ર પણ આવા અયથાર્થ આત્મતત્ત્વને સાકાર કરવા પ્રયત્નશીલ રહે છે અને અમુક રાષ્ટ્ર જગતમાં શ્રેષ્ઠ છે, તે અમુક જાતિને ઉત્તમ કહેવરાવે છે. પરંતુ આધુનિક સમયમાં સ્વતંત્રતાના આદર્શની સાથે સમાનતાને પણ સરખું મહત્ત્વ આપવામાં આવ્યું છે એ સમજવું જોઈએ.

### ધર્મ અને આત્મલક્ષી તબક્કો

મનુષ્યનું આત્મતત્ત્વ એ ઉત્તમ રીતે મનુષ્યનાં શરીર, પ્રાણતત્ત્વ અને મનને અભિવ્યક્ત કરે છે તેમજ તેના યોગ્ય વિકાસને મૂર્ત કરે છે. ભારતીય તાત્ત્વિક ચિંતન અનુસાર આત્મતત્ત્વ એ પરમ સાર્વત્રિક સત્‌તત્ત્વનો નિત્ય અને સનાતન અંશ છે તેથી અન્ય આત્મતત્ત્વની સાથે પણ તેના હાર્દતત્ત્વને સાંકળે છે. એ સામાજિક દૃષ્ટિએ સ્પર્ધાની જગ્યાએ મનુષ્યના સામૂહિક જીવનમાં સંવાદ, પરસ્પર સહકાર અને સહજ અભિવ્યક્તિને રજૂ કરવા પ્રયત્નશીલ રહેશે. યુરોપના મધ્યયુગના વિકાસમાં ધર્મ અને સમાજ, ધર્મ અને રાજ્ય, ધર્મ અને ધર્મીઓ વચ્ચે સંઘર્ષ રહ્યો છે. એક ધર્મ અને બીજા ધર્મ વચ્ચે યુદ્ધ થયાં. પરંતુ જ્ઞાનોદય દ્વારા બૌદ્ધિક અને તાર્કિક યુગ પ્રવેશ્યો. જગતના માનવવિકાસના અમુક તબક્કામાં ધર્મ એ સંસ્થા બની ગયો. મનુષ્ય ધર્મને પોતાની વ્યક્તિગત લાગણી, નિષ્ઠા અને શ્રદ્ધાથી જોતો નહોતો પરંતુ તેના અધ્યક્ષ, સત્તા અને સર્વોપરીતાને જોતો હતો. મધ્યયુગમાં અનેક નાનાંમોટાં રાજ્યો હતાં અને રાજાઓ પોતાની સત્તા અને પોતાના

વર્ચસ્વ માટે અંદરોઅંદર યુદ્ધો કરતાં હતાં. તેમણે ધર્મનો પોતાની સત્તા ટકાવી રાખવા લાભ લીધો. તત્ત્વચિંતકોએ પણ આ વિચારસરણીને તાર્કિક આધાર આપ્યો. રાજા એ પરમતત્ત્વનો અંશ છે એવું મનાવા લાગ્યું. આથી ધર્મમાંથી દિવ્યતા અને આધ્યાત્મિકતાની બાદબાકી થઈ અને તેમાં પણ સત્ત્વનો નશો પ્રવેશ્યો.

જ્ઞાનોદય જુદા જુદા પ્રદેશોમાં જુદે જુદે સમયે આવ્યો છે. ભારતમાં પણ અઢારમી અને ઓગણીસમી સદી દરમ્યાન જ્ઞાનોદય વિકાસ પામ્યો. યુરોપમાં ધર્મને અતાર્કિક, અવૈજ્ઞાનિક અને અંધશ્રદ્ધાયુક્ત જ્ઞાન સાથે જોડવામાં આવે છે કારણ કે અંધકારના યુગ અને ત્યારબાદ ધર્મના અધિષ્ઠાતાઓએ પોતાની સત્તા દ્વારા લોકોને ધર્મના નામે હેરાન-પરેશાન કર્યા. ઘણા લોકોને પકડીને બાળવામાં આવ્યા કારણ કે તેઓ ધર્મનો વિરોધ કરતા હતા. તેઓ કેવળ શ્રદ્ધાથી ધર્મના આધિપત્યને સ્વીકારતા નહોતા. બુદ્ધિજીવીઓને દેશમાંથી હદપાર કરવામાં આવ્યા. આથી વિરુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિકોણે લોકોને નૈસર્ગિક ખ્યાલ આપ્યો. વિજ્ઞાને કહ્યું કે કુદરત એ ખુલ્લું પુસ્તક છે અને નિસર્ગના નિયમોથી પરિવર્તિત છે. તેનું ઇન્દ્રિયો દ્વારા ખુલ્લું નિરીક્ષણ કરી શકાય છે. તેમાં પ્રયોગો પણ શક્ય છે.

આમ રૂઢિ અને પરંપરાના તબક્કા પછી તર્કનો યુગ આવ્યો. તેમાં વિજ્ઞાન અને તેના વિવિધ આવિષ્કારો વિકાસ પામ્યા. અગાઉ વ્યક્તિને અહંકાર સમજવામાં આવતી હતી. તે હવે વ્યવસ્થિત રીતે બૌદ્ધિક અને સામાજિક પરિવેશ ધારણ કરવા લાગી. અગાઉ માન્યતાને વર્ચસ્વ મળતું હતું પણ હવે વૈજ્ઞાનિક યુગમાં માન્યતાની ચકાસણી થવા લાગી. લોકો ધીમે ધીમે આત્મલક્ષિતાને ઓળખવા લાગ્યા. જે રાજ્ય, સમાજ અને પ્રજા અહંભાવી હતી તેની જગ્યાએ વ્યાપક આધારો, બૌદ્ધિક કારણો, તાર્કિક વ્યવસ્થા અને પ્રાયોગિક શોધખોળે સ્થાન લીધું. રાજ્ય અને વ્યક્તિ વચ્ચે અમુક સમયે સંઘર્ષ ચાલતો હતો. વ્યક્તિને કેટલાક પ્રદેશોમાં ગુલામ પણ લેખવામાં આવતો હતો અને તેની સાથે હીન વર્તન થતું હતું. ભારતમાં પણ અમુક જાતિના સભ્યોને સભ્ય સમાજથી દૂર રાખવામાં આવતા હતા. આ અયથાર્થ અહમ્‌લક્ષિતા હતા. અમુક વ્યક્તિ અને સમાજ કુલીન લેખાતા હતા ત્યારે અમુક સમાજ અને રાજ્યોને યોગ્ય લાયકાત આપવામાં આવતી નહોતી. મુખ્યત્વે વ્યક્તિનું જે આગવું મૂલ્ય છે-સ્વતંત્રતા-તેને નકારી કાઢવામાં આવ્યું હતું. તે હવે જ્ઞાનોદય અને સુધારણાના તબક્કામાં આગળ ધરવામાં આવ્યું

વૈજ્ઞાનિક અભિગમ નિસર્ગ પૂરતો મર્યાદિત છે. તેથી તેમાં માનવવ્યક્તિમત્તા, મૂલ્યો અને વ્યાપક હિતની બાબતોને ઉમેરવાની છે. જ્યાં સુધી વિજ્ઞાન વ્યાપક હિતને લક્ષમાં ન રાખે ત્યાં સુધી વૈજ્ઞાનિક શોધને મૂલ્યલક્ષી ન કહી શકાય. આમ માનવ-ઇતિહાસમાં તર્ક કેવળ સૈદ્ધાંતિક ન રહ્યો પરંતુ તે વ્યવહારુ બન્યો. એ સાચું છે કે વિજ્ઞાનની કેટલીક શોધો માનવશરીર, સ્વાસ્થ્ય, સામાજિક વિકાસ અને શૈક્ષણિક પ્રગતિને ઉપકારક છે. પરંતુ આધુનિક યુગે બતાવ્યુ છે કે તેણે આપેલાં શસ્ત્રો, સરંજામ અને કુનેહ તેના નાશને નોતરી શકે છે. એ વ્યક્તિની સ્વતંત્રતા અને તેના મૂલ્યલક્ષી જીવન માટે હાનિકારક બની શકે છે. આ ઉપરાંત આધુનિક ઇતિહાસકાર જે સમાજના અર્થઘટનમાં આર્થિક અને ભૌતિક પરિબળોને સૌથી મહત્ત્વનાં લેખે છે અને સાંસ્કૃતિક તેમજ નૈતિક પરિબળોને ગૌણ લેખે છે એ વૈજ્ઞાનિક શોધો તેમજ નિયમને આધારો તરીકે રજૂ કરે છે; જેમકે 'શક્તિ એ યથાર્થ છે' (માઇટ ઇઝ રાઇટ) 'અનુકૂલન એ વિકાસ છે' (એડજસ્ટમેન્ટ ઇઝ ડેવલપમેન્ટ). આવા આનુભાવિક સામાન્યીકરણ પરથી ઇતિહાસકાર આર્થિક મનુષ્ય અને પરિસ્થિતિઓને વધુ મહત્ત્વના લેખે છે. ડારવિન એમ કહે છે કે જે 'સમર્થ શક્તિશાળી છે તે જીવી શકે છે.' એ વૈજ્ઞાનિક સત્ય પરથી સમાજશાસ્ત્રી અને અર્થશાસ્ત્રી એવું તારવે છે કે આર્થિક અને ભૌતિક સમૃદ્ધિ મનુષ્યને વિકાસ કરવા સક્ષમ બનાવે છે. આવા ખ્યાલોએ સમાજ અને રાજ્યના આધિપત્યના વિચાર સર્જેલા છે. જો વ્યક્તિ નિર્બળ હોય તો તે જીવન

જીવવા માટે પૂરી ક્ષમતા ધરાવતો નથી. જર્મન ચિંતક નિત્ઝ દઢ સંકલ્પ પર ભાર મૂકે છે અને જે બલવત્તર છે એ જીવવા માટે વધુ અધિકારી છે. આ અને અન્ય સિદ્ધાંત મનુષ્યના અયથાર્થ આત્મલક્ષીવાદ કે અહમ્‌તત્ત્વને મહત્ત્વ આપે છે. સ્વતત્ત્વ એ અહમ્‌તત્ત્વ છે એ વિચારે વ્યક્તિને ગેરમાર્ગે દોર્યો છે.

### સંસ્કૃતિ અને ચેતનતત્ત્વ

વિકાસ અને ઉત્ક્રાંતિને અધૂરી રીતે સમજવામાં આવ્યા છે. મનુષ્યનો જે સમાંતર અને ઊર્ધ્વ વિકાસ છે તે તરફ પૂરતું ધ્યાન આપવામાં આવ્યું નથી. તેના યોગ્ય ભાવિ, તેના ધ્યેય અને આદર્શોની પૂરતી નોંધ લેવામાં આવી નથી. સમાજના કેન્દ્રમાં જેમ તેની આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને નૈતિક પરિસ્થિતિઓ છે તેમ વ્યક્તિ સ્વયં રહી છે. વ્યક્તિમત્તા, ચારિત્ર્ય અને તેના વિકાસ પર સમગ્ર સમાજની આધારશિલા રહી છે. શ્રી અરવિંદ જીવનના અને જગતના ત્રણ મહત્ત્વના આદર્શો રજૂ કરે છે : ઈશ્વર, સ્વતંત્રતા અને એકતા. મનુષ્ય સ્વયં પોતાના પુરુષાર્થથી સર્વ ધ્યેયને અને પરિપૂર્ણતાને પ્રાપ્ત કરી શકે તેમ નથી. તે માટે તેને દિવ્યતત્ત્વ પર આધાર રાખવાનો છે. વિકાસના તબક્કાઓમાંથી મનુષ્યે પસાર થવાનું છે અને પ્રત્યેક તબક્કામાં દિવ્યતત્ત્વ આવિર્ભૂત છે.

મનુષ્ય સુસંસ્કૃત છે કે નહિ એ તેના આંતરિક ચેતનતત્ત્વ દ્વારા માલૂમ પડે છે કારણ કે આત્મતત્ત્વ સ્વયં સભાન અને ચેતન છે તેનું એક લક્ષણ 'ચિત્' છે. અલબત્ત નિમ્ન ચેતન, ચેતન અને અતિ-ચેતન એ તેનાં પાસાંઓ છે પરંતુ જ્યારે મનુષ્ય જીવનમાં અને વહેવારમાં ક્રિયાન્વિત થાય છે ત્યારે સભાન પાસાંથી બાહ્ય અને આંતરિક જગતને ધ્યાનમાં લે છે. જીવનની રીતભાત, તેની વહેવારની કલા અને ભાત તરીકે પ્રત્યેક સુધરેલી અને આદિવાસી કોમને તેની સંસ્કારિતા હોય છે પરંતુ તેનો સુસંસ્કૃત સત્ય એ વિશે સભાન અને જાગ્રત હોતો નથી. એ જ્યારે જાગ્રત બને છે ત્યારે એ સંસ્કૃત થાય છે. પ્રત્યેક જાગ્રત સંસ્કૃતિ વૈજ્ઞાનિક અને તાર્કિક પરિબળો સાથે સંલગ્ન હોય છે. અલબત્ત તેના વિવિધ અંશ અને માત્રા છે પરંતુ સત્યાસત્યના વહેવારમાં એ ઊણા ઊતરે છે અને પરિણામે વ્યક્તિલક્ષી તબક્કો ઉપસ્થિત થાય છે. વિજ્ઞાનનો જન્મ આશ્ચર્ય અને જિજ્ઞાસામાંથી થાય છે. આને સંતોષવા એ વસ્તુ અને બનાવનું પૃથક્કરણ કરે છે. તેનું ભાવવાચી રીતે સામાન્યીકરણ કરીને તેને નિયમમાં ફેરવે છે. વિજ્ઞાનના નિયમો, તેની પદ્ધતિ અને તેના નિષ્કર્ષો સામાજિક વિકાસ તેમજ વ્યક્તિના એકમને લાગુ પાડી શકાય તેમ નથી, કારણ કે વ્યક્તિ સભાન અને જાગ્રત છે. તેનું આત્મતત્ત્વ તેના શરીર અને પ્રાણતત્ત્વથી પર છે. એ સ્વતંત્ર અને સભાન છે.

મનુષ્ય એવું સભાન પ્રાણી છે જે ફક્ત પ્રાણીમય આવેગ અને પ્રવૃત્તિથી પર જાય છે તેમ નથી પરંતુ સત્યમ્, શિવ અને સુંદરને તેના ઉચ્ચ આદર્શો તરીકે નિશ્ચિત કરી તેને જીવનમાં જાળવે છે. પરમતત્ત્વ એ શિવ અને સૌંદર્યમય છે તેની આરાધના કરી તેની મર્યાદા નિશ્ચિત કરે છે. આ આદર્શો પ્રાચીન ગ્રીક સંસ્કૃતિમાં વિકસ્યા અને પાંગર્યા. એ સમયમાં પેરિક્લિસ, હોમર, વરજીલ, સોફોકલીસ, પ્લેટો અને એનેકસાગોરાસ જેવા લેખકો, રાજકારણી, ચિંતકો, કલાકારોએ સંસ્કૃતિનું આદર્શો દ્વારા સિંચન કર્યું. મધ્યયુગ દરમ્યાન ખ્રિસ્તીધર્મના ચિંતકોએ, આધુનિક યુગમાં ઇટલી, ફ્રાન્સ, ઇંગ્લેન્ડ અને રશિયાના લેખકો, કલાકારો અને વિચારકોએ તેમજ ભારતમાં પ્રાચીન અને અર્વાચીન મનીષી, લેખકો, કવિઓ અને કલાકારોએ ચિરંજીવી મૂલ્યોને સાકાર કર્યા છે. આ વિકાસમાં વિજ્ઞાન અને તર્ક ઓતપ્રોત થઈ ગયા છે અને તેમણે આત્મલક્ષી યુગને જન્મ આપ્યો છે. જ્યારે મનુષ્ય અંતર્મુખી બને છે ત્યારે એ સત્યને આત્મલક્ષી દૃષ્ટિએ નિહાળે અને મૂલવે છે. આખરે આત્મલક્ષી યુગ મનુષ્યને આધ્યાત્મિક યુગ તરફ દોરી જાય છે. જીવન અને જગતનું ધ્યેય મનુષ્યને દિવ્યતત્ત્વ તરફ દોરવા નિર્મિત છે. શરીર, પ્રાણતત્ત્વ અને મનતત્ત્વ મનુષ્યને પાર્થિવ જીવન સુધી લઈ જાય છે ત્યારે બુદ્ધિ, ચૈત્ય પુરુષ અને આનંદતત્ત્વ

તેને આધ્યાત્મિક જીવનના સોપાનો, તેની શરતો અને તાંદાત્મ્યની અનુભૂતિ કરાવે છે.

### તર્ક અને આત્મલક્ષી યુગ

તર્ક અને વિજ્ઞાન એ અલબત્ત મનુષ્યને સત્તત્ત્વના બારણા સુધી દોરી જાય છે પરંતુ તેના અંતરાત્માનાં ઊંડાણો સુધી ખેંચી શકતા નથી. એ વસ્તુ અને મૂલ્યને બાહ્ય વાસ્તવિક આકાર આપે છે. તેને હકીકત તરીકે રજૂ કરવા પ્રયત્નશીલ છે. ધાર્મિક ચેતનાને પણ તર્ક વાસ્તવિક રંગ આપે છે. વૈજ્ઞાનિક પદ્ધતિ તેને પૃથક્ પૃથક્ બીબાંઓમાં ઢાળવા યત્ન કરે છે. તેમાં તે નિષ્ફળ જાય છે. તેથી એ મનુષ્યને આત્મલક્ષી યુગ તરફ દોરે છે. જ્યારે મનુષ્ય અંતર્મુખી બને છે ત્યારે એ બુદ્ધિ અને તર્કથી પર જાય છે અને અંતર્ અનુભૂત મૂલ્યને પ્રતીત કરે છે. તાર્કિક યુગ જોકે સમાજ, જગત અને વ્યક્તિના વિકાસમાં મહત્ત્વનો છે અને તે સમાજને સ્વતંત્રતા, સમાનત્વના આદર્શોને મૂર્ત કરવામાં વિશિષ્ટ ફાળો આપે છે પરંતુ તે ભ્રાતૃભાવ, એકતા અને સંવાદિતા પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નીવડે છે. યુરોપ અને એશિયાના વિકાસમાં તાર્કિક યુગ એ ઘણો મહત્ત્વનો યુગ છે પરંતુ તેના વિશ્લેષણાત્મક કાર્યથી વિશેષ તે આગળ વધી શક્યો નથી. તે મુખ્યત્વે બૌદ્ધિક સમજૂતી પ્રદાન કરે છે. તે પ્રેમ, એકતા, વિશ્વાસ, સંવાદિતા અને સમર્પણનાં મૂલ્યો પ્રાપ્ત કરવામાં મદદરૂપ થતો નથી.

ઉપર્યુક્ત દૃષ્ટિએ મનુષ્યના બાહ્ય તેમજ આંતરિક, વ્યક્તિલક્ષી તેમજ સમાજલક્ષી વિકાસમાં પ્રતીકલક્ષી, પ્રકારલક્ષી (ટાઇપ્સ), રૂઢિલક્ષી, વૈજ્ઞાનિક અને વ્યક્તિલક્ષી તબક્કાઓ રજૂ કરી શકાય તેમ છે. આ તબક્કા તદ્દન ક્રમિક (લીનીયર) નથી પરંતુ તાર્કિક અને ચકાક છે. શ્રી અરવિંદ માને છે કે પ્રાચીન સમયથી અર્વાચીન સમય સુધી મનુષ્ય આ વિવિધ તબક્કાઓમાંથી પસાર થાય છે. તેમાં સમાજ પણ આ રીતે જૂથ, ગણ, જાતિ, સમવાય, કુળ, રાષ્ટ્ર અને સંવાદિત સભ્ય સમાજ તરીકે રૂપ ધારણ કરે છે અને પ્રગતિ સાધે છે. પરંતુ આખરે આધ્યાત્મિક સમાજ રચવો અને વ્યક્તિને પૂર્ણ સ્વ-સંવાદિત, આધ્યાત્મિક બનવા પ્રેરવાનો છે. તે તેનું સાચું લક્ષ છે.

વ્યક્તિલક્ષી યુગ મનુષ્યને સ્વતંત્ર અને બધાની સાથે સમાન હોવાનો આગ્રહ સેવે છે. સ્વતંત્રતા એ કેવળ મનોવૈજ્ઞાનિક સ્વતંત્રતા નથી. એ અજ્ઞાનની પણ ઊપજ હોઈ શકે છે. 'સ્વ'નું સ્થાપન કરીને યોગ્ય રીતે મનુષ્યે 'સ્વ'તંત્ર'ને શોધવું જોઈએ. આ દર્શાવે છે કે સ્વતંત્રતા એક આદર્શ અને ઉદ્દેશ તરીકે જ્ઞાનની પ્રાપ્તિની બાબત છે. એ મનુષ્યને અંતર્મુખી બનાવે છે. જેમ 'અર્થ' અને 'કામ' મનુષ્યની ઇચ્છાનાં પરિણામો છે તેમ યથાર્થ સ્વતંત્રતા એ જ્ઞાનનું પરિણામ છે. જેમ વ્યક્તિ આત્મલક્ષી બને છે તેમ સમાજ પણ અતાર્કિક, તાર્કિક અને જ્ઞાનના જરૂરી તબક્કામાંથી પસાર થાય છે. પ્રાચીન સમયમાં જ્ઞાતિનો વિરોધ થયો અને શ્રમણોએ માનવજાતિમાં સમાનતા સ્થાપવા પ્રયત્ન કર્યો તેનું કારણ આ આદર્શની શોધ છે. અર્વાચીન સમયમાં પણ મહામંડળો માનવજાતિમાં સમાનતાને મૂર્ત કરવા પ્રયત્નશીલ છે. પરંતુ જ્યાં સુધી યથાર્થ સ્વતંત્રતા ઈશ્વર અને સંવાદપરક એકતાના આદર્શોને સાકાર ન થાય ત્યાં સુધી એ શક્ય નથી. 'હ્યુમન સાઇકલ'નાં છેલ્લા ત્રણ પ્રકરણોમાં શ્રી અરવિંદ આ શક્યતા, તેની શરતો અને આધ્યાત્મિકતાનાં વિધાયક લક્ષણોનું આલેખન કરે છે.

### ઉપસંહાર

જ્યારે તર્કની ભાવવાચીતા સમાજ અને રાજ્યને લાગુ પાડવામાં આવે છે, ત્યારે તેમાં સમાજ અને રાજ્યને અંતિમ તેમજ આખરી સમજવાનો પ્રયાસ થાય છે. પરિણામે વ્યક્તિ એ રાજ્યનું પ્યાદું બની જાય છે. આથી વ્યક્તિનું આત્મતત્ત્વ ક્ષીણ થઈ જાય છે અને તેનું મૂલ્ય નહિવત્ બને છે. આવું જર્મની અને રશિયામાં બનવા પામ્યું. રાજ્ય દિવ્ય છે, તે અંતિમ છે. તેમાંથી એવું ફલિત થાય છે કે વ્યક્તિ એ રાજ્યનો એક અંશમાત્ર છે. વાસ્તવમાં વ્યક્તિનું વિશેષ મૂલ્ય છે અને તેનો અભિપ્રાય તેમજ

તેનું મૂલ્ય ગણનાપાત્ર છે. પરાત્પર તત્ત્વ સ્વયં વ્યક્તિ સાથે તાદાત્મ્ય ધરાવે છે. સમાજમાં તેનું મહત્ત્વ ચાવીરૂપ છે. ત્યાં તર્કની પ્રકૃતિ સમાજ અને રાજ્યને માપવામાં નિષ્ફળ જાય છે.

આ રીતે વિકાસના વિવિધ તબક્કાઓમાં મનુષ્ય માટે ઉચ્ચ અને ઊર્ધ્વ ધ્યેય તેમજ આદર્શની આવશ્યકતા રહે છે. તે પોતાનાં ઉપલબ્ધ સાધન જેવાં કે રૂઢિ, પ્રચલિત સમાજ, ધર્મ, પરંપરાથી ચલાવી શકે તેમ નથી. તેનાથી પર જઈને જે પરાત્પર છે તેને સમજવાની અને જીવનમાં સાકાર કરવાની જરૂર છે. આ આવશ્યકતા વિના તેનું વ્યાવહારિક અને સાંસારિક જીવન અધૂરું રહે છે. સમાજ પણ આધ્યાત્મિકતાના રસાયણ અને ધ્યેય વિના અધૂરો રહે છે. સમાજ અને રાજ્યમાં સ્પર્ધા, શોષણ, ભય, વિકૃતિ, દમન અને ગુલામીનાં પરિબળો હાજર રહે છે અને તેને વિનાશ તરફ દોરે છે.

ઉપરોક્ત લેખ લખવામાં મને નીચેનાં પુસ્તકો ઉપયોગી થયાં છે :


૧. 'સોશ્યલ ફિલોસોફી ઑફ શ્રી અરવિંદ' : કિશોરભાઈ ગાંધી : આશ્રમ : પોંડિચેરી : ૧૯૬૯.
૨. 'હ્યુમન સાઇકલ, આઇડીયલ ઑફ હ્યુમન યુનિટી, વૉર એન્ડ સેલ્ફ ડેટરમિનેશન' : શ્રી અરવિંદ ઇન્ટરનૅશનલ સેન્ટર ઑફ એજ્યુકેશન : આશ્રમ : પોંડિચેરી : ૧૯૬૨.
૩. 'કન્ટેમ્પરરી સોશ્યોલૉજિક થિયરીઝ' : (એડ.) કૌફ માન : લંડન યુનિવર્સિટી : લંડન : ૧૯૪૯.




## ગઝલ

શબ્દની આજુબાજુ ઘૂમ્યા કર
અર્થના શ્વાસ સંગ જીવ્યા કર.

જો વિરહ બહુ અસહ્ય લાગે તો
પ્રેમમાં ખાલી તું ન ડૂબ્યા કર.

કોણ કહે છે કે પત્ર કોરો છે ?
મેં લખેલું તું મૌન વાંચ્યા કર.

પંથ થંભી જશે, ચરણનું શું ?
મનથી મક્કમ બની તું ચાલ્યા કર.

એ હકીકત નથી છતાં પણ તું
સ્વપ્નના બોજને ઉઠાવ્યા કર.

**દિલીપ મોદી**

## ગઝલ

આ સફળતાની ય આદત હોય છે,
ને નશામાં ક્યારે રાહત હોય છે ?!

આંખમાં અશ્રુની માફક રહી શકે,
લાગણીમાં એ નજાકત હોય છે.

વાહ સાથે આહ નિપજાવી શકે,
હા, ગઝલમાં એ કરામત હોય છે.

દર્દ જ્યાં હો ઝીણું ઝીણું, હે સખી,
ત્યાં ખરેખર મોટી આફત હોય છે.

એક રાજાએ બધાને કહી દીધું,
પ્રેમની અદ્દ્ભુત ઇમારત હોય છે.

**સંધ્યા ભટ્ટ**

# રામાયણ અને મહાભારત : પુરાણ કે ઈતિહાસ ?

દિનકર જોષી

સંસ્કૃત સાહિત્યના ઉપલબ્ધ પ્રાચીન ધર્મગ્રંથોનું જ્યારે વિભાગીકરણ કરવામાં આવે છે ત્યારે રામાયણ એને મહાભારતને કયા વર્ગમાં વિભાજિત કરવા એ વિશે વિદ્વાનોમાં સતત મતભેદ પ્રવર્તતો જણાયો છે. જે સરળતાથી વેદો, ઉપનિષદો, બ્રાહ્મણગ્રંથો, આરણ્યકો આ બધાનું સુસ્પષ્ટ વિભાજન કરી શકાયું છે એટલી સ્પષ્ટતાથી રામાયણ અને મહાભારતનો વર્ગ નિશ્ચિત થઈ શકતો નથી. ક્યારેક આ બંને ગ્રંથોને પુરાણ તરીકે ઓળખવામાં આવે છે તો ક્યારેક એમનો પરિચય ઈતિહાસના વર્ગમાં પણ આપવામાં આવે છે. મહર્ષિ વ્યાસે પુરાણ ગ્રંથોનું જે ચોક્કસ વર્ગીકરણ કર્યું છે એમાં અઢાર પુરાણોની ગણના કરવામાં આવી છે. આ અઢારની સંખ્યામાં શ્રીમદ્ ભાગવતનો સમાવેશ થાય છે પણ રામાયણ કે મહાભારત આમાં લેખાયા નથી. આ અઢારેયની કુલ શબ્દસંખ્યા ચાર લાખની ગણાઈ છે અને આ અઢારેય પુરાણોને પાછાં બીજાં અઢાર ઉપપુરાણો હોવાની વાત પણ સર્વસ્વીકૃત છે. આ તમામ પુરાણોમાં વિષ્ણુપુરાણ કદાચ સહુથી પ્રાચીન મનાય છે. એટલું જ નહિ, કોઈ પુરાણ તો છેક ૧૧મી કે ૧૨મી સદીમાં પણ રચાયાં હોવાની વાતો વિદ્વાનો એના કલેવરમાંથી શોધી કાઢે છે.

પુરાણ એટલે પ્રાચીન એટલો અર્થ આપણે સર્વસાધારણ રીતે જાણીએ છીએ. પુરાણોમાં એવી એવી અને એટલી બધી કથાઓ સમાયેલી છે કે કાળક્રમે પુરાણ શબ્દનો અર્થ કલ્પિત કથા અથવા ગપ્પું એવો અર્થ પણ રૂઢ થઈ ગયો છે. (ભગવદ્-ગોમંડળે આ બંને અર્થો આપેલા છે.) પુરાણનો અંગ્રેજી સમાનાર્થી શબ્દ Mythology છે અને આ Mythology શબ્દ Myth ઉપરથી બનેલો છે. આ Myth શબ્દનો ઓક્સફર્ડ ડિક્શનરી આવો અર્થ આપે છે : Purely fictions narrative (story) involving super natural persons. આપણા સંસ્કૃત શબ્દકોશોએ પુરાણ શબ્દનો અર્થ પૂર્વનું આખ્યાન એવો કર્યો છે અને પછી પુરાણ શબ્દને વધુ વિસ્તૃત કરતાં લખ્યું છે કે પુરા ભવ, પુરા નીયતે એટલે કે જે પહેલાં થઈ ચૂક્યું છે એવો ઈતિહાસ. આમ પુરાણમાં પણ ઈતિહાસ અભિપ્રેત છે. પણ પુરાણ એ માત્ર ઈતિહાસ નથી. ઈતિહાસ ઉપરાંત વિશેષ એ કંઈક છે. પ્રત્યેક પુરાણમાં મૂળભૂત રીતે ઈતિહાસ અભિપ્રેત છે પણ ઈતિહાસ ગ્રંથોમાં પુરાણનું સ્થાન હોઈ શકે નહિ. પુરાણમાં 'પૂર્વનું આખ્યાન' અવશ્ય અભિપ્રેત છે પણ એનો અર્થ એવો નથી કે એ ઈતિહાસગ્રંથ છે. ઈતિહાસ અને પુરાણ આ બંને ક્યાં અને કેટલી હદે જુદાં પડે છે એ થોડુંક સમજી લેવા જેવું છે.

આપણે ભારતીયો ઈતિહાસ વિશે બહુ સભાન નથી એવું નિરીક્ષણ પશ્ચિમના વિદ્વાનો કરે છે. એમની આ વાતમાં તથ્ય પણ છે. ઈતિહાસ એટલે ઘટના, જે બન્યું છે તે. જે પૂરું થઈ ગયું છે એને ઈતિહાસ કહેવાય છે. એટલે કે જે બન્યું એ જેવું બન્યું એવું જ તથ્યગત સ્વરૂપે શબ્દબદ્ધ કરીએ તો એને ઈતિહાસ કહેવાય. આમાં અમુક રાજા અમુક વર્ષમાં અમુક તારીખે જન્મ્યો કે મર્યો અને આટલાં વર્ષો રાજ કર્યું આ વિગતોની ચોકસાઈનું ભારે મહત્ત્વ હોય છે. ઈતિહાસનો અર્થ સામાન્યતઃ રાજાઓની વંશાવળી એવો જ થતો રહ્યો છે. જવાહરલાલ નહેરુએ જેલમાંથી લખેલા પત્રોમાં ઈન્દિરાજીને ઈતિહાસ શીખવતાં લખ્યું હતું - શેક્સપિયર રાણી વિક્ટોરિયાના જમાનામાં થયો હતો. આ વાંચીને વિનોબાજીએ જવાહરલાલને લખ્યું હતું કે ઓછામાં ઓછું જવાહરલાલે તો ઈન્દિરાને એમ શીખવવું જોઈતું હતું કે શેક્સપિયરના જમાનામાં રાણી વિક્ટોરિયા રાજ કરતી હતી ! આપણે બધા જાણીએ છીએ કે રાણી

વિક્ટોરિયાને થોડાક અંગ્રેજો સિવાય હવે કોઈ સંભારતું નથી અને વિક્ટોરિયાઓ પણ ઇંગ્લેન્ડના ઇતિહાસમાં સુધ્ધાં એકથી વધારે નોંધાયેલી છે. (મુંબઈની ઘોડાગાડીઓ પણ એક જમાનામાં વિક્ટોરિયા કહેવાતી હતી.) શેક્સપિયર નામ સાથે હજુ સુધી બીજું કોઈ સંકળાયું નથી એટલું જ નહિ, પાંચસો વર્ષ પછી પણ દુનિયાના કરોડો માણસો આ નામથી પરિચિત છે. આમ છતાં પાશ્ચાત્ય પરંપરામાં ઇતિહાસ એટલે રાજા કે રાણી જ છે. ભારતીય પરંપરાએ રાજા કે રાણીઓની વાત નથી આલેખી એવું નથી, પણ એને પ્રાધાન્ય નથી આપ્યું. દશરથની વાત આલેખતી વખતે વિશ્વામિત્ર કે વસિષ્ઠના વધુ તેજસ્વી આલેખને કર્યા છે એટલું જ નહિ, દશરથની સાલ, એનો જન્મ, એનું મૃત્યુ, આ બધાની તવારીખ એમને ખાસ નોંધનીય લાગી નથી. રામ હોય કે કૃષ્ણ, બુદ્ધ હોય કે મહાવીર, અશોક હોય કે ચંદ્રગુપ્ત, આ બધા અમુક તિથિએ જન્મે કે અમુક તિથિએ નિર્વાણ પામે એથી શો ફરક પડે છે ? આ તિથિઓ એકને બદલે બીજી હોય તો એનાથી બુદ્ધના બુદ્ધત્વમાં કે કૃષ્ણના કૃષ્ણત્વમાં શો ફરક પડે છે ? ભારતીય પરંપરાને મન મૂળ વાત એમની તિથિઓ નથી પણ એમનું કર્તૃત્વ છે, એમનું પ્રદાન છે.

અને આપણે એ પણ જાણીએ છીએ કે ઇતિહાસ એટલે જે ખરેખર બન્યું એની જ વાત એ તો વહેવારમાં શબ્દકોશનો જ અર્થ રહ્યો છે. ખરેખર ભલે ગમે તે બન્યું હોય તો પણ ઇતિહાસની રચના વિજેતાઓ મારફતે થતી હોવાને કારણે એમના દૃષ્ટિબિંદુનો જ એમાં સમાવેશ થતો હોવાનો આપણને સહુને સામાન્ય અનુભવ છે. દૂર શા માટે જવું જોઈએ ? સ્વાતંત્ર્યોત્તર પચાસ વરસના કાળમાં આપણે જોયું છે કે રાજ્યે રાજ્યે જ્યારે શાસકો બદલાયા છે ત્યારે ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોનું કથન બદલાઈ જતું હોય છે. પચાસ વરસ પહેલાં જે ઔરંગઝેબ ધર્માંધ અને જુલ્મી કટ્ટરવાદી સમ્રાટ તરીકે ઇતિહાસમાં નોંધાતો હતો એ ઔરંગઝેબને હવે નવેસરથી આલેખવામાં આવે છે. મુસલમાનોએ મંદિરો તોડી પાડ્યાં હતાં એવું પહેલાં ઇતિહાસમાં લખાતું. હવે પશ્ચિમ બંગાળના ઇતિહાસમાંથી આવી વાત રદબાતલ કરવામાં આવી છે.

આમ હોવાથી ઇતિહાસને ભલે પ્રાધાન્ય આપવામાં આવતું હોય છતાં, ઇતિહાસ જેવો છે તેવો જ એ સ્વરૂપે સ્વીકારીને એને માન્ય કરવા જેવો નથી. આ તથ્ય કદાચ આપણા પ્રાચીન મેધાવી પુરુષો બરાબર જાણતા હોવા જોઈએ અને એટલે જ એમણે જ્યારે જ્યારે ઇતિહાસનું આલેખન કર્યું છે ત્યારે ત્યારે રાજાઓને, એમની વંશાવલિઓને, એમના વિજયોને ઘટનાક્રમ તરીકે ભલે લીધા હોય પણ આ ઘટનાક્રમના ઓઠિંગણ હેઠળ એમણે વાત તો પ્રજાની, એની સંસ્કૃતિની, એની આકાંક્ષાઓની અને તત્કાલીન પ્રવર્તમાન યુગની જ કરી છે. આમ હોવાને કારણે પાશ્ચાત્ય વ્યાખ્યાનુસાર આપણા આ કહેવાતા ઇતિહાસગ્રંથોમાં જોઈએ એવી ચોકસાઈ સાંપડતી નથી.

જ્યાં સુધી તથ્યને સંબંધ છે ત્યાં સુધી પુરાણ એ અર્થમાં ઇતિહાસ નથી. એક ચોક્કસ યુગનાં તથ્યોમાંથી સારવીને જો તત્ત્વો એકત્રિત કરીએ તો આ તત્ત્વોના પ્રાધાન્યનું આલેખન એ પુરાણ છે. ઇતિહાસ તત્કાલીન સમય પૂરતો જ મર્યાદિત છે. જે બન્યું એ બની ગયું, હવે એ સમાપ્ત થઈ ગયું, હવે એ માત્ર સ્મૃતિ જ છે. પુરાણ, આવું જે કંઈ બન્યું છે એ સમગ્રનો સરવાળો કરીને એનો નિચોડ કાઢે છે. નિચોડ કાઢવાની આ પ્રક્રિયામાં પુરાણ તથ્યગત મટીને તત્ત્વગત બને છે. વાત જ્યારે તત્ત્વની હોય છે ત્યારે એમાં કાવ્યનો સંસ્પર્શ થયા વિના ચાલે નહિ, કાવ્યનો અર્થ જ સંકેત, પ્રતીક અને સૌંદર્ય. આમ હોવાને કારણે પુરાણોમાં મૂળ ઘટનાઓ ઉપરાંત પ્રતીકાત્મક કથનો પણ ઉમેરાયાં. આવાં પ્રતીકાત્મક કથનો હંમેશાં પ્રતિભાશાળી સર્જકો દ્વારા જ આલેખાય એવું તો બને જ નહિ. જે રીતે બધી જ સાહિત્યિક રચનાઓ શેક્સપિયર કે કાલિદાસે જ આલેખી હોય એવું તો બને જ નહિ. કેટલાક નાના ગજાના અને ઓછી સૂઝસમજવાળા સર્જકો પણ 'હમ ભી ડીચ' કરીને મૂળ પૌરાણિક ઘટનાઓમાં પોતાનાં કથાનકો ઉમેરતા રહ્યા હોય એવું પુષ્કળ

પ્રમાણમાં બન્યું છે. આવા 'હમ ભી ડીચ' કથાનકોને કારણે વખત જતાં આ કથાનકો કલ્પિત કથાઓ અથવા ગપ્પાં તરીકે બદનામ થયાં હોય એવું લાગે છે.

પ્રાણીમાત્રના અસ્તિત્વમાં કામ એ અત્યંત પ્રબળ આવેગ છે અને આ આવેગને સંયમિત કરવો, નિયંત્રિત કરવો તથા એની ઊર્જાનો સર્જનાત્મક વિનિયોગ કરવો આ મૂળભૂત વાતને પ્રગટ કરવા માટે સંખ્યાબંધ પુરાણકથાઓ રચાઈ છે. આમાં એવાં એવાં સર્વોચ્ચ દેવદેવીઓને પણ એવી એવી કઢંગી રીતે ખરડવામાં આવ્યાં છે કે જેનાથી મૂળ ઉદ્દેશ તદ્દન નાશ પામે અને આવાં દેવદેવીઓ સુધ્ધાં જો કામ પાસે લાચાર હોય તો આપણું શું ગજું ? એવું પ્રત્યેક માણસ આશ્વાસન લેવા માંડે એવી રચનાઓ થઈ છે. શ્રીમદ્ ભાગવતમાં સુધ્ધાં વિષ્ણુના મોહિની સ્વરૂપ સાથે કામવિજેતા સ્વયં શિવજીએ જે રીતનો વહેવાર કર્યાનું આલેખન છે એ કોઈ કથાકાર ક્યારેય પોતાના પારાયણમાં કહેતો નથી - કહી શકે એમ પણ નથી. આવું સંખ્યાબંધ કથાનકો વિશે કહી શકાય એમ છે.

અને આમ છતાં પુરાણ કથાઓમાં જે અસંભવ લાગતાં કથાનકો છે એનું વિશેષ મહત્ત્વ બરાબર સમજી લેવા જેવું છે. આ સમજવામાં જ વિવેકબુદ્ધિની કસોટી છે. કારાવાસમાં પુરાયેલા વાસુદેવ અને દેવકીનું આઠમું સંતાન જન્મે ત્યારે ઘોર અંધારી રાત્રિ હોય, મુશળધાર વરસાદ વરસતો હોય અને આખી મથુરા નગરી-કારાગારના ચોકીદારો સુધ્ધાં-ઘસઘસાટ ઊંઘમાં પડ્યા હોય આ વાત જેવી છે તેવી સ્વીકારવાની જરૂર નથી. કૃષ્ણ એટલે અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ જનારું શુભ તત્ત્વ. આવું કોઈ શુભ તત્ત્વ જ્યારે અંધકારમાં સંઘર્ષ કરે છે ત્યારે એ સંઘર્ષમાં એને સહાયભૂત થવું એ તમામ અન્ય શુભ તત્ત્વોનો ધર્મ બની જાય છે. કૃષ્ણને મથુરાથી ગોકુળ પહોંચાડવા અનિવાર્ય છે. જો સુરક્ષિત રીતે પહોંચાડી ન શકાય તો કંસ એટલે કે અશુભ તત્ત્વનો નાશ શી રીતે થાય ? આમ હોવાથી પુરાણકાર માત્ર વસુદેવ, દેવકી, કંસ અને કૃષ્ણની જ વાત નથી કરતો, પણ શુભ અને અશુભ તત્ત્વોની પણ વાત એમાં ઉમેરે છે. કૃષ્ણને ગોકુળ લઈ જતી વેળાએ પ્રકૃતિ પણ વસુદેવને અનુકૂળ થઈ - ન થઈ હોય તો એણે થવું જોઈએ એવો પ્રતીકાત્મક સંદેશ એમાં છે, બુદ્ધે જ્યારે ગૃહત્યાગ કર્યો ત્યારે એમના ઘોડાની ખરીઓના અવાજથી મહેલમાં કે રાજમાર્ગ ઉપર કોઈ જાગી ન જાય એ માટે દેવોએ એ ઘોડાની ખરીઓ ઉપર કમળ જડી દીધાં હતાં એવું કથાનક બૌદ્ધ સાહિત્યમાં છે. એ જ રીતે, બુદ્ધ જ્યાં વિહાર કરતા ત્યાં બિનમોસમે પુષ્પો ખીલી ઊઠતાં અને સુકાયેલાં વૃક્ષો નવપલ્લવિત થઈ જતાં એવાં વાક્યો પણ લખાયેલાં છે. મહાવીર ઉઘાડા પગે જે માર્ગે વિચરણ કરતા એ માર્ગ ઉપર પથરાયેલા કાંટાઓ એવી રીતે ઊંધા થઈ જતા કે જેથી મહાવીરના પગમાં વાગે નહિ. આ બધી વાતોને સ્થૂળ ઘટનાત્મક વિજ્ઞાન સાથે કશો જ સંબંધ નથી. પુષ્પો આ રીતે ખીલે નહિ અને કાંટાઓ આપોઆપ ઊલટાઈ જાય નહિ અને આમ છતાં આ પુરાણ-કથા એટલું સૂચવે છે કે બુદ્ધ કે મહાવીર જેવા જ્યારે માનવજાતના કલ્યાણ માટે આટલું બધું કરી રહ્યા હોય ત્યારે પ્રકૃતિએ પણ એમને આટલો સહકાર આપવો જોઈએ. એવા અસંખ્ય કથાનકો છે કે જેમાં કોઈક શુભ ભાવ કે શુભ કર્મ ઇંગિત થાય કે તરત જ અંતરિક્ષમાં દેવતાઓ પ્રગટ થાય, 'સાધુ સાધુ'નો નાદ થાય, દુંદુભિ વાગે, પુષ્પવૃષ્ટિ થાય અને શીતળ સુગંધિત પવન વહેવા માંડે; ખરેખર આવું કંઈ જ ન બને, બની શકે પણ નહિ પણ સંકેત માત્ર એટલો જ છે કે જ્યારે કોઈ શુભ ભાવ કે શુભ કર્મનો નિશ્ચય થાય ત્યારે આવું બધું થવું જોઈએ, પ્રકૃતિએ પણ સહયોગ આપવો જોઈએ અને જો સ્વયં પ્રકૃતિ પણ આવો સહયોગ આપતી હોય તો માણસે પાછી પાની કેમ કરાય ? એણે તો પોતાની તમામ શક્તિથી આવાં શુભ તત્ત્વો સાથે ઊભા રહેવું જોઈએ. પુરાણકથાઓનો આ ઉદ્દેશ છે અને આવા ઉદ્દેશ માટે રચાયેલી આ કથાઓએ જરૂર પૂરતો ઇતિહાસનો ઉપયોગ કર્યો છે. આમ પુરાણોમાં ઇતિહાસ અવશ્ય છે પણ એ ઇતિહાસ પુરાણકથાનો ઉદ્દેશ નથી.

વખત જતાં પુરાણોમાં જે ઉમેરાઓ થતા ગયા,

નબળા હાથોએ પોતાની વાત લોકો સુધી પહોંચાડવા જે ભેળસેળ કરી એના પરિણામે પુરાણકથાઓમાં તત્ત્વગત કેટલું અને આ સેળભેળિયું કેટલું એ તારવવું અઘરું બન્યું. તારવણીનું આ કામ પણ સબળા હાથે જ થવું જોઈએ. આનું પરિણામ એ આવ્યું કે બહુમતી નબળા હાથોએ પોતાની મર્યાદા અનુસાર આવાં કથાનકોને જેમતેમ મારી-મચડીને ફેલાવી દીધાં. અસલી કથાનકોને પણ 'સૂકા ભેગું લીલું બળે' એમ એનાથી ભારે નુકસાન થયું. માત્ર સ્થૂળ ઘટનાક્રમોને જ ઇતિહાસ માનનારાઓએ કૃષ્ણજન્મના અને રામજન્મના પુરાવાઓ માગવા માંડ્યા. રામ ચૈત્ર માસની શુક્લ પક્ષની નવમીએ અયોધ્યામાં જન્મ્યા એવી સ્પષ્ટતા રામાયણમાં છે પણ કૃષ્ણ શ્રાવણમાસના કૃષ્ણપક્ષની અષ્ટમીએ જન્મ્યા હોવાની કોઈ વાત ભાગવતમાં ક્યાંય નથી. રામ અયોધ્યામાં જન્મ્યા હોવાનું કે કૃષ્ણ મથુરામાં જન્મ્યા હોવાનું કોઈ બર્થ સર્ટિફિકેટ ક્યાંય હાથવગું થાય નહિ. કૃષ્ણ મથુરા છોડીને દ્વારકા આવ્યા એ વાત ઇતિહાસનું પૃષ્ઠ છે પણ સોનાની દ્વારકાના મહેલમાં સુવર્ણજડિત પલંગમાં સૂતેલા કૃષ્ણને ગોકુળ, યમુના કે રાધા યાદ આવે અને એમની ઊંઘ ઊડી જાય એ ઇતિહાસ નથી પણ કવિતા છે અને કવિતા છે માટે પુરાણ છે. કપિલવસ્તુના રાજકુમાર સિદ્ધાર્થે ગૃહત્યાગ કર્યો એ ઇતિહાસ છે પણ ગૃહત્યાગની ક્ષણે, મહેલના દરવાજા સુધી પહોંચી ગયેલા રાજકુમારે છેલ્લી વાર પુત્ર રાહુલનું મોં જોઈ લેવા માટે પાછાં પગલાં વાળ્યાં આ નોંધ ઇતિહાસમાં ક્યાંય ન હોય, એ માત્ર અશ્વઘોષના 'બુદ્ધચરિત'માં હોય. અશ્વઘોષ ઇતિહાસકાર નહોતા, પુરાણકાર હતા. અશ્વઘોષે રાજકુમાર સિદ્ધાર્થને પુત્રનું મોં જોઈ લેવા માટે પાછા ફરતા જોયા નહોતા, એમની પાસે એનો કોઈ પુરાવોય નહોતો. આમ છતાં એમણે જે લખ્યું એ સર્વાંશે સત્ય જ હોય એ વિશે કોઈ શંકા કરી શકે નહિ. જો સિદ્ધાર્થમાં આટલી ઋજુતા ન હોત તો એ બુદ્ધ બન્યા જ ન હોત. ઇતિહાસ એની નોંધ જ ન લઈ શકે અને પુરાણને એની નોંધ લીધા વિના ચાલે જ નહિ.

ઇતિહાસ અને પુરાણ વિશે આટલી પાયાની સ્પષ્ટતા કર્યા પછી હવે આપણે રામાયણ તથા મહાભારતના સ્થાન વિશે થોડીક વિચારણા કરીએ. જોકે ઘટનાઓને સંબંધ છે ત્યાં સુધી આ બંને ગ્રંથોના કેટલાક ઉલ્લેખો ઉપર કરેલા જ છે. રામાયણની રચનાના આરંભે જ મહર્ષિ વાલ્મીકિએ દેવર્ષિ નારદને એવું પૂછ્યું છે કે અત્યારે, આ યુગમાં એવો કયો પુરુષ વિદ્યમાન છે કે જે ગુણવાન હોય, વીર્યવાન હોય, ધર્મજ્ઞ હોય, સત્યવક્તા, દૃઢપ્રતિજ્ઞ, સદાચારી, વિદ્વાન, ક્રોધને જીતવાવાળો અને અત્યંત સમર્થ હોય ? આ પૃચ્છાના ઉત્તરમાં નારદે વાલ્મીકિને રામકથા કહી છે. આમ રામ, વાલ્મીકિના સમકાલીન હતા એટલું જ નહિ, રામની આ કથા નારદે પોતાના સ્વાનુભવથી કહેલી હતી અને એ પછી ખુદ વાલ્મીકિ રામસભાનું એક પાત્ર બનીને ઉપસ્થિત થાય છે. આમ વાલ્મીકિ પણ રામકથાના સાક્ષી બન્યા છે, આટલા પૂરતો આ ઇતિહાસ છે પણ આ રામકથાનું જે આલેખન વાલ્મીકિએ કર્યું છે એ નર્યો ઇતિહાસ નથી રહી. આનું કારણ એ છે કે વાલ્મીકિનો ઉદ્દેશ અયોધ્યાના રાજાઓની વંશાવળીનો નહોતો. રામે દક્ષિણમાં પ્રવેશીને, આર્યોએ મેળવેલી આ વિજયની કથા છે એવું કહેનારાઓ એ વાત ભૂલી જાય છે કે સામ્રાજ્ય-વિસ્તારની આ કોઈ વાત નથી. કિષ્કિન્ધા જીતીને રામે એને અયોધ્યાનું ખંડિયું રાજ્ય બનાવ્યું નથી. લંકા જીત્યા પછી રામે એને ખાલસા કર્યું નથી. રામના જીવનમાં કેટલીક બચાવ ન થઈ શકે એવી ઘટનાઓ અવશ્ય છે પણ આ ઘટનાઓ, માનવજીવન કેટલું સંકુલ છે એનો જ સંકેત આપે છે. રામકથાનું પારાયણ કરનાર કથાકારો જીવનની જટિલતાની આ વાત કરતા નથી કેમકે એમણે પાયામાં વાલ્મીકિને નહિ પણ તુલસીદાસને રાખ્યા છે. વાલ્મીકિની રામકથા જેટલો મનુષ્યત્વનો સંસ્પર્શ પામી છે, તુલસીદાસની રામકથા આવા સંસ્પર્શથી ખાસ્સી દૂર રહી છે. આનું કારણ એ છે કે વાલ્મીકિ રામને પોતાની સગી આંખે જુએ છે અને તુલસીદાસ માત્ર ભક્તિભાવે જુએ છે.

મહાભારત, રામાયણ કરતાં અનેકગણો વધુ

સંકુલ ગ્રંથ છે. ઇક્ષ્વાકુ વંશ અને કુરુવંશની પૂર્ણ વંશાવળીઓ અત્રતત્ર જ્યાંત્યાંથી ઉપલબ્ધ થાય છે. રામાયણ જે રીતે રામને કેન્દ્રમાં રાખીને લખાયેલો ગ્રંથ છે એ રીતે મહાભારત કોઈ એક વ્યક્તિને લક્ષમાં રાખીને લખાયેલો ગ્રંથ નથી. મહાભારત સ્થળકાળના સંદર્ભથી પર ઊઠી શકે એવો માનવજીવનને સ્પર્શતો શાશ્વત ગ્રંથ છે. એના રચયિતા મહર્ષિ વ્યાસે પણ આરંભમાં પોતાના ઉદ્દેશની સ્પષ્ટતા કરી જ છે. પોતાના આ ઉદ્દેશની પૂર્તિ માટે એમણે જે કથાનકનો આશરો લીધો એ કથાનક અનાયાસે હસ્તિપુરનો રાજવંશ હતો અને એટલા પૂરતું એ ઐતિહાસિક તથ્ય આ મૂળ ઉદ્દેશમાં પ્રવેશ્યું છે. સ્વયં વ્યાસે પોતાના આ ગ્રંથને ઇતિહાસ અને પુરાણ એમ બંને રીતે ઓળખાવ્યો છે. આ ગ્રંથ ઇતિહાસ છે કેમકે એમાં જે બન્યું એની વાત વણી લેવામાં આવી છે અને આ ગ્રંથ પુરાણ પણ છે કેમકે એમાં, માત્ર જે બન્યું છે એની જ કથા નથી પણ જે હજુ, આજેય સતત બની રહ્યું છે એનીય વાત એમાં છે. જે બનવું જોઈએ અને છતાં ન બન્યું, એટલું જ નહિ એથી વિપરીત પણ બન્યું એ માનવજાતની મર્યાદાની કથા પણ એમાં છે. આમ પુરાણનો મૂળ ઉદ્દેશ શાશ્વતીના આલેખનનો છે એ મહાભારતમાં બરાબર વ્યક્ત થાય છે. અને આમ હોવા છતાં એનું તથ્યગત ઐતિહાસિક મૂલ્ય મુદ્દલ ઘટતું નથી.

ચમત્કારોને સંબંધ છે ત્યાં સુધી એવાં કેટલાંય કથાનકો પુરાણોમાં અને એ રીતે મહાભારતમાં પણ મળે છે કે જેનો સામાન્ય બુદ્ધિ પહેલી નજરે જ ઇન્કાર કરે. બાઇબલનાં કથાનકો આ જ રીતે ઈસુના ચમત્કારોની વાત કરે છે. ઈસુના આ ચમત્કારો માત્ર એટલું જ ઇંગિત કરે છે કે ઈસુ ઈશ્વરના પુત્ર હતા, ભારે પ્રતિભાશાળી હતા, અન્ય કોઈ ન કરી શકે એવું કરી શકવા સમર્થ હતા વગેરે. મહાભારતમાં કૃષ્ણના જીવન સાથે પણ ચમત્કારો સંકળાયેલા છે. કૃષ્ણે નાશ પામેલા ઉત્તરાના ગર્ભને સજીવન કર્યો એવો ચમત્કાર વ્યાસે આલેખ્યો છે. આપણે સહુ જાણીએ છીએ કે મૃત વ્યક્તિ સજીવન થઈ શકે નહિ. વ્યાસના આ કથાનક પાછળ મહત્ત્વ કૃષ્ણના કૃષ્ણત્વનું નથી પણ અશ્વત્થામા જેવા દુષ્ટકર્માઓનાં કૃત્યોનો પરાભવ કોઈ પણ સંજોગોમાં થવો જ જોઈએ આ સંદેશ છે. દુષ્ટોનો પરાભવ હંમેશાં થાય જ એવું બનતું નથી, આ આપણું દુર્ભાગ્ય છે. ભગવાન બુદ્ધ જેવાએ પણ 'ધમ્મપદ'માં એવું કબૂલ્યું છે કે दुस्सीलो हि बहुज्जनो (નાગવગ્ગો-૧) એટલે કે જગતમાં બહુમતી લોકો તો દુષ્ટો જ છે. આ પરિસ્થિતિમાં દુષ્ટોનો પરાભવ કરવા માટે કોઈ ને કોઈ મુઠ્ઠી ઊંચેરા શુભ તત્ત્વે આગળ આવવું પડશે, આગળ આવવું જોઈએ અને જરૂર પડ્યે પોતાના સમગ્ર જીવનને હોડમાં મૂકી દેવું જોઈએ. ઉત્તરાના ગર્ભને કૃષ્ણે સજીવન કર્યો એ ઘટનામાં કૃષ્ણનો ચમત્કાર જોવો એ મૂળ ઉદ્દેશ નથી. એનો મૂળ ભાવ સમજીને સંદેશ તારવવો એમાં જ વિવેકબુદ્ધિ છે. આમ બાઇબલના ઈસુના ચમત્કારો અને મહાભારતના કૃષ્ણના ચમત્કારો આ બંનેના અભિગમ વચ્ચે મૂળભૂત ફરક છે.

ઇતિહાસ પુરાવાઓ વિના આલેખી શકાતો નથી. પુરાણને આવા કોઈ પુરાવાઓની જરૂર નથી. ઇતિહાસનો આલેખક એની પાસે જે કંઈ પુરાવાઓ ઉપલબ્ધ થાય છે એ પુરાવાઓમાંથી તથ્યો તારવીને આપણને આપે છે. મોટાભાગે સંભવ એવો રહે છે કે આ તારવણીમાં એની સામાન્ય સમજદારી કરતાંય વિશેષ શક્તિશાળી એવાં બહારનાં પરિબળોએ એને આ કામમાં દોર્યો હોય. પુરાણકાર માટે આવું કહી શકાય એમ નથી. પુરાણની રચના એક મુઠ્ઠી ઊંચેરા દ્રષ્ટાની એક સ્વયંભૂ આંતરિક જરૂરિયાતને કારણે થતી હોય છે. પછી એના રચયિતા વ્યાસ હોય કે વાલ્મીકિ. પુરાણનું ભયસ્થાન એટલું જ છે કે એમાં સમયાંતરે નાના કદના સંખ્યાબંધ માણસોએ નાની, નજીવી અને નગણ્ય વાતોને મોટા મોટા વાઘા પહેરાવીને ઘુસાડી દીધી હોય છે અને એનું અધ્યયન કરતી વખતે મર્મજ્ઞની વિવેકબુદ્ધિ સરાણે ચડે છે. આવી વિવેકબુદ્ધિ જેનામાં ન હોય અથવા ઓછી હોય એના માટે પુરાણો અવશ્ય ગપ્પું બની રહે છે.



# ડી.સી.સી. વિ. હાઈસ્કૂલમાં દાયકો–૨

દુષ્યન્ત પંડ્યા

## (૨૮)

ડી.સી.સી. વિવિધલક્ષી હાઈસ્કૂલનું કાર્ય બરાબર ગોઠવાઈ ગયું. મકાનની પાછળ તથા બેઉ બાજુએ વિશાળ મેદાનો હતાં. વિદ્યાર્થીઓનો સારો એવો સમુદાય એનો લાભ લેતો અને, સૂર્યાસ્ત થયા પછી પણ પંદરવીસ વિદ્યાર્થીઓ એક કે બીજી રમતમાં વ્યસ્ત હોય.

અહીં કેટલાક નવતર અનુભવો થયા. અગ્યારમી શ્રેણીના વર્ગમાં વીસેક વર્ષની વયનો એક વિદ્યાર્થી દાખલ થયો હતો. શાળા ચાલુ થયાને થોડા દહાડા થયા એટલે વર્ગમાં સંસ્કૃત ભણાવતા શિક્ષક ફરિયાદ લઈને આવ્યા કે, '—લાલ, રોજ વર્ગમાં ઊંઘે છે.' એ વર્ગમાં ગણિત શીખવતા શિક્ષકે પણ એ વાતની ટાપસી પૂરી. એ બંને કુશળ શિક્ષકો હતા અને, વિદ્યાર્થીઓને રસ પડે તે રીતે વર્ગમાં શિક્ષણકાર્ય કરતા હતા. મેં એ વિદ્યાર્થીને બોલાવ્યો. મારો પહેલો સવાલ એની તબિયત અંગેનો હતો. એ કહે, 'તબિયત સારી છે' અને, એનો દેહ પણ તંદુરસ્ત જ દેખાતો હતો. 'તો પછી વર્ગમાં ઊંઘી જવાનું કારણ શું છે ?' મેં પ્રશ્ન કર્યો. ઉત્તરમાં એ ઢીલો થઈ ગયો. મને કહે :

'મારા બાપુજી ગુજરી જતાં નવાનગર હાઈસ્કૂલમાંથી પાંચ વરસ પહેલાં મારે ભણવાનું છોડી દેવું પડ્યું છે. મારા બાપુ વુલન મિલમાં નોકરી કરતા એટલે રહેમરાહે મને વાં નોકરી આપી છે. ઉંમરમાં નાનો હતો છતાં દોઢેક વરસ તો એમ જ હલાવ્યું. પછી મને અઢારનો ગણી મને રેગ્યુલર કર્યો. પણ મિલ અને હાઈસ્કૂલના ટાઇમ એક જ એટલે દસમા ધોરણેથી મારો અભ્યાસ અટકી ગ્યો'તો. આ સ્કૂલનો ટાઇમ અગ્યારનો છે એટલે હું રાતપાળીમાં કામ કરું છું. સવારે પાંચ–સાડા પાંચે સાડા ત્રણ માઈલ સાઇકલ ચલાવી ઘેર પહોંચું. પછી તરત જ નીંદર ક્યાંથી આવે ? ને આયાં આવવા માટે મોડામાં મોડો દસ વાગે તો હું ઊઠી જ જાઉં. જેમતેમ કરી માંડ અહીં ટેમસર આવું છું. મારી કોશિશ છતાં બારીમાંથી આવતા તળાવના ઠંડા પવનમાં મારી આંખ બંધ થઈ જ જાય છે. મને જે શિક્ષા કરવી હોય તે કરો. કાઢી મૂકશો તો ભણવાનું બંધ અને મિલમાં જિંદગી આખી મજૂરી કરીશ.'

એને પાણી આપી શાંત થવા કહ્યું. પછી હું બોલ્યો : 'આ વાત તમે પહેલાંથી કહી હોત તો તમારે વિશે શિક્ષકોને ગેરસમજ થાત નહીં. એમને તમારી વાત કરું જ છું. સૌની સહાનુભૂતિ જ તમને સાંપડશે. પણ, તમારે વર્ગમાં ઊંઘ તાણવાનો સમય ઓછો કરવો જ રહ્યો. તમને પા કલાક મોડા આવવાની છૂટ આપી શકાય – ભલે તમે પ્રાર્થના પછી આવો પણ, તમને વર્ગમાં આમ ઊંઘવાની છૂટ ન આપી શકાય. આગલી રાતે સિનેમાના ત્રીજા શોમાં ગયેલો વિદ્યાર્થી પણ એ જાતની છૂટ, તમારો દાખલો જોઈને હક્ક તરીકે માંગે.'

એને મારી વાત ગળે ઊતરી. એ વર્ગમાં ઊંઘી જાય છે તેવી ફરિયાદ કરનાર શિક્ષકસાથીઓને ગળે પણ એની વાત ઉતરાવી અને, પોતાનું શિક્ષણ ઊંઘપ્રેરક ન બને તે બાબત તકેદારી રાખવાની હળવી ટકોર પણ કરી.

એ વિદ્યાર્થી પહેલે જ પ્રયત્ને એસ.એસ.સી. પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ ગયો અને કંપનીમાં ઓફિસરપદે પહોંચી નિવૃત્ત થયો હતો.

જામનગરથી દ્વારકા જતાં પહેલું સ્ટેશન લાખાબાવળનું આવે છે. જામનગરથી એ દસ કિ.મી.ને અંતરે આવેલું છે. મીટરગેજ રેલગાડીના પાટા અમારી શાળા પાછળથી જ પસાર થતા હતા. એ સમયે લાખાબાવળમાં માત્ર પ્રાથમિક શિક્ષણની જ સગવડ હતી. ત્યાંના કેટલાક ગૃહસ્થો પોતાના દીકરાઓને

સંકુલ ગ્રંથ છે. ઇક્ષ્વાકુ વંશ અને કુરુવંશની પૂર્ણ વંશાવળીઓ અત્રતત્ર જ્યાંત્યાંથી ઉપલબ્ધ થાય છે. રામાયણ જે રીતે રામને કેન્દ્રમાં રાખીને લખાયેલો ગ્રંથ છે એ રીતે મહાભારત કોઈ એક વ્યક્તિને લક્ષમાં રાખીને લખાયેલો ગ્રંથ નથી. મહાભારત સ્થળકાળના સંદર્ભથી પર ઊઠી શકે એવો માનવજીવનને સ્પર્શતો શાશ્વત ગ્રંથ છે. એના રચયિતા મહર્ષિ વ્યાસે પણ આરંભમાં પોતાના ઉદ્દેશની સ્પષ્ટતા કરી જ છે. પોતાના આ ઉદ્દેશની પૂર્તિ માટે એમણે જે કથાનકનો આશરો લીધો એ કથાનક અનાયાસે હસ્તિપુરનો રાજવંશ હતો અને એટલા પૂરતું એ ઐતિહાસિક તથ્ય આ મૂળ ઉદ્દેશમાં પ્રવેશ્યું છે. સ્વયં વ્યાસે પોતાના આ ગ્રંથને ઇતિહાસ અને પુરાણ એમ બંને રીતે ઓળખાવ્યો છે. આ ગ્રંથ ઇતિહાસ છે કેમકે એમાં જે બન્યું એની વાત વણી લેવામાં આવી છે અને આ ગ્રંથ પુરાણ પણ છે કેમકે એમાં, માત્ર જે બન્યું છે એની જ કથા નથી પણ જે હજુ, આજેય સતત બની રહ્યું છે એનીય વાત એમાં છે. જે બનવું જોઈએ અને છતાં ન બન્યું, એટલું જ નહિ એથી વિપરીત પણ બન્યું એ માનવજાતની મર્યાદાની કથા પણ એમાં છે. આમ પુરાણનો મૂળ ઉદ્દેશ શાશ્વતીના આલેખનનો છે એ મહાભારતમાં બરાબર વ્યક્ત થાય છે. અને આમ હોવા છતાં એનું તથ્યગત ઐતિહાસિક મૂલ્ય મુદ્દલ ઘટતું નથી.

ચમત્કારોને સંબંધ છે ત્યાં સુધી એવાં કેટલાંય કથાનકો પુરાણોમાં અને એ રીતે મહાભારતમાં પણ મળે છે કે જેનો સામાન્ય બુદ્ધિ પહેલી નજરે જ ઇન્કાર કરે. બાઇબલનાં કથાનકો આ જ રીતે ઈસુના ચમત્કારોની વાત કરે છે. ઈસુના આ ચમત્કારો માત્ર એટલું જ ઇંગિત કરે છે કે ઈસુ ઈશ્વરના પુત્ર હતા, ભારે પ્રતિભાશાળી હતા, અન્ય કોઈ ન કરી શકે એવું કરી શકવા સમર્થ હતા વગેરે. મહાભારતમાં કૃષ્ણના જીવન સાથે પણ ચમત્કારો સંકળાયેલા છે. કૃષ્ણે નાશ પામેલા ઉત્તરાના ગર્ભને સજીવન કર્યો એવો ચમત્કાર વ્યાસે આલેખ્યો છે. આપણે સહુ જાણીએ છીએ કે મૃત વ્યક્તિ સજીવન થઈ શકે નહિ. વ્યાસના આ કથાનક પાછળ મહત્ત્વ કૃષ્ણના કૃષ્ણત્વનું નથી પણ અશ્વત્થામા જેવા દુષ્ટકર્માઓનાં કૃત્યોનો પરાભવ કોઈ પણ સંજોગોમાં થવો જ જોઈએ આ સંદેશ છે. દુષ્ટોનો પરાભવ હંમેશાં થાય જ એવું બનતું નથી, આ આપણું દુર્ભાગ્ય છે. ભગવાન બુદ્ધ જેવાએ પણ 'ધમ્મપદ'માં એવું કબૂલ્યું છે કે दुस्सीलो हि बहुज्जनो (નાગવગ્ગો-૧) એટલે કે જગતમાં બહુમતી લોકો તો દુષ્ટો જ છે. આ પરિસ્થિતિમાં દુષ્ટોનો પરાભવ કરવા માટે કોઈ ને કોઈ મુઠ્ઠી ઊંચેરા શુભ તત્ત્વે આગળ આવવું પડશે, આગળ આવવું જોઈએ અને જરૂર પડયે પોતાના સમગ્ર જીવનને હોડમાં મૂકી દેવું જોઈએ. ઉત્તરાના ગર્ભને કૃષ્ણે સજીવન કર્યો એ ઘટનામાં કૃષ્ણનો ચમત્કાર જોવો એ મૂળ ઉદ્દેશ નથી. એનો મૂળ ભાવ સમજીને સંદેશ તારવવો એમાં જ વિવેકબુદ્ધિ છે. આમ બાઇબલના ઈસુના ચમત્કારો અને મહાભારતના કૃષ્ણના ચમત્કારો આ બંનેના અભિગમ વચ્ચે મૂળભૂત ફરક છે.

ઇતિહાસ પુરાવાઓ વિના આલેખી શકાતો નથી. પુરાણને આવા કોઈ પુરાવાઓની જરૂર નથી. ઇતિહાસનો આલેખક એની પાસે જે કંઈ પુરાવાઓ ઉપલબ્ધ થાય છે એ પુરાવાઓમાંથી તથ્યો તારવીને આપણને આપે છે. મોટાભાગે સંભવ એવો રહે છે કે આ તારવણીમાં એની સામાન્ય સમજદારી કરતાંય વિશેષ શક્તિશાળી એવાં બહારનાં પરિબળોએ એને આ કામમાં દોર્યો હોય. પુરાણકાર માટે આવું કહી શકાય એમ નથી. પુરાણની રચના એક મુઠ્ઠી ઊંચેરા દ્રષ્ટાની એક સ્વયંભૂ આંતરિક જરૂરિયાતને કારણે થતી હોય છે. પછી એના રચયિતા વ્યાસ હોય કે વાલ્મીકિ. પુરાણનું ભયસ્થાન એટલું જ છે કે એમાં સમયાંતરે નાના કદના સંખ્યાબંધ માણસોએ નાની, નજીવી અને નગણ્ય વાતોને મોટા મોટા વાઘા પહેરાવીને ઘુસાડી દીધી હોય છે અને એનું અધ્યયન કરતી વખતે મર્મજ્ઞની વિવેકબુદ્ધિ સરાણે ચડે છે. આવી વિવેકબુદ્ધિ જેનામાં ન હોય અથવા ઓછી હોય એના માટે પુરાણો અવશ્ય ગપ્પું બની રહે છે.



# ડી.સી.સી. વિ. હાઈસ્કૂલમાં દાયકો-૨

દુષ્યન્ત પંડ્યા

## (૨૮)

ડી.સી.સી. વિવિધલક્ષી હાઈસ્કૂલનું કાર્ય બરાબર ગોઠવાઈ ગયું. મકાનની પાછળ તથા બેઉ બાજુએ વિશાળ મેદાનો હતાં. વિદ્યાર્થીઓનો સારો એવો સમુદાય એનો લાભ લેતો અને, સૂર્યાસ્ત થયા પછી પણ પંદરવીસ વિદ્યાર્થીઓ એક કે બીજી રમતમાં વ્યસ્ત હોય.

અહીં કેટલાક નવતર અનુભવો થયા. અગ્યારમી શ્રેણીના વર્ગમાં વીસેક વર્ષની વયનો એક વિદ્યાર્થી દાખલ થયો હતો. શાળા ચાલુ થયાને થોડા દહાડા થયા એટલે વર્ગમાં સંસ્કૃત ભણાવતા શિક્ષક ફરિયાદ લઈને આવ્યા કે, '—લાલ, રોજ વર્ગમાં ઊંઘે છે.' એ વર્ગમાં ગણિત શીખવતા શિક્ષકે પણ એ વાતની ટાપસી પૂરી. એ બંને કુશળ શિક્ષકો હતા અને, વિદ્યાર્થીઓને રસ પડે તે રીતે વર્ગમાં શિક્ષણકાર્ય કરતા હતા. મેં એ વિદ્યાર્થીને બોલાવ્યો. મારો પહેલો સવાલ એની તબિયત અંગેનો હતો. એ કહે, 'તબિયત સારી છે' અને, એનો દેહ પણ તંદુરસ્ત જ દેખાતો હતો. 'તો પછી વર્ગમાં ઊંઘી જવાનું કારણ શું છે ?' મેં પ્રશ્ન કર્યો. ઉત્તરમાં એ ઢીલો થઈ ગયો. મને કહે :

'મારા બાપુજી ગુજરી જતાં નવાનગર હાઈસ્કૂલમાંથી પાંચ વરસ પહેલાં મારે ભણવાનું છોડી દેવું પડ્યું છે. મારા બાપુ વુલન મિલમાં નોકરી કરતા એટલે રહેમરાહે મને વાં નોકરી આપી છે. ઉંમરમાં નાનો હતો છતાં દોઢેક વરસ તો એમ જ હલાવ્યું. પછી મને અઢારનો ગણી મને રેગ્યુલર કર્યો. પણ મિલ અને હાઈસ્કૂલના ટાઇમ એક જ એટલે દસમા ધોરણેથી મારો અભ્યાસ અટકી ગ્યો'તો. આ સ્કૂલનો ટાઇમ અગ્યારનો છે એટલે હું રાતપાળીમાં કામ કરું છું. સવારે પાંચ-સાડા પાંચે સાડા ત્રણ માઈલ સાઇકલ ચલાવી ઘેર પહોંચું. પછી તરત જ નીંદર ક્યાંથી આવે ? ને આયાં આવવા માટે મોડામાં મોડો દસ વાગે તો હું ઊઠી જ જાઉં. જેમતેમ કરી માંડ અહીં ટેમસર આવું છું. મારી કોશિશ છતાં બારીમાંથી આવતા તળાવના ઠંડા પવનમાં મારી આંખ બંધ થઈ જ જાય છે. મને જે શિક્ષા કરવી હોય તે કરો. કાઢી મૂકશો તો ભણવાનું બંધ અને મિલમાં જિંદગી આખી મજૂરી કરીશ.'

એને પાણી આપી શાંત થવા કહ્યું. પછી હું બોલ્યો : 'આ વાત તમે પહેલાંથી કહી હોત તો તમારે વિશે શિક્ષકોને ગેરસમજ થાત નહીં. એમને તમારી વાત કરું જ છું. સૌની સહાનુભૂતિ જ તમને સાંપડશે. પણ, તમારે વર્ગમાં ઊંઘ તાણવાનો સમય ઓછો કરવો જ રહ્યો. તમને પા કલાક મોડા આવવાની છૂટ આપી શકાય – ભલે તમે પ્રાર્થના પછી આવો પણ, તમને વર્ગમાં આમ ઊંઘવાની છૂટ ન આપી શકાય. આગલી રાતે સિનેમાના ત્રીજા શોમાં ગયેલો વિદ્યાર્થી પણ એ જાતની છૂટ, તમારો દાખલો જોઈને હક્ક તરીકે માંગે.'

એને મારી વાત ગળે ઊતરી. એ વર્ગમાં ઊંઘી જાય છે તેવી ફરિયાદ કરનાર શિક્ષકસાથીઓને ગળે પણ એની વાત ઉતરાવી અને, પોતાનું શિક્ષણ ઊંઘપ્રેરક ન બને તે બાબત તકેદારી રાખવાની હળવી ટકોર પણ કરી.

એ વિદ્યાર્થી પહેલે જ પ્રયત્ને એસ.એસ.સી. પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ ગયો અને કંપનીમાં ઑફિસરપદે પહોંચી નિવૃત્ત થયો હતો.

જામનગરથી દ્વારકા જતાં પહેલું સ્ટેશન લાખાબાવળનું આવે છે. જામનગરથી એ દસ કિ.મી.ને અંતરે આવેલું છે. મીટરગેજ રેલગાડીના પાટા અમારી શાળા પાછળથી જ પસાર થતા હતા. એ સમયે લાખાબાવળમાં માત્ર પ્રાથમિક શિક્ષણની જ સગવડ હતી. ત્યાંના કેટલાક ગૃહસ્થો પોતાના દીકરાઓને

સંકુલ ગ્રંથ છે. ઇક્ષ્વાકુ વંશ અને કુરુવંશની પૂર્ણ વંશાવળીઓ અત્રતત્ર જ્યાંત્યાંથી ઉપલબ્ધ થાય છે. રામાયણ જે રીતે રામને કેન્દ્રમાં રાખીને લખાયેલો ગ્રંથ છે એ રીતે મહાભારત કોઈ એક વ્યક્તિને લક્ષમાં રાખીને લખાયેલો ગ્રંથ નથી. મહાભારત સ્થળકાળના સંદર્ભથી પર ઊઠી શકે એવો માનવજીવનને સ્પર્શતો શાશ્વત ગ્રંથ છે. એના રચયિતા મહર્ષિ વ્યાસે પણ આરંભમાં પોતાના ઉદ્દેશની સ્પષ્ટતા કરી જ છે. પોતાના આ ઉદ્દેશની પૂર્તિ માટે એમણે જે કથાનકનો આશરો લીધો એ કથાનક અનાયાસે હસ્તિપુરનો રાજવંશ હતો અને એટલા પૂરતું એ ઐતિહાસિક તથ્ય આ મૂળ ઉદ્દેશમાં પ્રવેશ્યું છે. સ્વયં વ્યાસે પોતાના આ ગ્રંથને ઇતિહાસ અને પુરાણ એમ બંને રીતે ઓળખાવ્યો છે. આ ગ્રંથ ઇતિહાસ છે કેમકે એમાં જે બન્યું એની વાત વણી લેવામાં આવી છે અને આ ગ્રંથ પુરાણ પણ છે કેમકે એમાં, માત્ર જે બન્યું છે એની જ કથા નથી પણ જે હજુ, આજેય સતત બની રહ્યું છે એનીય વાત એમાં છે. જે બનવું જોઈએ અને છતાં ન બન્યું, એટલું જ નહિ એથી વિપરીત પણ બન્યું એ માનવજાતની મર્યાદાની કથા પણ એમાં છે. આમ પુરાણનો મૂળ ઉદ્દેશ શાશ્વતીના આલેખનનો છે એ મહાભારતમાં બરાબર વ્યક્ત થાય છે. અને આમ હોવા છતાં એનું તથ્યગત ઐતિહાસિક મૂલ્ય મુદ્દલ ઘટતું નથી.

ચમત્કારોને સંબંધ છે ત્યાં સુધી એવાં કેટલાંય કથાનકો પુરાણોમાં અને એ રીતે મહાભારતમાં પણ મળે છે કે જેનો સામાન્ય બુદ્ધિ પહેલી નજરે જ ઇન્કાર કરે. બાઇબલનાં કથાનકો આ જ રીતે ઈસુના ચમત્કારોની વાત કરે છે. ઈસુના આ ચમત્કારો માત્ર એટલું જ ઇંગિત કરે છે કે ઈસુ ઈશ્વરના પુત્ર હતા, ભારે પ્રતિભાશાળી હતા, અન્ય કોઈ ન કરી શકે એવું કરી શકવા સમર્થ હતા વગેરે. મહાભારતમાં કૃષ્ણના જીવન સાથે પણ ચમત્કારો સંકળાયેલા છે. કૃષ્ણે નાશ પામેલા ઉત્તરાના ગર્ભને સજીવન કર્યો એવો ચમત્કાર વ્યાસે આલેખ્યો છે. આપણે સહુ જાણીએ છીએ કે મૃત વ્યક્તિ સજીવન થઈ શકે નહિ. વ્યાસના આ કથાનક પાછળ મહત્ત્વ કૃષ્ણના કૃષ્ણત્વનું નથી પણ અશ્વત્થામા જેવા દુષ્ટકર્માઓનાં કૃત્યોનો પરાભવ કોઈ પણ સંજોગોમાં થવો જ જોઈએ આ સંદેશ છે. દુષ્ટોનો પરાભવ હંમેશાં થાય જ એવું બનતું નથી, આ આપણું દુર્ભાગ્ય છે. ભગવાન બુદ્ધ જેવાએ પણ 'ધમ્મપદ'માં એવું કબૂલ્યું છે કે दुस्सीलो हि बहुज्जनो (નાગવગ્ગો-૧) એટલે કે જગતમાં બહુમતી-લોકો તો દુષ્ટો જ છે. આ પરિસ્થિતિમાં દુષ્ટોનો પરાભવ કરવા માટે કોઈ ને કોઈ મુઠ્ઠી ઊંચેરા શુભ તત્ત્વે આગળ આવવું પડશે, આગળ આવવું જોઈએ અને જરૂર પડયે પોતાના સમગ્ર જીવનને હોડમાં મૂકી દેવું જોઈએ. ઉત્તરાના ગર્ભને કૃષ્ણે સજીવન કર્યો એ ઘટનામાં કૃષ્ણનો ચમત્કાર જોવો એ મૂળ ઉદ્દેશ નથી. એનો મૂળ ભાવ સમજીને સીઝ્રા તારવવો એમાં જ વિવેકબુદ્ધિ છે. આમ બાઇબલના ઈસુના ચમત્કારો અને મહાભારતના કૃષ્ણના ચમત્કારો આ બંનેના અભિગમ વચ્ચે મૂળભૂત ફરક છે.

ઇતિહાસ પુરાવાઓ વિના આલેખી શકાતો નથી. પુરાણને આવા કોઈ પુરાવાઓની જરૂર નથી. ઇતિહાસનો આલેખક એની પાસે જે કંઈ પુરાવાઓ ઉપલબ્ધ થાય છે એ પુરાવાઓમાંથી તથ્યો તારવીને આપણને આપે છે. મોટાભાગે સંભવ એવો રહે છે કે આ તારવણીમાં એની સામાન્ય સમજદારી કરતાંય વિશેષ શક્તિશાળી એવાં બહારનાં પરિબળોએ એને આ કામમાં દોર્યો હોય. પુરાણકાર માટે આવું કહી શકાય એમ નથી. પુરાણની રચના એક મુઠ્ઠી ઊંચેરા દ્રષ્ટાની એક સ્વયંભૂ આંતરિક જરૂરિયાતને કારણે થતી હોય છે, પછી એના રચયિતા વ્યાસ હોય કે વાલ્મીકિ. પુરાણનું ભયસ્થાન એટલું જ છે કે એમાં સમયાંતરે નાના કદના સંખ્યાબંધ માણસોએ નાની, નજીવી અને નગણ્ય વાતોને મોટા મોટા વાઘા પહેરાવીને ઘુસાડી દીધી હોય છે અને એનું અધ્યયન કરતી વખતે મર્મજ્ઞની વિવેકબુદ્ધિ સરાણે ચડે છે. આવી વિવેકબુદ્ધિ જેનામાં ન હોય અથવા ઓછી હોય એના માટે પુરાણો અવશ્ય ગપ્પું બની રહે છે.



# ડી.સી.સી. વિ. હાઈસ્કૂલમાં દાયકો–૨

દુષ્યન્ત પંડ્યા

(૨૮)

ડી.સી.સી. વિવિધલક્ષી હાઈસ્કૂલનું કાર્ય બરાબર ગોઠવાઈ ગયું. મકાનની પાછળ તથા બેઉ બાજુએ વિશાળ મેદાનો હતાં. વિદ્યાર્થીઓનો સારો એવો સમુદાય એનો લાભ લેતો અને, સૂર્યાસ્ત થયા પછી પણ પંદરવીસ વિદ્યાર્થીઓ એક કે બીજી રમતમાં વ્યસ્ત હોય.

અહીં કેટલાક નવતર અનુભવો થયા. અગ્યારમી શ્રેણીના વર્ગમાં વીસેક વર્ષની વયનો એક વિદ્યાર્થી દાખલ થયો હતો. શાળા ચાલુ થયાને થોડા દહાડા થયા એટલે વર્ગમાં સંસ્કૃત ભણાવતા શિક્ષક ફરિયાદ લઈને આવ્યા કે, '—લાલ, રોજ વર્ગમાં ઊંઘે છે.' એ વર્ગમાં ગણિત શીખવતા શિક્ષકે પણ એ વાતની ટાપસી પૂરી. એ બંને કુશળ શિક્ષકો હતા અને, વિદ્યાર્થીઓને રસ પડે તે રીતે વર્ગમાં શિક્ષણકાર્ય કરતા હતા. મેં એ વિદ્યાર્થીને બોલાવ્યો. મારો પહેલો સવાલ એની તબિયત અંગેનો હતો. એ કહે, 'તબિયત સારી છે' અને, એનો દેહ પણ તંદુરસ્ત જ દેખાતો હતો. 'તો પછી વર્ગમાં ઊંઘી જવાનું કારણ શું છે ?' મેં પ્રશ્ન કર્યો. ઉત્તરમાં એ ઢીલો થઈ ગયો. મને કહે :

"મારા બાપુજી ગુજરી જતાં નવાનગર હાઈસ્કૂલમાંથી પાંચ વરસ પહેલાં મારે ભણવાનું છોડી દેવું પડયું છે. મારા બાપુ વુલન મિલમાં નોકરી કરતા એટલે રહેમરાહે મને વાં નોકરી આપી છે. ઉંમરમાં નાનો હતો છતાં દોઢેક વરસ તો એમ જ હલાવ્યું. પછી મને અઢારનો ગણી મને રેગ્યુલર કર્યો. પણ મિલ અને હાઈસ્કૂલના ટાઇમ એક જ એટલે દસમા ધોરણેથી મારો અભ્યાસ અટકી ગ્યો'તો. આ સ્કૂલનો ટાઇમ અગ્યારનો છે એટલે હું રાતપાળીમાં કામ કરું છું. સવારે પાંચ–સાડા પાંચે સાડા ત્રણ માઈલ સાઇકલ ચલાવી ઘેર પહોંચું. પછી તરત જ નીંદર ક્યાંથી આવે ? ને આયાં આવવા માટે મોડામાં મોડો દસ વાગે તો હું ઊઠી જ જાઉં. જેમતેમ કરી માંડ અહીં ટેમસર આવું છું. મારી કોશિશ છતાં બારીમાંથી આવતા તળાવના ઠંડા પવનમાં મારી આંખ બંધ થઈ જ જાય છે. મને જે શિક્ષા કરવી હોય તે કરો. કાઢી મૂકશો તો ભણવાનું બંધ અને મિલમાં જિંદગી આખી મજૂરી કરીશ.'

એને પાણી આપી શાંત થવા કહ્યું. પછી હું બોલ્યો : 'આ વાત તમે પહેલાંથી કહી હોત તો તમારે વિશે શિક્ષકોને ગેરસમજ થાત નહીં. એમને તમારી વાત કરું જ છું. સૌની સહાનુભૂતિ જ તમને સાંપડશે. પણ, તમારે વર્ગમાં ઊંઘ તાણવાનો સમય ઓછો કરવો જ રહ્યો. તમને પા કલાક મોડા આવવાની છૂટ આપી શકાય - ભલે તમે પ્રાર્થના પછી આવો પણ, તમને વર્ગમાં આમ ઊંઘવાની છૂટ ન આપી શકાય. આગલી રાતે સિનેમાના ત્રીજા શોમાં ગયેલો વિદ્યાર્થી પણ એ જાતની છૂટ, તમારો દાખલો જોઈને હક્ક તરીકે માંગે.'

એને મારી વાત ગળે ઊતરી. એ વર્ગમાં ઊંઘી જાય છે તેવી ફરિયાદ કરનાર શિક્ષકસાથીઓને ગળે પણ એની વાત ઉતરાવી અને, પોતાનું શિક્ષણ ઊંઘપ્રેરક ન બને તે બાબત તકેદારી રાખવાની હળવી ટકોર પણ કરી.

એ વિદ્યાર્થી પહેલે જ પ્રયત્ને એસ.એસ.સી. પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ ગયો અને કંપનીમાં ઓફિસરપદે પહોંચી નિવૃત્ત થયો હતો.

જામનગરથી દ્વારકા જતાં પહેલું સ્ટેશન લાખાબાવળનું આવે છે. જામનગરથી એ દસ કિ.મી.ને અંતરે આવેલું છે. મીટરગેજ રેલગાડીના પાટા અમારી શાળા પાછળથી જ પસાર થતા હતા. એ સમયે લાખાબાવળમાં માત્ર પ્રાથમિક શિક્ષણની જ સગવડ હતી. ત્યાંના કેટલાક ગૃહસ્થો પોતાના દીકરા

વસતિ આવી જાય અને અમારા પણ બેત્રણ ફાંટા થઈ જાય.' એ વિદ્યાર્થિનીઓમાંથી બેએક બોલી.

'પણ પછી આગળ કંઈ તકલીફ થાય તો ?' મેં પ્રશ્ન કર્યો. ઉત્તરમાં મૌન. જાણે ઋષિ ધ્યાનમાં બેઠા.

'ભલે. તમે કહો છો તે પ્રમાણે આઠ-દસ દિવસ સુધી ચોકીદાર પૂનાભાઈ સાઇકલ ઉપર ભીડભંજન સુધી આવશે પણ, એ સાચો રસ્તો નથી.'

'તો સાચો રસ્તો કયો છે ?' ત્રણ-ચાર છોકરીઓએ જિજ્ઞાસા પ્રગટ કરી.

'તમારું રક્ષણ તમે જાતે કરો એ સાચો રસ્તો છે. આજે તમે આ શાળામાં છો. વહેલીમોડી તમે કોલેજે જવાની. ત્યાં કોણ ધ્યાન રાખનાર મળશે ? હિંમત કેળવી મવાલીઓનો સામનો કરો.' મેં સલાહ આપી.

'ચંપલ મારી શકાય ?' જરા ઝીણી આંખ કરી એક વિદ્યાર્થિની બોલી.

'જરૂર', મેં કહ્યું. 'અને તે એવા જોરથી મારવું કે ત્રણ દિવસ લગી ગાલ ચચરે.'

હિંમતમાં આવી જઈ એ વૃંદ ગેલ કરતું ગયું. અને તે જ સાંજે, બે રસ્તા-રોમિયોને ચંપલપ્રસાદી મળી. આ દશ્ય નિહાળનાર શાળાના કેટલાક વિદ્યાર્થીઓએ બીજી સવારે મારી પાસે આવી આ વધામણી આપી. પણ તે દિવસથી એ છોકરીઓનો માર્ગ સરળ થઈ ગયો. એમનામાં પણ જાણે નવું કૌવત પ્રગટ્યું.

શાળાનો આરંભ ૧૯૫૬ના જૂનમાં થયો હતો અને ૧૯૫૭ના જાન્યુઆરીમાં અમને મનોરંજન કાર્યક્રમ કરવાનું મન થયું. એ કાર્યક્રમે મને એક અગત્યનો પાઠ શિખવાડ્યો.

કાર્યક્રમ માટે તખ્તો જોઈએ. શાળાના મેદાનમાં જ એ ઊભો કરવાનું અમે નક્કી કર્યું. એ માટેના થાંભલા, પાટિયાં વગેરે, અમારા સંચાલક મંડળના મંત્રી શ્રી કાંતિભાઈની લાટીએથી ભાડે લાવવાનું નક્કી કર્યું. એમની દીકરી અને એમના બે ભત્રીજાઓ શ્રેણી અગ્યારમીના વર્ગમાં અભ્યાસ કરતાં હતાં. એ બેમાંથી એકના પિતા જ એ લાટીને થડે બેસતા. ત્યાંથી બધુ રેંકડીમાં નાખી લઈ આવ્યા. જાતે ખાડા ખોદી, થાંભલા ખોડી, વાંસ બાંધી, પાટિયાં મૂકી સ્ટેજ તૈયાર કર્યું અને રાતે એની ઉપર સૌ નાચ્યાં, કૂદ્યાં અને રાસે રમ્યાં. બીજે જ દિવસે સવારે રેંકડી મંગાવી બધો સામાન લાટી ભેગો કર્યો. પછી, એના ભાડા વિશે વાત કરવા હું શ્રી કાંતિભાઈની ઓફિસે ગયો. એન્કર લાઇનની એજન્સીની, માલ વહાણે ચડાવવાની મોટી પેઢી એ હતી. કાંતિભાઈએ હાસ્યથી સ્વાગત કર્યું. પછી મેં કાર્યક્રમની અને તખ્તા માટે એમની લાટીમાંથી લીધેલા માલની વાત કરી અને ભાડું પૂછ્યું.

બધી વાત શાંતિથી સાંભળતા કાંતિભાઈ જરા મલકાયા. પછી મને કહે : 'ભાડું ને દુષ્યન્તભાઈ ! ભાડું પૈસોયે નહીં. આ એક વાત. અને બીજું કહું છું તે બરાબર સાંભળી લો. તમારે નિશાળને માટે એક રૂપિયાનો કે લાખ રૂપિયાનો માલ જોઈતો હોય, કોઈ દિવસ મારી દુકાનેથી લેવાનો જ નહીં. અર્ધી કિંમતે મળતો હોય તો પણ નહીં. જે સંસ્થાના વહીવટ સાથે હું સંકળાયો છું તે સંસ્થા સાથે કોઈ પણ જાતના વેપારનો સંબંધ મારે ન જોઈએ. મારી દુકાનના ભાવ કરતાં દસગણે ભાવે ભલે મળતું હોય પણ તમારે મારી દુકાનેથી એક કાવડિયાના માલની ખરીદી ન કરવી.' જરા ગંભીર થઈ કહે, 'આ વાત જરાય ભૂલતા નહીં.'

કાંતિભાઈની આ વ્યવહારશુદ્ધિ મારે માટે અગત્યનો પાઠ બની ગઈ. એક કરતાં વધારે વાર એ ચૂંટણી લડ્યા છે પણ, એક પણ વાર, જે સંસ્થાઓ સાથે એ સંકળાયેલા હતા તેનાં કોઈ પણ સાધનનો કે કોઈ પણ માણસનો જરા સરખો પણ ઉપયોગ એમણે કર્યો નથી. ચૂંટણીમાં વિજય મેળવ્યા પછી, દેશના પંતપ્રધાન શ્રી લાલબહાદુર શાસ્ત્રી જામનગર આવ્યા હતા ત્યારે, એમના માનમાં રાખેલા ભોજનસમારંભમાં એમણે પ્રેમથી નોતરું દીધું છે.

કાંતિભાઈ વેપારમાંથી રાજકારણમાં પડેલા હતા. ખૂબ વિચક્ષણ હતા. પણ એમની વ્યવહારશુદ્ધિ બેનમૂન હતી. આ પાઠ પણ મારે માટે અગત્યનો હતો.



રમેશ ર. દવે

આવું કેમ થતું હશે ? - એને થયું. પણ વળતું પાછું એમ પણ થયું કે સાચો સવાલ તો એ છે કે લોકો આમ કેમ કરતા હશે ? ના, આ પણ સાવ સાચો સવાલ નથી. અહીં વાત લોકોની નથી, લોકો તો એમને ગમે તેમ વર્તે પણ જેને આપણે સ્વજન ગણીએ છીએ...ગણીએ છીએ શું ? જે સાવ સગાંવહાલાં છે એ માણસો આમ કેમ વર્તી શકે ?

એક પળ એને થઈ આવ્યું કે એ બહુ વિચારે છે-એક વાતની પાછળ પડી જાય છે તો પછી એને ઉકેલવા મથ્યા જ કરે છે. અને કદાચ એટલે જ એની સામે પહેલાં પ્રશ્નો અને પછી મથામણ દરમ્યાન એના ઉત્તરો અને ઉકેલોના વિકલ્પો ખડા થઈ જાય છે બાવળનાં ઝુંડ જેમ ! આ જુઓને લોકો, સ્વજનો અને માણસો-ની વાતે જ કેવું થયું ? લોકોને લોકો ન કહેતાં સ્વજનો કહીએ કે માણસો કહીએ - મૂળે કશો ફેર પડે છે ખરો ? મૂળ સવાલ તો એ જ છેને કે માણસ જો સાચ્ચે જ માણસ હોય તો સામા માણસ સાથે કે સામે... અરે, માણસ સાથે જ શા માટે, પશુપંખી અને ઝાડપાન સાથે પણ આમ વર્તી શકે ?

ઘડીક વાર માટે પાછા પડી ગયેલા એના મને માથું ધુણાવ્યું અને અનુભવ્યું કે આમ નિરાંતે, પ્રશ્નના મૂળ લગી પહોંચીને વિચારું છું એટલે તો લોકો, સ્વજનો અને માણસ-માણસાઈ એવા ભેદ કરી શકું છું. પણ પાછું આગળ ન વધાયું... શું હું માણસ છું તેથી જ પપ્પાની આ તકલીફ... આ પીડાનો અનુભવ કરું છું - પામી શકું છું ? પણ ધારી લઈએ કે પપ્પાની સાથે જે દુર્ઘટના ઘટી છે...રાધર ઘટી રહી છે એવી જ સ્થિતિ મિતાલીના પપ્પાની હોય તો...તો પણ શું પોતે એમની આવી અબોલ, અસહ્ય પીડા માટે આટલી તીવ્રતા અનુભવે ખરી ? અથવા હજુ આનાથી પણ દૂરની વાત કરીએ તો, કોઈ અજાણ્યા કુટુંબનો, સાવ અજાણ્યો કોઈ પ્રૌઢ પુરુષ, પપ્પા વેઠી રહ્યા છે એવી મર્માન્તક વેદના-વિટંબણા વેઠતો હોય-તો પણ પોતે આમ, આટલું ઉપરતળે થયા કરત અને ઉજાગરે સૂવત ? આજકાલ ચોવીસે કલાક અને ત્રીશે દિવસ મનમાં જે ઘમસાણ લડાઈ ચાલે છે ને છતાં મૂળ વાતનો કશો આરો-ઓવારો દેખાતો નથી, કદાચ માર્ગ-ઉકેલ મળી આવે છે તો પણ અમલમાં મૂકી શકાતો નથી-એવી અણઉકેલ પરિસ્થિતિમાં પોતે મુકાત ખરી ?

ના, કદાચ આટલી તીવ્રતા ન હોત. પણ આ દૂર-નજીકની વાત સ્વીકારી લઈએ તો પણ મૂળ સમસ્યાનો કંઈ હલ નીકળી આવતો નથી. વેઠનાર વ્યક્તિ મારા પપ્પા છે તેથી હું આટલી બધી અકળાઉં છું એ કબૂલ - કાનબૂટ કબૂલ ! પણ પપ્પા જેમને લીધે આ બધું વેઠી રહ્યા છે એ સૌ પણ મારી જેમ જ એમનાં સગાંવહાલાં...આઇ મીન પત્ની, પુત્ર, પુત્રવધૂ જ નથી ? આ મમ્મી લોકો પણ હું આજે અનુભવું છું-એનાથી જુદું, અરે સાવ ઊલટું કેમ વિચારે-વર્તે છે ?

જોકે એક રીતે જુઓ તો બધો વાંક પપ્પાનો જ છે. એમણે આ બધું મૂંગે મોંએ સ્વીકારીને સહન કરવાની જરૂર ક્યાં છે ? તડ અને ફડ કરી નાખતા કેટલી વાર ? આ મેં જ, મિલિન્દ સાથે મને ન ફાવ્યું તો એક જ સપાટે એને 'આવજો' ન કહી દીધું ? મિલિન્દની જોડે ગોઠવાવું તો મારે ય હતું જ ને ? અને હાર્મોનિયસ લાઇફ તો કોને ન ગમે ? પણ એવી સુસંવાદિત જિન્દગી માટે કાંઈ દરરોજના કજિયા-કંકાસ થોડા પોસાય ? એના કરતાં તો તું તારે માર્ગે સુખી થા ને હું મારા માર્ગે - બીજું શું ? પપ્પા આવી સાદીસીધી વાત કેમ સમજતા-સ્વીકારતા નહીં હોય ? જોકે એ સ્વીકારે કે ન સ્વીકારે પણ એથી કંઈ આપણે મૂંગા થઈ

જવાય ? આપણી વાત કંઈ થોડી છોડી દેવાય ? પપ્પા એમની વાત મને જે રીતે સમજાવીને નિરાંતે ગળે ઉતરાવે છે-એમ હું પણ મારી વાત એમને કેમ સમજાવી શકતી નથી ?

છેલ્લા દોઢ મહિનામાં પપ્પા કેટલી વાર અહીં, મારે ઘેર આવ્યા છે, નિરાંતે બેઠા છે અને બધી વાત, પાંથીએ પાંથીએ તેલ નાખીએ-એમ સમજાવી છે. વાતને અંતેય મારા મોં પર અકળામણ વાંચીને, માથે હાથ મૂકીને-ખભો થાબડીને નહોતું કહ્યું ' ધ્વનિ બેટા, મારી આ વાતને તું તારી ગણીને આટલું વિચારે-મથે છે-એ કાંઈ ઓછું છે ? તું આટલું સમજે છે તો પછી થોડી વધુ ઉદાર કેમ નથી થતી ? તું મારું દુ:ખ જેમ પોતીકું ગણે છે, એ જ રીતે તારી બા અને ભાઈ-ભાભીની ગેરસમજને પણ સમજી લઈને હળવી થઈ જા ને !

- પણ પપ્પા, તમે એમનો આવો અન્યાય વેઠયા જ કરો-એ કેમ ચાલે ? આ મારું ઘરેય તમારું નથી ? તમે અહીં રહેવા કેમ નથી આવી જતાં ?

- તું તો બેટા, આમ જ કહે અને મને પણ એ ગમે જ, પણ તું જ વિચાર કર, હું આમ સાવ નાની અમથી વાતે ઘરમાંથી ભાગી છૂટું એ કંઈ સારું કહેવાય ? મિલિન્દ સાથે નહોતું ફાવતું ત્યારે તેં જ મને નહોતું કહ્યું : પપ્પા, પોતાનો ક્રોસ આપણે પોતે જ ઉપાડવાનો હોય છે...આ વાતે હું-તમે-આપણે સૌ નર્યા એકલા જ છીએ !

- પણ પપ્પા, તમે તમારી દીકરી, તમે જેને દોસ્ત ગણો છો એવી દીકરી સાથે તમારી તકલીફો શેર ન કરી શકો-એ તો કેવું ?

- ધ્વનિ દીકરા, દુ:ખને ગાયા કરવાથી શું વળે ? મારી બા નહોતાં કહેતાં : દુ:ખનું તો દળણું કરીને બૂકડા મારી જવાના ને પછી ઉપરથી ખાવાનો એઈ...ને લાંબો ઓડકાર ! અને ઉમાશંકરે પણ કીધું જ છે ને ! -

'સહ્યા જવું જે વિધિદત્ત કાંઈ'

- મને ખબર હતી જ કે દુ:ખને વરદાન ગણી કાઢવાની કોઈની ને કોઈની વાત-કવિતા હમણાં આવી જ સમજો ! પણ પપ્પા, વિધિ કહેતા વિધાતા-નસીબની સામે મરણિયો સંઘર્ષ કરવાનું તો તમે જ નથી શીખવ્યું મને ?

- એની હું ક્યાં ના પાડું છું ? નાનીમોટી બધી વાતે ફાઇટ તો આપવાની જ. અને આ સંઘર્ષ જ આપણી કરોડરજ્જુ છે, એના વિના કોઈ માણસ આમ ટટ્ટાર ઊભો કેમ રહી શકે ?

- તો પછી તમે આ બધી વાતને વિધિદત્ત ગણીને સહન કરી લેવાનું કેમ કહો છો ? મમ્મી તમને આમ, તમારા જ ઘરમાં સાવ નોધારા-અસ્પૃશ્ય કરી દે અને તમે સાવ...

- નીચી મૂંડીએ જોયા કેમ કરું છું-એમ જ ને ?

- ના, કદી નહીં...મારા પપ્પા એમ કોઈ વાતે કદી નીચી મૂંડીએ હારી ખાય જ નહીં.

- તો પછી ?

- એટલે તો કહું છું - મને સમજાતું નથી કે તમે મમ્મીની, રથીનની અને તમને બહુ જ વહાલી સજનીની આવી હાડછેડ કેમ સહન કરી લો છો ? શું આ તમારું પલાયન ન કહેવાય ?

- પણ ધ્વનિ બેટા, સંઘર્ષ શું મારે બહાર જ કરવાનો છે ? તારી બાને મારી આ બીમારીની બીક લાગતી હોય તો એ મારાથી દૂર ન ભાગે, અથવા મને આઘો-એક બાજુ ન રાખે ? તને તો ક્યાંથી ખબર હોય, સૌરાષ્ટ્રમાં દરિયાકાંઠે તો બધાએ સ્વીકારી લીધેલો રિવાજ છે કે રક્તપિત્ત થયો હોય એ માણસને એના ઘરનાં, ગામનાં માણસો જ પથ્થર મારી મારીને દરિયે પધરાવી દેવાય !

- પણ આમાં એવું કંઈ-કશું ક્યાં છે ? તમે કિટ્ટુને રમાડો કે ફ્રિઝ ખોલીને પાણીની બૉટલ જાતે લઈ પાણી પીઓ-એમાં કોને, શેનો ચેપ લાગી જવાનો છે ?

- પણ આ તારી સમજ છે, તારી મમ્મી અને એ લોકો આનાથી જુદું જાણે-માને છે અને એ મુજબ વર્તે છે. હવે એમની સમજ વિશે તો આપણે શું કરી શકીએ ?

- કેમ એમને સમજાવી ન શકાય કે એચ.આઈ.વી. પોઝિટિવ એ કંઈ ટી.બી. કે રક્તપિત્ત નથી.

- જરૂર સમજાવી શકય અને મેં એ કર્યું પણ છે. રથીનને આ રોગ અંગેનું ખાસ્સું બધું લિટરેચર આપ્યું છે અને સજનીને અને તારી બાને એના વિશે વાત કરવાનું પણ કહ્યું છે.

- પણ મમ્મી તો...

- એટલે તો તને કહું છું કે સંઘર્ષ કશો બહાર નથી કરવાનો...જો હું કહું છું તે બરાબર સાંભળ ! હું જાણું છું અને માનું છું એનાથી તારી બા અને ભાઈ-ભાભી આ રોગ વિશે જુદું માને છે ખરુંને ?

- હા.

- અને એમની સમજ કાચી અને અધૂરી છે, બરાબર ?

- હા.

- હવે તકલીફ ગણો તો તકલીફ અને પીડા ગણો તો પીડા એ જ વાતની રહીને કે હું સમજું છું એ વાત હું તારી બાને સમજાવી શકતો નથી અને એમ હોઈને એ મને એનાથી જ નહીં, ઘરનાં બધાંથી પણ દૂર રાખે છે – હવે આ સ્થિતિ દૂર થાય એ માટે મારે રાહ જોવાની કે ઝઘડવાનું અથવા ભાગી છૂટવાનું ?

- પણ પપ્પા, તમારા સમજાવવાથી એ લોકો સમજે છે ખરાં ? એમની આવી સમજ બદલવા તૈયાર છે ? એ લોકો સમજે જ નહીં તો ?

- તો એમની એ સમજને, એમના સ્વજન તરીકે મારે સ્વીકારી લેવી જોઈએ.

- એ સહેલું છે, પપ્પા ?

- અઘરું જ છે. એટલે તો કહું છું સંઘર્ષ માત્ર બહાર જ નથી. બહાર તો વિધિ-નિર્માણ છે. એ વિધિ-નિર્માણનો પણ હું નીચી મૂંડીએ સ્વીકાર કરી લેવા તૈયાર નથી. સૌ પહેલાં એ પ્રતિકૂળતાને, ન ફાવતી પરિસ્થિતિને શક્ય તેટલાં પુરુષાર્થ-મહેનતથી બદલવા મથીએ પણ એમાં સફળ ન થવાય તો માથે હાથ દઈને બેસી ન રહીએ-નવી, ન ગમતી પરિસ્થિતિને અનુકૂળ થવા મથીએ...આ પણ સંઘર્ષ નથી તો શું છે ? અને આ સંઘર્ષ આવડી ગયો; એમાં સફળ થઈ શકાયું-એની આદત કેળવાઈ એક વાર તો પછી તમે બાર ગામના બાદશાહ !

*

આમ જ થાય છે, સતત થતું રહે છે. એકવાર પપ્પાની વાત મનમાં પેસે પછી પીછો ન છૂટે. એમની સાથેની વાતો અને એ વખતના એમના ચહેરા પર આવતાજતા ભાવો અને એમના હાથની, ખાસ કરીને લાંબી આંગળીઓની વિવિધ મુદ્રાઓ યાદ આવ્યા કરે અને મનના પરદા ઉપર એ દશ્યો આખાં અને આખાં આમ ભજવાયાં કરે ! પણ એ દિવસે જોયેલું દશ્ય તો એને મૂળમાંથી હચમચાવી ગયું હતું :

પપ્પા, એમની ઉપર લાદવામાં આવેલી શિસ્ત : પાણી પીવું હોય તો માગવાનું, ગમે ત્યાં અડવાનું નહીં – ભૂલી જઈને સીધું ફ્રીઝ ખોલી બેઠેલા. મમ્મી વાંસો વાળીને લોટ બાંધતી હતી. અચાનક એનું ધ્યાન ગયું અને એણે લગભગ ચીસ પાડીને સજનીને કહ્યું હતું : 'એલી એ, તું શું કરછ ? આ તારા સીધા ફ્રીઝે વળગ્યા છે તે...' સજનીનો જવાબ તો આવતા આવ્યો પણ પપ્પા સમૂળા ફ્રીઝ થઈ ગયા હતા, જાણે પથ્થરનું પૂતળું. એમને આવી હાલતમાં જોતાં કંઈનું કંઈ થઈ ગયું ને અંદર ડૂસકું ભરું ભરું ત્યાં આદ આવ્યું : નાની હતી ત્યારે હું કેવી પપ્પાને 'સ્ટેચ્યૂ' કહીને ઊભા રાખી દેતી એ હોય ત્યાં જ !

પોતે હજુ તો ઘરમાં પ્રવેશી જ હતી અને આમ ભજવાયેલા કારમા દશ્યના સાક્ષી થવું પડયું હતું. એની અકળામણ ઓછી થાય એ માટે પપ્પા સહેજ હસવા મથ્યા પણ એમ કરવું એમને માટે કેવું તો કઠિન હતું-એ અછતું રહ્યું નહોતું. પોતે મમ્મી સામે જોયું તો, એ તો પાછું નીચું ઘાલીને લોટ બાંધતી હતી. જાણે કશું જોયું-અનુભવ્યું નથી એમ પોતે ફ્રીઝ ખોલીને પાણીની બૉટલ લઈને પાણીનો પ્યાલો લેવા જાય ત્યાં તો પપ્પાએ કહ્યું હતું : એ નહીં ધ્વનિ, પેલા કાંઠાવાળો પ્યાલો લે !

એ અટકી ગઈ. પહેલાં તો કંઈ સમજાયું જ નહિ. પણ પછી આખી વાત એક જ લસરકે સમજાઈ ગઈ. અજુગતુંય લાગ્યું પણ એ બધું પછી, પહેલાં પપ્પાને પાણી તો પાઉં-એ ખ્યાલે એણે મનોમન ચડી આવેલી ઝાંઝને ખંખેરી નાખીને પપ્પાએ ચીંધેલો, કાંઠાવાળો પ્યાલો ભરીને પાણી આપ્યું. એક શ્વાસે પાણી પી લઈને, પ્યાલો સહેજ દૂર, કોરાણે મૂકીને, અછડતી નજરે, આછું મરકલું કરીને પપ્પા એમના સ્ટડીરૂમમાં ચાલ્યા ગયા હતા. એમની અવદશાનો આ પહેલો સાક્ષાત્કાર... પોતે, વળતી જ પળે, મમ્મી અને કિટ્ટુનું માથું ઓળતી સજની તરફ વારાફરતી પ્રશ્નભરી વ્યગ્ર નજરે જોયું હતું. એક પળ તો એ બંને જાણે તેલમાં ડૂબેલી માખ ! પણ પોતાની તીખી નજર ન સહેવાતાં આખરે મમ્મી બોલી હતી : 'તારા પપ્પાને છેને ધ્વનિ...એમને છેને તે...મૂઈ મને તો આ ઈંગ્રેજી નામ નહીં આવડે...સજની બેટા, તું જ કહે ને તારા પપ્પાને શું થયું છે...ઓલ્યું આઈએચ...કે એવું જ કાંકને ?'

સાંભળીને એનાં ભવાં ખેંચાઈ ગયાં હતાં. મમ્મી શું કહે છે એ જ પહેલાં તો સમજાયું નહોતું પણ પછી તરત મનમાં જે ચીરો પડયો હતો એ તો તે જ કે એમ હોય તો પણ આ તે કંઈ રીત છે...પણ કશું ન બોલતાં એણે સજની તરફ જોયું હતું. એણેય તતપપ... કરતાં કહ્યું હતું : 'છે ને તે ધ્વનિબહેન, પપ્પાને છે ને તે...પપ્પા છે ને એચઆઈવી પોઝિટિવ થઈ ગયા છે, બોલો !'

- પણ કોણે કહ્યું કે...અને એમ હોય તોય એમને તમારે આમ...આમ કરવાનું એમની સાથે ? અને એચઆઈવી છે એની ખબર કેમ પડી ?

- અરે, અમે તો ક્યારનાય ના પાડતા પણ માને તો તો તારા બાપુ શેના ? જુવાન હતા ત્યાં સુધી બહુયે કર્યું રક્તદાન...જોકે હું તો ત્યારેય ના જ પાડતી'તી. અમે કાંઈ અધશેર અધશેર લોહી અપાતું હશે ? પણ હવે ઘરડા થયા પછી તો સાચવવું જોવે ને ?'

- પણ પપ્પા તો સાવ સાજાસારા છે જ્યારે એચ.આઈ.વી.માં તો માણસને તાવ-નબળાઈ ને ચારપાંચ મહિના સુધી...

- પણ રોગનું કાંઈ નક્કી હોય ? ઈ તો એક માણસને એક રીતે થાય ને બીજાને બીજી રીતે દેખા દયે. ને આ તો પાછું બે ડૉક્ટરોએ ખાસ લખી દીધું છે તે લૂતા મોઢે પાછા આવ્યા...

- મમ્મી, તું જેમતેમ બોલ મા... સજની એ રિપોર્ટ ક્યાં છે ?

- એ મૂક્યો એમની ફાઇલમાં સંઘરીને, હવે ચોડે કંકુ-ચોખા એની માથે, બીજું શું ?

- તને એક વાર ન કીધું મમ્મી, બોલવામાં ભાન રાખ ને સજની તું સહેજ સમજાય એમ કહે, શું થયું હતું ?

- થવાનું શું હતું બીજું ? મારાં જ કરમ ફૂટલાં તે જાતે જનમારે મારે આ દી દેખવાના આવ્યા...બીજું બધું તો ઠીક આડોશીપાડોશી પૂછશે તોય શું જવાબ દઈશ ?

- સજની, તમે બીજા ડૉક્ટરની સલાહ લીધી ? આ ક્યારે થયું ? અને મને વાત જ નહીં કરવાની ? મોટી બહેન છું ને અહીં જ રહું છું તોય ? કાગળપત્તર લખવાનો હોય તો ઠીક...એક ફોન પણ ન થઈ શક્યો તમારાથી ? રથીન શું કરે છે ?

- ધ્વનિબહેન, એવું કંઈ નથી, તમારા ભાઈ તો સાંજે જ ડૉ. પરાગ દલાલની લેબોરેટરીમાં લઈ ગયા હતા. એમણે પણ કહ્યું કે રિપોર્ટ પોઝિટિવ છે-ને પછી તો અમે બધાં એવાં મૂંઝાઈ ગયાં ને કે...

- મૂંઝાઈ ગયાં એટલે ? મૂંઝાઈ જઈએ તો તો...

- તું ક્યારની એને વઢ્યા શું કરછ ? આ તારા બાપુ ક્યાંથી કમાઈને આવ્યા એનું તો પૂછતી નથી ને વાત ન કરી...વાત ન કરી એમ કીધા કરછ તે વાત કરી હોત તો તું શું મટાડી દેવાની હતી આ રોગ ? ઈ તો ગયે ભવ એમણે અને ભેળા મેંય કાંક કો'ક ગાવડી તરસી મારી હશે તે આ ભવે...હશે, થાવાનું હતું ઈ તો થયું પણ હવે આપણે સંભાળવાનું બીજું શું ? ઘરમાં નાનાં છોકરાં

છે ને મારું તો ઠીક પણ આ સજની તો નાનું બાળ જ ગણાય ને...નહીં ને ક્યાંક એમનો ચેપ...ઈ તો સારું છે-તારા બાપુએ પોતે સમજીને એમનાં ઠામવાસણ ને કપડાં-ઓછાડ જાતે ધોવા માંડ્યા છે.

– પાપ લાગશે પાપ મમ્મી, તું ઘરમની મોટી પૂંછડી થઈને પપ્પાની સાથે આમ વર્તે છે ! આ તે કંઈ ટી.બી. કે રક્તપિત્ત થોડો છે કે તમે બધાં એમની સામે આમ વર્તો છો !

*

પપ્પાને ય શું કહેવું ? જ્યારે જ્યારે આ અંગે વાત કરું છું-હંમેશ એક જ જવાબ આપે છે : હું રાખું છું એમ તું પણ સમતા રાખ બહેન...એ જ એક ઇલાજ છે આનો ! સમતા શું રાખે, મારું કપાળ ? આવી હાડછેડ અને એય પાછી આવી બીમારી વેઠતા માણસ સાથે ? અને એય કોઈ નર્સ-ડૉક્ટર કરે તો તો સમજ્યા મારા ભાઈ ! પણ ઘરનાં માણસો, આવી સાંકડી સગાઈમાં આમ વર્તે ? મમ્મીની તો બુદ્ધિ બહેર જ મારી ગઈ છે. પપ્પાનો પલંગ એમના સ્ટડીરૂમમાં મૂકી આવી-એમની સાથે વાત પણ કર્યા વિના. જ્યારે ત્યાં જાઉં ત્યારે મનમાં નીતિ-દહેશત હોય : આજે પાછું શેના સાક્ષી થવું પડશે ? ને ઘેર હોઉં તો પણ મનમાં આ વાત જ વમળાયા કરે. ને જીવ અજંપ રહે-શું કરું તો પપ્પાને આમાંથી, આ જીવતા નરકમાંથી બહાર લાવી શકાય ?

– એક વાર સીધું એમને પૂછી લીધું : પપ્પા ક્યાં સુધી આ બધું સહન કરશો, કરી શકશો ? તમને એમ નથી થતું કે...

– હા, તું કહે છે એવો નબળો વિચાર મને પણ આવેલો. એક ક્ષણ...ફક્ત એકાદ-બે મિનિટ એમ થઈ આવેલું કે આ રોગ કંઈ બહુ લાંબો સમય તો આપતો નથી...કેટલા દિવસો બાકી સિલકમાં છે-એની તથ્યામાં પડ્યા વિના છુટકારો પામી જાઉં તો આ દેખીતી અને અંદરની બેય પીડાથી પરવારી જવાય ! પણ પછી થયું ગાંધીજીએ પેલા પીડાતા વાછરડાને મૃત્યુદાન દીધું હતું ને ! એ વાત વાંચીને મને થયું હતું-ગાંધીજીથી નહોતી વેઠી શકાઈ એ પીડા વાછરડાની હતી કે ગાંધીજીની પોતાની ? વાછરડાનો તરફડાટ, રોગથી મુક્ત થવા માટેનો હતો કે મૃત્યુ માટેનો હતો એ નિર્ણય લેનારા ગાંધીજી કોણ ? એટલે કહું છું બેટા, જન્મ અને મૃત્યુનો નિર્ણય કરવાનો અધિકાર આપણો છે ખરો ?

– પપ્પા, તમે કરી એ વાત સાચી છે પણ હું તો એમ કહેતી હતી કે તમે આ ઘર છોડીને મારી સાથે રહેવા આવી જાવ ને !

– એ પણ એક રસ્તો છે જ. તેં, મિલિન્દ સાથે તને ન ફાવ્યું તો તારો માર્ગ પસંદ કરી જ લીધો ને ! એ ફ્લૅટ, તમારી ત્રણ વર્ષની ગૃહસ્થી અને ભવિષ્યની એકલતા-આ બધાંનો કશો વિચાર કર્યા વિના, તું માખણમાંથી મોંવાળો નીકળે એમ કાચી સેકન્ડમાં બહાર આવી ગઈ હતી. અને આજે તું સુખી છે. પણ બેટા, તું કરી શકી એ હું પણ કરી જ શકું એવું થોડું છે ? મારી વાત છે એટલે મારો જ દાખલો લઈએ તો..શું તારી બા મને ચાહતી નથી એમ તું કહી શકીશ ?

– ખરા છો પપ્પા તમે પણ, આટલી બધી હાડછેડ-આવાં કારમાં અપમાન વેઠો છો ને પાછા આ સવાલ પૂછો છો ? આ આખી વાતમાં તમને મમ્મીનો કાંઈ કશો વાંક મનમાં વસતો જ નથી ?

– વાંકની વાત તો હમણાં એક બાજુ રાખીએ પણ તું સમજવાનો પ્રયત્ન કર. તારી બા આજકાલ વાતે વાતે મને હડકલાવે છે કે પછી એ સાચ્ચે જ જેનાથી ડરી ગઈ છે એવા મારા આ રોગને તિરસ્કારે છે ?

– તમારી વાત ધારો કે સાચી છે, માની લઈએ કે મમ્મી તમારા રોગને જ ધિક્કારે છે, તમને બિલકુલ નહીં-તો પણ શું ? તમે જ કહો, કાલે મને રક્તપિત્ત થશે તો શું તમે મને મળવા આવવાનું બંધ કરી દેશો કે મારી સારવાર કરશો-કરાવશો ?

– મોટા ભાગે તો સારવાર જ કરું પણ તેં પૂછ્યો છે એ પ્રશ્નમાં પણ તારાથીય ન બોલાયું કે 'સારવાર કરશો-કરાવશો ?' બસ, અહીં જ ક્યાંક

માણસના મનની ભાળ મળે છે. તેં પોતે જ મને, કરશો અને કરાવશો એવા બે વિકલ્પો ઉદાર થઈને ન આપ્યા ? આ શું સૂચવે છે ? એ જ ને કે માણસનું મન છે, એ સારવાર કરે પણ ખરું અને બને કે મોઢું ફેરવી પણ લે !

- ના, પપ્પા ! આ વાતે હું સંમત નથી. આ તો મમ્મી માટેનો તમારો પક્ષપાત તમને આવું કહેવા પ્રેરે છે.

- એમ પણ હોઈ શકે. અને એને માટે પૂરતાં કારણો પણ છે જ ને ! પણ આપણે મૂળ વાત કરીએ-કિટ્ટુ આજકાલ બહુ હિજરાય છે. એને બિચારીને રૂમમાં પૂરી દેવાય છે-એ બહુ કઠે છે મને...એ વખતે એમ થાય કે આના કરતાં તો...

- સાધુ થઈ જવું સારું એમ જ ને ?

- ના, સાવ એવું તો નહીં પણ મનમાં એક મહેચ્છા વર્ષોથી પાળી છે-નર્મદાકાંઠે ફરવું-બને તો નિર્ધન બનીને ! હમણાં હમણાં થયા કરે છે આ રોગે તક આપી છે તો...તારી બાને પણ મારી ટેવ મુજબ કહ્યું તો એ તો...

- રાજી રાજી થઈ ગઈ હશે !

- મનેય એમ જ હતું પણ...

- પણ શું ?

- એણે તો સાવ અણધાર્યું સ્ટેન્ડ લીધું, કહે : આ રોગ ઘરે લઈ આવ્યા ને અમને આમ લજવ્યાં છે ઈ ઓછું છે તે હવે બાવા થઈ જઈને ગામમાં ગધેડે ચડાવવાં છે !

- આ સાંભળીનેય પપ્પા તમે...સાચું કહું છું હદ કરો છો તમે તો...શું કહેવું તમારી સમતાને, તમારી અપાર ધીરજને ! ભગવાને તમને એવું તે કેવું કઠણ કાળજું દીધું તે આવાં અપમાનેય તમે વેઠી લો છો !

*

આ ભગવાન સામેય મારે ફરિયાદ છે. મરતાંનેય મેર ન કહેનારા મારા પપ્પાને, આવા સાદાસીધા માણસને, એમની ઢળતી અવસ્થાએ આ દિવસો દેખાડવાના ? આવડું મોટું કારભારું કૂટનારા ભગવાનને ત્યાં પણ ન્યાય તો નથી જ-એમ માનવાનું ને ? પણ કરવી હોય તોય આ ફરિયાદ ક્યાં કરું ? મારા તો ભાઈબંધ ને ભગવાન જે ગણો એ પપ્પા જ છે ! એ જ એક ઠામ ને ઠેકાણું તે લખ્યો એમને કાગળ :

વહાલા પપ્પા,

સાદર પ્રણામ. તમે જાણો છો હમણાં મારું મન ચગડોળ જેવું ભમે છે. ક્યાંય ચેન પડતું નથી. તકલીફ દેખીતી રીતે તો તમારી છે પણ જંપવા દેતી નથી મને ! રાતદિવસ એક જ રટણ ચાલે છે : આમ કેમ અને એનો ઉપાય શો ? પણ દીવો કરીને દેખું છું તોય ક્યાંય કશો માર્ગ દેખાતો નથી એટલે પછી થાકીહારીને તમારી પાસે દોડી આવું છું-તમારી તકલીફની મને થઈ આવતી પીડાનું ગાણું ગાવા સ્તો ! પણ પપ્પા, તે દિવસે મારા ઘરની સામેના ગાર્ડનમાં ફરતાં ફરતાં તમે નહોતું કહ્યું ' આપણે બેય ભાઈબંધ છીએ ધ્વનિ બેટા ! એટલે હવે મારું આ બધું ગાંડપણ-હું જાણું છું તોય-તમારે સહન કર્યા વિના છૂટકો જ નથી.

આ બધી તો આટાલૂણની વાત થઈ, મૂળે મારે તમારી પાસેથી જાણવી છે એ વાત તો, રાધર શીખવી છે એ વાત તો એ જ છે કે આ બધી વિટંબણાઓને તમે સહજ સ્વાભાવિક ગણીને, સ્વીકારીને કેમ જીવી શકો છો ? સાચ્ચું કહું છું પપ્પા, મને તમે માણસ નથી લાગતા, તમે બીજું શું છો એની મને ખબર નથી પણ તમે અમારી જેવા માણસ તો નથી જ-નહીંતર પળેપળે, ડગલે ને પગલે જ્યાં અપમાન થાય છે ત્યાં તમે આટલી ધરપતથી જીવી કેમ શકો ? ક્યારેક રાતે ઊંઘ ઊડી જાય ને મન વિચારે ચડી જાય છે ત્યારે થાય છે...ખરું કહું છું પપ્પા, તમારા મનમાં પીડા-વેદના નામની કોઈ ચેનલ જ નથી કે શું ?

એક દાખલો આપીને કહું ? આમ તો તમને એની ખબર જ છે ને એટલે જ મને આશ્ચર્ય થાય છે કે હું કહેવા જાઉં છું એ વાત મમ્મીએ તમને કરી-એ પછી પણ તમે આમ અડોલ-અબોલ કેમ રહી શકો છો ?

એક દિવસ મમ્મીએ મને ફોન કરીને બોલાવી હતી. જઈને જોઉં તો ભારે ગંભીર મોં. મને તમારા...સૉરી હવે તો માત્ર મમ્મીના રૂમમાં લઈ જઈ કહે : બેસ, અહીં મારી પડખે બેસ અને કહું તે ગાંઠ વાળીને સાંભળ. મને તો એમ કે આ પડખે બેસાડીને વાત કરે છે તે કંઈક વળતો દી' થયો કે શું ? પણ એ તો કહે : આ તારા બાપુને તું તારે ઘરે લઈ જવાનું કહે છે પણ મેં જ એમને ના પાડી છે સાફ. તું આવડી મોટી થઈ તોય તને, શું કરાય ને શું નહીં-એનું ભાન નો આવ્યું ! તારા બાપુને થયો છે ઈ રોગ જેને થાય ને ઈ માણસનું કંઈ ઠેકાણું નહીં...ને તારે ઘરે તો તું એકલી જ ને ? સામું માણસ ગમે તેવું હોય પણ આપણે તો સંભાળીને ચાલવું કે નહીં ?

પપ્પા, ભગવાને મને વાઘવરુ જેવા ન્હોર આપ્યા હોત ને તો મેં તે દિવસ મમ્મીને ચીરીફાડી નાખી હોત ! પણ પપ્પા તમે તો...તમે તો આ વાતેય પચાવી ગયા ! મમ્મીનું ફરી ગયું છે. પણ તમે એને આવી ગંદી-ગોબરી વાત ન કરાય એટલું કેમ ન કીધું ? એક મા પાસેથી દીકરીએ આવી સલાહ સાંભળવાની ?

– શું લખે છે ધ્વનિ બેટા ?

– અરે પપ્પા તમે ? તમે ક્યાંથી ? નાનુકાકાને ત્યાં આવ્યા હતા ?

– ના રે ! તારી પાસે જ આવ્યો છું. સરસ મઝાની સાંજ હતી ને ઘરમાં સાવ એકલો હતો તે થયું ચાલ ફરવા જાઉં. પણ સીટી બસસ્ટેન્ડ પાસે સાંઈઠ નંબર ઊભેલી જોઈ એટલે ચડી ગયો. પણ લખ તું તારે, પૂરું કર. હું તો ગાર્ડનમાં આંટો મારીને આવું છું-આમ પણ ફરવા જ નીકળ્યો છું. તમારો ગાર્ડન સરસ છે, ચાલવાની મઝા પડે છે.

ના, ચાલવા નથી જવાનું. ડૉક્ટરે નથી કહ્યું-તમારે હવે સંભાળવાનું છે. બહુ શ્રમ નહીં કરવાનો. ને આ કાગળ તો હું તમને જ લખતી હતી. વાંચશો પપ્પા, મારી સામે બેસીને ? જોકે ના, એમ નહીં. હું સરસ કૉફી કરી લાવું – કમ શક્કર અને કડક ! ત્યાં સુધીમાં આ અધૂરો તો અધૂરો કાગળ તમે વાંચી લો પછી મારે કરવી છે એ વાત કરીશું કૉફી પીતાં પીતાં – કહીને ધ્વનિએ લેટરપેડ માણેકલાલને આપ્યું અને એ કૉફી બનાવવા ગઈ.

માણેકલાલે પત્ર વાંચ્યો. લેટરપેડમાંથી પાનું ફાડીને ગડી વાળી બાજુની ટિપોઇ પર મૂક્યો. વળી, પાછો લઈ, ખોલીને ફરી વાંચ્યો. એટલામાં ધ્વનિ કૉફીના બે મગ લઈને આવી. માણેકલાલના હાથમાંનો પત્ર જોઈ પૂછ્યું :

– અરે તમે હજી કાગળ વાંચ્યો જ નથી ?

– હોય કંઈ ? વાંચ્યો. બે વાર વાંચ્યો. સરસ લખ્યું છે તેં.

– પણ પહેલાં કૉફી પીએ, પછી નિરાંતે વાતો કરીશું. પણ તમને કાગળ ગમ્યો ને ? તમે નારાજ તો નથી ને ? આજે હું તમને છોડવાની નથી, તમારે જમીને જ જવાનું છે. અને ઢગલોએક વાતો કરવાની છે મારી સાથે, કબૂલ છે ને પપ્પા ?

કૉફીનો મગ ધ્વનિના હાથમાંથી લેતાં માણેકલાલે હસીને કહ્યું : એ તો આપણે ક્યારે નથી કરી ?

– એટલે આજે નહીં, એમ ?

– ના, ના. હું એમ નથી કહેતો પણ તું કૉફી તો પી.

થોડી વાર કૉફીની ચૂસકીઓ લેવાતી રહી. પણ પછી ધ્વનિથી જ રહેવાયું નહીં એટલે પૂછી બેઠી-

– પત્ર કેવો છે ?

– કહ્યું નહીં હમણાં, સરસ છે.

– બસ, સરસ છે કહ્યું-તેમાં બધું આવી ગયું ?

– બીજું તો શું કહું ?

– કેમ, બધું કહેવાઈ-સમજાઈ ગયું છે ?

– તને કશું બાકી લાગે છે ?

– હા, પપ્પા ! મને બાકી જ લાગે છે. મારે જાણવું છે કે આમ ક્યાં સુધી ચાલશે ? હું જ્યારે ત્યાં આવું છું-અને તમને મળવા તો હું આવવાની જ ને ?-ત્યારે એક નવા ઉલ્કાપાતની જાણ થશે-એવી બીક સાથે આવું છું. આ બધું તમે ક્યાં સુધી સહન કર્યા કરશો ?

– પણ બહેના, તું ધારે છે-માને છે એવું હું કંઈ બહુ બધું સહન નથી કરતો...

– તો શું હું સહન કરું છું આવી ગંદી-ગોબરી વાતો ?

– નહીં, એમ અકળાઈ નહીં જવાનું ધ્વનિ, એ રીતે તો નિરાંતે વાત જ કેમ કરીને થાય ?

– પણ પપ્પા, આ બધાં ભેગાં મળીને તમારી સાથે આમ વર્તે એ કેમ ચાલે ? તે દિવસે કદાચ તમે નહોતા. પણ શું થયું હતું-તમને ખબર છે ? આજે પણ મને થાય છે કે તે દિવસે હું તમારે ત્યાં આવી જ ન હોત અને કિટ્ટુને રમાડવાનું મન ન થયું હોત તો શું બગડી જવાનું હતું ? મેં જે સાંભળ્યું અને સાંભળીને જે વેઠ્યું-એમાંથી તો બચી જાત ને ? મને ખબર છે તમે આ બધું, કિટ્ટુને કારણે જ વેઠો છો પણ તે દિવસે તો પપ્પા જે થયું તે હોરિબલ જ હતું. હું કિટ્ટુને રમાડવા એમના રૂમમાં જવા ગઈ ને મેં જે સાંભળ્યું એનાથી હું જ નહીં, પેલાં બોલનારાં બેય જણાં પણ હેબતાઈને ઊભાં થઈ ગયાં હતાં. અમારા ત્રણેયની શરમનો પાર ન હતો પણ બોલ્યું વણબોલ્યું અને સાંભળ્યું ન-સાંભળ્યું થોડું થઈ શકે છે ? રથીન, મારો નાનો ભાઈ રથીન છેક આવું વિચારે ? આ ઘરનાં માણસોને થઈ શું ગયું છે ?

– કોઈને કશું થઈ ગયું નથી, મારા દુઃખે સૌ દુઃખી છે.

– કપાળ મારું ! તમારા દુઃખે દુઃખી હોય એ આમ વર્તે ? એક સી.એ. થયેલો માણસ એચ.આઈ.વી. રોગ વિશે કશું જાણતો નહીં હોય ? રથીન એચ.આઈ.વી. વિશે કશું નથી જાણતો, ચાલો માની લીધું ! પણ એ રોગ એના પપ્પાને થયો છે તો એ પોતાના પપ્પાને તો જાણે છે કે નહીં ? ને એ પોતાના પપ્પાને પૂરા પિછાનતો હોય તો પછી એ રોગ એમને શી રીતે થયો હશે અને સાચું તો શી શી રીતે નહીં થયો હોય-એટલી સાદી વાત એ સમજી શકતો નથી ?

– જાણતો તો હોય જ ને ધ્વનિ, પણ આ રોગ મુખ્યત્વે તો...

– હા, આ રોગ મુખ્યત્વે, એ રોગ ધરાવતા માણસ સાથેના શરીરસંબંધથી-સેક્સ્યુઅલ રિલેશનથી થાય છે – એ વાત ખરી પણ એ રોગ હજામના અસ્તારાથી અને ડોક્ટરની વપરાયેલી ઇન્જેક્શન-સિરિંજથી પણ થાય છે-એ વાત ભૂલી જવાની ? અને એ પણ ક્યારે અને કોના સંબંધમાં અનુમાન કરવાનું છે-એ વાતને ધ્યાનમાં લીધા વિના, માત્ર નિશાળનાં પગથિયાં જ જેમણે જોયાં છે-એવી મમ્મીના કહેવાથી ફટ્ટ કરતુંકને કહી દેવાનું કે...મને તો રથીન બોલ્યો હતો એ વાત કહેતાં પણ શરમ આવે છે ત્યારે આ લોકો તો બધાં...

– એમ જ હોય...આ બધું પણ આપણે સ્વીકારીને જ ચાલવાનું ! આનું નામ જ તો જિન્દગી !

– સોરી પપ્પા, હું તમારી સાથે સંમત થઈ શકતી નથી. તમારી સાથે થઈ રહેલો વર્તાવ સ્વાભાવિક નથી જ નથી !

– પણ તું પહેલાં કૉફી તો પી, એ સાવ ઠરી જશે. કહેતાં માણેકલાલ હસી પડ્યા.

– કૉફી તો હું પીઉં છું પણ પપ્પા, તમે મારી આટલી અકળામણને આમ હસી ન કાઢો... પ્લીઝ !

– તો શું કરું ? તારી સાથે રડવા બેસું, દીકરા !

– મનો તો એ જ નથી સમજાતું કે તમને કંઈ કેમ થતું નથી ? તમારી જગ્યાએ બીજો કોઈ માણસ હોય ને તો તો ક્યારનો ગાંડો થઈ જાય અથવા આ બધાનાં હાથપગ ભાંગી નાખ્યા હોય !

– આમાં અથવાની વાત ક્યાં આવી ? ગાંડા થઈ જવું કે કોઈના હાથ-પગ ભાંગી નાખવા-એ બેય વાત ગાંડપણ જ ન ગણાય ? અને આ બધું કંઈ નવી નવાઈનું છે ? ઘણાં ઘરમાં આમ, આવું થતું જ હોય છે.

– પણ ઘણાં ઘર અને આપણા ઘર વચ્ચે કાંઈ-કશો ફરક જ નથી, એમ ? પણ તમે બધાંને સમજાવવાનું કહો છો ને પપ્પા, પણ જે સૂતા હોય ને એમને જગાડી શકાય, જરૂર જગાડી શકાય.

પણ જે જાગતાં પડચાં હોય પથારીમાં એમને તો કોણ જગાડી શકે ? આ સજની, એના પપ્પાને જો આ રોગ થયો હોત તો શું એ, તે દિવસે બોલી હતી એ વાક્ય : આપણે સ્ત્રીઓ તો વહેલી પરવારી જઈએ. ને પુરુષો તો...એટલે પછી એ બહાર ફરતા થઈ જતા હોય છે - બોલત ખરી ?

- હા, બેટા હા, એમ જ બોલત અને થયું છે એ જ બધું એના પપ્પાની સાથે પણ થાત. આમાં સવાલ મારા કે તારાનો નથી, સવાલ માત્ર સમજનો છે અને એ કંઈ દેવજી હકાની કરિયાણાની દુકાને થોડી મળે છે ?

ધ્વનિ સફાળી બેઠી થઈ ગઈ. અરે પોતે તો ઘરે, બેડરૂમમાં છે...તો હમણાં બોલતા હતા એ પપ્પા ક્યાં ગયા ? એણે ટિપોઇ તરફ જોયું તો નથી કૉફીના મગ કે નથી પેલો કાગળ...

ધ્વનિ બહાર બાલ્કનીમાં આવીને ઊભી રહી એનાથી પપ્પાના ઘરની દિશામાં જોવાઈ ગયું !



## તે રાતે

ધરતીને થયું :
આભ ઊભું
સૂનું સૂનું સાવ
જરી બોલાવું, લાવ.
વૃક્ષહથેળીઓ વીંઝી કહ્યું : 'આવ ! આવ !'

ઉન્નત પહાડો પર
એ ઝૂક્યું લગાર
લજ્જાની લાલિમા
પથરાઈ આરપાર
ઝગમગ સૂરજ
કંકુને રંગ

અંગ અંગ વ્યાપે ઉમંગ
ચૈતન્ય રણઝણ
કૂખથી ફૂટચાં ઝરણ
ખળળળ ખળળળ
ખળખળ ખળખળ

લો,
ચાંદ-તારા
રમે જલમાં-તલેતલમાં-સચરાચરમાં !

**દક્ષા વ્યાસ**

# ગુજરાતની પ્રથમ પ્રાકૃતકથા અને કવિતા

નરોત્તમ પલાણ

અહીં 'ગુજરાત' એટલે ૧૯૬૦થી સર્જન પામેલો કચ્છ, સૌરાષ્ટ્ર, તળગુજરાત સહિતનો આજનો 'ગુજરાત' પ્રદેશ અભિપ્રેત છે અને 'પ્રાકૃત' એટલે ઈ.સ. પૂર્વે પાંચમી સદીથી દેખા દેતી અને ઈ.સ.ની દશમી-બારમી સદી સુધી ઝિલાતી રહેતી સાહિત્યિક પ્રાકૃત છે.

*

ભાષાસાહિત્યના ઇતિહાસમાં સામાન્યતઃ ઈ.સ. ૧૮૭૭માં આંગ્લ વિદ્વાન પ્રા. પિશેલ દ્વારા પ્રકાશિત થયેલ 'કાલિદાસનું શાકુન્તલ' એક એવું સીમાચિહ્ન મનાય છે, જ્યાંથી પ્રાકૃતના અભ્યાસનો આરંભ થયો છે. પ્રા. પિશેલ એવા પ્રથમ વિદ્વાન છે, જેમણે 'પ્રાકૃત' ઉપર આંગળી મૂકીને એને એક સ્વતંત્ર વિવર્ત તરીકે સૌની સામે મૂકી આપેલ છે. આમ પ્રાકૃતનો અભ્યાસ સંસ્કૃત નાટકોના સહારે આરંભ પામ્યો છે. આ પછી જુદા જુદા અનેક વિદ્વાનોએ જુદી જુદી અનેક નાટ્યકૃતિઓમાંથી 'પ્રાકૃત ભાષા'ને અલગ તારવવાનો પુરુષાર્થ આદર્યો. આ અભ્યાસમાં કાલિદાસનાં ત્રણે નાટકો ઉપરાંત ગોડબોલે દ્વારા 'મૃચ્છકટિક' અને રામકૃષ્ણ ભાંડારકર દ્વારા 'માલતીમાધવ' વગેરે પ્રકાશન પામ્યાં અને જોતજોતામાં પ્રાકૃતનો વિશાળ પ્રવાહ તથા ભારતીય ભાષાસાહિત્યની ભવ્યતા સૌ કોઈની નજરમાં આવ્યાં. આ સમય દરમિયાન જ દક્ષિણી વિદ્વાન ગણપત શાસ્ત્રી દ્વારા ભાસનાં નાટકો ઈ.સ. ૧૯૧૦-૧૫માં પ્રસિદ્ધ થયાં અને પ્રા. ફ્રેન્કફુરીએ 'ભાસનું પ્રાકૃત' (૧૯૨૧) આપ્યું. ઓક્સફર્ડ યુનિવર્સિટી દ્વારા ૧૯૨૮માં ભવભૂતિનું 'મહાવીરચરિત' પ્રકાશિત થતાં જ જૈન અને બૌદ્ધ પરંપરાના પ્રાકૃત સાહિત્યનો દોર શરૂ થયો. સેંકડોની સંખ્યાના દિગંબર પ્રાકૃત ગ્રંથો પ્રકાશમાં આવ્યા અને વિશ્વની હાલ સૌથી પ્રાચીન ઉપલબ્ધ હસ્તપ્રત મનાતી 'ધમ્મપદ'ની ગાંધારી પ્રાકૃત ક્રમશઃ પ્રસિદ્ધિ પામી. આ હસ્તપ્રત માટે દેશવિદેશના વિદ્વાનોએ જે શોધવૃત્તિ અને ખંત દાખવ્યાં તે માણસની વિદ્યાભૂખના ઇતિહાસમાં હંમેશાં સ્મરણીય રહેશે.

વીસમી સદીનો પૂર્વાર્ધ એકએકથી ચડિયાતા પ્રાકૃત ગ્રંથોનાં પ્રકાશનોનો સુવર્ણયુગ છે. બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન ત્રણે પરંપરાઓની હજારો હસ્તપ્રતો પ્રકાશમાં આવી, જેમાં જૈન પરંપરાનું પ્રદાન, ખાસ તો એની સાચવણીના કારણે પ્રાકૃત ભાષાસાહિત્યનું એક અદ્વિતીય અને અમૂલ્ય પ્રદાન છે. પ્રા. જેકોબીના વિધાનાનુસાર 'પ્રાકૃત ભાષાસાહિત્ય શું છે તે જૈન પરંપરાના પ્રદાન વિના આપણે સંપૂર્ણપણે જાણી શકત નહિ.' અલબત્ત, ભારત બહાર અન્ય દેશોમાં પ્રકાશિત થયેલા બૌદ્ધ પરંપરાના પ્રાકૃત ગ્રંથો અને અદ્યાપિ અપ્રસિદ્ધ રહેલી હજારોની સંખ્યાની ચારણી હસ્તપ્રતોની ગણતરી કરીએ તો પ્રાકૃત ભાષાસાહિત્યનો ભંડાર અભરે ભરાય એટલો પ્રતીત થશે.

*

આજના ગુજરાત પ્રદેશમાં પ્રાકૃત ભાષાનાં પ્રથમ દર્શન શિલાલેખો અને સિક્કાઓમાં થાય છે. આ પછીના ક્રમે જૈન અને બૌદ્ધ ધર્મની વાચનાઓ તેમજ છેક છેલ્લે ચારણી સાહિત્યના દુહાઓ છે. પ્રાકૃત કથાકાવ્યોની નજરે ગુજરાતમાં પ્રથમ સર્જન પામેલો કથાગ્રંથ પાદલિપ્તની 'તરંગવઈ' (તરંગવતી) અને નિર્ભેળ કાવ્યરચના માવલ વરસડાના દુહાઓ જણાય છે. 'તરંગવતી'ના રચનાર 'પાદલિપ્ત' એટલે 'જેના પગલાં પડતાં નથી તેવો' અર્થાત્ 'ગગનગામી' આવું આ રચનારનું વિશેષણ છે, જે તેણે સિદ્ધ કરેલી મંત્રશક્તિના અનુષંગે આવેલું છે. કે. હ. ધ્રુવ અનુમાન કરે છે કે મૂળ નામ 'પાલિત' અથવા 'શ્રીપાલિતા' હશે, જેમ 'ગુણઢ'નું 'ગુણાઢ્ય' થયું તેમ 'પાલિત'નું 'પાદલિપ્ત' અને 'પાદલિપ્તાચાર્ય' થયું છે.

પાદલિપ્ત, ભાવનગર જિલ્લાના પાલિતાણાના

વતની હતા. સંભવતઃ 'તરંગવતી'ની રચના પણ પાલિતાણામાં થયેલી છે. ખુદ 'પાલિતાણા' એવું ગામનામ પણ પાદલિપ્ત ઉપરથી આવ્યાનું અનુમાન છે. કથા એવી છે કે પાદલિપ્તના શિષ્ય ઢાંક (જિ. રાજકોટ)ના રાજવી નાગાર્જુન હતા, તેમણે ગુરુની યાદમાં 'પાદલિપ્ત આનક'('પાદલિપ્તાનક' > 'પાલિતાણા')ની સ્થાપના કરેલી છે. અહીં ચારણી સાહિત્યમાં મળતો સંદર્ભ પણ નોંધવા જેવો છે. ગુજરાતમાં જે પ્રાચીન ચારણી હસ્તપ્રતો મળે છે, તેમાં 'ગણ નાગારજુનરા' એક છે, જોકે ઢાંકમાં એકથી વિશેષ નાગાર્જુન છે એટલે જ્યાં સુધી 'તરંગવતી'નો અને 'ગણ નાગાર્જુન'નો સમય નિશ્ચિત ન થાય ત્યાં સુધી આ બન્ને ગુરુશિષ્ય હોવાની માત્ર સંભાવના જ છે. મેઘાણીએ 'હજાર વર્ષ જૂની' કહીને 'સૌરાષ્ટ્રની રસધાર' ભાગ-૨માં નાગાર્જુનની વાત માંડી છે.

મૂળની સંખ્યાબંધ લૌકિક કથાઓ ધર્મપ્રચારકો દ્વારા પોતપોતાના ધર્મનું સ્વરૂપ પામી છે. જૈન કથાકારો અને બૌદ્ધ કથાકારો એમના ધર્મસિદ્ધાંત મુજબ શૃંગાર કે વીરનો (યુદ્ધનો) અનુભવ ધરાવતા ન હોય તે સ્વાભાવિક જ છે, આમ છતાંય જૈનબૌદ્ધ કથાઓમાં યુદ્ધવર્ણન અને શૃંગારવર્ણન આવેલ છે તે મૂળની લૌકિક કથાઓ, સંભવતઃ ચારણી પરંપરાની કથાઓ પરિવર્તન પામી હોવાનું સૂચન કરે છે. ગુજરાતમાં સર્જાયેલી પ્રથમ પ્રાકૃતકથા 'તરંગવતી' સંદર્ભે પણ આમ બન્યાનું અનુમાન છે. પાદલિપ્ત રચિત મૂળની 'તરંગવતી' કથા હાલ પ્રાપ્ત નથી, પરંતુ 'તરંગવતી'ના આધારે કોઈ જૈન આચાર્ય દ્વારા સર્જન પામેલી 'તરંગલોલા' નામની કથા ઉપલબ્ધ છે. એમ લાગે છે કે સમયે સમયે મૂળની કથામાં સુધારાવધારા થયા કર્યા હશે અને જૈન કથાકારોના અતિ માનીતા ઘટકતત્ત્વ એવા 'પુનર્જન્મ'ની ગૂંથણી પણ એમાં થઈ ગઈ હશે. કથામાં જ નહિ, લેખક-નામમાં પણ 'આચાર્ય' અને 'સૂરિજી' વણાઈ આવ્યા હશે ! કે. હ. ધ્રુવ જણાવે છે કે 'તરંગવતી'નો કર્તા પાલિત કિંવા શ્રીપાલિત મારી સમજમાં જૈનેતર ઠરે છે, કેમકે આઠમા શતકના હરિભદ્રસૂરિની 'શિષ્યહિતા' નામે બૃહદ્‌વૃત્તિમાં 'ઇતરલોકે નિર્દિષ્ટવશાદ્ વાસવદત્તા તરઙ્ગવતી ઇત્યાદિ' મુજબ આ કથાનો સમાવેશ જૈનેતર સાહિત્યમાં કર્યો છે. આટલું જ નહિ, કે. હ. ધ્રુવ પ્રમાણ આપતાં નોંધે છે કે 'નેમિચંદ્ર ગણિના યશ નામના શિષ્યે 'તરંગલોલા' એવું નામ રાખી જૈની દીક્ષા આપી.' ('પદ્યરચનાની ઐતિહાસિક આલોચના', પૃ. ૧૭૭)

મૂળની કથાનું ઈ.સ.ની આઠમી સદી પછી જૈન સંસ્કરણ થયું હશે અને ક્રમશઃ આજનું સ્વરૂપ બંધાતાં પાંચસો-સાતસો વર્ષ લાગ્યાં હશે.

જૈનસંસ્કરણ પામેલી 'તરંગવતી'નો પ્રા. લોયીમાણે ૧૯૨૧માં જર્મન અનુવાદ કરેલો. આ જર્મન અનુવાદ ઉપરથી ચરોતરના નરસિંહભાઈ પટેલે, જેઓ શાંતિનિકેતનમાં ગુજરાતી ભાષાસાહિત્યના અધ્યાપક હતા અને જર્મન ભાષા જાણતા હતા તેમણે, ૧૯૨૩માં ગુજરાતી અનુવાદ આપ્યો છે. મૂળની પ્રાકૃત ગાથાઓ, જે આઠમી સદી પછીના ભિન્ન ભિન્ન જૈનગ્રંથોમાં ઉપલબ્ધ હતી તેને ઘણા શ્રમપૂર્વક એકઠી કરીને આચાર્યશ્રી કસ્તૂરવિજયગણિજી મહારાજે ૧૯૪૪માં પ્રકાશિત કરેલ છે. આ બન્નેના આધારે નીતર્યાં નીર જેવી 'તરંગવતી'ની કથા મુ. શ્રી ભાયાણીસાહેબ દ્વારા ૧૯૪૮માં આપણને મળી છે, જેનું રૂપેરંગે સુંદર એવું, તરંગવતીના ચિત્ર તથા કલાત્મક સંકેત સાથેના અપૂર્વ આવરણવાળું ત્રીજું મુદ્રણ, ઇમેજ પ્રકાશન દ્વારા ૨૦૦૨માં પ્રગટ થયું છે.

વલભીભંગ (આઠમી સદી) પૂર્વે જે લૌકિક કથા છે, વલભી ભંગ ઉત્તરે જૈનકથા બને છે. 'તરંગવતી'નું આજનું સ્વરૂપ ક્યારે બંધાયું તેના સંકેતો કથામાંથી તારવી શકાય છે, જેમકે સાત માળનું મકાન, નાળચાવાળી ઝારી (સૂરાઈ), ક્ષાપક ગામના ચોરાનું (સીતારામ મંદિરનું) વર્ણન અને હાથમાં ધારણ કરેલાં બલોયાં (હાથીદાંતની પહોળી ચૂડી) વગેરે ઈ.સ.ની બારમી-તેરમી સદીનો સમય દર્શાવે છે. તરંગવતી અને પદ્મદેવ ભાગીને 'કાકંદીનગરી'માં રહેતી પોતાની ફોઈને ત્યાં જવાનું વિચારે છે. તેમાં

'કાકંદીનગરી' (બિહાર) જૈન અનુશ્રુતિ મુજબ નવમા તીર્થંકર સુવિદ્નિનાથનું જન્મસ્થળ મનાય છે, જ્યારે કાકંદીમાં હાલ પ્રાપ્ત જૂનમાં જૂનો શિલાલેખ ઈ.સ. ૧૪૪૮નો હોવાનું ડૉ. દિનેશચંદ્ર સરકાર પોતાના 'સ્ટડિઝ ઇન ધ જ્યોગ્રાફી ઑફ એન્શિયન્ટ ઍન્ડ મિડિયેવલ ઇન્ડિયા' ગ્રંથમાં નોંધે છે. અતઃ જૈન સંસ્કરણની ઉત્તરમર્યાદા પંદરમી સદી સુધીની આંકી શકાય છે, જ્યારે મૂળ 'તરંગવતી'નો સમય ઈ.સ.ની આરંભની સદીઓ હશે એમ ભાયાણીસાહેબ જણાવે છે, જોકે પાદલિપ્ત અને નાગાર્જુનની કન્યાના અંશો પાછળનો ઉમેરો સમજવો જોઈએ.

*

પ્રાકૃત કવિતાનો આરંભ અતિ પ્રાચીનકાળમાં હોવાનું સ્પષ્ટ છે, પરંતુ ગુજરાતમાં રચાયેલી પ્રથમ પ્રાકૃત કવિતા વિશે વિચારવું પડે તેમ છે. ઈ.સ.ની છઠ્ઠી સદીના બૌદ્ધ ભિક્ષુ ધર્મગુપ્ત દક્ષિણ ગુજરાત-(લાટ)ના હતા એમ ચીની ગ્રંથો જણાવે છે. વળી જેમનું નામ અમુક ચર્યાગીતોના રચનાર તરીકે મળે છે તે શાંતિદેવ (સાતમી સદી) સૌરાષ્ટ્રના હતા. જૈન આચાર્ય હરિભદ્રસૂરિ (આઠમી સદી) મૂળ ચિતોડના હતા પણ તેમની રચનાઓ ગુજરાતમાં થઈ હશે એવું અનુમાન છે. આ ઉપરાંત 'પ્રાકૃત-પ્રકાશ' (વરરુચિ), 'પ્રાકૃતપિંગળ' (પિંગળ), 'સિદ્ધહેમઃ' (હેમચંદ્ર) અને 'પ્રબંધચિંતામણિ' (મેરુતુંગ) આદિમાં જે પ્રાકૃત અપભ્રંશના દુહાઓ મળે છે તે નિર્ભેળ કવિતાનાં ઉદાહરણો છે, જોકે તેના રચનાર પરત્વે ઘણી અસ્પષ્ટતાઓ છે. હમણાં હમણાં ક્રમશઃ પ્રકાશમાં આવી રહેલી ચારણી સાહિત્યની હસ્તપ્રતોથી થોડા અંકોડા મળતા થયા છે ખરા, જેમાં કચ્છના ચારણ કવિ માવલ વરસડાના દુહાઓ જૂનામાં જૂના ગણાય છે. વરરુચિના 'પ્રાકૃતપ્રકાશ'ના અમુક દુહાઓ માવલ વરસડાના હોવાનું અમુક વિદ્વાનો અનુમાન કરે છે, પરંતુ વરરુચિનો સમય જોતાં તે શક્ય જણાતું નથી. માવલ વરસડા નવમી-દશમી સદીમાં હોવાનું અન્ય સંદર્ભોથી જાણી શકાયું છે. રાજસ્થાનના પ્રાચ્યવિદ્યાવિદ હરપ્રસાદ શાસ્ત્રીએ 'ચારણી સાહિત્યની હસ્તપ્રતોના અન્વેષણનો અહેવાલ' (૧૯૧૩)માં તેમજ ડૉ. તેસ્સિતોરીએ 'ચારણી કવિતા' (૧૯૧૮) સૂચિમાં પ્રાકૃતને પ્રારંભિક 'પિંગલ' તરીકે ઘટાવી છે. (રાજસ્થાનીમાં 'પિંગલ' ભાષા માટે પણ વપરાય છે.) દ્રુમણ, ગોગિલ, હષ્ટિ (હોલ ?) અને કુંચળ જેવા અતિ પ્રાચીન કવિઓનાં નામો મળે છે, પણ એમની રચના કે સમય વિશે અદ્યાપિ જાણી શકાયું નથી. 'લકખ', 'લાખઉ' વગેરે નામથી મળતા દુહાઓ માવલ વરસડાના હોવાનું મોહનલાલ જિજ્ઞાસુ પોતાના 'ચારણી સાહિત્ય કા ઇતિહાસ'માં જણાવે છે. કચ્છમાં રચાયેલા 'ડિંગળી સાહિત્ય'ની નોંધ લેતાં ગોવર્ધન શર્મા એક કાવ્યમૌક્તિક સમો દુહો ટાંકે છે :

"જિવૈ જિવૈ બંકિમ લોઅણહ,
ણિરુ સામિલ સિકખેઈ;
તિવૈ તિવૈ વમ્મહુ નિઅય,
સરૂખઉ પત્તરિ વિકખેઈ."

'જેમ જેમ સાંવલી પોતાના નેણથી વક્રતા (કટાક્ષ) શીખે છે, તેમ તેમ કામદેવ પોતાનાં બાણોને સરાણે ચડાવીને તીક્ષ્ણ કરે છે.'

રતુદાન રોહડિયા, માવલ વરસડાને ગુજરાતના ચારણી સાહિત્યના આદિકવિ તરીકે ઓળખાવે છે. એમનો એક વધુ દુહો :

'ઉગ્ગા દિહડા જિવિ ન લિઉ,
લકખઉ ભણઈ ફટ્ટ !
ગણિયા લબ્ભઈ દિહડા,
કે દહક અહવા અટ્ઠ !'

ભાવાર્થ : 'ઊભેલા દિવસને જેણે જીવી ન લીધો, લાખો કહે છે કે તેને ફટ ! ગણેલા દિવસો જ મળેલા છે : કાં આઠ અને કાં દશ !'

ગુજરાતમાં સર્જાયેલી પ્રથમ પ્રાકૃત કવિતા માવલ વરસડાના દુહાઓ છે.*

* 'ગુજરાતનું સસ્કૃત-પ્રાકૃત સાહિત્યમાં પ્રદાન' (આચાર્યશ્રી કાનજીભાઈ પટેલ અભિનંદન ગ્રંથ), સં. મણિભાઈ પ્રજાપતિ, પાટણ માટે લખાયેલુ

# ઉત્તમ વિચારોની સફર : જીવનસફર

પ્રકાશ ચૌહાણ 'જલાલ'

સાહિત્ય ઉમદા જીવનઘડતર માટેનું પાયાનું પરિબળ છે. એમાંય ચિંતનાત્મક લેખો તો વાચકના દિલોદિમાગનો કબ્જો લઈ લે છે. વિષયને અનુરૂપ દૃષ્ટાંતો, દેશવિદેશની સામાન્ય માહિતી તેમજ રસાળ શૈલીથી સભર એવા ૨૫ લેખોનો 'જીવનસફર' નામનો સંગ્રહ રન્નાદે પ્રકાશન દ્વારા તાજેતરમાં પ્રગટ થયો છે. એના લેખક ફાધર વર્ગીસ પોલ છેલ્લા અઢી દાયકાથી ચિંતનાત્મક લેખોના લેખક તરીકે સતત લખતા રહીને ૨૦ જેટલા લેખસંગ્રહો આપી ચૂક્યા છે. આંતરરાષ્ટ્રીય કક્ષાના પત્રકાર હોવાથી તેમની પાસે પડેલો અનુભવ ને માહિતીનો ભંડાર વાચક સમક્ષ ખુલ્લો કરવાનું વલણ તેમણે દાખવ્યું છે.

સામાન્ય જનજીવનને સ્પર્શતા પ્રશ્નો-સમસ્યાઓથી માંડીને ભારતની સાંપ્રત સ્થિતિ અને વ્યક્તિની આંતરિક શક્તિથી માંડીને મૃત્યુ સુધીના વિષયોને લેખકે આવરી લીધા છે. એમના તમામ લેખોમાં એમનો સ્વાનુભવ જ ઠલવાય છે, જેમાં મિત્રો સાથેના વાર્તાલાપ ને પત્રવ્યવહારનો પણ ઉપયોગ તેઓ લેખમાં કરી લે છે.

પૈસાને જ પરમેશ્વર માનીને સ્વપ્નલોકમાં જીવતા પોતાના એક ધૂની મિત્રનો દાખલો આપતાં 'અઢળક ધનસંપત્તિની લોલુપતા' લેખમાં લેખક કહે છે, ''દરેક માણસનું જીવન જેમ પ્રગટ થાય છે તેમ તેનો સ્વીકાર કરી તેને યોગ્ય રસ્તે દોરવા અને વિકસાવવા બધા માણસોએ પ્રયત્નશીલ રહેવાની જરૂર છે.'' (પૃ. ૧૧) માણસનાં સારાં પાસાંની પ્રશંસા તેની હયાતીમાં જ કરવી વધારે સાર્થક છે એવો સંદેશ લેખક 'મૃત્યુ પછી કરાતી વાત મૃત્યુ પહેલાં કરીએ' લેખ(પૃ. ૨૫)માં અનુરૂપ ઉદાહરણ સહિત આપે છે.

'ગાંડા માણસોની સમસ્યા' લેખમાં લેખક બેલ્જિયમના ગીલ નગર અને તેના પ્રાચીન ડિમ્ફના ચર્ચની વાત સમજાવીને કહે છે, ''જ્યાં પ્રેમથી વ્યક્તિનો સ્વીકાર હોય, જ્યાં વ્યક્તિની સમજૂતીથી કદર હોય અને જ્યાં વ્યક્તિને સ્વતંત્રતાથી પોતાના વિચારો અને પ્રશ્નોની ચર્ચાવિચારણા કરવાનું મુક્ત વાતાવરણ હોય ત્યાં ગાંડો માણસ જલદી સાજોનરવો પણ થઈ જાય છે'' (પૃ. ૩૩).

'બે ભારત વચ્ચેની ખાઈ પૂરી દો' લેખ(પૃ. ૫૭)માં લેખકે અખબારોના સંપાદન પર પોતાના વિચારો રજૂ કર્યા છે. ''ભારતમાં અખબારો અને પત્રકારોની પહેલી ઘેલછા રાજકારણીઓ અને રાજકારણ માટે હોય છે.'' એમ કહીને લેખક ભારતીય સમૂહ માધ્યમોમાં રાજકારણ અને ગુનાખોરીના અહેવાલોની વિપુલતા તરફ લાલ બત્તી ધરે છે. આ જ લેખમાં લેખક ચોખા, દૂધ અને ઘઉં જેવી ચીજોના ઉત્પાદનમાં તથા આઈટી વગેરે ક્ષેત્રોમાં ભારતની હરણફાળ પ્રગતિને નોંધતાં લખે છે, ''આજે આપણે ઘણી સિદ્ધિઓ અને સફળતાની ટોચે બિરાજતા ભારત સાથે ગરીબી રેખાની નીચે માનવવિકાસમાં પછાત રહી ગયેલા ભારતને પણ ધ્યાનમાં લેવાની જરૂર છે.''

ગમે તેવાં કોમી રમખાણો દરમિયાન પણ આમ આદમીની ઇન્સાનિયત જીવંત રહે છે એ વિચાર 'તે એક મુસલમાન બિરાદર હતા' લેખ(પૃ. ૭૭)માં લેખકે દૃઢ કર્યો છે. ઓરિસ્સામાં બે પુત્રો સહિત ઑસ્ટ્રેલિયન મિશનરી ગ્રેહામ સ્ટેઇન્સના હત્યાના આરોપી દારાસિંહની ગુનાખોરીની ચર્ચા પૃ. ૮૪ પરના લેખમાં કરાઈ છે. તો સ્થળાંતરિત નિરાશ્રિતોની સમસ્યાઓ પૃ. ૭૯ પરના લેખમાં લેખકે ચર્ચી છે. નાતાલ-દિવાળી જેવા તહેવારોમાં શુભેચ્છાકાર્ડની સાર્થકતાની સાથોસાથ પુસ્તકના અંતમાં મૃત્યુ જેવા ગંભીર વિષય પર પણ લેખકે કલમ ચલાવી છે.

લેખક ફાધર વર્ગીસ પોલનાં ૧૯ પુસ્તકો આ

ગભરાઈ જતી.', 'તે જુએ છે માત્ર આંખો, જીવનથી ભરપૂર, મમતાથી રસેલી આંખો, એવી આંખોનો સૂર્યોદય ઝીલ્યા સિવાય તેનાથી નથી રહી શકાતું.' (પૃ. ૮, ૯) પુખ્ત વયની સ્ત્રીના ઉદાસ અને કરમાયેલા વ્યક્તિત્વનાં મૂળિયાં તરુણ વયના આવા અનુભવોમાં રહેલાં છે એવો ધ્વનિ પ્રગટાવતી આ વાર્તા સામગ્રી, રચનારીતિ અને ભાષાના રસાયનથી સુંદર બની છે. કેટલીક સ્ત્રી પુખ્તવયે કોઈ દેખીતા કારણ વિના મૂરઝાયેલી કે ઉદાસ જણાય છે ત્યારે આવો જ કોઈ ભૂતપૂર્વ અનુભવ કારણભૂત હોઈ શકે એવો મર્મ અહીં પામી શકાય છે.

મા-બાપના સંઘર્ષની બાર-તેર વર્ષની પુત્રીના માનસ પર કેવી અસર પડે તેનું પ્રભાવક નિરૂપણ હરીશ નાગ્રેચાની 'હું ભીંજાઉં ?' વાર્તામાં થયું છે. ઇતિની પાંચથી તેર વર્ષની વયમર્યાદામાં વાર્તા રચાઈ છે. ઇતિ અત્યંત સંવેદનશીલ છોકરી છે. તેને મમ્મા અને પપ્પા બન્નેના વહાલમાં ભીંજાવું ગમે છે પણ મમ્મા તડકાની જેમ અને પપ્પા વરસાદની જેમ વહાલ કરે છે. મા-બાપને સામસામા ધ્રુવ પર ઊભેલાં જોઈ ઇતિ હંમેશાં તાણમાં રહે છે. ઇતિને વરસાદમાં ભીંજાવું બહુ ગમતું અને મમ્મા તાવની બીકે ભીંજાવા દેતી નહીં. આથી ઇતિ ભીંજાવાનો આનંદ વરસાદનું ચિત્ર દોરીને લે છે. ચિત્રમાં તે ભીંજાય છે, છીંકો ખાય છે, છબછબિયાં કરે છે, કુદરડી ફરે છે. વરસાદમાં ભીંજાયા વિના જ ઇતિને તાવ આવે છે. બહેનના વેવિશાળમાં હવે નહીં જવાય એમ લાગતાં મમ્મા ગુસ્સે ભરાય છે. મમ્મી-પપ્પા વચ્ચે ચકમક ઝરે છે. ઇતિ પોતાને દોષ દે છે કે એ જન્મી જ શા માટે ? ઇતિ સહેજ સારી થાય છે એટલે મિહિર સુમનને વેવિશાળમાં મોકલે છે અને દીકરીની સંભાળ રાખવા પોતે ઘરે રહે છે. માની ગેરહાજરીમાં બાપ-દીકરી વરસાદને માણે છે. ઇતિને મમ્મા યાદ આવી જાય છે. બન્ને વરસાદમાં પલળતાં હોય છે ત્યારે એકાએક સુમન વહેલી પાછી આવી જાય છે અને ગુસ્સો કરે છે. પણ આ બન્ને તો સુમનને વરસાદમાં ખેંચી જાય છે. ઇતિ છજામાં જતી રહે છે. મિહિર-સુમનને એકબીજાના આશ્લેષમાં ભીંજાતાં જોઈને મનોમન બોલે છે, "છો ભીંજાતાં." મા-બાપના સંઘર્ષમાંથી છૂટવા ઇતિ વરસાદનું અવલંબન લે છે. એ વિચારતી, "બેઉ નાગા વરસાદની જેમ સાથે કેમ ક્યારેય વહાલ વરસાવતાં નહીં હોય ?" મા-બાપના સંઘર્ષ વચ્ચે ભીંસાતી ઇતિનાં મન સંચલનો અસાધારણ મૂર્તતા ધારણ કરે છે. ભાષાની વિવિધ તરાહો, વ્યંજના અને પ્રતીકોથી વાર્તા સિદ્ધ થઈ છે. તડકો અને વરસાદનું સંમિશ્રણ વાર્તાને વિશિષ્ટ અર્થ આપે છે. વાર્તાની ભાષા ઇતિના કલ્પનાશીલ, સંવેદનશીલ અને ક્રિયાશીલ ચિત્તની દ્યોતક છે. જેમ કે, "દાદમ્ જો જો આકાશમાંથી હીરા પડે છે ધોધમાર.", "કેવી મીઠડી, રૂપકડી લાગે છે ભીનો ભીનો ઝગમગ ઝગમગ", "દાદમ્ હું ઝગમગ થાઉં, જાઉં, ભીંજાઉં ?", "ઇતિને ક્યારેક મેઘ કુંડળ પહેરેલો, ક્યારેક ધનુષ તાણેલો, ક્યારેક દોડતા એથ્લેટ જેવો, ક્યારેક ફ્ન્કી, તો ક્યારેક હાથી-ઘોડા-હરણ કે સસલા જેવો મંત્રમુગ્ધ કરતો અનુભવાતો ! (પૃ. ૧૧) પાત્રોની અંદરની વાસ્તવિકતા બાહ્ય વાસ્તવિકતા સાથે સંધાઈને ઇતિની ચિત્તસ્થિતિ પ્રકાશી રહે છે. આમ, ધીરુબહેન પટેલની 'એક છોકરીનું સ્મિત' અને હરીશ નાગ્રેચાની 'હું ભીંજાઉં ?' વાર્તાઓ પ્રસન્નકર બની રહે છે.

હિમાંશી શેલતની 'નિકાલ' વાર્તા યથાર્થની ભૂમિ પર ધનકીના મનોજગતને નિરૂપે છે. ગર્ભધારણ અને ગર્ભપાતના રહસ્ય અંગે ધનકીને કુતૂહલ છે. તે મનોમન, નિરીક્ષણ દ્વારા આ રહસ્યને પામવાના પ્રયત્નો કરે છે. પોતાની માનાં વાણી, વર્તન અને શરીરના ફેરફારોને તે તપાસ્યા કરે છે પણ કંઈ સમજાતું નથી. એણે જોયેલી અંબાનગરની રાત્રિપ્રવૃત્તિ, અંબાનગરની અગણિત બાળવસ્તી, માની સુસ્ત સ્થિતિ અને ચીડિયાપણું, કમળી ફોઈને બોલાવવાની વાત આદિ ધનકીના કુતૂહલને ઘેરું બનાવે છે.

તે મૂંઝવણ દૂર કરવા ખાંડ ફાકે છે, ગોળનું દડબું છાનીમાની ખાઈ જાય છે, શાન્તુ પર અકળામણ કાઢે છે. તેને થાય છે, ગીગલો હજુ મોટો થયો

નથી અને બધું તરત ને તરત કેવી રીતે બને ? છેવટે તે રેવાને પૂછે છે અને રેવા કહે છે : "કંઈ થયું નથી તારી માને...એ તો બધું સાફ કરાવેલું કે'વાય. પેટમાંનું ધોઈ કરીને બા'ર કાઢી આપે લાગલું જ...જો કોઠી માંજી છે કે નીં તેં કોઈ દા'ડો ? આ અદ્દલ એવું જ. ધોઈને અંદર જે હોય તે કાઢી લેવાનું, બરાબર ?" આટલી વાતે ધનકીને રાહત લાગે છે અને એ "રેવા જેવું જ ચાલવા લાગી, અદ્દલ રેવા જેવું જ." આ વિધાન સાથે વાર્તા પૂરી થાય છે. વાર્તારંભે દેખાતી ધનકીની બીક અંતે સ્વસ્થતામાં પરિણમે છે. તેની બદલાયેલી ચાલ દ્વારા આ સૂચિત થયું છે. વાર્તાનું કેન્દ્રબિન્દુ છે ગર્ભધારણ અને ગર્ભપાત અંગેનું ધનકીનું કુતૂહલ. વાર્તાની નાની નાની વિગત, વાત – સઘળું આ કેન્દ્રને લક્ષિત કરે છે. ગર્ભધારણ કે ગર્ભપાતનો ક્યાંય સ્પષ્ટ ઉલ્લેખ નથી. આ અંગે વાર્તાકાર એકદમ સાવધ છે. બધું સંગોપિત રાખીને સુગ્રાહ્ય બનાવ્યું છે. જેમ કે, "ગીગલો હજુ મોટો થયો નથી ને બધું તરત ને તરત કેવી રીતે બને ?", "મૂળ જે બાબતે આ દિવસોમાં બીક લાગતી તેને અને રાતને ખાસ સંબંધ હોવાની ધનકીને ખબર ન હતી." જેવાં વાક્યોમાં 'બધું', 'જે બાબતે' અને 'રાત' શબ્દો સૂચક બને છે. અંબાનગરીની અગલિત બાળવસ્તીનું નિરૂપણ પણ મૂળ વાતને ઉપકારક છે. નાના કથાંશોના સાહચર્યથી ધનકીની મૂંઝવણ અને મૂંઝવણનિરસન તાટસ્થ્યપૂર્વક આલેખાયાં છે. વાર્તામાંના બધા સંકેતો કેન્દ્રગામી છે. ધનકીના કુતૂહલને રજેરજ આલેખતી છતાં સંદિગ્ધતા જાળવી રાખતી 'નિકાલ' વાર્તામાં વાર્તાકારનું માનવસ્વભાવનિરીક્ષણ અને ગરીબ-વસાહતનિરૂપણ દશ્યકલાનાં સુંદર દષ્ટાંતો બની રહે છે. ગરીબ વસાહતની પાર્શ્વભૂમિ પર ધનકીના ચિત્તની એકાગ્ર થતી જતી સ્થિતિ સમુચિત ચિત્રિત થઈ છે. તથ્યવાસ્તવના દ્રાવણમાં ઓગળીને આવતા મનોવાસ્તવનું ઉત્કૃષ્ટ કલારૂપ અહીં જોવાય છે.

મેઘા ગોપાલ ત્રિવેદીની 'નિંજરી' વાર્તામાં પોતાના આત્મવિશ્વાસને દઢાવતી આકાની કથા છે. ધનાભગતની આકાએ માના મૃત્યુ પછી ઘરને સરસ રીતે સંભાળ્યું હતું. ત્રીજા ઘરના ભીમા સાથે તેનાં લગ્નનું નક્કી થયું હતું. એવામાં મુંબઈથી અચાનક ફૂઈ આવે છે અને મૂંગા પુત્ર માટે ભાઈ પાસે આકાનો હાથ માગે છે. ભગત નિસાસો નાંખી બહેનને હા પાડે છે અને આકાની દુનિયા સાવ મૂંગી થઈ જાય છે. આકા પરણીને મુંબઈના ફૂટપાથ પર તાડપત્રીથી બાંધેલા ઘરમાં આવે છે ત્યારે તેનું હૃદય ચિત્કારી ઊઠે છે, 'આને ઘર કહેવાય ?' આકાને એક નાનાસરખા, પાકા બાંધકામવાળા હૂંફાળા ઘરની ઝંખના હતી. ચૂંટણી આવતાં આ ફૂટપાથવાસીઓને એક રાજકીય પક્ષ ઘર બાંધવા સરકારી જમીન ફાળવે છે. બધાં આનંદમાં આવીને ઘર બાંધે છે. આકા સત્યનારાયણની પૂજાની તૈયારી કરે છે ત્યાં જ બુલડોઝર લઈને આવેલી પોલીસ બધું તહસનહસ કરી નાંખે છે. આકાનું સ્વપ્ન રોળાઈ જાય છે. તે નિરાશ થઈ પતરાની બેગ પર બેસી પડે છે. ફૂઈ બીજું ઘર શોધવાની વાત કહે છે ત્યારે અચાનક આકા ઊભી થઈને કહે છે, "ના ફૂઈ, ક્યાંય જવાનું નથી." અને લોકોને સમજાવે છે કે આ સરકાર આપણી છે અને સરકારની જમીન એટલે આપણી જમીન. એથી 'ઘર બનશે. આ જ જમીન પર બનશે.' આકાના આ વિધાન સાથે વાર્તા પૂરી થાય છે. આકાનો આ આત્મવિશ્વાસ એના વ્યક્તિત્વનો જ એક અંશ હતો. માતાના મૃત્યુ પછી તે જે રીતે ઘર સાચવે છે એમાં એનો છલકતો આત્મવિશ્વાસ પ્રત્યક્ષ થાય છે. શિવા સાથેનાં લગ્ન પછી એ નિરાશ જરૂર થાય છે પણ તૂટતી નથી. શરૂઆતમાં પિતાના ઘરને સંભાળતી આકા, ત્યારબાદ શહેરના ફૂટપાથના આવાસમાં આવીને હતાશ થયેલી આકા, અંતે નવું ઘર બાંધતી ઉત્સાહી આકા, નવું ઘર તૂટતાં ક્ષણેક હતાશ અને પછી તરત જ 'આ જ જમીન પર ઘર બનશે' કહેતી નિશ્ચયાત્મક આકા – આ ભાવપલટાઓ સહજ છે. ઘટકોના સંયોજનમાં વાર્તાકારનું ગ્રથનકૌશલ જોઈ શકાય છે. અંતે આકા પોતાની ચેતના સાથે ટોળાંની ચેતનાને જોડે છે એ

# ગુજરાત

## શહેરી વિકાસ વર્ષ-૨૦૦૫



સર્વજન સુખાય,
સર્વ જન હિતાય

પદ્દમું પ્રજાસત્તાક પર્વ

# વલસાડમાં...



વાયબ્રન્ટ ગુજરાત ગુંજે ઘેર-ઘેર

## આવો કરીએ થનગનતાં શહેર

- તમામ નગરપાલિકાઓને સ્થાનિક વિકાસ માટેની તમામ સેવાઓ અને હેતુઓ માટે મહેસૂલી જમીન આપવાનો મહત્વનો નિર્ણય.
- નર્મદા દ્વારા શહેરોમાં સ્વચ્છ પીવાનું પાણી પહોંચાડવાનો સંકલ્પ.
- જનભાગીદારી અને જનચેતના માટે સ્વચ્છતા જયોત અને મેરેથોન દોડનું સફળ આયોજન.
- ગુજરાત અર્બન ડેવલોપમેન્ટ કંપની (જી. યુ. ડી. સી.) દ્વારા રૂા. ૪૫૦ કરોડના આંતરમાળખાકીય સુવિધાઓના પ્રોજેક્ટ્સની કામગીરી અમલમાં.
- શ્રી વાજપેયી નગરવિકાસ યોજના હેઠળ પ્રથમ તબક્કાના કામો પૂર્ણ, બીજા તબક્કાની અમલવારી શરૂ.
- શહેરી પરિવહન અને શહેરી માર્ગોના વિકાસમાં ગુણાત્મક સુધારણા.
- તમામ નગરપાલિકાઓ અને મહાનગરોમાં જનસુખાકારી સુવિધાનું આયોજન.
- શહેરોને પાણી, વીજળી, ગેસ અને ગટર વ્યવસ્થાપનની કાર્યક્ષમતા સુધારણા અને ક્ષતિઓના નિવારણ માટે ટેક્નોલોજીનો ઇન્ટીગ્રેટેડ એપ્રોચ.
- તમામ નગરપાલિકાઓમાં ઇ-ગવર્નન્સ દ્વારા સરળ, અસરકારક અને કરકસરથી વહીવટની કાર્યસંસ્કૃતિ.
- મહાનગરોમાં સી.એન.જી. આધારિત પર્યાવરણીય પરિવહનની દિશામાં પહેલ.
- ગેસગ્રીડ દ્વારા શહેરોમાં પાઇપલાઇનથી ઘરવપરાશ અને ઉદ્યોગો માટે ગેસ પુરવઠો.
- શહેરોની પર્યાવરણીય સુંદરતા અને સુખાકારી માટે સુંદર બગીચા, ટ્રાફિક સર્કલો વગેરેના નિર્માણમાં જનભાગીદારીની નવી પહેલ

વાયબ્રન્ટ ગુજરાત - ઘેર ઘેર ગુંજતું ગુજરાત, થનગનતું ગુજરાત

# ત્સુનામી

વિના આમંત્રણે ધસમસ ધસી આવ્યો ત્સુનામી
વિના માંગ્યે દુઃખોના ડુંગરા લાવ્યો ત્સુનામી.

અમારી શી થઈ ભૂલો ? સજા કરવા ભયાનક
થપાટો મારતો જીવલેણ ખૂબ દોડયો ત્સુનામી.

અમે તામિલ સિંહાલી હિન્દુ મુસ્લિમ ખૂબ લડયા'તા
લડાઈ લોપવા નટરાજ શો નાચ્યો ત્સુનામી.

ગમે તે ધર્મ ઊંચ કે નીચ સૌને એક સમજી
જગત ઇન્સાનિયતથી ભીંજવા ઊછળ્યો ત્સુનામી.

તવંગર કે ગરીબ, વૃદ્ધો કે બાળક, નારી કે નર
પશુ કે માનવી સૌ જંતુડાં સમજયો ત્સુનામી.

સીધી રીતે અમે સમજયા નહીં જીવનની કિંમત
અવળ વાણીમાં એ સમજાવવા ગરજ્યો ત્સુનામી.

અમારાં દુષ્કૃત્યોથી વાજ તું આવી ગયો'તો
સીધા કરવા તમાચો અમને તેં માર્યો, ત્સુનામી !

સૂતેલા માનવીની ઊંઘને ખંખેરવાને
પ્રલય ચિચિયારીઓથી નભ ભરી કૂદ્યો ત્સુનામી.

ધરા ભારે થઈ આતંક, આંતરવિગ્રહોથી
સૂતેલા શેષને ઢંઢોળીને વિફર્યો ત્સુનામી.

રહે મર્યાદમાં તે સાગરે મર્યાદ લોપી
અમે ઉછાંછળાને પાઠ તેં ચીંધ્યો ત્સુનામી.

અહંકારી અમોને નમ્રતા શિખવાડી દીધી
પરસ્પર પ્રેમને પ્રગટાવવા ઝૂઝ્યો ત્સુનામી.

સગર્ભાઓને ભરખી, બાળ પણ ભરખ્યાં અનામી
અધીર તેં જન્મ પહેલાં શીદ દીધું મૃત્યુ, સનામી ?

તને શ્રીકૃષ્ણ કાળાની લીલા ના આવડી શું ?
ગજબ કાળી લીલા કરતાં ન શરમાયો, ત્સુનામી ?

કરી આવાં કરમ કાળાં લીધી બદનામી વ્હોરી
છે તારું નામ સારું પણ ન સદ્‌વર્ત્યો, સુનામી !

અમે ઘાયલની સેવા દિલ દઈ એવી કરીશું
તને વિસ્મય થશે કે તું ઘણું હાર્યો, ત્સુનામી !

કહું છું કરગરી, મહાકાલ ! છેવટ થા કૃપાળુ
ભલે તું આવ થઈને નંદનો છૈયો, ત્સુનામી !

**ચંદ્રકાન્ત દેસાઈ**

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ પંદરમું : અંક આઠમો

માર્ચ : ૨૦૦૫

તંત્રી

રમણલાલ જોશી

**૧૭૯**



# ઉદ્દેશ

વર્ષ : પંદરમું  અંક : આઠમો  સળંગ અંક : ૧૭૬

અનુક્રમ : માર્ચ ૨૦૦૫



પ્રકાશક  રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક  રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન . ૨૭૪૮૭૩૧૮

સ્થાન  ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન . ૨૨૧૬૭૩૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી જે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૨૭૯૧૧૬૭૭; ૨૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે

(૧) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.
ફોન  ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૦૭૯૯

(૨) સૌરભ પુસ્તક ભંડાર
બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ,
સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં,
મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨.
ફોન  ૨૭૪૫૧૪૦૭, ૩૧૦૦૦૯૧૮

(૩) મેગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧.
ફોન  ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

(૪) ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

માર્ચ ૨૦૦૫

*સર્વભાષા સરસ્વતી*



# ગુજરાતની સમૃદ્ધ ભક્તિ-કવિતા

ગુજરાતનો ભક્તિ-કવિતાનો વારસો સમૃદ્ધ છે. અનેક સર્જકો અને ચિંતકોએ ગુજરાતી ભાષામાં પોતાની ઉત્તમોત્તમ ક્ષણોને શબ્દબદ્ધ કરી એની સમૃદ્ધિમાં પોતાનો ફાળો આપ્યો છે. ગુજરાતી ભાષાને એના આરંભકાળમાં જૈન સાધુઓએ ઉછેરી છે. આચાર્ય હેમચંદ્રના સિદ્ધહેમ વ્યાકરણમાં આપેલા દુહાઓમાં ગુજરાતી ભાષાનો ઉદય દેખાય છે. એ પછી શાલિભદ્રસૂરિનો 'ભરતેશ્વર બાહુબલિ ઘોર' અને 'ભરતેશ્વર બાહુબલિ રાસ' મળે છે. જૂની પાશ્ચાત્ય રાજસ્થાની જેને ઉમાશંકરે 'મારુ-ગુર્જર' નામ આપેલું એમાંથી ગુજરાતી ભાષા એક સ્વતંત્ર ભાષા તરીકે અસ્તિત્વમાં આવે છે. 'ગાંધીગિરા' કાવ્યમાં કવિ ઉમાશંકર જોશી કહે છે :

> સદા સૌમ્ય શી વૈભવે ઊભરાતી,
> મળી માતૃભાષા મને ગુજરાતી.
> રમે અન્ય સખીઓ થકી દેઈ તાળી,
> સુધા કર્ણ સીંચે ગુણાળી રસાળી,
> કરે બોલતા જે, ભર્યા ભાવ છાતી,
> રમો માતૃભાષા મુખે ગુજરાતી.
> મળી હેમઆશિષ, નરસિંહ-મીરાં,
> થયા પ્રેમભટ ને અખો ભક્ત ધીરા.
> પૂજી નર્મદે કાન્ત ગોવર્ધને જે,
> સજી ન્હાનલે કલ્પના ભવ્ય નેજે,
> ધ્રુવા સત્ય-સાથી અહિંસા-સુહાતી,
> નમો ધન્ય ગાંધીગિરા ગુજરાતી.

નરસિંહ મહેતા આપણા પ્રથમ સિદ્ધ કવિ છે. તે ઉચિત રીતે 'આદિ કવિ' તરીકે ઓળખાય છે. 'નીરખને ગગનમાં' એ પદમાં તે 'સચ્ચિદાનંદ આનંદકીડા કરે/સોનાના પારણા માંહી ઝૂલે' એમ કહે છે ત્યારે એમની વાણી ઉપનિષદોની ભવ્યતા સુધી પહોંચે છે. ઉમાશંકરે લખેલું કે આ પંક્તિઓમાં 'ગુજરાતી ભાષાનું જ નહીં પણ વિશ્વસાહિત્યનું એક ભવ્ય ઉદાત્ત ચિત્ર પ્રત્યક્ષ થાય છે, બ્રહ્માંડના સોનાના પારણામાં ઝૂલતા આનંદક્રીડા કરતા સચ્ચિદાનંદ બાલકૃષ્ણનું વિરાટ સુંદર દર્શન આપણને મળે છે. નરસિંહ-મીરાં એ ગુજરાતી આધ્યાત્મિક કવિતાનાં ઊંચાં શૃંગો છે. મીરાંમાં નર્યું કવિત્વ નીતરે છે. તેનાં કેટલાંક પદ સુરેખ ઊર્મિગીતોના નમૂના છે. આખ્યાનકવિ પ્રેમાનંદમાં મહાકવિની પ્રતિભાના ઉન્મેષો જોવા મળે છે. વર્ણનકલા, પાત્રાલેખન, પરિસ્થિતિ-ચિત્રણ, મનુષ્યસ્વભાવનું જ્ઞાન, ભાવાભિવ્યક્તિ વગેરે દૃષ્ટિએ પ્રેમાનંદ એક અને અજોડ છે. અખામાં તત્ત્વજ્ઞાન અને કવિતાનો જે સુમેળ થયો છે તે વિરલ છે.

મધ્યકાળના છેલ્લા કવિ દયારામે જે ગરબીઓ આપી છે, હૃદયસ્પર્શી ભક્તિશૃંગારનાં જે પદો આપ્યાં છે તે કાવ્યત્વની દૃષ્ટિએ ઊંચી કક્ષાનાં છે.

**રમણલાલ જોશી**

તંત્રી

**બાર્ન્સ એન્ડ નોબલમાં ત્સુનામીના શહીદોને તથા સદ્ગત કવિ મકરંદ દવેને શ્રદ્ધાંજલિ, સર્વધર્મ પ્રાર્થના તથા ઉપસ્થિત કવિનું કાવ્યપઠન**

બાર્ન્સ એન્ડ નોબલ, નોર્થ બ્રન્સવિક, ન્યૂજર્સીના વિખ્યાત બુક સ્ટોરમાં ઇન્ડો અમેરિકન લિટરરી અકાદમીના ઉપક્રમે તા. ૬ ફેબ્રુઆરીની સાંજે સાડા ત્રણ વાગે ખાસ ત્સુનામી એશિયાઈ હોનારતના શહીદોને શ્રદ્ધાંજલિ અર્પવા તેમજ સર્વધર્મ પ્રાર્થના અંગે સાહિત્ય સભા મળી હતી. શરૂઆતમાં અકાદમીના કન્વીનર પ્રો. ચંદ્રકાંત દેસાઈએ ત્સુનામીના મહાકાળ સમાન સમુદ્રી કોપથી ભારત સહિત શ્રીલંકા, ઇન્ડોનેશિયા, થાઇલેન્ડ, મલેશિયા, આંદામાન, નિકોબાર, તેમજ અન્ય ટાપુઓ, અન્ય એશિયાઈ પ્રદેશો તથા સોમાલિયા(આફ્રિકા)માં બે લાખ ઉપરાંત માનવોનો ભોગ લેવાયો. એવા મહાભયંકર ત્સુનામી તોફાનોનો હૃદયદ્રાવક ચિતાર આપ્યો હતો. કવિ અને સાધક મકરંદ દવેના અવસાનની નોંધ લઈ તેમની આધ્યાત્મિક કવિપ્રતિભાને બિરદાવી હતી. ત્યારબાદ ઉપસ્થિત સભાજનોએ એક મિનિટ મૌન પાળી ત્સુનામીના શહીદો તેમજ કવિ શ્રી મકરંદ દવેને હૃદયપૂર્વક શ્રદ્ધાંજલિ અર્પી હતી.

**કેન્દ્રીય સાહિત્ય અકાદમી અને વિશ્વકોશ ટ્રસ્ટના સંયુક્ત ઉપક્રમે "કવિસંધિ"**

કેન્દ્રીય સાહિત્ય અકાદમી અને ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટના સંયુક્ત ઉપક્રમે "કવિસંધિ" કાર્યક્રમમાં ઉર્દૂના પ્રસિદ્ધ કવિ અને વિવેચક સિન કાફ નિઝામનું કાવ્યવાચન અમદાવાદમાં ગજ્જર સભાગૃહમાં યોજવામાં આવ્યું હતું.

**'આંખને સગપણ આંસુનાં'નો અંગ્રેજી અનુવાદ પ્રકાશિત**

જાણીતા લેખક શ્રી જયંતિ એમ. દલાલની ગુજરાતી નવલકથા 'આંખને સગપણ આંસુનાં'નો ડૉ. અર્પણ એ. દેસાઈએ કરેલો અંગ્રેજી અનુવાદ 'Ordeal of Innocence' તાજેતરમાં પ્રગટ થયો છે. અભિનંદન.

**પ્રસિદ્ધ ગઝલકાર શ્રી અમર પાલનપુરીને મિર્ઝા ગાલિબ એવોર્ડ**

તાજેતરમાં ઇન્ટરનેશનલ એસોસિએશન ઓફ એજ્યુકેટર્સ ફોર વર્લ્ડ પીસ - યુ.એસ.એ., કોમનવેલ્થ એસોસિએશન ફોર ધ એજ્યુકેશન એન્ડ ટ્રેઇનિંગ ઓફ એડલ્ટ - યુ.કે. જેવી અનેક સંસ્થાઓ દ્વારા અપાતો મિરઝા ગાલિબ ઇન્ટરનેશનલ એવોર્ડ ફોર એક્સલન્સ ઇન ગઝલ્સ એવોર્ડ સૂરતના કવિ અમર પાલનપુરીને અર્પણ કરાયો છે. ગઝલલેખન અને રજૂઆતના ક્ષેત્રે તેમના પ્રદાન અને દીર્ઘ સેવાને ધ્યાનમાં રાખી એમનું જાહેર સન્માન 'સાહિત્ય સંગમ' તરફથી શ્રી ભગવતીકુમાર શર્માના પ્રમુખસ્થાને કરવામાં આવ્યું હતું.

□

# શકુનિ

**દિનકર જોષી**

ઓળખાણ પડે છે ?

ક્યાંથી પડે ? ન જ પડે.

દૂરદર્શનના પડદા ઉપર જ્યારે તમે મને જોયો ત્યારે હું એક પગે લંગડાતો હતો. આવા લંગડાતા પગે મહાભારત શ્રેણીના નિર્માતા અને દિગ્દર્શકે મને શા માટે દર્શાવ્યો હશે એનું રહસ્ય ખુદ હું જ સમજી શકતો નથી. હું લંગડો નહોતો, ક્યારેય નહોતો, મુદ્દલ નહોતો. ભલા માણસ એટલું તો સમજો કે મહાભારતમાં કુરુક્ષેત્રના યુદ્ધથી માંડીને કેટલાંય યુદ્ધોમાં મેં ભાગ લીધો છે. મહામનીષી ભગવાન વેદવ્યાસે આ બધી જ વાત પૂરા એક લાખ શ્લોકોમાં વિગતવાર કરી છે. આમાં હું લંગડો હોવાની એકેય વાત કરી નથી અને છતાં મારું નામ પડે કે તરત જ તમારી વાત નજર સામે એક લંગડાતો મામો શકુનિ તરવરવા માંડે.

હા, મારું નામ શકુનિ. ગાંધાર રાજ સુબલનો હું પુત્ર. પિતા સુબલના મૃત્યુ પછી હું જ ગાંધાર નરેશ અને છતાં મારી આખી જિંદગી હસ્તિનાપુરમાં જ વિતાવી. ગાંધાર તો હું ભાગ્યે જ છૂટોછવાયો રહ્યો છું.

મારું નામ પડે કે તરત જ તમારામાંથી ઘણાખરાએ મોં મચકોડ્યું હશે એની મને ખાતરી છે. જે રીતે દેવર્ષિ નારદનું તમે સહુએ ચુગલીખોર અને ટંટોફિસાદ કરાવનાર ખાટસવાદિયા તરીકે અવમૂલ્યન કર્યું છે આવું જ કંઈક તમે મારું પણ કર્યું છે એવી આજે મારે તમારી સામે ફરિયાદ કરવી છે. મામા-ભાણેજના સંબંધની વાત જ્યારે પણ આવે છે ત્યારે વહેવારમાં તમે મામો શકુનિ અને મામો કંસ આ બે મામાઓને ભારે તિરસ્કારથી અને અત્યંત કટાક્ષથી સંબોધો છો. મામા કંસની કોઈ વાત મારે કરવી નથી. એની વાત એ જાણે. પણ હું મામો શકુનિ – મારે તો આજે મારી વાત જરૂર કરવી છે. મામો શકુનિ એમ મોં મચકોડીને બોલવા ઉપરાંત તમે મને ચંડાળ ચોકડીમાંનો એક ગણો છો એય હું જાણું છું. હું, કર્ણ, દુર્યોધન અને દુઃશાસન અમને ચારને તમે ચંડાળ ચોકડી તરીકે ઓળખો છો. વિજેતાની વાહ વાહ કરવી અને પરાજિતોને માથે પસ્તાળ પાડવી આ તમારી દુનિયાનો વણલખ્યો કાનૂન છે અને તમે આ જ કરી રહ્યા છો. તમે જેને ચંડાળ ચોકડી કહો છો એ પૈકી કર્ણ જેવો દાનવીર આખા મહાભારતમાં બીજો કોઈ દેખાય છે ખરો ? ભિક્ષા માગવા આવેલો બ્રાહ્મણ સ્વયં ઇન્દ્ર છે અને એ જે ભિક્ષા માગી રહ્યો છે એ પોતાનું મૃત્યુ છે એ જાણવા છતાં, પોતાના દેહ ઉપરથી કવચ અને કુંડળ ઉતરડી નાખનાર કર્ણને તમે શી રીતે ચંડાળ કહી શકો ? મહાભારતના યુદ્ધમાં ભીષ્મ પિતામહથી માંડીને અભિમન્યુ સુધી અઢાર અક્ષૌહિણી યોદ્ધાઓ નાશ પામ્યા પણ એ પૈકી એકેયના મૃત્યુ ઉપર દેવોએ પુષ્પવૃષ્ટિ કરી નહોતી, ગંધર્વોએ સંગીતની સૂરાવલિ રેલાવી નહોતી. અપ્સરાઓએ નૃત્ય કર્યાં નહોતાં, સુગંધી વાયુ ફેલાયો નહોતો અને આકાશમાં ઊતરી આવેલા ઋષિમુનિઓએ સાધુ સાધુ એવા ઉચ્ચારો કર્યા નહોતા. આવું બધું માત્ર દુર્યોધનના વધ વખતે જ થયું હતું એ શું તમે નથી જાણતા ? જે દુર્યોધનના મૃત્યુને દેવોએ પણ દુંદુભિ નાદ કરીને વધાવ્યું એ દુર્યોધનને જો તમે ચંડાળ કહેતા હો તો મારે તમારી સમજણની દયા ખાવી રહી.

અને હવે હું શકુનિ, ચંડાળ ચોકડીમાંનો એક–મારી વાત તમે સાંભળો. મનમાંથી દ્વેષની લાગણી હડસેલીને નિર્મળ ચિત્તે હું જે કંઈ કહું છું એની ઉપર થોડીક વાર ધ્યાન આપો.

પિતામહ ભીષ્મે જ્યારે મારા પિતા સુબલરાજ પાસે બહેન ગાંધારીનાં લગ્ન જન્માંધ રાજા ધૃતરાષ્ટ્ર સાથે કરવાનો પ્રસ્તાવ મોકલ્યો ત્યારે એમાં ક્યાંય

ઔચિત્ય હતું ખરું ? ગાંધારી વિદુષી હતી, સુંદર હતી, યુવાન હતી અને તમે ન જાણતા હો તો જાણી લ્યો કે અર્થશાસ્ત્રની એ અત્યંત નિષ્ણાત હતી. એ યુગમાં સહુથી જટિલ ગણાતો અર્થશાસ્ત્રનો વિષય મને અને મારી બહેનને ખાસ શીખવવામાં આવ્યો હતો એ તમે નથી જાણતા, હું જાણું છું અને બીજા મહર્ષિ વ્યાસ જાણે છે. શાંતનુ રાજાના વારસદાર પુત્રો નિ:સંતાન મૃત્યુ પામ્યા હતા અને હસ્તિનાપુર પાસે કોઈ ગાદીવારસ નહોતો, રિક્ત સિંહાસનને પૂરવા માટે ભીષ્મે મને માતા સત્યવતીએ એક પરપુરુષને વિધવા કુળવધૂઓ પાસે મોકલીને પુત્રો પ્રાપ્ત કર્યા હતા એ વ્યથાની વાત ભીષ્મ શી રીતે ભૂલે ? અને એટલે આંધળા ધૃતરાષ્ટ્રના વિવાહનો પ્રશ્ન જ્યારે ઉત્પન્ન થયો ત્યારે ભીષ્મની ગણતરી, પુનઃ હસ્તિનાપુરના સિંહાસન માટે આવી કપરી પરિસ્થિતિનું સર્જન ન થાય એ જોવાની હતી. મારી બહેન ગાંધારીની કૂખે સો સમર્થ અને તેજસ્વી પુત્રો પેદા થશે એવું વરદાન એની કૌમાર્યાવસ્થામાં જ સ્વયં મહર્ષિ વ્યાસે આપ્યું હતું એ વાત ભીષ્મના સરવા કાનથી અજાણ શી રીતે હોય ? ભીષ્મે જ્યારે આ જાણ્યું ત્યારે હસ્તિનાપુરની ગાદીના વારસનો કોઈ પ્રશ્ન ક્યારેય ભવિષ્યમાં પેદા ન થાય એવું સમાધાન મેળવી લીધું. એણે પ્રમાણમાં નાનકડા અને નિર્બળ ગણાતા ગાંધાર નરેશ સુબલરાજ પાસે આંધળા રાજાના લગ્ન માટે પ્રસ્તાવ કર્યો. સુબલરાજ એનો અસ્વીકાર કરી શકે એવું એમનું સામર્થ્ય જ ક્યાં હતું ? અને કદાચ એવી હિંમત દાખવે તો કાશીનરેશની પુત્રીઓ અંબા, અંબિકા અને અંબાલિકા આ ત્રણેયના કિસ્સામાં ભીષ્મે જે કર્યું હતું એનું પુનરાવર્તન એ નહિ કરે એની કોઈ ખાતરી નહોતી. સુબલરાજે કબૂતરનાં બચ્ચાં જેવી પોતાની પુત્રીનું જીવન છતી આંખે નષ્ટ કર્યું. એમની પાસે બીજો કોઈ વિકલ્પ જ નહોતો. મારી બહેન ગાંધારીએ છતી આંખે અંધાપો સ્વીકાર્યો. ધૃતરાષ્ટ્રે તો જન્મીને ક્યારેય પ્રકાશ જોયો નહોતો પણ જેણે ખોબલે ખોબલે પ્રકાશને માણ્યો હતો એને આખી જિંદગી અંધકારમાં અથડાવું એ કેટલું દુષ્કર હશે એનો અંદાજ તો તમે ઘડીક આંખ બંધ કરીને તમારા પોતાના જ ઓરડામાં ટહેલી જુઓ તો જ મેળવી શકશો.

ગાંધાર રાજ્યનો વારસ હોવા છતાં મેં ગાંધારને બદલે હસ્તિનાપુરમાં ભીષ્મના આશ્રિત જેવી અવસ્થામાં શેષ આયુ ગાળવાનું કેમ પસંદ કર્યું એનું રહસ્ય અહીં છે. ગાંધારી મને અત્યંત પ્રિય હતી. હું એનો મોટો ભાઈ હતો. રાજા ધૃતરાષ્ટ્ર પાટવી કુંવર હોવા છતાં પિતામહ ભીષ્મે એમને હસ્તિનાપુરના સમ્રાટ ઘોષિત કર્યા નહોતા. ધૃતરાષ્ટ્ર જન્માંધ હતા અને આમ હોવાને કારણે વિકલાંગ વ્યક્તિ સમ્રાટ બની શકે નહિ એવું નિમિત્ત આગળ ધરીને પિતામહે લઘુ ભ્રાતા પાંડુને સમ્રાટ બનાવ્યા. પાંડુ દેખીતી રીતે વિકલાંગ નહોતા એ કબૂલ પણ સહુ કોઈ એ વાત જાણતું હતું કે પાંડુ પ્રજોત્પત્તિ કરી શકવા માટે સક્ષમ નહોતા. અન્ય રોગોથી પણ અરણ્યવાસ સ્વીકાર્યો હતો. રાજધાનીમાં એમની અનુપસ્થિતિને કારણે એક રીતે તો સિંહાસન ઉપર ધૃતરાષ્ટ્ર જ બિરાજતા હતા. આવા સંજોગોમાં બહેન ગાંધારીને પેટે દુર્યોધનનો જન્મ થયો તો સામા પક્ષે અરણ્યવાસમાં રહેતા રાજા પાંડુની પત્ની કુંતીને પેટે યુધિષ્ઠિરનો જન્મ થયો પણ કુંતીનાં આ સંતાનો કુરુવંશી નહોતાં. રાજકુમાર યુધિષ્ઠિર અન્ય પુરુષ દ્વારા જન્મ્યા હતા. પાંડુ એમના પિતા નહોતા.

હવે તમે જ કહો, હસ્તિનાપુરનું સામ્રાજ્ય કુરુવંશીઓનું હતું. ભીષ્મ સુધ્ધાં આ સિંહાસન ઉપર કુરુવંશીઓનું રક્ત જળવાઈ રહે એ માટે પ્રતિજ્ઞાબદ્ધ હતા. ધૃતરાષ્ટ્ર ભલે રાજા ન બની શક્યા પણ પાંડુના મૃત્યુ પછી આ રાજ્યના વારસદાર તરીકે કુરુવંશી દુર્યોધનનો અધિકાર યુધિષ્ઠિર કરતા વિશેષ હતો એ તર્ક શું ઉચિત નથી ? યુધિષ્ઠિર કુરુવંશીઓનું રક્તબીજ નહોતા. આમ હોવા છતાં પિતામહની લાગણી પાંડવો પ્રતિ હતી એ જાણ્યા પછી મને લાગ્યું કે હવે મારી બહેન અને ભાણેજના કલ્યાણ માટે મારે સતત હસ્તિનાપુરના રાજમહેલમાં અને રાજકારણમાં સક્રિય રહેવું જ પડશે.

અને આમ છતાં મેં દુર્યોધનને ગેરમાર્ગે દોરવ્યો છે એમ તમે નહિ કહી શકો. જ્યાં શક્ય હતું ત્યાં મેં દુર્યોધનને ઉચિત સલાહ આપીને શાંતિ અને સુલેહના માર્ગે સમાધાન સાધવા પણ સમજાવ્યો છે. મારી આ વાત તમારા ગળે નથી ઊતરતી ને ? ન જ ઊતરે, ક્યાંથી ઊતરે ? તમે પૂરું મહાભારત વાંચ્યું નથી એટલે મહર્ષિ વ્યાસે જે કહ્યું છે એની સાચી માહિતી તમારી પાસે નથી. ઇન્દ્રપ્રસ્થમાં જ્યારે મહારાજ યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે દ્રૌપદી જેવી અભિજાત કન્યાએ પણ દુર્યોધનને 'આંધળાના પુત્ર તો આંધળા જ હોય' એવું દાહક વચન સંભળાવીને અપમાનિત કર્યો હતો. આ અપમાન પછી ઇન્દ્રપ્રસ્થથી હસ્તિનાપુર પાછા ફરતા માર્ગમાં જે બન્યું હતું એ ઘટના શ્વાસ રોકીને એક ક્ષણ સાંભળો.

(અંધકાર)

(નેપથ્યે)

દુર્યોધન - ''મામા ! પાંડવોની આ સમૃદ્ધિ અને સમ્રાટ તરીકેની સત્તા હું સહન કરી શકું એમ નથી. એમાંય દ્રૌપદી દ્વારા અપમાનિત થયા પછી મને હવે જીવનમાં કોઈ રસ નથી. હું આવી દશામાં હસ્તિનાપુરમાં આવવા માગતો નથી. હવે અહીં જ અગ્નિપ્રવેશ કરીને હું જીવનનો અંત લાવીશ.''

શકુનિ - ''દુર્યોધન ! તારે યુધિષ્ઠિરની ઈર્ષ્યા કરવી જોઈએ નહિ. તારા સઘળા પ્રયાસો નિષ્ફળ રહ્યા છે. હવે માનસિક સમાધાન સાધીને તને પ્રાપ્ત થયેલું હસ્તિનાપુરનું સિંહાસન તું યથેચ્છ ભોગવ અને પાંડવોને એમના પ્રારબ્ધ અનુસાર એમનો વૈભવ ભોગવવા દે.''

દુર્યોધન - ''એ અશક્ય છે મામા ! યુધિષ્ઠિરને અપાયેલું અર્ધું રાજ્ય એ એમનો અધિકાર નહોતો. હસ્તિનાપુર રાજ્યના આવા વિભાજન થઈ શકે જ નહિ. એ ભૂમિ પાછી મળવી જ જોઈએ.''

શકુનિ - ''પણ એ બની શકે એમ નથી એ પણ તું જાણે છે દુર્યોધન ! શસ્ત્રો અને સામર્થ્યમાં તેઓ હવે તારાથી ચડિયાતા છે. પિતામહ ભીષ્મની કૂણી લાગણીઓ એમની સાથે છે. હસ્તિનાપુર અને ઇન્દ્રપ્રસ્થ વચ્ચે જો સુલેહ હશે તો તમે સહુ કુરુવંશીઓ આર્યાવર્તની પ્રચંડ શક્તિ બની શકશો. આ વાસ્તવિકતાનો તું સ્વીકાર કરી લે ભાઈ !''

દુર્યોધન - ''એ હું સ્વીકારી શકું એમ નથી મામા ! જો તમે મને યેનકેન પ્રકારેણ ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય મેળવી આપી શકો એમ ન હો તો મને અત્યારે અહીં જ આત્મવિલોપન કરી લેવા દો. મારે અપમાનિત દશામાં નતમસ્તકે જીવવું નથી.''

(પ્રકાશ)

હવે તમે જ કહો જોઉં, મારે આ ધર્મસંકટમાં શું કરવું જોઈએ ? દુર્યોધનને મરવા દેવામાં ઔચિત્ય હતું ખરું ? દુર્યોધનનો દાવો ન્યાયી હતો પણ સંજોગો એની સાથે નહોતા. સત્તા અને સામર્થ્ય બંને એને રોકતા હતા. આવા સંજોગોમાં મેં જ એને દ્યૂતનો માર્ગ સુઝાડ્યો. યુધિષ્ઠિર દ્યૂતપ્રેમી હતા. એટલું જ નહિ, ધર્મના નામે એમનો પ્રતિષ્ઠાપ્રેમ એવો ઉગ્ર હતો કે એનો પરોક્ષ લાભ મેળવી શકાય એવું મને લાગ્યું. દ્યૂતના પાસા ફેંકવામાં યુધિષ્ઠિર કુશાગ્ર નહોતા પણ પોતાને કુશાગ્ર માનતા હતા એ હું જાણતો હતો. પાસાની આ રમત મારા માટે અત્યંત સરળ હતી. એમાં કોઈ કપટ, છલના કે દ્રોહની કોઈ વાત જ નહોતી. એટલું જ નહિ, જ્યારે દ્યૂતક્રીડાનો આરંભ થયો ત્યારે જે બન્યું હતું એ દૃશ્ય પણ ઘડીક સંભારી લઈએ.

(અંધકાર)

(નેપથ્યે)

યુધિષ્ઠિર - ''ગાંધાર નરેશ શકુનિ, દ્યૂત ધર્માનુકૂલ નથી. દ્યૂતમાં શઠતાને અવકાશ રહે છે. ક્ષત્રિયો માટે આવી કુટિલતા ધર્મ નથી.''

શકુનિ - ''મહારાજ યુધિષ્ઠિર, ક્ષોત્રિય વિદ્વાનો શાસ્ત્રાર્થમાં પોતાની વિદ્વત્તાને પ્રતિષ્ઠિત કરીને જે રીતે વિપક્ષીને પરાસ્ત કરે છે એ જ રીતે દ્યૂતમાં પણ જે કુશળ હોય એ વિજયી થાય છે. એમાં શઠતા કે કુટિલતા ક્યાં આવી ? અને આમ છતાં જો આપને આવા કોઈ ષડ્યંત્રનો ભય હોય તો આપ દ્યૂતક્રીડા કરવાનું માંડી વાળો.''

યુધિષ્ઠિર - "જય, પરાજય વિધિના ખેલ છે. પરાજયથી હું ભય પામતો નથી. હું ધૂત રમવા તૈયાર છું."

શકુનિ - "અને મહારાજ ! તો પછી આપણે .દાવ શરૂ કરીએ. દુર્યોધન વતી પાસા હું ફેંકીશ એ તમને મંજૂર છે ?"

યુધિષ્ઠિર - "મારી સામે પ્રતિ પક્ષે જો દુર્યોધન ધૂત રમી રહ્યો હોય તો એના વતી આપ પાસા ફેંકો એમાં ઔચિત્ય નથી. પણ હું કંઈ આપનાથી ડરતો નથી. તમે ખુશીથી ધૂતનો આરંભ કરો."

(પ્રકાશ)

હવે તમે જ કહો, આમાં મેં ક્યાં કશું કપટ આચર્યું હતું ! ધૂતના પહેલા દાવમાં મેં બધું જીતી લીધું. આજે યુગ યુગોથી તમે સહુ મેં અધર્મ આચર્યો હતો એમ કહો છો પણ સાચો અધર્મ તો યુધિષ્ઠિરે આચર્યો હતો. દ્રૌપદી વસ્ત્રાહરણને તમે સહુ અધર્મ કહો છો એ હું જાણું છું પણ દ્રૌપદીને-રાજલક્ષ્મીને-ધર્મપત્નીને દાવમાં મૂકવાથી મોટો અધર્મ તમે આ પૂર્વે ક્યાંય જોયો કે સાંભળ્યો હતો ? એટલું જ નહિ, ધૂતના પહેલા દાવમાં હારેલી તમામ સમૃદ્ધિ રાજા ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને પાછી આપી અને તો પણ રાજા યુધિષ્ઠિર ધૂતના બીજા એક દાવનું નિમંત્રણ પણ પાછું ન ઠેલી શક્યા. જો પહેલા દાવમાં કુટિલતા, કપટ કે છલના થયાં હોય તો એમણે બીજો દાવ શા માટે રમવો જોઈએ ? મૂર્ખ રાજા બીજો દાવ રમ્યા, રાજપાટ ખોયું અને અરણ્યવાસ આવી પડ્યો એમાં દુર્યોધનનો કે મારો નૈતિક કે કાનૂની ધોરણે ક્યાં કશો અપરાધ હતો ?

એક બીજી વાત તરફ પણ આજે તમારું લક્ષ દોરું છું. હું તો પ્રામાણિકતાથી અને નિષ્ઠાપૂર્વક એમ માનતો હતો કે હસ્તિનાપુરનું સામ્રાજ્ય દુર્યોધનને જ મળવું જોઈએ. દુર્યોધન જ સાચો કુરુવંશી હતો અને એનો અધિકાર ન્યાયી હતો. પિતામહ ભીષ્મ સુધ્ધાં મનોમન આ તથ્યનો સ્વીકાર કરતા હતા અને છતાં એમની લાગણીઓ સદાય પાંડવો સાથે રહી. જો યુધિષ્ઠિરનો રાજ્ય ઉપરનો અધિકાર ન્યાયી અને ઉચિત હતો તો પછી પિતામહે દુર્યોધનના પક્ષે રહેવાને બદલે ખુલ્લેઆમ યુધિષ્ઠિરના પક્ષે લડી લેવું જોઈતું હતું એને તમે શું ન્યાયી નથી ગણતા ? પિતામહ પ્રતિજ્ઞાબદ્ધ હતા આ કદાચ એમની લાચારી હતી પણ એમની આ લાચારીનો ભોગ દુર્યોધને શા માટે બનવું જોઈએ ? મનોમન વિજય પાંડવોનો ઇચ્છ્યા પછી કૌરવપક્ષે રહીને યુદ્ધ આચરવું એ તો નરી અપ્રામાણિકતા કહેવાય એ સત્ય સાથે તમે શું સહમત નથી થતા ? કૃપા કરીને આજે અને અત્યારે હું એક વાર તમને તમારા અંતરાત્માના નામે આ પ્રશ્ન પૂછું છું.

અને એક વાત એ પણ સ્મરણમાં રાખજો કે કુરુવંશીઓના આ આંતરવિગ્રહમાં કશાય પ્રત્યક્ષ કે પરોક્ષ લાભ કે હિત વિના ગાંધારનું તો અકલ્યાણ જ સધાયું છે. મારું પ્રથમ કર્તવ્ય ગાંધાર પ્રત્યે હતું અને આમ છતાં બહેન અને ભાણેજ પ્રત્યેના સ્નેહનો દોરવ્યો હું દોરવાયો. ગાંધારના ભોગે મેં હસ્તિનાપુરનું કલ્યાણ સાધવા મારા જીવનની એકે એક ક્ષણ પ્રયોજી. આમ છતાં જે કંઈ બન્યું એની કોઈ વ્યથા મારા અંતરમાં નથી. હું જે માનતો હતો, મારી સૂઝ અને સમજ પ્રમાણે જે સત્ય હતું એ સત્યના રક્ષણ માટે મેં સર્વસ્વ સમર્પિત કર્યું અને સંતોષ એટલો જ છે કે ભલે આજે સૈકાઓ પછી પણ તમારી નજરે હું કપટી કે કુટિલ હોઉં પણ મેં મારા સત્યનું તો રક્ષણ જ કર્યું છે.

□

## સાભાર સ્વીકાર

છબીની છબી : સંપા. પ્રકા. વસંત પરીખ અને પરીખ પરિવાર, સાકેત સોસાયટી, વડનગર - ૩૮૪ ૩૫૫, કિં. નથી; નિશિગંધા : લે.પ્રકા. હર્ષદ મ. પાઠક 'હમદમ', 'શિવાની', ૨૬, મહાદેવનગર, પાણીગેટ બહાર, વડોદરા - ૩૯૦ ૦૧૯, કિં. રૂ. ૫૦/-.

# આઠ અનુભૂતિજન્ય અભિવ્યક્તિ

## કુન્દનલાલ સાયગલ

ઘનઘોર ક્ષણો ઝરતી, સમયચક્ષુ સજળ
હર શબ્દે ગહન દર્દ, દ્રવે સૂર વિકળ.

આકાશ ધીમે ધીમે થતું નીલ પછી
અવકાશ મહીં ખીલી ઊઠે શ્વેત કમળ.

મન વીંધતો સોંસરવો થતો મેઘ પસાર
ઘૂમરાતા મૂકી લોહી મહીં કૈંક વમળ.

ઢાળી ન શક્યું કોઈ એ પોતામાં હજી
વૈભવ એ વિરલ, રૂપ કુંવારું એ સકળ.

સંગીતમાં આજેય અમર-દેશ વસે
એ કણ્ઠ કળશ શૃંગ, એ આવાઝ અચળ.



## લતા મંગેશકર

સૂર...કણ્ઠમાં અજબ અશો પ્રવાસ નીકળ્યો
પૂર્ણિમાનો ચંદ્ર પણ ભૂલી અમાસ નીકળ્યો.

સૌમ્ય, શ્વેત આકૃતિ પૂરે હવામાં સાથિયા
તે હરેક રંગ પણ પહેરી સુવાસ નીકળ્યો.

જાદુ એ નિહાળવા આકાશ હેઠું ઊતર્યું
એક કેસૂડો અહીં ફોડી કપાસ નીકળ્યો.

સાંભળી તને જ પ્રિય, શબ્દ...સૂર...કણ્ઠમાં
યાદના વને પછી પવન ઉદાસ નીકળ્યો.

મોરપિચ્છને ઉદ્યાન રૂપલું ઝર્યાં પછી
સાત રંગનો વરાપ આસપાસ નીકળ્યો.



## સુરૈયા

પવનની શેરીએ આજેય એ ક્યારેક મળતી
સહજ સંવેદના...શબ્દે...કમળકણ્ઠે પમળતી.

હરેક પગલે પછી રસ્તા ઉપર અજવાળું થાતું
મધુ સૂરે ઘણે આઘે સુધી એ સંગ પળતી.

પ્રથમ પ્રીતિના પહોરે ટોડલે તોરણ સમી એ
જતા ને આવતા રણકી જતી મોતી ઝળકતી.

છલકતી કણ્ઠ હળવા કેફની સાદી સુરાહી
થતો અહેસાસ જાણે ચાંદનીમાં રાત ઢળતી.

સમી સાંજે સૂની મેડીમાં કોઈ દીપ ધરતું
કશી એમ જ ઝગે મનમાં એ મૂરત, યાદ બળતી.



## મહમદ રફી

પડઘાએ ઘૂમરાય મંદિરે ગુંબજ મહીં
ઘૂંટાય છે અનૂપ અનુનય અરજ મહીં.

આરોહણે ચઢી જતો પર્વતની ટોચ પર
ઊતરી જતોય ખીણમાં યાને ખરજ મહીં.

પાણી સમો જ નીતર્યો સાદો સરળ અવાજ
પ્રત્યેક રંગમાં ઢળી જાતો તરજ મહીં.

શ્યામલ ને શ્વેત હંસની એમાં તરલ ગતિ
કંઈ રૂપ એ ધરી રહે જળમાં, જલજ મહીં.

શૈલેન્દ્ર કે શકીલ...કે નૌશાદ...જયકિસન...
દીવા સમો દીવા મહીં, સૂરજ સૂરજ મહીં.



## મુકેશ

દૂર લગ તડકાએ તાણ્યા તંબૂએ તલસાટ છે
સ્હેજ હૂંફાળી ઉદાસીનો ધીમો પમરાટ છે
મુકેશ છે.

કોઈના ઝાંખા સ્મરણ-શો પહાડ ઊભો આંખમાં
ખીણમાં પંખીની સૂની પાંખનો ફફડાટ છે
મુકેશ છે.

વાવમાં જળનું પ્રતિબિમ્બ ઝલમલે દીવાલ પર
સૂર્ય ઊભરવા મથે, ઊંડે ઊંડો ઉચાટ છે
મુકેશ છે.

ઘૂઘરા રણકી રહ્યા કેવળ ભર્યાં વેરાનમાં
ફાનસે હલબલતી ઝીણી ઝાંખી ગાડાવાટ છે
મુકેશ છે.

જિન્દગી કે દૂર સુધી ઝાંઝવે ઝલમલતું રણ
ક્યાંક એમાં છાંય, પિયાવો, છલકતી માટ છે
મુકેશ છે.



## ગીતા દત્ત

મદહોશ મધુરવ વહે સરિયામ હવામાં
મન પી રહ્યું સુધા-છલકતો જામ હવામાં.

'હસ્કી' હજુ ઢોળાઈ રહ્યો કેફ-કસુંબો
ગુલમ્હોર સમું ઝૂમી રહ્યું ગામ હવામાં.

એ અર્ધખૂલાં નેણ ઝૂક્યાં યાદ-ઝરૂખે
સુંવાળું, પીંછાં જેમ તર્યું નામ હવામાં.

સુખડને અવાજેથી ઊઠે ધૂમ્ર સુગંધી
રાધા-શો રૂપલ, શ્યામ સમો શ્યામ, હવામાં.

એ કાય લો અટકી ગઈ ત્યાં વાટ વચાળે
પણ કણ્ઠ તો આજેય અવિરામ હવામાં.

'ઇક દિન હમકો યાદ કરોગે'-ની હકીકત
નિબિડ વિષાદે વહે સૂમસામ હવામાં.



## તલત મહેમૂદ

પીંજેલ વાદળોએ વિખરતો અવાજ છે
પવનોમાં જીર્ણશીર્ણ વિચરતો અવાજ છે.

સન્નાટે ઊંઘતી સડક ને જાગતો ઉજાસ
કંઈ ધૂંધળા વિષાદે ભટકતો અવાજ છે.

ગત જન્મના છૂટી ગયેલા ભેરૂબંધ-શો
આત્મીય શ્વાસ શ્વાસ પમરતો અવાજ છે.

નૈરાશ્ય એવું ગાઢ કે ગોરંભતો અષાઢ
ટીપે ટીપે એ જૂઈ-શો ગરતો અવાજ છે.

મારી જ વાત...વેદના...પહેરી મળે મને
મારા જ દુઃખે જાણે નીતરતો અવાજ છે.



સાવ સૂનો દેશ છે, ને તલત મહેમૂદ છે
આભે બાઝી મેશ છે, ને તલત મહેમૂદ છે

અર્ધખુલ્લા બારણે એ કોણ ઊભું શુભ્રમય
દર્દનો દરવેશ છે, ને તલત મહેમૂદ છે



## મન્નાડે

ઊંડાણથી સહસ્ર ફુવારે ઊડી રહ્યો
સંતપ્ત ચિત્ત શીત શીકર ભીંજવી રહ્યો.

જર્દાની, પાન છીંટની એમાં ભરી આશ
પહાડી પ્રસૂન-શો અજબ ગંધે સજી રહ્યો.

ઊગી રહ્યો વસંત-વીથિકાએ ચંદ્ર-શો
ઝાકળભીની વિશાખ પર ફૂલે નમી રહ્યો.

આલાપતો આંબી રહ્યો એકાન્ત આભના
ને સાહજિક ઉમંગ ખરલમાં ઘૂંટી રહ્યો.

એકલ, ઉદાસ ઉમ્રના બિસમાર ખોરડે
દીવા સમો જ શુભ ઉજાસે દ્રવી રહ્યો.

**કિસન સોસા**



# ડી. સી. સી: વિ. હાઈસ્કૂલમાં દાયકો-૩

દુષ્યન્ત પંડ્યા

## (૨૯)

આપણો દેશ ૧૯૪૭માં સ્વતંત્ર થયો. પરદેશી રાજકર્તાઓની ધૂંસરીની સાથે, આપણે જીવનમાંથી શિસ્તને પણ ફગાવી દીધી. અગાઉ જે શિસ્ત હતી તે ભલે ભયપ્રેરિત હતી પણ એ શિસ્તને લઈને નિયમપાલન થતું. આઝાદી આવતાં જાણે સત્તાનો સમૂળગો હ્રાસ થઈ ગયો હોય તેવું જણાય છે. અમદાવાદમાં એક સ્નેહી એલિસબ્રિજ પરથી સ્કૂટર પર બેસી જતા હતા. એમનાથી જરાક જ આગળના સ્કૂટરસવારે પાનના થૂંકની પિચકારી મારી. મારા મિત્રે કહ્યું, 'રસ્તા પર આમ શું થૂંકો છો ? આજુબાજુ નજર તો કરો.' પેલા થૂંકનારા સજ્જને પાન ચાવતાં ચાવતાં ગરબડિયો જવાબ વાળ્યો : 'આ તે શું અમેરિકા છે કે રસ્તામાં થૂંકાય નહીં ?'

જામનગર શહેરની પશ્ચિમે (હવે મધ્યમાં) સુંદર તળાવ છે. જામ રણજિત રાજ્ય કરતા હતા ત્યારે, એક વાર સવારે ૯-૦૦ને સુમારે ગ્રહણ પૂરું થતું હતું. તળાવની બધી તરફ તળાવમાં નહાવા માટે અસંખ્ય લોકો ઊભાં હતાં પણ જામસાહેબનો બંદોબસ્ત એવો સખત હતો કે ક્યાંયથી કોઈ પણ માણસ તળાવમાં નહાવા જઈ શક્યું નહીં. 'એ તળાવનું પાણી લોકો પીએ છે માટે એમાં નહાવાનું નહીં' એ સમજ જામસાહેબના દંડાધારી પોલીસોએ પ્રજાને પાડી. આજે એ જ તળાવમાં લોકો પુષ્કળ ગંદકી ઠાલવે છે. દંડા વિના શિસ્ત જાળવવામાં આપણે માનતાં નથી.

જામસાહેબના સમયમાં શિક્ષણમાં દંડો હતો. શાળાએ મોડા આવનારને સજા ફટકારાતી. એક વાર દૂરના નાગરપરામાંથી હાઈસ્કૂલે જતા બે મિત્રો બેત્રણ મિનિટ મોડા પડ્યા અને, મોડા આવનારની હારમાં ઊભા રહ્યા. આચાર્ય દરેક વિદ્યાર્થીને બબ્બે સોટી ફટકારી જવા દેતા હતા. આ બે મિત્રોમાંથી જે પહેલો ઊભો હતો એણે હાથ ધર્યો અને ચમચમતી બે સોટી ખાઈ પોતાના વર્ગ તરફ ચાલવા લાગ્યો. એના જોડીદારે સાહેબને પ્રણામ કરી હાથ ધર્યો અને કહ્યું, 'સાહેબ, મને રજા આપો તો મોડા પહોંચવાનું કારણ કહું.' સાહેબે કૃપા કરી 'હા' પાડી એટલે એ વિદ્યાર્થી બોલ્યો : 'સાહેબ, અમે રોજ સમયસર જ આવીએ છીએ. આજે પણ રોજને સમયે જ નીકળેલા પણ, ખંભાળિયાના નાકામાંથી નીકળતાં શેરી વાળનારનો સાવરણો અડી ગયો એટલે ઘેર પાછા જઈ, કપડાં બદલાવી, નાહીને અમે આવ્યા.'

'એમ, એમ, એમ !' સાહેબે આશ્ચર્ય અને આનંદ વ્યક્ત કર્યાં. તો તું ક્લાસમાં જા.'

શિક્ષામાંથી છટકતાં પણ આવડવું જોઈએ. પરંતુ એ સોટીને ડરે છસો-સાતસો વિદ્યાર્થીઓમાંથી છ-સાત જ મોડા આવનારા નીકળ્યા. ભયને કારણે ભલે, પણ એ 'પ્રીતિ' હતી. વ્યવહાર સરળતાથી ચાલતો.

આઝાદી આવ્યા પછી જીવનનાં તમામ ક્ષેત્રોમાંથી શિસ્ત અદશ્ય જ થઈ ગઈ. પોતાને ગમે તેમ કરવાની પૂરી સ્વતંત્રતા – એવો અર્થ આઝાદીનો આપણે કર્યો. લોકસભાના અને વિધાનસભાઓના સભ્યો, સભ્યો મટી ગયા પછી પણ નિવાસો ખાલી ન કરે, ટેલિફોનનાં બિલ ન ચૂકવે, વીજળીનાં બિલ ન ભરે, પાટનગરોમાં સસ્તે ભાવે જમીન લઈ મોટે ભાવે વેચે...આ બધું સામાન્ય બની ગયું છે. 'સમરથ કો નહીં દોષ, ગુંસાઈ', એ તુલસીદાસી યુગમાંથી આપણે હજી બહાર નીકળ્યા નથી અને નીકળવા માગતા હોઈએ એવું લાગતું નથી. મધ્યયુગીન માનસની બહાર આપણે નીકળવું જ નથી.

આટલું ઓછું હોય તેમ, સૌરાષ્ટ્ર સરકારના શિક્ષણ ખાતાએ એસ.એસ.સી.ની પરીક્ષા માટે જે વિકલ્પોની વ્યવસ્થા રાખી હતી તે વિકલ્પોના વિષયો શાળામાં શિખવાડાતા ન હોય તો પણ વિદ્યાર્થીઓને

પસંદ કરવાની છૂટ આપી હતી. પરિણામે શ્રેણી ૧૧મીના વર્ગનો કોઈ વિદ્યાર્થી લોબીમાં આંટા મારતો હોય એને પૂછવામાં આવે, 'તું કેમ વર્ગમાં નથી ?' તો એ જવાબ આપે, 'અત્યારે ઇંગ્લિશનો પીરિયડ છે તે મેં એ 'લેફ્ટ' કર્યું છે.' ને એ 'લેફ્ટ' ઉચ્ચારે ત્યારે એનો 'લે' વિવૃત્ત હોય.

આ ઉપરાંત કેવળ સીનિયોરિટીને જોરે થતી જવાબદારીભર્યાં સ્થાનોની નિમણૂકો પણ અશિસ્તને પોષક બને. ગઈ કાલ સુધી જેની સાથે ચાપાણી પીધાં, કામમાંથી ગાપચી મારી અને ઉપરીઓને વાર્યા તે આજે ખુરશીએ ચઢી બેસે તેનું લોકો કેવું ને કેટલું ધ્યાન રાખે ? ગઈ કાલ સુધી વિદ્યાર્થીને મોકલી કે. કે. પાનવાળાની દુકાનેથી 'તેજ તમાકુ ને કતરી સોપારી' નાખેલાં પાન મંગાવનાર શિક્ષક આચાર્ય થાય ત્યારે કયે મોઢે વિદ્યાર્થીને વ્યસનથી દૂર રહેવાનું કહી શકે ? બધા સીનિયરો આવા વ્યસની ભલે ન હોય - અને નથી જ - પણ, વ્યક્તિ સીનિયર છે તેથી તેનામાં વહીવટી કૌશલ આપોઆપ ઊગી નીકળતું નથી.

એક સરકારી હાઈસ્કૂલમાં નોકરી કરતા, પોતાના વિષયના આ, ખૂબ ટ્યૂશનો કરતા પણ શાળામાં કામચોર માટે અને ગેરરીતિ માટે પંકાયેલા એક શિક્ષક એ શાળામાંથી વહેલા છૂટા થઈ ગયા હતા. ગામની એક નવી જ કન્યાશાળામાં એમને નોકરીએ રાખવામાં આવ્યા હતા. એ નવી નવી કન્યાશાળામાં પૂરતી સંખ્યામાં સ્થિર શિક્ષિકાઓ મળતી ન હતી અને આચાર્યા તરીકે જે મહિલાની પસંદગી કરાઈ હશે તેમને પણ આ શિક્ષક માર્ગદર્શન આપવાની ધૃષ્ટતા કરતા. 'ઈ બંગડીવારીઉને શું આવડે ?' આ એમનું ધ્રુવપદ હતું. શાળાનું સમયપત્રક આચાર્યની જ જવાબદારી કહેવાય પણ 'ઈ બંગડીવારી'ને સમયપત્રક બનાવવા દેવાને બદલે સંચાલક મંડળના મંત્રીની કૃપાથી આ 'બંગડી વગરના' શિક્ષક જ તે તૈયાર કરતા. સમયપત્રક બનાવવાનું એમનું નાટક પૂરું પખવાડિયું ચાલે. રોજ બે કાગળો ઘેર લઈ જાય અને શાળાએ પાછા લાવે. શાળામાં હોય તેટલા સમયમાં મંત્રીશ્રી કલાકે કલાકે ચા પાય અને પાન ખવરાવે ત્યારે સાહેબ સમયપત્રક તૈયાર કરે. અને તે પણ એવું કે બીજા પંદર દિવસ એની ગૂંચો ઉકેલવામાં જાય.

એ શાળામાં એક નવાં આચાર્યા આવ્યાં. પેલા મંત્રી કંઈ ખટપટને લીધે ચૂંટણી હારી ગયા હતા. પેલા ઉસ્તાદ શિક્ષકે એ મંત્રી સાથે મળી જઈને - કે મળ્યા વગર - નાટક કર્યું. માંદા પડી ગયા. 'હું નહીં જાઉં ત્યાં સુધી સમયપત્રક જ નહીં થાય, ગેરવ્યવસ્થા સર્જાઈ જશે અને નવાં આચાર્યાની રેવડી દાણાદાણ થઈ જશે' એમ, એ મહાશય - અને કદાચ હકાલપટ્ટી થયેલા મંત્રી પણ - માનતા હશે. પરંતુ આ નવાં આવેલાં આચાર્યાએ ત્રણેક દિવસમાં સમયપત્રક તૈયાર કર્યું અને શાળા નિયમિત રીતે કામ કરતી થઈ. પેલા 'બંગડી વગરના'ને બંગડી પહેરવી પડે તેવી પરિસ્થિતિ નિર્માણ થઈ. જે મંત્રી પર એમનો મદાર હતો તે હવે શાળામાં પગ મૂકી શકતા ન હતા અને બધી શિક્ષિકાઓ સમક્ષ એમની પોલ ઉઘાડી પડી ગઈ. પછી એ રાજીનામું આપી છૂટા થઈ ગયા.

કોઈ પણ ક્ષેત્રમાં વહીવટ કરનારની પાસે ફરિયાદો આવે જ. શાળામાં એક વિદ્યાર્થી બીજાની સામે ફરિયાદ લઈને આવે, સહશિક્ષણ આપતી શાળાઓ કોઈ વિદ્યાર્થીની સામે ફરિયાદ લઈને કોઈ વિદ્યાર્થિની આવે, કોઈ શિક્ષકને વિદ્યાર્થી વિરુદ્ધ કશું કહેવાનું હોય, શિક્ષકોમાં પણ આપસઆપસમાં કડવાશ ઊભી થાય, કારકુનો કે પટાવાળાઓ સામે પણ ફરિયાદ આવે. આમ આચાર્યનું કામ ન્યાયાધીશનું બની જાય. કાયદાનો અભ્યાસ કર્યો હોય એવા આચાર્યો હોવાના જ પણ, બધા આચાર્યો કાનૂનસ્નાતકો હોતા નથી. તો શું જેની વિરુદ્ધ ફરિયાદ કરવામાં આવી હોય તેને આચાર્યે સજા જ કરવાની ? બે વિદ્યાર્થીઓ વચ્ચેની તકરાર હોય તો તેનો નિકાલ પ્રમાણમાં સહેલાઈથી લાવી શકાય પણ, કોઈ શિક્ષકનું પોતાનું જ પોત સાવ નબળું હોય, પોતે વર્ગમાં અંકુશ જ ન રાખી શકતા હોય કે પોતે કશું ઊંધુંચત્તું

શીખવતા હોય અને વિદ્યાર્થીઓ એમના કહ્યામાં ન રહે ત્યારે નાજુક પરિસ્થિતિ ઊભી થાય. શિક્ષકની નિર્બળતાનો બચાવ કરવા માટે વિદ્યાર્થીને સજા કરવી એમાં ન્યાય નથી. અગાઉ આવા નબળા શિક્ષકને સરળતાથી પાણીચું પકડાવી શકાતું. 'અમે તમને છૂટા કરશું તો તમને બીજે એ નડશે માટે તમે જ રાજીનામું આપી 'સ્વેચ્છાએ' છૂટા થઈ જાઓ', આમ રસ્તો કાઢી નબળા શિક્ષકોને છૂટા કરવામાં આવતા.

પરંતુ વિદ્યાર્થીઓની સામેની શિક્ષકોની ફરિયાદનો નિકાલ હંમેશાં તરત આવે નહીં. કેટલાક શિક્ષકો એમ જ માનતા હોય કે પોતે જેની વિરુદ્ધ ફરિયાદ કરી છે તે વિદ્યાર્થીને શિક્ષા થવી જ જોઈએ. આચાર્ય આવા દરેક વિદ્યાર્થીને શિક્ષા કરવા બેસે તો ન્યાયાધીશ કરતાંયે એ વધારે અપ્રિય થઈ પડે કારણ, ન્યાયની અદાલતોમાં પણ બધા આરોપીઓને તકસીરવાર ઠરાવી તેમને સજા કરવામાં આવતી નથી. એક જિલ્લા કલેક્ટરની હાજરીમાં, એક જાહેર સભામાં, એક પ્રસિદ્ધ વ્યક્તિનું ખૂન થયું. ગોળીબાર કરનાર તરત જ પકડાઈ ગયો પણ એ એવો માથાભારે શખ્સ હતો કે, એની વિરુદ્ધ જુબાની આપવાની કોઈમાં હિંમત ન હતી. પરિણામે, 'પુરાવાને અભાવે' એ 'નિર્દોષ' છૂટી ગયો.

સામાન્ય રીતે, ગુનો હંમેશાં રાંક હોય છે, વળી મોટાભાગના વિદ્યાર્થીઓમાં સમજદારી પણ હોય છે એટલે, એમને વઢ્યા વિના સમજાવવામાં આવે તો એ પોતાની ભૂલ સમજી જાય છે. અને શિક્ષકની માફી માગવા તૈયાર થઈ જાય છે, અમારી શાળાના મકાનની રચના એવી છે કે, શાળાને મુખ્ય દરવાજેથી આવી, પુસ્તકાલયમાંથી કે આગળના છ વર્ગોમાંથી કોઈ કંઈ લેવા જાય તો ખબર પણ ન પડે. મારા એક પરિચિત ગૃહસ્થનો પુત્ર ભણવે હોશિયાર હતો અને વર્તને પણ સારો હતો. એક વાર એને શી ધૂરી ચડી તે, રસ્તા નજીકનો મોટો વર્ગ ટાઇપકલાસ તરીકે વપરાતો હતો તેમાંથી એક ટાઇપરાઇટર ઉઠાવી એ લઈ ગયો. સાંજે તો એ ખબર ન પડી પણ બીજે દહાડે એ ખબર પડી. મોટી થેલીમાં ટાઇપરાઇટર નાખીને એ સાઇકલ પર જતો હતો ત્યારે, પાછળ કેરિયર પર રાખેલું ટાઇપરાઇટર બેત્રણ વિદ્યાર્થીઓની નજરે પડી ગયું. બીજી સવારે હું શાળાએ ગયો ત્યારે તરત જ મને ટાઇપરાઇટર ગુમ થયાનું જાણવા મળ્યું. શિક્ષકોમાં અને વિદ્યાર્થીઓમાં પણ એ વિશે ચણભણ થવા લાગી. જે વિદ્યાર્થીઓએ પેલા વિદ્યાર્થીની સાઇકલના કેરિયર ઉપર ટાઇપરાઇટર જોયું હતું તેમને લાગ્યું કે એ ટાઇપરાઇટર આ શાળાનું જ ટાઇપરાઇટર હોવું જોઈએ. પોતાનાં નામ ન આપવાની શરતે આગલી સાંજે એમણે જે જોયેલું તે મને કહ્યું. મારે મમ મમ સાથે કામ હતું. મેં પેલા વિદ્યાર્થીને બોલાવ્યો. થોડી જ વારમાં આંસુ સાથે તેણે કબૂલ કરી લીધું. મેં એને જ પૂછ્યું : 'મારે તને શી શિક્ષા કરવી ?' પ્રાયશ્ચિત્તની તીવ્ર ભાવના સાથે એ બોલ્યો, 'મને નિશાળમાંથી કાઢી મૂકો.' મેં પૂછ્યું, 'તને અહીંથી કાઢી મૂક્યો પછી તને કઈ શાળા પ્રવેશ આપશે ?' સૌ પૂછશે ને, કે શા માટે તને કાઢી મૂક્યો છે ?' એની પાસે એનો ઉત્તર ન હતો. એની આંખોમાંથી આંસુ ચાલી જતાં હતાં. સ્વભાવથી એ રાંક હતો. મેં એને કહ્યું, 'તું આટલી શિક્ષા ખમવાને તૈયાર થયો છો તે જ તારી શિક્ષા. તું ટાઇપરાઇટર લઈ ગયો છો એ મારે કોઈને કહેવું પણ નથી. આજે શાળા છૂટચા પછી ઘેર જઈ મોટી થેલીમાં મૂકી એ ટાઇપરાઇટર તું મારી ઑફિસમાં મૂકી જા – ને આવજે પણ આ તરફથી એટલે કોઈ પણ માણસ તને આવતો જુએ નહીં. અને કાલથી સીધી રીતે પાછો ભણવામાં જ લાગી જજે.' એણે એ પ્રમાણે કર્યું. એ ટાઇપરાઇટર કોણ ચોરી ગયું હતું તે બાબત્ત કોઈના જાણવામાં ન આવી. એ વિદ્યાર્થી ડૉક્ટર બન્યો અને આજે ધમધોકાર કમાતો હશે.

શાળાના આચાર્યનું કાર્ય શિક્ષા કરવાનું છે તેનાથી વધારે કૃપા વરસાવવાનું છે.



## "એમ પણ થૈ શકે"

સ્વપ્ન સામે મળે એમ પણ થૈ શકે,
આંખ એ ના કળે એમ પણ થૈ શકે !

ના કશુંયે કહું એમને તે છતાં,
એ બધું સાંભળે એમ પણ થૈ શકે !

એટલે હું રહું ભીડ વચ્ચે સતત,
યાદ ઘેરી વળે એમ પણ થૈ શકે !

શક્ય છે ડૂબી એ જાય કો' જળ મહીં,
–ને તરે મૃગજળે એમ પણ થૈ શકે !

રાહ જોયા કરે કોઈ યુગો સુધી,
કોઈ પામે પળે એમ પણ થૈ શકે !

રાખજે અન્ય પર તું ભરોસો 'સુધીર',
જાત ખુદને છળે એમ પણ થૈ શકે !

**સુધીર પટેલ**



## ચમકાર મળે તો ?

તારી આંખોનો અમિયલ અણસાર મળે તો ?
કૂણા શબ્દોનો મધુમય ટહુકાર મળે તો ?

જગની ઝંઝામાં ઝઝૂમતા આ તન-મનને
સહવાસનો તુજ થોડો પણ આધાર મળે તો ?

યુગયુગથી ઝંખતી હતી જે આ સિતારને
થોડી ક્ષણ પણ સ્પર્શોનો ઉપહાર મળે તો ?

પ્રતીક્ષા પળે પળ ને પગરવ સુણાયે ના
ક્યારેક તો આગમનનો ઉપકાર મળે તો ?

જગત આખુંય ડૂબ્યું ઉત્સવના દરિયામાં,
ઉરે મારે તુજ સ્મિતનો ચમકાર મળે તો ?

**પીયૂષ પંડ્યા 'જ્યોતિ'**

## એ કોણ ?

એ કોણ ખતરનાક ખેલે છે ?
આપે છે ને લઈ લે છે !

કૂંપળો ફૂટે છે ને કરમાઈ જાય છે
કળીઓ ખીલે છે ને ખરી પડે છે
વડલાનો શીળો છાંયો તણાઈ જાય છે તોફાનમાં
એ કોણ ખતરનાક ખેલે છે ?
આપે છે ને લઈ લે છે !

કિલકિલાટ કરતું શૈશવ
શ્વાસ લેતાંકને શાંત થઈ જાય છે
પલકઝબકતાં સુકાઈ જાય છે
સુંવાળા સંબંધોનાં સરોવર
જતન કરીને જાળવેલો અસબાબ
પળ બે પળમાં વેરવિખેર !

એ કોણ ખતરનાક ખેલે છે ?
આપે છે ને લઈ લે છે !

તેજફુવારો છોડતી-ઝીલતી દૃષ્ટિ
બની બેસે છે અપારદર્શક કાચનું ઢાંકણ
શ્રવણને સ્પર્શ્યાં વિના જ
તૂટી જાય છે હૃદયવીણાના તાર
રેશમનું મસૃણ વસ્ત્ર વીંટતો કીડો
ઘોંટાઈ જાય છે અંદરનો અંદર !

એ કોણ ખતરનાક ખેલે છે ?
આપે છે ને લઈ લે છે
અદૃશ્ય હાથોથી !
વારાફરતી ઠેલે છે
અથને ઇતિમાં
ઇતિને અથમાં
થાપે છે ઉથાપે છે
ઉથાપે છે થાપે છે....
એ કોણ...?

**દક્ષા વ્યાસ**

# 'પ્રીતિ-યોગ પરસ્પર'

રણજિત એમ. પટેલ, 'અનામી'

થોડાક મહિનાઓ અગાઉ, મારા મિત્ર આચાર્યશ્રી પ્રસાદ જાનીએ ૨૦૦૪માં પ્રગટ થયેલ 'છબી' નામને બનેય અર્થમાં સાર્થક કરતું એક સુંદર પુસ્તક સમીક્ષા અર્થે મોકલ્યું. એ 'છબી' પુસ્તકમાં ચરિત્ર-નાયિકા સ્વ. શ્રીમતી રત્નપ્રભાબહેન પરીખના જીવન અને કાર્યની અનેક છબીઓ છે જ, પણ એ ગ્રંથમાં પ્રગટ થયેલ લગભગ ત્રણેક ડઝન લેખોમાંથી પણ રત્નપ્રભાબહેનની તનની અને મનની, એથીય વિશેષ એમના વિમલ આત્માની છબીઓ પ્રગટ થાય છે.

'છબી'નું અર્પણ જોઈએ : 'એમને સૌને 'અર્પણ' છે, જેમની આંખો ટપકે છે વંચિતો માટે, ઉપેક્ષિતા-વિધવા-ત્યક્તા-શોષિતા બહેનો માટે, બાલમજૂરો માટે, વનવાસીઓ માટે, લાખો ઝૂંપડપટ્ટીમાં વસતાં આપણાં ભાઈબહેન, ભૂલકાંઓ માટે, આપણી હરોળમાં આવવા વાંછતા કરોડો ભારતીયો માટે.' મને લાગે છે કે આ 'અર્પણ'માંથી ચરિત્રનાયિકાનાં વ્યક્તિત્વ, વ્યાવર્તક ગુણસમુચ્ચયનો નિર્દેશ મળી જાય છે, ને એમના કાર્યક્ષેત્રનો ખ્યાલ પણ આવી જાય છે.

'છબી'ના પ્રાકટ્યની સાર્થકતા એની પ્રેરણાશક્તિમાં ગર્ભિત છે. તત્સંબંધે સંત મુરારિબાપુ આશીર્વચનમાં લખે છે : 'પિતૃત્વમાં નેતૃત્વ સ્વાભાવિક હોવાનું પરંતુ માતૃત્વમાં તો કેવળ અમૃતત્વ જ હોય છે. એવું એક વ્યક્તિત્વ સ્વમાં સ્થિત અ. સૌ. રત્નપ્રભાબહેનનું જણાયું. શીલ, સેવા, સહનશીલતા અને સહજતા એમનામાં મૌન રૂપે બોલતાં હતાં. સ્થૂળરૂપે નાનું 'કદ', તથા જીવનમાં કોઈ પણ 'પદ'નો અભાવ છતાં એમનું 'સદ્' સ્પર્શે છે. આવું જીવન સાધુવાદને પાત્ર છે. એમના વિશે જે કંઈ કહેવાશે, લખાશે એ કોઈ પણને સાચા અર્થમાં પ્રેરણાપ્રદ બની રહેશે. શ્રદ્ધા સાથે મારાં નમન, રામસ્મરણ સાથે.'

પૂ. મુરારિબાપુના સહજ આશીર્વચનમાં કદ, પદ ને સદ્નો પ્રાસ લીલયા રચાઈ ગયો છે પણ એ ત્રણેય શબ્દોમાં નરવી સત્યોક્તિ છે, રજમાત્ર અતિશયોક્તિ નથી - 'છબી'ના પ્રત્યેક સહૃદય વાચકને એની પાકી પ્રતીતિ થશે જ.

તો આ રત્નપ્રભાબહેન પરીખ છે કોણ ? વડનગરની આર્ટ્સ અને કૉમર્સ કૉલેજના આચાર્યશ્રી પ્રતાપભાઈ સોલંકીને વાંચો-સાંભળો :

નામ છે રત્નપ્રભા, સંવત ૧૯૯૨નો દિવાળીનો દિવસ (તા. ૧૫-૭-૧૯૩૬), થોડાક થોડાક અંશો એકઠા કર્યા હશે કુદરતે, બુદ્ધની કંઈક કરુણા, મહાવીરની ઈષત્ અહિંસા, ઈશુનો થોડોક પ્રેમ, ઇસ્લામની જરીક સમાનતા, જરથુષ્ટ્રની સહેજ નીતિ, શંકરાચાર્યનું તનિક અદ્વૈત, સૂફી સંતોના ભીતરની ભરતી અને અંતે શ્રી રણછોડરાયની ભક્તિ - આ બધાં ભેગાં કરીને એક પિંડ રચાયો - ૬૮ વર્ષ પૂર્વે. મતલબ કે ૬૮ સાલ પૂર્વે, દિવાળીના સપરમા દિવસે, આર્થિક રીતે એક સાધારણ ચુસ્ત પુષ્ટિમાર્ગીય પરિવારમાં રત્નપ્રભાબહેનનો જન્મ થયો. રત્નપ્રભાના જન્મ બાદ બીજી ત્રણ બહેનો જન્મી એટલે માતા-પિતા, દાદી ને ચાર બહેનો ગણતાં સાતનો પરિવાર થયો. જ્યારે આર્થિક સ્થિતિ સાવ સાધારણ એટલે ભણવાની તાલાવેલી હોવા છતાં પણ ભણવામાં તેજસ્વી રત્નપ્રભા મેટ્રિકથી આગળ ભણી શકી નહીં. પણ 'મન હોય તો માળવે જવાય' એ કહેવત અનુસાર શાળા છૂટી ગયા બાદ હિન્દી સાહિત્ય સંમેલન-પ્રયાગની સાત પરીક્ષા પાસ કરી અમદાવાદની પ્રખ્યાત સંસ્થા 'જ્યોતિસંઘ'માં બે વર્ષમાં સિવણકામ શીખ્યાં ને અઢાર વર્ષની વયે ડૉક્ટરનું ભણતા, ગાંધી-વિચારસરણીના પાકા રંગે રંગાઈ ગયેલા શ્રી વસંત પરીખ સાથે એમનું લગ્ન થયું. ડૉક્ટર થનાર પતિએ લગ્ન બાદ તરત જ નર્સિંગનો કોર્સ કરવાનો આદેશ આપ્યો હતો. કૂતરાને અડીને પણ સ્નાન કરનાર

ચુસ્ત પુષ્ટિસંપ્રદાય પરિવારની આ પનોતી પુત્રીએ વાડીલાલ સારાભાઈમાંથી એ કોર્સ પણ કર્યો. એ અનુભવને એમની જ ભાષામાં સાંભળો : "વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં ફોર્મ ભર્યું. હું ચુસ્ત વૈષ્ણવની દીકરી - પૂરી આભડછેટમાં લપેટાયેલી. કૂતરાને અડીને પણ નહાવાનું - ત્યાં ગમે તેને અડવાનું - અડીને આવવાનું - ખૂબ જ સુગાળ સ્વભાવ; લોહી, ઊલટી, ઝાડા, ગંદકી અને ગંદા માણસોની વચ્ચે જ દિવસો પસાર કરવાના. રહેવાનો રૂમ અંધારો. પગલે પગલે અપમાન, મહેણાં-ટોણાંનો અનુભવ. આવડે નહીં એનો લાભ ઉઠાવાય - મશ્કરી થાય પણ આ બધું કહેવાનું કોને ? આખા દિવસનો ભાર રાત્રે ઓશિકાં પલાળતાં વહેવડાવવાનો."

રત્નપ્રભાનું લગ્ન તો ૧૮મે વર્ષે થયું. પણ એમનું વેવિશાળ તો અગિયારની ઉંમરે થયેલું. તે કાળે ૧૯૪૬માં એમના પતિની સ્થિતિ કેવી હતી તે એમના જ શબ્દોમાં : હું મુંબઈમાં અનાથ બાળકની તમામ અવહેલનાઓ ઝીલી અભ્યાસ કરતો. એક અંધારી કોટડીમાં સાવ ગરીબીમાં જીવન વહે. હું નાનીમોટી કામગીરી કરી ફેરા કરી ઉપયોગી થવા પ્રયત્ન કરતો. માંયલો સંન્યસ્ત માટે તરફડે. ૧૯૪૨ની લડત જોયેલી, જે થયું તે કરેલું. વાંચન સારું. સમાજ અને દેશ માટે સમર્પિત રહેવાની પાકી સમજ કેળવાયેલી. આ ગાળામાં આ વેવિશાળ બંધન લાગ્યું. રામકૃષ્ણ મિશનમાં જવાની તીવ્ર ઇચ્છા. વેવિશાળ અમાન્ય કરાવવા ઉપવાસ, ધમપછાડા કર્યા. પણ વડીલોનો આગ્રહ, ધાક, ગરીબીની લાચારી અને માનસિક નબળાઈ, એથી સંબંધ અતૂટ રહ્યો. સંબંધ તો તૂટ્યો નહીં પણ વસંતભાઈનો ખ્યાલ રત્નપ્રભા અંગે કેવો હતો તે જોઈએ : 'પ્રભાને ભક્તિએ ઘડેલી. સમજણ ઘણી, વિવેક તો એની મૂડી. મેં એના તરફથી મોં ફેરવેલું. પરંતુ કાકા-કાકીને બહુ વહાલી. દેહ નાનકડો-રૂપકડો. અક્ષર સુંદર. હસમુખી ભાવે ભરેલી. એ જમાને ઉચિત ન લેખાય. મેં એક પત્ર લખ્યો. મારા જીવનની બ્લૂ-પ્રિન્ટ બીડી. મારી જોડે જોડાવામાં કેવા કઠિન દિવસો છે એની જાણ કરી. બીજે ક્યાંક જોડાય એવી શીખ આપી. પ્રભાએ એ પત્ર મહામૂલો લેખ્યો. મારી ધૂન-મકસદ-ઘેલછાઓ એને જેટલી સમજાઈ - જીવનભર સ્વીકારી.

વસંતભાઈની ધૂન-મકસદ-ઘેલછાઓ કઈ ? અખંડ બ્રહ્મચર્યનું પાલન, રાષ્ટ્રસેવા, માનવસેવા ને પ્રભુમય જીવન. એમણે એમની આ અભિલાષાઓ અર્ધાંગના જીવનસંગિનીને દર્શાવી. પતિને પરમેશ્વર માની તેમણે વિના કચવાટે આવા જીવનનો સ્વીકાર કર્યો ને અર્ધી સદી સુધી નિભાવ્યો. તા. ૧૫-૧૦-૦૩ના રોજ નવી સિવિલ હૉસ્પિટલ, અમદાવાદમાં દેહ છોડ્યો. રત્નપ્રભાબહેન વસંતભાઈનાં અર્ધાંગિની જ નહોતાં, પૂર્ણાંગિની હતાં ! 'ઉત્તરરામચરિત' નાટકમાં ભવભૂતિ કહે છે તેમ હૃદયમેવ જાનાતિ પ્રીતિયોગં પરસ્પરઃ - હૃદય માત્ર જાણે છે, પ્રીતિયોગ પરસ્પરનું તેઓ જીવંત દૃષ્ટાંત હતાં. ડૉ. કેશુભાઈ દેસાઈએ 'વડનગરના વગડાની સારસી ઊડી ગઈ' કહ્યું તો સોનલ જાનીએ 'તુલસીક્યારાની દીવડી હોલવાઈ ગઈ' કહ્યું, હસમુખ ક. રાવલે 'વડનગરની બારમાસી વાદળી' કહ્યું તો મધુ શાહે 'દેવીએ માનુષ યોગિની' કહ્યું. આ દમ્પતીના આજીવન બ્રહ્મચર્યને કેટલાકે રામકૃષ્ણ પરમહંસ ને મા શારદાદેવી તથા જયપ્રકાશ ને પ્રભાદેવી સાથે સરખાવ્યું. તો કેટલાકે એમને ગુજરાતનાં મધર ટેરેસા કહ્યાં. રત્નપ્રભાબહેનને ઉચ્ચ અભ્યાસની તકો ન મળી પણ પ.પૂ. શ્રી સીતારામ શર્મા જેવા ગુરુ ભાગવતાચાર્ય પ.શ્ર.પૂ. કૃષ્ણશંકરદાદા, પ.શ્ર.પૂ. મોરારિબાપુ, પ.શ્ર.પૂ. ભંતેજી, પ.શ્ર.પૂ. નંદુભાઈ જેવાના સત્સંગથી જીવનનું શ્રેયસ્કર પાથેય ઘણું બધું પામ્યાં. એમને ત્યાં પૂ. બબલભાઈ મહેતા, પૂ. જુગતરામ દવે, પૂ. વિમલાતાઈ, દર્શક, યશવંત શુક્લ, રાઘવજી લેઉઆ, આચાર્ય કૃપલાની, મહેન્દ્ર મેઘાણી, વિશ્વવિખ્યાત ડૉ. અભય વસાવડા, ગુજરાતના ભામાશા ભણસાલીભાઈઓ, દિવાળીબહેન ભીલ, ભીખુભાઈ ગઢવી, શાહબુદ્દીનભાઈ, રાણાસાહેબ આવા આવા અનેક ક્ષેત્રના મહાનુભાવો પધારતાં એટલે પ્રમાણમાં ભલે રત્નપ્રભાબહેન 'વેલરેડ' ન રહ્યાં હોય પણ બહુશ્રુત તો હતાં જ. આ સંબંધે

ડૉ. વસંતભાઈ લખે છે : 'મારો પથારો પ્રભા, તું જ ઝીલે. મને ચાહનારા પત્રમિત્રો પુસ્તકોના રસિયા, ચર્ચાના ચાહકો, સાધકો, શંકા-સમાધાનની માંડણી કરનારા, તારંગા-અંબાજીના પરિચિતો દર્શનાર્થે નીકળ્યા હોય ને ભેગાં આપણાં પણ દર્શન.- એમ કરીને આવતા. તે સૌનું કેવું ઉમળકાભેર ત્વરાથી જે બને તે સ્વાગત કરતી.' મૌલાના રૂમાએ કહેલું : 'જ્યારે અમે મરી જઈએ ત્યારે અમારી આરામગાહ ધરતીમાં ન શોધજો. પછી મનુષ્યોના અંતરમાં શોધજો. રત્નપ્રભાના અવસાન બાદ આવેલા સ્નેહીઓના ૧૦૭૪ પત્રો આ વાતની ગવાહી પૂરે છે.

રૂપિયા ૩૫માં નવનો સંસાર નિભાવતા પિતા ભોગીલાલ ને માતા શાંતાબહેનને ત્યાં સને ૧૯૩૬માં જન્મેલી આ રત્નથીયે કીમતી દીકરી રત્નપ્રભાએ માનવસેવાનાં જે કાર્યો કર્યાં છે તે કલ્પના બહારનાં છે. પતિ વસંતભાઈ પરીખે લાખોની આંખોનાં ઑપરેશન કર્યાં છે તો પત્ની રત્નપ્રભાએ પચ્ચીસ હજારથી યે વધુ શિશુ વિષ્ણુઓના જન્મમાં 'દાયણ-માતા' તરીકેની સકળ જવાબદારી નિભાવી છે. પતિની હૉસ્પિટલ મેટરનિટી વૉર્ડ (પ્રસૂતિગૃહ), અન્નક્ષેત્ર, કરુણાસેતુ ટ્રસ્ટ, દુષ્કાળરાહત - અન્નવિતરણ, નેત્રયજ્ઞ, નવગ્રામનિર્માણ, આદિવાસી બાલેશ્વરી શાળા, ડૉ. સમીના જમીનદાર - બેંગ્લોર, નીતા શાહ - પુણે, 'પારુલ જોશી - અમેરિકા જેવી ત્યક્તા દીકરીઓને મળી સુપુત્રીઓ તરીકે સ્વીકારી એમને જીવનમાં ઠરીઠામ કરવાની નાનીમોટી બધી જ જવાબદારીઓ રત્નપ્રભાબહેને અદા કરી છે. ગૌદિયા પુરસ્કારનો સ્વીકાર કરીને સ્વયં પુરસ્કારને ગૌરવ બક્ષ્યું છે.

દામ્પત્યના સુખદુ:ખમાં અદ્વૈત સાધી માનવ-જાતિની સતત સેવા કરતા વસંતભાઈ ને રત્નપ્રભાની તુલના કરતા ડૉ. કેશુભાઈ લખે છે : 'વસંતભાઈ અડધાપડધા વિવેકાનંદ છે. અડધાપડધા વિનોબાય ખરા. એમનામાં ગાંધી, જયપ્રકાશ અને રવિશંકર મહારાજનો ત્રિવેણીસંગમ પણ વરતાય. સાક્ષર સર્વોદય પુરુષ ડૉ. દ્વારકાદાસ જોષીના માનસપુત્ર એટલે પૂછવું જ શું ? વસંતભાઈ પ્રત્યે આવડા અહોભાવથી પીડાતો હોવા છતાં હું એમને રત્નપ્રભા-ભાભીની સરખામણીએ થોડા વામણા ગણતો રહ્યો છું ! લગભગ આ જ ભાવનું, 'સાક્ષરનો સાક્ષાત્કાર'માં શ્રી રાધેશ્યામ શર્માએ વસંતભાઈ અંગે લખ્યું ત્યારે શીર્ષક બાંધ્યું 'ડૉ. વસંત રત્નપ્રભા પરીખ'.

આ 'છબી'માંની રત્નપ્રભાબહેનની તનની, મનની, પ્રાણની, આત્માની છબી જ નિરીક્ષણ-પરીક્ષણ કર્યા બાદ મારે અતિ સંક્ષેપમાં કહેવું હોય તો હું એમ કહું કે રત્નપ્રભાબહેન એટલે માતૃત્વના અમૃતત્વની ગંગોત્રીનું, બૃહદ માનવસંવેદનાના પ્રતાપે-પ્રભાવે પ્રગટેલું કરુણા ને સેવાનું ગંગાવતરણ. ડૉ. વસંતભાઈ એમના માટે પ્રભુ હતા તો ડૉક્ટર-સાહેબ માટે રત્નપ્રભાબહેન 'અનન્યા' હતાં. પ્રીતિયોગ પરસ્પર.



## સાભાર સ્વીકાર

**શબ્દલોક પ્રકાશન**(૧૭૬૦/૧, ગાંધીમાર્ગ, બાલા હનુમાન પાસે, અમદાવાદ - ૩૮૦ ૦૦૧)**નાં :**

યુગપુરુષનું ઉપવન : લે. ખલીલ જિબ્રાન, અનુ. કૃષ્ણપ્રસાદ ભટ્ટ, કિં. રૂ. ૪૫/-; રુદન અને હાસ્ય : લે. અનુ. ઉપર મુજબ, કિં. રૂ. ૬૫/-; જિંદગી જીતવાનાં સોનેરી સૂત્રો : લે. નવનીત મદ્રાસી, કિં. રૂ. ૮૦/-; મંદિર દ્વારે : લે. ખલીલ જિબ્રાન, અનુ. કાંતિ ઉપાધ્યાય, કિં. રૂ. ૪૦/-; પ્રેમ અને પરિમલ : લે. ખલીલ જિબ્રાન, અનુ. શિવમ્ સુંદરમ્, કિં. રૂ. ૭૦/-; અંતરની આગ : લે.અનુ. અને કિં. ઉપર મુજબ; તૂટેલી પાંખ : લે. અને અનુ. ઉપર મુજબ, કિં. રૂ. ૬૦/-; અંત:કરણનાં અંતરંગ : લે. ખલીલ જિબ્રાન,. અનુ. નવનીત મદ્રાસી, કિં. રૂ. ૬૦/-.

## ...તો શું થઈ શકે

રાત ઝમઝમ જાય તો શું થઈ શકે,
મન ઘણું હિજરાય તો શું થઈ શકે.

કાલ બે કાંઠે છલોછલ જે હતી-
એ નદી સૂકાય તો શું થઈ શકે.

પાન પીળાં ડાળથી ખરતાં રહે,
દ્વિજ ઊડી જાય તો શું થઈ શકે.

હોય જળની આશ કે વાતો પવન,
વાદળો વિખરાય તો શું થઈ શકે.

આંખ સામે હોય મંઝિલ એ પળે,
હામ ખૂટી જાય તો શું થઈ શકે.

જિંદગી સાથે ગુજાર્યે શું થયું,
સ્નેહ ના પરખાય તો શું થઈ શકે.

હોય મોકો વાત કરવાનો અને-
ખૂબ એ શરમાય તો શું થઈ શકે.

પ્રેમમાં સંદેહ થાવાનો સદા,
એ સતત ભરમાય તો શું થઈ શકે.

**હરીશ પંડ્યા**



## વાદળોની જેમ

ક્યારેક ધોળાં તો ક્યારેક કાળાં રહ્યાં,
ક્યારેક વરસ્યાં તો ક્યારેક કોરાં રહ્યાં,
અમે તો વાદળોની જેમ.

ક્યારેક ગજર્યાં તો ક્યારેક વીજથી ચમક્યાં,
ક્યારેક સમૂહમાં તો ક્યારેક એકલાં,
અમે તો વાદળોની જેમ.

કોઈ અમને સ્પર્શ્યું નહિ, અમે કોઈને સ્પર્શ્યાં નહિ,
આખરે તો અટૂલા-એકલાં
અમે તો વાદળોની જેમ.

વિશાળતા વ્યોમની જોઈ, ગહનતા દરિયાની પામ્યાં,
તો ય ખાલી જ રહ્યાં,
અમે તો વાદળોની જેમ.

ક્યારેક ચાલ્યાં, ક્યારેક દોડ્યાં તો ક્યારેક થોભ્યાં પણ ખરાં,
પણ આખરે તો ભટકતાં જ રહ્યાં,
અમે તો વાદળોની જેમ.

**નીલમ પાઠક**

# આસ્વાદ : આંસુડે વાવી મકરન્દે અમરવેલ !

**રાધેશ્યામ શર્મા**

**અદીઠો સંગાથ**

પગલું માંડું હું અવકાશમાં
જોઉં નીચે હરિવરનો હાથ.
અજંપાની સદા સૂની કેડીએ
ગાતો આવે અદીઠો સંગાથ,
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.
ભયની કાયાને ભુજા નથી
નથી વળી સંશયને પાંખ.
ભરોસે ચાલ્યા જે અનભે રંગમાં
ફૂટી એને રૂંવે રૂંવે આંખ
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.
ઊંઘતાને માથે ઓળો મોતનો
ઊંઘતાને પાયે જગની જેલ.
આઘાતે ભાંગે છે કોઈ અહીં ભોગળો
ને આંસુડે વાવે છે અમરવેલ
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.

('કાવ્યવિશ્વ', પૃ. ૫૬) **મકરન્દ દવે**

મહેતા નરસિંહે ગાયું હતું : જાગીને જોઉં તો જગત દીસે નહિ; ઊંઘમાં અટપટા ભોગ ભાસે. ઊંઘની આલમ, સ્વપ્નની સૃષ્ટિ-જે અટપટા ભોગ-યોગ યા રોગનો આભાસ આપતી હતી તે સાચોસાચ નિર્ભ્રાંતિપૂર્વકની જાગૃતિ બાદ અદશ્ય થઈ ગઈ, અમૂર્ત થઈ રહી.

જ્યારે મકરન્દ-'વિઝન'માં ઊગેલું જગત, રાતનું નહિ - પ્રભાતના પહોરનું છે. ઊંઘતા હતા ત્યારે એકલા પડી ગયાનું, અટૂલાપણાનું, 'લોન્લીનેસ'નું ભૂત વળગ્યું હતું તે સ્વપ્નાની જેમ જાણે ઊડી ગયું.

કાવ્યનાયકના 'હું'ની પ્રતીતિ, વ્યક્તિગત સીમાને અંડોળી વ્યાપકતાને આશ્લેષમાં લઈ ગીતના ત્રણે અંતરાની ધ્રુવપંક્તિમાં જાહેર કરે છે, હું તો દૂર જગતનું કોઈ જણ એકલું નથી પછી શાનો ભો ? કોનો ભય ?

રહસ્યમર્મી ગીતનું મથાળું આનો એક ચોખ્ખો જવાબ છે : 'અદીઠો સંગાથ'. દીઠેલો નહિ, દશ્યરૂપ નહિ. નજરે દીઠેલુંય ખોટું નીકળે છે તો એનો ભરોસો શો ? એવા દેખતના સંગાથનો ભરોસો તદ્દન જૂઠો તો નહિ જ, પણ એ નિત્ય નથી, સુસ્થિર નથી. જ્યારે અદીઠની સોબત ઠેઠ પહોંચાડવાની બાંયધરી આપતી લાગી છે.

અમૂર્ત અદીઠની યાત્રા સેન્દ્રિય સૃષ્ટિથી આરંભી નહિ શકાય એમ થતાં જ નાયકનો હું અવકાશમાં પગલાં ભરવાનું પસંદ કરે છે. તે સાત પગલાં આકાશમાં ભરવા તાકે છે કે સાત કરોડ તે ચોક્કસ સંખ્યા કેમ નહિ સૂચવી હોય ? અદીઠનો સંગાથ હોય ત્યાં પગલાંની સંખ્યાથી, ગતિને કેમ બાંધી ટૂંપી દેવી ? નાયક દષ્ટિએ - મારે તો એક પગલું જ આકાશમાં ભરું એટલે દષ્ટિપૂતં ન્યસેત્ પાદમ્‌ની પેઠે પૂરતું છે. હવે હિંમત આવી ગઈ છે આમ, 'જોઉં નીચે હરિવરનો હાથ.' ઊર્ધ્વે અવકાશ અફાટ છતાં હેઠે હરિવનો હાથ. અનાથતાની ભીતિ ક્યાં રહી ?

અદીઠા સંગાથનો અવાજ ગીત બનીને પ્રવર્ત્યો છે. એ ગાતો આવે છે હારેહારે... ક્યાં ? 'અજંપાની સદા સૂની કેડીએ.' નાયક-સર્જકની પારદર્શી પ્રાંજલ દશાનું આ કડી ઉત્તમ ઉદાહરણ ધ્યાનાર્હ છે. અજંપાની કેડી સદા સાથસંગાથવિહોણી સૂની, અટૂલાપણામાં ધકેલનારી હોય એમાંથી હિંમત આપી ઉગારનાર કોઈ તત્ત્વ હોય તો પેલો અદીઠો સંગાથ જે ગાતો આવે છે ને સભરતાનું સંગીત રેલાવે છે. આ પણ પથેર પાંચાલી છે.

બીજા અંતરામાં ભય અને સંશયને મૂર્તતા અર્પી ઉભયને જાકારો દેવાનો પરોક્ષ બોધ, ગમ પડે એ

## ...તો શું થઈ શકે

રાત ઝમઝમ જાય તો શું થઈ શકે,
મન ઘણું હિજરાય તો શું થઈ શકે.

કાલ બે કાંઠે છલોછલ જે હતી-
એ નદી સૂકાય તો શું થઈ શકે.

પાન પીળાં ડાળથી ખરતાં રહે,
દ્વિજ ઊડી જાય તો શું થઈ શકે.

હોય જળની આશ કે વાતો પવન,
વાદળો વિખરાય તો શું થઈ શકે.

આંખ સામે હોય મંઝિલ એ પળે,
હામ ખૂટી જાય તો શું થઈ શકે.

જિંદગી સાથે ગુજાર્યે શું થયું,
સ્નેહ ના પરખાય તો શું થઈ શકે.

હોય મોકો વાત કરવાનો અને-
ખૂબ એ શરમાય તો શું થઈ શકે.

પ્રેમમાં સંદેહ થાવાનો સદા,
એ સતત ભરમાય તો શું થઈ શકે.

**હરીશ પંડ્યા**



## વાદળોની જેમ

ક્યારેક ધોળાં તો ક્યારેક કાળાં રહ્યાં,
ક્યારેક વરસ્યાં તો ક્યારેક કોરાં રહ્યાં,
અમે તો વાદળોની જેમ.

ક્યારેક ગરજ્યાં તો ક્યારેક વીજથી ચમક્યાં,
ક્યારેક સમૂહમાં તો ક્યારેક એકલાં,
અમે તો વાદળોની જેમ.

કોઈ અમને સ્પર્શ્યું નહિ, અમે કોઈને સ્પર્શ્યાં નહિ,
આખરે તો અટૂલા-એકલાં
અમે તો વાદળોની જેમ.

વિશાળતા વ્યોમની જોઈ, ગહનતા દરિયાની પામ્યાં,
તો ય ખાલી જ રહ્યાં,
અમે તો વાદળોની જેમ.

ક્યારેક ચાલ્યાં, ક્યારેક દોડયાં તો ક્યારેક થોભ્યાં પણ ખરાં,
પણ આખરે તો ભટકતાં જ રહ્યાં,
અમે તો વાદળોની જેમ.

**નીલમ પાઠક**

## લાગી છે લગની એની મને (કાશ્મીરી)

રોમરોમ મારું પ્રેમથી પુલકિત
સખી, લાગી છે લગની એની મને.

દીવાલની પેલે પારથી
નીરખી લીધી એણે મને,
તોશ-શાલ* એને માટે,
ગૂંથી છે મેં-
સખી, લાગી છે લગની એની મને.

દરવાજાની આડશથી
નીરખી લીધી એણે મને,
કોણ બતાવી ગયું
એને મારા ઘરનું સરનામું
સખી, લાગી છે લગની એની મને.

બારીના પછવાડેથી
નીરખી લીધી એણે મને,
ચિત્તચોરે તડપાવી દિલને,
મને ખૂબ દુભાવી છે
સખી, લાગી છે લગની એની મને.

છાપરા પરથી
નીરખી લીધી એણે મને,
પંખી એ, અચાનક ક્યાં
ગયું ખોવાઈ ?
સખી, લાગી છે લગની એની મને.

પનઘટ પર
નીરખી લીધી એણે મને,
તડપાવી ગયો ગુલાબી દેહને
અગન છે આ પ્રેમની -
સખી, લાગી છે લગની એની મને.

---

* શ્રેષ્ઠ પશ્મીનાની બનેલી શાલ. પશ્મીના = કાશ્મીરમાં જ મળતું શ્રેષ્ઠ પ્રકારનું ઊન.

**હબ્બાખાતૂન, અનુ. નૂતન જાની**

પહેલાં વણી આપ્યો છે : 'ભયની કાયાને ભુજા નથી, નથી વળી સંશયને પાંખ'. ભય છે જ નહિ, કેમ કે જેની કાયાને ભુજા જ નથી તે બિવડાવવાનું કર્મ ક્યાંથી પ્રવર્તાવવાનો ? સંશયને પાંખ પણ નથી તેથી તે ક્યાંયે ઊડી અપહરી જનાર નથી.

બધા મનના જ મેલ છે. પુ. જી. કૃષ્ણમૂર્તિના એક ગ્રંથનું નામ છે - 'માઇન્ડ ઇઝ ધ મીથ'. મનસ્ છે જ ક્યાં ? એક કલ્પનાપુરાણ માત્ર છે.

પણ આ કોના માટે ? રૂંવે રૂંવે જેને પ્રજ્ઞાનેત્રો ફૂટ્યાં હોય, વળી જે અનભે (અ-ભય) બની હરિહાથના ભરોસે ચાલ્યા હોય, અંદરથી સ-નાથ હોય એવા જાગેલા કોઈ માટે એકલાપણું નથી. અહીં કોઈ પણ જાગી શકે, જાગીને જોઈ શકે કે જાતે એકલો નથી.

'ભયની કાયાને ભુજા અને સંશયની આંખ'-વાળી પંક્તિઓ પુનઃ વાંચીને ગાશો તો આખી સંતપરમ્પરાની ભજનધારાનો શેરડો જહનમાં ઊતરી આવશે. 'અનભે' શબ્દનો વિનિયોગ પણ 'રંગ' શબ્દની આગળ મૂકી કાવ્યબાનીને વિશેષતા અર્પી છે.

છેલ્લા અંતરામાં, જાગનારની નિર્ભય દિશાની સામે - વિરોધમાં, ઊંઘતાની દશા સચોટ વર્ણવાઈ છે : ઊંઘતાને માથે ઓળો મોતનો, ઊંઘતાને પાયે જગની જેલ. 'ઓળો' શબદની શક્તિ 'મોત'ની સોબતમાં મૂકવાથી કેટલી વધી ગઈ તે માણો. ઊંઘતા જણના પાયે-પગે જગની જેલનું ચિત્રણ, કવિની દરશાંકન-રીતિનું અનોખું નિ-દર્શન છે. અંત્ય બે કડીઓ અવતરણપાત્ર રૂપ લઈ અવતરી છે :

આઘાતે ભાંગે છે કોઈ અહીં ભોગળો
ને આંસુડે વાવે છે અમરવેલ

નિદ્રસ્થ જીવના પગે અને લલાટે જગતની જેલ લખેલી છે ખરી પણ કોઈ કોઈ વિરલા એવા નીકળે કે પ્રવાલ આંતર-પુરુષાર્થના આઘાત વડે જગ-જેલની ભોગળોને ભાંગી નાખે છે અને બંધનશૂન્ય મુક્ત અવસ્થાના આનંદાશ્રુ વડે અમરવેલ વાવી શકે છે. અહીં ઇજારાશાહીનો સવાલ જ નથી. સૌ કોઈ કારાગાર તોડી શકે છે, સૌ કોઈ 'અસુવન સે પ્રેમવેલ બોઇ' એમ ગાઈ શકે છે. 'અદીઠો સંગાથ' પામી શકે છે.

★

મૃત્યુભય કોને નથી ? અજંપાની સૂની કેડીએ 'પથેર પાંચાલી' સમું ગીત, હરિવરના હાથની સર્જક કલ્પનાનો સંગાથ ના હોય તો ભયનું શું કરીશું ? પણ ભય જરૂરી પણ છે. ૧૯૭૧માં એક સ્પેનિશ બુલફાઇટર લુઈ મીગુયેલ ડોમિંગ્વિનના અભિમતે -

Fear is essential. It is like a drug.
Fear makes you think you will die.
For that reason each minute has intensity
It is a kind of purification.

મરમી કવિ મકરન્દભાઈએ એકેએક ક્ષણ અસ્તિત્વના કગાર પર અડીખમ ખડા રહી વિતાવી છે.

સાંઈ મકરન્દ માટે આજીવન શુદ્ધીકરણની આ પરમ પ્રક્રિયા હતી.

(આસ્વાદ . મકરન્દ સ્મૃતિને અર્પણ)

□

## સાભાર સ્વીકાર

**અરુણોદય પ્રકાશન**(૨૦૨, હર્ષ કોમ્પલેક્ષ, ખત્રી પોળ, પાડાપોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ००१)નાં :

બટુભાઈનાં આદર્શ એકાંકી : સંપા. સતીશ વ્યાસ, કિં. રૂ. ૮૦/-; લાભશંકરનાં આદર્શ એકાંકી : સંપા. કિં. ઉપર મુજબ; પ્રશિષ્ટ નવલિકાઓ : સંપા. રઘુવીર ચૌધરી, કિં. રૂ. ૧૨૦/-; અંતરને તરસ અમૃતની : લે. હીરાલાલ ડી. પ્રજાપતિ, કિં. રૂ. ૯૦/-; કામણગારા ગાંધીજી : લે. જિતેન્દ્ર દવે, કિં. રૂ. ૭૦/-; ખાંડણિયામાં માથું : લે. હિમાંશી શેલત, કિં. રૂ. ૭૦/-; વંદે હાસ્યમ્ : લે. પ્રદ્યુમ્ન જોષીપુરા, કિં. રૂ. ૬૫/-; ભારતીય સંસ્કૃતિના સર્જકો : લે. દિનકર જોષી, યોગેશ પટેલ, કિં. રૂ. ૧૨૫/-; પ્રેરણાનાં પારિજાત : લે. કાન્તિ ભટ્ટ, કિં. રૂ. ૮૦/-.

ભાષા બોલતા તમામ શ્રોતાઓએ આ રચનાના કર્ણમધુર સંગીતનો જ આસ્વાદ માણેલો નહીં, પણ આ સંગીતકથા-પટના પ્રત્યેક પ્રસંગને સમજી પણ શક્યા હતા. આ એક મહાન સંગીતકારની બંદિશનો પ્રભાવ જ કહેવાય, જે ભાષાના સીમાડાને તોડીને વિશ્વભાષાનું સ્વરૂપ ધારણ કરે છે.

ચાઈકોવસ્કીનું સંગીત જેમ અજરા અમર છે તેમ તેનો પ્રેમ પણ અજરા અમર છે. વિશ્વની પ્રેમ-કથાઓમાં ચાઈકોવસ્કીની પ્રેમકથાનો બહુ આદર સાથે ઉલ્લેખ થાય છે. આ ભવ્ય પ્રેમકથા પણ તેના સંગીત જેટલી આહ્લાદક અને ગંભીર છે.

નાદીયા વોન ચેક એક ખૂબ પૈસાદાર સ્ત્રી હતી. એના પતિનું ૧૮૭૬માં અવસાન થયેલું. એના પરિણામે એકલતામાં સપડાયેલી નાદીયાના નસીબમાં એના મોટા ઘરમાં રહેલો એક પિયાનો તેને આધ્યાત્મિક હૂંફ આપતો હતો. ચાઈકોવસ્કી તે સમયે ૨૬ વર્ષનો હતો અને મોસ્કોના સંગીતનિયોજક તરીકે કાર્ય કરતો. નાદીયાના હૃદયને ચાઈકોવસ્કીનું સંગીત હૂંફમય લાગતું હતું. નાદીયા કે ચાઈકોવસ્કી એકબીજાથી અપરિચિત હતાં. પણ નાદીયા ચાઈકોવસ્કીના સંગીતના મોહમાં હતી અને જાણકારી મેળવીને નાદીયા આ સંગીતકારનાં સ્વભાવ, વર્તન અને જરૂરિયાતોને સમજતી હતી. પ્રેમની ભવ્ય પરંપરામાં નાદીયા પહેલાં ચાઈકોવસ્કીના સંગીતમાં અને પછી ખુદ ચાઈકોવસ્કીના પ્રેમમાં પડી.

આખરે નાદીયાએ એની ઓળખાણ આપવા માટે જાતે જ હિંમત કરી. ચાઈકોવસ્કીને કેટલીક સંગીતબંદિશોની રજૂઆત કરવા માટેના કાર્યક્રમની નાદીયા પ્રોત્સાહક બની અને સાથે તેના વિશ્વાસ અને પ્રેરણાની પાલક પણ બની. આવી રીતે પાંગર્યો સંગીતના જગતનો ખૂબ પ્રગાઢ અને ગહન સંબંધ. એમના એકાકી વિશ્વમાં, દુ:ખમાં સહભાગી થવા, આનંદને સાથે માણવા નાદીયા અને ચાઈકોવસ્કી ચૌદ વર્ષ સુધી એકબીજા તરફ પ્રેમથી ઝૂકેલાં રહ્યાં. ચૌદ વર્ષ સધી કેટલુંક શ્રેષ્ઠ ચમકતું અને ધીરજપૂર્વકનું સંગીત ચાઈકોવસ્કીએ નાદીયા માટે સર્જ્યું અને આને કારણે દુનિયા એ પછી નાદીયાની આ સંગીત માટે સદા ઋણી રહેશે. ચાઈકોવસ્કી માટે નાદીયા એક મુક્તિ હતી જે એક સમયે એની અને તેના ગાંડપણ વચ્ચે ઊભી હતી.

અને એક દિવસ નાદીયાએ આ પ્રેમસંબંધને તિલાંજલી આપી. આ પ્રેમીઓ એકબીજા વગર રહી શકતાં નહીં. નાદીયાની તબિયત એકદમ ક્ષીણ થવા લાગી અને ચાઈકોવસ્કી એનું નામ બોલતાં બોલતાં મૃત્યુ પામ્યો.

પણ એ બંને વચ્ચેનું અંગત કદી મૃત્યુ ન પામ્યું, અને તેમના કેટલાય પત્રોમાં સચવાયેલું રહ્યું. આ પ્રણયની વાત 'Beloved Friend' - 'The Story of Tchaikovsky and Nadejda Von Meck by Catherine Drinker Bowen & Barbara Von Mek' (પુસ્તકમાં રજૂ થઈ છે. બે આત્માનો આ ઉત્કંઠ પ્રેમ, જગતના કેટલાક સંવેદનશીલ સંગીતનો પાલક હતો. જેવા કે ભવ્ય બેલે 'સ્વાન લેઇક' અને 'સ્લીપિંગ બ્યૂટી' અને હલાવી દેતું ઓપેરા 'યુજિન ઓનીજિન' એનાં ઉદાહરણો છે. ચાઈકોવસ્કીની સૌથી ઉલ્લેખનીય અને છેલ્લી રચના 'પેથેટિક સિમ્ફની'માં શરૂઆત બસુનના ભારે ગમગીન સ્વરોથી થાય છે. શરૂઆતથી જ મૃત્યુની આગાહી આપે છે. સર્જકનું મન મૃત્યુની વાસ્તવિકતાથી ભારે ઉદાસ છે. જિંદગીમાં આનંદની ક્ષણો જેમ આવતી હોય છે, તેમ જ આ બંદિશમાં વચ્ચે વચ્ચે આનંદના ભાવસૂચક સ્વરો આવે છે. પરંતુ આખરે મૃત્યુનો સ્વીકાર થાય છે. આ સ્વીકારની ક્ષણોના સંગીતમાં ડ્રમ સતત હીબકા લેતા હોય તેવો લય વહાવે છે. જાણે નાદીયાએ ચાઈકોવસ્કીના પ્રેમને આપેલી તિલાંજલિનું આ અંતિમ સ્વરનિયોજન.

નાદીયા અને પીટર ચાઈકોવસ્કી (૧૮૪૦-૧૮૯૩)એ એમના સુંદર આભાસના તૂટી પડવાના ભયથી તેમના પ્રેમને પત્રોની મર્યાદામાં રાખેલો. આ પ્રેમસંબંધ ચૌદ વર્ષ સુધી અવિરત ચાલ્યો.

તેઓ કયારેય એકબીજાને મળ્યાં ન હતાં.



# પ્રેમનું સંગીત

અભિજિત વ્યાસ

પીટર ઈલીચ ચાઈકોવસ્કીનું નામ કાને પડતાં જ કેટલીક સુંદર બંદિશો કાનમાં ગુંજવા લાગે છે. મૂળ રશિયન પણ સમગ્ર વિશ્વમાં પોતાના સ્વર નિયોજન માટે પ્રસિદ્ધ થયાં. ચાઈકોવસ્કી (કોઈ ચાઈકોવસ્કી ઉચ્ચાર કરે છે, કોઈ ટાઈકોવસ્કી ઉચ્ચારે છે. અંગ્રેજી સ્પેલિંગ Tchaikovsky)ની એક બંદિશ 'સ્ટ્રિંગ ક્વાટર ઈન ડી મેજર'ને સાંભળીને પ્રસિદ્ધ લેખક લેવ તોલસ્તોય રડી પડેલા. શેક્સપિયરના નાટક 'રોમિયો એન્ડ જુલિયેટ' ઉપરથી તૈયાર કરેલી એ જ નામની એક બંદિશમાં નાટ્યકૃતિનું સૌંદર્ય સાંગીતિક રીતે વ્યક્ત કરેલું છે. સંગીતના તમામ શાસ્ત્રીય પ્રકારો સિમ્ફની, બેલે, ચેમ્બર અને ચર્ચમાં વાગતા સેકરેડ મ્યુઝિકના નામથી ઓળખાતા સંગીતના ચાઈકોવસ્કી મહારથી હતા. ચાઈકોવસ્કીની કેટલીક મશહૂર રચનાઓમાં 'સ્વાન લેઇક', સ્લીપિંગ બ્યૂટી', 'કેપ્રિસિયો', 'નટક્રેકર સ્યૂટ', 'પેથેટિક સિમ્ફની' વગેરે અદ્ભુત છે. રશિયન ભાષામાં રચાયેલ 'યુજિન ઓનીજિન' કોરલ છે જે અંગ્રેજીભાષી શ્રોતાઓમાં પણ તેના કર્ણમધુર સંગીતના કારણે પ્રશંસા પામેલું.

ચાઈકોવસ્કી(૧૮૪૦-૧૮૯૩)એ શરૂઆતમાં રશિયન સ્વરોમાંથી પ્રેરણા લીધેલી. પણ પછીથી એ યુરોપિયન સ્વરોને પણ સ્વીકારતો થયો હતો. આ રશિયન કલાકાર સમસ્ત યુરોપમાં છવાઈ ગયો હતો. પણ તેના સ્વરો સંપૂર્ણ રશિયન પરંપરાના જ હતા. રશિયન લોકસંગીતની મીઠાશ, તે જ સૂરાવલીઓ. યુરોપના સંગીતકારોને તથા શ્રોતાઓને તે વધુ પડતો રશિયાનો જ કલાકાર જણાતો, જ્યારે રશિયન સંગીતકારોને તથા શ્રોતાઓને તે યુરોપિયન જણાતો હતો. ચાઈકોવસ્કીના સ્વરો શ્રોતાઓ સાથે તરત જ સ્વરસંધાન રચી દેતા. તેની સૂરાવલીનું ગમગીન સૌંદર્ય કેફની અસર ઉપસાવતું. લાગણીઓના ધોધમાર પ્રપાતમાં તેનું વ્યક્તિત્વ પ્રગટ થતું.

ચાઈકોવસ્કીએ રચેલી 'રોમિયો એન્ડ જુલિયેટ' ઓરકેસ્ટ્રા માટેની ઓવરચર ફેન્ટસી છે. શેક્સપિયરની કૃતિનું સૌંદર્ય આ રચનામાં વ્યક્ત થાય છે. એક રીતે જોઈએ તો આ સંગીતરચના નાટ્યાત્મક શૈલીમાં નાદસૌંદર્યનું કાવ્ય છે. 'સ્ટ્રિંગ ક્વાર્ટેટ ઈન ડી મેજર' એ સાદગીમાં સૌંદર્ય છે. બારીની બહાર કામ કરતા કારીગરના ગીતકાવ્યને સ્વરોમાં સુંદર રીતે મઢી લીધા છે. ચાઈકોવસ્કી કૃત પિયાનો કોન્સેર્ટોની વાત તો અજબ છે. એક પિયાનો કોન્સેર્ટો રચ્યો, અને તે પણ લાજવાબ. તે સમયના પ્રસિદ્ધ પિયાનોવાદક નકોલસ રુબિનસ્ટાઈને જ્યારે આ કોન્સેર્ટો પહેલી વાર જોયો ત્યારે તે ઉષ્મા વિહીન હતા. પરિણામે ચાઈકોવસ્કી પણ ઘણો નિરાશ થયેલો. રુબિનસ્ટાઈને કેટલાંક સૂચનો કર્યાં. પરંતુ ચાઈકોવસ્કી જેવા સર્જકે એક સ્વર પણ બદલવાની ના પાડી. આજે તો આ રચના ખૂબ જ લોકપ્રિય છે. 'સ્વાન લેઇક' એટલે બેલેસંગીત. આ સંગીતરચનામાં વોલ્ટ્ઝની લયકારીમાં નૃત્યસંગીત ચકરાવી નાખે એવું છે. આ જ જાતનું ભાવવાહી સંગીત 'સ્લીપિંગ બ્યૂટી'માં પણ સાંભળવા મળે છે. આ સંગીતનો એવો તો પ્રભાવ શ્રોતાઓ ઉપર પડે છે કે ભાવક પરીઓની દુનિયામાં ચાલ્યો જાય છે. ઇટલીની ગલીઓમાં સાંભળેલાં લોકગીતો પરથી એણે 'કેપ્રિસિયો ઇટાલિયન' શીર્ષકથી સંગીતરચના કરી છે. 'નટક્રેકર સ્યૂટ' પણ અદ્ભુત રચના છે. સંગીતમાં બાળકોની દુનિયા પણ છે. પણ આ રચનામાં બાળકોને જ નહીં, બધા જ પ્રકારના અને ઉંમરના શ્રોતાઓને મજા આવી જાય છે. ચાઈકોવસ્કીની સૌથી વધુ ઉલ્લેખનીય બંદિશ છે 'પેથેટિક સિમ્ફની'. ચાઈકોવસ્કીની મૂળ રશિયન ભાષામાં રચાયેલી એક ઓપેરા-બંદિશ 'યુનિજ ઓનીજિન' ૧૯૬૮ની સાલમાં જ્યારે બ્રિટનના ગ્લિન્ડબર્ગ ઓપેરા હાઉસમાં રજૂ થઈ ત્યારે અંગ્રેજી

ભાષા બોલતા તમામ શ્રોતાઓએ આ રચનાના કર્ણમધુર સંગીતનો જ આસ્વાદ માણેલો નહીં, પણ આ સંગીતકથા-પટના પ્રત્યેક પ્રસંગને સમજી પણ શક્યા હતા. આ એક મહાન સંગીતકારની બંદિશનો પ્રભાવ જ કહેવાય, જે ભાષાના સીમાડાને તોડીને વિશ્વભાષાનું સ્વરૂપ ધારણ કરે છે.

ચાઈકોવસ્કીનું સંગીત જેમ અજરા અમર છે તેમ તેનો પ્રેમ પણ અજરા અમર છે. વિશ્વની પ્રેમ-કથાઓમાં ચાઈકોવસ્કીની પ્રેમકથાનો બહુ આદર સાથે ઉલ્લેખ થાય છે. આ ભવ્ય પ્રેમકથા પણ તેના સંગીત જેટલી આહ્‌લાદક અને ગંભીર છે.

નાદીયા વોન ચેક એક ખૂબ પૈસાદાર સ્ત્રી હતી. એના પતિનું ૧૮૭૬માં અવસાન થયેલું. એના પરિણામે એકલતામાં સપડાયેલી નાદીયાના નસીબમાં એના મોટા ઘરમાં રહેલો એક પિયાનો તેને આધ્યાત્મિક હૂંફ આપતો હતો. ચાઈકોવસ્કી તે સમયે ૨૬ વર્ષનો હતો અને મોસ્કોના સંગીતનિયોજક તરીકે કાર્ય કરતો. નાદીયાના હૃદયને ચાઈકોવસ્કીનું સંગીત હૂંફમય લાગતું હતું. નાદીયા કે ચાઈકોવસ્કી એકબીજાથી અપરિચિત હતાં. પણ નાદીયા ચાઈકોવસ્કીના સંગીતના મોહમાં હતી અને જાણકારી મેળવીને નાદીયા આ સંગીતકારનાં સ્વભાવ, વર્તન અને જરૂરિયાતોને સમજતી હતી. પ્રેમની ભવ્ય પરંપરામાં નાદીયા પહેલાં ચાઈકોવસ્કીના સંગીતમાં અને પછી ખુદ ચાઈકોવસ્કીના પ્રેમમાં પડી.

આખરે નાદીયાએ એની ઓળખાણ આપવા માટે જાતે જ હિંમત કરી. ચાઈકોવસ્કીને કેટલીક સંગીતબંદિશોની રજૂઆત કરવા માટેના કાર્યક્રમની નાદીયા પ્રોત્સાહક બની અને સાથે તેના વિશ્વાસ અને પ્રેરણાની પાલક પણ બની. આવી રીતે પાંગર્યો સંગીતના જગતનો ખૂબ પ્રગાઢ અને ગહન સંબંધ. એમના એકાકી વિશ્વમાં, દુઃખમાં સહભાગી થવા, આનંદને સાથે માણવા નાદીયા અને ચાઈકોવસ્કી ચૌદ વર્ષ સુધી એકબીજા તરફ પ્રેમથી ઝૂકેલાં રહ્યાં. ચૌદ વર્ષ સધી કેટલુંક શ્રેષ્ઠ ચમકતું અને ધીરજપૂર્વકનું સંગીત ચાઈકોવસ્કીએ નાદીયા માટે સર્જ્યું અને આને કારણે દુનિયા એ પછી નાદીયાની આ સંગીત માટે સદા ઋણી રહેશે. ચાઈકોવસ્કી માટે નાદીયા એક મુક્તિ હતી જે એક સમયે એની અને તેના ગાંડપણ વચ્ચે ઊભી હતી.

અને એક દિવસ નાદીયાએ આ પ્રેમસંબંધને તિલાંજલી આપી. આ પ્રેમીઓ એકબીજા વગર રહી શકતાં નહીં. નાદીયાની તબિયત એકદમ ક્ષીણ થવા લાગી અને ચાઈકોવસ્કી એનું નામ બોલતાં બોલતાં મૃત્યુ પામ્યો.

પણ એ બંને વચ્ચેનું અંગત કદી મૃત્યુ ન પામ્યું, અને તેમના કેટલાય પત્રોમાં સચવાયેલું રહ્યું. આ પ્રણયની વાત 'Beloved Friend' - 'The Story of Tchaikovsky and Nadejda Von Meck by Catherine Drinker Bowen & Barbara Von Mek' (પુસ્તકમાં રજૂ થઈ છે. બે આત્માનો આ ઉત્કંઠ પ્રેમ, જગતના કેટલાક સંવેદનશીલ સંગીતનો પાલક હતો. જેવા કે ભવ્ય બેલે 'સ્વાન લેઇક' અને 'સ્લીપિંગ બ્યૂટી' અને હલાવી દેતું ઓપેરા 'યુજિન ઓનીજિન' એનાં ઉદાહરણો છે. ચાઈકોવસ્કીની સૌથી ઉલ્લેખનીય અને છેલ્લી રચના 'પેથેટિક સિમ્ફની'માં શરૂઆત બસુનના ભારે ગમગીન સ્વરોથી થાય છે. શરૂઆતથી જ મૃત્યુની આગાહી આપે છે. સર્જકનું મન મૃત્યુની વાસ્તવિકતાથી ભારે ઉદાસ છે. જિંદગીમાં આનંદની ક્ષણો જેમ આવતી હોય છે, તેમ જ આ બંદિશમાં વચ્ચે વચ્ચે આનંદના ભાવસૂચક સ્વરો આવે છે. પરંતુ આખરે મૃત્યુનો સ્વીકાર થાય છે. આ સ્વીકારની ક્ષણોના સંગીતમાં ડ્રમ સતત હીબકા લેતા હોય તેવો લય વહાવે છે. જાણે નાદીયાએ ચાઈકોવસ્કીના પ્રેમને આપેલી તિલાંજલિનું આ અંતિમ સ્વરનિયોજન.

નાદીયા અને પીટર ચાઈકોવસ્કી (૧૮૪૦-૧૮૯૩)એ એમના સુંદર આભાસના તૂટી પડવાના ભયથી તેમના પ્રેમને પત્રોની મર્યાદામાં રાખેલો. આ પ્રેમસંબંધ ચૌદ વર્ષ સુધી અવિરત ચાલ્યો.

તેઓ ક્યારેય એકબીજાને મળ્યાં ન હતાં.



## મર્મી કવિવર્ય સ્વ. મકરંદભાઈને શ્રદ્ધાંજલિ...

ચૂસી ચૂસી હર સુમનનો, સોહાતો જે પરાગ,
પીએ ભાવે મધુરસ નિજી, કૌશલે જે સદાય,
મર્મી એવા કવિત રસના, ચિત્ત અધ્યાત્મયાત્રી,
'સાંઈ' ચાલ્યા શુચિ કવનનો, વારસો ભવ્ય મૂકી.

કાવ્યોનો આ મધુરસ મહા, ચિત્તમાં નિત્ય ઘોળી,
અધ્યાત્મે એ નિજ હૃદયનાં, ભાવમાં તો ઝબોળી,
હૈયે રાખી સતત જલતી, જ્યોત આરાધનાની,
અર્પ્યાં રૂડાં કવિત ભજનો, દિવ્ય સંધાન સાધી.

ઝાઝેરી જે શુચિ અગમ એ, તત્ત્વને પામવાને,
ભાવે સેવી પ્રબળ ભીતરે, ઝંખના સર્વદા જે,
ઘૂંટી ઘૂંટી હૃદય-ખરલે, કાવ્ય ભીનાં રચ્યાં છે,
''નંદિગ્રામે'' જનગણ તણી, સૌમ્ય સેવાય સંગે.

જીવે શબ્દસ્વરૂપમાં કવિ બધા, સ્વર્ગસ્થ છોને થતા,
'સાંઈ' શ્રી મકરંદજી અમર છે, સાહિત્યક્ષેત્રે સદા.
અર્પી આ 'કુસુમાયુધે' કવિતથી, શ્રદ્ધાંજલિ નમ્ર આ,
જેણે કુન્દન શાં રચ્યાં કવિતહ્યાં, એવા કવિને મહા.

જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'



## ઈશ્વરને...

છે ખબર, લીધા કરે છે દાવ તું,
ને સતત દીધા કરે છે ઘાવ તું.

એક વેળા આવ સામે, એ પછી-
જોઈ હાલત હોઠને મલકાવ તું.

ક્યાં કશું બીજું અમારે જોઈએ,
આંખથી બસ સ્નેહને છલકાવ તું.

મોજથી ફરતાં હતાં જ્યાં સાગરે,
કે વમળમાં જાય ખેંચી નાવ તું.

છે અમારો ધર્મ એક જ, ઝૂઝવું
ના બચાવીશ રાજ ફોગટ, ફાવ તું.

હરીશ પંડ્યા

અસ્મિતા યાજ્ઞિક

## લલિત નિબંધોની વિસ્મય-સૃષ્ટિમાં

ડૉ. યશવંત ત્રિવેદી જે સમયે પોતાની વિશિષ્ટ કવિ-ભાષામાં લલિત, મધુર, રસાત્મક, આનંદલક્ષી સર્જક નિબંધો લઈને ગુજરાતી નિબંધ-સાહિત્ય ક્ષેત્રે પ્રવેશી રહ્યા હતા તે સમયે શ્રી ઉમાશંકર જોષીએ આપણા નિબંધ-સાહિત્યને વિવેચતાં કહ્યું હતું -

'કાકાસાહેબમાં સર્જક નિબંધની શક્યતા અને સિદ્ધિનાં દર્શન થાય છે તેવાં ભવિષ્યમાં કોઈ લેખકમાં થાય ત્યારે.'

ડૉ. ત્રિવેદીના નિબંધો વિષે આજે કોઈ વિવેચક એમ કહે કે કાકાસાહેબમાં સર્જક નિબંધની શક્યતા અને સિદ્ધિનાં દર્શન થાય છે લગભગ તેવાં ડૉ. યશવંત ત્રિવેદીમાં થાય છે, તો તેમાં અતિશયોક્તિ નથી.

એક સાહિત્ય-સ્વરૂપ તરીકે નિબંધ જીવનના સત્યનું દર્શન કરાવે છે. ચિંતનનું તત્ત્વ એમાં રહેલું જણાય. જીવનની કોઈ એક અદ્‌ભુત ક્ષણે જીવનની સમીક્ષા કરી હોય ત્યારે કવિ યશવંતની કલમ શબ્દસૌંદર્યને એમાં એવું તો સમરસ કરી દે કે લલિતનિબંધ એના અનવદ્ય સ્વરૂપે પ્રકટે. 'આવું કે દક્ષિણના પવનમાં ?'(પ્રથમ આવૃત્તિ, ૨૦૦૨)ને તાજેતરમાં દાયકાના શ્રેષ્ઠ નિબંધો માટેનો કાકાસાહેબ કાલેલકર એવૉર્ડ મળ્યો તે પહેલાં જ ડૉ. ઋજુતા ગાંધીએ લખ્યું છે -

'ગદ્યકવિ કાકાસાહેબ તથા આધુનિક યુગના વસંતવૈતાલિક સુરેશ જોષીની પરંપરામાં ડૉ. યશવંત ત્રિવેદીનેય સ્થાન આપતાં ભાગ્યે જ કોઈને ક્ષોભ થાય, એમ નિઃસંકોચ કહી શકાય.'

દલપતરામ પાસેથી પદ્યદેહી નિબંધો આપણને મળ્યા છે એ પરંપરામાં કાવ્યમય નિબંધો ગુજરાતીમાં લખાતા રહ્યા. કાકાસાહેબની જેમ જ ડૉ. યશવંતને ગદ્યકવિ કહીએ કે પછી પદ્ય-લેખક તરીકે ઓળખીએ - એમના નિબંધો વિષે ચર્ચા કરતાં સૌપ્રથમ તો એવું જ એક અવતરણ ટાંકવાનું મન થાય છે જે 'જીવનરસ એ નિબંધનું સર્વસ્વ છે' એવા શ્રી પ્રેમશંકર ભટ્ટના વિધાનને અનુરૂપ છે -

'જીવનનું વૃક્ષ તો પૂરા પરબ્રહ્મમાં વિસ્તરેલું છે ! એટલે તો એ ક્ષણે ક્ષણે નિત્ય નૂતનતાનો આવિર્ભાવ પ્રગટ કરે છે ! માણસે રાઈના દાણા જેવડા બીજને પોતાના ઉપવનમાં રોપવું જોઈએ, જેથી એક વિશાળ વૃક્ષ ઊગી નીકળે, જેની ડાળીઓ પર સ્વર્ગનાં પંખીઓ આવીને ગેલમાં ટ્વિટર્ બિટર્ ચહકાટથી પૃથ્વીને માધુર્યથી ભરી મૂકે ! તને યાદ છે હિપ્પોલીટસે અંજીરના વૃક્ષના દૃષ્ટાંત દ્વારા અનંતીકરણની વાત કહી છે તે ? બીજ, બીજમાંથી અંકુર, અંકુરમાંથી ડાળીઓ, ડાળીઓમાંથી પર્ણો, પુષ્પો અને ફલો - ફરી પાછું બીજ, ફરી પાછું વૃક્ષ. એટલે જ તો કઠોપનિષદે એને 'વૃક્ષ સનાતન' કહીને એનું કેવું રમ્ય વર્ણન કર્યું છે ! આ તો એવું પિપ્પલ વૃક્ષ છે, જેનું મૂળ પરબ્રહ્મમાં છે અને આકાશમાંથી ડાળીઓ પૃથ્વી પર ફેલાતી આવે છે ! એટલે પૂર્વ અને પશ્ચિમની વિચારણા એકસરખી અનંતીકરણની છે ! આ જીવનનું વૃક્ષ છે તો જ્ઞાનની ફૂલોલચી ડાળીઓ તો આકાશમાંથી-પરબ્રહ્મમાંથી જ આવશે ને ! આ તો વિસ્મયનું વૃક્ષ છે ! એટલે તો ફિનલોકોની દંતકથાઓમાં આ વૃક્ષને 'અનંત આનંદ-વૃક્ષ' કહ્યું છે !' (વૃક્ષોનું સામગાન -'આવું કે દક્ષિણના પવનમાં ?')

નિબંધકાર જીવનનું અવલોકન કરે છે અને પોતાનાં અવલોકનોનો અર્થ વિચારીને આ રીતે સ્પષ્ટ કરે છે. ડૉ. યશવંત ત્રિવેદીની નિબંધસૃષ્ટિ કવિની અને ચિંતકની જીવનદૃષ્ટિનો પરિચય બની જાય છે. ભાષા, વિચાર અને ઉદાત્ત જીવનદૃષ્ટિ એમના નિબંધોનો પ્રાણ છે.

'લોકો ભલે વસંતને ઋતુરાજ કહે પણ અમે

## મર્મી કવિવર્ય સ્વ. મકરંદભાઈને શ્રદ્ધાંજલિ...

ચૂસી ચૂસી હર સુમનનો, સોહાતો જે પરાગ,
પીએ ભાવે મધુરસ નિજી, કૌશલે જે સદાય,
મર્મી એવા કવિત રસના, ચિત્ત અધ્યાત્મપાત્રી,
'સાંઈ' ચાલ્યા શુચિ કવનનો, વારસો ભવ્ય મૂકી.

કાવ્યોનો આ મધુરસ મહા, ચિત્તમાં નિત્ય ઘોળી,
અધ્યાત્મે એ નિજ હૃદયનાં, ભાવમાં તો ઝબોળી,
હૈયે રાખી સતત જલતી, જયોત આરાધનાની,
અર્પ્યાં રૂડાં કવિત ભજનો, દિવ્ય સંધાન સાધી.

ઝાઝેરી જે શુચિ અગમ એ, તત્ત્વને પામવાને,
ભાવે સેવી પ્રબળ ભીતરે, ઝંખના સર્વદા જે,
ઘૂંટી ઘૂંટી હૃદય-ખરલે, કાવ્ય ભીનાં રચ્યાં છે,
''નંદિગ્રામે'' જનગણ તણી, સૌમ્ય સેવાય સંગે.

જીવે શબ્દસ્વરૂપમાં કવિ બધા, સ્વર્ગસ્થ છોને થતા,
'સાંઈ' શ્રી મકરંદજી અમર છે, સાહિત્યક્ષેત્રે સદા.
અર્પી આ 'કુસુમાયુધે' કવિતથી, શ્રદ્ધાંજલિ નમ્ર આ,
જેણે કુન્દન શાં રચ્યાં કવિતહાં, એવા કવિને મહા.

જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'



## ઈશ્વરને...

છે ખબર, લીધા કરે છે દાવ તું,
ને સતત દીધા કરે છે ઘાવ તું.

એક વેળા આવ સામે, એ પછી-
જોઈ હાલત હોઠને મલકાવ તું.

ક્યાં કશું બીજું અમારે જોઈએ,
આંખથી બસ સ્નેહને છલકાવ તું.

મોજથી ફરતાં હતાં જ્યાં સાગરે,
કે વમળમાં જાય ખેંચી નાવ તું.

છે અમારો ધર્મ એક જ, ઝૂઝવું
ના ખયાલો રાખ ફોગટ, ફાવ તું.

હરીશ પંડ્યા

અસ્મિતા યાજ્ઞિક

## લલિત નિબંધોની વિસ્મય-સૃષ્ટિમાં

ડૉ. યશવંત ત્રિવેદી જે સમયે પોતાની વિશિષ્ટ કવિ-ભાષામાં લલિત, મધુર, રસાત્મક, આનંદલક્ષી સર્જક નિબંધો લઈને ગુજરાતી નિબંધ-સાહિત્ય ક્ષેત્રે પ્રવેશી રહ્યા હતા તે સમયે શ્રી ઉમાશંકર જોષીએ આપણા નિબંધ-સાહિત્યને વિવેચતાં કહ્યું હતું -

'કાકાસાહેબમાં સર્જક નિબંધની શકયતા અને સિદ્ધિનાં દર્શન થાય છે તેવાં ભવિષ્યમાં કોઈ લેખકમાં થાય ત્યારે.'

ડૉ. ત્રિવેદીના નિબંધો વિષે આજે કોઈ વિવેચક એમ કહે કે કાકાસાહેબમાં સર્જક નિબંધની શકયતા અને સિદ્ધિનાં દર્શન થાય છે લગભગ તેવાં ડૉ. યશવંત ત્રિવેદીમાં થાય છે, તો તેમાં અતિશયોક્તિ નથી.

એક સાહિત્ય-સ્વરૂપ તરીકે નિબંધ જીવનના સત્યનું દર્શન કરાવે છે. ચિંતનનું તત્ત્વ એમાં રહેલું જણાય. જીવનની કોઈ એક અદ્‌ભુત ક્ષણે જીવનની સમીક્ષા કરી હોય ત્યારે કવિ યશવંતની કલમ શબ્દસૌંદર્યને એમાં એવું તો સમરસ કરી દે કે લલિતનિબંધ એના અનવદ્ય સ્વરૂપે પ્રકટે. 'આવું કે દક્ષિણના પવનમાં ?'(પ્રથમ આવૃત્તિ, ૨૦૦૨)ને તાજેતરમાં દાયકાના શ્રેષ્ઠ નિબંધો માટેનો કાકાસાહેબ કાલેલકર એવોર્ડ મળ્યો તે પહેલાં જ ડૉ. ઋજુતા ગાંધીએ લખ્યું છે -

'ગદ્યકવિ કાકાસાહેબ તથા આધુનિક યુગના વસંતવૈતાલિક સુરેશ જોષીની પરંપરામાં ડૉ. યશવંત ત્રિવેદીનેય સ્થાન આપતાં ભાગ્યે જ કોઈને ક્ષોભ થાય, એમ નિ:સંકોચ કહી શકાય.'

દલપતરામ પાસેથી પદ્યદેહી નિબંધો આપણને મળ્યા છે એ પરંપરામાં કાવ્યમય નિબંધો ગુજરાતીમાં લખાતા રહ્યા. કાકાસાહેબની જેમ જ ડૉ. યશવંતને ગદ્યકવિ કહીએ કે પછી પદ્ય-લેખક તરીકે ઓળખીએ - એમના નિબંધો વિષે ચર્ચા કરતાં સૌપ્રથમ તો એવું જ એક અવતરણ ટાંકવાનું મન થાય છે જે 'જીવનરસ એ નિબંધનું સર્વસ્વ છે' એવા શ્રી પ્રેમશંકર ભટ્ટના વિધાનને અનુરૂપ છે -

'જીવનનું વૃક્ષ તો પૂરા પરબ્રહ્મમાં વિસ્તરેલું છે ! એટલે તો એ ક્ષણે ક્ષણે નિત્ય નૂતનતાનો આવિર્ભાવ પ્રગટ કરે છે ! માણસે રાઈના દાણા જેવડા બીજને પોતાના ઉપવનમાં રોપવું જોઈએ, જેથી એક વિશાળ વૃક્ષ ઊગી નીકળે, જેની ડાળીઓ પર સ્વર્ગનાં પંખીઓ આવીને ગેલમાં ટ્‌વિટર્ બિટર્ ચહકાટથી પૃથ્વીને માધુર્યથી ભરી મૂકે ! તને યાદ છે હિપ્પોલીટસે અંજીરના વૃક્ષના દષ્ટાંત દ્વારા અનંતીકરણની વાત કહી છે તે ? બીજ, બીજમાંથી અંકુર, અંકુરમાંથી ડાળીઓ, ડાળીઓમાંથી પર્ણો, પુષ્પો અને ફલો - ફરી પાછું બીજ, ફરી પાછું વૃક્ષ. એટલે જ તો કઠોપનિષદે એને 'વૃક્ષ સનાતન' કહીને એનું કેવું રમ્ય વર્ણન કર્યું છે ! આ તો એવું પિપ્પલ વૃક્ષ છે, જેનું મૂળ પરબ્રહ્મમાં છે અને આકાશમાંથી ડાળીઓ પૃથ્વી પર ફેલાતી આવે છે ! એટલે પૂર્વ અને પશ્ચિમની વિચારણા એકસરખી અનંતીકરણની છે ! આ જીવનનું વૃક્ષ છે તો જ્ઞાનની ફૂલોલચી ડાળીઓ તો આકાશમાંથી-પરબ્રહ્મમાંથી જ આવશે ને ! આ તો વિસ્મયનું વૃક્ષ છે ! એટલે તો ફિનલોકોની દંતકથાઓમાં આ વૃક્ષને 'અનંત આનંદ-વૃક્ષ' કહ્યું છે !' (વૃક્ષોનું સામગાન -'આવું કે દક્ષિણના પવનમાં ?')

નિબંધકાર જીવનનું અવલોકન કરે છે અને પોતાનાં અવલોકનોનો અર્થ વિચારીને આ રીતે સ્પષ્ટ કરે છે. ડૉ. યશવંત ત્રિવેદીની નિબંધસૃષ્ટિ કવિની અને ચિંતકની જીવનદષ્ટિનો પરિચય બની જાય છે. ભાષા, વિચાર અને ઉદાત્ત જીવનદષ્ટિ એમના નિબંધોનો પ્રાણ છે.

'લોકો ભલે વસંતને ઋતુરાજ કહે પણ અમે

તો વર્ષાને ઋતુઓની સમ્રાજ્ઞી કહેવાના. વર્ષા તો આકાશનું અનુપમ કાવ્ય છે. જાણે આકાશમાંથી પૃથ્વીનાં ગાલ-કપોલ પર આશીર્વાદના છાંટા વરસે છે !' મેજિક લેમ્પ જેવી એમની ભાષા નિબંધના સ્વરૂપને હીરાકણી જેવો પ્રકાશ આપીને વાચકને પ્રેમની પરીકથાના સુંદર પ્રદેશમાં લઈ જાય છે. જેમ નિબંધ લખવો એ જેવીતેવી વાત નથી તેમ નિબંધ વાંચવો એ પણ સહેલું કામ મનાતું નથી. નિબંધના વાચક પાસે પણ સજ્જતા અને ધીરજ અપેક્ષિત છે. લેખકના મુક્ત વિહારમાંથી વિષયને સમજીને એના સંકેતો અને સંદર્ભોને વાચકે સમજવાના હોય છે. નિબંધકાર તરીકેનો ડૉ. ત્રિવેદીનો મનોવિહાર અને કલ્પનાવિહાર પૃથ્વી-આકાશના અણુએ અણુને સ્પર્શે છે. તેમણે કહ્યું છે -

'પરમાત્માનો એ રીતે મારા ઉપર અનુગ્રહ છે કે દેશ-વિદેશોમાં મારી અલગારી રખડપટ્ટીને લીધે વિશ્વને દીઠ-અદીઠ ટીંબેથી રત્ન-ગઠરિયાં ખભે નાખીને ચાલી નીકળું છું.'

ડૉ. ત્રિવેદીએ આ ગઠરિયાંમાં સમયની શાશ્વતીને બાંધી લીધી છે. શરદ, હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ અને વર્ષા - ઋતુએ ઋતુની અનુભૂતિ પ્રેમને વ્યક્ત કરી એમના વ્યક્તિગત જીવનનોયે પરિચય આપી દે છે. આમ પણ લલિત નિબંધ એના સ્વરૂપ અંતર્ગત વૈયક્તિક દૃષ્ટિબિંદુને જ વ્યક્ત કરે. વિચારોની અને ઊર્મિની તટસ્થતા એમના નિબંધોને વિશિષ્ટ પરિમાણ અર્પે છે. એમના નિબંધો ગદ્યમાં લખાયેલ ઊર્મિકાવ્ય છે એમ કહી શકાય. એમાં વિચારપરાયણતાનો સમન્વય થતાં એ વિચારપ્રેરક ગદ્યકાવ્યનું સ્વરૂપ ધારણ કરી લે છે.

પ્રકૃતિનાં અને જીવનનાં અનેક તત્ત્વો એમનો નિખિલ-સ્પર્શ પામીને નિબંધને પારાવાર વિષયો આપી દે છે. ઊર્મિ, ચિંતન, મનન, વિશ્વભરના લેખકો-કવિઓ અને અમર વિભૂતિઓ-એમની નિબંધયાત્રા વણથંભી વર્ષોથી ચાલી રહી છે. વિવિધ ભાવપરિસ્થિતિ વિષયને નિમિત્તે આલેખાય ત્યારે ડૉ. ત્રિવેદીના નિબંધો એમના મનોવિશ્વને વાચક સમક્ષ ઉઘાડી દે છે.

'બાએ એક વાર કહેલું : હું ન હોઉં ત્યારેય તું એકલો નહિ હોય ! એટલું યાદ રાખજે કે તારી સાથે હંમેશાં પરમાત્મા હશે ! કોણ જાણે કેમ ક્યારેક આગ ઝરતી ગ્રીષ્મની બપોરે, ડામરની ધગધગતી કાળી સડકો ઉપર, જીવનની કારમી ભીંસ વેળાએ બાના શ્રદ્ધા-વચને સાથ આપ્યો છે ! ખરેખર વલોવી નાખે એવી દારુણ ભીષણ ક્ષણે પરમાત્માના પ્રેમનો સ્પર્શ કર્યો છે !'

'મેડી ઉપરની બારી કને બેસીને બાનું સ્મરણ કરું છું ત્યારે બધાય શબ્દો ફળિયામાં પારેવાની જેમ તિતરબિતર વેરાઈ જાય છે. બા રોજ સવારે પ્રાંગણમાં ચણ નાંખતાં ને એ રોજનાં હેવાયાં બાની આસપાસ ફડફડાટ ઊડતાં રહેતાં...પછી બધ્ધાં પારેવાં ફર્શ પર હારમાં બેસી ગર્ટુક ગર્ટુક ડોક ફુલાવી, જાણે બાનાં ચશ્માં પહેરી વાંચતાં હોય એમ, રામાયણમાંથી ચોપાઈ ગાઈ સંભળાવતાં...!'

'ઓહોહો ! વિશ્વપ્રવાસે જલનાં રમણીય રૂપનો વિસ્મયપૂર્ણ રોમાંચ કરાવ્યો છે ! ને સદ્ભાગ્યે સ્વર્ગ લગી ઊછળતાં પૃથ્વી પરનાં અનુપમ જલરૂપો જોઈને જિંદગી જાણે ધન્ય થઈ ગઈ છે ! અહીં નર્મદા ને તાપીનાં પૂરમાં ધસમસતાં હેલારે ચઢેલાં ફીણોટતાં રૂપેરી પાણી જોયાં છે ! શૈશવમાં શેત્રુંજીનાં કાળાં ભમ્મર પાણીમાં ડૂબકીદાવ રમવાની કેવી મજા આવતી ! માલણનાં ધૂસર પાણીમાં જલપરીઓને શોધવા ડૂબકી મારી સામે કાંઠે નીકળી જતાં એની ફૂલ જેવી સ્મૃતિ હજી આજેય રહી ગઈ છે !'

આ બધી સ્મૃતિઓની સાથે પિતાશ્રીની વર્ષાજલની પ્રાંજલતા સમી સ્મૃતિ એવી સમાઈ ગઈ છે - કદાચ એ સ્મૃતિ નથી ને એમની ગેરહાજરીનો સઘન સ્પર્શ છે -

'પિતાશ્રી વિશે વિચારવા બેસું છું ત્યારે આંસુના ધુમ્મસથી ચશ્માંના ગ્લાસ ઝાંખા થઈ જાય છે ! મારી સ્મૃતિમાં તેઓ નદીનાં પાણીમાં રંગીન પાંચીકાની જેમ બેઠા છે ! ક્યારેક વર્ષાથી ભીના આકાશની જેમ એમની સ્મૃતિને સ્પર્શું છું ! ક્યારેક તેઓ સમુદ્રની ઊંડી સ્મૃતિની જેમ, મોજાંના મંદ્રમંથર

તરંગની જેમ, મારામાં આંદોલિત થયા કરે છે ! ક્યારેક પવનમાં હલતી માન્યોલિયાની વેલની જેમ સ્મૃતિમાં ડોલ્યા કરે છે !' ને સ્મૃતિઓ વર્ષાજલથી ભીંજાતી જાય છે.

પોતાની જાતને આગળ કર્યા વિના નિબંધમાં પોતાની વાત કરવાની ડૉ. યશવંત ત્રિવેદીને ફાવટ છે. પોતાની અંગત વાતો વિક્ષેપ ન કરે એ રીતે કહેવામાં નિબંધકારની ખરી કસોટી છે, એ કસોટી-માંથી તેઓ પાર ઊતર્યા છે, એ પ્રતીતિ કરાવતાં ઉદાહરણો જોઈએ -

'જર્મની, ઇંગ્લૅન્ડ અને કેનેડામાં મને કામ કરવા નિમંત્રણ મળ્યું હતું. બેથી અઢી હજાર ડૉલર એટલે લગભગ એકવીસ હજાર રૂપિયા મહિનાનો દરમાયો થાય. 'માસ્તર'ની લહેરથી વાપરો તોય પાંચેક હજાર રૂપિયા મહિને બચાવી શકાય. ઉત્સુકતાથી ઑફર સાંભળી પણ મન ન થયું. ત્યાંની થિજાવી નાખે એવી ભૂખરી એકલતા ન જીરવાય. કામ તો અહીં આપણા રંક ભારતમાં ઢગલો ભરીને પડ્યું છે, ને એમાંય શિક્ષકને માટે તો આ દેશ છોડી જવો તે પાપ જ ગણાય, આત્મદ્રોહ ગણાય ! ક્યારેક યક્ષપ્રશ્નોત્તર મનમાં ચાલે છે. પૂછે છે કે બંધુ ! આ દેશ, એટલે કયા દેશમાં રહેવા માગો છો ?...સ્વર્ગમાં વણાયેલી ઝળાંહળાં સાડી પહેરીને મુંબઈની દરેક મહિલા એક ભિખારણને નગ્ન જોતી અવિહ્વળ ચાલી જાય છે તે દેશમાં ?...સત્ય અને પ્રેમના ચહેરાને યુક્તિ-પ્રયુક્તિ અને દાવપેચના ડામરથી ખરડવામાં આવે છે એ દેશમાં ?...હા, એ જ દેશમાં...લીધાદીધાના શોરબકોરમાં અહીં દરેક જણ હવે એકબીજાને ખરીદે છે અને વેચે છે... એટલે તો આ દેશમાં રહેવું છે. એના પાંચ-પચ્ચીસ છોકરા-છોકરીઓને સત્ય કહેવું છે, પ્રેમ સમજાવવો છે. પ્રજાને કવિતામાં ઘૂંટાતા રસના બે ઘૂંટડા પિવડાવવા છે ને પીવા છે...ને પોતાના કાનમાં કહેવાનું છે કે બંધુ, ચાલ સામે કાંઠેના ઉત્સવમાં... હવે પ્રેમને પ્રેમ સિવાય કોઈ અનુભવ નથી...એક પગ જ ભારતમાં રાખવો છે; બીજો પગ તો મૂકવો છે સમગ્ર બ્રહ્માંડના પરિઘ ઉપર.'

'એક એક માણસ નગાધિરાજ હિમાલયની જેમ ઉન્નત મસ્તકે ઊભા રહેવાની પ્રતિજ્ઞા લે તો ભારતવર્ષ ઊગરી જશે. ઊલટાનું, હાઇડલબર્ગ યુનિવર્સિટીના ઇન્ડોલૉજી ડિપાર્ટમેન્ટના અધ્યક્ષ ડૉ. બર્ગરે મારી સાથે વાતચીત કરતાં ૧૯૭૯માં ભારતનું જે ભવિષ્ય ભાખ્યું હતું તે (ત્યારના વિદેશપ્રધાન શ્રી અટલબિહારી બાજપેયીજીને મેં જાહેર પત્ર લખેલો, જેનો 'નવનીત'માં અનુવાદ છપાયો હતો, તેમાં પણ મેં આ વિગત લખી હતી) યાદ આવે છે : 'ભારત વિશ્વની પ્રથમ પાંચ સત્તાઓમાં સ્થાન પામશે. એના સુવર્ણકાળની વેળાએ મને પ્રેમથી યાદ કરજો !'

નિબંધની વિષયપસંદગીમાં, એની રજૂઆતમાં કે શૈલીમાં નિબંધકારનું વ્યક્તિત્વ આવિષ્કાર પામતું રહે છે. ડૉ. ત્રિવેદીના વ્યક્તિત્વની સભરતા એમના નિબંધોને રસમયતા અર્પે છે. એમના જેવા અભ્યાસી નિબંધકાર પોતાની દૃષ્ટિમાંથી જીવનનાં સત્ અને સુંદર તત્ત્વોને ક્યાંય છટકવા દેતા નથી. ગહન ચિંતન-મનન તથા ઊંડા અને ગાઢ નિરીક્ષણ દ્વારા ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધો જીવનની ઊંડી સમીક્ષા પોતાની વિશિષ્ટ તેમજ વિવિધ રીતે કરે છે. એમના લલિત નિબંધોના મૂળમાં જ્ઞાન તેમજ પરિપક્વતા છે. નિબંધના સંક્ષિપ્ત સ્વરૂપમાં પોતાના વિષયને અત્યંત પારદર્શકતાથી રજૂ કરવાની સૂઝનાં દર્શન ડૉ. ત્રિવેદીના નિબંધોમાં થાય છે. નિબંધ એના ખરા સ્વરૂપે અસામાન્ય લેખકનું કાર્યક્ષેત્ર છે તેની પ્રતીતિ એમના નિબંધો વાંચતાં થાય છે.

નિબંધના સ્વરૂપની મીમાંસા કરતાં એના ઔપચારિક અને અનૌપચારિક એવા બે ભેદ પાડવામાં આવ્યા. ઉદ્‌બોધન કે persuasion નિબંધનું પ્રાણતત્ત્વ ગણાય. નિબંધ જેટલે અંશે સમીક્ષા છે એટલે અંશે સર્જન નથી એમ ભલે મનાયું હોય, પણ લલિત નિબંધ સ્વતંત્ર સર્જનની કોટિએ ઓછેવત્તે અંશે પહોંચી જ જાય છે. ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધો સર્જનાત્મક હોવાની સાથે જ વિદ્વત્તાભર્યા હોવા છતાં એની શૈલીની સુંદરતાને કારણે વાચકને જ્ઞાનપ્રદેશની સુંદર સૃષ્ટિમાં લઈ જાય છે.

કર્યાં ને કદી પણ ઉપવનમાંના મંદિરે આવ્યો જ નહિ, મા સરસ્વતીનાં દર્શન કર્યાં જ નહિ - એવો કંઈક ભાવ તેઓ અભિવ્યક્ત કરે છે -

'ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધો વાંચતાં મારા મનમાં, પેલા નાવિક જેવો કંઈ ભાવ જન્મ્યો. અહોહો ! આ ભાષા, શૈલી, શબ્દો, આ સંદર્ભો, વિશ્વસાહિત્યનાં ઉત્તમ રત્નોની ચમક - આ બધું દૂર રહી ગયું ને કલમનું હલેસું હલાવ્યા જ કર્યું ?

આ અતિશયતા નથી, ખોટી અલંકારિકતા નથી. મારા જેવા, સાહિત્ય પદાર્થના પાસાદાર હીરાના તેજથી દૂર રહેલા રસિકની અનુભૂતિ છે. આ નિબંધો છે ? કે કવિતા ? આ કવિતાઓ છે કે એક વિશિષ્ટ આત્માનો શ્વાસોચ્છ્વાસ છે ? આ જ પ્રાણમય કોષ છે ? પંક્તિએ પંક્તિએ કાવ્યબિંદુઓ ટપકે છે ને શ્રદ્ધાના પાત્રમાં ઝિલાય છે.'

નાવિકે એક દિવસ જ્યારે પૂજારીના કહેવાથી દર્શન કર્યાં હતાં ત્યારે એણે પૂજારીને પૂછ્યું હતું - 'આ કયાં દેવી છે ?'

પૂજારીએ જવાબ આપ્યો -

'મા સરસ્વતી છે. જ્ઞાનની દેવી, વિદ્યાની દેવી, કલા-સંગીત-સાહિત્ય-સંસ્કારની દેવી. આ જગત જેની કૃપાથી સુંદર લાગે છે, ભવ્ય લાગે છે, પવિત્ર લાગે છે - તે સત્યમ્, શિવમ્, સુંદરમ્‌ની જ્યાં ઉપાસના થાય છે તે આ દેવી છે, ભાઈ !'

લલિત નિબંધનું સ્વરૂપ જ એવું છે કે એ ક્યારેક ઊર્મિકાવ્ય સાથે તો ક્યારેક આત્મકથા સાથે એકમેક થઈને સુંદર શબ્દસૃષ્ટિ અને ભાવસૃષ્ટિનું નિર્માણ કરે છે. સર્જકની મનોવૃત્તિ જેમ ઊર્મિકાવ્યમાં ઝિલાય છે તેમ નિબંધમાં પણ ઝિલાતી હોય છે. નિબંધકારની મનોવૃત્તિની આસપાસ આખા નિબંધનો ઘાટ ઘડાય છે. એ ઘાટ પર નિબંધકારના વ્યક્તિત્વની છાપ ઊપસી આવે છે. ઊર્મિકાવ્યની જેમ ઘનીભૂત થઈને નહિ, પણ વિસ્તૃત રૂપે નિબંધમાં એના લેખકનું વ્યક્તિત્વ પ્રગટે છે. નિબંધમાં ઊર્મિકાવ્યનો આવેશ ન હોય પણ શાંત વૃત્તિ દેખાય. ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધો આ પ્રકારના છે. કેટલાક નિબંધો તો કાવ્યની કોટિએ પહોંચી જાય છે. કલ્પનો અને પ્રતીકોને કારણે આસ્વાદ્ય બનતું એમનું ગદ્ય આ વિશિષ્ટતાને લીધે સુંદર ઊર્મિકાવ્ય સમું બની જાય છે :-

'આજે સમુદ્રમાં નિર્વસ્ત્ર પાણીનો ખળભળાટ નિમંત્રે છે પરોઢની વેળાને ! વિશ્રબ્ધ પારેવાંનો મંથર અવાજ નિમંત્રે છે મધ્યાહ્નની અલસ વેળાને ! નિમંત્રે છે વર્ષાના ધૂસર રંગોથી ઉદ્દીપ્ત આ પ્રવાલદ્વીપ સાંધ્યવેળાને ! હું અતીતના કયા સમુદ્રકિનારા તરફ, અનાગતના કયા બંદર તરફ ચાલી નીકળ્યો છું ? ક્યાં ક્યાં નગરોના કયા કયા સ્ટ્રીટલેમ્પ ભણી ચાલી રહ્યો છું ? સફરની મંજિલ ક્યાં છે ? કયો વર્ષાધૂસર રસ્તો લઈ જાય છે સમુદ્રના સ્વપ્ન સુધી ? ને કયો સમુદ્ર લઈ જાય છે કેટકેટલી લાગણીઓના અવિનષ્ટ સંબંધ લગી ? વર્ષાના ઊંડા જખ્મો કયા વિશ્વાસથી લઈ જાય છે ફૂલોના માર્ગ ભણી ?'

- આ શબ્દો વાંચતાં તો લાગણી-ભીની આંખે વાચક ઘડીભર સ્તબ્ધ થઈ જાય ! -

અને બંદીવાન આત્માની મુક્ત થઈ જવાની વાત વાંચીને આ સ્તબ્ધતાનાં ઝરણાં વહ્યા કરે - બંધનમાં તરફડતો આત્મા મુક્તિ ઝંખતાં નિબંધકારની સાથે સાથે જાણે પરમાત્માની શાશ્વતીને પામી લે છે -

• 'એક દિવસ નિર્જનતાએ મને વિખેરી નાખ્યો હતો તેના વિષાદના કટુ સ્વાદથી જીભ તમતમી ઊઠી હતી ! ઉદાસીમાં શૂન્યમનસ્ક બેસી રહીને પથ્થરના સ્ટેચ્યૂ જેમ હું શતાબ્દીઓથી જાણે કોઈ મ્યુઝિયમના પ્રાંગણમાં બંદીવાન હતો ! આ બોન્ડેજ, આ કેપ્ટિવિટી, આ બંધનની ગ્લાનિ કંઈ જેવીતેવી વસ્તુ છે ?! કોઈએ લોખંડના તારથી હોઠ સીવી લીધા હોય તેવી વેદનાની ભાષાનો નિબિડ અનુભવ બોન્ડેજનો છે ! ...એટલે તો આત્મા પારેવાની જેમ પાંખો વીંઝીને મુક્તિ ઝંખે છે ! એક નરી આત્મસભાનતાની અવસ્થામાં આત્મામાં સ્વાતંત્ર્યનો અગ્નિ પ્રજ્વલી ઊઠે છે ! આત્મા વિદ્રોહી બની ઊઠે છે ! નિગેશન-નકારની હદ પર આવીને ઊભો રહી જાય છે ! એક જબ્બરજસ્ત ઉત્કંઠાથી જેમ નદી પર્વત પર ચઢીને આકાશમાં ફેલાઈ જાય તેમ

આત્મા મુક્તિ માટે ધસમસીને ફેલાવા માંડે છે ! આવો ઉત્કૃષ્ટ આત્મા કેટલીયે પછડાટો પછી સ્વાતંત્ર્ય અને પવિત્રતાનાં સૌંદર્યને પામે છે ! આ જબ્બર પછડાટ પછી એક વિશ્વનો જન્મ થાય છે ને પછી પરમાત્મા પણ પુનર્જન્મ ધારણ કરે છે ! એવી શાશ્વત ક્ષણમાં માણસ મુક્તિની અર્થપૂર્ણતાને પામે છે !...એટલે તો હું પુનઃ પુનઃ તારા ભણી વહી આવું છું. મારી પીડાઓના મોરને એટલે તો હું વેદનાના પ્હોરે છુટ્ટા મૂકી દઉં છું. આજ સુધી વેદનાને જીવનસંગાથિની માની હતી, તેને પંખિણી જેમ સ્પર્શ્યા કરી હતી; તેને રત્ન માનીને મુટ્ઠીમાં ગ્રહી રાખી હતી...તેને પણ આજ છુટ્ટી મૂકી દઉં છું ! આ મકાનને, આ સમયને, જે આજ સુધી ગ્રહી રાખ્યાં હતાં, આજે છોડી દઉં છું ! આઈ ડુ નૉટ હોપ ટુ રિટર્ન અગેન ! ફરી આ બિંદુ પર પાછા ફરવું નથી ! ઓન અ જર્ની ઑફ નો રિટર્ન - હવે અહીં ફરી પાછા આવવું નથી !'

ઉપરનું અવતરણ જેમાંથી લીધું છે એ નિબંધને સર્વશ્રેષ્ઠ કહી દેવા મન અધીર થઈ ઊઠે એટલી હદે એ નિબંધ છે. ભાવ, ભાષા, શબ્દો, અનુભૂતિ અને સ્વરૂપ - રત્ન જાણે હૃદયમાં જડાઈને પરમાત્માનો પ્રકાશ પાથરી દે છે ! नष्टो मोहः स्मृतिर्लब्धा ની પ્રતીતિ કરાવી આપે છે એ. વળી પાછું આ નિબંધનું અવતરણ મૂકું ? -

'આજે મને મારી જાતિના સગડ મળ્યા છે ! આજ સુધી મને કોઈ નામ નહોતું...આજે મને નામ મળ્યું છે ! શતાબ્દીઓની ઉદાસીમાં હું ભટકતો હતો...આજે તેં મને પ્રથમ વાર સ્મૃતિઓ આપીને લૉન પરના હરિત તૃણોને સ્પર્શ કર્યો છે !' ('આજ બધું મુક્ત થઈ જવા ઝંખે છે...!' - આવું કે દક્ષિણના પવનમાં ?)

પૃથ્વી, આકાશ, માનવ-ભાવોનું વૈવિધ્ય અને અપરિચિતા જીવનસુંદરીનો વિવિધ સ્વરૂપે થતો પરિચય ડૉ. યશવંત ત્રિવેદીના પ્રિય નિબંધ-વિષયો છે. વૃક્ષો, પંખી, ઋતુઓ - આ બધું જ ક્યારેક ગહન ચિંતનનું પ્રતીક બની જાય છે એમના નિબંધોમાં. ઊર્મિનો આવેગ અને તટસ્થ, ઠરેલ જીવનદૃષ્ટિ સમરસ થઈ ભાષાના વણથંભ્યા પ્રવાહમાં ખળખળ વહ્યે જાય છે એમના ગદ્યમાં, અને શબ્દાર્થૌ સહિતૌનું કાવ્યત્વ સર્જી દે છે. આકાશની યે પાર નીકળી જતી કલ્પના એમના લલિત નિબંધોને ભાવવાહી બનાવે છે. વિચારોમાં રસાઈ જતી કલ્પનાને કારણે નિબંધનું સમગ્ર સ્વરૂપ આકર્ષક બને છે. આ કોઈ અભ્યાસી વિદ્વાનના નિબંધો છે. નિબંધ લખવા માટે ખાસ અભ્યાસ કરીને કે માહિતી એકઠી કરીને પ્રયત્નપૂર્વક લખાયેલા નિબંધ આ નથી એ હકીકત નિબંધો વાંચતાં સ્પષ્ટ થઈ જાય છે. નિબંધકારને વિષય કોઈ સ્થૂળ સીમાનાં બંધન નડતાં નથી. ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધો એમના વ્યક્તિત્વનાં અનેક લક્ષણોને દર્શાવી દે છે. તેમનું જ્ઞાન, જીવનદૃષ્ટિ, સૌંદર્યદૃષ્ટિ, ભાષાસમૃદ્ધિ, કવિત્વ-સઘળું એકઠું મળી સમર્થ નિબંધોનું સર્જન કરે છે. નિબંધનું સાહિત્યસ્વરૂપ વિવિધતામાં નિબંધકારને પ્રગટ કરે જ છે. 'નિબંધનું રસબિંદુ વિષય નહિ પણ લેખક પોતે હોય છે. નિબંધરચનામાં ઉદ્દીપન ગમે તે હોય, આલંબન હંમેશાં લેખક પોતે હોય છે. નિબંધકાર પોતાની વિવિધ ભાવપરિસ્થિતિઓને, ગમે તે ઉદ્દીપનને નિમિત્ત બનાવી આલેખતો હોય છે.' (ઉમાશંકર જોષી). ડૉ. યશવંત ત્રિવેદીના લલિત નિબંધો ભાવમયતાની દૃષ્ટિએ આસ્વાદ્ય બન્યા છે. તેમાંનું ઊર્મિ-સ્પંદન એ જ ધબકારની અનુભૂતિ વાચકને કરાવે છે. ઉપનિષદની વાણીની જેમ આ નિબંધો જ્ઞાનનો મધુર આસ્વાદ કરાવે છે.

પૃથ્વીથી અંતરિક્ષ સુધીની એમની નિબંધયાત્રા એક વિશિષ્ટ અર્થમાં જાણે 'જર્ની ઑફ રિટર્ન' છે. આકાશ, પંખી, વૃક્ષ, નદી, સમુદ્ર, પૃથ્વી - બધું મુઠ્ઠીમાં સમાઈ જાય છે ને લેખકની સાથે વાચક એના ઊર્ધ્વ મૂળ સુધી પહોંચી જાય છે -

'આકાશનો અને ઈશ્વરનો સંબંધ Macro-cosmic - મેક્રોકોસ્મિક - પરબ્રહ્મને લગતો અનિર્વચનીય સંબંધ છે. ઈશાવાસ્ય ઉપનિષદના ઋષિ-કવિને તો આ આખું આકાશ ઈશ્વરાચ્છાદિત લાગે

આત્મા મુક્તિ માટે ધસમસીને ફેલાવા માંડે છે ! આવો ઉત્કૃષ્ટ આત્મા કેટલીયે પછડાટો પછી સ્વાતંત્ર્ય અને પવિત્રતાનાં સૌંદર્યને પામે છે ! આ જબ્બર પછડાટ પછી એક વિશ્વનો જન્મ થાય છે ને પછી પરમાત્મા પણ પુનર્જન્મ ધારણ કરે છે ! એવી શાશ્વત ક્ષણમાં માણસ મુક્તિની અર્થપૂર્ણતાને પામે છે !...એટલે તો હું પુનઃ પુનઃ તારા ભણી વહી આવું છું. મારી પીડાઓના મોરને એટલે તો હું વેદનાના મ્હોરે છુટ્ટા મૂકી દઉં છું. આજ સુધી વેદનાને જીવનસંગાથિની માની હતી, તેને પંખિણી જેમ સ્પર્શ્યા કરી હતી; તેને રત્ન માનીને મુઠ્ઠીમાં ગ્રહી રાખી હતી...તેને પણ આજ છુટ્ટી મૂકી દઉં છું ! આ મકાનને, આ સમયને, જે આજ સુધી ગ્રહી રાખ્યાં હતાં, આજે છોડી દઉં છું ! આઈ ડુ નૉટ હોપ ટુ રિટર્ન અગેન ! ફરી આ બિંદુ પર પાછા ફરવું નથી ! ઓન અ જર્ની ઑફ નો રિટર્ન – હવે અહીં ફરી પાછા આવવું નથી !'

ઉપરનું અવતરણ જેમાંથી લીધું છે એ નિબંધને સર્વશ્રેષ્ઠ કહી દેવા મન અધીર થઈ ઊઠે એટલી હદે એ નિબંધ છે. ભાવ, ભાષા, શબ્દો, અનુભૂતિ અને સ્વરૂપ – રત્ન જાણે હૃદયમાં જડાઈને પરમાત્માનો પ્રકાશ પાથરી દે છે ! नष्टो मोहः स्मृतिर्लब्धा ની પ્રતીતિ કરાવી આપે છે એ. વળી પાછું આ નિબંધનું અવતરણ મૂકું ? –

'આજે મને મારી જાતિના સગડ મળ્યા છે ! આજ સુધી મને કોઈ નામ નહોતું...આજે મને નામ મળ્યું છે ! શતાબ્દીઓની ઉદાસીમાં હું ભટકતો હતો...આજે તેં મને પ્રથમ વાર સ્મૃતિઓ આપીને લૉન પરના હરિત તૃણોને સ્પર્શ કર્યો છે !' ('આજ બધું મુક્ત થઈ જવા ઝંખે છે...!' – આવું કે દક્ષિણના પવનમાં ?)

પૃથ્વી, આકાશ, માનવ-ભાવોનું વૈવિધ્ય અને અપરિચિતા જીવનસુંદરીનો વિવિધ સ્વરૂપે થતો પરિચય ડૉ. યશવંત ત્રિવેદીના પ્રિય નિબંધ-વિષયો છે. વૃક્ષો, પંખી, ઋતુઓ – આ બધું જ ક્યારેક ગહન ચિંતનનું પ્રતીક બની જાય છે એમના નિબંધોમાં. ઊર્મિનો આવેગ અને તટસ્થ, ઠરેલ જીવનદૃષ્ટિ સમરસ થઈ ભાષાના વણથંભ્યા પ્રવાહમાં ખળખળ વહ્યે જાય છે એમના ગદ્યમાં, અને શબ્દાર્થો સહિતૌનું કાવ્યત્વ સર્જી દે છે. આકાશની યે પાર નીકળી જતી કલ્પના એમના લલિત નિબંધોને ભાવવાહી બનાવે છે. વિચારોમાં રસાઈ જતી કલ્પનાને કારણે નિબંધનું સમગ્ર સ્વરૂપ આકર્ષક બને છે. આ કોઈ અભ્યાસી વિદ્વાનના નિબંધો છે. નિબંધ લખવા માટે ખાસ અભ્યાસ કરીને કે માહિતી એકઠી કરીને પ્રયત્નપૂર્વક લખાયેલા નિબંધ આ નથી એ હકીકત નિબંધો વાંચતાં સ્પષ્ટ થઈ જાય છે. નિબંધકારને વિષય કોઈ સ્થૂળ સીમાનાં બંધન નડતાં નથી. ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધો એમના વ્યક્તિત્વનાં અનેક લક્ષણોને દર્શાવી દે છે. તેમનું જ્ઞાન, જીવનદૃષ્ટિ, સૌંદર્યદૃષ્ટિ, ભાષાસમૃદ્ધિ, કવિત્વ– સઘળું એકઠું મળી સમર્થ નિબંધોનું સર્જન કરે છે. નિબંધનું સાહિત્યસ્વરૂપ વિવિધતામાં નિબંધકારને પ્રગટ કરે જ છે. 'નિબંધનું રસબિંદુ વિષય નહિ પણ લેખક પોતે હોય છે. નિબંધરચનામાં ઉદ્દીપન ગમે તે હોય, આલંબન હંમેશાં લેખક પોતે હોય છે. નિબંધકાર પોતાની વિવિધ ભાવપરિસ્થિતિઓને, ગમે તે ઉદ્દીપનને નિમિત્ત બનાવી આલેખતો હોય છે.' (ઉમાશંકર જોષી). ડૉ. યશવંત ત્રિવેદીના લલિત નિબંધો ભાવમયતાની દૃષ્ટિએ આસ્વાદ્ય બન્યા છે. તેમાંનું ઊર્મિ-સ્પંદન એ જ ધબકારની અનુભૂતિ વાચકને કરાવે છે. ઉપનિષદની વાણીની જેમ આ નિબંધો જ્ઞાનનો મધુર આસ્વાદ કરાવે છે.

પૃથ્વીથી અંતરિક્ષ સુધીની એમની નિબંધયાત્રા એક વિશિષ્ટ અર્થમાં જાણે 'જર્ની ઑફ રિટર્ન' છે. આકાશ, પંખી, વૃક્ષ, નદી, સમુદ્ર, પૃથ્વી – બધું મુઠ્ઠીમાં સમાઈ જાય છે ને લેખકની સાથે વાચક એના ઊર્ધ્વ મૂળ સુધી પહોંચી જાય છે –

'આકાશનો અને ઈશ્વરનો સંબંધ Macro-cosmic – મેક્રોકોસ્મિક – પરબ્રહ્મને લગતો અનિર્વચનીય સંબંધ છે. ઈશાવાસ્ય ઉપનિષદના ઋષિ-કવિને તો આ આખું આકાશ ઈશ્વરાચ્છાદિત લાગે

કર્યા ને કદી પણ ઉપવનમાના મદિરે આવ્યો જ નહિ, મા સરસ્વતીના દર્શન કર્યા જ નહિ - એવો કઈક ભાવ તેઓ અભિવ્યક્ત કરે છે -

'ડૉ યશવત ત્રિવેદીના નિબધો વાચતા મારા મનમા, પેલા નાવિક જેવો કઈ ભાવ જન્મ્યો અહોહો ! આ ભાષા, શૈલી, શબ્દો, આ સદર્ભો, વિશ્વસાહિત્યના ઉત્તમ રત્નોની ચમક - આ બધુ દૂર રહી ગયુ ને કલમનુ હલેસુ હલાવ્યા જ કર્યું ?

આ અતિશયતા નથી, ખોટી અલકારિકતા નથી મારા જેવા, સાહિત્ય પદાર્થના પાસાદાર હીરાના તેજથી દૂર રહેલા રસિકની અનુભૂતિ છે આ નિબધો છે ? કે કવિતા ? આ કવિતાઓ છે કે એક વિશિષ્ટ આત્માનો શ્વાસોચ્છ્વાસ છે ? આ જ પ્રાણમય કોષ છે ? પક્તિએ પક્તિએ કાવ્યબિંદુઓ ટપકે છે ને શ્રદ્ધાના પાત્રમા ઝિલાય છે

નાવિકે એક દિવસ જ્યારે પૂજારીના કહેવાથી દર્શન કર્યા હતા ત્યારે એણે પૂજારીને પૂછ્યુ હતુ - 'આ કયા દેવી છે ?'

પૂજારીએ જવાબ આપ્યો -

મા સરસ્વતી છે જ્ઞાનની દેવી, વિદ્યાની દેવી, કલા-સગીત-સાહિત્ય-સસ્કારની દેવી આ જગત જેની કૃપાથી સુદર લાગે છે, ભવ્ય લાગે છે, પવિત્ર લાગે છે - તે સત્યમ્, શિવમ્, સુદરમ્‌ની જ્યા ઉપાસના થાય છે તે આ દેવી છે, ભાઈ !'

લલિત નિબધનુ સ્વરૂપ જ એવુ છે કે એ ક્યારેક ઊર્મિકાવ્ય સાથે તો ક્યારેક આત્મકથા સાથે એકમેક થઈને સુદર શબ્દસૃષ્ટિ અને ભાવસૃષ્ટિનુ નિર્માણ કરે છે સર્જકની મનોવૃત્તિ જેમ ઊર્મિકાવ્યમા ઝિલાય છે તેમ નિબધમા પણ ઝિલાતી હોય છે નિબધકારની મનોવૃત્તિની આસપાસ આખા નિબધનો ઘાટ ઘડાય છે એ ઘાટ પર નિબધકારના વ્યક્તિત્વની છાપ ઊપસી આવે છે ઊર્મિકાવ્યની જેમ ઘનીભૂત થઈને નહિ, પણ વિસ્તૃત રૂપે નિબધમા એના લેખકનુ વ્યક્તિત્વ પ્રગટે છે નિબધમા ઊર્મિકાવ્યનો આવેશ ન હોય પણ શાત વૃત્તિ દેખાય ડૉ યશવત ત્રિવેદીના નિબધો આ પ્રકારના છે કેટલાક નિબધો તો કાવ્યની કોટિએ પહોંચી જાય છે કલ્પનો અને પ્રતીકોને કારણે આસ્વાદ્ય બનતુ એમનુ ગદ્ય આ વિશિષ્ટતાને લીધે સુદર ઊર્મિકાવ્ય સમુ બની જાય છે -

'આજે સમુદ્રમા નિર્વસ્ત્ર પાણીનો ખળભળાટ નિમત્રે છે પરોઢની વેળાને ! વિશ્રબ્ધ પારેવાનો મથર અવાજ નિમત્રે છે મધ્યાહ્નની અલસ વેળાને ! નિમત્રે છે વર્ષાના ધૂસર રગોથી ઉદ્દીપ્ત આ પ્રવાલદ્વીપ સાધ્યવેળાને ! હુ અતીતના કયા સમુદ્રકિનારા તરફ, અનાગતના કયા બદર તરફ ચાલી નીકળ્યો છુ ? કયા કયા નગરોના કયા કયા સ્ટ્રીટલૅમ્પ ભણી ચાલી રહ્યો છુ ? સફરની મજિલ ક્યા છે ? કયો વર્ષાધૂસર રસ્તો લઈ જાય છે સમુદ્રના સ્વપ્ન સુધી ? ને કયો સમુદ્ર લઈ જાય છે કેટકેટલી લાગણીઓના અવિનષ્ટ સબધ લગી ? વર્ષાના ઊંડા જખ્મો કયા વિશ્વાસથી લઈ જાય છે ફૂલોના માર્ગ ભણી ?'

- આ શબ્દો વાચતા તો લાગણી-ભીની આખે વાચક ઘડીભર સ્તબ્ધ થઈ જાય ! -

અને બદીવાન આત્માની મુક્ત થઈ જવાની વાત વાચીને આ સ્તબ્ધતાના ઝરણા વહ્યા કરે - બધનમા તરફડતો આત્મા મુક્તિ ઝખતા નિબધકારની સાથે સાથે જાણે પરમાત્માની શાશ્વતીને પામી લે છે -

• 'એક દિવસ નિર્જનતાએ મને વિખેરી નાખ્યો હતો તેના વિષાદના કટુ સ્વાદથી જીભ તમતમી ઊઠી હતી ! ઉદાસીમા શૂન્યમનસ્ક બેસી રહીને પથ્થરના સ્ટેચ્યૂ જેમ હુ શતાબ્દીઓથી જાણે કોઈ મ્યુઝિયમના પ્રાગણમા બદીવાન હતો ! આ બૉન્ડેજ, આ કેપ્ટિવિટી, આ બધનની ગ્લાનિ કઈ જેવીતેવી વસ્તુ છે ?! કોઈએ લોખડના તારથી હોઠ સીવી લીધા હોય તેવી વદનાની ભાષાનો નિબિડ અનુભવ બૉન્ડેજનો છે ! એટલે તો આત્મા પારેવાની જેમ પાખો વીઝીને મુક્તિ ઝખે છે ! એક નરી આત્મસભાનતાની અવસ્થામા આત્મામા સ્વાતત્ર્યનો અગ્નિ પ્રજ્વલી ઊઠે છે ! આત્મા વિદ્રોહી બની ઊઠે છે ! નિગેશન-નકારની હદ પર આવીને ઊભો રહી જાય છે ! એક જબ્બરજસ્ત ઉત્કઠાથી જેમ નદી પર્વત પર ચઢીને આકાશમા ફેલાઈ જાય તેમ

કર્યાં ને કદી પણ ઉપવનમાંના મંદિરે આવ્યો જ નહિ, મા સરસ્વતીનાં દર્શન કર્યાં જ નહિ - એવો કંઈક ભાવ તેઓ અભિવ્યક્ત કરે છે -

'ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધો વાંચતાં મારા મનમાં, પેલા નાવિક જેવો કંઈ ભાવ જન્મ્યો. અહોહો ! આ ભાષા, શૈલી, શબ્દો, આ સંદર્ભો, વિશ્વસાહિત્યનાં ઉત્તમ રત્નોની ચમક - આ બધું દૂર રહી ગયું ને કલમનું હલેસું હલાવ્યા જ કર્યું ?

આ અતિશયતા નથી, ખોટી અલંકારિકતા નથી. મારા જેવા, સાહિત્ય પદાર્થના પાસાદાર હીરાના તેજથી દૂર રહેલા રસિકની અનુભૂતિ છે. આ નિબંધો છે ? કે કવિતા ? આ કવિતાઓ છે કે એક વિશિષ્ટ આત્માનો શ્વાસોચ્છ્વાસ છે ? આ જ પ્રાણમય કોષ છે ? પંક્તિએ પંક્તિએ કાવ્યબિંદુઓ ટપકે છે ને શ્રદ્ધાના પાત્રમાં ઝિલાય છે.'

નાવિકે એક દિવસ જ્યારે પૂજારીના કહેવાથી દર્શન કર્યાં હતાં ત્યારે એણે પૂજારીને પૂછ્યું હતું - 'આ કયાં દેવી છે ?'

પૂજારીએ જવાબ આપ્યો -

'મા સરસ્વતી છે. જ્ઞાનની દેવી, વિદ્યાની દેવી, કલા-સંગીત-સાહિત્ય-સંસ્કારની દેવી. આ જગત જેની કૃપાથી સુંદર લાગે છે, ભવ્ય લાગે છે, પવિત્ર લાગે છે - તે સત્યમ્, શિવમ્, સુંદરમ્‌ની જ્યાં ઉપાસના થાય છે તે આ દેવી છે, ભાઈ !'

લલિત નિબંધનું સ્વરૂપ જ એવું છે કે એ ક્યારેક ઊર્મિકાવ્ય સાથે તો ક્યારેક આત્મકથા સાથે એકમેક થઈને સુંદર શબ્દસૃષ્ટિ અને ભાવસૃષ્ટિનું નિર્માણ કરે છે. સર્જકની મનોવૃત્તિ જેમ ઊર્મિકાવ્યમાં ઝિલાય છે તેમ નિબંધમાં પણ ઝિલાતી હોય છે. નિબંધકારની મનોવૃત્તિની આસપાસ આખા નિબંધનો ઘાટ ઘડાય છે. એ ઘાટ પર નિબંધકારના વ્યક્તિત્વની છાપ ઊપસી આવે છે. ઊર્મિકાવ્યની જેમ ઘનીભૂત થઈને નહિ, પણ વિસ્તૃત રૂપે નિબંધમાં એના લેખકનું વ્યક્તિત્વ પ્રગટે છે. નિબંધમાં ઊર્મિકાવ્યનો આવેશ ન હોય પણ શાંત વૃત્તિ દેખાય. ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધો આ પ્રકારના છે. કેટલાક નિબંધો તો કાવ્યની કોટિએ પહોંચી જાય છે. કલ્પનો અને પ્રતીકોને કારણે આસ્વાદ્ય બનતું એમનું ગદ્ય આ વિશિષ્ટતાને લીધે સુંદર ઊર્મિકાવ્ય સમું બની જાય છે :-

'આજે સમુદ્રમાં નિર્વસ્ત્ર પાણીનો ખળભળાટ નિમંત્રે છે પરોઢની વેળાને ! વિશ્રબ્ધ પારેવાંનો મંથર અવાજ નિમંત્રે છે મધ્યાહ્નની અલસ વેળાને ! નિમંત્રે છે વર્ષાના ધૂસર રંગોથી ઉદ્દીપ્ત આ પ્રવાલદ્વીપ સાંધ્યવેળાને ! હું અતીતના કયા સમુદ્રકિનારા તરફ, અનાગતના કયા બંદર તરફ ચાલી નીકળ્યો છું ? કયાં કયાં નગરોના કયા કયા સ્ટ્રીટલૅમ્પ ભણી ચાલી રહ્યો છું ? સફરની મંજિલ ક્યાં છે ? કયો વર્ષાધૂસર રસ્તો લઈ જાય છે સમુદ્રના સ્વપ્ન સુધી ? ને કયો સમુદ્ર લઈ જાય છે કેટકેટલી લાગણીઓના અવિનષ્ટ સંબંધ લગી ? વર્ષાના ઊંડા જખ્મો કયા વિશ્વાસથી લઈ જાય છે ફૂલોના માર્ગ ભણી ?'

- આ શબ્દો વાંચતાં તો લાગણી-ભીની આંખે વાચક ઘડીભર સ્તબ્ધ થઈ જાય ! -

અને બંદીવાન આત્માની મુક્ત થઈ જવાની વાત વાંચીને આ સ્તબ્ધતાનાં ઝરણાં વહ્યા કરે - બંધનમાં તરફડતો આત્મા મુક્તિ ઝંખતાં નિબંધકારની સાથે સાથે જાણે પરમાત્માની શાશ્વતીને પામી લે છે -

- 'એક દિવસ નિર્જનતાએ મને વિખેરી નાખ્યો હતો તેના વિષાદના કટુ સ્વાદથી જીભ તમતમી ઊઠી હતી ! ઉદાસીમાં શૂન્યમનસ્ક બેસી રહીને પથ્થરના સ્ટેચ્યૂ જેમ હું શતાબ્દીઓથી જાણે કોઈ મ્યુઝિયમના પ્રાંગણમાં બંદીવાન હતો ! આ બૉન્ડેજ, આ કેપ્ટિવિટી, આ બંધનની ગ્લાનિ કંઈ જેવીતેવી વસ્તુ છે ?! કોઈએ લોખંડના તારથી હોઠ સીવી લીધા હોય તેવી વેદનાની ભાષાનો નિબિડ અનુભવ બૉન્ડેજનો છે ! ...એટલે તો આત્મા પારેવાની જેમ પાંખો વીંઝીને મુક્તિ ઝંખે છે ! એક નરી આત્મસભાનતાની અવસ્થામાં આત્મામાં સ્વાતંત્ર્યનો અગ્નિ પ્રજ્વલી ઊઠે છે ! આત્મા વિદ્રોહી બની ઊઠે છે ! નિગેશન-નકારની હદ પર આવીને ઊભો રહી જાય છે ! એક જબ્બરજસ્ત ઉત્કંઠાથી જેમ નદી પર્વત પર ચઢીને આકાશમાં ફેલાઈ જાય તેમ

આત્મા મુક્તિ માટે ધસમસીને ફેલાવા માંડે છે ! આવો ઉત્કૃષ્ટ આત્મા કેટલીયે પછડાટો પછી સ્વાતંત્ર્ય અને પવિત્રતાનાં સૌંદર્યને પામે છે ! આ જબ્બર પછડાટ પછી એક વિશ્વનો જન્મ થાય છે ને પછી પરમાત્મા પણ પુનર્જન્મ ધારણ કરે છે ! એવી શાશ્વત ક્ષણમાં માણસ મુક્તિની અર્થપૂર્ણતાને પામે છે !...એટલે તો હું પુનઃ પુનઃ તારા ભણી વહી આવું છું. મારી પીડાઓના મોરને એટલે તો હું વેદનાના પ્હોરે છુટ્ટા મૂકી દઉં છું. આજ સુધી વેદનાને જીવનસંગાથિની માની હતી, તેને પંખિણી જેમ સ્પર્શ્યા કરી હતી; તેને રત્ન માનીને મુઠ્ઠીમાં ગ્રહી રાખી હતી...તેને પણ આજ છુટ્ટી મૂકી દઉં છું ! આ મકાનને, આ સમયને, જે આજ સુધી ગ્રહી રાખ્યાં હતાં, આજે છોડી દઉં છું ! આઈ ડુ નૉટ હોપ ટુ રિટર્ન અગેન ! ફરી આ બિંદુ પર પાછા ફરવું નથી ! ઓન અ જર્ની ઑફ નો રિટર્ન - હવે અહીં ફરી પાછા આવવું નથી !'

ઉપરનું અવતરણ જેમાંથી લીધું છે એ નિબંધને સર્વશ્રેષ્ઠ કહી દેવા મન અધીર થઈ ઊઠે એટલી હદે એ નિબંધ છે. ભાવ, ભાષા, શબ્દો, અનુભૂતિ અને સ્વરૂપ - રત્ન જાણે હૃદયમાં જડાઈને પરમાત્માનો પ્રકાશ પાથરી દે છે ! नष्टो मोहः स्मृतिर्लब्धानी પ્રતીતિ કરાવી આપે છે એ. વળી પાછું આ નિબંધનું અવતરણ મૂકું ? -

'આજે મને મારી જાતિના સગડ મળ્યા છે ! આજ સુધી મને કોઈ નામ નહોતું...આજે મને નામ મળ્યું છે ! શતાબ્દીઓની ઉદાસીમાં હું ભટકતો હતો...આજે તેં મને પ્રથમ વાર સ્મૃતિઓ આપીને લૉન પરના હરિત તૃણોને સ્પર્શ કર્યો છે !' ('આજ બધું મુક્ત થઈ જવા ઝંખે છે...!' - આવું કે દક્ષિણના પવનમાં ?)

પૃથ્વી, આકાશ, માનવ-ભાવોનું વૈવિધ્ય અને અપરિચિતા જીવનસુંદરીનો વિવિધ સ્વરૂપે થતો પરિચય ડૉ. યશવંત ત્રિવેદીના પ્રિય નિબંધ-વિષયો છે. વૃક્ષો, પંખી, ઋતુઓ - આ બધું જ ક્યારેક ગહન ચિંતનનું પ્રતીક બની જાય છે એમના નિબંધોમાં. ઊર્મિનો આવેગ અને તટસ્થ, ઠરેલ જીવનદૃષ્ટિ સમરસ થઈ ભાષાના વણથંભ્યા પ્રવાહમાં ખળખળ વહ્યે જાય છે એમના ગદ્યમાં, અને શબ્દાર્થૌ સહિતૌનું કાવ્યત્વ સર્જી દે છે. આકાશની યે પાર નીકળી જતી કલ્પના એમના લલિત નિબંધોને ભાવવાહી બનાવે છે. વિચારોમાં રસાઈ જતી કલ્પનાને કારણે નિબંધનું સમગ્ર સ્વરૂપ આકર્ષક બને છે. આ કોઈ અભ્યાસી વિદ્વાનના નિબંધો છે. નિબંધ લખવા માટે ખાસ અભ્યાસ કરીને કે માહિતી એકઠી કરીને પ્રયત્નપૂર્વક લખાયેલા નિબંધ આ નથી એ હકીકત નિબંધો વાંચતાં સ્પષ્ટ થઈ જાય છે. નિબંધકારને વિષય કોઈ સ્થૂળ સીમાનાં બંધન નડતાં નથી. ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધો એમના વ્યક્તિત્વનાં અનેક લક્ષણોને દર્શાવી દે છે. તેમનું જ્ઞાન, જીવનદૃષ્ટિ, સૌંદર્યદૃષ્ટિ, ભાષાસમૃદ્ધિ, કવિત્વ-સઘળું એકઠું મળી સમર્થ નિબંધોનું સર્જન કરે છે. નિબંધનું સાહિત્યસ્વરૂપ વિવિધતામાં નિબંધકારને પ્રગટ કરે જ છે. 'નિબંધનું રસબિંદુ વિષય નહિ પણ લેખક પોતે હોય છે. નિબંધરચનામાં ઉદ્દીપન ગમે તે હોય, આલંબન હંમેશાં લેખક પોતે હોય છે. નિબંધકાર પોતાની વિવિધ ભાવપરિસ્થિતિઓને, ગમે તે ઉદ્દીપનને નિમિત્ત બનાવી આલેખતો હોય છે.' (ઉમાશંકર જોષી). ડૉ. યશવંત ત્રિવેદીના લલિત નિબંધો ભાવમયતાની દૃષ્ટિએ આસ્વાદ્ય બન્યા છે. તેમાંનું ઊર્મિ-સ્પંદન એ જ ધબકારની અનુભૂતિ વાચકને કરાવે છે. ઉપનિષદની વાણીની જેમ આ નિબંધો જ્ઞાનનો મધુર આસ્વાદ કરાવે છે.

પૃથ્વીથી અંતરિક્ષ સુધીની એમની નિબંધયાત્રા એક વિશિષ્ટ અર્થમાં જાણે 'જર્ની ઑફ રિટર્ન' છે. આકાશ, પંખી, વૃક્ષ, નદી, સમુદ્ર, પૃથ્વી - બધું મુઠ્ઠીમાં સમાઈ જાય છે ને લેખકની સાથે વાચક એના ઊર્ધ્વ મૂળ સુધી પહોંચી જાય છે -

'આકાશનો અને ઈશ્વરનો સંબંધ Macro-cosmic - મેક્રોકોસ્મિક - પરબ્રહ્મને લગતો અનિર્વચનીય સંબંધ છે. ઈશાવાસ્ય ઉપનિષદના ઋષિ-કવિને તો આ આખું આકાશ ઈશ્વરાચ્છાદિત લાગે

છે. અખિલ વિશ્વ પરમાત્માનો આવાસ છે એ વિચાર જ કેટલો વિસ્મયપૂર્ણ છે !' (આકાશનું દર્પણ)

બારી ખોલીને આકાશને હથેળીમાં પકડી લીધું હોય, ત્યારે પુષ્પ, પંખી, તારા, ચંદ્ર, સૂર્ય - બધું જ સન્મુખે આવી જાય છે એવી સ્વ-અનુભૂતિ આપણને પણ કરાવી દેતાં નિબંધકાર કહે છે -

'આકાશની વાસ્તવિકતા સાવ નિરાળી છે ! પંખીના ટહુકાની ભાષા કે તારાઓની મર્મરની ભાષા સમજાય તો જ આકાશનું હૃદય સમજાય !...પૃથ્વી પર આનંદની છોળ થઈને જીવીએ તો શાશ્વતીના ગુંબજ પર એની પ્રતિ-છોળ ઊઠશે. શિશુની જેમ કૂદકો મારીને મૃત્યુની દીવાલને ઓળંગી જઈએ તો આપણે નિર્બંધ આકાશની અનવદ્ય કવિતાને પામી શકીએ.' (આકાશનું દર્પણ)

એ જ જીવનનું શાશ્વત કાવ્ય છે એમ તેઓ કહે છે. એ જ કવિની પુષ્પલિપિ છે. નિબંધ-લેખકના ક્ષુદ્ર અને તુચ્છ એવા અહમ્‌ની અભિવ્યક્તિ નિબંધને નીરસ બનાવી દે. ડૉ. ત્રિવેદીને સ્વની સાથે સર્વને સાંકળી લઈને ચાલવાની ફાવટ છે એની પ્રતીતિ થયા વિના રહેતી નથી, જ્યારે પોતાની વાત કરતાં કરતાં કહી દે છે -

'આજે હું પંખીના ટૌકા જેમ સર્વ પદાર્થોમાં એકરૂપ થઈ જાઉં છું ! આ મકાનો, એની બારીઓ, વૃક્ષોની વીથિઓ, સમુદ્ર - સર્વ સાથે એકાકાર થઈ જાઉં છું...આ સર્વનો આજે અર્થ છે ! દરિયાકિનારે ફરવા આવેલા સહસ્ર લોકોના સ્મિતમાં એ (જીવનનું રહસ્ય) પ્રેમની છોળની જેમ ઊછળે છે !' (પવન અને પ્રકાશ - જીવનનું શાશ્વત કાવ્ય)

Never to be yourself and yet always - નિબંધકારની સમક્ષ હંમેશાં પ્રશ્ન એ હોય છે. જો નિબંધકાર વ્યક્તિ તરીકે સભર હોય તો જ તેને સાચા અર્થમાં નિબંધ લખતાં આવડે. જો એ માત્ર પોકળ અને ઉપરછલ્લું લખતો હોય અને એનો નિબંધ અનુભવ-સમૃદ્ધ ન હોય તો તે આકર્ષી ન શકે; પણ અહીં એવો ભાવ નથી થતો. આકાશની ઊર્મિશીલતા, એની રહસ્યપૂર્ણતા અને લીલામયતાનું સંક્રમણ ભાવકમાં અત્યંત સહજતાથી કરાવતા નિબંધકાર અસીમને પોતાની સાથે સાથે આપણા હૃદયમાં પણ આમંત્રી દે છે એની અનુભૂતિ કરીએ ?-

'આજે જાણે મારામાં આકાશ વિસ્તરી રહ્યું છે. જેમ જેમ હું છોડતો જાઉં છું - એ અસીમ મારામાં વધુ ને વધુ વિસ્તરતો જાય છે ! આજે જાણે વૉકળાએ એનો ઉચ્ચાર બદલી નાખ્યો છે ! આજે જાણે બોડાવૃક્ષની ભીતર ટગલી ડાળ લગી પાણીની છોળ ઊઠી રહી છે ! કદાચ પંખીઓ ટ્વિટર્ બિટર્ કરતાં આવી રહ્યાં લાગે છે ! (પવન અને પ્રકાશ - જીવનનું શાશ્વતકાવ્ય)

'પંખીઓ સંતો જેમ અંતહીન પ્રેમથી બોલ્યા કરે છે', 'પંખીઓ તો સીમાહીન સ્વાતંત્ર્ય છે', 'પંખીઓના મધુર ચહકાટને અને સંગીતને ગાઢ સંબંધ છે !', 'પાલખીમાં જિંદગીને બેસાડીને ચારેકોર ઊડતાં પંખીઓ કલશોર મચાવી રહ્યાં છે', 'આત્મા પારેવાની જેમ પાંખો વીંઝીને મુક્તિ ઝંખે છે !', 'વૂડચક હોય કે બ્લૂબર્ડ હોય, ગાતી ચકલી હોય કે લાલ પંખાળું બુલબુલ હોય - વાહ ! હિમની શ્વેત ધૂસરતા અને નીલશ્યામ વનશ્રીમાં આ પંખીઓ તો ગજબની રંગત હોય છે !' - ચકલાં, પારેવાં, પોપટ-મૈના, કાબર-કુંજ, તેતર, મોર-બપૈયા, કોયલ, બુલબુલ, સારસ, સી-ગલ્સ - સાગર-પંખી - 'પંખીઓ આકાશને સૂંઘીને એના ઉત્કટ અનુનયને પામી જાય છે. એટલે તો આકાશ પંખીઓનાં ઉડ્ડયનોને પોતાના વક્ષસ્થલ પર ત્રોફાવેલાં ત્રાજવાં જેમ સંગોપી રાખે છે.' પંખીઓની સંત-ભાષા પ્રેમ અને મુક્તિનો અમર સંદેશો માનવજાતને આપે છે એવું કંઈક હળવેકથી કહી દેતા આ નિબંધો આત્માની અમૃત કલાનું નિરૂપણ કરે છે.

તો, ચિંતન ડૉ. ત્રિવેદીના નિબંધોમાં પ્રકૃતિની સાથે એક દોરે ગૂંથાઈને પ્રગટ થયું છે એની પ્રતીતિ વારંવાર થયા જ કરે છે. બર્ચ, પાઇન કે પ્લાતાન-ઑલિવનાં વૃક્ષો, એપલ, ઑરેન્જ, પાઇનેપલ, સ્ટ્રોબેરીનાં વૃક્ષ-છોડો, દ્રાક્ષના મંડપો, વટ-પિપ્પલ, યૂથિકા-માલતી, સર્જ-મંદાર, પ્રિયંગુ-પારિજાત, નીપ,

શિલીન્ધ્રાસ, જાંભૂલ અને લોધ્ર પુષ્પોનો મંડપ, આઇરિસ, અજેલિયા, એર્પિલોબિયમ, સાઇલિન ઇન્કલાન્ટા, ડેફડિલ્સ કે પીઓનીનાં પુષ્પો, અરવિંદ, અશોક, આમ્ર, નવમલ્લિકા, નીલોત્પલ – વૃક્ષો અને પુષ્પો માનવજાતિનું સદ્‌ભાગ્ય છે. એ સૌ આપણાં ચિરપરિચિત સ્વજનો છે. જ્યાં ક્યાંય પણ નિબંધકાર ચિંતનરસિત વર્ણને ચઢી ગયા છે ત્યાં એમની ભાષાએ સોળે અલંકારો સજ્યા છે. વસંતપંચમીએ વહેલી પરોઢે પ્રભુ પધાર્યાના સમાચાર વૃક્ષે વહેતા કર્યા છે એમ કહીને તરત જ તેઓ જીવનનાં રહસ્યોને ઉકેલવાની ચાવી હાથમાં આપી દે છે –

'આખું જીવન પ્રેમનો પ્રથમ દિવસ જ ન બની જાય ? વસંત તો પરમાત્મા સાથેની અનંત પ્રેમ-મુલાકાતો (ઇટર્નલ ડેટિંગ) છે. એક વાર ફૂલોની ભાષા આવડી જાય તો તો ન્યાલ થઈ જવાય ! પુષ્પો તો પ્રભુનાં પગલાં છે. એકવાર પુષ્પોની લિપિ આવડી જાય તો વનનાં, પર્વતનાં, સમુદ્રનાં, આકાશનાં સર્વ રહસ્યો ઊકલવા માંડે. પુષ્પોની કેડીએ ચાલવા માંડીએ એટલે પ્રભુના વાવડ મળવા માંડે; પ્રભુ હાથવા ઢૂંકડો થવા માંડે.'

'સભર ભરાઈ રહ્યો છે નાથ, હીંડતાં લાગે હરિને હાથ' – એ નરસિંહની અનુભૂતિ કરાવતી આપણા નિબંધકારની નિર્દોષતા અને પરમ સૌંદર્યને ઝંખતી નજર નિબંધમાં અનુપમ કાવ્ય-વિશ્વ સર્જી દે છે ! કવિ-નિબંધકારની આ અધ્યાત્મ-સાધના છે.

'દિવ્ય જીવન અને પ્રભુપ્રેમ ડૉ. યશવંતનો સ્થિરધ્રુવ ભાવ બની રહ્યો છે ! એટલે તેનું અનુપમ આલેખન એમના ગદ્યને પરમાત્માની કીર્તિનો મુગટ પહેરાવી દે છે !...આપણે આ પુસ્તકના (આવું કે દક્ષિણના પવનમાં ?) નિબંધો વાંચતા, શબ્દો દ્વારા વૃક્ષને, પાંદડાંઓને, ઝરણાંઓને, ધુમ્મસને, પ્રકાશનાં કિરણોને સ્પર્શવા જઈએ છીએ ત્યારે આપણી જાણબહાર જ આપણે જાણે પરમતત્ત્વરૂપ આકાશને અડી જઈએ છીએ. શબ્દ પણ સાધના છે. કવિ – સાચા કવિ માત્ર સંત છે.' (શ્રી ચંદુલાલ સેલારકા)

આ જ રસ્તે મનુષ્યે ચાલવા જેવું છે એવો ગૂઢ સંકેત મળી જાય છે – 'ધ વે ધેટ લીડ્ઝ ટુ ધી ઇટર્નલ.' નદીને સૂર્યના રસ્તાઓ તરફ વહી જવું છે. એટલે તો એમ લાગે છે કે ક્યારેક જીવન-નદી ક્યાંય પહોંચતી નથી ! એ સ્તબ્ધ કે શૂન્યમનસ્ક થઈ જાય છે ! પણ પંચમહાભૂતો અસંજ્ઞેય થોડાં જ છે ? સ્વર્ગ લગી ઊછળતાં અદ્‌ભુત જલરૂપો સ્વપ્નની જેમ કે ચિત્રની જેમ નેત્રોમાં રમ્યા કરે ત્યારે પૂર્વજન્મની સ્મૃતિનો વિસ્મય નિબંધકાર અનુભવી રહે છે. નર્મદા, તાપી, ગંગા, યમુના, રહાઇન, રોન અને સૌથી પ્રિય તો મહુવાની માલણનાં ધૂસર પાણી, સરોવરો તેમજ અરબી, પેસિફિક, ભૂમધ્ય, કેસ્પીઅન સમુદ્રનાં પાણી અને નાયગરા જેવા ધોધ અને ફુવારા – દિંગ રહી જવાય એવાં જલનાં વિવિધ રૂપોને વર્ણવતા ડૉ. યશવંત ત્રિવેદી કાકાસાહેબની સાવ નજીક બેસી જાય છે –

'પણ ભાઈ, આપણી તિસ્તા અને વિયેનાની જલરંગી ડાન્યૂબેને જુઓ. બન્ને બહેનોને મળતા હો એવા વિસ્મયથી જોઈ રહો ! એક પૂર્વા અને બીજી પશ્ચિમા !' (સ્વર્ગ લગી ઊછળતાં જલરૂપો)

સમુદ્રની સાથે પૂર્ણ ચૈતન્યને અનુભવતાં તેમણે લખ્યું છે –

'આ સમુદ્ર મારા સમગ્ર અસ્તિત્વમાં એવો ભળી ગયો છે કે મારા રક્તમાં એ મોજાંની જેમ છોળછોળ ઊછળે છે !'

પૃથ્વીથી પરબ્રહ્મ સુધી સૌ પ્રેમ અને બંધુભાવની શોધમાં છે. પ્રેમ અગ્નિની જ્વાળાઓમાં વધુ સુંદર લાગે છે; વિરહ અને વેદનાથી અભિશપ્ત પૃથ્વી અને સમુદ્રનું સૌંદર્ય અનુપમ છે. એની વેદનાનાં રત્નોની સુંદર માળા ગૂંથી લઈ જલપરીને પહેરાવી દઈએ તો ! આત્માના જલમાં છલબલ કરતાં ઊડતાં રહેતાં દરિયાઈ પંખી પરમાત્માનું પવિત્ર કલ્પન છે અને આ દરિયાનાં મોજાંની વાછંટ ઉદાસીને ધીરેધીરે લૂછી નાખે છે ત્યારે પંખી પૃથ્વીથી આકાશ સુધીનો અનંત પ્રેમપત્ર લખી નાખે છે ! ત્રિભુવન-મનમોહિની પૃથ્વીનું રહસ્ય શોધવા જતાં એની દશે દિશા, નદી, સમુદ્રો, પર્વતો, એની ઋતુઓ પરબ્રહ્મના અનંત

પ્રકાશના રહસ્યને છતું કરી દે છે ત્યારે અત્યંત સહજતાથી તેમણે કહી દીધું છે –

'યુગોથી તું જ મારામાં અદશ્ય રીતે નથી સર્જાતી રહી, હે પૃથિવી ?'

મનુષ્યમાં વિવિધ ભાવોની રંગ-ઝાંય આ પાર્થિવ જીવનને સર્જી દીધી છે, એ હકીકત છે. ડૉ. ત્રિવેદી માનવ-ભાવોનું આલેખન નિબંધમાં ચિંતનના સ્તરે કરે છે ત્યારે ભાવ સાથે ભાષાનું અનવદ્ય રૂપ દેખાય છે. એમનું ભાષાકર્મ અત્યંત રમણીય છે. માનવ-સંવેદનાનું સુંદર ચિત્ર આપવા તેમણે જે વિશિષ્ટ શૈલી આપી તે અભૂતપૂર્વ છે. એમના નિબંધોમાં ચૈત્ર-વૈશાખ-અષાઢ, ગ્રીષ્મ-વર્ષા-પાનખર-વસંત-શિશિર આ બધું મૌન, આશા, વેદના, એકલતા, પ્રેમના પ્રતીક-કલ્પનો રૂપે રચાય છે. વેદના અને પાનખરના અર્થ જ અહીં બદલાઈ જાય છે.

'માણસ પરમાત્માની પસંદગી કરીને જીવનને અર્થપૂર્ણ કરી શકે છે... આ પાનખરનું ગીત જ અનાગત વસંતનું સ્વાગત નથી ? વેદનાનું રહસ્ય પણ સમજવા જેવું છે. વેદનાની સીમા પર ઊભા રહીને ક્યારેક દૂરાતિદૂર જોવાથી શું વેદનાને અને આનંદને એકસાથે નથી જોતાં ? એ જ રીતે આપણે પાનખરને અને વસંતને એકસાથે સ્પંદિત થતાં નથી સાંભળતાં ?...દુ:ખની ભીતર તો ભગવદ્-માર્ગ છે ! પરમાત્મા પાસે પહોંચવાનો માર્ગ તો નિબિડ વેદનાનો રાજમાર્ગ છે !...વેદનાના સ્વીકારમાંથી પ્રેમ આવે છે. માત્ર પ્રેમ દ્વારા જ બીજાઓની વેદનાને સમજી શકાય છે.' (વેદનાની ડાળ ઉપર બેઠો ને ગિયો આખી વસંતને આળોઅી)

અને એકલતા પણ પરમાત્માના પ્રેમનું અમર કાવ્ય છે. આપણા આ છિન્ન જગતની એકલતાને પરમાત્માની શાશ્વત એકલતા સાથે જોડી દેવાની મથામણની ક્ષણ નિબંધકારને સાંપડી છે. એ શાશ્વતી ક્ષીણને ઝીલવા, પરમાત્મા સાથે ભાષાવિહીન સંગોષ્ઠિ રચવા તો પ્રાર્થના અને મૌનનાં માધ્યમો મળ્યાં છે. મૌનના સમુદ્રની ભીતર રત્નો સમા પ્રાર્થનાના શબ્દો મળ્યા છે. અને મૌનના ધુમ્મસમાં તો કેટલાંય રહસ્યો છુપાયેલાં છે. ધુમ્મસની અર્ધપારદર્શકતાનું તેમને આકર્ષણ છે.

'ક્યારેક એમ નથી લાગતું કે વેદના જેમ પ્રેમ પણ ધુમ્મસમાં વધુ ઘટ્ટ બને છે ?!' (તારા દર્પણને ધુમ્મસ સિવાય કોઈ ગ્લાસ નથી...!)

'પ્રેમ અને વિરહ પણ જાણે નિસર્ગની સન્નિધિમાં કોળી ઊઠે છે ! એટલે તો ઋતુઓ, પુષ્પો અને પ્રેમ સમાંતરે સ્પંદિત થયા કરે છે !' (પંખીઓ તો સીમાહીન સ્વાતંત્ર્ય છે...!)

ચૈત્ર, વૈશાખ, અષાઢ-વૃક્ષો, ફૂલો, પંખીઓ, મોર જીવનમાં પ્રાણ પૂરે છે, નહિ તો આ જીવન કેવું અકારું હોત ! જીવનનો આખો સંદર્ભ કેવો વિષાદમય હોત ! એટલે જ ગ્રીષ્મસુંદરી પાસે ભરી ભરી કેસૂડાંની ડાળ માગવી છે ને ?

'કેટલી બધી વસંતના સંચિત ઉલ્લાસમાંથી ગ્રીષ્મની પરિપકવતા આવે છે ! કેટલાં બધાં પુષ્પોની ગંધને ઘૂંટીને ગ્રીષ્મની વિશ્રબ્ધતા બેઠેલી હોય છે !' (ગ્રીષ્મ સુંદરીનો અનુનય)

ડૉ. યશવંત ત્રિવેદીનાં પ્રકૃતિવર્ણનો આપણા સાહિત્યમાં જુદાં જ તરી આવે છે. એની સેન્દ્રિયતા વિલક્ષણ છે. તેઓ ક્યારેક આપણને ફૂલ ખર્યાનો અવાજ સંભળાવે છે, તો ક્યારેક સૌરભનું દશ્ય રૂપ પ્રગટ કરી દે છે ! પ્રકૃતિનું શ્રુતિરૂપ ઝીલીએ ન ઝીલીએ ત્યાં ઘ્રાણેન્દ્રિયને સૌરભનો સ્પર્શ કરાવી દે છે !

નગાધિરાજનાં વર્ણનો કરતા કાકાસાહેબ પલાંઠી વાળીને ત્યાં જ બેસી જઈ એનાં શબ્દચિત્રો-પ્રેમચિત્રો આપે છે; *જ્યારે આ નિબંધકાર સર્વ સમયોની પાર* પહોંચી જાય છે હિમાલયને વર્ણવતાં !

'પાનખરમાં હિમાલયનો ગૌર-ધૂસર ચહેરો જોયો છે ? ક્યારેય કૈલાસનું હિમાચ્છાદિત શુભ્ર શિખર જોયું છે ? કયારેય તમે ડાર્કેનની પ્રભાતે કૈલાસની જલરંગી શોભા નિહાળી છે ? તમે એના નીલ-શ્યામ-પિસ્તા રંગના ઉત્તર ચહેરાને યોગસમાધિમાં જોયો છે ? એના શ્વેત સુવર્ણ દક્ષિણ ચહેરાને ચળકતો જોયો છે શાશ્વતીમાં ? કૈલાસ પર બેઠેલાં વાદળોનો

એક અપૂર્વ અવાજ તમે સાંભળ્યો છે ? અરે કૈલાસ પર્વતના અરીસામાં મુખ જોતી અપ્સરાઓને નિહાળી છે ? લાસ વેગાસ સમી અલકાપુરીની યક્ષકન્યાઓના નુપૂરના ઝંકાર તમે સાંભળ્યા છે બ્રહ્મકમલોની જેમ ઊઘડતાં શિખરો ઉપર...? ને બરફના શ્વેત પહાડો વચ્ચે જડેલા નીલમણિ સમા માનસરોવર પર ફરવા નીકળેલાં શિવ-પાર્વતીનાં દર્શન કર્યાં છે ? સર્વ સમયોની પાર... ઊગમના પરોઢની અનંત શાશ્વતીમાં ? ને ગૌમુખ પરથી શિવજીની જટામાંથી આશીર્વાદના વસ્ત્ર સમી લહેરાતી ગંગાને ઝીલી છે તમારી હથેળીઓમાં ?' (પાનખરનું અનવદ્ય ગીત)

કોઈ પણ ઋતુમાં વસુંધરા તો એવી જ મૃણ્મયી છે. નિરુદ્દેશ જીવનયાત્રાનો પ્રારંભ થઈ જાય છે ત્યારે પૃથ્વી બંધુભાવથી છલકાઈ ઊઠે છે. પછી ભલે ને તમે શહેરની કારમી ભીડ વચ્ચે ઊભા હો ! પોતાના અને પરમાત્માના અમૃતમય અસ્તિત્વને પામતાં તમને કોઈ રોકી શકે તેમ નથી. માત્ર એક વાર એની સન્મુખે ઊભા રહેવાની અભીપ્સા જાગી જવી જોઈએ. ભીડ વચ્ચેય 'એકાંતમાં પોતાને મળવું એ જિંદગીનો સૌથી મોટો આનંદોત્સવ છે !' – કાન્તાસમ્મિત ઉપદેશ આપતાં ક્યારેક નિબંધકાર આપણી અત્યંત નિકટ આવી જાય છે –

'વનની નારંગી બારી કે આકાશની બિલોરી બારીને ખોલી નાખો. આરામખુરશીમાં કે પથારીમાં પડ્યા પડ્યા તમારી સન્મુખ ઊઘડતા આવતા વિશ્વને પૂરું ઊઘડવા દો. એને ધીરે ધીરે આત્મીયતાથી ઓળખતા જાઓ. તમારા મૃદુ સ્પર્શે એને તમારી ભીતર લેતા જાઓ. અહીં થાક અને પીડાથી મુક્ત એવી તમારી જાતને પણ તમે પહેલી વાર મળશો.' (આ ભીડ વચ્ચેય માર્ગ છે –)

અને તમને મળવા એ અનાગતા આવી જાય છે. એ અપરિચિતા જીવનસુંદરી હવે વિદેશિની રહેતી નથી. એ શ્યામકેશા વિશ્વમોહિની જન્મજન્માંતરોની તૃષા શમાવી દે છે.

'હે વિશ્વમોહિની ! ક્યારેક તું મને વિષકન્યાની જેમ ધીરે ધીરે વિષાદની પ્યાલીઓ પિવડાવ્યા કરે છે ! અને તું એમ પણ ઝંખ્યા કરે છે કે હું હસ્યા કરું ધૂસર જાંબળી અંધકારમાં ! ...હવે વરસતા વરસાદનાં ટીપાંને ઝીલવા સ્ટ્રીટલૅમ્પ જેમ હું હાથ લંબાવું છું – પ્રેમની, તૃષાની, વિષાદની લાગણીઓની અસ્પષ્ટ છાયા ઝાંખા દીવા ઉપર ધૂસર ધૂસર વરસ્યા કરે છે – એને ગ્લાસમાં ટીપે ટીપે ભરવા મથું છું ! – ને એ જ ક્ષણે તું નિર્દયતાથી પિવડાવવાનું બંધ કરી દે છે શેષ પ્રહરોમાં; ને જોયા કરે છે પ્રવાહીની જેમ ઊંચે ચઢતી પીળી તૃષાને મારા ખાલી ગ્લાસમાં...કદાચ આ તૃષા જ સ્વયં પ્રાંજલ વર્ષાજલની નહિ બનેલી હોય ?...કદાચ હું એટલે જ વિહ્વલતાથી તને અને પરમાત્માને નહિ ઝંખતો હોઉં ?...અને તું આશિષ સમા તારા હાથ લંબાવી હૃદયના પ્રેમને પેલી ચિરંતન તૃષાની પ્યાલીમાં નહિ રેડ્યે જતી હો ? કદાચ એટલે જ મારા ઓષ્ઠ પર તારો તૃષિત-સ્પર્શ નહિ હોય જન્મજન્માંતરોથી, હે વિશ્વમોહિની ?' (તું મને મધુર તૃષા જ નહિ પાતી હોય ?)

આ શૈલી અને આવું નિરૂપણ-કૌશલ્ય ડૉ. યશવંત ત્રિવેદીને આપણા આંગળીને વેઢે ગણાય એવા ગદ્યસ્વામીઓની હરોળમાં ચિરંતન સ્થાન અપાવી દે છે. એમની વિચાર-પરિપૂર્ણતા વાચક માટે વિચારપ્રેરક બને છે. એમનાં વર્ણનો અને એમની અધ્યાત્મ-વૃત્તિ સ્પર્શી જાય છે આપણા સમગ્ર અસ્તિત્વને. વિશિષ્ટ પ્રકારનું ચિંતન અને શૈલીનું સામર્થ્ય એ બન્ને નિબંધનાં આવશ્યક તત્ત્વો ગણાય.

ત્યારે, જ્યારે કાકાસાહેબની નિબંધસૃષ્ટિ સર્જાઈ ગઈ હતી અને અન્ય કેટલાક પ્રતિભાશાળી નિબંધકારોના નિબંધોમાં સર્જનાત્મક પ્રવાહ વહી રહેલો જણાતો હતો ત્યારે, એક પ્રશ્ન ઊઠ્યો હતો – આપણા નિબંધની આવતીકાલ કેવી હશે ? – જો કાકાસાહેબની રીતિ આપણા લેખકો અપનાવે તો નિબંધની પ્રવૃત્તિ ખીલવાનો સંભવ ખરો એવો એ વખતે વિદ્વાનોનો મત હતો. શ્રી સુંદરમે કાકાસાહેબ વિષે કહ્યું હતું – 'કાકાની કલમમાંથી પહેલી વાર સાચેસાચા કલ્પનાપ્રાણિત નિબંધનું સર્જન થાય છે. નિબંધ શબ્દને તેના ઉત્તમ અને લાક્ષણિક અર્થમાં કાકાની રચનાઓને જ લાગુ પાડી શકાય છે.' (ગુજરાતી સાહિત્યમાં નિબંધ)

આજનો વિવેચક પણ કાકાસાહેબને નિબંધોને વિવેચતાં એ જ આદરથી સ્મરે છે -

'એક દિવસ કાકાસાહેબનું પ્રાસાદિક ગદ્ય માણ્યું ત્યારે લાગ્યું કે આવું રમણીય અને કાવ્યમય ગદ્ય આપણને ફરી મળશે કે નહિ ?! પણ સુરેશ જોષી અપૂર્વ ગદ્ય લઈને આવ્યા અને ટાગોરના અનવદ્ય ગદ્યનો ગુજરાતી નિબંધ-સાહિત્યને સ્પર્શ થયો.

ત્યાં તો ડૉ યશવંત ત્રિવેદી 'આવું કે દક્ષિણના પવનમાં ?' અને 'અનામ આકાશ'ના નિબંધોમાં વળી રંગોની ઝંખના તથા પુષ્પરજથી કાલવેલું સુવર્ણરસિત ગદ્ય લઈને આવ્યા ! અને ગુજરાતી ગદ્યને વસંતના ઉલ્લાસ તથા વર્ષાની ભીનાશનો એકસાથે અનુભવ થયો !' (શ્રી ચંદુલાલ સેલારકા)

સંસ્કૃત-અંગ્રેજી સાહિત્યનો પ્રગાઢ પરિચય, પ્રકૃતિપ્રેમ, આધ્યાત્મિકતા, સંવેદનાની નૂતન અભિવ્યક્તિ અને જિંદગીના નિરાળા રંગોની કલાત્મક છટાનો આવિર્ભાવ ડૉ. યશવંત ત્રિવેદીના નિબંધોને કલાત્મક અને સુવર્ણરંગી સ્વરૂપ અર્પે છે. એ વાંચ્યા પછી શિવેતરક્ષતિ ન થાય તો કહેવું ! વિચારોની પ્રૌઢિ અને એમના વ્યક્તિત્વની સમૃદ્ધિને લીધે નિબંધો જીવનનું રહસ્ય છતું કરે છે ! આપણા સાહિત્યમાં અનન્ય નિબંધ-સર્જક તરીકે પ્રસ્થાપિત થઈ ચૂકેલા ડૉ. ત્રિવેદીના ઋજુ અને સંવેદનશીલ હૃદયના ધબકાર સમા આ નિબંધો એની અનવદ્ય પારદર્શકતાથી વિશ્વ સમક્ષ પ્રેમ અને નિર્દોષતાનું દર્પણ ધરતા રહેશે. ❑


## 'ઉદ્દેશ' માસિક અંગેનું માહિતીપત્રક

[ફોર્મ-૪ (નિયમ આઠ મુજબ)]

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રકાશન-સ્થળ | : | અમદાવાદ |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : | માસિક |
| ૩-૪. | મુદ્રક | : | રમણલાલ જોશી |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯ |
| ૫. | તંત્રી | : | રમણલાલ જોશી |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯ |
| ૬. | માલિકનું નામ/સરનામું | : | ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯ |

હું રમણલાલ જોશી, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

તા. ૮-૩-૨૦૦૫ **રમણલાલ જોશી**

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

તાજેતરમાં 'શબ્દસૃષ્ટિ' દીપોત્સવી વિશેષાંક-૨૦૦૪ 'કાવ્યાસ્વાદ'નો છે. એમાં વિવેચનની પરિભાષાનો ઉપયોગ ન કરવાની જિકર છે. વર્ષો પહેલાં મેં 'મધ્યમાલા'માં સંરચનાવાદને લોકસમુદાય માટે સુગમ કરેલો.' તો 'રચનાવલી'માં સરેરાશ વાચક માટે મેં વિવેચનનો ભાર હળવો કરેલો. વિવેચનનાં આ બધાં વૈકલ્પિક સ્વરૂપો છે.

આવા જ એક વૈકલ્પિક સ્વરૂપની તરફેણ કરતી નારીવાદી જેન ટોમ્પકિન્સ.(Jane Tompkins) ખાસ ધ્યાન ખેંચે છે. ક્લિન્થ બ્રૂક્સ અને વિલ્યમ વિમ્સેટ જેવા પ્રાધ્યાપકોની બોલબાલા હતી એવી યેલ યુનિવર્સિટીથી જેનનું સંશોધનકાર્ય શરૂ થાય છે ખરું, પણ 'કૃતિની નિકટતમ રહો' (stay close to the text)ની મળેલી સલાહથી ઉફરાટે જઈ એણે પછીથી કૃતિ કરતાં પોતાની જાત તરફ નિકટતમ જવાનું પસંદ કર્યું છે.

એક બાજુ અમેરિકી 'નવ્ય વિવેચન'ના આંદોલને સર્જેલું પ્રતિવ્યક્તિવાદી (antipersonal) વલણ હતું, તો બીજી બાજુ રોલાં બાર્થ તેમજ તોદોરોવ જેવાના પ્રયત્નો સાહિત્યના વિવેચનને માનવતાવાદી અભિગમના ક્ષેત્રને બદલે માનવવિજ્ઞાનોના ક્ષેત્રમાં ખેંચી ગયા હતા. એમણે તત્ત્વવિચાર, ભાષાવિજ્ઞાન ને સંરચનાવાદી નૃવંશવિજ્ઞાન જેવાં સમાજવિજ્ઞાનોમાં અખત્યાર થતી બિનંગત શૈલી અને શાસ્ત્રીય પરિભાષાને અપનાવેલી. પછી તો અન્ય સિદ્ધાન્તકારો દ્વારા સિદ્ધાન્તોનો ઘટાટોપ રચાયો. તટસ્થ જટિલતાના સિદ્ધાન્તમાર્ગોએ ભાષા, ભાષાબંધ વ્યવસ્થાતંત્ર, નેટવર્ક – વગેરેનો બિનંગત દુઃસ્તર પ્રદેશ ઊભો કર્યો.

આ પરિસ્થિતિની વચ્ચે કેટલાક વિવેચકો સિદ્ધાન્તોની ભાષાથી હટીને આત્મકથા અને સંસ્મરણો બહાર પાડે છે. આની નાન્દી જેન ટોમ્પકિન્સના 'હું ને મારો પડછાયો' (Me and my shadow) નામક ગ્રંથમાં જોવાય છે.

જેન ટોમ્પકિન્સે વિવેચનલેખનનો બીજો વિકલ્પ સ્વીકાર્યો. એણે પોતાની લાગણી અને ભાવજગતના ભોગે પહેલાં સિદ્ધાન્તવાદી વિવેચન કરેલું; અને એને વ્યાવસાયિક સફળતા પણ મળેલી. પણ એણે વ્યાવસાયિક સામયિકોમાં લખવા માટે એક અને ડાયરી લખવા માટે બીજી – એમ બે ભિન્ન ભિન્ન શૈલીઓ ઉપયોગમાં લીધેલી. છેવટે 'હું ને મારો પડછાયો'માં એણે આ બંને શૈલીઓને સંયોજિત કરી. સિદ્ધાન્તકેન્દ્રી વિવેચન અંગે એને એવી પ્રતીતિ થાય છે કે મેં જે કર્યું છે તે કરવા માટે મારે 'પુરુષ' થવું પડ્યું છે. જેનની આ નારીવાદી પ્રતીતિ હતી. આ સાથે જ જેન સાહિત્યપ્રણાલીમાં લાગણીના મૂલ્યને આગળ ધરે છે. અને આરોપ મૂકે છે કે પુરુષસત્તાક પૂર્વગ્રહને કારણે લાગણીનું મૂલ્ય બાદ થઈ ગયું છે. જેન લાગણીને આધારે પિતૃભાષા અને માતૃભાષાનો ભેદ કરે છે. પિતૃભાષા માત્ર તર્ક નથી કરતી પણ વ્યક્તિ અને વસ્તુ વચ્ચે એક અંતર ઊભું કરે છે, એક ખાઈ રચે છે. પ્રયોગશાળાઓ, સરકારી દફ્તરો અને વેપારી પેઢીઓમાં આ જ ભાષા બોલાય છે. પિતૃભાષા અધિકારની ભાષા છે. એકમાર્ગી છે, એને કોઈ પ્રત્યુતરની અપેક્ષા નથી. તો લેખિત કે ઉચ્ચરિત માતૃભાષા પ્રત્યુત્તરની અપેક્ષા રાખે છે. એ સંવાદ રચે છે. માતૃભાષા માત્ર પ્રત્યાયન નથી, સંબંધ છે. એ જોડે છે. એનું બળ જુદા કરવામાં નહીં પણ ભેગા કરવામાં છે.

પિતૃભાષા અને માતૃભાષાના આ ભેદ સાથે જેન સિદ્ધાન્તવિવેચનોને લાગણીહીન જણાવે છે તેમ પ્રતિસ્પર્ધા તેમજ આક્રમકતાનાં પુરુષસ્વરૂપો તરીકે ઓળખાવે છે. જેના વિવેચનલેખનોમાં અંગતતાને